## આ લેખના તૈયાર ગ્રંથો.

| | | | |
|---|---|---|---|
| ( ૧ ) | સતીમંડળ ભા ૧ લો . | કિ રૂા | ૨–૮–૦ |
| ( ૨ ) | સતીમંડળ ભા ૨ જો .. .. | ,, ,, | ૨–૮–૦ |
| ( ૩ ) | ચરિત્રચંદ્રિકા ભા ૧ લો .. ... | ,, ,, | ૨–૮–૦ |
| ( ૪ ) | શ્રીમાળપુરાણ . ... ... | ,, ,, | ૨–૦–૦ |
| ( ૫ ) | કન્યાવિક્રય નિષેધ દર્શક .. .. | ,, ,, | ૦–૪–૦ |

## થોડા વખતમાં બહાર પડનારા ગ્રંથો.

| | | | અગાઉથી ગ્રાહક થનારને | પાછળથી |
|---|---|---|---|---|
| ( ૬ ) | સ્ત્રીઓનું કર્તવ્ય. | કિ. રૂા | ૧–૪–૦ | ૧–૧૨–૦ |
| ( ૭ ) | વીરમહિલા. | ,, ,, | ૧–૪–૦ ... | ૨–૦–૦ |
| ( ૮ ) | સતીસમાજ. | ,, ,, | ૧–૪–૦ | ૨–૦–૦ |
| ( ૯ ) | જ્ઞાનદીપક | ,, ,, | ૧–૮–૦ ... | ૨–૦–૦ |
| ( ૧૦ ) | પશુવિદ્યા. | ,, ,, | ૧–૮–૦ | ૨–૦–૦ |

☞ ઉપરનાં પુસ્તકો વગેરેની જાહેર ખબર પૃષ્ટ ૪૫૬ થી વાંચો ?

# આ લેખકના ગ્રંથો નીચે ઠેકાણે મળશે.

મુંબઈ—એન. એમ ત્રિપાઠી એન્ડ કુ બુકસેલર્સ. ઠે કાલબાદેવી રોડ
,, પંડિત જેઠારામ મુકુંદજી. બુકસેલર્સ ઠે કાલબાદેવી રોડ
,, પંડિત નારાયણ મૂળજી—બુકસેલર્સ ઠે કાલબાદેવી રોડ
,, ઠા વશનજી પરમાણંદ—બુકસેલર્સ ઠે કાલબાદેવી રોડ
,, પી—ડી પંડિત એન્ડ કુ બુકસેલર્સ ઠે કાલબાદેવી રોડ
,, દી લક્ષ્મીદાસની કુ ઠે. કોટ. પારસી ગલી.

અમદાવાદ—કર્તા પાસે ઠે ખાડીયા ગેટ પાસે—લાખીયાની પોળ.
,, મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર્સ ઠે ત્રણ દરવાજા પાસે.
,, જીવણલાલ અમરશી મેતા ઠે. પીરમસાના રોજા પાસે
,, રણછોડલાલ મોતીલાલ બુકસેલર ઠે લક્ષ્મીવિલાસ હોટલ પાસે.
,, લક્ષ્મણલાલ મોતીલાલ બુકસેલર, ઠે રીચીરોડ—પુલ
,, નારણદાસ મોતીલાલ બુકસેલર ઠે લક્ષ્મીવિલાસ હોટલ પાસે
,, ઝવેરભાઈ ઉમેદભાઈ—બુકસેલર. ઠે રીચીરોડ બાલા હનુમાન પાસે
,, નંદલાલ ચુનીલાલ બુકસેલર્સ ઠે રીચીરોડ—પાડા પોળ પાસે
,, સાકરલાલ બુલાખીદાસ બુકસેલર ઠે રીચીરોડ—બાલા હનુમાન

સુરત—કરશનદાસ નારણદાસ બુકસેલર ઠે બજારમા

વડોદરા—શા મોહનલાલ મનસુખરામ બુકસેલર ઠે. લેહેરીપુરા

રાજકોટ—લક્ષ્મીચંદ ઉત્તમચંદની કુ બુકસેલર ઠે. પરામા,
,, ઠા બેચર મેઘજી બુકસેલર ઠે પરામા

ભાવનગર—કુંવરજી ભીખાભાઇ બુકસેલર ઠે બજારમા
,, અબ્દુલહુશેન આદમજી—બુકસેલર. ઠે. બજારમા.

જામનગર—ઠા હેમરાજ જાદવજી બુકસેલર ઠે. બજારમા

આ સિવાય દેશાવરના પ્રસિદ્ધ બુકસેલરોને ત્યા મળશે.

મુંબઈ ઈલાકાના સરકારી કેળવણી ખાતાએ સ્કૂલોમાં
ઈનામ તથા લાઈબ્રેરી માટે મંજુર કર્યુ છે.

ગૃહ-સંસારનું રત્ન-મનની દવાને-આત્માની પુષ્ટી.

# સતીમંડળ

અને

## સ્ત્રીપુરૂષનાધર્મ.

ભાગ. ૨ જો.

( સુધારા વધારાસાથે )

આવૃત્તિ—ત્રીજી.


લેખક અને પ્રકાશક.

**કેશવલાલ વિશ્વનાથ ત્રિવેદી.**

સતીમંડળ ભાગ. ૧-૨, ચરિત્રચંદ્રિકા, સ્ત્રીઓનુ કર્તવ્ય,
કન્યાવિક્રય નિષેધ દર્શક, વગેરેના કર્ત્તા
અમદાવાદ—ઠે. ખાડીયા-લાખીયાની પોળ


સતીમંડળ ભૂમંડળે, પ્રકાશિ ચારે પાસ;
સુબોધ આપી કુબોધને, ક્ષણમાં કરશે નાશ.


સંવત. ૧૯૭૦ પ્રત ૧૦૦૦. ઇ સ ૧૯૧૪

કીંમત. રૂ. ૨-૮-૦.

પ્રકાશક.
કેશવલાલ વિશ્વનાથ ત્રિવેદી.—ધોળકાવાસી.
ઠે ખાડીયા—લાખીયાની પોળ—અમદાવાદ.

શ્રી 'સત્યવિજય' પ્રિન્ટીંગ પ્રેસમાં
શા સાંકળચંદ હરિલાલે છાપ્યુ—નવા દરવાજા
અમદાવાદ.

# स्त्री–धर्मनीति.

१– पतिर्हि देवो नारीणां पतिर्बन्धुः पतिर्गतिः ।
पत्युर्गति समा नास्ति दैवतं वा यथा पतिः ॥

"પતિજ સ્ત્રીઓના દેવ, સખા અને ઉત્તમ ગતિ ગણાય છે.
સ્ત્રીઓને પતિના જેવો આશ્રય અથવા દૈવત (બીજુ) નથી."

૨– "સ્ત્રીનુ સર્વ સૌભાગ્ય અને પરમતત્વ પતિમાં છે"

३– न सा स्त्रीत्यभिमंतव्या यस्या भर्ता न तुष्यति ॥
तुष्टे भर्तरि नारीणां तुष्टःस्यात्परमेश्वरः ॥

"જે સ્ત્રીવડે પતિ સતોષ પામતો નથી, તેને સ્ત્રી માનવી નહિ.
સ્ત્રીઓને પતિ પ્રસન્ન થયે પરમેશ્વર પ્રસન્ન થાય છે."

( શાંતિપર્વ )

૪– "તન મન વચને કર્મે, વહેવુ વ્હેનિ નિત્ય ગ્રહી નીતિ,
પ્રતિવ્રત પ્રેમે પાળી, પતિસહ જાવુ આ જગને જીતી.
પ્રમાદ સત્વર ટાળી, ખાલી મનનો વિષય પ્રતિનો પ્રેમ;
શરણુ પ્રભુનું સ્હાવુ, પ્રાણાંતે પણ ના તજવો એ નેમ"

# सुखी—कुटुम्ब.

રાજ્યમાં જેમ રાજાને મંત્રી–કાર્ય ચલાવવાને પ્રવિણ અધ્યક્ષ હોય છે–તેમજ અહી કુટુંબના વડાની મંત્રી જેવી–તે તિવ્ર સુબુદ્ધિશાળી પત્ની–રાણીનેજ આ માન ઘટે છે–વડીલ વૃદ્ધ સ્ત્રી–ગૃહરાણી–ગૃહિણી પોતે તે કાર્ય બજાવે છે–ગૃહિણી ઘરના સર્વને માટે યોગ્યતાપૂર્વક એક સરખા નિયમો નીચે પ્રમાણે ઘડી કહાડી તે દ્વારપર જાહેર ચોડે છે,—



## नियमो.

**( पवित्र—शिक्षावचन )**

૧ વડીલને માન આપવું.
૨ પ્રભુનુ સ્મરણ કરવુ.
૩ ગુરૂની ભક્તિ કરવી.
૪ પરોણાનો સત્કાર કરવો.
૫ ગરીબને દાન દેવું
૬ આશ્રિતો તરફ દયા રાખવી
૭ ફરજ બજાવવામાં ચોકસ રહેવુ
૮ વૃદ્ધ, માંદા, અને બાળકોને મદદ કરવી
૯ નિત્ય કર્મ ભૂલવુ નહિ
૧૦ પાપનો પશ્ચાતાપ કરવો.
૧૧ મન, વાણી અને ક્રિયા સર્વદા પવિત્ર રાખવાં.
૧૨ ઐહિક અને પારલૌકિક સુખ માટે કાળજી રાખવી.

| | |
|---|---|
| ૧૩ અંતઃકરણમાં દુષ્ટ વાસના-ઓનો પ્રવેશ થવા દેવો નહિ | ૧૮ ભૂલની નોંધ કરવી. |
| ૧૪ પોતાના ધર્મની પવિત્રતા હમેશા ઉજવળ રાખવી. | ૧૯ નમ્ર રહેવું. |
| ૧૫ નાના મોટા તમામ કૃત્યોમાં વિવેકથી વર્ત્તી-પોતાનું મન નિર્મળ અને પવિત્ર રાખવું | ૨૦ માફ઼ માગવી અને આપવી. |
| ૧૬ ઘરના સર્વ કાર્યો ઇશ્વરનું સ્મરણ કરી કરવા | ૨૧ અવાજ ન કરવો. |
| ૧૭ દ્રવ્યનો હિસાબ રાખવો | ૨૨ તિરસ્કાર ન કરવો. |
| | ૨૩ ભલું કરવું |
| | ૨૪ ચાડી ન કરવી. |
| | ૨૫ આળસુ ન રહેવું |
| | ૨૬ સ્વચ્છતા રાખવી |

આવા પવિત્ર-શિક્ષા વચન ( નિયમો ) ઘરમાં ચોડવાથી તે હરતાં ફરતા દૃષ્ટિએ પડે છે અને એ પ્રમાણે વર્ત્તવા લક્ષ ખેંચે છે લક્ષ ખેંચાતા-તે પ્રમાણે વર્ત્તવાથી કુટુંબ સર્વ પ્રકારે સુખી થાય છે અને તે ગૃહિણી એક દેવી તુલ્ય પુજ્ય ગણાય છે.

# पवित्रगृह—मंदिर.

## अथर्व वेदनां—पवित्र वचनो.

( ૧ )—"એક હૃદયથી અને મનથી હળી મળીને રહેવું કોઇએ કોઈનો દ્વેષ કરવો નહિ—હમણાજ જન્મેલું વાછરડું જોઈને જેમ ગાયને આનંદ થાય છે, તે પ્રમાણે તમે એક બીજા ઉપર પ્રેમ કરો—પુત્રે પિતાની આજ્ઞા પાળવી—અને માતાની સાથે એક મનથી વર્ત્તવું—પત્નીએ પતિની સાથે ઐકયતાથી રહેવું—અને તેની સાથે સર્વકાળ મધુર વાણીથી બોલવું—ભાઇ બ્હેનો વચ્ચે કોઈપણ પ્રકારનો દ્વેષભાવ હોવો ન જોઈએ આ પ્રકારે મધુર ભાષણ કરી એક બીજાના ઐકયનું રક્ષણ કરવું—કલ્યાણ ઇચ્છવું"

( ૨ )—"જે ઘર સ્વચ્છ, નિર્મળ, સુનિયંત્રિત, ધર્મપરાયણ હોય છે, તે સ્થળે સાક્ષાત્ લક્ષ્મીનો વાસો હોય છે—એવા ઘરમાં દરેક પ્રકારની સમૃદ્ધિ, આનંદ, શાંતિ અને પરમાત્માની કૃપા હમેશા પ્રાપ્ત રહે છે—ત્યાં વસનારા પુરૂષો, સ્ત્રીઓ, છોકરા, નોકર ચાકર, ઢોરઢાખર વગેરે સર્વદા સુખી હોય છે—આવા મંગળમય પવિત્ર ગૃહ—મંદિરમાં રહેનારા સ્ત્રી પુરૂષોને ધન્ય છે."

# સ્ત્રીનો—દૈવીપ્રભાવ.

૧.—" શાન્તસ્વભાવની સ્ત્રીની સંગતિથી આનંદ પ્રાપ્ત થાય છે—તેના પ્રભાવથી આત્માની સૂઇ રહેલી શક્તિઓ જાગી ઉઠે છે—ચિત્ત પુણ્ય વૃત્તિઓથી ભરપૂર થાય છે—તેની સહાયતાથી સિદ્ધિની આશા પ્રબળ થાય છે—મહા સત્ત્વતા અને અમુલ્ય વીર્યતા હૃદયમાં ભરાય છે—તેના ન્યાય અને ડહાપણથી માનસિક, વાચિક અને શારીરિક કર્તવ્યની તુલના થાય છે—પ્યાર અને સ્નેહથી દુર્ગુણો દૂર કરે છે—તે પોતાના મંત્ર કથનથી હૃદયને જાગૃત કરે છે અને પોતાની સહૃદયતા અને ઉદારતા હૃદયમાં પ્રવિષ્ટ કરી—પ્રત્યેક પુણ્ય કાર્ય માટે તત્પર કરી દે છે. એવા સંબંધથી પુણ્ય અને સાધુ શીળતા ફળે છે, ફૂલે છે—અને પાપની ઇચ્છા જડ મૂળથી કપાઈ જાય છે.—"



૨—" સુંદર અને પતિવ્રતા સ્ત્રી ઇશ્વરની સૃષ્ટિનું અત્યુત્તમ ઉદાહરણ અને દેવતાઓની શોભા છે "

૩—" ઇશ્વરે સ્ત્રીની અંદર એવા ઉત્તમ ગુણો ભર્યા છે કે જેના બળવડે તુચ્છ મનુષ્ય પણ દેવતાઓની બરોબરી કરી શકે છે "

૪—" સ્ત્રી સૌન્દર્યતાથી શોભે છે અને લજ્જાથી દેવી બને છે "

૫—" સ્ત્રીના નેત્રમાં ઇશ્વરે દીપક રાખેલ છે. જેના પ્રકાશથી ભૂલ્યો ભટકયો પુરૂષ સ્વર્ગનો માર્ગ દેખે છે. "

૬—" સ્ત્રી એ લક્ષ્મી છે તે સદૈવ બીજાનાં સુખનાં સાધનો માટે લાગી રહે છે. સૃષ્ટિમાં એવું કોઇ સ્થાન નહિ હોય કે જયાં તે કરૂણા અને પ્રેમ પ્રકાશિત કરતી નહિ હોય "

૭—" લજ્જા યુક્ત યુવતીથી નિર્ધનમાં નિર્ધન ઘર પણ સ્વર્ગ તુલ્ય બને છે."

૮—" ભક્તિ અને શુદ્ધાચારથી સ્ત્રીનું બળ ઘણું વધે છે તેનું સૌન્દર્ય અને સત્યતા એ તેની એક અદ્ભુત શક્તિ છે "

૯—" જગતમાં સ્ત્રીના બીજા કોઈ પણ ગુણની જેટલી પ્રશંસા થતી નથી તેટલી તેના સતીત્વની થાય છે "

૧૦—" સ્ત્રીના સૌન્દર્ય અને સતીત્વનો પ્રતાપ એવો છે કે—જેવી રીતે ઉજ્વળ પ્રકાશમાં કોઈ ઉત્તમ મૂર્તિ શોભી નીકળે—તેવી રીતે તે શોભિ નીકળે છે."

૧૧—" સ્ત્રી એ સાધારણ વાતોમાં તો તે કેવળ મર્ત્ય લોકની સ્ત્રી છે, પરંતુ જયારે જીંદગીમાં મ્હોટા મ્હોટા કઠિન કાર્યો આવી પડે છે, ત્યારે તેનામાં કોઈ પ્રકારે દૈવી શક્તિ આવી જાય છે.—ઇત્યાદિ ગુણ પ્રભાવથી સ્ત્રી ખરેખર સંસારની દેવી છે."

# પ્રસ્તાવના.

## ( ત્રીજી–આવૃત્તિની. )

આર્ય સન્નારીઓને સદ્ગુણ સંપાદન કરાવે, અને તેમની ઉન્નતિ થાય, તેવા સિદ્ધાંતો પૂરનારી પ્રાચીન અર્વાચીન સુદૃષ્ટાંત રૂપ સતી સ્ત્રીઓનાં પવિત્ર ચરિત્રો અને ગૃહ–સંસારોપયોગી ઉત્તમ વિષયોવાળાં પુસ્તકો તેમના હાથમાં નિર્ભયપણે મૂકી શકાય, તેવા હોવાની ઘણી જરૂર છે, પરંતુ હાલ તેવા પુસ્તકોની ઘણીજ ન્યૂનતા છે તે ન્યૂનતા કેટલેક અંશે પૂર્ણ કરવાને મારા તરફથી **'સતીમંડળ અને સ્ત્રીપુરૂષનાધર્મ. ભા. ૧ લો " સાતમી–આવૃત્તિ** અને આ પુસ્તકની **ત્રીજી–આવૃત્તિ** ઘણા સુધારાવધારા સાથે બહાર પાડી છે આ પુસ્તકો ફેલાવવામાં કર્ત્તા કેટલેક અંશે વિજય નિવડેલ છે, તે આ પરથી સિદ્ધ થશે

આવા સ્ત્રીઉપયોગી પુસ્તકો વાંચી તેનું શિક્ષણ લેવા ઉપર પ્રજાનો કેટલો પ્રેમ છે અને તેનો સત્કાર કરવામાં તે સદા કેવી તત્પર છે, તે સર્વની ખાત્રી થતાં મુંબઇ ઈલાકાના સરકારી કેળવણી ખાતાએ વાચનમાળાની નવી સીરિઝમાં કેટલીક સતી સ્ત્રીઓના ચરિત્રો દાખલ કર્યા છે અને કેટલાક વિષયો કન્યાશાળાઓમાં શીખવવામાં આવે છે, એટલું જ નહિ પરંતુ આ પુસ્તકો હિંદ અને હિંદની બહારના દેશોમાં–ગુજરાતી ભાષા જાણનારી પ્રજામાં ફેલાતાં, હિંદની બીજી ભાષાઓ હિંદી, બંગાલી અને મરેઠી વગેરે જાણનારાઓના જાણવામાં આવતાં–તેઓએ પણ આ પુસ્તકોનું અનુકરણ કરેલું જોવામાં આવે છે, કેમકે જે કેટલાક ચરિત્રોના મૂળ નામની સાથે મારા તરફથી કલ્પિત નામ લખેલા છે, તેજનામોનાચરિત્રો તેઓએ પણ આ પુસ્તકો ઉપરથી લીધેલા જણાય છે તેમજ ગુજરાતી ભાષામાં તેની હરિફાઈમાં કેટલાક ચરિત્રો વગેરેના પુસ્તકો બહાર પડયા છે, વગેરેથી આ પુસ્તકોની ફતેહ સાબિત થશે

આ પુસ્તકની ઉત્તમતા સિદ્ધ થવાથી તે ઘણા કુટુંબોમાં પ્રેમથી વચાય છે, કેટલેક સ્થળે કન્યાદાનમાં અને પુત્રીઓને સાસરે વળાવતાં વસ્ત્રાલંકારની સાથે ભેટ તરીકે આપે છે સિવાય વનિતાવિશ્રામ, શ્રાવિકાશાળા, સનાતનધર્મ નીતિની શાળાઓમાં અને સનાતન ધર્મ નીતિની લેવાતી પરીક્ષામાં ટેક્ષબુક તરીકે અભ્યાસમાં ચાલે છે, **મુંબઈ ઈલાકાના સરકારી કેળવણી ખાતાએ** ઈનામ તથા લાઇબ્રેરી માટે તા ૬–૧૧–૧૯૦૯ ના હુ ન ૮૩૪૭ થી મંજુર કરી–તેની ઉત્તમતા અને ઉપયોગીપણાનો સ્વિકાર કર્યો છે. આ સર્વ પરથી જણાશે કે પ્રગટ કર્ત્તા કેટલેક અંશે પ્રજાસેવા બજાવવામાં ભાગ્યશાળી થયો છે

પ્રાચીનકાળમાં ભારતવર્ષની અંદર જે મહાન્ પવિત્ર–દૈવી સતી સ્ત્રીઓ થઇ ગયેલી છે, તેમના પવિત્ર સદ્ગુણો આ દેશની સ્ત્રીઓ અને પુત્રીઓના કોમળ હૃદયમાં સચોટ જામો અને પ્રાચીન સુખદાયી સ્થિતિભોગવો, એવી મારી પ્રભુપત્યે પ્રાર્થના છે.

શ્રાવણશુદ–પૂર્ણિમા–સં–૧૯૭૦ }
ઈ. સ. ૧૯૧૪–અગષ્ટ. }

કર્ત્તા.
**કેશવલાલ વિશ્વનાથ ત્રિવેદી.**

# અનુક્રમણિકા.

## પ્રથમ-દર્શન

# સતીમંડળ અને સ્ત્રી પુરૂષના ધર્મ.

## ભાગ. ૧-૨.

આ પુસ્તકો **મુંબઈ ઈલાકાના સરકારી** કેળવણી ખાતાએ અને **ગાયકવાડ સરકારના** કેળવણીખાતાએ ઈનામ તથા લાયબ્રેરી માટે મજુર કર્યા છે **ગુ. વ. સોસાઇટીએ,** અને ગુજરાતના **સાક્ષરમંડળે** ઉત્તમ સો પુસ્તકોમા ગણના કરી છે વગેરેથી તેમજ નીચેના સર્ટિફીકેટો વાંચવાથી આ ગ્રથોની ઉત્તમતા વિષેની ખાત્રી થશે.

## સર્ટિફીકેટ.

**રાવસાહેબ: ગણપતરામ અનુપરામ કાઠિયાવાડ ટ્રેનિંગ કૉલેજના માજી પ્રિન્સિપાલ સાહેબ અને "જાતમહેન" વિગેરે ગ્રંથોના કર્તા—**

"તમારૂ પુસ્તક આવ્યુ તે વાચ્યુ, સ્ત્રીઓને ઘણુ ઉપયોગી છે, તેથી મે મારી સ્ત્રીને આપ્યુ તેણે વાચી એ વિષે મને ઘણો સતોષ બતાવ્યો તમારા પુસ્તકનો ઉદ્દેષ ઘણો ઉચ્ચ છે દેશાભિમાન અને પરમાર્થ બુદ્ધિયુક્ત છે તમે આર્ય ગૃહસસારને પવિત્ર અને પ્રેમી કરવાનો વિષય હાથમાં લીધો છે અને તેથી આર્ય જનમડલ ઉપર તે ખરેખરો ઉપકાર કર્યો છે.

આપણી ગુર્જર ભાષામાં મૂળ પુસ્તક ભડારજ બીજી ભાષાઓને મુકાબલે થોડો છે, તેમાં સ્ત્રી ઉપયોગી ગ્રથો તો બહુજ થોડા છે એવા સમયમા તમે તમારો ગ્રથ પ્રગટ કરીને ગુર્જર ભાષાની એક સારી સેવા બજાવી છે અને આપણા સ્ત્રી વર્ગના હાથમાં એક અમૂલ્ય રત્ન આપ્યુ છે.

તમે તમારા ગ્રથમા આદિથી અત સુધી એવી સાદી અને સરલ અસરકારક ભાષા શૈલી રાખી છે કે જેમને માટે તમે તમારૂ પુસ્તક ધર્યું છે તેઓ તેમનો મન માનતો લાભ લેશે એમાં શક નથી.

તમે તમારૂ પુસ્તક અમદાવાદની બુક કમિટીને જરૂર મોકલજો. મને આશા છે કે-ઇનામને લાઈબ્રેરી માટે મજુર થશે, એટલુજ નહિ પણ કન્યાશાળામાં એક વાંચન પુસ્તક તરીકે દાખલ થશે એમ મને આશા છે.

આ પુસ્તકની તમામ નકલો તરત ખપી ગઈ છે તે જાણી મને સતોષ થયો છે, પણ નવાઇ લાગી નથી, કારણ કે એ પુસ્તક ઝટ ઉપડી જાય એવી બાબતોથી

ભરપૂર છે. આ પુસ્તકની હુ ફતેહ ઇચ્છુછુ એ ગ્રથની ખપત અને ફેલાવો જેમ બહોળે હાથે ઘટે તેમજ થયેલ છે ”

**રાવબહાદુર ગોપાલજી સુરભાઈ દેશાઈ, બોમ્બે યુનિવરસિટીના ફેલો અને કાઠિયાવાડ ઈલાકાના મા. એજ્યુકેશનલ ઈન્સ્પેકટર સાહેબ**–“ સતીમડળ એ પુસ્તક વાંચતા અત્યત આનદ થયો છે. સતીમડળ અને સ્ત્રી પુરૂષના ધર્મ, એ પુસ્તકને જે નામ આપ્યુ છે તે યથાર્થ છે એ પુસ્તકો બાળ, વૃદ્ધ, સ્ત્રી અને પુરૂષ એ સર્વને વાચવા યોગ્યછે એ વાંચવાથી તેમના મન ઉપર ઉમદી અસર થશે અને તે પોતાના સસાર વ્યવહારના કામમા ઘણીજ ઉપયોગી થઈ પડશે, એમા કશો શક નથી. ગુજરાતી ભાષામા એવા પુસ્તકોની ખરેખરી જરૂરછે એ પુસ્તકોમા પ્રાચીન કાળની ખરેખરી દૈવી સતીઓની સાથે અર્વાચીનકાળની પણ કેટલીક સતીઓના ચરિત્રો આપ્યા છે, વળી તેમા સ્ત્રી પુરૂષના પરસ્પના ધર્મનુ સારૂ વર્ણન કરેલુ છે અને બીજા વ્યવહારમા કામ આવે તેવા સારા ઉપયોગી વિષયો પણ સમાવેલા છે એ બધુ જોતા એ પુસ્તકો ખરેખરા કીમતી બન્યા છે. કર્ત્તાએ સારો શ્રમ લીધેલો જણાય છે. એવા પુસ્તકો દરેક કુટુબમા રાખવાં જોઇએ એની જે કીમત રાખીછે તે એ ગ્રંથનુ કદ વગેરે જોતા વધારે નથી.”

**કવિ દલપતરામ ડાહ્યાભાઈ. સી. આઈ. ઈ.**—“સતીમડળ અને સ્ત્રી પુરૂષનાધર્મ–એ પુસ્તક વાચતા અત્યત આનદ થયો છે. આપે એ કામમા ઘણોજ શ્રમ લીધેલો જણાય છે. આ પુસ્તક સ્ત્રીઓને ઘણુજ ઉપયોગી છે. સદ્‌ગૃહસ્થોને આ પુસ્તક ઘરમા વાચવાને રાખવા લાયક છે સતીઓના ચરિત્ર અને સતીઓના ધર્મ તેમા સારી રીતે લખેલા છે માટે સ્ત્રીઓને જરૂર વાચવા જેવુ એ પુસ્તક છે કન્યાશાળાઓમા ઇનામ આપવા લાયક છે. પુરૂષોને પણ વાચીને વિચારવા લાયક તથા તે પ્રમાણે વર્તવા લાયક છે ગુજરાતી ભાષામા આવા પુસ્તકોની ખોટ હતી, તે આપે પુરી કરી છે ”

**કાઠિયાવાડ ટાઇમ્સ**—“સતીમડળ અને સ્ત્રી પુરૂષનાધર્મ–એમા પ્રાચીન–કાળની ભારતભૂમીની સદ્‌ગુણી સ્ત્રીઓના જીવન ચરિત્રોછે–તથા સ્ત્રીઓને ગૃહસસારોપયોગી અપૂર્વ સગ્રહ છે અર્વાચીનકાળના ઘણા લેખકો ભિન્ન ભિન્ન વિષયો સાથ બહાર પડે છે, તથાપિ તેઓમાના થોડાજ લોકોપયોગી વિષયો મેળવવા નશીબવાન થતા હશે. એવા વિષયોની પસદગી કરવામાજ તેઓની શક્તિનીપૂર્ણ સાબિતી મળી આવે છે, જ્યારે ચાલતા સમયમાં સ્ત્રી કેળવણીએ સારો પ્રસાર કરેલો છે, ત્યારે સ્ત્રીઓના હાથમાં તેમની નીતિ સ્થિતિને સારા પાયા પર લાવી મૂકે એવા સહેલાઈથી મૂકવા જેવાં થોડાજ પુસ્તકો મળી આવે છે તેવા પુસ્તકોમાં કર્ત્તાનો આ સગ્રહ સારી પક્તિ ધરાવશે એમ સ્વાભાવિક રીતે ધારી શકાય

છે. સદ્‌ગુણી સ્ત્રી થવા માટે જરૂરીઆતના સઘળા તત્વોનો આ પુસ્તકમા દૃષ્ટાત્ દ્વારાએ સારો સમાવેશ કરેલો છે. વિદ્યા, સ્ત્રી ધર્મ નીતિ, આત્મજ્ઞાન, પતિ અને કુટુબ પ્રત્યે કર્તવ્યકર્મ એ વગેરે પ્રાચીન કાળની સર્વોત્તમ ગણાયેલી સતીઓનાં આભૂષણો અર્વાચીન કાળની સુશીલ માળાઓ અને સ્ત્રીઓને વાસ્તવિક રીતે બોધ કર્તા થઇ પડશે કર્તાએ દરેક જીવન ચરિત્ર બનતી રીતે ટુકામા અને મુદ્દેસર રીતે દાખલ કરેલુ છે. તેથી કરી વાચક વર્ગને ઘણીજ આતુરતામા લાંબા વખત સુધી રાહ જોવી પડતી નથી ભાષા પણ સરળ અને શુદ્ધ છે. આ પુસ્તક અમે દરેક કુટુબમાં વાંચવાની ભલામણ કરીએ છીએ. ”

**ગુજરાતમિત્ર**—“સતીમડલ અને સ્ત્રી પુરૂષનાધર્મ એ નામના ગ્રથમા પ્રાચીન અર્વાચીન ઘણી સતી સ્ત્રીઓના પરાક્રમોનું વર્ણન કર્યું છે, તે બહુજ ઉપયોગીછે. આ ગ્રથના કર્ત્તાએ હિદુ સતીઓનુજ નહિ પણ સાથે મુસલમાન અને ખ્રિસ્તી સતીઓનુ પણ વર્ણન કરી એ ગ્રથ સઘળી કોમના લોકોને ઉપયોગમા આવે એવો કર્યો છે, પાછલા ભાગમાં સ્ત્રી પુરૂષના ધર્મો લખ્યાં છે, તે પણ ગૃહસસારમા બહુજ ઉપયોગના છે. કવિ શામળભટ્ટની બનાવેલી બત્રીશ પુતલીઓ વગેરેની કલ્પિત વાતોના ગપોડા વાચવા કરતા આવા ગ્રથો વાચવાથી સ્ત્રી પુરૂષોને સારો લાભ થઈ શકે, એમા જરા પણ શક નથી એ ગ્રથ દરેક કોમના સ્ત્રી પુરૂષોને વાચવાની અમે ભલામણ કરીએ છીએ ”

**હિંદુસ્તાન**—“સતીમડળ અને સ્ત્રીપુરૂષનાધર્મ એ ગ્રથ સ્ત્રીઓને શિક્ષણ લેવા યોગ્યછે, આ ગ્રથ નિર્ભયપણે સ્ત્રીઓના હાથમા મૂકવા જેવા છે, એટલુજ નહિ પણ ભણેલી તમામ સ્ત્રીઓને એકવાર વાચવાની અને વગર ભણેલી સ્ત્રીઓને સાભળવાની અમે ભલામણ કરીએ છીએ. આવા ગ્રથની ગુજરાતી ભાષામાં ખોટ હતી, તે મી કેશવલાલે પૂરી કરીછે ”

**કવિ ભવાનીશંકર નરસિંહરામ**—“સતીમડળ અને સ્ત્રી પુરૂષના ધર્મ એ નામના ગ્રથો વાચી ઘણોજ પરમાનદ થયો છે. આવા ગ્રથની આપણી ગુજરાતી ભાષામાં આવશ્યકતા હતી, તે આવશ્યકતા આ ગ્રથે પૂર્ણ કરી છે. સતીમડળ એ પતિ ભક્તિ દર્શાવનારી પ્રસિદ્ધ સ્ત્રીઓનુ આપણને દર્શન કરાવે છે. આ ગ્રથ આપણી સ્ત્રીઓને નીતિમાર્ગ ભણી દોરવીને પોતાના પતિની ભક્તિ કરવાનુ શિક્ષણ આપે છે. તે સાથે સ્ત્રીઓને કેટલુક વ્યવહારિક જ્ઞાન મળે તેવા વિષયો દાખલ કરી એ પુસ્તકની ખુબીમા વધારો કર્યો છે. ગૃહ—વ્યવહારનુ આવુ જ્ઞાન આપણી સ્ત્રીઓને ઘણુ ઉપયોગી થઇ પડે એવુ છે હાલમાં આપણી કન્યાશાળાઓમાં જે વાચનના પુસ્તકો ચાલે છે, તેમાના ઘણાં ખરાં તેમને ઉપયોગી વિષયોથી ભરપૂર નથી તેથી જો આવા પુસ્તકો આપણી કન્યાશાળામા ચાલે તો તેમને વ્યવહારમાં ઘણાં ઉપયોગી થયા વિના રહે નહિ કર્ત્તાએ આ-

મા ઘણો શ્રમ લીધેલો છે તેમને એક સારા લેખક તરીકે યશ પામતા જોઇ હું ઘણોજ ખુશી થાઉં છુ આ ગ્રથનો સર્વ કુટુબોને લાભ લેવાની હુ ભલામણ કરૂ છુ."

**કાળીદાસ દેવચંદ બગસરા માસ્તર**—"સતીમડળ એ દરેદ સ્રીના હાથમા આપવા લાયક ઉત્તમ ગ્રથ છે ભાષા ઘણી શુદ્ધ, સરળ અને મધુર છે, વાકય રચના સાદી અને નાના મોટા સર્વને સમજાય એવી છે આર્ય સન્નારીઓને એ પુસ્તક વાચતા અને શ્રવણ કરતા તલ્લીન કરી તેણીઓમાથી પૂર્વનુ ગયેલુ સતીત્વ પુન પ્રાપ્ત કરી દે, તેવાં સતીઓનાં ચરિત્રોના સદ્બોધથી અભિરૂપના પ્રાપ્ત થાય તેવાં એ પુસ્તક છે. આ પુસ્તક કન્યાશાળા અઠવાડીયામાં એકાદ બે કલાક દાખલ થાય તોજ મગ્ન થવા જેવુ છે અને તેમ થાય તોજ પુસ્તકનો હેતુ બર આવે."

**હરિવલ્લવ કૃષ્ણવલ્લવ ઓવરસીયર.દુ.ધી. યુનિયન મિ. લી. મુંબઈ**—"સતીમડળ મે આમોદમા મારા એક મિત્ર પાસે વાચ્યુ. તેમાં સમાએલી બાબતો નીતિથી ભરપૂર છે આ ગ્રંથ ખાસ સ્રી પુરૂષોને વાંચવા જેવો છે આપનો શ્રમ સ્તુતિ પાત્ર છે આવા ઉપયોગી પુસ્તકની ખોટ હતી તે તમોએ પૂરી પાડી છે સસારમા દરેક દપતિને આ પુસ્તક બહુ ઉપયોગી છે, પુસ્તક સર્વ બાબતે પૂર્ણ છે. આવા ધર્મ નીતિથી ભરપૂર ગ્રથને વાંચવા વાંચકવૃદ અધીરા કેમ ન બને ! હુ આશા રાખુછુ કે મને એની બે પ્રત તરત મોકલી આપી વાચનારની જીજ્ઞાશા સપૂર્ણ કરશો "

**રા. રા. દેશાઇ ગુલાબભાઈ ભગવાનજી અલ્લામકર. રંગુન**—"આપના લોક પ્રિય સતીમડળ ગ્રથ મારા વાંચવામા આવ્યા છે આપણા સર્વોત્કૃષ્ટ આર્ય ધર્મને ઉદ્દેશીને સ્રી પુરૂષોને પોતાના પરસ્પરના ધર્મ જાણવાને જે દર્પણ હાથમા મૂકયુ છે તે અનુપમ છે તેમજ વળી હાલમા શાળાઓમાં અપાતી કેળવણી તેમા મુખ્યત્વે કરીને કન્યાશાળામાં બાળકીઓને જે શિક્ષણ આપવામાં આવે છે તેમાં મૂળ હેતુનું વિસર્જન કરી કેટલી નિરૂપયોગી બાબતો ઉપર વધારે ધ્યાન અપાય છે તેથી તેઓનાં કુમળાં મન ઉપર જે અસર થવી જોઇએ તે આધુનિકકાળની કેળવણીની પદ્ધતિથી થતી હોય એમ સભવતુ નથી અને તેટલા માટે "સતીમડળ" જેવા ગ્રથની ન્યૂનતા હતી તે પૂર્ણ થઇ છે.

જો કે એ વિષય ઉપર કેટલાક પુસ્તક પૂર્વે લખાયાં છે, તેમાં કેટલાકમાં ભાષાની પૌઢતાને લીધે, કેટલાકમાં મૂળ વસ્તુ યથાર્થ ન વર્ણવેલ હોવાથી અંગનાઓને જેવી રીતે જોઇએ તેવી રીતે ઉપયોગી થઇ પડયાં નથી; પરંતુ સર્વ પ્રકારે ઉપયોગી થઈ પડે તેવી તમામ બાવતો આ પુસ્તકમાં જોવામાં આવે છે, તે તમારા શ્રમને માટે તમોને ધન્યવાદ ઘટે છે"

**રા. રા. ગંગાધર જગજીવન માસ્તર બોઈદર** –" આપના લોકપ્રિય **સતીમંડળ** તથા **ચરિત્રચંદ્રિકા** વગેરે પુસ્તકોની હકીકત વાચી ધન્યવાદ આપુ છુ કે, આવી સતીઓ અને મહાન્ પુરૂષોનાં જન્મ ચરિત્રો અંધકારમાં પડી રહેલાં તેને આપે પ્રકાશમાં મૂકી દીધાં, એ ઘણુજ લોકોપયોગી કામ થયુ છે, તેની સાથે ગુર્જર પ્રજાને ઘણીજ ઉપકૃત કરી છે આ પુસ્તકોનુ સશોધન કરતાં આપને અપૂર્વ મહેનત તથા ખર્ચ થયો હશે એમા કાઇ શક નથી આ પુસ્તકોની હકીકત જોતા એની જે કીમત રાખી છે તે કઈજ વિસાતમાં નથી. આવા ઉત્તમ પુસ્તકો પ્રગટ કર્યા એ માટે ધન્ય છે આપનામાતપીતાને ! અને ધન્ય છે આપની વિદ્વતાને ! ! આપ કૃપા કરી તે દરેક પુસ્તકની એક એક નકલ મને મોકલાવશો "

**રા. રા. જેઠાલાલ વીશરામજી રંગુન**—" સતીમંડળનું પુસ્તક બહુજ ઉત્તમ, રસિક અને મનને ગમતુ બહાર પડયુ છે, તે વાંચી અત્યત ખુશી થયો છુ પુસ્તકના પ્રમાણમાં તેની કીમત કંઈપણ નથી આપે એ કામમાં ઘણોજ શ્રમ લીધેલો જણાય છે. આ પુસ્તક સ્ત્રી પુરૂષને જીદગી સુધારવાનુ સાધન તેમજ સુમાર્ગે ચલાવવા માટે આવા પુસ્તકોની દુનિઆમાં ખોટ હતી તે આપે પૂરી પાડી છે. પહેલેથી છેલ્લે સુધી સાત આઠવાર વાંચ્યુ, તોપણ તે એવુ તો રસિક તથા બોધક છે કે ફરી ફરીને વાચવાનુ મન થાય છે સર્વ વર્ગના સ્ત્રી પુરૂષોએ આ પુસ્તકનો લાભ લેવા ચૂકવુ નહિ એવી અમારી ખાસ ભલામણ છે "

**રા. રા. પુરૂષોતમ વ્રજલાલ બક્ષી. વડોદરા**—"આપના તરફથી આવેલ સતીમંડળ પુસ્તક વાંચી જોયુ છે એમા આપે જે શ્રમ લીધો છે તે ઘણો જ સ્તુતિ પાત્રછે હાલમા સખ્યાબંધ હેન્ડબીલો બહાર પાડવામાં આવે છે અને તેમાં જ અતિશ્યોક્તિ વપરાય છે, તે દોષથી કેવળ આપનુ હેન્ડબીલ મુક્ત છે, આપે જે જાહેર ખબર પ્રથમ આપેલી છે, તેથી પણ વિશેષ વિષય સમાવી શોભાવ્યો છે, જેમ એક ઘડામા સમુદ્ર ભર્યો હોય, તેમ એ પુસ્તકમા આર્ય તથા અનાર્ય સ્ત્રીઓના એકદર ઇતિહાસિક જ્ઞાન સાથે ધર્મ નીતિ અને પવિત્ર જ્ઞાનથી ભરપૂર સક્ષેપ ચરિત્રો દાખલ કરી આર્ય ભગિનીઓ તથા આર્ય બધુઓના ઉપર ઉપકાર કર્યો છે, એટલુજ નહિ પણ આ લોક તથા પરલોકનું સાધન કરી આપી આપના નામને અમર કર્યુ છે. ગૃહસ્થોએ આ પુસ્તક પોતાના ઘરમા એક અમૂલ્ય રત્નની પેઠે સંગ્રહ કરી રાખી. વખતો વખત ઘરમાં સ્ત્રી,પુત્ર,પુત્રીને શિક્ષણ આપી ઉપયોગ કરવો જોઇએ આ પુસ્તકો વાચી મનન કરવાથી ખરેખર જીદગી સફળ થશે જો આ પુસ્તકો કેળવણી ખાતામાં ફરજીયાત તરીકે શિક્ષણ આપવામાં વપરાય તો આ દેશનુ ભાગ્ય સમજું છું. "

**સૌ. કૃષ્ણાગૌરી એચ. રાવળ, હેડમિસ્ટ્રેસ, લેડીરેંગ્લર્સ સ્કુલ**—સદ્‌ગુણી હેમત કુમારી'ના કર્ત્તા—**લુણાવાડા**—" ઘણા વખતથી આપના અતિ ઉત્તમ પુસ્તક "સતીમડળ" વિષે સાભળ્યુ હતુ તે પુસ્તક હાલ મ્હારા હાથમાં આવ્યું તેથી મને ઘણોજ આનદ ઉપજ્યો છે. ગુજરાતી ભાષામાં સ્ત્રી જાતિને ઉપયોગી થઇ પડે, તેવાં સારા પુસ્તકો ગણ્યા ગાંઠ્યાજ છે, તેવા સમયમાં આપે મ્હોટો શ્રમ લઇ તથા દ્રવ્યનો ખર્ચ કરી ગુર્જર ભામિનિઓના કલ્યાણ અર્થે સતીમડળ વગેરે પુસ્તકો પ્રગટ કરી દેશની જે સેવા બજાવો છો, તેથી આપને મ્હોટો ધન્યવાદ ઘટે છે. આપે મોકલાવેલાં પુસ્તક હું પહેલેથી છેવટ સુધી વાંચી ગઇછું, તેમાં લખેલાં સદ્‌ગુણીને પવિત્ર સતી સ્ત્રીઓનાં ચરિત્રો મને ઘણાંજ રસિક અને સુબોધ જણાયાં છે, આપે એટલા કામથી સતોષ ન પામતાં, સ્ત્રી ઉપયોગી અનેક વિષયો હાથમાં લઇ તેને પુસ્તકના પાછલા ભાગમાં દાખલ કર્યા છે. તેથી પુસ્તકના ઉપયોગીપણામાં ઘણો વધારો થયો છે

આપણા દેશની ઘણી તરૂણ સ્ત્રીઓ વસ્ત્રાલકારથી પોતાનું શરીર શણગારવા આતુર દેખાય છે, પણ તેઓ સતીમડળ જેવાં નીતિનાં પુસ્તકો વાંચી પોતાનું અત કરણ સુધારવા ઉત્સાહ ધરાવતી હોય તો કવુ સારૂ ! !

તમારૂં સતીમડળનુ પુસ્તક કેળવાયલી કન્યાઓને તથા સ્ત્રીઓને અવશ્ય વાંચવા લાયક છે, તેમજ દરેક કન્યાશાળાની લાઇબ્રેરીમાં રાખવા જેવુ અને ઇ-નામ વહેચવા જેવુછે આશાછે કે બુકકમિટી આ પુસ્તકને મજુર કરી કન્યા-ઓને સુબોધ વાંચન મળી શકે તેમ કરશે, આ પુસ્તક સ્ત્રીઓને ઘણુ ઉપયોગી છે, તેનો બહોળો ફેલાવો થયેલો જોવાને હૂં ઇચ્છુંછુ "

**નાનુ નરોત્તમ અઢિયા—દાહાણુ**—" પ્રિય મહાશય ! સતીમડળ ગ્રથ વાંચી અત્યત ખુશી થયોછુ. આ ગ્રથ ખરેખર સતીઓનું એક મડળ છે, આર્ય અબળાઓને તે મડળમા પ્રવેશ થવાનુ એક સર્વોત્તમ સાધન છે, ઇતિહાસિકજ્ઞાન સાથે પવિત્ર ધર્મનીતિનો એક કુડ છે; એટલુજ નહિ પરતુ પુરૂષોને પણ ઉત્તમ બોધામૃત પાન કરવા લાયકછે, એમ કહેવામા અતિશયોક્તિ ગણાશે નહિ. "સતી મડળ " ગ્રથ પ્રત્યે હૂં બહુ શ્રદ્ધાવાન રહ્યોછુ. સગાં સ્નેહીઓમાં એ ગ્રથનુ મનન કરવા વિષે-ત્રખનો વખત ભલી ભલ મણ કરવાનું હુ ભુલ્યો નથી. **ભાગ-બીજો** બહાર પડવાને અત કરણમાં અતિ ઉત્કઠા હતી તે પાર પડેલી જોઇને સતોષાનદ થાય છે, આપની સ્તુત્ય દેશ ભક્તિ અને શ્રમના બદલામાં આપને યોગ્ય યશ મળે એવી પરમાત્મા પ્રત્યે પૂર્ણ પ્રેમે પ્રાર્થના છે."

**સૌ. દિવાળી નાથાલાલ--ઝઘ્રોર**--" મહાશય ! આપે સ્ત્રી કેળવણી ઉત્તેજનાર્થે આપની અનુભવી કલમથી લખાયેલ ધર્મનીતિ પૂર્ણ ગ્રંથ નામે સતી-મડળ રૂપ નિર્મળ નીરસું આ કરમાઇ જતી સ્ત્રી ધર્મરૂપી કનકવેલીને સીંચન

કરી પ્રફુલ્લિત કરી છે. તે જાણી ઘણો આનંદ થાયછે. આ ગ્રંથો આ પામર બ્હેનને મોકલાવવા માગણી છે. તે સ્ત્રિકારી મનના મનોરથ સફળ કરશોજી—

મનહર છંદ.

કેટલાક પત્ર લખી પાઠવ્યા પવિત્ર વીર,
શતિમંડળને કાજ ભગીનીએ ભાવથી,
વળી વાંચવાને મારૂ મનતો વિચારે વળ્યુ,
જીતી શકી નહિ જેથી ફરીને કહું કથી,
વિરાજી પ્રથમ આપે મગાવી લેવા કહેલું,
સ્વ સુગ્રંથ ભગીનીને વાંચવા આનંદથી,
નાથજીની કૃપાવડે ઘણી અધીરાઈ સાથે,
થઇ રળીઆત આ મેં પત્ર લખ્યો પ્રેમથી.

દોહરા.

નીતિગ્રંથ તમારો એ, "શ્રી સતીમંડળ" સાર;
પાઠવી દેશો પ્રેમથી, વીનવું વારવાર. ૧
મેર કરી મુજ ઉપરે, રખે લગાડો વાર;
નીતિ ગ્રંથ એ નીરખવા, અધીરી બની અપાર. ૨
કમલજૂ સૈલ સુતાપતિ, રોહીની સુતના ભ્રાત;
એત્રય આપ તણી કરો, રક્ષા તે દિનરાત. ૩
રહો રહો રૂદીઆ વિષે, રાત દિવસ રળીઆત;
વધો વધો વદુ વદનથી, વિશ્વવિષે વધુ ખ્યાત. ૪
નીતિમય ગ્રંથો નવા, રચવા મંગળ મત્ત;
દિપોત્સવી એથી વધુ, દામોદર તુ દત્ત. ૫

આ સિવાય ઘણાજ ઉત્તમ અભિપ્રાયો આવ્યા છે, પણ જગ્યાની તગાસને લીધે દાખલ કર્યા નથી, વગેરેથી આ ગ્રંથો કેવા ઉત્તમ, ઉપયોગી અને લોકપ્રિય થયા છે તેની ખાત્રી થશે.

ગ્રંથકર્ત્તા.



# "ચરિત્રચંદ્રિકા."

## ભાગ ૧ લો.

આ ગ્રથ ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ ઇનામ તથા લાઇબ્રેરી માટે મજુર કર્યોછે. ગુ. વ. સોસાઈટી તેમજ ગુજરાતના વિદ્વાન સાક્ષર મડળે તેની ઉત્તમ સોપુસ્તકોમાં ગણના કરી છે સિવાય ઘણા વિદ્વાનોના ઉત્તમ અભિપ્રાયો પડયા છે, તેમાથી થોડા આ નીચે દાખલ કર્યા છે, તે ઉપરથી આ પુસ્તકની ઉત્તમતાની ખાત્રી થશે,—

### સર્ટિફિકેટ.

**રા. બા. ગણપતરામ અનુપરામ કાઠિયાવાડ ટ્રેનિંગકૉલેજના મા. પ્રિન્સિપાલ અને "જાતમહેનત" વગેરે ગ્રંથના કર્ત્તા**—તમારા તરફથી **ચરિત્રચદ્રિકા** નામે પુસ્તક આવ્યુ, એ માટે ઉપકાર માનુ છુ આ જજાળવાળી જીદગી અને પ્રવાસનો વ્યવસાય છતા આપનુ પુસ્તક મે વાચ્યુ છે એ સગ્રહ પછવાડે તમે ઘણો શ્રમ તથા કાળ ખર્ચ્યો હોવો જોઇએ, તે ખાતે વાચક વર્ગે તમારો ઉપકાર માનવો ઘટે છે એ પુસ્તક રસિક, ધર્મનીતિથી ભરપૂર અને પ્રાચીન અર્વાચીન પુરૂષોની રીતિનીતિ જાણુવાને તથા દરેક ધર્મોના તત્વો જાણુવાને ઉપયોગી છે.

આ પુસ્તકની ભાષા, શૈલી પણુ તમારા બીજા ગ્રથોની પેઠે સાદી અને સરળ છે, એટલે જનસમૂહને માટે એ પુસ્તક વિશેષ પાત્ર છે."

**કવિ દલપતરામ ડાહ્યાભાઈ સી. આઈ. ઇ. અમદાવાદ**—" તમારૂં રચેલુ **ચરિત્રચદ્રિકા** પુસ્તક વાચી ઘણોજ આણુદ થયો છે. હાલની ઉછળતી પ્રજાને વાંચવાને આવા પુસ્તકની ખરેખર ખોટ હતી, તે તમોએ પૂરી પાડી છે. આ પુસ્તક આદિથી અત સુધી ધર્મનીતિ અને તત્વજ્ઞાનથી ભરપૂર છે. શિવ, વિષ્ણુ, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, સ્વામીનારાયણુ, પ્રણામી પથ, જૈન, બૌદ્ધ, નાનક, કબીર, ચાર્વાક, મુસલમાન, પારસી, ઈસુખ્રિસ્ત, યાહુદી, વગેરે પ્રખ્યાત ધર્મોના પ્રવર્ત્તકોના ચરિત્રો આપી લોકોને સારાસાર જાણુવાને.ઉપયોગી થઈ પડે એમ કર્યુંછે,એટલુજ નહિ પણુ પ્રાચીન ઋષિ મુનિઓ, સિદ્ધ મહાત્માઓ અને ચક્રવર્તી મહાન્રાજાઓ વગેરેનાં ચરિત્રોનો સગ્રહ આપી લોકોને અનેક પ્રકારનુ શિક્ષણુ લેવાને ઉપયોગી થઇ પડે એમ કર્યું છે. આ તમારો શ્રમ ઘણો સ્તુતિપાત્ર છે. આ પુસ્તક અમે દરેક સ્રી પુરૂષને વાંચવાની ભલામણુ કરીએ છીએ."

**પ્રોફેસર મણીલાલ નભુભાઇ નડિયાદ**—"તમારૂ **ચરિત્રચંદ્રિકા** વાંચી પ્રસન્ન થયોછુ ઋષિ મુનિઓ,મહાત્માઓ અને દુનિયાના ધર્મ પ્રવર્ત્તકો વગેરે અનેક મહાન્ પુરૂષોનાં ચરિત્રોનો સગ્રહ ઘણા શ્રમે દાખલ કર્યોછે, તે ઘણોજ ઉપયોગી અને સ્તુતિ પાત્ર છે. આ પુસ્તક ધર્મ, નીતિ અને પવિત્ર જ્ઞાનથી ભરપૂર છે. અર્વાચીન પ્રસિદ્ધ થતાં નાટક ચેટકો અને વાર્તાના પુસ્તકો વાંચવા કરતા આવા પુસ્તકો ઉછરતી પ્રજાએ બેધડકપણે વાંચવા જોઇએ. આ પુસ્તક અમે દરેક કુટુબમા સ્ત્રી, પુત્ર, પુત્રીઓને ધર્મ નીતિનુ શિક્ષણ આપવા માટે રાખવાની ભલામણ કરીએ છીએ "

**રા. બા. ગીરલાલ ઉલટરામ, અમદાવાદ**—" તમારૂ ચરિત્ર ચદ્રિકા વાંચી ઘણો ખુશી થયોછુ, આવા ધર્મ નીતિ અને પવિત્રજ્ઞાનથી ભરપૂર પુસ્તકની ખરેખરી ખોટ હતી તે આપે ઘણો શ્રમ લઇ પુર્ણ કરી છે. મનુષ્યનુ મન ચચળ છે, તે જેવા દાખલા અને દૃષ્ટાંત્ મેળવે છે તે તરફ વળે છે. આ પુસ્તકમા જે મહાન પુરૂષોનાં ચરિત્રો દાખલ થર્યાછે, તે ખરેખર વાચનારના મનને પવિત્ર પ્રેમી અને જ્ઞાની બનાવી દે તેવા છે, એટલુજ નહિ પણ પોતાની જીદગીનુ સાફલ્ય શુ કર્યાથી છે, તે જણાઈ આવે છે. આ પુસ્તક દરેક ગૃહસ્થે પોતાના ઘરમાં સગ્રહ કરી વાચવાની ભલામણુ કરીએ છીએ આ પુસ્તકની બે નકલ મોકલાવશો,"

**રા. રા. ગોપાલજી બુધારામ રેલવે સીટીસ્ટેશન કરાંચી**—' માનવતા સાહેબ ! આપે માનવાહતાર્થે જે **ચરિત્ર ચંદ્રિકા** પ્રગટ કરેલ છે, તે વાચી પરમ આનદ થયો છે, તે પુસ્તક રહસ્યાદિથી ભરપૂર છે ગુજરાતી ભાષામા તેવા પુસ્તકની ખોટ હતી, તે આપે ઘણોજ શ્રમ લઇ પૂરી પાડી છે તેથી આપનો મોટો આભાર માનુછુ. એ પુસ્તક મે પહેલથી તે છેવટ સુધી છ—સાત વખત વાંચ્યુ તોપણ તે એવુ રસિક તથા બોધક છે કે, તે ફરી ફરીને વાંચવાનુ મન થાય છે, ખયેખર એમા આપે જે શ્રમ લીધો છે તે સ્તુતિ પાત્ર છે. હુ હમેશા ઇશ્વર પાસે યાચના કરૂ છુ કે ગુર્જર પ્રજામા આવા ગ્રથકારો હમેશા થાઓ. હુ સર્વ ગૃહસ્થોને નમ્ર વિનતી કરૂછુ કે આ પુસ્તક રૂપ અમુલ્ય હીરાને ખરીદી વાંચવા ચુકવુ નહિ. "

**રા. રા. વ્રજલાલ પુરૂષોત્તમ બક્ષી-વડોદરા**—' આપનુ ચરિત્ર ચદ્રિકા વાંચીને ઘણોજ હર્ષ થયો છે. એ પુસ્તક માટે આપે જે શ્રમ કર્યો છે તે ઘણોજ સ્તુનિ પાત્ર છે. હાલમા સખ્યાબધ્ધ હેડબીલો બહાર પડે છે અને તેમાં ઘણી અતિસ્યોક્તિ વપરાય છે, તે દોષથી કેવળ આપનુ હેડબીલ મુક્ત છે. આપે હેડબીલમાં પ્રથમ જે જણાવેલુ છે તેથી પણ વિશેષ એ પુસ્તકમાં સમાવી સુશોભિત કરેલ છે, એક ઘડામા સમુદ્ર ભર્યો હોય તેની પેઠે એ પુસ્તકમાં આર્ય અને અનાર્ય વગેરે મહાન્ પુરૂષનાં ઇતિહાસિક સક્ષેપ ચરિત્રો દાખલ કર્યા છે. તે ધર્મ નીતિ અને તત્વજ્ઞાનથી ભરપુર છે. આ પુસ્તક પ્રગટ કરી આપે દેશ બધુઓના ઉપર

મોટો ઉપકાર કર્યો છે, એટલુજ નહિ પણ આ લોક અને પરલોક સુધારવાનું સાધન કરી આપી, આપનું નામ અમર કર્યું છે, એ પુસ્તકનું કદ અને મહેનત વગેરે જોતાં તેની કીમત કંઇજ વધારે નથી. જીંદગીનુ સાફલ્ય કરવા ઇચ્છનારે આ પુસ્તક લક્ષ પૂર્વક વાંચી મનન કરવુ જોઇએ. દરેક ગૃહસ્થે આ પુસ્તક પોતાના ઘરમાં અવસ્ય વાંચવા રાખવું જોઇએ. ”

**રા. રા. કૃષ્ણજી નારાયણ કાપડોસકર આબકારી ઈન્સ્પેકટર. ભરૂચ**—“ આપનો ચરિત્રચંદ્રિકા નામે ગ્રંથ આદિથી અંત સુધી પાંચ વખત ધ્યાન દઇને વાંચતાં તે બહુજ નીતિથી ભરેલો જણાયો છે, દરેક કુટુંબમાં અવસ્ય રાખવા યોગ્ય છે. મરેઠી ભાષામાં પણ ભાષાંતર કરી વેચવાની તજવીજ થશે તો રાખવા યોગ્યછે. હું દક્ષિણી બ્રાહ્મણછુ, તેથી ભલામણ કરૂછુ અને અનુભવથી લખુંછું કે દક્ષિણીઓ બહુ પ્રીતિથી એનુ દક્ષિણી ભાષાંતર વાચશે. આપનો **સતીમંડળ** ગ્રંથ હુ મેળવી શકયો નથી,માટે મહેરબાની કરી વી. પી. થી એક નકલ મોકલાવશો”

**રા. રા. પીતાંબર હરીરામ જોશી. મુંબઈ**—“આપે રચેલો ચરિત્ર ચંદ્રિકા ગ્રંથ વાચતાં મનુષ્યનુ હૃદય પ્રફૂલ્લિત થઇ સન્માર્ગે પ્રવર્તે એવા દાખલા અને દ્રષ્ટાંતોથી ભરપૂર છે. આપે રાત દિવસ ઘણો શ્રમ લઇ શોધ કરી આ ગ્રંથ તૈયાર કર્યો છે, એ માટે પ્રજા આપની ઘણી આભારી છે. આપનો આ સ્તુતિપાત્ર શ્રમ જોઇ અમે ઘણો ધન્યવાદ આપી ઉપકાર માનીએ છીએ. આપ જેવા નરરત્નો ભારત ભૂમિમાં જયારે ઘણા થશે, ત્યારેજ દેશનો ઉદ્ધાર થશે. આપે જે શ્રમ લઇ આ અમૂલ્ય પુસ્તક રત્ન પ્રજાને માટે તૈયાર કરી આપ્યું છે, એ માટે ઇશ્વર પાસે માગીએ છીએ કે તે આપને સદા આરોગ્ય રાખે આ ગ્રંથ પ્રાચીન અર્વાચીન મહાન્ પુરૂષોના જન્મ ચરિત્રથી ભરપૂર છે, તેમજ અનેક પ્રકારનો બોધ લેવા લાયક છે. માટે હું સર્વ આર્યભાઇઓને વિનતી કરૂ છું કે આ પુસ્તક ઘરમાં અવશ્ય સગ્રહ કરી વાચવા ચૂકવુ નહિ. ”



## શાર્દૂલ વિક્રીત છંદ,

મોટા જેહ થયા જનો જગતમાં, એ અંતરે આણવા,
પામ્યા નાશ નથી સદા સુજન તે, છે જીવતા જાણવા
જાગી રોજ પ્રભાતમાં સમરિયે, તો સદ્ગુણો પામિએ,
સારાં કામ કરી કર્યો સ્વર્ગમાં, વાસો રૂડા નામિએ

**કવિ દલપતરામ ડાહ્યાભાઈ.**

---

## ઉપજાતિ છંદ.

આ ચંદ્રિકા ચારૂ ચરિત્ર કેરી, વાંચો વિવેકે સુજનો ભલેરી,
મહાન્ પૂર્વે પુરૂષો થયા છે, તેના ગુણો શ્રેષ્ટજ વર્ણવ્યા છે ૧
પરાક્રમો જે નરદેહ ધારી, પવિત્ર કીધાં અતિષે અધારી;
તે વાચવા પ્રેમ વિશેષ આણી, સુબુદ્ધિદાતા સુખકારી જાણી, ૨
સુનીતિથી છે ભરપુર ગ્રંથ, પવિત્ર તેને પળજોજી પંથ;
કુટુંબમાં પાઠ કદી કરાય, વૃદ્ધિ સદાચાર તણી જણાય. ૩
કુસંપનો થાય સદૈવ નાશ, સુસંપનો થાય અતિ પ્રકાશ;
પ્રભુ પદે પુરણ પ્રીત વાધે, આ લોક સાથે પરલોક સાધે. ૪
જે **વિશ્વનાથાત્મજ** બુદ્ધિધામ, જેનુ વદે **કેશવલાલ** સુનામ;
સ્વદેશ પ્રેમી સુગુણી ઘણેરા, કર્ત્તા "**સતીમંડળ**" ગ્રંથ કેરા. ૫
ગ્નાતી **શ્રીમાળી** શુભ વિપ્ર છેય, જે પ્રીતથી **મોળ** વિષે વસેય;
પ્રયાસથી સગ્રહ શુભ કીધો, અમૂલ્ય તો લાભ અલભ્ય દીધો. ૬
આભાર ભારી ગણી એજ લેવો, તેને ઘટે આશ્રય આજ દેવો;
જરૂર વાંચો સઉ બાઈ ભાઇ, છે શાંતિ દાતા વળી સૌખ્યદાઇ. ૭
ઉમંગ એથી ઉરમા વધેય, સુગ્રંથ બીજા બહુ તે રચેય;
છોટુ કહે છોકરવાદ છોડો, વાંચી પ્રભુમાં નિજ ચિત્ત જોડો. ૮

**છોટાલાલ દલપતરામ ડાહ્યાભાઈ. કવિ.**

## સતીમંડળનીમહત્તા
### ( ગરબી. )

"અલબેલી અંબેમાત જોવાને જઇએ"--એ રાગ
સહુ ભારત વાસી બેન, ઉરમાં પ્યાર ધરી,
**સતીમંડળ** વાચી ગ્રંથ, લેજો શીખ ખરી--ટેક
આરસી લઈ મૂખ આગળ ધરતાં, મૂખનો મેલ જણાયરે,
ત્યમ **સતીમંડળ** દરપણથી, અંતરનો અવલોકાય લેજો ૧
જ્યમ સાબુનો સ્પર્શ થયાથી, પટમળ થાએ દૂરરે,
ત્યમ **સતીમંડળ**ના સેવનથી, નીશ્ચે લેજો નીરમળ ઉર લેજો ૨
બેસ બનાવે ચીત્ર ચીતારો, ભરીને રૂડા રંગરે,
તેમ ચરિત્ર અનેક સતિનાં, લખી ગુથ્યો શુભ ગ્રંથ.- લેજો. ૩
પરમ પૂનિત છે સતિનો કેવો, ધર્મ ધરાપર ધારરે,
તેહ બતાવણુ એ વીણુ ઉત્તમ, ગ્રંથ નથી નીરધાર- લેજો. ૪
ભારતવાસી ભલા ભગીની, વાલા વાંચક વૃંદરે,
એ અતિ બોધક બેસ ચરિત્રો, ઉપજાવે આનંદ- લેજો. ૫
જાળ કપટની કેવી પથારે, કપટી કૂટીલ નરનારરે,
છતા ન ચૂકે પતિવ્રત પ્રેમદા, ધન્ય ધર્યો અવતાર- લેજો ૬
સહસ્ત્ર સંકટમાં સપડાતાં, સત્ય તણો જય થાયરે,
કોટી કળા કરતા પણુ પેખો, ચપટ કપટનુ થાય- લેજો. ૭
રૂપગુણ્ પય વીદ્યાબળ વરથી, પૂત્રી પરણાવાયરે,
તો પતિવ્રતમા મળે પૂરતી, સુખી સંસારે થાય- લેજો ૮
નીપૂણુ નીતીનુ માદર એ છે, "સતિમંડળ" શ્રીકારરે,
વાચી વિચારો સુનીતિ ધારો, તો સુખ પામો સાર— લેજો. ૯
ભક્ષુ ભોજન ભાણામાં ભરીને, ધરીયુ નજીક નીહાળરે,
પણુ ખાધા વીણુ ક્ષુધા ન વણુસે, સત્ય કહું કોકાળ- લેજો. ૧૦
કષ્ટ સહન કરી કાય ગુથવા, નવીન નીતીના ગ્રંથરે,
પરીપૂરણુ પરમારથનો એ, પવિત્ર પેખો પંથ — લેજો ૧૧
ગુથક ગ્રંથ "સતીમંડળ" ના, "**કેશવલાલ**" કૂળદિપરે,
ભારતવાસી સૌ ભગનીને, આભારી અતિ કીધ— લેજો ૧૨
સર્વ દાનમા શ્રેષ્ટદાન એ, સારદનુ સૃષ્ટી માયરે,
આપ્યુ તે જાણી અભિવદન, આપો સરવે કોય— લેજો. ૧૩
નથી સતિની રતિ મહત્તા, પણુ છે અતિ મહંતરે,
સહસ્ત્ર સંકટ સેવી સતિએ, અમર કર્યા નીજ કંત- લેજો. ૧૪
માટે મારી સૂજ્ઞ બેહેનો, સાચવજો શીળવ્રતરે,
આ ભવપાર ઉતારણુ એ છે, ભણે ' દિવાળી 'સત્ય-- લેજો ૧૫



# સતીમંડળ.

## ભાગ ૨ જો.

## પ્રથમ-દર્શન.

## દૈવીગુણની-સતીઓ.

### સતી—સુમિત્રા.



આ જગત્પ્રસિદ્ધ પવિત્ર સતી અયોધ્યાપતિ દશરથરાજાની બીજી રાણી. મગધ દેશના શૂર રાજાની પુત્રી થાય. તે મહાબુદ્ધિશાળી, તેજસ્વી, જ્ઞાની નમ્ર, સુશીળ. દયાળુ અને પતિપ્રાણા હતી. લક્ષ્મણ અને શત્રુઘ્ન જેવા મહાન્ સદ્ગુણશીળ પ્રતાપી પુત્ર રત્નો તેને પેટે જન્મ્યા હતા. દશરથરાજાને કૌશલ્યા, સુમિત્રા અને કૈકેયી એ ત્રણ સ્ત્રીઓ હતી. તેમાં રાજા કૈકેયીના ઉપર ઘણી પ્રીતિ રાખતા હતા, તે છતાં સુમિત્રા સાધારણ સ્ત્રીની પેઠે અપ્રીતિની આંખથી નહિ જોતાં, પતિરૂપ દેવતાને પ્રેમભક્તિ ભરેલી દૃષ્ટિએ જોતી હતી. તેનામાં બીજા પણ સુશીળપણાના ઉત્તમ લક્ષણો હતાં. રામ અને ભરત પોતાની શોકયોના પુત્રો હતા, તોપણ તેના ઉપર પોતાના પુત્ર પ્રમાણે પ્રેમને મમતા રાખતી હતી. તેનાજ ઉત્તમ શિક્ષણ બળથી લક્ષ્મણ અને શત્રુઘ્ન ઉત્તમ ગુણવાળા થયા હતા. તેઓ આવી માતાના શિક્ષણ પ્રતાપથી રામ અને ભરત સાથે પ્રેમભાવ રાખી એકરૂપ પણાથી રહેતા હતા આ પરથી સુમિત્રાદેવીની ઉત્તમબુદ્ધિ જણાઈ આવે છે. અર્વાચીનકાળમાં જેમ સાધારણ સ્ત્રીઓ પોતાની શોકયોને દુશ્મન જેવી ગણે છે. અને એક બીજાને દુ:ખ આપી મારી નાખવા ઇચ્છે છે, અગર હમેશ દ્વેષભાવથી વર્ત્તે છે; પણ સુમિત્રા ઉત્તમ જ્ઞાનવાળીને સમજુ હોવાથી પોતાની શોકયો ઉપર સગી બેન અને હિતકારી સહિયરના જેટલી પ્રીતિ રાખતી હતી.

સુમિત્રાદેવીના સુવિચાર નમ્રતા અને ધર્મશક્તિ વગેરે સદ્દગુણોથી સતીમાતા કૌશલ્યા તેને ઘણાંજ ચાહતાં હતાં. સ્ત્રીઓમાં વિનય, સુશીળપણું અને ઉત્તમ બુદ્ધિ વગેરે ઉત્તમગુણો હોવાથીજ તેઓ પિતા અને પતિના કુળમાં પ્રીતિ પાત્ર થઈ શકે છે; પરંતુ શોક્યની આગળ પ્રીતિપાત્ર, હિતેચ્છુ અને વિશ્વાસુ સખી થવું એ કેટલા ઉત્તમગુણોનુ કામ છે ? સતીમાતા સુમિત્રાના ઉત્તમગુણોની છાપ નરદેવ લક્ષ્મણના હૃદયમાં સચોટ પડી હતી. મોટાભાઇ ઉપર સ્નેહપણું, નિસ્પૃહપણું સત્યપર પ્રેમ, જિતેન્દ્રિપણુ, ત્યાગ, દયા, નિડરપણુ, અને વિનય ઈત્યાદિ મહત્ત-ગુણો જે દેવને લાયક છે, તે સર્વ ગુણો સુમિત્રા માતા થકીજ તેને પ્રાપ્ત થયા હતા. દેવી સુમિત્રા પુત્રોને કેવા પ્રકારનુ શિક્ષણુ આપતી હતી, તે નીચેની હકીકતપરથી સમજાશે.

જ્યારે દુષ્ટ મંથરાની ખરાબ સલાહથી કૈકેયીએ અયોધ્યાની તરતની આશા ભંગ કરી નાખી, રામચંદ્રને વનવાસ જવાની આજ્ઞા કરાવી, રામચંદ્રજી પિતા વચન પાળવા વનમાં ગયા. તેથી દશરથ પુત્ર વિયોગથી વિલાપ કરવા લાગ્યા, પ્રજાશોકથી હાહાકાર કરવા લાગી, કૌશલ્યાના રૂદનથી અયોધ્યાનગરી સ્મશાન જેવી જણાવા લાગી, ત્યારે દેવી સુમિત્રાએ શુ કર્યું ? તે પણ દેવી કૌશલ્યાના જેવી મમતા બતાવનારી માતા હતી, તે શોક્યના બોલવાથી વ્યાકુળ ન થતાં, રામચંદ્રજી સાથે વનમાં જવાને તૈયાર થયેલા પોતાના વ્હાલા પુત્ર લક્ષ્મણને ઉપદેશ આપવા લાગી કે,—"પુત્ર ! તું મને ઘણો વ્હાલો છે, તોપણ મોટા ભાઇ રામની સાથે વનવાસ જવાની આજ્ઞા આપુછુ તારો એ મોટો ભાઇ અરણ્યમાં જાય છે, તેનીજ આજ્ઞામાં તું સર્વદા રહેજે, મોટાની આજ્ઞામાં રહેવું એનેજ આ લોકનો સદાચાર જાણજે. વિશેષે કરીને આવુ કામ કરવુ એજ આ વંશનું યોગ્ય કામ છે. દાન, યજ્ઞાનુષ્ટાન અને લડાઇમાં દેહ ત્યાગ વગેરે આ વંશને યોગ્ય છે તુ હમણાં રામને પિતા; સીતાને માતા અને વનને અયોધ્યા સમજજે, પુત્ર ! હવે સુખેથી જાઓ." આ સુવચનો સુમિત્રાદેવીના જ્ઞાનમય હૃદયની ઓળખાણ આપે છે. આવી ભારે વિપત્તિમાં પણ આવું ધૈર્યપણું, આવુ સ્થિરપણું, આવી સહનશીલતા અને આવું કર્તવ્ય જ્ઞાન એ સર્વ તેની મહત્તાની પરિસીમા છે. તેનું આ ચરિત્ર દેવી ચરિત્ર જેવુ છે લક્ષ્મણ આવી માતાનો પુત્ર હતો. તેથીજ યુવાન ઉમ્મરે દેવતા થયો હતો. તેમજ શત્રુઘ્ન પણ દેવના જેવો સદ્દગુણી હતો. એ સઘળો દેવી સુમિત્રા માતાનોજ પ્રતાપ હતો. અને તેથીજ સુમિત્રા એક દેવી તુલ્ય માન્યને યોગ્ય ગણાય છે.

સત્યધર્મપર પ્રીતિ રાખવાથીજ મનુષ્ય જીવનનું શ્રેષ્ટપણું ગણાય છે. સુમિત્રા સત્ય ધર્મપર પ્રીતિ રાખતી હતી; તે તેણે કૌશલ્યા પ્રત્યે કહેલાં વચનોપરથી જણાઇ આવે છે જ્યારે રામ, સીતા અને લક્ષ્મણ વનમાં ગયા; ત્યારે શોકાતુર

દશરથ રાજા રામના શોકથી મરવા જેવા થઇ, કૌશલ્યાના ઓરડામાં પડયા હતા, કૌશલ્યા પણ શોકાતુર પણે બેશુદ્ધ થઇને પડી હતી. સુમિત્રા પણ પુત્રને વનમા કાઢયાથી મહાદુ:ખી હૃદયની હતી પણ તે મહાન્ હૃદયની સુજ્ઞ સુમિત્રાએ પોતાનુ મહા દુ ખ છુપાવી, કૌશલ્યાને સત્ય અને જ્ઞાન વચનોથી શાંત કરી સુખી કરવાને નમ્રતાથી બોલી કે,—" આર્ય ! તમારો રામ સર્વ ગુણ સપન્ન છે. કદિપણ તેને વિપત્તિ પડવાનો સભવ નથી. તેને માટે દીનભાવથી રોવાનું તથા શોક કરવાનું શું કારણ છે ? જુઓ, તમારો રામ સત્યવાદી છે, પિતાનું વચન પાળવાને માટે રાજ્ય છોડીને વનમાં ગયો છે. તેને સજ્જનોના પાળેલા ધર્મ ઉપર પ્રેમ છે. તેથી તેને માટે શોક કરવો યોગ્ય નથી. દયાળુ અને નિષ્પાપ લક્ષ્મણ નિરતર તેની પુત્ર પ્રમાણે સેવા કરે છે. એ બધા એના સુખના વિષય છે, એમાં સદેહ નથી. જણે સર્વદા મોજ શોખમાં કાળ ગાળ્યો છે, તે જાનકી અરણ્યવાસનું દુઃખ સારી પેઠે જાણ્યા છતાં, પણ રામની જોડે ગઇ છે. દેવી ! જે સર્વે લોકના પાળનારા રામ ત્રિલોકમાં પોતાની કીર્ત્તિ ફેલાવે છે. તે સત્યનિષ્ઠ છે એ શુ તેમને માટે પૂરતુ નથી ? હમણાં દુઃખ કે શોક કરશો ના. રામનુ કોઇ પણ પ્રકારે અશુભ થવાનો સભવ નથી. આર્ય ! તમારે તો બીજા બધાને ધીરજ આપવી જોઇએ. તેને બદલે તમેજ ગભરાઓ છો. જ્યારે રામ જેવા તમારે પુત્ર છે, ત્યારે શુ તમારે શોક કરવો યોગ્ય છે ? રામ કરતાં બીજો કોઈ મોટો સાધુ પુરૂષ નથી. રામ ગમે તો વનમાં રહે, કે શહેરમાં રહે, પણ તેના દોષ કોઇ જોશે નહિ. તેમનુ પૃથ્વી, જાનકી અને જયશ્રીની જોડે જલદી પૂજન થશે જુઓ, અયોધ્યાના રહેવાસીઓ તેના ઉપર ઘણો સ્નેહ રાખે છે. તેઓ એને વનમા જતા જોઇ શોકના આંસુ પાડે છે. સાક્ષાત્ લક્ષ્મીની પેઠે જાનકી જેની જોડે ગઇ છે, તને વળી ચિતા શેની ? ધનુષ્ય ધારણ કરવામાં જે શ્રેષ્ઠ લક્ષ્મણ તે તરવાર, બાણ, અને બીજાં હથિયારો લઇને આગળ આગળ ચાલે છે, તેને વળી ખોટ શેની ? રામ જલદીથી અયોધ્યામાં આવીને પોતાના કોમળ કરથી આપની ચરણ વદના કરશે; ત્યારે તેને આશિર્વાદ આપતાં, જેમ મેઘ પર્વતને જળની ધારાથી ભીજવે છે, તેમ તે ધર્માત્મા વીર પુત્રને આનદની અશ્રુધારાથી ભીંજાડશો. "

અહા ! દેવી સુમિત્રાના મુખ કમળમાંથી કેવાં ધૈર્ય, પ્રિય, મધુર અને નીતિ વચનો નીકળ્યાં છે ? ધર્મપર વિશ્વાસ, સત્યપર પ્રેમ, ફરજ અદા કરવાની વૃત્તિ, મમતા અને પૂર્ણ પ્રીતિ એ સર્વ મહત્ત ગુણો તેના જણાઇ આવે છે. પતિ પ્રાણા સુમિત્રા, સતી કૌશલ્યના જેટલીજ શોકમાં હતી, પણ શોકના સમયે તેનો માતૃભાવ અને પતિ ઉપરનો દૃઢ પ્રેમ ઓછો ન થતાં, ઉલટો વધારે પ્રબળ થયો હતો આવી સ્થિતિમાં પણ તેણે કૌશલ્યાને કહ્યું છે કે જુઓ, તમારો પુત્ર સત્યવાદી

છે પિતાનાં વચનો અંગિકાર કરવાની મનનથી રાજ્ય છોડીને તે વનમાં ગયા છે." આ વચનો ઉપરથી દેવી સુમિત્રાનો પ્રીતિભાવ જણાઈ આવે છે. તેના વિના બીજુ કોણ આવી સ્થિતિમાં આવાં વચનો કહી શકે ! તેથીજ સુમિત્રાદેવી, સતી સ્ત્રીઓમા શ્રેષ્ટ ગણાય છે તે ખરેખરી અયોધ્યાની મહારાણી થવાને યોગ્ય હતી, એટલુજ નહિ પણ ગૃહલક્ષ્મી તથા સતીઓમા શ્રેષ્ઠ હતી. એ તેના ઉચ્ચ અને પવિત્ર ધર્મભાવ ઉપરથી દેખાઈ આવે છે. ધન્ય છે સતીસુમિત્રાને ! ! ! કે તેણે પોતાની ફરજ અદાકરીને જગતમા સુદષ્ટાતરૂપ અમર નામના રાખી છે.

## સુનીતિ.



આ પરમ પવિત્ર દેવી ભારતવર્ષમાં પરમપૂજ્ય, પ્રખ્યાત્ અને માન્ય ગણાયેલા પ્રભુ ભક્ત **ધ્રુવ**ની માતા અને **ઉત્તાનપાદ** રાજાની પટરાણી થાય; તે શાન્ત, દયાળુ, ધાર્મિક, નીતિવાન, ધૈર્યવાન, જ્ઞાની, પતિવ્રતા અને નમ્ર હતી પતિ અને પ્રભુ પર અત્યંત પ્રેમ હતો. પતિપરાયણ રહી ગૃહકાર્ય અને રાજ્યકાર્ય કરતી ઇત્યાદિ શુભ ગુણોથી પતિ, સાસુ, સસરા આદિ કુટુંબીઓનો અત્યંત પ્રેમ મેળવ્યો હતો. ઉત્તાનપાદ રાજાને **સુરૂચિ** નામે બીજી એક રાણી હતી. તેનાથી સુનીતિ મોટી હતી, તોપણ તેણે કદી મોટાઇનો ભાવ દર્શાવ્યો નહોતો, કે શોક્ય સાથે દ્વેષભાવ જણાવ્યો નહોતો તે તેમની સાથે પોતાની સગી બેન હોય તે પ્રમાણે પ્રેમ ભાવ બતાવી ચાલતી હતી નિત્ય પ્રાત કાળે ઉઠી પતિને ધર્મ કાર્યમાં સહાય થતી, અન્ન વસ્ત્રાદિકથી ગરીબો અને સાધુ સતોને સતોષતી અને પછી પોતાના નિત્યના ગૃહ સભાળનાં કાર્યો કરતી હતી આવા તેમના ઉત્તમ ગુણ પ્રભાવથી તેના ઉદરમાં ધ્રુવ જેવા પરમ પવિત્ર પુત્ર રત્નનો જન્મ થયો હતો સુરૂચિને પણ **ઉત્તમ** નામે પુત્ર થયો હતો. તેને સુનીતિ પોતાના પુત્ર તુલ્ય ગણી પ્રેમથી ચાહતી હતી આ પ્રમાણે વર્તવા છતા પણ સુરૂચિનો છુપો ભાવ જુદોજ હતો તે સુનીતિની શ્રેષ્ઠતા સહન કરી શકતી નહોતી તેનો સ્વભાવ પ્રપચી, મદ અને મત્સર વાળો હતો તેણે રાજાને પોતાના પ્રપચમાં ફસાવી સુનીતિ ઉપર અપ્રીતિ કરાવી રાજાએ તેને જુદા મહેલમાં રાખી, તોપણ આ પવિત્ર મનની સ્ત્રીએ કદી પણ પતિપર અભાવ આણ્યો નહોતો. તે નિત્ય પતિવ્રતાના ધર્મ પ્રમાણે પ્રભુની ભક્તિ કરી પતિનુ શુભ ચાહતી. સુરૂચિ પ્રપંચથી વધી રાજાને પ્યારી થઈ પડી અને આ પરમ સાધ્વી સરલ સ્વભાવની હોવાથી અણમાનેતી થઇ હતી; તોપણ તેણે પોતાની શોક્ય ઉપર દ્વેષભાવ બતાવ્યો નહોતો; એવી એ મોટા મનની હતી.

ધ્રુવ પાચ વર્ષનો બાળક હતો પણ તે મહા તેજસ્વી, ધાર્મિક, શૂરવીર અને ખંતિલો હતો. ક્ષત્રિયપણાનાં તમામ શુભ લક્ષણો તેનામાં જોવામા આવતા હતાં, તે છતાં માનેતી રાણી સુરૂચિના પુત્રપર જેટલી રાજાની પ્રીતિ હતી, તેટલી ધ્રુવપર નહોતી. એક દિવસે રાજા કચેરીમા સર્વ સભાજનો સહીત બેઠો હતો, અને સુ-રૂચિના પુત્ર ઉત્તમને ખોળામા બેસાડી લાડ લડાવતો હતો તેવામાં ધ્રુવ અકસ્માત્ ત્યાં જઈ ચડયો. તેણે ઉત્તમને પિતાના ખોળામા બેઠેલો દીઠો. એ જોઇ પોતાને પણ પિતાના ખોળામા બેસવાની ઇચ્છા થતા, તે બેસવા ગયો પણ રાજાએ તેને અભિનદન આપ્યુ નહિ. તે જોઇને અતિ ગર્વિતા સુરૂચિ બોલી કે,–" હે વત્સ ! તને એ સુખ ક્યાથી ? તું રાજકુમાર છે, પણ અભાગિણીનો પુત્ર છે. તેં મારી કૂખે અવતાર લીધો નથી માટે તુ નૃપતિના આસન પર બેસવાને યોગ્ય નથી. તને બાળકને સમજણ નથી. તેથી તને આ દુર્લભ મનોરથ થયો છે. જો તારે તારા પિતાના ખોળામા બેસવાની ઇચ્છા હોય તો, તપ કરીને આ તારા દેહને તજી દઇ, મારે પેટ અવતાર લે, તો તને રાજ આપીશ. ઇત્યાદિ વચન પોતાની માતાની શોકયના મૂખેથી સાંભળતા ધ્રુવનુ હૃદય વિંધાઇ ગયુ, મૂખનો રગ ઉતરી ગયો, અને માન ભગથી નિ:શ્વાસ મૂકતો રોતો રોતો માતા પાસે ગયો માતાએ પુત્રને છાતી સરસો ચાપીને રડવાનુ કારણ પૂછ્યુ ધ્રુવે બનેલી સઘળી હકીકત કહી સભળાવી. સુનીતિ દેવી શોકયનાં કઠોર વાકયો સાભળી પીડા પામી ગદ્‌ગદ્‌કઠે થઈ, અને વિલાપ કરતી પુત્રને કહેવા લાગી કે,—"હે વત્સ ! મનમાં કાંઈ દુ:ખ લગાડીશ નહિ. તેણે પૂર્વે પુણ્ય કર્યાં હશે, ત્યારેજ તે પૂર્ણ સુખ ભોગવેછે. વ્હાલા પુત્ર ! આપણને સુખ કયાથી ? આપણે પૂર્વે નિયમ, ધર્મ કશા પાળ્યા નહિ હોય, સાધુ સત અને બ્રાહ્મણોને સતોષ્યા નહિ હોય, અને દાન–પુણ્ય કર્યાં નહિ હોય જ્યા આપણાં કર્મ ઓછા, ત્યાં રાજાનુ માન કયાંથી હોય ? આપણે પૂર્વના દત્ત વગર કયાંથી સુખ પામીએ ! એ અપર માતાએ જે કહ્યુ છે તે ખોટુ નથી તારા દુ:ખનું છેદન કરવા ઈશ્વર વિના બીજુ કોઈ સમર્થ હોય, એમ હું માનતી નથી. પુત્ર ! રાજયની ઇચ્છા હોય તો વનમાં જઇ તપ કર તપ કરવાથી બ્રહ્મા પદ્માસન પામ્યા તપ, તીર્થ અને વ્રત, ઈત્યાદિ કરવાથી નારદજીનો ભાગ્યોદય થયો માટે તપ કરી ઇશ્વરને પ્રસન્ન કરીએ, તોજ અભાગિયાં મટીએ. " ઇ-ત્યાદિ માતાનાં વચન સાંભળી ધ્રુવના હૃદયમા સચોટ અસર થતાં તેણે કહ્યું,— " માતા ! હું તમારો પુત્ર છુ તમને અભાગિણી મટાડીશ હુ સુખને નહિ સંભારતાં તરત વનમાં જાઇશ. ઇશ્વરે જે દેહ આપ્યો છે, તેનાથી સુકૃત્ય કરવું જોઇએ. સુખને સંભારતાં દુ:ખ થાય છે. પ્રભુ મને દર્શન આપી દુ:ખ કાપશે, તોજ પાછો આવીશ. નહિતો વનમાં તપ કરતાં મારા પ્રાણ તજી દઇશ. "

ધ્રુવના મૂખમાંથી " પ્રાણ તજીશ. " એવાં વચનો સાંભળી માતા સુનીતિ

શોકાતૂર થઇ બોલી;—" કુમાર ! મને રાજાએ તજી છે અને તુ પણ તજીને જશે ? ટોળાથી વિખુટી પડેલી મૃગલી જેમ એકલી રહી શક્તી નથી, તેમ હુ તારા વિના એકલી રહી શકીશ નહિ પુત્ર ! જળ વિનાની માછલી જેમ તરફડીને મરણ પામે છે, તેમ હુ તારા વિના તરફડીને પ્રાણ તજી દઈશ માટે તુ ઘર આગળ તપકર, વનમા જવાની જરૂર નથી. " ઈત્યાદિ માતાના વચન સાંભળી ધ્રુવે કહ્યુ કે,—" માતા ! તમે શોક કરશો નહિ. હવે દુ:ખનો અંત આવ્યો જાણો. ઘેર બેઠાં તપ થઇ શકે નહિ. અહિ અનેક પ્રકારનાં વિઘ્નો આવી પડે મનમાં મોહ ઉત્પન્ન થાય તેથી પ્રભુને પામીએ નહિ કાયાદમીને તપકરતાં પ્રભુ મળશે મને આશિષ આપો હુ વનમા જઇને વહેલો આવીશ. કરૂણાકર પ્રભુ દયા કરીને આપણી આશા પૂર્ણ કરશે. દેવી સુનીતિ જ્ઞાની, હિંમતવાન અને ડાહી હતી. તે પુત્રના શ્રેયની અભિલાષિણી હતી તે પુત્રને ઘરમાંજ ગોંધી રાખી દુ:ખદ્ સ્થિતિમાં અને નિરાશામાં પડી રહેલો જોઇ શકે એવી નહોતી. તેણે પુત્રનાં હિંમત, ઉત્સાહ અને ધૈર્યતાના દૃઢ વચનો સાંભળી આનદ પામી કહ્યુ કે,—" પુત્ર ! તારા આવાં હિંમત અને ઉચ્ચભાવનાનાં વચનો સાભળી ખુશી થાઉં છુ. તું મારે એકનો એક પુત્ર છે, એમ ધારીને તને ખોટા લાડમા ઘેર બેસાડી રાખું એ મારા જેવી સ્ત્રીને યોગ્ય નથી તને સદાને માટે દુ:ખદ્ સ્થિતિમાં રહેલો અને નિરાશામા ગદ્ગદિત થતો જોઈ શકીશ નહિ. તારા જેવા લાયક પુત્રના શ્રેયમા મારે વિઘ્ન રૂપ થઇ પડવુ, એ મહાહાનિ કારક છે. જોકે તુ નાનીવયનો છે, પણ તુ તારા ઉત્તમ સદ્ગુણોને લઇ મહાન્ કાર્ય કરવાને સમર્થ થઇશ એવી મને ખાત્રી છે પુત્ર ! તારી અપર માતાનાં કઠિન વચન રૂપી બાણ મારા અને તારા હૃદયમાં ખુચે છે, માટે તુ ખુશીથી ઉત્કૃષ્ટ પદ મેળવવાને વનમા જા હવે હુ તારા મહાન્ ભાવને અટકાવીશ નહિ તુ તારૂ ઈચ્છીત પૂર્ણ કરીને વહેલો આવજે સર્વ વ્યાપક પ્રભુ તારૂં કલ્યાણ કરશે. " એ રીતે સુનીતિએ પોતાના વ્હાલા પુત્ર ધ્રુવને ઉત્સાહ અને હિંમતનાં વચનો કહી દૃઢકર્યો, તેથી ધ્રુવને વધારે ઉત્સાહ આવ્યો.

ધ્રુવ માતાની આજ્ઞા મેળવી નમન કરીને પાંચવર્ષની ઉમ્મરે તપ કરવા માટે વનમા જવા નગર બહાર નીકળ્યો. આગળ જતાં વનમાં **નારદમુનિ** મળ્યા. તેમણે તેની સર્વ હકીકત જાણ્યા પછી, પાછા વળવાનુ સમજાવતાં મુનિએ કહ્યુ કે,—" તારે માન અપમાન ગણવુ યોગ્ય નથી આ સંસારમાં પોતાના કર્મ વડેજ સુખ દુ:ખ મળે છે તુ જે ઇચ્છે છે તે બહુજ કઠિણ છે, સુખના વખતમા પુણ્યનો ક્ષય થાય છે, અને દુ:ખના વખતમાં પાપનો ક્ષય થાય છે; એમ માની આત્માને સતોષથી શરીર ધારી મનુષ્યો અજ્ઞાનતાને પાર પામે છે. " ધ્રુવે કહ્યુ; —" સુખ દુ:ખથી હણાયેલા મનુષ્યોને અર્થે આપે કૃપા કરી, શાન્તિનો

જે માર્ગ બતાવ્યો, તે મારા જેવાને તો પસંદ નહિ પડે તેવો છે. હું તો જે પદ ત્રિભુવનમાં પણ ઉત્કૃષ્ટ છે, અને જે પદ મારા પિતૃઓ કે બીજાઓ પણ પામ્યા નથી, તે પદ મેળવવા ઇચ્છું છુ. માટે હે બ્રહ્મન્! મને સારો માર્ગ બતાવો." ધ્રુવનો આવો દૃઢ નિશ્ચય જોઇને દયાવાન નારદે પ્રસન્ન થઇ કહ્યું કે.— "ભલે તુ મધુવનમાં જા, અને યમુનાજીમાં સ્નાન કરીને તપ કરજે. જળ, ફળ અને કંદમૂળનો અહાર કરજે, તથા ઈશ્વરના સ્વરૂપનું ધ્યાન કરજે." એમ કહી ધ્રુવને મંત્રોપદેશ કર્યો. એ મંત્ર જપ કરવાથી પ્રભુ મળશે, એવુ કહી તેણે ઇચ્છીત માર્ગ બતાવ્યો.

ધ્રુવ ઉત્કૃષ્ટ પદની ઇચ્છાથી મધુવનમાં ગયો. ત્યાં જઇ સર્વ ઇંદ્રિયો દમન કરી એકાગ્રચિત્તે તપ કરવા લાગ્યો. પાંચે પ્રાણરૂધિ એક પગે ઉભા રહી કેટલોક સમય તપ કરતાં અંતે પ્રભુ પ્રસન્ન થયા. ધ્રુવે તેમની સેવામાંજ રહેવાનું વરદાન માગ્યુ. એપરથી શ્રીવિષ્ણુભગવાને કહ્યું કે,—" તને અવિચળ પદ મળશે, તથા તારી સર્વ ઇચ્છા પૂર્ણ થશે." એમ કહીને તેને ઘેર જવાની આજ્ઞા કરી, કેમકે તેના માબાપ વાટ જોતાં હતાં, તેથી ધ્રુવ ઘેર ગયો તેને જોઇને સર્વ હર્ષ પામ્યા. પુત્ર પ્રભુ દર્શન પામી ઘેર આવ્યો જોઇ, માતા સુનીતિના આનંદનો તો કાંઇ પારજ રહ્યો નહિ. ધ્રુવ રાજ્યગાદી પામ્યો. સુનીતિ સર્વ પ્રકારે સુખી થઇ. ધ્રુવને એક અહલ્યા નામે સ્ત્રી, બીજી ઇંદ્રની પુત્રી, ત્રીજી શિશુમાર પ્રજાપતિની પુત્રી બ્રાહ્મી, ચોથી વાયુની પુત્રી ઈલા, અને પાંચમી ધન્યા નામે સ્ત્રી, એ પાંચ સ્ત્રી સાથે પરણ્યો સુનીતિ પોતાની પાંચે પુત્ર વધૂઓને પુત્રીની પેઠે રાખતી હતી. એ પાંચે પુત્ર વધૂઓ પરસ્પર શોકયો તરીકે ઝેરવેરથી ન રહે, તે માટે નિરંતર કાળજીથી શિખામણ આપતી હતી, તેમની શીખામણની અસર એ પાંચેને એવીતો સરસ થઇ હતી, કે તેઓ એક બીજીને સગી બેન જેવી ગણી પ્રેમભાવ બતાવતી. એક બીજાને સુખે સુખ અને દુઃખે દુ:ખ માનતી, એવો તેમાં પરસ્પર સદ્ભાવ વધ્યો હતો. સુનીતિનાં સદ્વર્ત્તન જોઇને ઉત્તાનપાદ રાજા પોતાનાં આગલાં કૃત્યોને માટે ઘણુ પસ્તાયો હતો. તે હવે સુનીતિને પોતાની પ્રાણ પ્યારી ગણી ચાહતો હતો. તેમ સુનીતિ પણ પતિએ પોતાનો વિના અપરાધે ત્યાગ કર્યો હતો. છતાં તે વિચાર કદિ પણ મનમાં નહિ લાવતાં પ્રેમથી તેની સેવા કરતી હતી. તેમજ પોતાની શોકય સુરૂચિનાપ્રપંચે રાજાથી વિયોગ થઇ દુ:ખ ઉપજ્યું હતું. તે મનમાં નહિ લાવતાં તેની સાથે પણ બેન પ્રમાણે સદ્ભાવ બતાવતી હતી. એ વગેરે જોતાં સુનીતિ ખરેખરી સુનીતિથી ભરપૂર "**દેવી**" જેવીજ હતી. ઇત્યાદિથી તેના ઉત્તમ સદ્ગુણો અને મનોભાવની મહત્તા જણાઇ આવે છે જ્યારે ઉત્તાનપાદ રાજા ધ્રુવને રાજ્યપાટ સોંપી વનમાં તપ કરવાને ગયો હતો;

ત્યારે આ પતિવ્રત પાળનાર સતી પણ સ્વામીની સાથે વનમા તેમની સેવા કરવાને સાથે ગઇ હતી અને વનમાંજ પતિની સાથે રહી પ્રભુ ભક્તિ કરીને પરમપદને પામી હતી. ધન્ય છે આ સતીને ! કે જે દાંપત્ય પ્રેમનો આવો અપૂર્વ મહિમા બતાવીને જગતમા અમરકીર્તિ રાખી ગઇ છે ! ! !

## સત્યવતી.




મહાસતી ઋચિક ઋષિની પત્ની, જમદગ્નિ ઋષિની માતા, કાન્યકુબ્જ દેશના ગાધિરાજાની પુત્રી અને મહાન્ઋષિ વિશ્વામિત્રની બેન થાય. આ સતી સ્વરૂપે સુંદર, બુદ્ધિવાન, ધાર્મિક નીતિવાન, દયાળુ, અને શાન્ત હતી, જેવી તે રૂપગુણે શ્રેષ્ટ હતી, તેવાજ ઋચિક ઋષિ જેવા શ્રેષ્ઠપતિ મળ્યા હતા તે વિષે એવું જણાવેલું છે કે;—એક વખતે ઋચિક ઋષિએ ગાધિરાજા પાસે આવી સત્યવતીને પોતાની ભાર્યાર્થે માગી, રાજા પોતાની સુકોમળ અંગની કુમારી ઋષિને આપી વનમાં મોકલવાને ખુશી નહોતો, પણ ઋષિ મહા સમર્થ હતા, જો તેને ના પાડે તો ઋષિ નારાજ થાય, આવી રીતે ધર્મ સંકટ આવી પડવાથી રાજા મહા વિચારમા પડયો, સત્યવતી પોતાના પિતાને વિચારમા પડેલા જોઇને બોલી કે,-પિતાજી ! મારા ધન્યભાગ્ય કે મને આવા ઋષિ જેવા પતિ મળશે, તેથી કરી હું મારા જીવનનુ સાર્થક કરી શકીસ- હુ રાજ્ય સમૃદ્ધિના સુખ કરતાં, તપ સમૃદ્ધિના સુખને વધારે શ્રેષ્ઠ માનુછુ, મને મહેલ કરતા, પર્ણકુટી વધારે વહાલી છે હુ સંસારના આનંદ કરતાં, ધર્મ કર્મના આનંદને વધારે ઉત્તમ ગણુછુ મને ગામ કરતાં વન વધારે પ્રિય છે વિવિધ પ્રકારના વસ્ત્રાનંકાર અને મિષ્ટાન્ન ભોજન કરતા, હુ વલ્કલવસ્ત્ર, ફળફુલ અને કંદમૂળના સાત્વિક ભોજનને શ્રેષ્ટગણુ છુ. માટે મારા વિષે કશો પણ વિચાર ન કરતા, મને આ મહાત્મા ઋષિ સાથે પરણાવો. મને તેમની સાથે પરણાવવાથી તમારૂ ઘણુ કલ્યાણ થશે. રાજા આ પ્રમાણે પોતાની પુત્રીનાં વચન સાભળી ઘણો ખુશી થયો, તેમજ ઋચિક ઋષિએ પોતાના પ્રબળ પ્રતાપથી રાજાને એક હજાર સ્યામ કર્ણી અશ્વ લાવી આપ્યાથી તે ઘણું આશ્ચર્ય પામ્યો. ઋષિની આવી અદ્ભૂત શક્તિ જોઇને રાજા પોતાની સાથે સત્યવતીને લઇને વનમા આવ્યો અને તેને ઋષિની સાથે પરણાવી. ઋષિ વનમાં આશ્રમ બાંધી ગૃહસ્થાશ્રમ ધર્મ ચલાવવા લાગ્યા. આ પ્રમાણે ઘણા દિવસ વિત્યા પછી તેના મૂળ પુરૂષ ભૃગુ ઋષિ પોતાની ઇચ્છાથી તેના આશ્રમમાં આવ્યા, ઋચિક ઋષિએ અને સત્યવતીએ તેમનો ઘણી પ્રકારે સત્કાર કર્યો. ઘણા દિવસથી આનંદથી રાખ્યા. સત્યવતીએ ઉત્કૃષ્ટ પ્રકારે તેમની સેવા કરી,

તેથી ભ્રગુ ઋષિએ પ્રસન્ન થઇ, સત્યવતીને વરદાન માગવાની આજ્ઞા કરી. તેથી સત્યવતીએ નમ્રવદને પ્રાર્થના કરી કે,—હે મહાત્મા ! મારા પિતા અપુત્ર હોવાથી દુ:ખી છે માટે તેને અને મને પુત્રની પ્રાપ્તિ થાય એમ કરો. ભૃગુ-ઋષિએ તે બેઉને પુત્ર થાય એવો ઉપાય બતાવ્યો તેથી સત્યવતીને જમદગ્નિ જેવા સમર્થ પુત્ર અને ગાધિરાજાને વિશ્વામિત્ર જેવા પુત્ર રત્નની પ્રાપ્તી થઇ હતી. એ રીતે સત્યવતીએ પોતાના ઉત્તમ ગુણ પ્રભાભથી ભૃગુ ઋષિ જેવા સમર્થ મહાત્માને પ્રસન્ન કરી માતા અને પોતાના કુળને ઉજવળ કરે એવા મહા પ્રતાપી પુત્રો પ્રાપ્ત કર્યા હતા અને જતા વંશને રાખ્યા હતા

આ સતી પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલી પતિને પ્રિય થઇ હતી. જમદગ્નિ ઋષિ સત્યવતી જેવી પ્રતાપી સતીમાતાના હાથ નીચે ઉછરી, શિક્ષણ પામી મહા સમર્થ થયા હતા. જેણે **સહસ્રાર્જુન** જેવા મહા બળવાન રાજા સાથે યુદ્ધ કર્યું હતુ, એટલુજ નહિ પણ જેને ત્યા પૃથ્વીને એકવીશવાર નક્ષત્રિ કરનાર **પરશુરામ** જેવા દેવાંશી પુત્ર અવતર્યા હતા આ શું સત્યવતી જેવી સતી સ્રીનો ઓછો પ્રભાવ છે ? ધન્ય છે સત્યવતીને ! જેઓ રત્નગર્ભા મહાસતીના પદને પામ્યા અને પતિ તથા પિતાના કુળને ઉજવળ કરી અમર કીર્તિ રાખી ગયા છે ! ! !

---

## સરમા.



પવિત્ર સાધ્વી આ રાવણના ભ્રાતા **વિભિષણ**ની ધર્મ પત્ની થાય તેના પિતાનુ નામ **શૈલૂષ** હતુ. એ ગંધર્વ જાતિનો હતો. સરમાનો જન્મ માનસરોવર ની સમીપ થયો હતો. તે વખતે કહે છે કે,—માનસરોવરનુ પાણી વર્ષાદ ને લીધે એટલુ તો વધી ગયુ કે, તે તેની માતાની સાથે તણાવા લાગી હતી, પરંતુ ઇશ્વર કૃપાથી બચી હતી. તે સરોવરમાથી બચી એ ઉપરથી તેનુ નામ **સરમા** પાડયુ હતુ. સરમા સ્વરૂપે સુંદર અને મનોહર હતી. સ્વભાવે બુદ્ધિવાન, ઉદાર, ધાર્મિક ધૈર્યવાન, અને પતિ પ્રેમી હતી તે પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલી વિભીષણને સલાહ અને સહાયતા આપવા વિગેરેમાં ઘણી ઉપયોગી થઇ પડી હતી. વિભીષણ પણ તેના ગુણ પ્રભાવને લઇ ઘણુ ચાહતો અને માન આપી સંતોષતો હતો પતિ પત્નીને પરસ્પરના ગુણોની અસર થાય છે, તેનો આ દંપતી પ્રત્યક્ષ પુરાવો છે. વિભીષણમાં સાત્વિક વૃતિનો ભાવ હતો તે તેની પત્ની સરમામાં પણ આવ્યો હતો આ દંપતી એક વચની, સત્ય પર પ્રેમ અને સ્વધર્મ પર શ્રદ્ધા રાખનારાં હતાં. સાધુ સંત અને ધર્મ નીતિવાળાં માણસો પર ઘણો ભાવ રાખતાં હતાં અને ન્યાય નીતિથી ચાલનારાં મનુષ્યનો પક્ષ ખેચતાં. તેથી લંકાની પ્રજા અને

બહારના લોકોમાં તેમની કીર્ત્તિ વધી હતી. જ્યારે રાવણ સીતા જેવી મહાસતીને હરિ લાવ્યો, ત્યારે સરમાને ઘણો ખેદ થયો હતો. જે સ્ત્રી પર પુરૂષ ઉપર ચાહના રાખી અનીતિને માર્ગે ચાલતી અને જે પુરૂષ પર સ્ત્રીને ચાહી અધર્મ માર્ગે ચાલતો, તેના ઉપર તેમને ઘણો ધિક્કાર છુટતો, એવી તે પવિત્ર મનની અને નીતિ વાળી ધાર્મિક હતી. રાવણ જોકે પોતાને જેઠ થતો અને બળવાન હતો, પણ સીતા જેવી મહાસતીને બળાત્કારે પકડી લાવ્યો. તે એ જોઈ શકી નહી. તેણે તુરત રાવણ સન્મુખ જઇને કહ્યું હતું કે;—"તમો સીતાને હરિ લાવ્યા છો, એ ઘણુજ ખોટુ કર્યું છે. સીતા સાક્ષાત્ શક્તિ સ્વરૂપ છે. તે પોતાના સતીત્વ પ્રભાવથી તમારો તત્કાળ નાશ કરવાને શક્તિવાન છે, પણ તે ધૈર્યતા રાખી રહી છે. તેમને દુઃખ આપવાથી આખા કુટુંબનો સત્વર નાશ થશે. માટે તમો તમારા અપરાધની ક્ષમા માગી, તેમના પતિ રામને જઇને સોપો. તમે તમારી શક્તિનો પરસ્ત્રીને હરણ કરી અવળો ઉપયોગ કરો નહિ. જો તમે સમજો અને તમારૂ આ લોક અને પરલોકમાં શ્રેય થવા ચાહતા હો, તો પરસ્ત્રી સામુ ખરાબ દૃષ્ટિથી જુઓ નહિ. જે પુરૂષ પર સ્ત્રીને ચાહે છે અને જે સ્ત્રી પર પુરૂષને ભજે છે. તેની કોઈ પણ પ્રકારે સિદ્ધિ થતી નથી; એટલુજ નહિ પણ તેના ધર્મ, કર્મ, ધન, આયુષ્ય અને આબરૂનો નાશ થાય છે." વગેરે ઘણુ કહ્યા છતાં પણ રાવણે માન્યુ નહિ. ત્યારે આ સતી એ પોતાના પતિ વિભીષણને કહ્યું કે,—"તમારા જેષ્ઠ ભ્રાતા રાવણે ઘણુંજ વિપરીત કામ આદર્યું છે. જોકે એ તમારો ભાઇ છે, પણ તે અધર્મ માર્ગે ચાલે છે, તે બહુજ ખોટું છે. અધર્મ માર્ગે ચાલનાર ગમે તો પિતા પુત્ર કે ભાઇ હોય અગર સ્ત્રી કે પુત્રી હોય તોપણ તેનો તુરત ત્યાગ કરવો જોઇએ. નહિ તો કુટુંબને ઘણું દુઃખ પેદા થાય છે માટે તમારા ભાઈનો ત્યાગ કરવો જોઇએ તેમને સહાય કરી, તેમનાં અવળા કૃત્યને ઉત્તેજન આપશો નહિ. નહિતો તમારા ઉપર પણ દૈવનો કોપ થશે." વગેરે ઘણી ભલામણ કરી હતી. અહો ! સતી સરમા કેવી ધર્મ નીતિ વાળી અને ઉચ્ચ ભાવનાવાળી સ્ત્રી હતી, તે આ પરથી જણાઇ આવે છે.

સરમા અશોક વનમા જઇ, જ્યા સીતા શોક સાગરમાં બેઠેલી હતી, ત્યાં દુઃખમાં દિલાસો આપવાને માટે બેન જેવા ભાવથી મળતી અને દેવી તુલ્ય માન આપી ચાહતી. તેની સાથે તત્વજ્ઞાન અને ધર્મનીતિની ચર્ચા કરી આનંદ આપતી. રામચંદ્રજી તરફના કુશળ સમાચાર વિભિષણને મળતા, તે પોતે અશોક વનમાં જઇને સીતાને આપતી. જ્યારે રાવણ સીતાને સંતાપવા કપટ ચાતુર્ય કરતો; ત્યારે તેનો ભેદ ખૂલ્લો પાડી સીતાને દિલાસો આપતી, તેમજ સીતા પાસે રહેલી રાક્ષસીઓ તેમને સંતાપે નહિ, તેની સંભાળ રાખતી, વગેરે પ્રકારે તે સીતાને સહાયક થઇ હતી. જ્યારે રામચંદ્રજીએ રાવણને મારી વિભીષણને લંકાનુ રાજ્ય

આપ્યુ; ત્યારે સતીસરમા લકાની મહારાણી થઇ હતી; તોપણ તે રાજ્યવૈભવમાં પોતાનો ધર્મ ભૂલી નહોતી તે નિરતર સાત્વીક રીતે વર્ત્તીને અતિથિ અભ્યાગતો ને અન્ન વસ્ત્ર આપી ભક્તિમાન સાધુ સંતની સેવા કરતી, એટલુંજ નહિ પણ પતિને રાજ્ય કારભાર ચલાવવામાં સલાહ અને સહાયતા આપી, પ્રજા જે રીતે સુખી અને ધર્મ નીતિ વાળી થાય, તેમ કરવા પ્રયત્ન કરતો તેથી કરી લંકાની પ્રજા ઘણી સુખી થઇ હતો. તેઓ તેને એક રક્ષાકર્ત્રી **દેવી** તરીકે પૂજ્ય ગણી માન આપતા. વૃદ્ધવસ્થા થતા નિરંતર પતિ સાથે ઇશ્વર ભક્તિમાં કાળ ગુજારી પરમ ગતિને પામી ગઇ છે સરમા ! તને ધન્ય છે ! તુ ધર્મ નીતિથી ચાલી એક પરદુ ખ ભંજન તરીકે જગતમા સુદષ્ટાંત રૂપ અમર કીર્ત્તિ રાખી ગઇ છે ! ! !

## સરસ્વતી—ભારતી.



પ્રસિદ્ધ પવિત્ર સતી મહાન્‌પડિત **મંડનમિશ્રની** ધર્મ પત્ની થાય, તેનુ બીજુ નામ **ભારતી—ઉભયભારતી** હતુ. કાશીથી ગયા તરફ જતા માર્ગમાં શોણભદ્ર નામે નદી આવે છે. તેના તીરપર બ્રાહ્મણવાસ નામે ગામ હતું, ત્યાં **વિષ્ણુમિત્ર** નામે એક વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો. સરસ્વતી એ તેની પુત્રી હતી એ બહુ ભણેલી અને મહાન્‌વિદ્વાન હતી, પૂર્વના આર્યો પોતાની પુત્રીઓને કાવ્ય, વ્યાકરણ, રસાલકાર, ગીત, વાદ્ય, નૃત્ય, ગાન્ધર્વ વેદ, પાકશાસ્ત્ર. અને ગણિતશાસ્ત્ર ઇત્યાદિ વ્યવહારોપયોગી સસ્કૃત ગ્રથો ભણાવતા હતા. વિષ્ણુમિત્ર પડિતને સરસ્વતી એકની એક પુત્રી હતી તેથી તેણીને ચારવેદ, ચાર ઉપવેદ વેદાંગ, છશાસ્ત્ર, અને પુરાણાદિ ઘણા ગ્રથો ભણાવ્યા હતા. તેથી તે જ્ઞાન બળમાં એટલી તો ચઢીયાતી થઇ હતી કે, એ સમયનો કોઈ પણ પડિત તેને વિવાદમાં જીતી શકતો નહોતો. તેના એવા પાડિત્યને લીધે બાળપણમાજ તેની કીર્ત્તિ આખા ભરતખડમા પ્રસરી રહી હતી સરસ્વતીની માતાનું નામ **સુભગા** હતુ સરસ્વતી સર્વ વિદ્યામાં પરાગત થઇને યોગ્યવયે પહોંચી, ત્યારે તેનું ચિત્ત આ સાસારિક સબધમા જોડાવા તરફ વળ્યુ એ કાળે માબાપ પોતાના સતાનોને હાલની પેઠે કુળ મોટપ કે પૈસાની લાલચને લીધે નાની ઉમ્મરથી એક બીજાના ગુણ દોષ જાણ્યા કે જોયા સિવાય લાકડે માંકડુ વળગાડીને તેમનો ભવ ખરાબ કરતાં નહોતાં પુત્ર કે પુત્રી જ્યારે ભણી ગણીને યોગ્ય વયનાં થતાં, ત્યારેજ તેમના ગુણ સ્વભાવ મળતા જોઇને તેમનાં લગ્ન કરતાં હતાં તેમાં પણ એક બીજાને પસદ પડતાં વરકન્યા વચ્ચે લગ્ન થાય, એ રીત તેમને વધારે પ્રિય હતી, તેથી તેઓ બની શકે ત્યાસુધી એવી જોગવાઇ કરી આપતા હતા. એવી રીતનાં લગ્નથી દપતિ ઘણાં સુખી થાય છે. એ નિઃસશય વાત સમજવી,

સતી સરસ્વતી ઉમ્મર લાયક થવાથી તે પોતાના જેવો વિદ્યાવંત વર શોધીને તેની સાથે લગ્ન કરવાની તજવીજ કરવાલાગી તેવામા નર્મદાકિનારાના યાજ્ઞિક બ્રાહ્મણો વિષ્ણુમિત્ર પંડિતને ઘેર પરોણા થઈને આવ્યા તેમના મુખેથી મંડનમિશ્રની વિદ્વતાની વાતો સરસ્વતીના સાભળવામા આવી. તેથી તેણે એ પંડિતનુ નામ ઠામ પુછતા તેમણે જણાવ્યુ કે,—નર્મદા-રેવાનદી કિનારે **માહિષ્મતી**નગરી છે, ત્યા **હિમમિત્ર** નામે એક પંડિતનો પુત્ર મંડનમિશ્ર છે તેણે **પ્રયાગ** વાળા પ્રખ્યાત **કુમારિલ** ભટ્ટાચાર્ય પાસે રહીને ઘણી વિદ્યાઓનુ અધ્યયન કર્યુ છે. તે જ્ઞાન બળમા એવો તો સમર્થ છે કે ઘણા પંડિતો વિદ્યા વાદમા તેનાથી પરાજય પામ્યા છે વળી તેણે બૌદ્ધ મતનુ ખંડન કરીને વેદધર્મનુ મંડન કર્યુ છે. તેથીજ લોકો તેને તેના મૂળ નામ **"વિશ્વરૂપ"** ને બદલે મંડનમિશ્ર કહી બોલાવે છે. હાલના સમયે તેના જેવો કોઈ પંડિત અમે જોયો કિવા સાભળ્યો નથી એ રીતે અતિથિ બ્રાહ્મણોના મુખેથી મંડનમિશ્રના વખાણ સાભળવાથી તેનેજ વરવાની સરસ્વતીને ઇચ્છા થઇ તેથી તેણે એક પત્ર મંડનમિશ્ર ઉપર લખીને તે બ્રાહ્મણને આપ્યો અને કહ્યુ કે, તમે જ્યારે રેવાતટે જાઓ, ત્યારે આ પત્ર મંડનમિશ્રને આપીને મારી વાત તેમને જણાવજો બ્રાહ્મણોએ તે પ્રમાણે કર્યુ મંડનમિશ્રે સરસ્વતીનો પત્ર વાચીને તેનો મનોભાવ જાણી લીધો, અને તેને વરવાની પોતાની પણ ઇચ્છા થઈ પછી યથા સમયે બને જણના માતા પિતાની સમતી મળવાથી તેઓ લગ્નની પવિત્ર ગાઠથી જોડાયા અને પરમ સુખી થયા સતી સરસ્વતિ શાસ્ત્ર નિયમાનુસાર પતિવ્રતાનો ધર્મ પાળી પતિને અનેક રીતે ઉપયોગી થઈ આનંદ આપતી

આ પતિ પરાયણ અને વિદ્વાન સતીની સાધુતા અને પંડિતાઇની વિશેષ ખાત્રી તો તેણે શ્રીમાન્આદ્યશંકરાચાર્ય જેવા મહાન્ સમર્થ સર્વજ્ઞ પંડિતની સાથે મંડનમિશ્રે વિદ્યાવાદ આરંભ્યો, ત્યારે બને વચ્ચે હારજીતનો નિર્ણય કરવા માટે સરસ્વતીનેજ મુકરર કરી હતી, ત્યારે થઈ હતી. આહા ! આ કાઈ થોડા સાનદાશ્ચર્યની વાત નથી, આવા બે મહાન્ સમર્થ પંડિતો વચ્ચેના વિદ્યાવાદમા કોણ હાર્યુ અને કોણ જીત્યુ, એ વાત મુકરર કરવામા ખરેખર મહાબુદ્ધિ અને બોહોળુ જ્ઞાન જોઇએ. તે હોવાનુ માન આ અબલા જાતિ સરસ્વતીને મળ્યુ હતુ એ તેના મહા પાડિત્યની પ્રત્યક્ષ સાક્ષી છે વળી વધારે આશ્ચર્યનો વિષય તો એ છે કે શ્રીમાન શંકરાચાર્ય સ્વામીએ પોતાનાજ પ્રતિ પક્ષીની સ્ત્રીના ઉપર ઇતબાર રાખીને હાર જીતના સાક્ષી ભૂત તરીકે તેને કબુલ રાખી હતી, અને તે પ્રમાણે તેણે પોતાની પવિત્ર ફરજ નિષ્પક્ષપાત પણે બજાવી હતી એ તેના શુદ્ધ પ્રમાણિકપણાની અનહદ સીમા છે. આથી તેની થોડી લાયકી બતાવે છે !

શ્રીમાન્ શંકરાચાર્ય કહે,—" **બ્રહ્મસત્ય છે,** " તે સિદ્ધ કરી આપીશ

અને મંડનમિશ્ર કહે,—**વેદનો પૂર્વકાંડ—કર્મકાંડ સત્ય છે.** ” તે સિદ્ધ કરી આપીશ એવી રીતે બનેએ પ્રતિજ્ઞા લીધી હતી. તેમા હારજીતનો નિર્ણય સર-કરવાનુ ઠરાવ્યુ હતુ જે હારે તે જીતનારનો શિષ્ય થઇ રહે એવુ ઠરાવ્યુ-હતુ એ વાદ યુદ્ધની વખતે સરસ્વતીએ મધ્યસ્થપણે રહેવુ એવુ નક્કી થયા પછી બીજે દિવસે વિવાદ સ્થળમાં સૌ એકઠા થયા, એટલે સરસ્વતીએ બને પડિતોના ગળામા ફૂલના હાર પહેરાવીને કહ્યુ કે,—ફૂલની માળા જેના ગળામા કરમાશે, તેમને હુ હાર્યા સમજીશ તે પછી વિવાદ શરૂ થયો હતો તેમા જીવ અને ઇશ્વ-રનુ એકપણુ છે, તે મંડનમિશ્ર માન્ય કરતો નહોતો, તેને શ્રુતિઓના પ્રમાણુ આપીને બ્રહ્મ સત્ય છે, એ સિદ્ધ કરી આપીને અદ્વૈતનુ સ્થાપન કર્યુ. તેથી મ-ડનમિશ્ર પડિતની હાર થઈ તે છતા સરસ્વતીએ નિષ્પક્ષપાત પણ પોતાના પતિના પ્રતિપક્ષીનો જય અમ્લાન વદનથી જાહેર કર્યો હતો મંડનમિશ્ર હાર્યાથી કરાર પ્રમાણે સર્વ ત્યાગ કરીને શ્રીઆદ્ય શંકરાચાર્યને શરણે થયા, એટલે શ્રીશંકરે સરસ્વતીના સામુ જોયુ સરસ્વતીએ તેમનો આશય જાણી લીધો તેથી તેણે જણાવ્યુ કે,— ‘પત્ની પણ પતિના આત્માની 'અર્દ્ધ ભાગિની છે એવુ શ્રુતિમા કહ્યુ છે માટે મને જીતો ત્યારે ખરૂ જો કે આપ વિદ્વાન અને સર્વજ્ઞ છો, તો પણ આપની સાથે વાદ કરવા હુ તૈયાર છુ ” સરસ્વતીના આવા વચન સાભ-ળીને શંકરે કહ્યુ કે,-હે ! અબળા તમારી સાથે મારે વાદ કરવો યોગ્ય નથી, કારણુ કે યશસ્વી પુરૂષો અબળાની સાથે વાદ કરતા નથી શ્રી શંકરનાં આવાં વચન સાભળીને સરસ્વતીએ કહ્યુ કે-“મહારજ ! આ બાબતમા વ્યક્તિ વિશેષની અપે-ક્ષા નથી પોતનો મત તોડવા જે યત્ન કરે, તે પુરૂષ જાતિ હોય, કે સ્ત્રી જાતિ હોય, તોપણ તેની સામે પોતાના પક્ષનુ રક્ષણ કરવામા તત્પરતા ધરાવનારા-ઓએ તેને જીતી લેવાનો યત્ન કરવો જોઇએ તેટલા માટેજ યાજ્ઞવલ્કય નામના મુનિરાજે **ગાર્ગી** નામે અબળાની સાથે વાદ યુદ્ધ કર્યુ હતુ અને જનકરાજાએ **સુલભા** નામની અબળા સાથે વાદ યુદ્ધ કર્યુ હતુ ત્યારે શુ ! યાજ્ઞવલ્કય જેવા પુરૂષો તત્વજ્ઞ નહોતા ?” સરસ્વતીનુ એવુ સયુક્તિક વચન સાભળીને મનમાં પ્રસન્ન થઈ શ્રીશંકરે તેની સાથે વિદ્યા વાદ કરવાનુ કબુલ કર્યુ દિવસ નક્કી કર્યો, પછી જ્યારે પરસ્પર જીતી લેવાની ઉત્કઠાવાળા એ બને જણની બુદ્ધિ અને ચાતુર્યથી શબ્દોના પ્રવાહની ધારા એવી તો સરસ ચાલવા લાગી કે જેના શ્રવ-ણથી વિદ્વાનો પણ આશ્ચર્ય પામીને તેમને બૃહસ્પતિ અને શુક્રાચાર્યથી પણ અ-ધિક ગણવા લાગ્યા, સંધ્યા વંદનાદિક આવશ્યક કર્મના નિમેલા સમય સિવાય તેમનુ વાદ યુદ્ધ રાત દિવસ વિશ્રાંતિ વગર ચાલ્યા કરતુ, એવી રીતે વાદ કરતાં સત્તર દિવસ વિતી ગયા, પણ શ્રીશંકર હાર્યા નહિ, ત્યારે સરસ્વતીએ વિચાર કર્યો કે, આ આચાર્ય બાળપણમા સન્યાસી થયેલા છે, અને તેઓ કદીપણ શીલવ્રતથી

ચૂકેલા નથી માટે વાત્સાયન સૂત્રો વિષેનો સંવાદ કરીને તેમનો પરાજ્ય કરૂં. એમ ધારીને કામસાસ્ત્રને લગતા કેટલાક પ્રશ્નો પૂછ્યા શ્રીમાનશંકરાચાર્ય તો સર્વજ્ઞ હતા, પણ સન્યાસી ધર્મમા પરંપરાના સંપ્રદાયને બાધ ન આવે, એવી રીતે ઉત્તર આપવાના હેતુથી જગવાર વિચાર કરીને કહ્યું કે,—આ વિષયમાં મને એક મહિનાની મુદત મળવી જોઇએ પછી સરસ્વતીએ તેમને એક માસની મુદત આપી હતી.

શ્રીમત શંકરાચાર્ય બીજા સ્વરૂપે એક મહિનામા કામશાસ્ત્રનું જ્ઞાન મેળવી આવીને વિવાદ કર્યા. તેમા આખરે શ્રીશંકરનો જય થયો. છતા સરસ્વતીએ એ વાદવિવાદમાં પોતાની મહાન્ બુદ્ધિની ઓળખાણ આપી હતી શ્રીશંકર તેને મંત્રબદ્ધ કરીને તુંગભદ્રા નદીને કિનારે પ્રતિષ્ઠિત શૃંગપુરમા ગયા હતા. તે જગોએ એક મઠ બાંધી ત્યા સરસ્વતીને રહેવાની આજ્ઞા કરી હતી. ત્યા ચિરકાળ રહી હતી. એ મઠ આદ્યાપિ સુધી શૃંગાગીરી—શૃંગેરી અથવા સિંહારી નામથી વખણાય છે. સરસ્વતી—ભારતીએ ત્યા ભારતી સંપ્રદાય સ્થાપ્યો, અને ત્યાના શિષ્ય મંડળને ભારતી નામ આપ્યું મંડનમિશ્રને શ્રીશંકરે સન્યસ્તની દિક્ષા આપી, અને "**तत्त्वमसि**" એ મહા વાકયનો ઉપદેશ આપ્યો, ત્યારથી મંડનમિશ્રની ગણના સુરેશ્વર અથવા સુરેશ્વરાચાર્ય નામથી શ્રીશંકરના મુખ્ય શિષ્યોમા થઇ હતી. એ રીતે તે ભારત વર્ષમા સરસ્વતીના અવતાર રૂપ અવતરીને પોતાના નામનો મહીમા વિદ્યાવાદમા બતાવી આપ્યો છે પ્રાચીનકાળમા આર્ય મહિલાઓ વિદ્યાની મહાન્ ઉપાસક હતી, અને તેઓ બુદ્ધિબળમા તથા જ્ઞાન બળમા પુરૂષોની સાથે હરિફાઇ કરી શકતી હતી તેની ખાત્રી આ સરસ્વતી—ભારતી તથા ગાર્ગી જેવી મહાન્ વિદ્વાન સતી સ્ત્રીઓએ કરી આપી છે ધન્ય છે તેમને ! કે તે આ આર્યદેશની સ્ત્રીઓને સુદ્દષ્ટાન્ લેવા લાયક અમર નામના રાખી ગઈ છે હે ! મંગળકારી પ્રભુ ! આ દેશમા ફરી આવી વિદ્વાન સતી સ્ત્રીઓ પેદાકર ! ! !

## સત્યભામા



**આ** પરમ પવિત્ર પ્રખ્યાત સતી સ્ત્રી **શ્રીકૃષ્ણની** આઠ પટરાણીઓ માહેલી એક તે **સત્રાજિત** રાજાની પુત્રી થાય સત્રાજિત રાજાને શ્રીકૃષ્ણે તેનો સ્યમંતકમણિ લાવી આપ્યો. તેના ઉપકારના બદલામા તેણે પોતાની પુત્રી **સત્યભામા**ને શ્રીકૃષ્ણ સાથે પરણાવી હતી સત્યભામા સ્વરૂપે અતિ સુંદર બુદ્ધિવાન, ધર્મ અને નીતિ શાસ્ત્રમાં કુશળ, સ્વભાવે શાન્ત પણ જરા રીસાળ, તેજસ્વી અને શ્રીકૃષ્ણને અતિ પ્રિય હતા સત્યભામા જ્યારે પરણ્યા, ત્યારે તેના પિતા સત્રાજિતે સ્યમંતકમણિ જે અતિ પ્રખ્યાત્ અને અલૌકિક ગણાતો હતો, તે તેને

આપ્યો હતો. પ્રયાગ-જ્યોતિષ્ટપુરનો રાજા નર્કાસુર જે ઘણોજ અધર્મી હતો. તે પૃથ્વી પરના અનેક રાજાઓને જીતી તેમની કુંવારી કન્યાઓ પકડી લાવી પોતાને ત્યાં મહેલમાં રાખી હતી એવી સોળ હજાર એકસો ને એક કુંવારી કન્યાઓ તેણે ભેગી કરી હતી. આજુ બાજુના રાજાઓ અને પ્રજા પર ઘણો જુલમ કરતો હતો ઈંદ્ર ને હરાવી અદિતીનાં કુંડળ પહેરી લીધાં હતા. ઋષિઓ અને ભક્તજનોને પણ દુ:ખ દેવા લાગ્યો હતો, ત્યારે ઈંદ્રના કહેવાથી શ્રીકૃષ્ણ સત્યભામાને સાથે લઇ નર્કાસુર સાથે યુદ્ધ કરવાને ગયા હતા જ્યારે નર્કાસુર બહુ ભારે ત્રીશુળ લઇને મારવાને ધસી આવ્યો, ત્યારે સત્યભામા જે આયુદ્ધમા સાથેજ હતા, તેમણે સમય સૂચકતા વાપરી બૂમ પાડી શ્રીકૃષ્ણને જણાવ્યુ કે;-પ્રાણનાથ! એ પાપીને મારો ' સત્યભામાના એ વચન સાભળતાંજ શ્રીકૃષ્ણે તરત સુદર્શન ચક્રવડે એ પાપીનુ શિશ ઉડાવી દીધુ હતુ આપરથી જણાઇ આવે છે કે, સત્યભામા યુદ્ધમાં કુશળ, હિંમતવાન, ચતુર અને સમય સૂચક હતા તેમજ પતિને યુદ્ધ પ્રસગે કેવાં ઉપયોગી થઇ પડયા હતા, તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે. આ પ્રસગે શ્રીકૃષ્ણે તેમના ઉપર પ્રસન્ન થઈને, નંદન વનમાથી કલ્પવૃક્ષ લાવીને તેમના મહેલના દ્વાર આગળ રોપાવ્યુ હતુ

નારદજીએ જ્યારે પારીજાતકનુ ફુલ લાવી શ્રીકૃષ્ણને આપ્યુ, ત્યારે શ્રીકૃષ્ણે એ ફુલ રૂકિમણિને આપ્યુ હતુ તેપરથી સત્યભામા રીસાયાં હતાં; તે માટે શ્રીકૃષ્ણે તેમને રંજન કરવાને એ આખું વૃક્ષ ઇંદ્રની ઇચ્છા વિના તેના નંદન વનમાંથી લાવી, સત્ય ભામાના મેહેલના દ્વાર આગળ રોપાવી તેનો રોસ ઉતાર્યો હતો. એક વખતે હસ્તિનાપુરથી એવા સમાચાર આવ્યા કે કુન્તાજી સહિત પાંડવો લાક્ષાગૃહમાં બળી ભસ્મ થયા છે! આવા સમાચાર જાણી શ્રીકૃષ્ણ હસ્તિના પુર જવાને બળભદ્રજી સાથે તૈયાર થયા, ત્યારે સત્યભામાને સ્યમંતકમણિ સોંપી તેને તેના પિતા સત્રાજિતને ઘેર મુકી ગયા હતા. આ વખતનો લાગ જોઈને શતધન્વા રાજા શત્રાજિતને મારી એ મણિ લઇ નાશી ગયો આ માઠા બનાવથી ત્રાસ પામી સત્યભામાએ હસ્તિનાપુર આવી સર્વ ખબર આપ્યા શ્રીકૃષ્ણે સત્યભામાને દિલાસો આપી શાન્ત કર્યા, અને પોતે તરત શતધન્વાની પાછળ જઇ તેનો નાશ કર્યો અને મણિ લાવી સત્યભામાને સ્વાધીન કર્યો હતો.

આ સર્વપરથી જણાઇ આવે છે કે, સત્યભામાએ પોતાના સદ્વર્ત્તન અને ડાહપણથી પોતાના પતિ શ્રીકૃષ્ણનો કેટલો બધો પ્રેમ મેળાવ્યો હતો! અને શ્રીકૃષ્ણ પણ એ પ્રેમને આધિન થઈ, પોતાની પ્યારી સ્ત્રી પ્રત્યે પોતાનો પતિ તરીકેનો ધર્મ બજાવવા કેટલુ બધુ સહન કરીને પણ તેમની મરજી સાચવતા હતા! આ શું આ પવિત્ર દંપતિની થોડી મહત્તા છે! ઘણીજ.

સત્યભામાને દ્રૌપદી વચ્ચે પતિવ્રતાના ધર્મ વિષે સંવાદ થયો હતો. તેમ

ને ભાનુ, સુભાનુ, પ્રભાનુ, ભાનુમાન, ચંદ્રભાનુ, બૃહદભાનુ, અતિભાનુ, શ્રી ભાનુ અને પ્રતિભાનુ એ દશ પુત્રો અને એક પુત્રી થઇ હતી જ્યારે શ્રીકૃષ્ણ સ્વધામ ગયા, ત્યારે સત્યભામાએ તેમની સાથે સહગમન કર્યું હતુ ખરેખર જગતમાં સ્ત્રી પુરૂષ વચ્ચે આવોજ પ્રેમ જોઇએ આ સુદૃષ્ટાત સત્ય સુખાભિલાષી સ્ત્રી પુરૂષોએ લક્ષમા લેવા લાયક છે.

## અદિતી.





પવિત્ર મહાન્ સતી કશ્યપ ઋષિની તેર સ્ત્રીઓ માહે સૌથી મોટી ધર્મ પત્ની અને પ્રાચેતસ દક્ષપ્રજાપતિની પુત્રી થાય. બાળપણથીજ પિતાના ઘરમા અપાતા ધર્મ શિક્ષણના પ્રબળ પ્રભાવથી તેના હૃદયમા ધર્મ શ્રદ્ધાએ વાસ કર્યો હતો, પતિસેવા, સૌભાગ્યવ્રતો તથા બીજા ગૃહાચાર સબધી જ્ઞાનમા તે સતી ઘણાંજ કુશળ હતાં પરણીને પતિના ઘરમા આવ્યા પછી ધાર્મિક અને વ્યાવહારિક કાર્યોમા પતિની સાથે ભાગ લઈ ને તેમના મનને જીતી લીધુ હતું પોતાની બીજી બેન દિતી કસ્યપને પરણી હતી, પરતુ તેનો સ્વભાવ જરા મનસ્વી હતો, અદિની માતાના સત્વગુણ પ્રભાવે તેના પુત્રો જ્યારે સત્ત્ર ગુણી થયા હતા, ત્યારે દિતીના પુત્રોમા તમોગુણ પ્રધાન હતો તેથી અદિતીના પુત્રો દેવતાઓ અને દિતીના પુત્રો દૈત્યો વચ્ચે નિત્ય વઢવાડ થયા કરતી હતી છેવટે તેઓ દેવોને રાજ્ય ભ્રષ્ટ કરીને સ્વર્ગનુ રાજ્ય કરવા લાગ્યા હતા તેથી અદિતીનુ શરીર સંતાપથી ગળવા માંડયુ હતુ. તેવામાં કસ્યપ ઋષિ સમાધિમાંથી ઉઠીને અદિતીના આશ્રમમા આવ્યા. જુવે છે તો આશ્રમ ઝાખુ, આનદરહિતનુ અને હાલહવાલ થયેલુ દીઠુ કસ્યપ મુનિને આવતા જાણી ને અદિતીએ આસન આપી વિધિપૂર્વક સત્કાર કર્યો. પછી કસ્યપે પૂછ્યુ કે,–વ્હાલિ ! તું આજે ઉદાસ કેમ દેખાય છે ? અગ્નિમા હોમ કેમ કર્યો નથી ? તારા કરમાયેલા મુખપરથી તારા મનમા કઇ ખેદ હોય એમ જણાય છે. અદિતી બોલ્યા,–પ્રાણનાથ ! આપણો સર્વ ધર્મ કુશળ છે. આ ઘર તે ધર્મ, અર્થ, અને કામને ઉત્પન્ન થવાનુ ઉત્તમ ક્ષેત્ર છે. અગ્નિ, અતિથિ અને યાચકો એમાના કોઇનુ પણ અપમાન થયુ નથી. માત્ર મારા મનમા એક ઇચ્છા છે તે આપે પૂર્ણ કરવી જોઈએ શત્રુઓએ મારા પુત્રોનુ રાજ્ય ખુચાવી લીધુ છે. તે રાજ્ય મારા પુત્રોને પાછુ મળે તેમ કરો એ સાંભળી ભગવાન કસ્યપે તેને શૂરવીર પ્રતાપી પુત્ર ઉત્પન્ન થવા માટે ઉપદેશ આપતા કહ્યુ કે,-"હે કલ્યાણિ ! તે તારો પતિવ્રતા ધર્મ યથાર્થ રીતે પાળ્યો છે. તે ધર્મના પ્રતાપથીજ તે આ લોક અને પરલોકમા વિજય કર્યો છે માટે મારી આજ્ઞા છે કે તુ કેવળ દુધ પીને શ્રીવિષ્ણુભગવાનની આરાધના કર અને રોજ અગ્નિમાં હોમ, બ્રહ્મ ભોજન, અને દાના-

દિક કર, બ્રહ્મચર્ય પાળ, મિથ્યા ભાષણ કદીશ નહિ, ક્રોધનો ત્યાગ કરજે, એ રીતે બાર દિવસ વ્રત કરીને તેરમે દિવસે સમાપ્તિ કરી પારણું કરજે."

આ પ્રમાણે સતી અદિતીએ વ્રત કરવાથી તેને ત્યા શ્રીઉપેંદ્ર નામના ભગવાન પ્રકટ થયા. જેમણે **વામન** રૂપ ધારણ કરી **બલિ** રાજાની પાસેથી ત્રણ પગલાં ભૂમિની યાચનાને બાહાને ત્રણ લોક લેઇ લીધાં દૈત્યોએ હરી લીધેલુ સ્વર્ગનું રાજ્ય પરાક્રમી પુત્રદ્વારા પાછુ મેળવીને મહાન્ સતી સતોષ પામ્યાં. અહો ! ધન્ય છે મહાસતી અદિતીને ! કે જેની પવિત્રતાઇને લીધે તેને ત્યાં પ્રભુએ પુત્ર રૂપ અવતાર લઇને જગત્નુ કલ્યાણ કર્યું !!! દેવી અદિતી આવા મહત્ત ગુણોને લઇ જગતમાં 'દેવી' તરીકે પ્રખ્યાત્ થઈ ગયાં છે.

## અંજની.



આ મહાન સતી કોણ ? તે માહેંદ્ર નગરના **મહેંદ્ર** રાજાની પુત્રી અને આર્યજનના પરમપૂજ્ય અને માન્ય ગણાયેલા મહાવીર **હનુમાનની** માતા થાય આ સતી **હૃદયસુંદરી** જેવી ગુણવાન માતા થકી જન્મી, ઉછરી અને વિદ્યા જ્ઞાન પામી હતી. તે સ્વરૂપે સુંદર, મનોહર, બુદ્ધિમાન, નીર્મળ મનની, દયાળુ, ધાર્મિક, નીતિવાન અને પતિવ્રતા હતી તે રૂપ ગુણે યુક્ત થઇ યુવાવસ્થામાં આવતા તેના પિતાએ આદિત્ય નગરીના રાજા **પ્રહલાદના** પુત્ર **પવનજય** સાથે પરણાવી હતી. તેની સાસુનુ નામ **કેતુમતી** હતુ પવનજય મહા શૂરવીર, ચાલાક, ઉત્સાહી, ધનુર્વિદ્યા આદિ અનેક કળામાં કુશળ હતો સતી પતિભક્તિ પરાયણ હતી, પણ પતિ પવનજય કંઈ પણ ગર્વના કારણથી તેણીની મન, વચન અને કાયાથી કોઇ પણ પ્રકારે સમ્ભાળ લેતો નહોતો તેથી સતી એક તપસ્વિની રૂપે રહી નિરતર સદાશીવની આરાધના કર્યા કરતી અને પતિના શુભની પ્રાર્થના કરતી. એક વખતે **રાવણના** દૂતે આવી પ્રહલાદ રાજાને જણાવ્યુ કે, વરુણની સાથે યુદ્ધ કરવામાં તમારી મદદ મોકલો. તે ઉપરથી કુમાર પવનજય ત્યા જવાને ઉત્સુક થયો. માતાને ભક્તિ સહિત વદન કરી રજા લીધી, પણ પોતાને પાયે પડેલી અર્ધાગના અંજનીની તેણે અવજ્ઞા કરી. પવનજય સૈન્ય લેઇ ચાલ્યો, માર્ગમાં રાત્રિ પડતાં એક સુન્દર સરોવરને કિનારે પડાવ નાંખ્યો; ત્યાં ચક્રવાકથી વિયોગ પામેલી ચક્રવાકી રૂદન કરતી હતી. તે જોઈ તેને પોતાની પત્ની સ્મરણમાં આવી તે વખતે તેના એક મિત્રે તેનો ઉપહાસ કર્યો તેથી તેજ વખતે પોતાની પ્રિયા પાસે આવ્યો અને તે વિયોગિનીને સમાગમથી સુખી કરી. પ્રભાતે પતિ કોઇને મળ્યા વગર ફરી ચાલ્યો, ત્યારે સતી અંજનીએ કહ્યું;—" પ્રાણનાથ ! આપ અહીં

આવી ગયા છો, ને જો મારો ગર્ભ વૃદ્ધ પામશે, તો હુ શો ઉત્તર આપીશ ? ” તે ઉપરથી પવનજયે તેણીને નિશાની અર્થે પોતાની મુદ્રિકા આપી કહ્યું;– “ તું ભય પામીશ નહિ, હુ વૈરીને જીતી પાછો આવુ, ત્યાં સુધી સુખમાં રહેજે. ” એમ કહી પાછો પોતાના સૈન્યને જઇ મળ્યો અને ત્યાથી યુદ્ધક્ષેત્રમાં ગયો.

સતી અંજનાનો ગર્ભ પ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યો. તે જોઇ તેની સાસુ તેણીનો તિરસ્કાર કરી બોલી;—હે દુષ્ટા ! કુળને કલક લાવનારા ઉદર વૃદ્ધિ વિષે તું શું કહે છે ? તારો પતિતો દેશાંતર ગયો છે આ સાંભળી સતી અંજનીએ પતિની આપેલી મુદ્રિકા બતાવી ગર્ભ રહ્યાની હકીકત બતાવી, પરતુ સાસુએ માન્યુ નહિ. તેતો વધારે ક્રોધ કરી બોલી,—તુ આવુ અકાર્ય કરીને પોતાનો મનમાન્યો ઉતર કેમ આપે છે ? તારા કહેવા ઉપર મને વિશ્વાસ નથી. એવા કઠોર વચનો કહી પોતાના પતિ પ્રહલાદ રાજાને એ વાત નિવેદન કરી. પ્રહલાદ રાજાએ વિચાર કર્યા વગર તે બિચારી નિર્દોષ સતીને તેના પિતા માહેદ્ર રાજા પાસે મોકલાવી દીધી. પિતા માહેંદ્રે પણ એવી દોષવાન પુત્રીને રાખી નહિ, પરતુ એક **વસંતતિલકા** દાસી સહિત તેને બહાર કાઢી મૂકી તેથી તે સતી વનમાં દુખે દિવસો નિર્ગમન કરવા લાગી વનમાં નિરતર શકરનુ ધ્યાન ધરી તપ કરવા લાગી. એવામાં અકસ્માત્ એક તપસ્વિ–યોગીનાં દર્શન થયાં, તેમણે કેટલોક દિલાસો આપી ધર્મોપદેશ કર્યો પછી અજનીની સૂચનાથી દાસીએ પૂછ્યુ,— મુનીશ્વર ! આ અજની ઉપરથી કલક કયારે ઉતરશે ? મુનિ—“ તેણીની તપશ્ચર્યાના ફળરૂપ શ્રીશંકરની કૃપાથી દેવલોકથી એક દેવ તેણીની કુક્ષિને વિષે અવતર્યો છે. તે જન્મ પામ્યા પછી તેણી કલકથી મુક્ત થશે. ” આ સાંભળી અજની હર્ષ પામી, વિશેષ ધર્મ કાર્ય કરી પુણ્યની વૃદ્ધિ કરવા લાગી. એવી રીતે સદ્દવર્તન કરતાં કરતાં એક વખતે ગુફાની અદર પુત્રનો પ્રસવ થયો આ વખતે તે રૂદન કરવા લાગી. તે સાંભળી **પ્રતિસૂર્ય** નામે વિદ્યાધરે ત્યાં આવી, તેણીને બેન સમાન ગણી પોતાની હનુરુહ નગરીમાં લઈ ગયો. પુત્ર જન્મ પછી તુરત હનુરુહ નગરીમાં આવ્યો. માટે તે નગરીના નામ ઉપરથી તે પુત્રનું નામ હનુમાન પાડયુ. હનુમાન નામ પડવાનું કારણ બીજુ પણ જણાવે છે. હનુમાનને પવનકુમાર, બજરગ, અને મહાવીર પણ કહે છે. હનુમાન મામાને ઘેર રહી વૃદ્ધિ પામવા લાગ્યા અને માતાનું શિક્ષણ પામી પ્રબળ થતા ગયા.

કુમાર પવનજય રાવણનુ કાર્ય સિદ્ધ કરી પોતાની નગરીમાં આવ્યો. ત્યાં તેને પોતાની પત્નીને કાઢી મૂકયાના ખબર થયા, તેથી તેણીને શોધવા માહેંદ્ર નગર સસરાને ત્યાં આવ્યો યા ન હોવાથી વનેવન ભમી શોધ કરી પણ કોઈ ઠેકાણે પતો લાગ્યો નહિ. તેથી બહુ શોકાતુર થતા તેના મિત્રે ઉપહાસ કર્યો, મિત્રના ઉપહાસથી તેને પ્રણામ કરી કહ્યુ,—“ મિત્ર ! જો એ મારી પત્ની મને

નહિ મળે તો મારૂ મૃત્યુ થશે. ' મિત્રે તેની આવી સ્થિત જોઇ તુરત પ્રહલાદ રાજા પાસે સર્વ વાત કહી. આ સાંભળી રાજા બહુ ખેદ પામ્યો. તુરત વિદ્યાધરોને સાથે લઇ સતીની શોધ કરવા ચાલ્યો. શોધ કરતા એક વનમાં જ્યાં કુમાર પવનજય પોતાની પત્નીના વિયોગથી અગ્નિમાં પ્રવેશ કરવા તૈયાર થયો હતો ત્યાં આવ્યો. પુત્રને અગ્નિ પ્રવેશ કરતો જોઇ કહ્યું;—પુત્ર ! આમ બાળક જેવો થઇ તુ મરણ શરણ થા નહિ આમ આત્મહત્યા કરવાથી દુર્ગતિ થાય છે; વગેરે રીતે પિતા, પુત્રને ઉપદેશ આપતો હતો, તેવામાં પવનજય પ્રિયાના વિયોગ દુ:ખથી અગ્નિમાં પ્રવેશ કરે છે એવા ખબર જાણી તુરત પ્રતિસૂર્ય, અંજનીને સાથે લઇ આવી પહોચ્યો તેમને જોઈ સર્વ હર્ષ પામ્યા. પછી પ્રતિસૂર્ય સર્વને આગ્રહ કરી પોતાની હનુરુહ નગરીમા તેડી લાવ્યો. ત્યા થોડો વખત રહી કુમાર પવનજય સિવાય સર્વ રાજા પોતપોતાની નગરીમાં ગયા હનુમાન સૌના હર્ષનું કારણ થઇ પડયા હતા. કાળે કરીને તેણે બહુ વિદ્યાઓ સપાદન કરી. પછી પવનજય પોતાની પત્ની અને પુત્રને લઇ પોતાને નગર આવ્યો અને માતા પિતાના ચરણમાં પડયો. સતી અંજનીએ પણ સાસુ સસરાના ચરણમાં પડી નમન કર્યું સૌ હનુમાનને જોઈ હર્ષ પામ્યાં સાસુ કેતુમતી અંજની પાસે પોતાના અપરાધની ક્ષમા માગવા લાગી અજનીએ તમને ક્ષમા માગતાં અટકાવી કહ્યું,—માતુશ્રી ! આપ તો મારે પૂજ્ય છો, આપ ક્ષમા માગી મને પાપમાં ન પાડો, મને જે દુ ખ પડવુ સરજેલુ હશે, તે કોઇથી મિથ્યા ન થાય, એમાં આપનો કશો અપરાધ નથી વગેરે વિવેક વચનો કહ્યા સૌ અજનીના સતીત્વના વખાણ કરી, હનુમાન જેવા દેવ પુત્રની માતા તરીકે ધન્યવાદ આપવા લાગ્યાં. પછી રાજા રાણી વૈરાગ્ય ઉત્પન્ન થતાં પુત્ર પવનજયને રાજ સોપી વનમાં ગયાં. પવનજયે ન્યાય નીત અને ધર્મથી રાજ્ય ચલાવી કીર્તિ મેળવી. સતી અંજનીને પોતાના પ્રાણ જેવી પ્રિય ગણી અનેક પ્રકારે સુખ આપ્યું વૃદ્ધાવસ્થા થતાં પુત્ર હનુમાનને રાજ સોપી પતિ પત્ની વનમાં તપ કરવાને ગયાં. ત્યાં પરમાત્માનું ધ્યાન કરી પરમપદને પામ્યાં એ રીત સતી અજની પોતાના ગુણપ્રભાવે પતિ વગેરેનો પ્રેમ મેળવી અત્યત સુખ પામી અને હનુમાન જેવા બળવીર દેવ પુત્રને જન્મ આપી એક ઉત્તમ માતા તરીકે અમર નામના રાખી ગઇ છે.





## ઉષા—ઓખા.



આ પ્રખ્યાત્ સતીનો જન્મ કૈલાસ પ્રત્યે મહાસતી **પાર્વતીજી**ના દેહ થકી થયો હતો. તે **ઉષ**—લવણમાં સંતાઇ ગઇ હતી. તેથી તેનુ નામ **ઉષા—ઓખા** પાડયુ હતુ. ઓખા મહારૂપ સુંદર, મનોહર અને તેજસ્વી હતી બાળપણમા ગાયન, નૃત્ય, ચિત્ર, યોગ અને ધર્મશાસ્ત્ર દિનુ શિક્ષણ મેળવી મહા પ્રવિણ થઈ હતી.આ વખતે નર્મદા નદીના પ્રદેશમા શોણિતપુર નામે નગર હતું, ત્યાં **બલિ**રાજાના પુત્રનો પુત્ર **બાણાસુર** રાજ્ય કરતો હતો, અને દ્વારકા નગરીમા **શ્રીકૃષ્ણ** છપ્પન-કોટી * જાદવ સાથે પૃથ્વીનુ પાલન કરતા હતા બાણાસુર બળની ઇચ્છાવાળો હોવાથી કૈલાસ પ્રત્યે ગયો, અને **રાવણ**ની પેઠે મહા કઠણ તપશ્ચર્યા કરી સદાશિવને પ્રસન્ન કર્યા. સદાશિવ પાસેથી અજિત બળનુ વરદાન મેળવી શોણિતપુર આવ્યો. આ બળથી ઉન્મત્ત થઇને પૃથ્વીપરના રાજાઓ ઉપર જીત મેળવવા લાગ્યો.પ્રતિદિન તેને પોતાના બળનુ વધારે વધારે અભિમાન આવતુ ગયુ વિજય મળવાથી સસાર સુખની કઈ અસર થઈ નહિ એક પણ સસાર સુખનો લાહવો મળ્યો નહોતો એક વખતે પ્રભાતમાં ઉઠીને તે બારીએ આવી ઉભો રહ્યા, ત્યારે એક ચડાળણીએ તેનુ મુખ નહિ જોવા માટે આડી સાવરણી ધરી. બાણાસુર અને તેની રાણીએ તેનુ કારણ પૂછતાં તેણીએ જણાવ્યુ કે,—"વાઝીયા રાજાનુ મુખ જોવાને તે ખુશી નહોતી" આ વચનથી બાણાસુર અને રાણીને ઘણ જ અસર થઈ કેવી રીતે વાઝીયાપણુ ટાળવુ, તેને માટે બાણાસુર વિચારમા પડયો. રાણીએ તેને કાલાવાલા કરીને જણાવ્યુ, કે "તમે શંકરના ભક્ત છો માટે ફરી ત્યા જઇને આરાધના કરો અને સંતાન માગો. શકર આપણી આશા પૂર્ણ કરશે" બાણાસુરે કૈલાસ જઈ તપશ્ચર્યા કરી, સદાશિવ પાસે સતાન માગ્યા શકરે કહ્યું કે, "આખુ જગત્ પોતાના કર્મથી બધાયેલુ છે, ભાવિમાં હોય તેજ મળે છે, તારા કર્મમા પુત્ર સતાન નથી, માટે તે તને મળશે નહિ" આ સાભળી બાણાસુર નિરાશ થયો નહિ તેણે પાર્વતીજીને પ્રસન્ન કરી સતાન માગતાં, તેમણે ઓખા પુત્રીને આપી કહ્યુ કે,—આ પુત્રીને લાલન પાલનથી ઉછેરી સતાનનો લાહવો લેજે"

બાણાસુર ઉષા-ઓખાને લઈ ઘેર આવ્યો રાણી અને આખુ નગર આનંદ પામ્યું ઓખા પણ શુકલ પક્ષના ચંદ્રમાની પેઠે પ્રતિદિન વધતી ગઇ. પ્રધાનની પુત્રી **ચિત્રલેખા** જે વિધાત્રીનો અવતાર ગણાતી હતી. તે તેની પરમ સખી હતી તેમની સાથે નાના પ્રકારની બાળ રમતા રમી સુખ ભોગવતાં પરણવા યોગ્ય ઉમ્મરની થઈ બાણાસુર આ વખતે પૃથ્વીપરના સઘળા રાજાઓને જીતવાથી

---

* કોટી-કુળ.

મહા ગર્વિષ્ટ બન્યો હતો. દેવલોક જીતી પાછા ફરતાં તે કૈલાસ પ્રત્યે ગયો અને ત્યાં પણ પોતાનુ પરાક્રમ અજમાવ્યુ તેથી શંકરે ગુસ્સે થઈ શાપ દીધો કે,— "તારા હાથનુ જે બળ છે તે હાથ કપાઇને તારો ગર્વ ઉતરશે " બાણાસુર ક્ષમા માગી પગે પડયો,ત્યારે શંકરે તેને ધ્વજા આપી કહ્યુ કે,—"આ ધ્વજા તારા રાજ્ય મહેલ ઉપર મુકજે, જ્યારે તે તૂટી પડશે, ત્યારે જાણજે કે શત્રુ ઉત્પન્ન થયો છે. તારી પુત્રી ઓખાનો વડ સસરો તારા હાથ કાપી નાંખશે." બાણાસુર દીલગીર થતો ઘેર આવ્યો. **કોભાંડ** નામના મંત્રી સાથે વિચાર કરીને તે એવા ઠરાવ ઉપર આવ્યો કે "ઓખાને પરણાવવીજ નહિ" કોભાંડે કહ્યુ કે, તમે નહિ પરણાવો તો તે પોતાની મેળે પરણશે બાણાસુરે કહ્યુ કે.—"પરણશે શું ! હુ તેને એક ડંડિયા મહેલમાં રાખી નીચે સખત પહેરો મૂકીશ "બાણાસુરની રાણીએ ઘણુએ કલ્પાત કર્યું, પણ તે ડગ્યો નહિ. ચિત્રલેખાની સમજાવટથી કોભાંડે ઘણી ઘણી પ્રકારે વિનવી છેવટે **ચિત્રલેખાને** તેની સાથે રાખવા હા પડાવી. સ્થભાકારે મહેલ બંધાવી ઓખા અને તેની સખી ચિત્રલેખાને તેમા રાખ્યા. ફરતો ચોકી પહેરો મૂકી દીધો, માત્ર એ માણસનુજ ત્યા ખાવા પીવાનુ મોકલવા માંડયુ. ઓખા પરણવાને બહુ આતુર હતી પણ શુ કરે ! ચિત્રલેખા તેનુ મન મનાવી ધીરજ આપતી એક સમયે ઓખાને સ્વપ્નુ આવ્યુ, તેમાં તે પરણી અને સ્વપ્નામાંને સ્વપ્નામાં વિવાહ સુખ લેતી બડબડવા લાગી ચિત્રલેખાએ તેને જગાડી તેથી તેનાપર ઘણી ગુસ્સે થઇ ઠપકો આપ્યો. પછી ઓખા બહુ વલોપાત કરીને બોલીકે. બેન ચિત્રલેખા ! તુ ગમેતેમ કર, પણ સ્વપ્નામાં મારી સાથે પરણેલા પતિને મેળવી આપ.

( રાગ—મારૂ, )

"નયણે નીરની ધારા વહે છે, કરજોડીને કન્યા કહેછે,
બાઈ તારી ગતિછે મોટી તનેતો નકરે કોઇ ખોટી.
સહિયરને સહિયર હોયજ વલી, બાઇ તે મને હાથે ઝાલી;
આપણે બે બાળ સંઘાતી, તુતો પ્રાણ દાતા છે વિધાત્રી.
માબાપ વેરી થયાં મારાં, મે તો ચરણ સેવ્યાછે તારા,
ચિત્રલેખાતુ દીન દયાળ, એમ કહીને પગે લાગી બાળ,
ચિત્રલેહા કહે સુણ સતી, સાવધાન થાતુ લાવુ પતી;
કેમ વિસર્યું ઉમાનુ વચન. સ્વપ્ને વરશો સ્વામીન."

આ પ્રમાણે ઓખાએ ઘણી આજીજી કરી, ત્યારે ચિત્રલેખાએ કહ્યુ કે,— બેન ! સ્વપ્નામાં તુ કોની સાથે પરણી છે તે તને યાદ છે ?'ઓખાએ કહ્યુ કે,— 'એતો યાદ નથી, પણ હુ જોઉ તો ઓળખું ખરી' ચિત્રલેખા ચિત્ર વિદ્યામાં મહાન્ કુશળ અને યોગ વિદ્યામાં અતિ પ્રવિણ હતી તેણે પોતાની વિદ્યાના બળવડે અનેક રાજાઓ અને દેવોનાં ચિત્રો ચિતરી બતાવ્યાં. ઓખાએ ચિત્ર જોઈ, દ્વારિ-

કાંના રાજા શ્રીકૃષ્ણના પુત્ર જે પ્રદ્યુમ્નજી તેના પુત્ર **અનિરૂદ્ધને** પોતાના વર તરીકે ઓ-ળખાવ્યો અને તેનેજ આ મહેલમાં તેડી લાવવા ઘણી વિનતી કરી. ચિત્રલેખાએ પ્રથમ તો કહ્યુ કે,–અહીંથી દ્વારિકાં બહુ દૂર છે, વળી સુદર્શનચક્ર તેની રક્ષા કરે છે. તેથી ત્યાં કોઇથી જઇ શકાતુ નથી, તો મારાથી શી રીતે જઇ શકાય? આવાં ઘણાં બાહાના બતાવ્યાં, પણ ઓખાએ માન્યુ નહિ અતે ચિત્રલેખા તેના ઘણા આગ્રહથી પોતાની યોગશક્તિના બળવડે દ્વારિકાં ગઈ દ્વારિકાની આસપાસ સુદર્શનચક્રની રક્ષા હતી તેથી નારદજીએ આવી યુક્તિથી તેને અંદર દાખલ કરાવી. ચિત્રલેખા અનિરૂદ્ધના મહેલમાં ગઇ તે હીંડોળાપર સૂતો હતો, તેને લેઇને પાછી શો-ણિતપુર એક ડડિયા મહેલમાં આવી ઓખા પોતાના પતિને આવેલો જોઈ આનંદ પામી, પણ તેને નિદ્રામાંથી જગાડયો નહિ ચિત્રલેખા કેવી રીતે ગઇ. ને કેવી રીતે આવી, એ સંબંધી તેઓ વાતો કરવા લાગ્યા, એમ કરતા પ્રભાત થયુ બંદિજનનાં ગાયન સંભળાવ્યાં, ત્યારે અનિરૂદ્ધ ઓચિંતો જાગી ઉઠયો. તેણે પરણવાની ના પાડી, પણ ચિત્રલેખાએ છેવટ અનિરૂદ્ધને સમજાવી શાન્ત કર્યો. તેવામા **નારદજી** આવ્યા તેમણે માળિયામા બંનેના હસ્ત મેળવી ગાધર્વ લગ્નથી પરણાવ્યા, પછી ચિત્રલે-ખાએ કહ્યું કે.—બેન! મને રજા આપ હું મારા લોકમા જઇશ એમ કહી ચા-લી નીકળી. માળીયામાં પતિપત્ની રહ્યા બીજા દિવસે પહેરેગીરોને શક પડયો કે માળીયામા ચિત્રલેખા નથી, પણ કોઈ પુરૂષ છે. આ ખબર તેમણે બાણાસુરને આપ્યા- તેથી કૌભાંડ મંત્રી તપાસ કરવાને આવ્યો, ઓખાએ થોડીવાર તો તે-મને ઉડાવ્યા કર્યા, પણ કૌભાડે માન્યુ નહિ, ત્યારે કાલાવાલાથી સમજાવવા લાગી, પણ સમજ્યો નહિ, ત્યારે ઓખાએ ક્રોધ ચડાવી દમ ભરાવ્યો, પરંતુ કૌભાડે એ કશાને નહિ ગણકારતા, માળિયાને તપાસવાનો હુકમ કર્યો.

અનિરૂદ્ધ મહાન્ ક્ષત્રિવીર યોદ્ધો હતો કૌભાડના વચન સાભળી ઘણો ગુસ્સે થયો પોતાની પાસે કંઈ હથિયાર નહોતાં, તોપણ બારણાની ભોગળ લેઇ તેની સામે થયો રાક્ષસો અને કૌભાડને ત્યાથી મારીને નસાડી મૂકયા, કૌભાડે આ ખબર બાણાસુરને આપ્યા. બાણાસુર બળવાન માણસો સાથે મહેલમા ગયો અને નાગપાસથી અનિરૂદ્ધને બાંધી કેદ કરાવ્યો ઓખાને—રાજમહેલમા સખત પહેરા-માં રાખી નારદજીએ કેદખાનામાં આવી અનિરૂદ્ધને મળી દિલાસો દીધો અને ત્યાંથી દ્વારિકા જઈ શ્રીકૃષ્ણને અનિરૂદ્ધ શોણિતપુરમા કેદ થયાના ખબર આપ્યા.

આ સમાચાર જાણી રૂકિમણિજી એ શ્રીકૃષ્ણને ઉશ્કેર્યા અને જાદવોનુ મોટુ સૈન્ય લઇને શોણિતપુર ઉપર ચઢી ગયા, બાણાસુર બહુ બળથી લડયો, પણ તેનુ કંઈ વળ્યુ નહિ તેના હાથ કાપી નાખ્યા; ત્યારે તેણે જાણ્યુ કે આ શ્રી શંકરના શાપનુ ફળ મળે છે. શ્રીશંકરની સ્તુતિ કરતાં તેત્યાં આવ્યા અને જબરૂ યુદ્ધ થયું. બ્રહ્મા એ જાણ્યુ કે સૃષ્ટિનો સંહાર થઈ જશે. તેથી એક બીજાને સમજાવી સ-

લાહ કરાવી. બાણાસુરે વાજતે ગાજતે ઓખાને અનિરૂદ્ધ સાથે શાસ્ત્ર વિધિએ પરણાવી. શ્રીકૃષ્ણ વરકન્યાને લઇને મોટી ધામધુમથી દ્વારિકાં પધાર્યા અને સઘળે આનંદોત્સવ થઇ રહ્યો. ઓખાએ પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલી અનિરૂદ્ધની અત્યંત પ્રીતિ મેળવી હતી અનિરૂદ્ધપણ તેના ઉત્તમ ગુણ કર્મ જોઇને અત્યંત પ્રેમથી ચાહતો હતો. પતિ પત્ની પ્રેમથી એકરૂપ જેવાં હતાં. અદ્યાપિ દેશમાં કેટલેક ઠેકાણે ઓખાનુ ચરિત્ર સૌભાગ્યવંતી સ્ત્રીઓ ચૈત્ર માસમા સાંભળવાને ચાહે છે, આ રીતે ઓખા પોતાના સતીત્વ બળથી "દેવી" એવા મહાન્ પદને પામી પ્રખ્યાત્ થઇ ગઇ છે.

## ઉત્તરા.



પ્રસિદ્ધ પતિવ્રતા સ્ત્રી વિરાટદેશના રાજાની પુત્રી અને અર્જુનના પુત્ર **અભિમન્યુ**ની ધર્મ પત્ની થાય, તે મહારૂપ સુંદર. તેજસ્વી, હીમતવાન, વિદ્વાન અને ચતુર હતી, બાળપણમા **સુદેષ્ણા** જેવી ઉત્તમ માતાના હાથ નીચે ઉછરીને શિક્ષણ પામી હતી. જ્યારે પાંડવો બારવર્ષ વનમાં અને તેરમે વર્ષ ગુપ્ત રહેવાને વિરાટનગરમાં કોઇ ઓળખી ન શકે એવા વેશે આવી રહ્યા હતા;ત્યારે અર્જુન બૃહન્નટા–નૃત્ય ગીત,વાદ્ય,શીખવનારના વેશમાં હતો. તેમની પાસેથી ઉત્તરાએ નૃત્ય, ગાયન, અને વાદ્ય વગેરે કળાનુ શિક્ષણ મેળવ્યુ હતુ સ્ત્રીઓના ધર્મ, ગૃહકાર્ય. અને ગૃહવ્યવસ્થા વગેરેમાં પ્રવિણતા મેળવી હતી. દુર્યોધને પાંડવોની શોધ કાઢવાને બહુ બહુ યત્ન કર્યા, પણ તે કશામાં ફાવ્યો નહિ. ત્યારે શક ઉપરથી વિરાટનુ ગૌધન વાળ્યુ હતુ, તે વખતે બૃહન્નટા નામ ધારણ કરી રહેલા અર્જુને ઉત્તમ કુંવરને મદદ કરી ગૌધન છોડાવી રાજાની લાજ રાખી હતી. વિરાટ રાજાને આ પાડવો છે એમ જાણ થતા પોતે તેમને નોકર રાખી કામ કરાવ્યુ, તે માટે તેમણે પસ્તાવો કરી માફ માગી અને આભાર માની નમીને સેવાના બદલામાં પોતાની ઉત્તરા કુંવરી અર્જુનને આપવા વિનતિ કરી, પણ અર્જુને કહ્યુ કે;–" મેં તેને ભણાવી છે એટલે તે મારે પુત્રી સમાન છે." યુધિષ્ઠિરે કહ્યું કે,–" તમારી ઈચ્છા અમારી સાથે સબંધ બાંધવાની હોયતો અર્જુનના પુત્ર અભિમન્યુને એ કન્યા આપો." વિરાટ રાજાએ હા પાડી–પછી દ્વારિકાંથી સુભદ્રા અને અભિમન્યુને તેડાવ્યાં, રાજાએ કન્યાદાન દીધુ. 'રાજ્ય મેળવી ઉત્તરાને તેડી જઇશુ " એવું કહી પાંડવો હસ્તિનાપુર ગયા અને દુર્યોધન પાસેથી અડધુ રાજ્ય માગ્યુ હઠીલા દુર્યોધને સોયના અગ્ર જેટલી પણ પૃથ્વી આપવાને નાપાડી. તેથી આખરે કુરૂક્ષેત્રમાં લડાઈ થઇ. અર્જુનની ગેરહાજરી જોઇ, કૌરવોએ સાત કોઠાના ચક્રાવાનાં યુદ્ધની માગણી કરી. અર્જુન સિવાય

બીજા કોઇને એ યુદ્ધ આવડતુ નહોતુ તેથી યુધિષ્ઠિર રાજા ખિન્ન થયા, પણ અભિમન્યુએ આવીને કહ્યુંકે, "શામાટે તમે ખિન્ન થાઓછો ? હું સૌ જાણું છું." સર્વાનુમતે કૌરવોની માગણી સ્વિકારવામાં આવી. રણમાળ પહેરીને જ્યારે અભિમન્યુ રાણીવાસમાં ગયો, ત્યારે મહારાણી દ્રૌપદી બોલ્યાં કે, 'અમ્મા ! આ શુ ! કોની રણમાળ પહેરીને આવ્યો?" અભિમન્યુ-" માતાજી ! કોની કેમ ? આવતી કાલે સવારે હુ રણે ચઢવાનોછું, પિતાજી નથી, એટલે મે યુદ્ધનુ બીડુ ઝડપ્યું છે. " અભિમન્યુનાં વચન સાંભળી દ્રૌપદી બોલ્યાંકે,—" મહારાજાને કંઇ વિચાર છે કે નહિ ? આભને થોભદે એવા કાકાઓ બેઠાં છતાં, દુધિઆ દાંતનુ બાળક રણે ચઢશે, તો જગત્ શુ કહેશે ? "

દ્રૌપદીજી આ પ્રમાણે કહેતાં હતાં, ત્યાં સુભદ્રાજી આવ્યાં તે અભિમન્યુનાં વચન સાંભળીને ચકિત થઇ ગયાં, પણ તેમણે પુત્રને શાબાશી આપીને કહ્યુ કે; " ક્ષત્રિયનો છોકરો જ્યારથી જન્મ્યો, ત્યારથીજ રણે ચઢવાને જન્મ્યો છે." પછી યુધિષ્ઠિર રાજા શિબીર-તંબુમાં આવ્યા, ત્યારે દ્રૌપદીએ કહ્યુ કે —" મહારાજ ! પાંડવ પક્ષમાં હવે કોઇ રહ્યુ નથી કે અભિમન્યુને રણમાં મોકલો છો ? " યુધિષ્ઠિરે આવેલી મુસ્કેલી સમજાવી, મહારાણીને શાંત કર્યાં; ત્યારે ફરીને બોલ્યા કે, ભલે, તમને ઠીક લાગે તેમ કરો, પણ વળી એક વાત મારે તમને કહેવી પડે છે તે ધ્યાનમાં લ્યો. વહુને બોલાવ્યા વગર નહિ ચાલે. અત્યારેને અત્યારે ગોઠવણ કરો કે સવાર થતાં પહેલાં ઉત્તરા વહુ અહી આવે રાજાએ તેમ કર્યું, બીજે દિવસે સવારનો પહોર થયો, રણવાદ્ય વાગ્યા, ચતુરંગિણી સેના તૈયાર થઇને રણોન્મુખ થઇ, તોપણ અભિમન્યુને દ્રૌપદીજીએ કે સુભદ્રાએ બહાર નીકળવા દીધો નહિ. તેઓ ઉત્તરાની રાહ જોતાં બેઠાં હતાં, ઘણો વખત થયો અને જ્યારે ચારે તરફથી ઉતાવળ થઈ, ત્યારે અભિમન્યુએ કહ્યુ કે;—" માતાજી ! હવે મને તમે રજા આપો ? "

### દુહો.

" ઉત્તરા ઉત્તરા શુ કરે, સાંભળ મારી માત ?
રણમાં જ્યારે ધાપડે, ત્યારે ઉત્તરા નહિ દે હાથ "

રણમાં યુદ્ધારંભના શંખનાદ થયા, ત્યારે ચાર ઘોડા જોડેલા મોટા રથમાં બેશી અભિમન્યુ સૈન્યની આગળ થયો અને રણભૂમિ તરફ પ્રયાણ કર્યું તે થોડે દૂર ગયો નહિ હોય, એટલામાં ઉત્તરા આવી પહોંચી. વડીલોની મર્યાદા જાળવવાનો પણ વખત રહ્યો નહોતો, કારણ રણવાદ્ય વાગી રહ્યાં હતાં અને યુદ્ધનો આરંભ થવાને વિલંબ નહોતો. ઉત્તરા ઝટપટ અભિમન્યુના રથ આગળ ગઇ અને ઘોડાની લગામ પકડી ઉભી રહી. અભિમન્યુ તેની સામુ જોઇ બોલ્યો કે;—

" ગોરી મુકો ઘોડીલાની વાગરે, કુંવરી રાવતણાં;
ખસો રથ તણો દ્યો મારગ, કુંવરી રાવતણાં. "

આખરે બેઉ ભેગાં મળ્યાં અને જ્યારે અભિમન્યુએ યુદ્ધે ચઢવાની ઉત્તરાની રજા માગી, ત્યારે એક વીર પત્નીને શોભે એવાં વીર વચનથી ઉશ્કેરી તેણે કહ્યું કે;—

દુહો.

" મરજો કે મારજો તમે, નવદેશો પુઠ લગાર;
સૈયર મેંણા મારશે, કે કાયર કેરી નાર "

એ રીતે ઉત્તરાનાં છેલ્લાં વચનથી ઉતેજાયેલો અભિમન્યુ રણસંગ્રામમાં ગયો અને અર્જુનને પણ વિસરાવે તેવી રીતે સાત કોઠાના ચક્રાવાનુ યુદ્ધ ચલાવ્યું. છેલ્લે શત્રુઓની એક આપચિક યુક્તિથી જયદ્રથને હાથે મરાયો.

જ્યારે અભિમન્યુ રણમાં પડયો, ત્યારે ઉત્તરાએ મહા કલ્પાંત સાથ એવું તો રૂદન કર્યું હતું, કે તે સાંભળી મહાન્ ધીરવીર અને કઠણ કાળજાના પુરૂષોનાં હ્રદય પણ પીગળી ગયાં, હાથમાંથી હથિયારો પડી ગયાં હતાં અને રણક્ષેત્રમાં હા, હાકાર થઇ રહ્યો હતો અર્જુને તે પછી પુત્રના મારનારને માર્યો હતો. અશ્વત્થામાએ ઉત્તરાના ગર્ભનો નાશ કરવાને બ્રહ્માસ્ત્ર મૂકયું હતું, તે વખતે આ સતી અતિ પીડાવા લાગી હતી, છતાં ધૈર્યતા રાખી પ્રભુ પ્રાર્થના કરવાથી શ્રીકૃષ્ણ ભગવાને સુદર્શન ચક્ર વડે તેના ગર્ભનું સરક્ષણ કર્યું હતું. પછી તેને પૂરે માસે **પરીક્ષિત** જેના મહાન્ પ્રતાપી પુત્રનો જન્મ થયો હતો. જ્યારે મહાભારત યુદ્ધ પૂરૂ થયુ, ત્યારે બેઉ પક્ષમાં માત્ર એક પરીક્ષિતજ વંશનું આશાકિરણ જીવતો રહ્યો હતો. તેને ગાદી આપી પાંડવો વનવાસ ગયા અને તેનાથી પાંડવ વંશ આગળ ચાલ્યો હતો. પરીક્ષિત મહાન્ પ્રતાપી અને પ્રખ્યાત રાજા થઈ ગયા છે. એ રીતે ઉત્તરા સતી પરીક્ષિત જેવા મહાન્ પુત્ર રત્નને પેદા કરી " **રત્નગર્ભા** " એવા મહાન્ પદને પામી ગઇ છે. ધન્ય છે તેમને !!!

---

## ચિત્રલેખા.



આ દૈવી શક્તિની પરમ પવિત્ર સ્ત્રી **કૌભાંડ**ની પુત્રી થાય. કૌભાંડ એ શોણિતપુરનો મહારાજા **બાણાસુર**નો પ્રધાન હતો. બાણાસુરની પુત્રી **ઓખા**ની એ પરમ સખી હતી; તેની અંગ કાન્તિ ગૌરવર્ણે અને મહાન્ તેજસ્વિ હતી. તે ગાયન, નૃત્ય, અને યોગવિદ્યામાં ઘણી કુશળ હતી. ચિત્રકળામાં તો તે ઘણીજ કુશળ હતી. એ કળામાં તે એટલી તો પ્રવિણ હતી કે, ગમે તેવા દેવ કે મનુષ્ય વગેરેના વર્ણન ઉપરથી તેનુ ચિત્ર આબેહુબ ચિતરતી હતી. તે ભવિષ્ય ચિતરનાર અથવા આબેહુબ ચિત્ર કાઢનાર હતી. તે ઉપરથી તેનુ **ચિત્રલેખા—વિધાત્રી** એવુ નામ પડેલું હોય એમ લાગે

છે. તેને વિધાત્રીનો અવતાર પણ કહે છે ચિત્રકળામાં એ વખતે દુનિયામા એની જોડી બીજી કોઈજ નહોતી. તે યોગ સિદ્ધિથી પોતાની ઇચ્છામાં આવે ત્યા ત્વરાથી જઈ શકતી હતી. તપશ્ચર્યાથી બ્રહ્માની કૃપા મેળવી શારદા દેવીની સહાયતા સંપાદન કરી હતી. કહે છે કે દેવોનાં કાર્ય કરવા માટેજ તેનો અવતાર હતો. જેમ મિત્રે મિત્રના હિતમાં તત્પર રહેવુ જોઇએ, તેમ સખીએ સખીના સુખ દુઃખમાં શામેલ રહી, તેના હિતમાં તત્પર રહેવુ જોઇએ. તેનું સુદષ્ટાંત ભારત વર્ષની સ્ત્રીઓને આપવાને માટેજ જાણે તે શોણિતપુરમાં જન્મી નહોય, તેની પેઠે પોતાની સખી ઓખાને તેના પિતા બાણાસુરે પોતાની જીંદગીના ભયને કારણે નહિ પરણાવતા, એક સ્થભાકાર મહેલ ઉપર રાખીને ફરતી ચોકી મૂકી હતી. એવા સંકટને સમયે તેણે પોતાની સખીને સહાય કરવા બાણાસુર અને પોતાના પિતા કોભાંડની પરવાનગી મેળવી તેની સાથે એક ડંડિયા મહેલમા રહી હતી, જ્યારે ઓખા દુ ખમાં ગભરાતી, ત્યારે અનેક પ્રકારે આસના વાસના કરી ધીરજ આપતી, ધર્મ ચર્ચા કરતો, સારીસારી નીતિની શીખામણો આપતી અને ગમત રમતથી મનરજન કરતી, વગેરે રીતે દુ ખમા પણ તેનુ મન આનદમા રાખવાને યત્ન કરતી હતી. ઓખાને મહાસતી પ્રાર્વતીજીનુ વરદાન હતુ કે,-તું સ્વપ્નામાં વરીશ. એ પ્રમાણે એક દિવસે ઓખાએ એક સ્વરૂપવાન પતિને સ્વપ્નામા પરણી વિવાહ સુખનો લાહવો લીધો, પરતુ જાગૃત થતા કાંઈ જોવામા આવ્યુ નહિ. તેથી ઓખા ગાભરી બની રૂદન કરવા લાગી અને સ્વપ્નામા જોયેલા પતિનેજ વરવાનો દૃઢ નિશ્ચય ચિત્રલેખાને જણાવ્યો. ચિત્રલેખાએ કહ્યું કે;-સખી! તેં સ્વપ્નામાં જોયેલો પુરૂષ કોણ, અને કયા દેશનો છે? જો તુ નામ ઠામ અને રૂપ રગ જણાવે તો લાવી પરણાવી આપુ, પરતુ ઓખા કાંઈ બતાવી નહિ શકતાં બોલી કે,-"પ્રિયસખી! હુ જોઉ તો ઓળખી શકુ" એ ઉપરથી ચિત્રલેખાએ પોતાના ચિત્રકળાના અલૌકિક બળથી અનેક દેવ, મનુષ્ય અને મહાન્ રાજા રાણાઓનાં ચિત્રો કાઢી બતાવ્યા. એ ચિત્રો જોઇને ઓખાએ શ્રીકૃષ્ણના પુત્રના પુત્ર અનિરૂદ્ધને ઓળખી બતાવ્યો. તે ઉપરથી ચિત્રલેખા પોતાની યોગવિદ્યાના બળથી એકદમ દ્વારીકાં પહોચી નારદની સહાયતા લઇને અનિરૂદ્ધના મહેલમાં દાખલ થઇ, અને યુક્તિથી અનિરૂદ્ધને શોણિતપુર ઓખાના મહેલમાં લાવી. નારદે ઓખા અને અનિરૂદ્ધનો હસ્ત મેળાપ કરાવી ગાંધર્વ લગ્નથી પરણાવ્યા. તેથી ઓખા આનંદ પામી. પછી. ચિત્રલેખાનો પ્રેમ પુર્વક ઘણો આભાર માનતાં બોલીકે -"દેવી! હું તમારા ગુણનું શું વર્ણન કરૂં? સાધુવૃત્તિના મનુષ્યનું શુદ્ધ આચરણજ અલૌકિક છે. બીજાને મીઠું લાગે એવુ વર્ત્તન તથા પ્રિય અને હિતકારક મિત ભાષણજ તેઓનો સપ્રદાય હોય છે. સ્વાભાવિક રીતેજ બીજાનુ કલ્યાણ કરવામાં તત્પર રહેછે, તેમની બુદ્ધિ આનદિત હોયછે, મુખ ઉપર અથવા પીઠ પછવાડે

પણ એક સરખુજ વર્ત્તન હોયછે; જેમાં કપટ મુદ્દલ હોતુ નથી; તે ઉપરથીજ તે ઓળખાઈ આવેછે ધન્યછે તમને! તમે મારે માટે ઘણું સકટ સહન કર્યુંછે. તમેજ મારા પ્રાણદાતાછો, વગેરે કહી બેઠી પડી," પછી ચિત્રલેખાએ ઓખાને શિખામણ આપતાં કહ્યું;– 'આર્યા ! સાધ્વી સ્ત્રી પોતાના પ્રિયપતિ ઉપર ભક્તિ રાખેછે, સાસુ સસરા ઈત્યાદિ વડિલ માણસો પ્રત્યે પુજ્યભાવ રાખેછે, દાસદાસીઓના અપરાધ માટે ક્ષમા કરે છે, વધારે શુ કહેવુ ? પરતુ પોતાની શોકયને પણ સાધ્વી સ્ત્રી પોતાની મૈત્રિણી સરખી લેખે છે ઉત્તમ સ્વભાવ એ સ્ત્રીઓનું ભૂષણ છે, લજ્જા કીંવા મર્યાદા એ પણ સ્ત્રીઓનો ભૂષણ પ્રઃ ગુણો છે; અને પાતિવ્રત્ય તો સ્ત્રીના જીવનનુ ખરેખરૂ ઐશ્વર્ય છે. માટે તું એ નીતિએ ચાલજે. સદ્‌વિચાર વડે ચિત્ત પ્રસન્ન રાખજે, જેને માટે આપણે ખેદ કે શોક કરીએ છીએ, તે આપણોજ ઉપજાવી કહાડેલો વ્યવહાર છે, ભાવિપ્રબંધ રૂપ આશાના ચણેલાં કોટને ખડભડી જતો કે પડી જતો જાણી તારા મનને આખર અવસ્થાએ બિલકુલ નિર્બળ બનાવીશ નહિ; જ્ઞાને કરીને તેને દઢ રાખજે; કારણકે બાંધેલી આશાનો એ કિલ્લો આપણા અસત્ય મનોવ્યાપાર રૂપ ખોટાં ચણુતર ઉપરથી તે કયાં સુધી ટકી શકે ? માટે ઐશ્વર્યને તજીને ધૈર્ય રાખજે." ઇત્યાદિ બોધ આપ્યો હતો આ ઉપરની તે કેવી ઉચ્ચભાવના વાળી હતી તે જણાઈ આવેછે. તેણે પોતાની પ્રિય સખી પ્રત્યે ધર્મ બજાવ્યો અને બાણાસુરનો મદ ઉતરાવવામા દેવોને પણ સહાયક થઇ હતી, જેને લઇ તે આદ્યાપિપર્યંત આર્યાવર્તમાં પ્રસિદ્ધ છે. ધન્ય છે તેમને !!

## માયાદેવી.



સાધ્વી કપિલ વસ્તુ પાસે આવેલા કાલનામે રાજ્યની રાજધાની દેવદહ નગરના રાજા અ જનરાજની પુત્રી, કપિલવસ્તુના શુદ્ધોદન રાજાની પટ્ટરાણી અને સિદ્ધાર્થ–બુદ્ધની માતા થાય. શુદ્ધોદન રાજાને બે રાણીઓ હતી. માયાદેવી રૂપઅને ગુણે શ્રેષ્ઠ હતી. તે સ્વામી પ્રિયકારણી, દાસ દાસીના પ્રત્યે પ્રિયભાષિણી અને નગરના રહેવાસીઓને આનદદાયીની હતી. તે જે સંસારની ગૃહલક્ષ્મી હતી, ત્યાં ઝઘડો, ક કાસ, અદેખાઇ અને દ્વેશ પ્રવેશ કરવા પામતા નહોતા. વિનયની મૂર્તિ, સત્ય બોલનારી, મધુરભાષણ કરનારી, આનંદનો ઝરો, સ્નેહની સરિતા. અને સરળતાનો પ્રવાહ હતી, દુ:ખીને આશ્રય, અસહાયને સહાય, અને તાપિત જનોની સંતાપ હારીણી હતી. શુદ્ધોદન રાજા ઇ. સ. પૂર્વે ૬૦૦ ની પહેલાં કપીલવસ્તુમાં

રાજ્ય કરતો હતો. તે પરમ ધાર્મિક હતો તેના રાજ્યમા ધન ધાન્ય સુખ, શાન્તિ, પ્રેમ અને પુણ્ય સર્વત્ર બિરાજી રહ્યા હતાં, પ્રજાના કલ્યાણમાં રાત્રિ દિવસ ગુથાયલો રહેતો હતો ધનવાન અને ગરીબ, જ્ઞાની અને મૂર્ખ, સર્વે તેમના રાજ્યમાં પરમ સુખથી કાળ ગાળતા હતા અસત્ય, અને અન્યાયના કાર્યમા કદી પણ તેણે હાથ ધાલ્યો નહોતો. પાપથી હૃદય અને મન દુષિત કર્યા નહોતા સર્વ પ્રકારે રાજા રાણી સુખી હતા, પણ એક વાતે દુ ખી હતાં તે એકે બે રાણીઓ હોવા છતાં રાજાને સતાન નહિ હોવાથી વારવાર તેઓ શોક કરતા હતા. માયાદેવી પુણ્યનો અવતાર હોય તેવી પવિત્ર અને શુદ્ધાચાર વાળી હતી તેની ઉમ્મર ૪૪ વર્ષની થઇ હતી, તોપણ પુત્રનુ મુખ જોવાને પામી નહોતી ઉમ્મર વધવાની સાથે મહારાજનુ મન ઉડા શોકમા ઘેરાવા લાગ્યુ પ્રતિદીવસ શરીર દુર્બળ થવા લાગ્યુ હતુ, પરતુ જે મનુષ્યની શક્તિ બહાર છે અને ઈશ્વર કૃપા વિના જ્યારે પુત્ર મુખ જોવાતુ નથી, ત્યારે તે વિષયમા દુ ખ કર્યાથી શો ફાયદો ? માયાદેવી રાજાને શોક કરતા જોઇ હમેશ કહેતી હતી કે,--" રાજન ! સદ્વર્તન અને શુભ ભાવનાજ મનુષ્યની મનકામનાઓ પૂરે છે હુ પવિત્ર છુ તેથી મને સપૂર્ણ વિશ્વાસ છે કે, આપ કોઈવાર પણ પુત્ર મુખ જોવાને ભાગ્યશાળી થશો " એક દિવસે નગરમાં દક્ષિણાયનનો ઉત્સવ હતો, નગરની સર્વ પ્રજા મોટા ઉત્સાહથી તેમાં સામેલ થઈ હતી, મહારાણી માયાદેવી પણ આ ઉત્સવમા ગઇ હતી, ઉત્સવના આનદના છદીવસ વિત્યા, પણ સાતમે દીવસે સુર્યોદય થતા પહેલા શય્યાપરથી ઉઠી સુગધમય પાણીથી નાહી તેણે ઘણા પ્રકારના દાન આપ્યા. રાત્રિએ નાના પ્રકારના અલકાર ધારણ કરી, મનોહારીણી લીલી સાડી પહેરીને સુદર શય્યનગૃહમાં પ્રવેશ કર્યો. તેજ રાત્રે પ્રભાતમા સ્વપ્ન આવ્યુ અને ઉઠીને તરત મહારાજાનું મુખ જોઇ માયાદેવી એ કહ્યુ.—"પ્રિયદર્શન ! મને હમણા એવુ સ્વપ્ન આવ્યુ કે, જાણે મારી જમણી કુખ ચીરીને એક ધોળો હાથી તેમા દાખલ થયો" મહારાજાએ બ્રાહ્મણોને બોલાવી તેનુ તાત્પર્ય પૂછ્યુ, તો તેમણે કહ્યુ કે,—'દેવીને આજથી ચઢતો દહાડો થયોછે અને એક રાજ્યચક્રવર્તિ કે ધર્મ ચક્રવર્તિ પુત્ર તમને થશે, તેથી રાજાએ પ્રસન્ન થઇને બ્રાહ્મણોને સુવર્ણ દાન આપી સતોષ્યા.

માયાદેવી ૪૫ વર્ષની ઉમ્મરે ગર્ભવતી થયાથી જેમ મરેલા પુત્રના દેહમાં જીવનનો સંચાર થયાથી દુ ખી માતાને જેવો આનદ થાય છે, તેવોજ આનંદ રાજા રાણીને થયો માયાદેવી પ્રતિદીન વધારે વધારે લાવણ્યવતી થતી ગઇ. રૂપવાન, બળવાન અને ધાર્મિક પુત્રની કામનાથી સર્વદા પ્રફુલ્લિત મનની અને પ્રભુમાં એક ચિત્ત રાખી રહેતી હતી, કોઇપણ નિષિદ્ધ પ્રવૃત્તિ તેના હૃદયને સ્પર્શ કરવા સમર્થ થતી નહોતી. આવી રીતે પવિત્ર રહી. પતિના આદર અને મમતામા મગ્ન રહી નવ માસ ગાળ્યા. જ્યારે પુરા દહાડા થયા, ત્યારે માયાદેવી આર્ય

કુટુબોની રીતિ પ્રમાણે પતિના ચરણમા પ્રણામ કરી, સુખાસન--પાલખીમા બેશી પિયર જવાને નીકળી માર્ગમા લુબુની નામના આનદ દાયક બાગનુ સૌદર્ય જોઇ મહારાણીનુ મન મુગ્ધ થયુ, ફળ, પુષ્પના ભારથી નમેલા વૃક્ષોની સુદરતા, પક્ષીઓનો સગીત ઉલ્લાસ તેના ચિત્તને આકર્ષવા લાગ્યો રાણીએ આરામ લેવા માટે બાગમાં ઉતરી, આમતેમ ફરતી શાલ વૃક્ષના નવા પાદડા તોડવા જેવી હાથ—લબાવે છે, તેટલામા તેને પ્રર્સૂત થઇ અને ભગવાન્ સિદ્ધાર્થ— બુદ્ધનો જન્મ થયો. સર્વત્ર જયજયકાર થઈ રહ્યો, પરતુ ઇશ્વર ઇચ્છા પ્રબળ છે માયાદેવી પુત્ર મુખ જોઈ આનદ પામી, પણ પુત્ર સુખનો લાહવો લાબોકાળ લેવા નહિ રહેતાં સાતમે દિવમે મરણ તુલ્ય માદી પડી જે પતિના નયનનો પ્રકાશ હતી, જે તેને સદા આનદ આપનારી હતી, જે સગાવહાલાના હૃદયને રંજન કરનારી અને શહેરના રહેવાસીઓનુ હિત કરનારી હતી, તે પરમ પવિત્ર સતીશ્રી પોતાની બેન પ્રજાવતી—ગૌનમી જે રાજાની બીજી રાણી હતી, તેને પોતાનો પ્યારો પુત્ર જે બુદ્ધ તેને હમેશને માટે સોંપી પરલોકવાસી થઇ ધન્ય છે તેમને ! કે તે પોતાના પવિત્રાચરણથી બુદ્ધ જેવા મહાન્ પુત્રને જન્મ આપી અમર નામ રાખી ગઇ છે ! ! !

---

## મનસા.





પરમ પવિત્ર સતી કસ્યપ ઋષિની પુત્રી થાય, તેને જરદ્‌ગૌરી અથવા જરત્કારૂપણ અગર **મનસા** પણ કહે છે. તે મહાસ્વરૂપવાન, તેજસ્વિ, ક્ષમાશીલ, નમ્ર, જ્ઞાની, વિવેકી, ધાર્મિક, ધૈર્યવાન અને વિદ્વાન હતી. તેને ભ્રગુ કુલોત્પન્ન જરત્કારૂ ઋષિ જે ઘણા પ્રખ્યાત્ વિદ્વાન, જિતેદ્રિય બુદ્ધિમાન, તપસ્વિ બ્રહ્મચર્યવૃત્ત પાળવામા એક્કા, અને તેજસ્વિ હતા, તેમની સાથે પરણાવી હતી. પરણતી વખતે ઋષિએ કહ્યુ હતુ કે, "તારે કોઈ દિવસે મને અપ્રિય લાગે એવુ કાંઈ કાર્ય કરવુ નહિં કરીશતો હું તારો ત્યાગ કરી ચાલ્યોજઈશ." આ સાંભળી સતી મનસાએ કહ્યુંકે,—"હે નાથ! આપની ઈચ્છા પ્રમાણે વર્તિશ " એમ કહી તે પોતાના પતિને કદીપણ અપ્રિય બોલતી નહિ કે અપ્રિય કાંઈ પણ કાર્ય કરતી નહી. નિરંતર પતિની ઈચ્છા પ્રમાણે વર્તિને આનદ આપવા માટે ઘણી સાવધ રહેતી અને પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલી પતિના હિતમાં તત્પર રહેતી. ધર્મ કાર્ય કરતી, અતિથિઓનું આદરાતિથ્ય અને શિષ્યોને શિક્ષણ આપવાનૂ કાર્ય બહુ પ્રેમથી કરી સર્વને સતોષ

આપની આશ્રમનાં પશુપક્ષી અને પુષ્પ વાટીકાની નિત્ય સભાળ લેવાને કાળજી રાખની; વગેરે આશ્રમનાં કાર્ય અને વ્યવસ્થા બરાબર કરી તેની શોભામા વૃદ્ધિ કરતી નવરાશ મળતાં પતિની પરવાનગી લઈ આશ્રમવાસી બાલિકાઓને ધર્મોપદેસ આપતી. તેમજ પતિ સંગાતે દેશના ઘણા ભાગમા ધર્મોપદેશ કરવાને ફરતી, વગેરે પોતાના ઉત્તમ ગુણ પ્રભાવે તેણે ઋષિની ઘણી પ્રીતિ મેળવી હતી; પરતુ દૈવ ઇચ્છા પ્રબળ છે, કોઇના સુખના દિવસ એક સરખા જતા નથી આ પવિત્ર સતીને પણ પતિ વિયોગનો વખત આવ્યો

એક વખતે ઋષિ નિદ્રાવશ થયા સુર્યાસ્ત થવા આવ્યો, ત્યારે સતીએ પુજાદિ સામગ્રી તૈયાર કરી, સધ્યા નિમિત્તે પતિને જાગૃત કર્યા ઋષિની ઈચ્છા વિના જાગૃત કરવાથી તે પોતાનુ અપમાન થયુ માની ચાલવા લાગ્યા. સતીએ અપરાધ ક્ષમા કરી ચાલ્યા નહિ જવાની ઘણી પ્રાર્થના કરી, ત્યારે ઋષિએ કહ્યુકે,—હે સતી ! હુ કોઇ સમયે જુઠુ બોલ્યો નથી મે કહ્યુ છે કે જઇશ, માટે હવે હુ રોકાઇશ નહિ મેં પુર્વે તારી સાથે જે નિયમ કર્યો હતો, તેનો આજે સમય આવ્યો છે હે ભદ્રે ! મે તારી સાથે સુખમા દિવસો ગાળ્યા છે હવે તારે મારા ગયા પછી શોક કરવો નહિ. આ સાંભળી પવિત્ર હૃદયની સર્વાંગ સુદર સતી મનસા નેત્રમા આંસુ લાવી બોલીકે;–' હે નાથ ! મારા પિયર તરફના સગાઓ.માતાના શાપથી અપમાન પામેલાં છે, તેઓનુ કલ્યાણ મારે વિષે તમારાથી જ ઉત્પન્ન થયેલા સતાનથી થાય એમ છે. માટે મારો આપની સાથેનો સમાગમ વ્યર્થ ન જાય એવી આપને વિનતિ કરૂછુ. " આ સાભળી તપોધન એવા તે મહામુનિએ ઉત્તર આપ્યો કે, " હે સુભગે ! તારા ઉદરમાં અગ્નિના જેવો પ્રકાશમાન જે ગર્ભ છે, તે વેદ વેદાંગને જાણનાર પરમધર્માત્મા એક ઋષિ અવતરશે. " એમ કહી મહર્ષિતપનો નિશ્ચય કરી વનમા ચાલ્યા ગયા

ઋષિના ચાલ્યા ગયા પછી સતી મનસા ગર્ભિણી અવસ્થામાં વનમાં એકલી બહુ સકટ પામી, પરતુ ધૈર્યતા રાખી પોતાનો આશ્રમ છોડીને હિમાલયના કૈલાશ શિખરપર આવી તપ કરવા લાગી તપથી સદાશિવે પ્રસન્ન થઇ તેને જ્ઞાનોપદેશ કર્યો. દિવસ પૂર્ણ થતા પુત્રનો પ્રસવ થયો સતીએ ગર્ભાવસ્થામાં એકાગ્ર મન રાખી જેવો જ્ઞાનોપદેશ મેળવ્યો હતો, તેવોજ બુદ્ધિમાન અને જ્ઞાનીપુત્ર જન્મ્યો તેથી તેનુ નામ **આસ્તિક** પાડ્યુ હતુ પછી તે પુત્ર સાથે ત્યાંજ રહી હતી. પુત્ર મોટો થતાં શકરે તેને ઉપવિત આપ્યુ હતુ. વેદ, વેદાંગાદિકનો અભ્યાસ કરાવી મૃત્યુજય મત્રનો ઉપદેશ આપ્યો હતો તેથી તે પરમ તેજસ્વિ થયો હતો. પ્રતિદિન અધિક પ્રખ્યાત્ થતાં, સતીને સદાશિવે આજ્ઞા કરી કે, હવે તુ પુત્રને લઇ, તારા પતિના આશ્રમમાં જા. તેથા સતી પુત્ર સાથે પોતાના પતિના આશ્રમમાં આવીને રહી હતી. જ્યારે **જન્મેજય** રાજાએ સર્પસ-

ત્ત્વજ્ઞ કર્યો, ત્યારે સતીમનસાએ પુત્રને મોકલી, પોતાના સગાઓની ધારણાપાર પાડી હતી. એ રીતે તેણે અનેક સંકટ સહન કરી પોતાના સગાંઓના હિતમાં ભાગ લીધો હતો અને આસ્તિક ઋષિ જેવા પરમ પવિત્ર અને પ્રતાપી પુત્ર રત્નને પેદા કરી, એક ઉત્તમ માતા તરીકે પ્રખ્યાત થઈ ગઈ છે. ધન્ય છે આવી પવિત્ર સતીને! કે જે પોતાનુ અને સગાઓનુ સાર્થક કરી ધન્યતાને પામી ગઇછે!!

## સતી—શક્તિ.



આ પવિત્ર સતી કેરલ દેશના કાલટી નામે ગામના મદ્યપંડિતની પુત્રી થાય તે મહારૂપ સુંદર, તેજસ્વિ, શાન્ત, ધાર્મિક, દયાળુ, ધૈર્યવાન, અને જ્ઞાન સંપન્ન હતી તેના ઉત્તમ ગુણ જોઈ સૌ તેને સાક્ષાત્ શક્તિનો અવતાર છે એમ કહેતાં હતા એજ ગામમા પંડિતવર્ય વિદ્યાધિરાજનો પુત્ર શિવગુરૂ મહા બ્રહ્મતેજવાળો, ઉત્કૃષ્ટ જ્ઞાનવાળો, અને વાણીમાં બ્રહસ્પતિ સરખો હતો. તે વેદ, પદ, ક્રમ, ઘન, જટા, શિખા, આદિમા ઘણો કુશળ હતો. તેમજ ભટ્ટપાદ, પ્રભાકર, કણાદ, ગૌત્તમ, કપિલ અને પતંજલી આદિના મતનું અધ્યન કરી મહા પ્રવિણ થયો હતો. તેનામાં ખંડન મંડન કરવાની ઉત્તમ ચપળતા હતી. શિવગુરૂનુ આવુ અપૂર્વ જ્ઞાન જોઇને મદ્યપંડિતે પોતાની પુત્રી શક્તિ-સતીને તેમની સાથે પરણાવી હતી. આ જોડુ સર્વ પ્રકારે યોગ્ય જોડાયુ હતું રૂપગુણ અને સ્વભાવે એક રૂપ હોવાથી બંને વચ્ચે પ્રેમ અત્યંત હતો. સ્વધર્મ અને ગૃહસ્થાશ્રમ ઉત્તમ પ્રકારે પાળતાં ઘણાં વર્ષો વાતિ ગયાં, છતા આ પવિત્ર દંપતિને કાંઇ પણ સંતાન સુખ પ્રાપ્ત થયુ નહોતુ. તેથી મનમાં ઘણો સંતાપ કરતાં હતાં એક વખતે શિવગુરૂએ કહ્યું કે,—" હે ભદ્રે! આ લોકમાં હિત કરનાર પુત્રનુ મુખતો હજુ સુધી જોયું નથી. પુત્રવિના જીવન વૃથા છે પિતાએ મારો જન્મ આપ્યો, પણ તે પુત્રવિના એળે જશે એમ લાગે છે; કેમકે " पुत्रेणायल्लोक ' પુત્રથીજ આ લોક સિદ્ધ થાય છે એવુ શ્રુતિ કહે છે વંશના વધારાને માટે કંઇ ઉપાય કરવો જોઇએ. આ સાંભળી સતીએ કહ્યુ કે,—" પ્રાણેશ! આપણે બેઉ કૃપાનિધાન શ્રીશંકરની સેવા કરીને તેમની કૃપા સંપાદન કરીએ, કે જેના વડે આપણે સંતતિ પામીશુ.' આ સાભળી શિવગુરૂ પ્રસન્ન થયા. પછી પતિપત્ની પૂરા પ્રેમ ભાવે વૃષક્ષેત્રમાં સ્વયંભુ સદાશિવની ઉપાસના કરવા લાગ્યાં ઘણો વખત તપ કરવાથી શંકર પ્રસન્ન થયા. આ પવિત્ર દંપતિને સર્વજ્ઞ પુત્રની ઇચ્છા હતી, તે પ્રમાણે વરદાન પામી સદાશિવનું સ્મરણ કરતાં ઘેર આવ્યાં. તે દિવસે આનંદોત્સવ કરી ઉત્તમ ભોજન કર્યું;

સદાશિવની કૃપાથી તેજ દિવસે સતીને ગર્ભ રહ્યો. ગર્ભવતીને જે ભાવા અભાવા થાય છે, તે પ્રમાણે સતીને થવા લાગ્યા તે જાણી સગાં વહાલાંઓ ઘણી જાતની અમૂલ્યને અપૂર્વ ચીજો લાવીને આપવા લાગ્યાં એમ કરતા પૂરા માસ થતાં; યુધિષ્ઠિર શક ૨૬૫૮ ના રક્તાક્ષરી સંવત્સરના ઉત્તરાયણમાં માઘ વદ ૧૪ સોમવારની મધ્ય રાત્રિ–શિવરાત્રિ એ કે જે વખતે સૂર્ય અને ચંદ્ર કુંભરાશીમાં હતા. તે વખતે શુભ લગ્નમા જેમ પાર્વતીએ કાર્તિક સ્વામિનો જન્મ આપ્યો હતો, તેમ સતીએ પુત્રનો જન્મ આપ્યો જે દિવસે શ્રીશંકરનો અવતાર થયો હતો તેજ દિવસે સ્વાભાવિક રીતેજ કોઇ અલૌકિક આનંદનો દેખાવ સર્વત્ર થઇ રહ્યો હતો.

આવા પવિત્ર પુત્રનુ સ્વરૂપ સામુદ્રિક લક્ષણોથી લોકોને મોહ પમાડતું હતું. તેમને જોઇ ભવિષ્ય વેત્તાઓએ કહ્યું કે,—"આ પુત્ર સર્વજ્ઞ થશે અને સ્વતંત્ર શાસ્ત્રો રચશે. તેમજ મોટા મોટા પંડિતોને જીતશે અને પોતાની કીર્તિ પૃથ્વી રહેતાં સુધી સ્થાપન કરશે" આવા ઉત્તમ પુત્રના જન્મથી સર્વ ઠેકાણે આનંદોત્સવ જેવુ થઈ રહ્યું. સગા વહાલાની સ્ત્રીઓ પ્રસૂતિ ગૃહમા આ બાળકને પ્રેમથી જોવા નાના પ્રકારની ભેટો લઇ આવવા લાગી, ઉનાળાના ખરેખરા મધ્યાન્હના તાપથી તપેલી સ્ત્રીઓ જેમ ચંદ્રને જોઈ ટાઢી થાયછે, તેમ કમળ જેવા મુખવાળા આ બાળકને જોઈ આનંદ પામવા લાગી જે જે માણસો આ બાળકને જોતા, તે સર્વેને ઘણો આનંદ થતો તેથી તથા શ્રીશંકરની કૃપાથી જન્મ થયેલો માટે તેનુ નામ--શંકર પાડયુ. શંકર બાળ લીલાથી સર્વને આનંદ આપતા હતા તેઓ પવિત્ર ગુણો ધરાવનારી સતી માતાના હાથ નીચે ઉછરી ઉત્તમ ગુણોવાળા થયા હતા. તેમણે ત્રણ વર્ષમા તો કાવ્ય, પુરાણ, અને કોષાદનુ જ્ઞાન મેળવ્યુ હતુ તેમની બુદ્ધિ એવીતો તેજ હતી, કે ગુરૂ મુખથી એકવાર સાંભળતાંજ સર્વ આવડી જતું હતુ. ત્રીજે વર્ષે તેમને ચૌલસંસ્કાર કર્યો દૈવગતિ ન્યારી છે, તેમની ઇચ્છા પ્રમાણેજ સર્વ થાય છે શિવ ગુરૂ આવા ઉત્તમ પુત્રના સુખનો લાહવો લેવા વધારે વખત નહિ રહેતાં, માત્ર તેમની કાચી વયમાજ સ્વર્ગે ગયા. તેમની ઉત્તર ક્રિયા સતીએ કરી. સતી પતિના વિરહ દુઃખથી શરીરમા સૂકાવા લાગી, ખરેખર પતિવ્રતા સ્ત્રીઓને પતિનુ મુખ જોઇ જેટલો આનંદ થાય છે, તેટલો આનંદ તેમને બીજા કશાથી થતો નથી તેમને તો પતિ એજ સર્વસ્વ હોય છે તેમના વિના આખો સંસાર સુનો અને અપ્રિય લાગે છે. પણ તે માત્ર એક પુત્ર સ્નેહને લઈનેજ પોતાનો દેહ રાખી રહે છે. તેની પેઠેજ આ સતીને પણ સંસાર ઉપર પ્રીતિ નહોતી, પરંતુ એક પ્રિય પુત્ર શંકરના મુખ સામુ જોઈને દિલાસો લઇ, પોતાનો દેહ રાખી રહી હતી શ્રીશંકરને પાંચમે વર્ષે સતીએ ઉપનયન વિધાન કર્યું તે પછી શંકરે ગુરૂને ત્યાં રહી તર્ક શાસ્ત્ર, સાંખ્ય, અને યોગ વગેરે વિદ્યાનુ જ્ઞાન મેળવ્યુ હતુ વેદ શાસ્ત્રાદિ સાત વર્ષ થતાજ શીખી ઘેર આવ્યા.

સતી પુત્રનુ કોમળ બોલવુ, બુદ્ધિ, જ્ઞાન અને સુંદર શરીર જોઇ ઘણાં હર્ષ પામતાં. એક વખતે સતી માતા અબીકા નદીએ નહાવા ગયાં હતા, ઉનાળાનો દિવસ હતો, તાપને લીધે પગ બળતા હતા. તેને લીધે ઘેર આવતાં વાર થઇ. તેથી શંકરે જાતે જઇને માતાનુ સાંત્વન કર્યું હતુ. માતાને ઘણે દૂર નહાવાજતાં ઘણી આપદા પડતી જોઇ, તેમણે એ નદીનુ પાણી પોતાના ઘર પાસે થઇને વહે તેમ કર્યું હતુ. શકરના પ્રતાપની કીર્તિના કિરણો દેશમાં ચોપાસ પ્રસરી ગયા હતાં તેથી તેમને મળવાને એક વખતે-ઉપમન્યુ, દધીચી, ગૌત્તમ અને અગસ્ત્યાદિ મુનિઓ આવ્યા સતીએ બહુ આનદ પામી તેમનો પૂજા આદિથી ઘણો સત્કાર કર્યો સર્વ મુનિઓ શ્રીશંકર સાથે મોક્ષ સબધી વાતો કરવા લાગ્યા આ વખતે સતીએ ત્યા આવી પૂછ્યુ કે,-"બ્રહ્મર્ષિ ! આપના પધારવાથી અમે કૃતાર્થ થયાં છીએ. આ બાળક ઘણી નાની વયમાં બધાં શાસ્ત્રો શીખી રહ્યો છે.તેનો મહિમા પણ મને અધિક આશ્ચર્ય કરે છે માટે જો મને કહેવામા અડચણ ન હોય તો તેનુ વૃત્તાંત કહેશો." આ સાભળી અગસ્ત્યમુનિએ કહ્યુ કે,-"સતી ! તમો પ- તિ પત્નીના તપ પ્રભાવથી સદાશિવે પ્રસન્ન થઇ તમારી ઇચ્છા પ્રમાણે શિવ પોતે અવતર્યા છે " સતીએ કહ્યુ કે,—" મુનિ ! આ પુત્રનુ આયુષ્ય કેટલુ છે ? " અગસ્ત્યમુનિએ કહ્યુ કે,—"સતી માતા ! આ પુત્રનુ આયુષ્ય સોળ વર્ષનું છે; તથાપિ કેટલાંક કારણોથી બીજાં સોળ વર્ષ આ પૃથ્વી ઉપર નિવાસ કરશે,એટલે ૩૨ વર્ષનુ આયુષ્ય છે" આ પ્રમાણે ચર્ચા કરી મુનિઓ સતીની આજ્ઞા લઇને પોતાના આશ્રમે ગયા.

સતી માતા પોતાના પુત્રનુ અલ્પાયુષ્ય જાણી ઘણો ખેદ પામ્યાં. માતાને ખેદ પામતાં જોઇ શ્રીશકરે કહ્યુ કે,-"માજી ! આ સસાર ક્ષણિક છે તે તમે સારી રીતે જાણો છો; છતાં શુ કરવા શોક કરો છે? આવી રીતે શોક કરવો તમને ઘ- ટતો નથી. તમે જાણો છોકે સાંજ પડતા વૃક્ષપર અનેક પક્ષીઓ જુદે જુદે ઠેકાણેથી આવી બેસે છે, અને પ્રભાત થતાં જુદે જુદે ઠેકાણે વિખરાઇ જાય છે. તેથી આ સ- સારમાં કોઇ ક્યાંથી અને કોઇ ક્યાંથી આવી ભેગાં મળ્યા છે, પરતુ અવસર પૂરો થતાં સૌ જુદાં પડી ચાલ્યાં જાયછે. તેમાં માતા કોણ, પિતા કોણ, અને પુત્ર કોણ. કોણ જાણે કેટલાએ જન્મ ધર્યા હશે માટે મિથ્યા શોક કરવો છોડીદો. હજુતો હું સસારના બંધનમાંથી છુટવાને ચતુર્થાશ્રમ સન્યાસ અંગિકાર કરવાનો છુ. "— " ચતુર્થાશ્રમ અંગિકાર કરવાનો છુ " એવું સાંભળતાંજ સતીના દુ:ખની સીમા રહી નહિ. તેમણે કહ્યું કે;—પુત્ર ! હવે તુ એ વિચાર છોડી દે મારૂં કહ્યુ માની ગૃહી થઈ પુત્રવાળો થા. યજ્ઞાદિકથી દેવોની પૂજા કર. પછી ચતુર્થાશ્રમ ગ્રહણ કરજે. મારે તું એકજ પુત્ર છે હું મરી જઇશ ત્યારે મારી ઉત્તર ક્રીયા કોણ ક- રશે ? વળી તું સર્વજ્ઞ છતાં મને એકલી મૂકીને જઈશ ? જ્ઞાનીઓ દયાવાળા

હોય છે, તો તારામાં દયા કેમ દેખાતી નથી? તું મને તજી દેવાને હજી યોગ્ય નથી. પછી શ્રીશંકરે સતી માતાના મનનું સમાધાન કરી સન્યસ્ત લેવાની આજ્ઞા મેળવી. તે વખતે સતીએ કહ્યુ કે,—મારો દેહ પડે ત્યારે તારે હાથેજ મારો અગ્નિ સસ્કાર થવો જોઇએ. સન્યાસીને તેમ કરવાને અધિકાર નથી, એમ જાણી જો તું તેમ કરવા ના કહેતો હોય, તો અગસ્ત્ય મુનિના કહેવા પ્રમાણે તું સાક્ષાત્ શંકર છે. તેથી તને કશો બાધ નથી, મૃત્યુ પછી જો તારે હાથે આગ પણ હું ન પામું તો જન્મ ધર્યાનુ ફળ—અન્નેને શુ? આર્યધર્મ પ્રમાણે અગ્નિ સસ્કારાદિ પુત્રને હાથેજ થવા જોઇએ માટે તે કર્યા સિવાય તારે છૂટકો નથી."

સતી માતાના આ વચન સાંભળી શકર બોલ્યા કે—"માજી! મને દુઃખની કે અતકાળની વખતે જ્યારે યાદ કરશો, ત્યારે હું તરત આવીશ અને અગ્નિ સસ્કારાદિ કરીશ, પરતુ માજી! તમારા મનમા કદી પણ એવુ લાવશો નહિ, કે મારો પુત્ર, મારી વૃદ્ધાવસ્થાની વખતે તજીને સન્યાસી થયો. જો આવુ કદી મનમાં લાવશો, તો મને ઘણુ દુ ખ પ્રાપ્ત થશે હુ જ્યા હોઇશ, ત્યા રહીને પણ તમને અધિક ફળ—હુ તમારી પાસે હોઉં તેના કરતાં પણ વધારે કરી આપીશ." વગેરે રીતે માતાને સમજાવી રજા લીધી. પછી તેમની સગાં વહાલાઓને ભલામણ આપીને સંન્યાસ લેવાને ચાલી નીકળ્યા સન્યસ્ત લઇને ભારત વર્ષમાંથી અનેક મત મતાંતર દૂર કરી, એક અદ્વૈત સિદ્ધાત સ્થાપન કર્યો. તેથી સતીમાતા પુત્રની અધિક કીર્તિ ફેલાતાં ધન્યતાને પામ્યા

સતીમાતાને જ્યારે માદગી થઈ આવી, ત્યારે તેણે પોતાના પ્રિયપુત્રનુ સ્મરણ કર્યું આ વખતે શ્રીમાન્ શકરાચાર્ય ઋશ્યશૃંગ પર્વતપર હતા. ત્યાંથી તેઓ માજીનો મદવાડ જાણી એકદમ કાલટી આવ્યા સતી પોતાના પુત્રને ઘણે દિવસે કુશળ આવેલો જોઈ આનદ પામ્યા. પછી ધીમે સાદે કહ્યુ કે,—પુત્ર! મે મારી આવી દશામાં તને જોયો એ સારૂ થયુ. પુત્ર! વૃદ્ધાવસ્થાથી ઘસાઇ ગયેલુ મારૂં જીવિત હવે વધારે ચાલવાનુ નથી તેથી શાસ્ત્રપ્રમાણે આ દેહને યોગ્ય સસ્કાર કરી મને પરલોકમાં પહોચાડજે," આવા માજીનાં પુત્ર સ્નેહને અનુસરતા વચનો સાંભળી આચાર્યે પોતાની માતાને બ્રહ્માનદની પ્રાપ્તિ કરાવવામાટે બ્રહ્મનો ઉપદેશ આપ્યો તેણે કરી સતી પરમપદને પામ્યા ધન્ય છે સતીમાતાને! કે જેને ત્યા શ્રીમાન્ શકરાચાર્ય જેવા મહાસમર્થ દૈવી પુરૂષે જન્મ લઇને ભારત વર્ષના કલ્યાણ માટે અદ્વૈત મત સ્થાપન કર્યો. અને જેને લઈ તેઓ એક મહાન્ પવિત્ર અને દેવાંશી પુત્રની માતા તરીકે જગતમાં અમર કીર્તિ રાખી ગયાં છે.

## શ્રદ્ધા.



આ સતી કોણ? જે ભારત વર્ષમાં અતિ પ્રખ્યાત્ અને પરમ પૂજ્ય થઇ ગયેલા **કર્દમ** પ્રજાપતિ જેવા પવિત્ર અને તત્વજ્ઞ ઋષિનાં પુત્રી, સાંખ્ય યોગના પ્રકટ કર્ત્તા ભગવાન્ **કપિલ** મુનિનાં ભગિની અને વેદ વેત્તા મહા સમર્થ દેવગુરૂ **બૃહસ્પતિ**નાં માતાજી થાય આ સતીની માતાનું નામ **દેવહૂતિ** હતું. દેવી દેવહૂતિજી મહા પવિત્ર અને તત્વજ્ઞ સતી હતાં. આવી ઉત્તમ માતાના હાથ નીચે ઉછરી શિક્ષણ પામી ઉત્કૃષ્ટ થયાં હતાં "માતા તેવી દીકરી" તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે. આ સતી સ્વરૂપે સુંદર, તેજસ્વી, ધાર્મિક, શ્રદ્ધાળું, ધૈર્યવાન, શાન્ત, અને તત્વજ્ઞ હતા આ સતીને પોતાના જેવાજ રૂપ ગુણે ઉત્કૃષ્ટ પતિને વરવાની ઇચ્છા હતી. તે પ્રમાણેજ તે **બ્રહ્મા**ના માનસ પુત્ર **અંગિરા** ઋષિ, જેઓ વેદાદિ શાસ્ત્રમાં પ્રખ્યાત્ થઈ ગયા છે, તેમને પોતાને યોગ્ય પતિ પ્રસંદ કરી માતા પિતાની આજ્ઞાથી શાસ્ત્ર વિધિએ પરણ્યાં હતાં. આ જોડું રૂપ ગુણે અનુપમ અને એક રૂપ હતું તેથી આ દંપતિમાં અતિ પ્રેમ હતો અંગિરા ઋષિ મહા સમર્થ પુરૂષ ગણાતા હતા તેઓ સ્વભાવે શાંન્ત, દયાળુ, તત્વજ્ઞ, પરમાર્થી, શોધક, જીતેંદ્રિય તિવ્રબુદ્ધિના અને બ્રહ્મનિષ્ઠ હતા આમાંના કેટલાક ગુણોનો પાસ આ સતીને પણ લાગ્યો હતો. આ સતીને પરમાર્થ અતિ પ્રિય હતો. આશ્રમમાં આવતા અતિથિ–અભ્યાગતોનો પ્રેમ પૂર્વક સત્કાર કરતી પોતાના આશ્રમમાં ઋષિ બાળાઓને એકઠી કરી ઉપદેશ આપતા કહેતી કે,—

" સખીઓ ! પરોપકાર એ મહા પુણ્ય છે અને એ મહા પુણ્યનુ ઉત્તમ ફળ પોતાના જીવનનું કલ્યાણ કરે છે. જો આપણે સત્ય માર્ગે ચાલીએ, તો ગૃહસંસારમાં આપણે જેટલો પરોપકાર કરી શકીએ; તેટલો કોઇ પણ બીજી સ્થિતિમાં થઇ શકતો નથી. સ્ત્રીઓનો સંસાર પુરૂષ સાથે જોડાયેલો છે. પુરૂષને ગૃહસ્થાશ્રમમાં મદદ કરવાને સ્ત્રીએ સપૂર્ણ રીતે શક્તિમાન થવું અને બીજી ભગિનીઓને તેજ પ્રમાણે યોગ્ય રીતે તેવે માર્ગે ચડાવવી, એ પરમાર્થને શિખરે ચડવા જેવું છે જેમ એકત્ર કુટુબમા ભાઇઓ એક બીજાને મદદ કરે તો તેમના પિતાને સુખ અને સંતોષ થાય છે, તેમ આપણી બેનો માટે આપણે પ્રયાસ કરીશુ તો આપણા જગતરૂપી કુટુબના પિતા પરમેશ્વરને સતોષ અને આનદ કેમ નહિ થાય? માટે આપણો જગતપિતા પરમેશ્વર જેથી આનદ પામે, તેમ કરવા યત્ન કરો. જે કામ કરો તે પ્રેમથી આસ્તા–શ્રદ્ધા પૂર્વક કરો." ઇત્યાદિ સ્ત્રી ધર્મ સમજાવી ઉપદેશ આપતાં અને જે પોતે કાર્ય કરતાં જે શ્રદ્ધા પૂર્વક કરી પાર પાડતાં;

તેથી શ્રદ્ધા તો શ્રદ્ધા સતીનીજ ગણાઇ ગઇ છે. શ્રદ્ધા જેવી ઉત્તમ સતીના ગુણ પ્રભાવે તેને ત્યા દેવોના ગુરૂ **બૃહસ્પતિ** જેવા ' નરરત્ન ' પુત્રનો જન્મ થયો હતો તે આવી ઉત્તમ માતાના હાથ નીચે ઉછરી શિક્ષણ પામી મહાસમર્થ વેદવેત્તા, મહાવક્તા, મહાવાક્ચાતુર્યતાવાળા, અતિસુદર, તેજસ્વી અગકાન્તિવાળા અને મહાનત્વજ્ઞ દેવર્ષિ વગેરે ઉત્કૃષ્ટ ગુણોવાળા થયાથી તેઓ દેવોના ગુરૂ એવા મહાન્ ઉત્તમ પદને પામ્યા હતા આ શુ થોડી મહાત્તા ! આવા જગત્ પ્રખ્યાત્ નરરત્નને જન્મ આપી એક ઉત્તમ માતા તરીકે માન પાથી અમર નામ રાખી ગયા છે, અહો ! ધન્ય છે આવી માતાને ! ! માતાઓ તો આવીજ પેદાથાઓ ! ! !

## મૂર્ત્તિ.



આ પતિપ્રાણા સતી **દક્ષરાજેંદ્ર**ની પુત્રી, મહાત્મા **ધર્મઋષિ**ની પત્ની અને વિષ્ણુના અશાવતાર **નર, નારાયણ**ની માતા થાય. આ સતી સાત્વિકવૃત્તિની, તેજસ્વી, ધાર્મિક, ઉદાર, નીતિજ્ઞ, અને વેદાદિ જ્ઞાન સપન્ન હતી. રાજ સુખ કરતા પતિ સાથે વનમાં વસી તપ સાધન વડે દેહનુ સાર્થક કરવામાં વધારે સુખ માન્યુ હતુ ઋષિનો આશ્રમ હિમાલયપર હતો. ત્યા પતિ સાથે વસી ઉગ્ર તપ કર્યું હતુ તે તપ પ્રભાવથી મહત્તાને પામી હતી ધર્મ ઋષિને તેર પત્નીઓ હતી, તે સર્વમાં આ કનિષ્ઠ હતી તે પોતાની શોકયોને પોતારૂપજ માનતી હતી કદી પણ તે દ્વૈતભાવ દર્શાવતી નહોતી વગેરે ઉત્તમ ગુણ સ્વભાવને લીધે જોકે પોતે કનિષ્ઠ હતી, તોપણ સર્વમા શ્રેષ્ઠ ગણાતી હતી. પતિની પણ તેના પ્રત્યે અત્યત પ્રીતિ હતી પતિ પત્નિ બન્ને ઉદાર ધાર્મિક, અને દયાળુ હોવાથી કોઇ પણ અતિથિ, અભ્યાગત તેમના આશ્રમમાથી નિરાશ જતાં નહિ દુ ખીના દુ ખ દૂર કરવા અને અધાર્મિને ધાર્મિકરવા પ્રયાસ કરતાં તેથી તેમની જયજયકાર બોલાતી આવાજ કારણથી અર્વાચીન કોઇ ઉદાર અને ધાર્મિક હોય છે, તેને કહે છે કે,—"આતો સાક્ષાત્ **ધર્મમૂર્ત્તિ** છે." એટલે ધર્મ અને મૂર્તિના જેવા ગુણ છે એવી ઉપમા આપે છે, એટલુજ નહિ પરતુ આ પતિ પત્નીમા કેવો ગાઢ પ્રેમ હતો, તેની નિશાની તરીકે "ધર્મમૂર્તિ" નુ નામ એકત્ર જોડાયેલુ બોલવામાં આવે છે, તે પરથી તેઓ પ્રેમે કરી એક રૂપ હતાં એવી સાબિતી થાય છે

સતી મૂર્તિ ઉચ્ચ ભાવના વાળી હતી, તે આશ્રમ વાસી બાળાઓના એકત્ર સમાજ વખતે ઉપદેશ આપતી કે,—" પુત્રીઓ ! આ સસાર વહન કર-

વામાં સહેલામાં સહેલો માર્ગ-નીતિ અને શિયળ છે. શિયળના સ્વીકારથીજ જગતના વિષમ માર્ગ સરળ થઈ જાય છે પતિ જે સંસારના વહન માટે મોટાં કષ્ટો વેઠી શ્રમ લે છે, તે તરફ નજર કરતાં જણાય છે કે પત્નીએ તેમના પ્રતિ સૌમ્યદર્શી અને શીલવાન રહેવુ, એટલે તેમના પ્રેમનાં પાત્ર બનવું, અને તેમ થવાને નમ્રતાની ઘણીજ અગત્ય છે. પતિ શિર છત્ર છે. તે જે કાંઇ કહે તે સાભળી જવું અને સુખ તથા આનંદથી સંસારનુ વહન કરવુ ઘરમાં જેમ નમ્રતા અને ધીરજથી વર્તાય તેમ વર્ત્તવાથીજ સર્વનો ચાહ વધે છે સહન શીલતા એ પણ એક મોટો સ્ત્રી ગુણ છે. વ્યવહારિક કામકાજમાં એવી કુશળતા રાખવી કે તેથી સંસારની અડચણ રૂપ ખાડા ટેકરા સુગમ થઈ જાય હાલ જે પુત્ર વધૂઓ હોય છે, તે ભવિષ્યમાં માતા અને સાસુ થાય છે. તેમણે પોતાનો ભાર એવું સારૂ શિક્ષણ લઇને માથે લેવો કે જેથી વધારે ઉન્નત અને ઉન્નત સ્થિતિમાં સંસાર ચડતો જાય. સંસારને વધારે સરળ કરવામાટે પેટ મોટુ રાખવુ જોઇએ. આ પ્રમાણે શાન્તમાર્ગે ચાલતાં સસારની વિષમતાઓ વધારે સરળ થઇ જઇને તમો સંસારમા પતિના સહધર્મચારિણીના પદને પામી પત્નીતરીકેનો ધર્મ બજાવવામા ફતેહમંદ થશો, ગૃહિણીના પદને યોગ્ય થવા માટે બેનોએ યત્ન કરતાં રહી શિક્ષણ, સારી સમજ અને વિવેક વિનયનો ઉપયોગ કરવો જોઈએ આવી રીતે ચાલનારી સ્ત્રીઓ જગતનાં ઘણાંખરાં દુખો દૂર કરી શકે છે" અહો ! કેટલી બધી ઉચ્ચ ભાવના દર્શાવી છે ? !

આ સતીનુ ધ્યાન નિરંતર બ્રહ્મમાં ચોંટેલુ રહેતું તે તપ પ્રભાવ અને સતીત્વને લીધે તેને ત્યાં વિષ્ણુના પાચમા અંશાવતાર ગણાયેલા **નર, નારાયણ** જેવા બે પવિત્ર પુત્રો અવતર્યા. તેઓ તપથીજ પરમાત્માની પ્રાપ્તિ થાય છે, એવુ જગત્ ને બતાવવાને માટે બાળવયમાંજ હિમાલય પ્રત્યે બાદ્રિકેદારમા તપ કરવાને ચાલી નીકળ્યા હતા. આવા દેવાંશી મહાન્ પુરૂષો આ સતી માતાને પેટે પુત્ર રૂપે જન્મવાથી, તે એક મહાન્ પવિત્ર પુત્રોની માતા તરીકે પ્રખ્યાત્ થઈ ધન્યતાને પામી છે. વગેરે મહત્ત ગુણોને લઇ તે જગત્માં સુદષ્ટાંત્ રૂપ અમર કીર્તિ રાખી ગઈ છે. ધન્ય છે તેમને ! ! !



## મહાશ્વેતા.




પ્રખ્યાત પતિવ્રતા—સતીના માતા પિતા હિમાલયપર રહેતાં હતાં, તેના પિતાનું નામ **હંસ** અને માતાનું નામ **ગૌરી** હતું. તે મહાસ્વરૂપવાન્ તેજસ્વી, બુદ્ધિવાન, અને ચતુર હતી. બાળવયમાં માત પિતાના લાડ કોડમાં ઉછરી હતી વ્યવહાર, નીતિ અને ધર્મ જ્ઞાન તેને તેનાં માતા પિતા તરફથી વારસામાં ઉતર્યું હતુ હિમાલયપર ઘણા ઋષિ મુનિઓના આશ્રમ હતા. ઋષિ પત્નીઓ અને બાળાઓના સહવાસથી અને ઋષિમુનિઓની સેવાને લીધે, તેનામાં ઉત્તમ ગુણો આવ્યા હતા. તે તેના કુળમાં એક આભૂષણ રૂપ ગણાતી હતી. એક વખતે વસંતઋતુની સૌંદર્યતા પૂર્ણ ભભકાથી ખીલી નીકળી હતી, ત્યારે મહાશ્વેતા પોતાની માના અને સખીઓની સાથે હિમાલયની તળેટીમા આવેલા અચ્છોદ સરોવરમાં સ્નાન કરવાને ગઇ હતી. સ્નાન કરી વનની સૌદર્યતા જોતી જોતી આમ તેમ ફરી આનંદ લેતી હતી. તેવામાં તેને દિવ્ય સુગંધ આવી એ સુગંધને લઈ વનમાં આગળ ચાલી જોયુ, તો બે મુનિ કુમારો તેની દૃષ્ટીએ પડયા. તેમાં એક અતિ રૂપ સંપન્ન મુનિકુમારે પોતાના કાનપર પુષ્પ મંજરી ખોસેલી હતી. તેની સુગંધીથી તે પ્રદેશ સુવાસિત થઈ રહ્યો હતો મહાશ્વેતાએ આ મુનિ કુમારને અતિ સૌદર્યવાન અને તેજસ્વી જોઈ મનમા નિશ્ચય કર્યો કે, " મારે પરણવુ તો આનેજ, નહિતો જીંદગી પર્યંત કુવારાજ રહેવું " જેવો નિશ્ચય મહાશ્વેતાએ કર્યો તેવોજ નિશ્ચય મુનિકુમારે પણ પોતાના મનમા કર્યો હતો. બન્નેનુ મન પરસ્પર લાગી રહ્યુ. મનથી બન્ને વરી ચુકયા, મહાશ્વેતાએ લજ્જાતા લજ્જાતા મુનિ કુમારના મિત્રને પૂછ્યુ કે,–આ તમારા મિત્ર કોણ અને કોના પુત્ર છે ? તેના કાંનપર રહેલી પુષ્પ મંજરી કયા વૃક્ષની છે ? તે યુવકે ઉત્તર આપ્યો,—આ મારા મિત્ર **શ્વેતકેતુ** મુનિના **લક્ષ્મીથી** ઉત્પન્ન થયેલા પુત્ર છે. તેનુ નામ **પુંડરીક** છે તેના કાનપર રહેલી પુષ્પ મંજરી પારિજાતકની છે અને તે નંદનવનના દેવતાએ આપેલી છે આ પ્રમાણે વાતચિત ચાલતી હતી, ત્યા પુંડરીકે આવી કહ્યુ કે,—મહાશ્વેતા ! લ્યો ! આ તમને પસંદ હોય તો પહેરો તમારા કાનમાં. એમ કહીને મુનિકુમારે તેના કાનમાં પુષ્પ મંજરી પહેરાવી; પરંતુ જવાની ઉતાવળને લીધે, તે વખતે તેના હાથમાથી માળા નીચે સરી પડી, તે મહાશ્વેતાએ પોતાના ગળામા પહેરી લીધી અને મુનિકુમારને પ્રણામ કરી, પોતાની માતા હેમકૂટ તરફ જતી હતી, તેની પાછળ ચાલી નીકળી. મુનિકુમાર પુંડરીકના હાથમાંથી માળા સરી પડી, તે તેના મિત્રે જોઇને ઠપકો આપ્યો. તેથી મહાશ્વેતાના મનમાં વસે-

લા કુમારે બનાવટી ક્રોધ કરીને મહાશ્વેતાને કહ્યુકે,—તમારે મારી માળા આપ્યા વિના જવું નહિ, માળા આપીને જજો ! આ સાંભળી મહાશ્વેતાએ પોતાનો એકાવળી હાર ઉતારીને પ્રેમથી પુંડરીકના હાથમાં નાખ્યો. આ હાર પોતાનો છે કે નહિ, તે પ્રેમાતુર પુંડરીક ઓળખી શકયો નહિ. તે તો મહાશ્વેતાની રજા લઈ ચાલતો થયો.

મહાશ્વેતા અચ્છોદ સરોવરમા સ્નાન કરીને પોતાની માતા સાથે હેમકૂટ પર્વત પર આવી. પરતુ તેનુ મન પુડરીકની પાસેજ રહ્યુ. એટલામાં તેની એક દાસી કે જે પાછળ રહી હતી, તેણે એક પત્રિકા મહાશ્વેતાને આપી કહ્યુ કે;—બેન ! તમને જેણે પોતાના હસ્ત કમળથી પુષ્પ મજરી પહેરાવી છે, તેણેજ આ પત્રિકા મોકલાવી છે. મહાશ્વેતા ઘણુાજ હર્ષથી તે પત્રિકા વાચીને વધારે અધરી થઇ પડી. તે વિષે દાસીની સાથે વાત કરવા લાગી એટલામાં પુડરીકનો મિત્ર **કપિજલ** આવ્યો, તેણે પોતાના મિત્રની દુર્દશા મહાશ્વેતાને નિવેદન કરી જણાવ્યુ કે,—મારા બધા ઉપદેશો વૃથા ગયા પછી હુ તમારી પાસે આવ્યો છુ, તમારા સમાગમ વિના પુડરીકના પ્રાણુ બચે તેમ જણાતુ નથી." તેટલામા તેની માતા આવી તે મળીને ચાલતી થઇ. મહાશ્વેતા પોતાની સખી તરલિકા સાથે પોતાના પ્રિય પુંડરીક પાસે જવાને નીકળી. હજુ તે જયાં આવી પહોંચી નહોતી, ત્યાંજ પુડરીક મહાશ્વેતાના મુખ દર્શનને તલસતો તલસતો છેવટે વિયોગમાંજ ધરતીપર ઢળી પડયો. મિત્રના શબવત થઇ પડવાથી કપિજલ છાતીફાટ રડવા લાગ્યો, હર્ષભેર ભેટવા આવતી મહાશ્વેતાના આનદે પણ તરત શોકનુ રૂપ ધારણ કર્યું. તેણે છાતીફાટ રૂદન કરવા માડયુ. તેના રૂદનથી વનનાં પશુ પક્ષીઓ પણ સ્થભી રહ્યા. હા ! પ્રાણનાથ ! શુ આમ દગો દેશો ? શુ મને એકલી નિરાધાર મૂકી સ્વર્ગે જશો ? પ્રાણપતિ ! શુ દયા વિનાના થયા ? નહિ, નહિ મહાન્ ઋષિના પુત્ર એવા હોયજ નહિ, એતો મારા કર્મની વાત છે ! શુ હુ મારા પ્રિય નાથને દોષિત કરીશ ? કદિ નહિ, પ્રિય નાથ ! એકવાર તમારી અપરાધી દાસીપર દયા કરી બોલો ? શું તમો મારાથી રીસાયા છો ? અરે ! પતિ વિનાની સ્રીની કેવી વિપરીત દશા થાય છે, તે અનુભવીજ જાણે ! પ્રાણનાથ ! હું તમારી પાછળ આવું છું. એમ કહેતાંજ પોતાના પતિની સાથે બળી મરવાને ચિતા તૈયાર કરાવી. એટલામાં કોઇ દૈવી મહાપુરૂષે આવી કહ્યુ કે;—" ઓ પુત્રિ ! તું પ્રાણ ત્યાગ કરીશ નહિ. તને તારા પ્રિય પતિનો સમાગમ થશે " એટલુ કહેતાંજ તે શબવત થઇ પડેલા પુડરીકને ઉપાડી ગયો. આ કપિંજલ પણ પોતાનાં મિત્રના શબને છોડાવવા માટે તેની પાછળ ગયો. અહીં એકલી પડેલી મહાશ્વેતાએ આખી રાત્રિ વિલાપમાંજ ગાળી. ઘણા પોકાર સાથ રડવાથી તેનો સાદ બેસી ગયો હતો. શોક સાગરમાં ડુબેલી પોતાની સખી તરલિકાની સાથે અચ્છોદ સરોવરને કિનારે રૂદન

કરતી બેઠી હતી બીજે દિવસે પ્રભાત થતા ઉઠીને તેણે સરોવરમાં સ્નાન કર્યું. પછી પોતાના પ્રિય મુનિ કુમારનાં કમણ્ડલ, વલ્કલવસ્ત્ર અને માળા વગેરે ધારણ કર્યા, સફેદ સાડી પહેરી તેજ સરોવરના તીર ઉપર આવેલી એક ગુફામાં વાસ કર્યો; નજીકમાં એક શંકરનુ મંદિર હતું, ત્યાં સવાર સાંજ જઈને શંકરની આરાધના કરવા લાગી.

મહાશ્વેતાની આવી સ્થિતિ સાભળી તેના માત પિતાને પણ અપાર શોક થયો. તેની પ્રિય સખી કાદમ્બરી જે બાળવયથીજ તેની સાથે ઉછરીને મોટી થઈ હતી. અને જે તેનો બીજો પ્રાણ હતી, તેણે તો પોતાની સખી વિધવા થયાના સમાચાર જાણીને, નહિ પરણવાનું આકરૂં 'પણ'લીધુ આવી રીતે સર્વ સગાં સ્નેહીઓમા ઘણો શોક વ્યાપી ગયો મહાશ્વેતા બ્રહ્મચર્ય પાળી યોગિની રૂપે શંકરનુ આરાધન્ કરતી હતી એક વખતે ભરતખંડના રાજા **તારાપીડ**ના મંત્રી **શુકનાશ**નો પુત્ર **વૈશંપાયન** રાજકુમાર **ચંદ્રાપીડ**ની સાથે દિગ્વિજય કરવા માટે ગયો હતો. ત્યાથી અચ્છોદ સરોવરની આસપાસ ફરતા ફરતા, તેમની દૃષ્ટિ મહાશ્વેતા પર પડી. મહાશ્વેતા રાત્ર શિલાતલ પર સૂતી હતી. ત્યાં તેણે આવી તેને કુવચન કહ્યાં આ સાંભળતાજ બ્રહ્મચર્યવ્રતમા કાળ ગાળતી યોગિની મહાશ્વેતાએ ક્રોધાંધ થઇને તેને શાપ આપ્યો. તેથી તે એકદમ ધરતીપર ઢળી પડયો. એમ અનેક આપત્તિ ભોગવતાં કેટલાંક વર્ષ વિત્યા, ત્યારે પરમ કરૂણાકર મંગળમય પ્રભુએ તેના સતીત્વ અને તપ સામું જોઇ ને જાણે દયા કરી ન હોય, તેમ આ સતીનો પતિ પુંડરીક સજીવન થઈ આવ્યો. તેનો મિત્ર કપિજલ પણ સાથે હતો. આ શુભ સમાચાર કાદમ્બરીએ ઘણા હર્ષ ભેરે દોડી આવી આપ્યા મહાશ્વેતા આનંદ પામી દોડી જઇને પતિને ભેટી પડી. બન્ને ગદ્ ગદ્ કંઠે થઈ જતાં થોડી વાર સ્તબ્ધ થઇ ને ઉભાં રહ્યાં. પછી શાન્ત થઈ એક બીજાએ વિતેલી વાત કહી બતાવી આ ખબર મહાશ્વેતાનાં માતા પિતા અને સગાં સ્નેહી ને થતા સૌ આનંદ પામતાં આવી મળ્યાં તેમણે મહાશ્વેતાના પાતિવ્રત્યનાં ઘણાં વખાણ કરી ધન્યવાદ આપ્યો એ રીતે મહાશ્વેતાએ પતિ વિયોગથી યોગિની બની બ્રહ્મચર્યવ્રત પાળ્યુ, અને અચ્છોદ સરોવરને કિનારે શંકર આરાધના કરવામાં એકાંત જીવન ગાળ્યુ હતુ આવા તપ અને સતીત્વ પ્રભાવથી તે પતિને મેળવી પરમ સુખ પામી, જગતમા સુદષ્ટાત્ રૂપ અમર નામના રાખી ગઈ છે. અહો ! ધન્ય છે તેને !!!



## ગોપા-યશોધરા.



આ સાધ્વી **સિદ્ધાર્થ-બુદ્ધની** ધર્મ પત્ની અને દેવદહ રાજા દંડપાણિની પુત્રી થાય તેનુ બીજુ નામ **યશોધરા** હતુ તે મહા સ્વરૂપવાન, બુદ્ધિવાન, ધાર્મિક અને વિદ્વાન હતી ધર્મની રક્ષા શાથી થાય તે પણ તે જાણતી હતી તેનો વિવાહ સિદ્ધાર્થ-સર્વાર્થ-સિદ્ધની સાથે સ્વયવરથી કર્યો હતો. આ વિવાહ મણિકાચનના યોગ જેટલોજ શોભા આપનારો થયો હતો. ગોપાપતિને છાયાંની પઠેજ અનુસરીને ચાલતી, સખીની પેઠે તેનુ હિત કરવામા તત્પર રહેતી, સર્વ વિષયમાં તેની અનુસારિણી હતી. સિદ્ધાર્થ આવુ રમણિ રત્ન મેળવી પોતાને કૃતાર્થ માનતો હતો પ્રિયતમાની છાતીપર પોતાનુ હૈડુ તેણે ઢાળ્યુ હતુ. પુષ્પ દળમાં જેમ બે ઓસના ટીપા મળી જાય, તેમ બન્ને હૃદયના સુખ દુ ખ ભળી ગયા હતા. બન્ને હૃદયની આશા એક થઇ વહેવા લાગી, બન્નેની એક આશા થવાથી એકજ લક્ષ્ય સાથે વિશ્વ જનનીના અનત હૃદયમાં જઇને બન્ને અનત શાતિ લાભ લેવા લાગ્યાં. સિદ્ધાર્થ આટલા દિવસ સુધી જીવનના માર્ગપર એકલો અસહાય ચાલતો હતો સસારમાં કોઇએ પણ તેના જીવનના મહાન્ ઉદ્દેશમા સહાનુભૂતિ દેખાડી નહોતી, સસારથી ધીરે ધીરે વિરક્ત થતો જતો હતો હવે તેના જીવનનો નવો સરસ માર્ગ ઉઘડી ગયો. તેના મનનો ઉડો મર્મ જાણવા માટે તેના જીવનની સહચરી થવા યોગ્ય એક ઉત્તમ સ્ત્રી તેને સસારમાં મળી, આ વખતે કુમારનુ વૈરાગ્ય હૃદય કટક શાત થયુ સતી ગોપાનો અત્યત પ્રેમ, તેની સેવા અને યત્નથી સિદ્ધાર્થની ઉદાસિનતા ઘણીક ઓછી થઇ ગઇ. આ સાભળી સિદ્ધાર્થના પિતા **શુદ્ધોદનનું** શકાતુર હૃદય પ્રસન્ન થયુ. પુત્રને ગૃહસ્થ કરવાની યુક્તિ સફળ થઈ માની ઇશ્વરનો ઉપકાર માનવા લાગ્યો પોતાની ચિતા શાત થવાથી નિરાતે રાજકાર્યમાં મન રોકવા લાગ્યો હતો.

સતી ગોપા બુદ્ધિવાન હોવાથી સત્યાસત્યનો વિચાર કરી ચાલતી, તે પોતાના પાતિવ્રત્ય ધર્મની રક્ષા શાથી થાય તે જાણતી હતી અને તે પ્રમાણે વર્તતી હતી. તે કોઈ પણ દિવસે ધૂમટો તાણીને બેસી રહેતી નહિ. આપરથી કેટલીક સ્ત્રીઓ કહેવા લાગી કે ગોપા તો ઘણીજ શરમ વગરની છે. આ વાત ગોપાના સાંભળવામાં આવી. તેથી તેણે અતપુરની સર્વ સ્ત્રીઓ સમક્ષ પોતાને માથેથી દોષ ઉતારવા કહ્યું કે,—"ધાર્મિક મનુષ્ય તો જે અવસ્થામા રહે છે, તેમાં તે શોભે તે. ગુણવાન માણસ ગમેતો કુશના કપડા પહેરે, ગમે તો સેકડો જગ્યોએ ફાટેલી ધાબળી ઓઢે અને કદાચ તેમના શરીરનો રગ કાળો હોય, તોપણ તે પોતાના તેજથીજ શોભે છે. માણુસને ધર્મ એજ ખરો પોશાક છે, ધર્મ એજ મનુષ્યનું

સૌન્દર્ય છે. બાળક કદી નાના પ્રકારના અલંકારથી ભૂષિત હોય, પરંતુ તે પાપાનુસારી હોય તો તેનું લાવણ્ય કંઇ રહેતું નથી. જેનું હૃદય પાપનોજ ભંડાર છે, તેને શું બહારના પોશાક શોભાવે છે? તે તો અમૃત સુખમાં ઝેરનાં કુંભ જેવો દેખાય; શારીરિક દોષ જેના સંયત છે, જેના વાક્ય નિયમિત્ત છે, જેની ઇંદ્રિયોવશ છે. જેની ચિત્તવૃતિ નિરૂદ્ધ છે, અને જેનું મન પ્રસન્ન છે તેને મુખ ઉપરનો ઘૂમટો કાઢવાની શી જરૂર છે? જેને લજ્જા નથી, આબરૂ નથી, ચિત્ત અને ઇંદ્રિયો જેનાં વશ નથી, તે સેંકડો ઘમટાથી ઢંકાય તોપણ તેની રક્ષા થઇ શકતી નથી. જેનું ચિત્ત પોતાનેજ વશ છે, જેનો પતિમાજ પ્રાણ રહેલો છે, તે ભલે ચંદ્ર સૂર્યની પેઠે સર્વજનની સામે પ્રકાશિત થાય, તો પણ તેને કંઈ પણ હાની થતી નથી. જે પોતાની રક્ષા કરી શકે છે, તેજ સુરક્ષિતા છે, નહિ તો ઘૂમટો તાણીને ઘરમાં બેસી રહ્યા છતાં પણ સ્ત્રીઓ અરક્ષિતાજ છે મારે તો મારૂં ચરિત્રજ ભેદી ન શકાય એવું ઢાકણું છે, મારે મારા ગુણ કિલ્લારૂપજ છે, અને મારે તો મારો ધર્મ રક્ષક છે, તો પછી મારે વસ્ત્રથી ઘૂમટો કાઢવાની શી જરૂર છે?" આવી રીતે સતી ગોપાએ ઘૂમટાની રૂઢી વિરૂદ્ધ પોતાનો અભિપ્રાય જણાવ્યો હતો. આ ઉપરથી તે કેવી ઉચ્ચભાવનાવાળી હતી તે જણાઇ આવે છે.

દેવી ગોપા પરમ પવિત્ર અને પ્રેમાળ સ્ત્રી હતી. સિદ્ધાર્થ આવી સુગુણ સાધ્વી સ્ત્રીને મેળવી ઘણો સુખી થયો હતો, પરંતુ જગતમાં ઇશ્વરની ઇચ્છા વિરૂદ્ધ કોણ થઇ શકે છે? સિદ્ધાર્થ સુખમાં દિવસ ગાળતો હતો, પણ હવે ચિંતામાં મગ્ન રહેવા લાગ્યો. આ જોઇ ગોપાનું હૃદય વિચલિત થયું એક દિવસે ગોપા શય્યનગૃહમાં સૂતી હતી. અરધ રાત્રિ થતાં તેને એક વિચિત્ર સ્વપ્ન આવ્યું. આ ભયંકર સ્વપ્નાથી તે ચમકીને ઉઠી સ્વામીને સ્વપ્નાનું વૃતાન્ત કહ્યું, અને ભયથી વિહ્વલ થઇને પૂછ્યું,—"નાથ! આવું સ્વપ્નું આવ્યાથી મારૂં શું થશે? મારી સ્મૃતિ ભ્રાંત થઇ છે, મારૂં મન શોકાતુર થયું છે." સિદ્ધાર્થે આ સાંભળીને વ્યાકુળ હૃદયવાળી પોતાને બાઝેલી ગોપાને સ્નેહ ભાવથી કહ્યું,—"પ્રિયે! તું શાંત થા, તને કંઈ હાનિ થવાની નથી, તું પાપી નથી. આવું સ્વપ્નું તો પુણ્યાત્માજ જુએ છે. તું સર્વની પૂજિતા થઇશ, ક્લેશ રૂપી શત્રુના વિનાશનું કારણ થઇશ પ્રિય! આનંદ થા. ખેદ ના કર. સંસાર દુ:ખમય છે અને સુખનું સાધન મારે શોધી કાઢવું છે. તથા દુ:ખી લોકોનું દુ:ખ દૂર કરવાનો સન્માર્ગ બતાવવા માટે આ મારૂં જીવન અર્પણ કરીશ. પૃથ્વીમાં લાખો માણસો મહાકલેશથી જીર્ણ શીર્ણ છે. કોઇ પણ તેમની દુર્ગતિપર નજર કરતું નથી. હું મનુષ્યનું મહા દુ:ખ જોઇ હવે સંસાર સુખમાં મચી રહેવા ચહાતો નથી. અનિત્ય સુખ ભોગવવું એ મારી ઇચ્છા નથી. પૃથ્વીજ મારે સૂવાનું બિછાનું અને પહાડના શિખરો મારા માથા તળેનો તકીઓ થાય. કુદરતી પાણીજ મારે પીવાને, અને વનનાં ફળજ મારે ખાવાને બસ થાવ. સર્વ સ્ત્રી પુ-

રૂપ મારા ભાઈ બેન, અને પશુ પક્ષી મારાં બધુજન થાત. હે પ્રાણાધિક ગોપા! હુ બીજુ શુ ચાહુ! મારે હવે બીજું કાંઈ પણ સુખ જોઇતુ નથી તું આનંદિત થઇને મારા જીવનના મહાન્ વ્રતમા મદદગાર થા." એમ કહેતાં કહેતા સિદ્ધાર્થે રાવા માંડયુ. પતિપ્રાણા ગોપાએ સ્વામીના કઠમાં હાથ નાખી પોતાની સાડીના છેડાથી અશ્રુજળ લૂછી નાંખ્યાં અને વિચાર કરવા લાગી કે,—"અરે! હુ મારાસ્વામીને આવા મહાન્ કાર્યથી કેવી રીતે રોકી શકુ? અરે! હુ કેવી રીતે મારા સ્વામીને સસારમાથી વિદાયગીરી આપી, એકલી આ ભવારણ્યમાં જીવન ગાળી શકીશ? નહિ નહિ જો સસાર છોડયાથી તેમનુ હમેશનુ ખેદિત મુખ પ્રફુલિત થતુ હોય અને તેથી જો મને હજારો દુખ થતાં હોય તો તેમા પણ શી ચિંતા છે? જો મારા સ્વામીને જરાપણ સુખ ઉપજાવતાં, મારૂ જીવન વિસર્જન કરવાની જરૂર પડે તોપણ શુ હાનિ છે? મારા સ્વામીનુ રૂદન આ પ્રાણ તો કદી સહન કરશેજ નહિ પતિ પ્રાણા સતી ગોપાએ એવો સકલ્પ કર્યો કે હવે કોઇ દિવસ હુ મારા સ્વામીના માર્ગ વચ્ચે કાટો થઈ પડીશ નહિજ. સ્વામીના સુખને માટે જીવન સર્વસ્વ અર્પણ કરીશ"

સતી ગોપા જે પોતાના સ્વામીનેજ એક માત્ર જીવનનો આશ્રય સમજતી હતી તે તેને કોઇ દહાડો પણ કઇ કઠોર વાકયો બોલી નહોતી. તે ખરેખરી એક પ્રેમની મૂર્તિજ બનેલી હતી. સિદ્ધાર્થને સસાર ત્યાગ કરવાનો ઘણીવાર સકલ્પ થતો પરતુ ગોપાની વાત જયારે જયારે તેના મનમા આવતી, ત્યારે ત્યારે તે સર્વ સકલ્પ આકાશમાં મળી જતા હતા જો કે તેને વૈભવ સુખમાં તેના જીવનને આરામ કે આનદ મળતો નહોતો એમ કરતા કરતા ગોપાને ગર્ભ રહ્યો અને તેને પુત્ર આવ્યો રાજા શુદ્ધોદન પુત્રના પુત્રનુ મુખ જોવાને માટે તલસી રહ્યો હતો. સુવાવડ પછીનો યોગ્યકાળ ગયા પછી તેણે પુત્ર વધૂને ધામધુમથી **કપિલવસ્તુ** તેડાવી સતી ગોપા '**રાહુલ**' ને લઇ આવી. ત્યારે સિદ્ધાર્થે વિચાર કર્યો કે,— "આ વળી એક બીજી બેડી મારા પગમાં પડી વાત્સલ્ય સ્નેહ સસાર ત્યાગની આડે આવશે માટે બહેતર છે કે, પુત્રનો સ્નેહ ચઢે ત્યાર પહેલાંજ હવે મારે અહીંથી ચાલ્યા જવું" રાહુલ કુવર ઘેર આવવાથી જયારે રાજનગરમાં અને રાજગૃહમાં મોટો આનંદોત્સવ થઇ રહ્યો હતો; ત્યારે સિદ્ધાર્થ આમ સસાર ત્યાગ કરીને ચાલ્યા જવાનો વિચાર કરતો હતો. રાત પડી ત્યારે ગોપાની દાસીઓએ બાળકુવરને લઇ આવી અતઃપુરમાં સિદ્ધાર્થને બતાવ્યો રાજમહેલમાં અને અંતઃપુરમાં રોશની થઈ, નાચમુજરા થયા અને પછી સર્વ સુખથી સૂઈ ગયાં ત્યારે સિદ્ધાર્થને મોડી રાત સુધી ઉંઘ આવી નહિ, ત્યાગ ત્યાગ અને ત્યાગનાજ વિચારો તેની આગળ પાછળપ્રસરી રહ્યા હતા. મધ્ય રાત્રિએ તે પલગમાંથી ઉઠયો, નીચે ઉતરી પોશાક પહેર્યો, અને ફરીને પલગ સામુ જોયું, તો પડખામાં

રૂપાળો છોકરો લઇને સુતેલી પ્રિયાને જોઇ, સિદ્ધાર્થની આખોમા તે વખતે આસુ આવ્યાં, પણ સ્વસુખ કરતા લોક હિતની ઉત્કંઠા પ્રબળ હતી. તેથી 'આ સર્વ ખોટુ છે.' એમ બોલી એકદમ મુખ ફેરવી ત્યાંથી તે નીચે ઉતર્યો અને સસાર સુખ, વૈભવ, પુત્ર, દારા આદિ સર્વનો ત્યાગ કરી વન તરફ ચાલી નીકળ્યો. સવારના પહોરમા જ્યારે માગધીઓએ ગોપાને જગાડી અને 'સિદ્ધાર્થ ચાલ્યા ગયાછે,' એવી વાત જાણી રાજકુટુબમા ગમગિની-પ્રસરી રહેલી છે, એ તેના જાણવામા આવ્યુ, ત્યારે આ સસાર તેને નિસાર લાગ્યો, તે આકુળ વ્યાકુળ થઈ 'હા પ્રિય ! હા પ્રિય !' એમ બોલતી અશ્રુધારા પાડવા લાગી વિવેક, વાણી અને વિચાર શૂન્ય થઇ રહી પણ મુખમાથી વિલાપ વાકય નીકળી શકયા નહિ. જડની પેઠે પડી રહી જે શોક આટલીવાર સુધી સ્થભિત થયો હતો, તે શોક સાગર હવે ઉછળી પડયો. પુત્ર જાગતા તેને લાવીને દાસીઓએ જ્યારે તેના ખોળામા મૂકયો, ત્યારે તે વધારે આક્રંદ કરતી પુત્રના સામુ જોઇને ચોધાર આસુ પાડતી પાડતી બોલી કે,-

"નિરભાગીઓરે, મોસાળથી ઘેર આવીઓ,
તેજ રાત્રિએરે, ત્યા તે સસારને ત્યાગીઓ
મુખ બાપનુરે, કરમે લખાવી ન લાવીઓ,
દૂર ભાગીઓરે, ત્યારે કુવર ! તુ શે આવીઓ ?"

પુત્ર અજ્ઞાન છતા રોવા લાગ્યો, ત્યારે સ્નેહથી તે જાણે તેનો તિરસ્કાર કરવાથી ખિન્ન થતી હોય, તેમ ડસકુ ભરી પુત્રને ઉચો કરી સ્નેહથી વિલાપ કરવા લાગી કે,

"બાળુ ! બાપુડારે ? આ શુ અચાનક નીવડયુ ?
મારે તાહરે રે, માથે આ આભ તૂટી પડયુ
નિરભાગીઓરે, મોસાળથી ઘેર આવીઓ,
તેજ રાત્રિએ રે, તાતે સસારતે ત્યાગીઓ,
સગા સાગવા રે, પૈર પુદ્દળ એવુ બોલશે,
ખરા ખોટાનો રે, તોલ નહિ કોઇ તોળશે ?

સતીગોપાને આવી રીતે વિલાપ કરતી જોઈ **રાહુલ** કુવરને દાસીઓએ તેના ખોળામાથી ઉપાડી લીધો ઘણીવાર વિલાપ કરીને તેણે પોતાના લાબા વાળ કાપી નાંખ્યા ઉત્તમ વસ્ત્રો ઉતારીને એક સાદુ વસ્ત્ર પહેર્યું જમીનપર સુવા લાગી ઉત્તમ ભોજનનો ત્યાગ કરીને કોઇ વખતે એક વખત ખાતી અને કોઈ વખત અપવાસ કરતી શરીર ઉપરથી માયા છોડી દીધી ગોપા સ્વામી હોવા છતા વિધવા બની, બ્રહ્મચર્યાનુષ્ટાનમા દિવસ ગાળવા લાગી સ્વામી સઘળુ છોડીને સન્યાસી થવાથી પતિવ્રતા સ્ત્રી બીજુ શુ કરે ? તે પણ યૌવનમા યોગિની થઈ, ગોપાને યોગિની વેશે જોયાથી રાજકુટુબના માણસો પણ ઘણા દુઃખિત હૃદયના થયા. ગોપાના પિતા દડપાણિએ આવીને તેને ઘણી શાન્ત્વના આપી વિનતિ કરી, પરતુ ગો-

પાએ સન્યાસિની-યોગિની વેશનો ત્યાગ કર્યો નહિ દડપાણિએ તેના શોક દગ્ધ હૃદયને શાત કરવા માટે તેને દેવદહમા લઈ જવાનો ઘણો યત્ન કર્યો, પણ તેણે કોઈ પણ પ્રકારે સ્વામીનુ ઘર છોડયુ નહિ, તેનુ સર્વ સુખ જતુ રહ્યુ માટે રાજવૈભવ હોવા છતા સિદ્ધાર્થે સસાર છોડ્યા પછી ગોપાએ સર્વ સુખનો ત્યાગ કર્યો અને યોગિની વેશે રહેવા લાગી એમ કરતા કેટલાક વર્ષ વીતિ ગયા સિદ્ધાર્થ બુદ્ધ થઇ લોકોને સન્માર્ગનો ઉપદેશ આપવા લાગ્યો વૃદ્ધ રાજા શુદ્ધોદને પછી એક વાર પુત્ર મુખ જોવાને માટે તેને કપિલવસ્તુ આવવાને કહાવ્યુ તેથી બુદ્ધ પોતાના કુટુબનો પણ સંસારથી ઉદ્ધાર કરવાને માટે આવ્યો. સિદ્ધાર્થ-બુદ્ધ ભિક્ષા પાત્ર હાથમા લઇને ગામમા ભિક્ષા માટે ઘેર ઘેર ફરવા લાગ્યો નગર વાસીઓ રાજપુત્રને આવી સ્થિતિમા જોઇ રૂદન કરવા લાગ્યા. આ વિલાપ સાભળીને ગોપા પોતાના મહેલ ઉપર ચઢીને જુએ છે, તો પોતાના પ્રાણપતિને ઉઘાડે પગે, ખુલ્લે માથે, પીળુ વસ્ત્ર પહેરીને ઉઘાડે શરીરે હાથમા ભિક્ષાપાત્ર લઇને ધીમે ધીમે ચાલતો દીઠો ગોપા પતિની આવી મૂર્ત્તિ જોઇને હાહાકાર કરતી બેશુદ્ધ થઈ પડી. થોડીવારે ગોપાએ પોતાનો શોક સમાવીને આ સમાચાર સસરાને મોકલાવ્યા રાજા પુત્રને આવા વેશમા જોઈ રોવા લાગ્યો. પછી પિતા પુત્ર વચ્ચે કેટલીક વાતચિત થયા બાદ રાજા તેને મહેલમા લાવ્યો રાજકુટુબ તેને આવી મળ્યુ પણ માત્ર ગોપાને કોઈએ જોઈ નહિ “ મારા ઉપર જો તેની જરાપણ પ્રીતિ હશે, તો તે જરૂર મારી પાસે આવશે અહી આવશે તો હુ મારા મનની વાત તેની પાસે કહીશ ” એવો વિચાર કરી ગોપા ઓરડામા બેશી રહી. બુદ્ધે ચારે તરફ દૃષ્ટિ કરી જોયુ, તો ગોપાને દીઠી નહિ બુદ્ધે પ્રથમથી પોતાના બે શિષ્યોને કહી રાખ્યુ હતુ કે, જે કોઇ સ્ત્રી મને મળવા આવે તેને આવવા દેજો ગોપા યોગિની વેશે ઓરડામાં બેઠી હતી ત્યાં બુદ્ધ ગયો ગોપા કાંઈ ન બોલતા પગમાં પડી રૂદન કરવા લાગી. આસુથી બુદ્ધના પગ ભીજાઈ ગયા ઘણે દિવસે સ્વામીના ચરણનો સ્પર્શ કર્યો હતો તેથી શોક સિધુ ઉછળવા લાગ્યો ઘણીવાર પતિના ચરણ પકડીને રૂદન કરતી પડી રહી અતિ રૂદનથી સિદ્ધાર્થ બુદ્ધનુ હૃદય પણ પીગળી ગયુ બુદ્ધે ગોપાને બોલાવવાનો ઘણો યત્ન કર્યો, પણ તે વૃથા ગયો, સ્વામી હવે પોતાનો નિશ્ચય ફેરવે એમ નથી, એમ વિચારી સતી ગોપા છેવટ રૂદન કરતી એક ખૂણે જઇ બેઠી.

સતીગોપાના રૂદનથી આખુ રાજકુટુબ મહા શોકસાગરમાં ગરકાબ થયુ. રાજા શુદ્ધોદને પુત્રને કહ્યુ કે,—‘ જયારે તુ ઘર છોડીને ગયો છે, ત્યારથી તારી પત્ની આ યૌવનમા પણ મહા કઠોર બ્રહ્મચર્યવ્રત ધારણ કરી દિવસ ગાળે છે અનાહારે અને અનિદ્રામા કોઈ રીતે પોતાના પ્રાણ સાચવી રહી છે. તેનુ વૈધવ્ય અને અપાર દુ:ખ જોઈ હૃદય પીગળી જાય છે. રાજરાણી થઇને કોઇએ

કદી પણ આવું દુઃખદાયક જીવન ગાળ્યું નથી. ઘણાએ તેને સમજાવી, પણ તે સર્વ વૃથા ગયું છે તેણે તો બ્રહ્મચર્ય પાળીને આ દશામાં શરીરનો નાશ કરવા સંકલ્પ કર્યો છે બુદ્ધે મુગે મોઢે પોતાની સ્ત્રીની વાત સાંભળી, જે ગોપા પોતાનો પ્રાણ કરતાં પણ પ્રિય હતી. વૃક્ષ જેમ વેલાને આશ્રય આપે છે, તેમ જે પ્રાણાધિક સ્ત્રીને મે પોતાના આશ્રયમાં લઇને નિશ્ચિત કરી હતી તે અબળાને આજે મે આ પૃથ્વીપર નિરાશાના અપાર સાગરમા ડુબાવી છે. વિના અપરાધે મે પ્રિયપત્નીના સુખના માર્ગમા કાટા નાંખ્યા છે, વગેરે રીતે ક્ષણવાર વિચાર કરીને પોતાની પત્નીને અનંત સુખથી સુખી કરવાને માટે ધર્મોપદેશ આપ્યો. ધર્મની અમૃત કથા શ્રવણ કરવાથી ગોપાનો શોક શાંત થયો. બુદ્ધે પોતાના પિતા અને પુત્ર રાહુલને પણ સંસારની નિસારતાનો ઉપદેશ કર્યો અને જણાવ્યું કે,—"આ સર્વ દુઃખનું કારણ સંસારની માયા છે અને જેઓ તેનો ત્યાગ કરે છે તેજ સુખી થાય છે." વગેરે ઉપદેશ આપી તેમને બુદ્ધ ધર્મની દિક્ષા આપી હતી. સસરા શુદ્ધોદનના મૃત્યુ પછી સાધ્વી ગોપા પણ યોગિની વેશમાં પોતાના પ્રાણ પતિ બુદ્ધની પાસે જઇને સન્યાસિની થઇ હતી. તે બુદ્ધ ધર્મની પહેલી સન્યાસિની—આરજા બની હતી. તેને જે સ્ત્રીઓ સન્યાસિની થઇ હતી, તે સર્વેનુ ઉપરીપણ સોપ્યુ હતુ ગોપા સન્યાસિનીઓના ધર્મના નિયમ પ્રમાણે સર્વેને વર્ત્તાવી નિરંતર ધર્મોપદેશ આપતી હતી તેને પૃથ્વીપરના કરોડો બૌદ્ધલોકો એક '**દેવી**' તરીકે માની પૂજ્ય ગણે છે એ રીતે એ પોતાના જીવનનુ સાર્થક કરી પ્રખ્યાત્ થઈ ગઇ છે. ધન્ય છે તેને !

## ઉર્વશી.




અતિ પ્રખ્યાત્ પ્રતિપ્રાણા સ્ત્રી હિમાલય ઉપર બદ્રિકાશ્રમમા **નરનારાયણ**ની ઇચ્છા થકી ઉત્પન્ન થયેલી હતી. તે ઇંદ્રને ત્યા અપ્સરાઓ સાથે રહેતી હતી. તે મહા રૂપ સૌદર્ય, અતિ મનોહર લાવણ્યતા વાળી, તેજસ્વી, નૃત્ય અને સંગીત કળામા અતિ કુશળ હતી અપરાજિતા નામની તિસ્કરિણી વિદ્યા તે જાણતી હતી. એ વિદ્યાથી દેવ દાનવ અને મનુષ્યની દૃષ્ટિ માર્ગ તે ચૂકવી શકતી હતી તેમ તે દિવ્ય જ્ઞાન વાળી હતી. એક વખતે એ **મેનકા**, **રંભા** અને **ચિત્રલેખા** વગેરે પોતાની સખીઓ સાથે કૈલાશ શિખરપર વનલીલાનો આનંદ લેવા ગઈ હતી. ત્યાંથી પાછા આવતા ઉર્વશી અને ચિત્રલેખાને **કેશી** નામે દાનવ હરણ કરી ગયો. આ બન્નેના હરણથી તેમની

સખીઓ પોકાર કરવા લાગી કે,—અરે! કોઈ દેવ પક્ષા મહાન્ પુરૂષો રક્ષા કરો? આ વખતે ચદ્રવશી **પુરૂરવા** રાજા ગગા કિનારે સૂર્ય દેવની આરાધના કરીને પોતાની રાજધાની પ્રયાગ--પ્રતિષ્ઠાનપૂર જતો હતો, તેણે આ પોકાર સાંભળ્યો. સાંભળતાંજ વિચાર કર્યો કે કોઈ પણ મનુષ્ય વિપત્તિમા આવી પડેલુ છે. તેમને દુખમાથી મુક્ત કરવુ એ મારો ધર્મ છે. એમ વિચાર કરી જે તરફથી અવાજ આવતો હતો તે તરફ ગયો. જુએ છે તો અનુપમ મહા રૂપ સુદરીઓને વ્યાકુળ ચિત્તે રોતી દીઠી. તેને જોઈ રાજાએ પૂછ્યુ કે, હે સુદરીઓ! તમે કોના ભયથી રક્ષણ માગો છો? મેનકાએ કહ્યુ. મહારાજ! અમારી પ્રિય સખી ઉર્વશી અને ચિત્રલેખાને કોઈ દાનવ હરણ કરી ગયો છે આ સાભળી રાજાએ કહ્યુ કે, વિપદ્ કાળમા ધીરજ રાખવી જોઇએ. ઘણા અધીરા થવાથી અતરના કલેશ સિવાય બીજો કઈ લાભ થતો નથી. માટે તમે શોકનો વેગ સમાવો. હું તે દુરાત્માને સજા કરી તમારી સખીઓને પાછી લાવવા પ્રયત્ન કરીશ, એમ કહી તે અસુરની પાછળ ગયો. દાનવ કેશીને મારી ઉર્વશી અને ચિત્રલેખાને હેમકૂટ પર્વતપર જયા તેની સખીઓ હતી ત્યાં લાવી મૂકી, તેથી સૌએ રાજાનો ઘણો ઉપકાર માન્યો.

ઉર્વશી રાજાની મનોરમ મધુરાકૃતિ જોઇ મોહિત થઈ અને મનમાં તેનેજ પોતાનો પ્રાણપતિ કરવાનો નિશ્ચય કર્યો. રાજા પણ ઉર્વશીનુ અલૌકિક રૂપ સૌન્દર્ય ને લાવણ્ય જોઇ મોહિત થયો. એક બીજાનાં મન પ્રેમથી જોડાઈ ગયાં. એટલામા ગધર્વનો રાજા **ચિત્રરથ** ઇંદ્રની આજ્ઞાથી ઉર્વશી વગેરેની રક્ષા કરવાને આવ્યો. પુરૂરવાએ તેને માન આપ્યુ. ચિત્રરથ રાજાએ ઉર્વશી વગેરેને દુષ્ટના હાથથી છોડાવી તે માટે તેનો આભાર માન્યો. પછી ઉર્વશી વગેરેને તેડી જવાનો વિચાર જણાવ્યો. ઉર્વશી લાચારીથી અમરાવતી જવાને તૈયાર થઇ. જતી વખતે મનમાં કહેવા લાગી કે,—અહો! રાજા પુરૂરવાને છોડીને જતા પગ ઉપડતો નથી કેવુ આશ્ચર્ય! વગેરે વિચાર કરતી રાજાની મોહન મૂર્તિને જોતી જોતી ચાલતી થઇ. રાજા પણ ઉર્વશીને જે દિવસથી જોઈ હતી, તે દિવસથી વિચારમા ગરકાવ રહેતો હતો. કોઇ વખતે તો એ વિચારથી બહારના જ્ઞાનથી પણ શૂન્ય થઇ જતો ઉર્વશી પણ રાજાના દર્શનની ઇચ્છાથી કોઇ વખતે વ્યાકુળ થઈ જતી; એટલુજ નહિ પણ તે રાજાના વિચારમાં શૂન્ય હૃદયા થઈ હતી એક વખતે ઇંદ્રની આજ્ઞાથી સભાની અદર મહર્ષિ ભરતકૃત "લક્ષ્મીસ્વયવરાખ્યાન" નાટક થતુ હતું, તે વખતે ઉર્વશીએ લક્ષ્મીનો પાઠ લીધો હતો, ત્યારે ભગવાન પુરૂષોત્તમનું નામ લેવાને બદલે પોતાના હૃદયેશ પુરૂરવા રાજા જેનું સ્મરણ તેના અત:કરણમાં લાગી રહ્યુ હતુ તેનું નામ લીધુ. અહો! કેવી પ્રેમની રીત! આવી રીતે સગીતક્રિયા વિરૂદ્ધ વાકય ઉચ્ચારવાથી મહર્ષિ ભરતના ઉપદેશનુ ઉલ્લંઘન થયુ. તેથી ભરત મુનીએ ગુસ્સે થઈ

ઉર્વશીને " દિવ્યજ્ઞાન રહિત " થવાનો શાપ આપ્યો. આ શાપથી તે નીચું ઘાલી બેસી રહી. ઇંદ્રે તેને શરમાએલી જોઈ કહ્યુ કે,—" તુ જેને વધારે ચાહે છે, તેણે ઘણી વખત દાનવો ઉપર જય કરીને અમારો ઉપકાર કર્યો છે. માટે મારી આજ્ઞા છે કે તુ ત્યાં જઇ તેને વર, ને સેવા કર. તેથી હું ઘણો સંતુષ્ટ થઈશ." ઉર્વશી ઇંદ્રની આજ્ઞાથી ઘણી આનંદ પામતી પ્રયાગ આવી. મહા પ્રતાપશાલી પુરૂરવા રાજા તેને શાસ્ત્ર વિધિએ પરણી કૃતાર્થ થયો. ઉર્વશી પણ આવા ઉત્તમ પતિને પામી પોતાના જીવનનુ સાફલ્ય સમજવા લાગી.

સાધ્વી ઉર્વશી ખરેખર દૈવી સ્ત્રી હતી તેણે પોતાના પ્રાણપ્રિય પતિને કહ્યુ કે,—" નાથ! આ હૃદય તમારૂ છે, આ શરીર પણ તમારૂ છે, તમે મારા હૃદયના દેવતા છો, તમે મારા પ્રાણ છો, હુ હમેશાની તમારી દાસી છુ તમારા સુખમા વૃદ્ધિ કરવી એ મારૂ કર્ત્તવ્ય છે.' ઇત્યાદિ પોતાની પ્રેમી પત્નીના વચન સાભળી રાજા ઘણોજ આનંદ પામી બોલ્યો —"સતી તુ મારી પ્રાણપ્રિય અર્ધાંગના છે, મારા પ્રાણ તારામા લાગેલા છે, તુ મારા કુળની સુગંધ છે, તુ આખનુ અંજન અને હૃદયનુ ભૂષણ છે, તુ મારા હૃદયની રાણી છે હુ હમેશા તારા અસ્તિત્વથી જીવુ છુ " વગેરે ઉત્તમ અને પ્રેમી પતિને યોગ્ય વચનો કહ્યાં હતા અહો! આ પવિત્ર દંપતિમા કેવો ઉચ્ચભાવ હતો, તે આ ઉપરથી જણાઇ આવે છે આ પવિત્ર પ્રેમી દંપતિના મનેમન, અને શરીરે શરીર એક રૂપ જેવાં થઇ ગયા હતા તેઓ ઘડી પણ એક બીજાથી વિખુટા પડેલા જોવાને ખુશી નહોતા. ઉર્વશી પતિને અનેક પ્રકારે સલાહ અને સહાયતા આપી ઉપયોગી થઈ પડી હતી રાજા તેમની સેવા વગેરે ઉત્તમ ગુણ પ્રભાવથી તેમને શક્તિ સ્વરૂપ ગણી સર્વ પ્રકારે રાજી રાખતો આ પ્રેમી પતિપત્નીમા આવા ઉત્તમ ગુણો જોઇને દેવરાજ ઇંદ્ર પણ તેમને ચાહતો હતો. આ દંપતિ જો કે શરીરથી જુદા હતા, પરંતુ હૃદયથી એક રૂપ જેવા હોવાને લીધે, તેઓ એક બીજાનો વિયોગ સહન કરી શકતાં નહોતા એવી રીતે ઘણો વખત સ્વર્ગીય સુખ ભોગવ્યુ, પરંતુ એ સુખ લાબી મુદત ભોગવી શકયા નહિ. તેમને પણ પ્રેમની કસોટીએ ચડી દુ ખનો અનુભવ કરવાનો વખત આવ્યો.

સાધ્વી ઉર્વશી રાજાને પ્રાણ સમાન પ્રિય હતી તેમને તેમના વિના ઘડી પણ ચેન પડતુ નહિ. એક વખતે રાજા ઉર્વશીને સાથે લઇ હિમાલયના કૈલાશ પર્વતપર ગંધમાદન વનમા વનનુ સૌન્દર્ય જોતો જોતો આમતેમ ફરતો હતો. તેવામાં કોઈ કારણથી ઉર્વશી માર્ગ ભૂલીને કુમાર વનમા અદશ્ય થઇ ગઈ રાજા ઉર્વશીને નહિ જોયાથી મૂર્છિત થઇ પડયો શુદ્ધિમા આવતાં પત્ની વિયોગથી ઘેલા સરખો બની ગયો. ખાવા પીવાનુ તજી દીધુ. કેવળ ઉર્વશીના વિયોગ વિચારે તેના મનોરાજ્યને ઘેરી લીધુ. શરીરની શુદ્ધ જતી રહી. શોધ કરતો કરતો

કુમાર વનમા આવ્યો. ત્યાં બેભાનપણે મોર, કોકિલા, હરણુ વગેરે જે પશુ પક્ષી મળે તેમને પોતાની પ્રિયાના સમાચાર પૂછવા લાગ્યો, પરતુ તેમના તરફથી ઉત્તર નહિ મળવાથી દયા ભરેલા અવાજે બોલ્યો કે,--હાય ! જગત્‌ની શુ આવી ગતિ છે ? કે કોઇ કોઇના દુ ખથી દુ ખી થતા નથી ! સર્વ પોતપોતાના આનંદમા આનદીત થવા ઇચ્છે છે. તેથી જણાય છે કે,--લોકો બીજાના થોડા સુખને ઘણુ સુખ અને બીજાના ઘણા દુ ખને થોડુ દુ ખ સમજે છે. ” તે પછી પર્વત નદી, અને વનમાં ચારે તરફ ફર્યો જેને પુછે તેના તરફથી પ્રત્યુત્તર મળે નહિ. તેથી નિરાશ થઇ બોલ્યો,—અહો ! આટલી જગોએ શોધી વળ્યો, પણ કયાંય મળી નહિ તેથી કોણ જાણે કયા ગઇ હશે, તે શુ ક્રોધને લીધે છૂપાઈ ગઈ હશે ? પરતુ વધારે ગુસ્સામા રહેવુ એ તેનો સ્વભાવ નથી શુ ને અભિમાનને લીધે દેવલોકમાં ગઇ હશે ? નહિ, નહિ તે તો મારા પ્રેમતે વધારે જાણે છે. હાય ! દૈવપ્રતિકૂલ થવાથી કોઈ ઠેકાણે પતો લાગતો નથી. એમ કહેતાં અધીરો થઈ રોતારોતાં કહેવા લાગ્યો કે,—હા પ્રિય ! હા ગજેન્દ્ર ગામિની ! હા મધુર બોલનારી ! તમે કયાં છો ? એકવાર બોલો ? હાય ! શુ તમારા મનમાં આવુ હતું ? તમારો અલૌકિક પ્રેમ કયા ગયો ? તમે જેને એકપળ પણુ ન જોયાથી પ્રલય સમાન સમજતા હતા, પણ હમણા તેનો વિરહ કેવી રીતે સહન કરો છો ? જેનુ જરા પણ શારીરિક અસુખ સાભળવાથી તમે ઘણાંજ વ્યાકૂળ થતાં હતાં, પણ હમણા તેની દુરાવસ્થા જોઇને કેવી રીતે મુગા રહ્યા છો ? મે કદી સ્વપ્નામા પણ તમારો અનાદર કર્યો હોય એવુ સાભળતુ નથી, ત્યારે બીજા શા અપરાધથી મારો ત્યાગ કર્યો છે ? એમ અનેક પ્રકારે વિલાપ કરવા લાગ્યો થોડીવાર ધીરજ રાખી આગળ ચાલતા એક શીલા નીચેથી એક લાલ રગનો માણુ મળ્યો. તે હાથમાં લઇને બોલ્યો,—અહો ! આ જેના ચોટલાના અંબોડાની વચનમા નાખવા યોગ્ય છે, પણ તે તો અદૃશ્ય થઈ ગઈ છે, તો એને વૃથા હાથમાં શા માટે રાખવો ? એમ કહી ફેંકી દેવા લાગ્યો. તેવામાં દેવ વાણી સાભળી કે,—“ હે વત્સ ! એનો ત્યાગ કરીશમા, એ સગમનિયમણિ છે. એના ધારણ કરવાથી તારી પત્ની તને મળશે ” એ સાંભળી મણિ લઈને આગળ ચાલતા, એક વેલની પાસે ઉર્વશીનો મેળાપ થયો

ઉર્વશીની મોહન મૂર્ત્તિ જોતાંજ રાજા મૂર્છિત થઇ પૃથ્વી ઉપર પડયો. ઉર્વશી ત્વરાથી ખોળામા લઇ કહેવા લાગી,—પ્રાણુનાથ ! ધૈર્ય રાખો ? આવાં તેમનાં અમૃતમય વાકય સાભળતાજ રાજા શુદ્ધિમા આવી આનદાશ્રુ પાડવા લાગ્યો. ઉર્વશીએ સજળ નયનથી વસ્ત્રને છેડે આંસુ લૂછીને ગળગળા કંઠથી કહ્યુ કે,—મહારાજા ! હવે શા માટે શોક કરો છો ? કેવળ દૈવની પ્રતિકુળતાથીજ આ બનાવ બન્યો હતો એમા કોઇનો દોષ નથી હાય ! હુ કેવી હતભાગિયણછુ ! જે સે કડો

અસહ્ય કલેશ માથે લઇને વારવાર મને ભારે દુ ખમાથી છોડાવો છો ? હુ તેનો જરાપણ ઉપકાર ન કરતાં કેવળ પગલે પગલે દુ ખનુ કારણ બનુ છુ. વગેરે બોલી રાજાના કઠે વળગી રૂદન કરવા લાગી રાજા તેમને શાત કરી પોતાની રાજધાની પ્રયાગમા તેડી લાવ્યો. પછી બન્ને સુખમા દિવસો નિર્ગમન કરવા લાગ્યાં. રાજાએ સગમનિયમણિ બહુ યત્નથી સાચવી રાખ્યો હતો એક વખતે ઉર્વશી અને રાજા ગગા કિનારે સ્નાન કરવા ગયાં હતાં. સ્નાન કરતી વખતે પોતાના કેટલાંક વસ્ત્રો ને મણિ કિનારે મૂકયા. તેટલામાં એક ગીધે લાલ મણિને માસનો લોચો સમજીને તે ઉપાડી ગયો. રાજા તેની પાછળ ગયો, પણ મણિ હાથ લાગ્યો નહિ. આગળ જતાં તે ગીધપક્ષી બાણથી છિન્ન ભિન્ન થઈ પડયુ હતુ. તે બાણ કોનુ તે વિષે તપાસ કરતાં, ઉર્વશી થકી ઉત્પન્ન થયેલો રાજાનો પુત્ર **દીર્ઘાયુ** જે ઋષિના આશ્રમમાં હતો, તેનુ નામ તે બાણ ઉપર વાચવામાં આવ્યુ એ રીતે આ વેળાએ રાજાને પોતાના પુત્રનો મેળાપ થયો, છેવટે **નારદે** આવી રાજાને કહ્યુ કે,—" ઉર્વશીનો શાપ હવે પૂરો થયો છે તેમ છતા પણ ઉર્વશી હવે પછી પણ તમારી પાસેજ રહેશે, એવી ઇંદ્રે આજ્ઞા કરી છે " આવી રીતે આખરે રાજાના સર્વ મનોરથો પૂર્ણ થયા, અને ઉર્વશી પણ તેથી ઘણીજ આનદ પામી અહો ! ખરેખર પ્રીતિ તો પુરૂર્વા રાજાનીજ ! જેણે પોતાની પત્ની માટે અસહ્ય દુ ખો સહન કરીને એક ખરા પતિ તરીકેનુ સુદૃષ્ટાંત્ જગતમા બતાવી આપ્યુ છે ! તેમજ ઉર્વશી જેવી સાધ્વી સ્ત્રી કે જે પતિને અનેક પ્રકારે સેવા બજાવી ઉપયોગી થઈ પડી હતી અને તેને લીધે તે પતિનો અપાર પ્રેમ મેળવવાને ભાગ્યશાળી થઇ હતી ! આ શુ તેની ઓછી મહત્તા છે ! ! ખરેખર આવી પતિ પ્રેમી સ્ત્રીને ધન્ય છે ! ! !

## ચૂડાલા.



આ પરમ પવિત્ર બ્રહ્મનિષ્ઠ સતી સ્ત્રી સૌરાષ્ટ દેશના રાજાની પુત્રી થાય. તે મહા સ્વરૂપવાન, ધાર્મિક, દયાળુ, ચતુર, ભણેલી, બુદ્ધિવાન, તેજસ્વી, પતિવ્રતા અને હિમતવાન હતી, તે એટલી તો રૂપ અને લાવણ્યતામાં શ્રેષ્ટ હતી કે, અપ્સરાઓ પણ તેને જોઇને મોહિત થતી હતી. તેણે બાળપણમા ઋષિમુનિઓ પાસેથી ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને આત્મજ્ઞાન મેળવ્યુ હતુ. નૃત્ય અને સગીત-શાસ્ત્રમાં પણ ઘણી કુશળ હતી. આવા તેમના રૂપ ગુણનાં વખાણ સાંભળીને **શિખિધ્વજ** નામે રાજાએ તેની સાથે પરણવાની ઇચ્છા બતાવી હતી. તેથી તેના પિતાએ તેની સાથે પરણાવી હતી. રાજા તેની સાથે પરણ્યા પછી રાજ હંસ જેમ

કમલની સાથે વિનોદમા રાત્રિ દિવસ ગાળે, તેમ તે ચૂડાલાની સાથે અહોનિશ વિનોદમાં રહેવા લાગ્યો. સતી ચૂડાલાને વિદ્યા મેળવવાનો મૂળથીજ ઘણો શોખ હતો. તેથી તેણે પોતાના પતિપાસેથી શાસ્ત્રો ઉપરાત વ્યવહારનીતિ અને બીજી વિદ્યા કળાનું જ્ઞાન મેળવ્યુ હતુ રાજાએ પણ તેની પાસેથી સગીત અને નૃત્યનુ શિક્ષણ લીધુ હતુ. આ દપતિમા એટલો તો પરસ્પર પ્રેમ હતો કે, તેઓ પુષ્પ અને સુગધની પેઠે નિરતર તન્મય રહેતા હતા તેમણે યુવાનીમાં કેટલાક વર્ષો સુખ ભોગવ્યા પછી વિચાર કર્યો કે,—અહો! ફુટેલા ઘડામાથી જેમ પાણી ઝરી જાય, તેમ આપણા બન્નેનુ યૌવન ગળી જઇ આયુષ્ય ઓછુ થતુ જાય છે. કાળના ઝપાટા-માથી બચવાના નથી, આ મિથ્યા દેહથી વ્યવહાર કરનારા જીવના મરણને પાકેલા ફળના પડવાની પેઠે કોઇથી પણ અટકાવી શકાય તેમ નથી પાણી જેમ ફુટેલા ઘડામાંથી ઝર્યા કરે છે, તેમજ આયુષ્ય પણ શરીરમાંથી ઝર્યા કરેછે ગીધ-પક્ષી જેમ માંસના લોચા ઉપર ઝડપો નાંખે છે, તેમજ દુ ખો મનના ઉપર ઝડપો નાખ્યા કરે છે જીવન પાણીના પરપોટા જેવુ ક્ષણિક છે. યૌવનનો વેગ નદીના પૂરની પેઠે ઝડપથી વહેનારો છે, માટે હવે જે જ્ઞાનવડે ગમે તેવા દુ:ખમાં પણ માનસિક ખેદ ન થાય, તેવુ જ્ઞાન મેળવવા માટે પ્રયત્ન કરવાની ઘણી અગત્ય છે આવો વિચાર કર્યો, પછી આ પવિત્ર મનનાં દપતી મોક્ષ મેળવવા માટે વેદાત શાસ્ત્રનુ જ્ઞાન મેળવવા લાગ્યાં.

સતી ચૂડાલા તીવ્ર બુદ્ધિની હતી, તેણે પિતાને ઘેર પણ કેટલુંક આત્મ જ્ઞાન સંપાદન કર્યું હતુ તે હવે નિરતર પતિની સાથે વેદાતશાસ્ત્ર જાણનારા ઋષિ મુનિઓના મુખથી વેદાંતનુ નિર્મળ જ્ઞાન શ્રવણ કરીને પરમાત્માના સ્વરૂપને જાણ-વાનો પ્રયાસ કરવા લાગી. અભ્યાસ કરતાં કરતા તેને વિચાર થયો કે,–દેહ તો જડ અને મદ છે, અજ્ઞાન બાળકો પણ 'મારો દેહ' એમ કહે છે, પણ હું દેહ એમ કહેતાં નથી. તેથી નિશ્ચય થાય છે કે, આત્માથી દેહ ભિન્ન છે અને તે નાશવત છે આવા વિચારો કરીને ચૂડાલા પોતાના મનમા અત્યત હર્ષ પામવા લાગી અને સાંસારિક મોહ તરફ તુચ્છ બુદ્ધિથી જોવા લાગી આત્મ જ્ઞાનના પ્રભાવથી તેણે જે શાતિમય સુખ મેળવ્યુ હતુ, તેને લીધે તેના સૌન્દર્યમાં વિશેષ વધારો થયો વસંતમાં ખીલી નીકળેલી લતાની પેઠે લાવણ્ય પૂર બહારમાં ખીલી નીકળ્યુ તે જોઇને રાજા શિખિધ્વજે પૂછ્યુ કે,-પ્રિય સતી! તારી શોભામાં એકદમ આવો વધારો થવાનુ શુ કારણ? સતીએ કહ્યુ કે,–પ્રાણપતિ! એ બધો આત્મ-જ્ઞાનનો પ્રતાપ છે, ભોગો ભોગવ્યા વિના પણ તેના ઉપભોગનો આનદ હુ મેળવી શકુ છું. આ દેહ રાજમહેલમાં છે છતાં હુ પરબ્રહ્મમાં વિચરૂ છુ હું સુખ કે દુ:ખ કોઇની પણ પ્રાર્થના કરતી નથી. તેમ દૈવ યોગથી અનર્થો થયા છતાં પણ હુ તેનાથી હારતી નથી, પરતુ ભાગ્યવડે જે વસ્તુ આવી મળે છે, તેટલાથીજ સતોષ

પામુહ્યું તેને લીધેજ આ શોભા ખાલી નીકળી છે રાજા જરા હસીને બોલ્યો,-સુંદરી! તમે જે વાત કહી તે બધી સંબંધ વિનાની છે! તમારી બુદ્ધિ હજી કાચી છે. તમે જે વાતો કહો છો, તે બધી પ્રત્યક્ષ નહિ પણ અપ્રત્યક્ષ છે. ભોગો ભોગવ્યા વિના પણ તેના આનંદ મળવા વિશે તમે કહ્યું તે વાત માની શકાય તેવી નથી માટે લૌકિક ભોગ વિલાસોને એકદમ તજી દેવા એ યોગ્ય નથી એમ કહીને રાજા સ્નાનગૃહમાં સ્નાન કરવાને ગયો અને આ સતી એકલી આરામગૃહમા રહી

સતી ચુડાલા ડાહી ને વિવેકી હતી તે રાજાના સાંસારિક મોહ ઉપર મનમાં વિચાર કરવા લાગી કે,-હજી રાજાજીનો સંસાર ઉપર જેવોને તેવોજ મોહ છે. તે મારા કહેવાના ભાવાર્થ સમજ્યા જણાતા નથી ઠીક છે, ધીરે ધીરે સર્વ સારા વાના થશે. એવી રીતે કેટલોક વિચાર કરી ગૃહકાર્ય કરવા લાગી તે આત્મસ્વરૂપને જાણી નિરંતર આનંદમા રહેતી હતી, તેને એક વખતે એવો વિચાર થયો કે, હું પણ એકાંત સ્થળમા પદ્માસન વાળી, શરીરને દૃઢ રાખીને ઘણો કાળ યોગાભ્યાસ કર્યો તેથી તેને એ સિદ્ધિ પ્રાપ્ત થઈ હતી જે આત્મજ્ઞાન દુ:ખને શાંત કરનાર છે, તે જ્ઞાન હજુ રાજાને પ્રાપ્ત થયેલુ ન હોવાથી તે હમેશા બળ્યા કરતો હતો તેના મંત્રીઓ ઉપદેશ અને દૃષ્ટાંતો આપીને તેની પાસે રાજકીય કાર્યો કરાવતા હતા. રાજાએ ગાય, સુવર્ણ વગેરેના દાન આપ્યા, ચાંદ્રાયણ વગેરે વ્રતો કર્યા. અને તીર્થયાત્રાઓ કરી, તો પણ તેના મનમાથી સંતાપ ગયો નહિ. તેથી એક વખતે પોતાની રાણી ચુડાલાને કહ્યું કે,—વહાલી! મે ઘણો વખત રાજ્ય કરી વૈભવો ભોગવ્યા છે હવે મને વનવાસ કરવાની ઇચ્છા થઇ છે, કારણ વનમા સુખ કે દુઃખ કંઇ પણ ભોગવવુ પડતુ નથી એકાંત વાસથી મન જેવુ પ્રસન્ન રહે છે, તેવુ રાજમહેલ કે ઇંદ્રભુવનમા પણ રહેતુ નથી તેથી હું હવે આ દુઃખથી ભરેલા રાજવૈભવો છોડીને વનમા જઈશ મારી આ ઇચ્છાને તુ પણ અનુમોદન આપીશજ ખરેખર પતિવ્રતા સ્ત્રીઓ પતિની ઇચ્છા ભંગ કરતી નથી તેઓ હમેશાં પતિના હિતમાજ તત્પર હોય છે

આ જ્ઞાનમૂર્તિ ચુડાલા પતિવ્રતા હતી તે પોતાના પ્રાણનાથ પ્રત્યે શું કર્તવ્ય છે, તે સમજતી હતી. તેથી તેણે કહ્યુ કે —" નાથ! વસંતમા જેમ પુષ્પો અને શરદમાં જેમ ફળ શોભે છે, તેમ કાર્ય પણ પોત પોતાના સમયે શોભે છે વનવાસ વૃદ્ધ પુરૂષને શોભે, પરંતુ તમારા જેવાને શોભે નહિ આપણે જ્યા સુધી તરૂણ છીએ, ત્યા સુધી આપણને ઘરમાજ રહેવુ યોગ્ય છે વળી રાજા પ્રજાનુ પાલન નહિ કરતા સમયવિના વનવાસ કરે છે તો તેને દોષ લાગે છે, એમ શાસ્ત્રમાં કહ્યુ છે પ્રજા પાલન કરતા બીજો મોટો ધર્મ નથી માટે હમણાં વનમાં જવું માંડી વાળો!" આ વચન સાભળી રાજાએ કહ્યુ-રાણી! તમારે મારા કાર્યમાં વિઘ્ન નાખવુ નહિ. મને રજા આપો. તમે કુટુંબનુ રક્ષણ કરો અને રાજ્ય

કાર્યભાર ચલાવો આ રીતે કેટલીક વાત કરી બન્ને નિદ્રાવશ થયા અર્ધ રાત્રિ થતાં રાજા ગુપ ચૂપ કોઈ ન જાણે તેમ વનમા ચાલ્યો ગયો અને મંદરાચળ પર્વતની તળેટીમા પર્ણકૂટી બાંધીને રહ્યો. ચૂડાલાએ પાછલી રાત્રે જાગૃત થતાં પતિના પલંગપર જોયુ, તો તેપર દીઠા નહિ ત્યારે તેણે વિચાર કર્યો કે,–અરેરે ! રાજાજી તો મને અને રાજને તજીને વનમા ચાલ્યા ગયા ! હવે મારે શુ કરવું ? શાસ્ત્રોમા સ્ત્રીને પતિ એજ મુખ્ય આધાર કહેલો છે ચાલ હવે હુ પણ તેની પાસે જાઉં. આવો વિચાર કરીને પતિ પાસે જવાને ચાલી, પરંતુ દૈવયોગથી પાછા આવવુ પડયુ પાછા આવી રાજ્યકાર્યભાર ચલાવવા લાગી. અઢાર વર્ષ સુધી ધર્મ નીતિથી રાજ્ય ચલાવી પ્રજાનુ અનેક પ્રકારે ભલુ કર્યું. તેથી પ્રજાની આ સતી પ્રત્યે અત્યંત પ્રીતિ વધી હતી રાજા મંદરાચળના ઘાટા અરણ્યમા એકાંત વાસ કરીને પરમાત્માનુ ભજન કરતો હતો રાજા વૃદ્ધાવસ્થા થતા શાંત બની ગયો હતો વૈરાગ્યે તેના ચંચળ મનને નિર્મળ કરી નાંખીને તેની વૃત્તિને પરમાત્મા રૂપ કરી દીધી હતી હવે તેને સંસારિક ભોગો ભોગવવાપર જરા પણ ભાવ રહ્યો નહોતો. આવો સમય તેને આત્મ જ્ઞાનનો ઉપદેશ આપવા માટે યોગ્ય છે પરંતુ હુ જો મારા આ સ્વરૂપથીજ તેને મળીશ, તો તે મને તરૂણ અને પોતાની સ્ત્રી સમજીને મારો ઉપદેશ ગ્રહણ કરશે નહિ. માટે બ્રાહ્મણ કુમારનો વેશ ધારણ કરીને રાજાને આત્મતત્વનો ઉપદેશ કરૂ આમ વિચાર કરીને બ્રાહ્મણ પુત્રના વેશે, જ્યા રાજા ઈશ્વરનુ આરાધન કરતો હતો ત્યાં જઈને બેઠી રાજાએ ઘણો સત્કાર કર્યો અને તેમની સાથે કેટલીક વાતચિત કરી પુછ્યુ કે,—મહારાજ ! આપ કોના પુત્ર છો ? તેના ઉત્તરમા ચૂડાલાએ કહ્યુ,–હુ નારદ ઋષિનો પુત્ર છુ. રાજાએ પ્રશ્ન કર્યો,— ઠીક ત્યારે મહારાજ ! આ સંસારમા મનુષ્યને સુખ દુ ખ થવાનુ શું કારણ છે તે કહો ? બ્રાહ્મણ પુત્રે ઉત્તર આપ્યો,–રાજાજી ! સુખ ને દુ ખ એ મનના ધર્મો છે, આત્માના નથી પરંતુ અજ્ઞાન વડે તેને આત્મામા માની લીધેલા છે જેને આત્મજ્ઞાન થયુ હોય તેને સુખ દુ ખ કોઈ પણ બાધ કરી શકતુ નથી, જ્ઞાન વિના મુક્તિ મળતી નથી. માટે જ્ઞાન સંપાદન કરવુ જોઇએ, પરંતુ તે પહેલાં મનને શુદ્ધ કરવા માટે કર્મો કરવાની અગત્ય છે કર્મોથી જ્ઞાન સંપાદન કરવાની યોગ્યતા આવે છે તમને તમારી જ્ઞાની સ્ત્રી ચૂડાલાએ પૂર્વે ઉપદેશ કર્યો હતો પણ તમે તેને હસી કાઢી હતી અને તેનો ઉપદેશ ગ્રહણ કર્યો નહતો હવે તમારે જ્ઞાન ગ્રહણ કરવાની ઘણી જરૂર છે. તેથી તમને મુક્તિ મળશે

સતી ચુડાલા જે બ્રાહ્મણ પુત્ર વેશે હતી, તેના આવા વચન સાંભળી રાજા બોલ્યો,—મે તેનો ઉપદેશ વગર કહેજ ગ્રહણ કર્યો છે, કારણ કે મે રાજપાટ, તથા વૈભવો તજીને આ વનમા વાસ કર્યો છે બ્રાહ્મણ પુત્ર બોલ્યો,—તમે બધી વસ્તુનો ત્યાગ કર્યો છે, પરંતુ જે વસ્તુનો ત્યાગ કરવાથી તમારા શોકનો નાશ થાય ને વસ્તુનો તમે ત્યાગ કર્યો નથી. તમારે આ વનપરથી પણ મમતા મુકી

દેવી જોઇએ તે પરથી રાજાએ વન ઉપરથી પણ પોતાની મમતા તજી દીધી. તે બન્ને સાથે રહેવા લાગ્યા અને નિત્ય બ્રાહ્મણ કુમારના રૂપમા રહેલી ચુડાલાના ઉપદેશથી આખરે રાજાને સર્વ વસ્તુ ઉપર વૈરાગ્ય આવી ગયો છેવટે તેમણે પોતાના હાથમાં રહેલી રૂદ્રાક્ષ માળાને સબોધીને કહ્યુ,—હે રૂદ્રાક્ષ માળા ! તુ મારી સાથે ઘણો કાળ રહી, હુ મત્રોરૂપી અરણ્યોમા તારી સાથે સાથે ઘણો વખત ભટક્યો, હવે તો હુ વિશ્રાંતિ લેવાને ઇચ્છુછુ. એમ કહીને રૂદ્રાક્ષ માળાને અગ્નિમાં હોમી દીધી તે પછી મૃગચર્મને સબોધીને કહ્યુ,—હે મૃગચર્મ ! તે મને આજ દિવસ સુધી ધારણ કર્યો છે. તેથી તારો ઉપકાર માનુ છુ હવે તુ પણ મને તજી જા. હે કમડળ ! તે પણ મારી તૃષાને છીપાવવામા મોટી સહાયતા કરી છે, હવે તુ પણ વિદાય થા એમ સર્વ ઉપસ્કરનો ત્યાગ કરીને રાજા આત્મસ્વરૂપના આનદમા મગ્ન રહેવા લાગ્યો. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ વગેરે નિરાશ થઇ રાજાનો ત્યાગ કરી ગયા, અને વૈરાગ્યે તેના હૃદયમાં વાસો કર્યો આ પ્રમાણે થતાં સતી ચુડાલાએ બ્રાહ્મણ કુમારનુ રૂપ તજીને અસલ રૂપ ધારણ કરી રાજાની સામે ઉભી પ્રણામ કર્યા રાજા પોતાની રાણી સતી ચૂડાલાને પોતાની સામે ઉભેલી જોઇને ઘણુ આનદ પામ્યો. પછી પુછ્યુ કે,—હે ભદ્રે ! તું અહીં ક્યાથી ? ને કેટલા દિવસથી આવી છે ? ચૂડાલા બોલી,—આપ વનમા પધાર્યા પછી કેટલોક કાળ રાજ્ય કાર્યભાર ચલાવીને આપની પાસે બ્રાહ્મણના પુત્રના રૂપમા આવીને રહીછુ એ રીતે વાર્તાચિત કર્યા પછી બન્ને ઘણા હર્ષથી ભેટયા. રાજાએ પોતની પતિવ્રતા સ્ત્રી તરફ પ્રેમ દષ્ટિથી જોઇને કહ્યુ કે,—હે પ્રિયે ! પોતાની પતિવ્રતા સ્ત્રીનો પ્રેમરસ અમૃતના કરતા પણ વધારે સ્વાદિષ્ટ હોય છે, તે તારા કોમળ શરીરથી મારા ઉદ્ધાર માટે ઘણો પરિશ્રમ વેઠયો છે, તે માટે હુ તને કોની ઉપમા આપુ ? ખરેખર અરૂધતી, ઇંદ્રાણી અને સાવિત્રી વગેરે સતીઓ કરતા પણ તુ અધિક છે. સતી સ્ત્રીનો બોધ જે રીતે પોતાના પતિનો ઉદ્ધાર કરી શકે છે, તે રીતે શાસ્ત્ર પણ કરી શકતા નથી. ખરેખર પતિવ્રતા પત્ની એ પોતાના પતિને ભાઇ, સબધી, સેવક, ગુરૂ, મિત્ર, ધન અને સુખ વગેરે એમાનુ જે કહીએ તે છે. ખરેખર તારા જેવી પવિત્ર સતીને ધન્ય છે ! જેના ઉપદેશ વડે હુ આત્મજ્ઞાન પામ્યો, એવી તુ મારે પતિવ્રતા સ્ત્રી છે, એ જોઈ હુ મને પોતાને મોટો ભાગ્યશાળી સમજુ છુ તુ તો સર્વ કામથી રહીત છો. તારા ઉપકારનો બદલો હુ કોઈ રીતે વાળી શકુ એમ નથી તુ સૌજન્યાદિક ગુણોમા સર્વ સ્ત્રીઓથી શ્રેષ્ઠ છે તે પછી રાજા રાણી બન્ને પોતાની રાજધાનીમા આવ્યા, ને વિદેહીરૂપે કેટલાંક વર્ષ રાજ્ય કરી પ્રજાની પ્રીતિ મેળવીને પરમાત્માને પામ્યા. અહો ! ધન્ય છે સતી ચૂડાલા તને ! તે અનેક સકટો સહન કરીને પતિને પરમાત્માના સ્વરૂપની પ્રાપ્તિ કરાવી, જગતમા એક સુદષ્ટાત્ રૂપ કીર્તિ રાખી ગઈ છે ! ! !

## કાદમ્બરી.



આ પ્રખ્યાત્ પતિવ્રતા સ્ત્રી ગંધર્વના રાજા **ચિત્રરથ**ની પુત્રી થાય તેની માતાનુ નામ **મદિરા** હતુ. આ રાજાને સંતાનમાં માત્ર એકજ પુત્રી રત્ન હતુ તેથી માતાપિતાએ તેને લાડકોડમા ઉછેરી હતી તે સાહિત્ય, ઇતિહાસ, પુરાણ, અને ચાતુર્ય કળામા ઘણી કુશળ હતી. તેણે બાલ્યાવસ્થા **મહાશ્વેતા** જેવી વિદ્વાન સખીની સાથે રહી ગાળી હતી. કાદમ્બરી પરણવા યોગ્ય થતા તેને માટે ગુણવાન પતિની શોધ કરવા માડી હતી, પરંતુ એટલામાં પોતાની પ્રિય સખી મહાશ્વેતા વિધવા થવાથી, તે સૌભાગ્ય સુખ ગુમાવી બેઠી છે અને તેનુ વિશ્વ વિજયી લાવણ્ય હમેશાને માટે નિર્થક થઈ પડયુ છે. આવા હૃદયભેદક સમાચાર સાભળતાજ કાદમ્બરી શોકથી ઘેલી જેવી થઈ ગઈ, તેનો ઉત્સાહ ભગ થયો, પરણવાનો વિચાર તજી દીધો અને શોકમા ગરકાવ રહેવા લાગી. તેથી તેના માત પિતાએ ઘણી સમજાવી, ઘણા ઉપદેશો આપ્યા. અનેક દ્દષ્ટાતો આપી આશ્વાસના કરી, પરતુ તેણે નહિ પરણવનુ લીધેલુ પણ તજ્યુ નહિ. આ ખબર મહાશ્વેતાને થતા તેણે કાદમ્બરીને સમજાવવા માટે પોતાની સખી **તરલિકાને** મોકલી કાહાવ્યુ કે, સખી ! હુ મહા આપત્તિમાં આવી પડીછુ, તેને તુ વધારે શામાટે દુખી કરે છે? તને જો મારાપર સ્નેહ અને મમતા હોય અને તારા માતાપપિતાને તથા આ હતભાગિણી સખીને જો સુખી કરવાને ઇચ્છતી હોય તો હઠ છોડી દઇને, ગુરૂજનની આજ્ઞા માની તે પ્રમાણે કર. તેથી હુ ઘણી આનદ પામીશ.

કાદમ્બરી તરલિકાના મુખથી આ સદેશો સાભળી ચોધાર અશ્રુપાડી રડવા લાગી. પછી તેણે **કેયૂરક**ની સાથે કહાવી મોકલ્યુ કે,—સખી મહાશ્વેતા ! તારા કહેવાપર લક્ષ્ય આપ્યુ છે. તુ જાણે છે કે, મારૂ હૃદય નિર્મળ પ્રેમથી ભરેલું છે તો પછી તને આવો કઠોર સદેશો કહેવરાવવાનુ શું પ્રયોજન હતુ ? સ્વસ્થ મનવાળું કોઈ પણ મનુષ્ય પરિણામે નાશ થઇ જનાર વિષયોમાં કદી પણ મન પરોવેજ નહિ. સખીના દુઃખથી દુખી થયેલ હૃદયને તે વળી સુખની શી આશા ? નિવૃત્તિ કેવી ! પતિ સમાગમ કેવો ? સૂર્ય નારાયણ આથમી ગયા પછી નલિની શોકાતુર થાય છે, ત્યારે નિત્ય તેની પાસે રહેનારી સખી પણ ચક્રવાકી પોતાના પતિના સહવાસનુ સુખ છોડી દેછે. તો પછી મારા જેવી સ્ત્રી પોતાની દુ.ખી સખીને માટે તેમ કરે, તેમાં શુ આશ્ચર્ય ? મારી સખી પતિના વિરહથી પીડાઇને પરપુરૂષનું દર્શન સુદ્ધાંત તજી બેઠી છે, તો પછી મારા મનમાં પણ પુરૂષનો કેમ

વાસ થાય ? જ્યારે મારી વહાલી સખી પતિનો વિયોગ થવાથી વિધવાવ્રત ધારણ કરીને પોતાના કોમળ શરીરને સૂકવી નાખવા તૈયાર થયેલી છે, તો પછી હું કેવળ મારા પોતાના સુખને માટે સ્નેહીઓને ગણકાર્યા વિના પરણી બેશુ, એ તે ઠીક ગણાય કે ? તારા ઉપરના પ્રેમને લીધે મે વિનયને વિસાર્યો છે, વડિલોનાં વચનોનુ ઉલ્લંઘન કર્યું છે, સ્ત્રીઓને આભૂષણ રૂપ ગણાતી લજ્જાને પણ કોરણે મૂકી છે. આ બધુ મે મારી એક પ્રિય સખીને માટે કર્યું છે. હવે હુ તને હાથ જોડીને કહુ છુ કે, તુ મારાપર કૃપા કરીને ફરી તે વાત માટે મને આગ્રહ કરીશમાં. મારો જીવ પણ તારી જોડે વનમાજ રહેલો છે. મહાશ્વેતાએ આ સદેશો સાંભળીને પોતેજ કાદમ્બરીની પાસે જઇ ઘટતુ કરવાનો વિચાર કર્યો

આ વખતે ભરતખડમા **તારાપીડ** નામે રાજા રાજ્ય કરતો હતો. તેનો પુત્ર **ચંદ્રાપીડ** સર્વ વિદ્યા કળામા પ્રવિણ થયા પછી પોતાના પિતાની આજ્ઞા લઇ, મોટી સેના સાથે દિગ્વિજય કરવાને નીકળ્યો હતો. સાથે મત્રી **વૈશમ્પાયન** પણ હતો દિગ્વિજય કરતો હિમાલયના પ્રદેશમાં આવ્યો ત્યારે તેણે એક કિન્નરનાં જોડાને હસતુ રમતુ દીઠુ. તેની પાછળ પોતાના ઘોડાને દોડાવી મૂકયો, પરતુ કિન્નર જોડાનો પત્તો લાગ્યો નહિ ત્યાથી ફરતો ફરતો કાદમ્બરીની સખી મહાશ્વેતા જ્યા શકરનુ આરાધન કરી તપશ્ચર્યા કરતી હતી, ત્યા આવી પહોચ્યો. તે દેવકન્યા જેવી મહાશ્વેતાને તપ કરતી જોઇને બહુ આશ્ચર્ય પામ્યો મહાશ્વેતાએ અતિથિ તરીકે આવેલા રાજકુમારનો સત્કાર કર્યો પછી તેમણે વિવેક પૂર્વક પૂછવાથી પોતાની તપશ્ચર્યા કરવાનુ કારણ કહી બતાવ્યુ પછી ચદ્રાપીડને વિનતિ કરી કે,– હે રાજકુમાર ! હેમકૂટ રમણિય પ્રદેશ છે, ત્યા ચિત્રરથ નામે રાજા રાજય કરે છે. માટે જો તમને કાઇ પણ અડચણ ન હોય તો ત્યા પધારો ? હુ પણ મારી સખી કાદમ્બરીને સમજાવવા માટે હેમકુટ આવુ છુ. સારા મનુષ્યનો સમાગમ દુખી મનુષ્યોને આનદ દાયક થઈ પડ છે. તમારા દર્શનથી મારા દુખી હૃદયને આશ્વાસના મળી છે આ સાભળી ચદ્રાપીડે ઉત્તર આપ્યો. ભગવતિ ! જ્યારથી તમારા દર્શન મને થયા છે, ત્યારથીજ આ શરીર તમારે આધીન છે, જે યોગ્ય લાગે તે આજ્ઞા કરો ? તે પ્રમાણે કરવા હુ તૈયાર છુ.

આ પ્રમાણે વાતચિત કર્યા પછી બેઉ હેમકૂટ ઉપર ગયાં ચિત્રરથ રાજાના રાજ્યનો સર્વ વૈભવ દેવતાઈ હતો મહાશ્વેતા અને ચદ્રાપીડ મોટા રાજ માર્ગે થઇને કાદમ્બરીના મહેલમા આવ્યા, ત્યા કાદમ્બરી હજારો કન્યાઓની વચ્ચે બેઠી હતી. તેનુ રૂપ લાવણ્ય અનુપમ હતુ તેણે સર્વ અગમા હીરા, મોતીના અલકારો પહેર્યા હતા ચદ્રાપીડ કાદમ્બરીનુ અનુપમ રૂપ જોઇને મનમા અનેક મનોરથો ઘડવા લાગ્યો એટલામાતો કાદમ્બરી ઘણા હર્ષથી ઉઠીને મહાશ્વેતાને કંઠે વળગી પડી. મહાશ્વેતા પણ ઘણા હર્ષથી ભેટીને બોલી,–બેન ! ભરતખડના

રાજા તારાપીડના આ રાજકુમાર છે અને દિગ્વિજય કરતા કરતા આ ભૂમિમાં આવી ચઢયા છે આ સાભળી કાદમ્બરીએ દૂર ઉભા ઉભાંજ હાવભાવથી ચદ્રાપીડને પ્રણામ કર્યા અને પોતે મહાશ્વેતાની સાથે પલગપર બેઠી ચદ્રાપીડ પણ પાસેના એક આસન પર બેઠો પછી બને સખીઓએ કેટલીક વાતચીત કરી. મહાશ્વેતાએ ચદ્રાપીડને પાનબીડી આપવા કાદમ્બરીને કહ્યુ. કાદમ્બરીએ મહાશ્વેતાના આગ્રહથી શરમાતાં શરમાતાં આડી નજર રાખીને પાનબીડી આપવા હાથ લાબો કર્યો તે જાણે **"મારો જીવ તમારે આધીન છે."** એમ કહેતી ન હોય, તેમ તેણે પાનબીડી ચદ્રાપીડના હાથમા મૂકી. જેને ચદ્રાપીડે મોટા હર્ષથી સ્વીકારી લીધી, એટલામા રાજા ચિત્રરથ અને રાણી મદિરા આવ્યા તેઓ મહાશ્વેતા અને ચદ્રાપીડને મળી ઘણાં ખુશી થયા, ચદ્રાપીડને પ્રમદ વનના મણિ મહેલમા ઉતારો આપ્યો હતો, ત્યાં તે રજા લઇને વિશ્રાતિ માટે ગયો નાહી ભોજન કર્યું. પછી આરામ લેવા માટે એક મોટા પલ ગપર બેઠો તેટલામા કાદમ્બરીની દાસીએ આવી તેના શરીર ઉપર ચંદનાદિકનો બનાવેલો અગરાગનો લેપ કર્યો માલતી પુષ્પનો મુકુટ તેના માથાપર મુકયો અને કેટલાએક વિજયના વચનો કહેતા કહેતાં તેના કઠમાં મોટો હાર નાખ્યો. ચદ્રાપીડે કાદમ્બરીની સેવા સ્વીકારી આભાર માન્યો. કાદમ્બરી તેને મનથીપતિતરીકે માની વરી ચુકી હતી તેમજ ચદ્રાપીડપણ તેને મનથી પ્રાણાધિક પત્ની તરીકે માની ચુકયો હતો. બનેનુ મન પરસ્પર લાગી રહ્યુ હતુ. રાજા ચિ- ત્રરથ અને રાણી મદિરા પણ પોતાની પુત્રી કાદમ્બરીનો વિવાહ ચદ્રાપીડ સાથે થવામાં ઘણા ખુશી હતાં તેથી તે સાથે પરણાવી. આ જોડું સર્વ પ્રકારે યોગ્ય જોડાયેલુ જોઇ સૌ આનદ પામતા હતા ચદ્રાપીડ બીજે દિવસે સ્નાન સધ્યા ક- રીને કાદમ્બરી તથા મહાશ્વેતાને મળ્યો પરસ્પર કેટલાક વિવેક વિનયનાં વચનોથી વાતચિત કરી, બનેની રજા લઇને અચ્છોદ સરોવર પાસે પોતાના સૈન્યને આવી મળ્યો

દેવી કાદમ્બરી બહુ કોમળ અને પ્રેમાળ હતી, તેને પતિના વિયોગથી કયાંઇ ચેન પડતુ નહોતુ તેથી **કેયુરક** નામે એક સેવકે ચદ્રાપીડ પાસે આવી ખબર આપ્યા કે,-દેવી કાદમ્બરીને આપના દર્શન વિના કયાઇ પણ ચેહેન પડતું નથી. તે આપનુ મુખ જોવાને ઇચ્છે છે. આ ખબર જાણી ચદ્રાપીડ **પત્રલેખાને** સાથે લઇને પાછો હેમકુટ ગયો, વિરહ વેદના અનુભવતી દેવી કાદમ્બરીને મળી તેની આશ્વાસના કરી. તેની પાસે પત્રલેખાને રાખી પોતે પાછો અચ્છોદ તળેટીમાં પડાવ નાંખીને પડેલી પોતાની સેનાને આવી મળ્યો તેવામાં તેના પિતાનો અવતી-ઉજ્જયિનીથી પત્ર આવ્યો કે, તારે ગયાને ઘણા દિવસ થયા છે, માટે આવી મળી જવુ. તે ઉપરથી વૈશપાયનને સેનાનો વ્યવસ્થાપક નીમી, તેને પાછળ આવવાનુ કહી, પોતે એકલોજ અવતી આવ્યો, પરંતુ કાદમ્બરી વિના તેના મનમાં સંતાપ થવા લાગ્યો. એટલામાં મેઘનાદ પત્રલેખાને લઇ આવ્યો, તેણે

કાદમ્બરીના વિરહાવસ્થાનુ વર્ણન કરતા કહ્યુ કે–" જો તમારે કાદમ્બરીને જીવતી રાખવી હોય તો તમે ત્યા ઝટ પધારો " આ સાંભળી ચદ્રાપીડ મોટા વિચારમા પડ્યો. વૈશપાયન પણ ધાર્યા પ્રમાણે અવતી આવી પહોચ્યો નહોતો. તેથી તેના માતા પિતા અને પોતાના માતા પિતા બહુ સતાપ કરતા હતા, તેથી તેમને શોધવા માટે માતાપિતાની રજા લઇ હેમકૂટ તરફ ચાલ્યો અચ્છોદન સરોવર પાસે તપાસતા કશો પતો લાગ્યો નહિ તેથી તે વિષે મહાશ્વેતાને પૂછવા માટે તેના આશ્રમ તરફ ગયો. જુવે છે તો મહાશ્વેતા કલ્પાત કરે છે. તેને તરલિકા હૈયામા ચાપીને બેઠેલી છે તે જોઇ કાદમ્બરીને તો કાઇ થયુ નહિ હોય, એવી શકાથી ચદ્રાપીડે મહાશ્વેતાને પૂછ્યુ,–ઓ બેન ! આપ કેમ કલ્પાત કરો છો? મહાશ્વેતા કપાળ કુટતી બોલી કે,–" આપના ગયા પછી હુ હેમકુટથી અહીં આવી અહી આપના જેવાજ કોઇ કુમારને ફરતા દીઠા મને જોઇને તેમની નજર બગડી, રાત્રે હુ શિલાતલ પર સુતી હતી, તે વખતે તે કુવચન બોલ્યા. તેથી ક્રોધની મારી મે તેને શાપ આપ્યો એ શાપને લઇ ને પૃથ્વીપર ઢળી પડયા એના શબવત થયા પછી મે સાભળ્યુ કે એતો આપના મિત્ર હતા "

આ પ્રિયમિત્રના શબવત થયાના ખબર સાભળતાજ ચદ્રાપીડનુ હ્રદય એકદમ ફાટી ગયુ. મહાશ્વેતાને ઝાલી બેઠેલી તરલિકાએ એકદમ દોડી આવી ઝાલી લીધા એટલામા કાદમ્બરી પણ ચદ્રાપીડને ત્યા આવ્યાના સમાચાર જાણી પોતાની સખીઓ અને પત્રલેખા સાથે આવી, પરતુ ચદ્રાપીડને શબવત પડેલો જોઇને કપાયેલી કેળની પેઠે મૂર્છિત થઈ પૃથ્વીપર પડી મૂર્છામાથી જાગ્રત થયા પછી કાદમ્બરીએ ચદ્રાપીડની સાથે સતી થવાનો—બળી મરવાનો વિચાર કર્યો તેની પૂજાને માટે જે જે પુષ્પ, ધપ, દીપ તથા અગર ચદન વગેરે લાવી હતી, તેનાથી ચદ્રાપીડની પૂજા કરી શબવત થઈ પડેલા પોતાના પ્રાણાધારને ખોળામાં લઈ બેઠી એટલામા કોઈ દૈવી પુરૂષે આવી મહાશ્વેતાને ધીરજ આપી અને કાદમ્બરીને કહ્યુ કે,–" પુત્રી ! તુ પ્રાણ ત્યાગ કરીશમા, તેમ આ શબવત થઇ પડેલા કુમારને પણ અગ્નિ સસ્કાર કરીશમા તેને આમને આમ રાખજે." આ મહાત્માના આવા વચનથી કાદમ્બરી ચદ્રાપીડને પોતાના ખોળામા રાખીને નિરતર શોક કરતી બેઠી.

આ પ્રમાણે ચદ્રાપીડ અને વૈશપાયની સ્થિતિ થઇ પડી આ બનેનાં માતા પિતા પુત્રોના કઇ સમાચાર નહિ મળવાથી ઉજ્જયિનીથી કેટલાક દૂતોને શોધવા મોકલ્યા. તે સર્વેએ પાછા આવી આ અશુભસમાચાર આપ્યા આ અશુભ સમાચાર સાભળી રાજા **તારાપીડ**, રાણી **વિલાસવતી**, મત્રી અને મંત્રીની સ્ત્રીએ સૌ અપાર શોક કરતા વિલાપ કરવા લાગ્યા દૂતોએ જણાવ્યુ કે, ચદ્રાપીડ શબવત થઈ પડયા છે, પરતુ તેનુ શરીર હજુ જેવુ ને તેવુંજ છે, તે ઉપરથી પુ॰

ત્રનુ મુખ નિરખવા રાજા, રાણી અને મ ત્રી વગેરે સૌ ચદ્રાપીડની પાસે આવવા નીકળ્યાં. તે સૌને આવતા જોઇને મહાશ્વેતા આસુ પાડતી પોતાની ગુફામા જઇ બેઠી અને કાદમ્બરી મૂર્છિત થઇ ગઈ જેને તેની સખીઓએ ઝાલી રાખી. રાજા તારાપીડ મ ત્રી **શુકનાશના** ખભા ઉપર હાથ મૂકીને આશ્રમમા આવ્યો. તેની પાછળ **વિલાસવતી,** પ્રધાન પત્ની **મનોરમાને** ખભે હાથ મૂકીને આવી. તે અશ્રુધારા પાડતી લાબા હાથ કરીને વિલાપ કરવા લાગી કે,—ઓ પુત્ર ! ઓ વ્હાલા ! તારી હીણભાગી માતાને એક ઉત્તર આપ ' એકવાર મારા સામુ જો ! પુત્ર ! આમ મુગો મુગો કેમ પડયો છે ? ઉઠ ઉભો થા ? અને તારી રડતી માતાનાપર ધ્યાન લાવીને ઉત્તર આપ ? પુત્ર ! તને કોણે દુભવ્યો છે ? પુત્ર ! તારા પિતાને ઉઠી પ્રણામ કર ! કયા ગઇ તારી વડિલો પ્રત્યેની ભક્તિ ! કયા ગયો તારો સ્નેહ ! શુ તુ અમારી મમતા છોડી ચાલ્યો જઈશ ? આ રીતે વિલાપ કરી છાતી ફાટ રડવા લાગી. રાજા વગેરે સૌ રડવા લાગ્યા. રાજા આસુ પાડતો રાણી પાસે આવી બોલ્યો,—રાણી ! વધારે શોક કરવાથી શુ ફળ છે ? આ ગધર્વરાજની પુત્રી પણ આપણા આવવાથી શોકને લીધે મૂર્છિત થઈ ગયાં છે ! અને સખીઓના ખોળામા પડયા છે. અરે ! કોઇ તેને તુરત સચેતન કરો ? આ સાંભળી રાણી બોલી —" કયા છે મારા પુત્રને જાળવનારી મારી વ્હાલી વહુ ?" એમ બોલી કાદમ્બરીની પાસે ગઈ અને તેના હૃદય ઉપર પોતાનો શિતળ હાથ ફેરવતી બોલી,—ઓ વહુ દીકરા ! ધીરજ ધરો ? તમારા વિના મારા પુત્ર ચંદ્રાપીડનુ શરીર આવી સ્થિતિમા રહેત નહિ. તમે તો અમૃત જેવાં છો, ચદ્રાપીડનું નામ સાભળીને તથા વિલાસવતીના શિતળ હાથનો સ્પર્શ થતા. કાદમ્બરીની મૂર્છા વળી ભાન આવ્યુ એટલે **મદનલેખાએ** કાદમ્બરીને પોતાના ખોળામાથી નીચે ઉતારી તેણે આવેલા સર્વ વડિલોને પ્રણામ કર્યા વડિલોએ આશીર્વાદ આપતા કહ્યુ કે,—" લાબા વખત સુધી સૌભાગ્ય ભોગવો રાજા તારાપીડે કહ્યું;—"વહુ ! તમે આજ સુધી મારા પુત્રને સજીવન કરવા માટે જે જે ઉપચારો કરતા હો, તે તે ઉપચારો અમારાથી શરમાઇને બધ પાડશોમાં. અમે તો માત્ર એક જોનારાજ છીએ. આવ્યા તોએ શુ ને ગયા તોએ શુ ? કુમારનુ શરીર તમારા ઉપચારોથીજ હજુ તાજુ પ્રફુલ્લિત રહ્યુ છે. માટે તમે ભલે તેની પાસેજ રહો ! હુ હવે વનવાસ કરવા ધારૂ છુ. મારો પ્રથમથીજ વિચાર હતો કે, પુત્ર અને પુત્રની વહુનુ મુખ જોઇને વનવાસ ગ્રહણ કરવો. હવે તે મનોરથ પૂરો કરવા ધાઉ છુ," એમ કહી તારાપીડ રાજા પોતાની રાણી સાથે તેજ વનમા રહ્યો.

કાદમ્બરી સતી હતી સતી સ્ત્રીને પોતાનો પતિ પ્રાણથી અધિક પ્યારો હોય છે. તે કદી પતિ વિના રહી શકતી નથી તે નિરતર પોતાના પતિને સર્વસ્વ માને છે. પતિ વિના તેને આખો સંસાર શુન્યકાર લાગે છે સતી કાદમ્બરી પોતાના પતિની આ વિપરીત દશા જોઈ શોકસાગરમા ડૂબેલી ઝુરતી હતી તે ક્યારે અને

શા રીતે સજીવન થાય, તેને માટે નિરંતર સારવાર કરતી ત્યાંજ બેઠી હતી. એમ કરતાં કેટલાક દિવસ વિત્યા ચૈત્ર માસ બેઠો. વસંતની બહાર ખીલી નીકળી, મહોત્સવનો સમય આવ્યો. તે વખતે એક દિવસે સાયંકાળે કાદમ્બરીએ સ્નાન કર્યું ચંદ્રાપીડને પણ સુગંધી જળથી સ્નાન કરાવ્યું કસ્તુરી અને ચંદનનો લેપ કર્યો. તેના માથાપર પુષ્પનો મુકુટ પહેરાવ્યો, શરીરને પણ પુષ્પના અલંકારોથી અલંકૃત કર્યું. પછી તેના મુખ સામું ટગર ટગર જોતી નિશ્વાસ નાખતી પતિના શરીરને બંન્ને હાથથી આલિંગન કર્યું કાદમ્બરીના અમૃતમય આલિંગન વડે, તેના શરીરમાં પ્રાણ આવ્યા, હૃદય સચેતન થઇને શ્વાસ લેવા લાગ્યું તેની બંને આંખો ઉઘડી ગઇ તે જાણે નિદ્રામાંથી જાગૃત થયો હોય, તેની પેઠે સચેત થઈને કંઠે વળગેલી પોતાની પ્રિય પત્ની કાદમ્બરીના આનંદમાં વધારો કરતો બોલ્યો,-"એ પ્રાણપ્રિય ! હવે ભય રાખીશ નહિ, હું સજીવન થયોછું તારા જેવી અમૃતમાંથી ઉત્પન્ન થયેલી સ્ત્રીઓ હાથ અડકે ત્યાં મૃત્યુ હોયજ કયાંથી ? શાપને લીધે આટલા દિવસ હું શબની પેઠે પડી રહ્યો હતો, આજે મારો શાપ પુરો થયો છે. તારી સખી મહાશ્વેતાનો પતિ પણ પાછો સજીવન થયો છે એમ કહે છે. ત્યાંતો **પુંડરીક** પણ આવી મળ્યો કાદમ્બરી તેના આવવાની વધામણી માટે મહાશ્વેતા પાસે દોડી ગઈ આ સર્વ સમાચાર રાજા તારાપીડ અને રાણી વિલાસવતી વગેરેને થતાં સૌ તેમની પાસે આવ્યા અને ઘણા આનંદ પામી હર્ષનાં અશ્રુ પાડયા. રાજા તથા રાણીએ પોતાના પુત્રને સજીવન કરનારી પતિવ્રતા કાદમ્બરીના અને મહાશ્વેતાની અનન્ય પતિ ભક્તિ માટે ઘણાં વખાણ કરી ધન્યવાદ આપ્યો એ રીતે સતી કાદમ્બરી પતિ પ્રત્યે ભક્તિ અને સખી પ્રત્યે સ્નેહભાવ બતાવી જગતમાં સુદૃષ્ટાંત રૂપ અમર નામના રાખી ગઇ છે, ધન્ય છે તેમને ! ! !

---

# તપસ્વિની સતીઓ.

---

## કાલિંદી.

---



આ પ્રખ્યાત્ સતી સ્ત્રી **શ્રીકૃષ્ણ** ભગવાનની પ્રિય ધર્મ પત્ની થાય શ્રીકૃષ્ણને આઠ પટરાણીઓ હતી તેમાંની આ સતી સાતમી હતી તે અતિ રૂપસુંદર, તેજસ્વી, બુદ્ધિવાન, જ્ઞાની, વિદ્વાન, ધાર્મિક, દયાળુ, કોમળસ્વભાવની, અને પતિવ્રતા હતી. કહે છે કે એ સાક્ષાત્ યમુનાજીનો અવતાર ગણાતી હતી તેમના માતાપિતા કયા દેશનાં અને કોણ એ કશું માલમ પડેલું નથી. શ્રીકૃષ્ણ પોતાને પતિ

મળે એવી ઈચ્છાથી યમુનાજીને તીરે વનમા તપ કરતી હતી. વનમાં કેટલોક કાળ ફળફુલ, અને કંદમૂળ ખાતી, વલ્કલ પહેરતી, પૂજાદિ નિત્ય કર્મ કરી ઈશ્વરના ધ્યાનમા રહેતી. એમ તપ કરતા તેના તપોબળથી શ્રીકૃષ્ણનું મન આકર્ષાયું એક વખતે શ્રીકૃષ્ણે ચાતુર્માસ ઇંદ્રપ્રસ્થમા કર્યો હતો, ત્યારે અર્જુનને સાથે લઇ મૃગયા કરવા ગયા હતા. તે સમયે આ તપસ્વિની-સતીને તપ કરતાં જોઈને તેમણે પૂછ્યુ કે,—તમે કોણ છો ? અને શામાટે તપ કરો છો ? ઈત્યાદિ પૂછતા તેનો અભિપ્રાય જાણી શ્રીકૃષ્ણ તેને પોતાની સમાગમે ઇંદ્રપ્રસ્થ તેડી લાવ્યા. ચાતુર્માસ સમાપ્ત થયા પછી દ્વારિકાંમા આવી શાસ્ત્ર યુક્ત વિધિથી પાણિ ગ્રહણ કર્યું હતુ. આ સતી રૂપે ગુણે અધિક હોવાથી શ્રીકૃષ્ણે પ્રેમથી પોતાની શ્રેષ્ઠ સ્ત્રીઓમા તેની ગણના કરી હતી તેને શ્રુત, કવિ, વૃષ, વીર, સુબાહુ, ભદ્ર, શાંતિ, દર્શ, પૂર્ણમાશ અને સોમક એ દશ પુત્રો થયા હતા,

આ સતીએ પોતાના પતિવ્રતાના ધર્મ પ્રમાણે વર્તીને શ્રીકૃષ્ણની ઘણીજ પ્રીતિ મેળવી હતી. તેમજ પોતાના પતિ શ્રીકૃષ્ણની બીજી રાણીઓની પણ તેમણે ઘણી ચાહના સંપાદન કરી હતી તે સૌ સાથે એન પ્રમાણેજ ભાવ રાખતી હતી. આ વગેરે ઉત્તમ ગુણ પ્રભાવથી શ્રીકૃષ્ણ તેમને ઘણાજ ચાહતા હતા તેને **યમુનાજી** પણ કહેતા હતા, તેણે યમુના કાંઠે તપશ્ચર્યા કરી હતી, તેમજ પોતે યમુનાનો અવતાર ગણાતી હતી તેથી આજે યમુનાજીને **કાલિંદી** પણ કહે છે. ઈત્યાદિ પોતાના ગુણ પ્રભાવથી આ સતી પૂજ્ય અને માન્ય થઈ ગયેલી છે ધન્ય છે તેમને ! ! !

## શચી—શ્રુતાવતી.



આ પવિત્ર મહાસતી **ભરદ્વાજ** ઋષિની પુત્રી અને વૈવસ્તમન્વંતરના દેવાધિપતિ **પુરંદરઇંદ્ર**ની પત્ની થાય. તેને **શચી-શ્રુતાવતિ** પણ કહે છે એ વેદ, વેદાંગાદિ શાસ્ત્રમા નિપુણ, મહાસ્વરૂપવાન, તિવ્રબુદ્ધિની, તેજસ્વી, ધાર્મિક, દયાળુ, અને પરોપકારી વગેરે ઉત્તમ ગુણ સંપન્ન હતી ઋષિ બાળાઓ તેમના આશ્રમમા વિદ્યાભ્યાસ કરવાને આવતી, તેમને તે સ્નેહપૂર્વક શિક્ષણ આપતી અને આશ્રમવાસી ઋષિપત્નીઓની સમાજમાં અગ્રેસરપણે ભાગ લઇ ઉપદેશ આપતી સ્ત્રીધર્મ સમજાવવામા અને આજારી અતિથિઓની સારવાર કરવામાં એકકો ગણાતી હતી આત્મજ્ઞાની ઋષિમુનિઓ પાસે બ્રહ્મજ્ઞાન શ્રવણ કરવા ઉપર તેને ઘણી પ્રીતિ હતી. આવા તેમનામાં ઉત્તમ ગુણો હોવાને લીધે, તે

ઘણી વખણાતી હતી. તેણે એવી પ્રતિજ્ઞા લીધી હતી કે, જ્યા સુધી પોતાને યોગ્ય રૂપ, ગુણવાળો પતિ મળે નહિ, ત્યા સુધી પરણવુ નહિ તેના પિતા ભરદ્વાજ ઋષિ પણ તેના એ ઇચ્છા ભગ નહિ કરતા, તેમને ધર્મકાર્યો વગેરેમા આગેવાનપણે ભાગ લેવા દેવાને ઉત્તેજન આપતા હતા આ સાધ્વી સ્ત્રીએ ઘણા વર્ષ ફલફુલ, કદમુળ ખાઇને વલ્કલ પહેરી બદરીપાચન તીર્થમા દુર્ઘટ તપ કર્યું હતુ એ તપ પ્રભાવના યોગથી મહાસમર્થ દેવાધિપતિ **પુરંદરઇંદ્ર** જેવા પતિની સાથે પરણી હતી એ રીતે તે પોતાના ગુણ પ્રભાવે ઇંદ્ર જેવા પતિને મેળવી દેવલોકમા **ઇંદ્રાણી** એવા મહાન્ પદને પામી હતી ઇંદ્રે જ્યારે મહાભયકર યુદ્ધ કરી **વૃત્રાસુરને** માર્યો, ત્યારે આ સતી પોતાના પતિ સાથે સામેલ રહી હતી અને યુદ્ધ કરવામા કટલીક સલાહ અને સહાયતા આપવામા ઘણી ઉપયોગી થઇ પડી હતી આ પરથી તે હિમતવાન અને શૌર્ય સપન્ન હતી એવુ જણાઇ આવે છે પોતના ગુણ કર્મથી તેણે પતિની અત્યત પ્રીતિ મેળવી હતી ઇંદ્ર પોતાને આવી ગુણવાન સ્ત્રી મળેલી જોઈ ઘણુ આનદ પામતો હતો અને તેમને અનેક પ્રકારે રાજી રાખી માન આપતો હતો દેવ દાનવો પણ તેમના ઉત્તમ ગુણો જોઇને પ્રેમથી ચાહતા હતા. તેમને **જયતી** નામે પુત્રી હતી. તે **શુક્રાચાર્ય** જેવા સમર્થ ઋષિ સાથે પરણાવી હતી તેનાથી **દેવયાની** જેવી પુત્રી થઈ, જે સતીઓમા પ્રસિદ્ધ થઈ ગઇ છે ઇંદ્રે બ્રહ્મા પાસેથી બ્રહ્મજ્ઞાન મેળવ્યુ હતુ, તેના વડે તે આત્મસાક્ષાત્કારને પામ્યો હતો આ સતી પણ પતિ પાસેથી બ્રહ્મજ્ઞાન મેળવી નિરંતર વિદેહ રૂપે રહેવા લાગી હતી આ સર્વ પોતાના પાતિવ્રત્યના પ્રભાવે મેળવી સતીઓમા મહત્તા આપી હતી ધન્ય છે તેના પિતા ભારદ્વાજને ! કે તેણે પોતાની પુત્રીને આગળ વધવામા ઉત્તેજન આપ્યુ અને જેના વડે તે ઇંદ્રાણી જેવા મહાન્ પદને પામી પ્રખ્યાત થઇ ગઈ છે

## વેદવતી.



આ પવિત્ર તપસ્વિની-સતી **વૃષધ્વજ** જનકના પુત્રના પુત્ર **કુશધ્વજ**ની પુત્રી હતી તેની માતાનુ નામ **માલાવતી** હતુ. આ સતીને બાળપણથીજ વેદ ઉપર પ્રીતિ હોવાથી તેનો તે ઉચ્ચાર કરતી હતી તેથી તેનુ નામ વેદવતી પાડ્યુ હતુ તે રૂપે રભા જેવી રૂપાળી, તેજસ્વી, ધાર્મિક, તિવ્રબુદ્ધિની, વિદ્વાન, અને પવિત્ર મનની હતી. બાળપણમાજ તેણે શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો અહોનિશ યમ નિયમો પાળવામા અને શાસ્ત્ર ચર્ચા કરવામા ભાગ લેતી હતી. એ રૂપે

ગુણે અનુપમ હોવાથી ઘણા રાજાઓ તેનુ માગુ કરતા હતા, પરંતુ તેના પિતાની એવી ઈચ્છા હતી કે, તેને કોઈ વિષ્ણુ જેવા દેવાંશી પુરૂષ સાથે પરણાવવી તેથી ઘણા રાજાઓને ના કહી હતી તે ચદ્રની કળાની પેઠે રાત દહાડો વૃદ્ધિપામતી હતી જ્યારે તે ઉપવર થઇ, ત્યારે દૈત્ય રાજા શુંભે તેનુ માગુ કર્યું વેદવતીના પિતાએ તે દૈત્ય જાતિનો અને બહુજ દુરાચારી હોવાથી માગુ પાછુ વાળ્યુ. શુંભે ગુસ્સે થઈ, તેના પિતાને મારી નાખવાથી તેની માતા સતી થઇ તે પછી વેદવતી એકલી પુષ્કર તીર્થના વનમા જઇ તપ કરવા લાગી. ઘણા દિવસ દુર્ઘટ તપ કર્યું તેની એવી પ્રતિજ્ઞા હતી કે, વિષ્ણુ સિવાય કોઈની સાથે પરણવુંજ નહિ. આ પ્રતિજ્ઞા સિદ્ધ કરવા માટેજ તે તપ કરતી હતી આ સતીના તપ પ્રભાવથી કોઈ દૈવી પુરૂષે જણાવ્યુ કે,-" તને આવતા જન્મમા વિષ્ણુ પરણશે." આ દૈવી પુરૂષની વાણીપર શ્રદ્ધા રાખી ત્યાથી હિમાલય પ્રત્યે ગધમાદન પર્વતપર આવી તપ કરવા લાગી

સતી વેદવતી પવિત્ર મનની હતી. તે એકાત સ્થળે એકાગ્રચિત્તથી વિષ્ણુનેજ પતિ માની ધ્યાન કરતી હતી માથે જટા ધારણ કરી હતી, શરીરપર પહેરેલાં વલ્કલ વસ્ત્રોમાથી તેના શરીરની દિવ્યકાતિ વાદળામાથી ચદ્રની પ્રભાપેરે વારવાર દેખાતી હતી એક વખતે **રાવણ** ફરતો ફરતો હિમાલયના વનમા આવ્યો. આમ તેમ ફરતા તેની દૃષ્ટિ તપશ્ચર્યા કરતી વેદવતી પર પડી. આવી દિવ્ય કન્યાને જોઇને રાવણના મનમા મોહ ઉત્પન્ન થયો. તે હસતો હસતો તેની પાશે જઈને બોલ્યો કે,—"હે સુદરી ! વૃદ્ધ સ્ત્રીને શોભે તેવુ વ્રત યૌવનમા તુ કેમ લઇ બેઠી છે ? તારૂ યૌવન આવા કઠિન વ્રત કરવાને યોગ્ય નથી. તારા જેવી સ્ત્રીઓએ તો કોઇ રાજ મહેલને શોભાવવો જોઇએ. બોલ તુ કોની સ્ત્રી છે ? અને તારા પ્રાણપતિનુ નામ શુ છે ? તને આવુ શુ દુ ખ પડ્યુ છે કે તેં આવા એકાંત અરણ્યમાં વાસ કર્યો છે ? રાવણના આવા વચન સાભળી તેણે સર્વ કારણ તેને કહી બતાવ્યુ કે,-'હુ નારાયણને સ્વામી માનીને રાત્રિ દિવસ તેનુંજ નામ જપ્યા કરૂંછુ. હે રાવણ, મે તપના પ્રભાવથી તને ઓળખ્યો છે, માટેતારે જ્યાં જવુ હોય ત્યા ચાલ્યો જા હું પરપુરૂષની સાથે વિશેષ વાત કરવા ઈચ્છતી નથી" એમ કહી નીચુ ઘાલી પોતાના કાર્યમા લાગી, રાવણ કહે,—"અરે અલૌકિક કન્યા ! તારા વચનો ઉપરથી તું બહુ અભિમાની જણાય છે વૃદ્ધ મનુષ્ય તપશ્ચર્યા કરે કે ધર્માચરણ કરે તો તેને શોભે, પણ તારા જેવી તરૂણ અને મનોહર કન્યાને તે તપશ્ચર્યા શોભે ? તારી જુવાની વૃથા વહી જાય છે તેના તરફ તો ધ્યાન આપ ? હું કોણ છુ તે તુ જાણે છે ? હુ લકાનો રાજા રાવણ છું. તુ મારી સાથે વિવાહ કરી રાજ્યવૈભવનો ઉપભોગ કર. વિષ્ણુને માટે વૃથા ફાંફાં શા માટે મારે છે ? આ સાભળી સતી વેદવતીને પગથી માથા સુધી ક્રોધ વ્યાપી ગયો. તે કઇ સાધારણ સ્ત્રી નહોતી, તેનામાં જળહળતું તપોબળ હતુ. તેમ મહા પ્રતાપી હતી,

બ્રહ્મચર્યનુ તેજ તેના આખા શરીર ઉપર તરી રહ્યુ હતુ. તરતજ રાવણુનો તિરસ્કાર કરી બોલી કે,—" તુ વૈભવ વૈભવ શુ કરે છે ? વિષ્ણુની આગળ તારી સમૃદ્ધિ કે બળ તદન નકામા છે જા તારૂ અમગળ મુખ મને બતાવીશ નહિ. સતીઓને છેડવામાં સાર નથી. તારૂ સારૂ ચાહુનો હોય તો અહીથી ચાલ્યો જા "

સતી વેદવતીના આ વચનો સાભળી રાવણુ ક્રોધમાં આવી ગયો, અને તરત તેનો ચોટલો પકડી પોતાના વિમાન તરફ ઘસડવા લાગ્યો. સતી વેદવતીએ હાથવતી પોતાના કેશ કાપી નાખ્યા હાથેજ તરવારનુ કામ બજાવીને ક્રોધ કરી બોલી કે,—" હે નીચ ! તે પાપીએ મારી કાયાનો સ્પર્શ કર્યો, માટે હવે હુ મારી અપવિત્ર દેહ અગ્નિમા હોમી દઈશ, અને તારો અને તારા પુત્ર પરિવારનો નાશ કરવા માટે પાછી પૃથ્વીપર અવતરીશ " આ પ્રમાણે બોલી પોતાનો દેહ યોગાગ્નિથી બાળી ભસ્મ કર્યો રાવણુ ઘણોજ ઝાખો પડી પશ્ચાતાપ કરતો લકામા આવ્યો. કહે છે કે,-વેદવતી બીજે જન્મે **સીતા** રૂપે અવતરી વિષ્ણુ અવતાર રામ સાથે પરણી હતી અને રાવણુ તથા તેના કુળનો નાશ કર્યો હતો. એ રીતે સતી વેદવતીએ પોતાનુ સતીત્વ સાચવી દુષ્ટને શિક્ષા કરી હતી.

અહો ! સતી સ્ત્રીઓનો પ્રતાપજ કોઈ અલૌકિક છે ! ! તેના સતીત્વ બળ આગળ દેવ, દાનવ કે મનુષ્ય કોઇનુ પણ બળ કામ આવતુ નથી સતી વેદવવતીને ધન્ય છે ! કે તે પોતાની નેક ટેક સાચવીને પ્રતિજ્ઞા પૂર્ણ કરી ધન્યતાને પામી ગઈ છે ! ! !

## શાંડિલી.



તપસ્વિની—સતી **શાંડિલ્ય** ઋષિની પુત્રી થાય આ મહા રૂપવાન તેજસ્વી, ધાર્મિક, નીતિવાન, શ્રદ્ધાળુ, વિદ્વાન અને ક્ષમાવાન હતી. પોતાના પિતા પાસેથી તેમણે બાળપણુમા વેદાદિ શાસ્ત્ર અને યોગ વિદ્યાનુ જ્ઞાન મેળવ્યુ હતુ પતિને ઘેર ગયા પછી પતિ પાસેથી બ્રહ્મજ્ઞાન અને સ્ત્રી ઉપયોગી કેટલુક શિક્ષણુ સંપાદન કર્યું હતુ તેથી તેની બુદ્ધિ ઘણી તેજ થઇ હતી પતિ, સાસુ સસરા, જેઠ, દીયેર, નણુદ વગેરે સગાં સ્નેહીઓની અનેક પ્રકારે સેવા બજાવી તેમની પ્રીતિ સપાદન કરી હતી. ગૃહકાર્યમાં ઘણી નિપુણ હતી. આશ્રમમાં આવતા અતિથિઓનો સત્કાર અને દુઃખી દરદીને સારવાર કરી દિલાસો આપતી, વગેરે પરોપકારનાં કાર્યો કરતી હતી. ગૃહસ્થાશ્રમ ઉત્તમ પ્રકારે ભોગવીને પોતાના પતિ સાથે ગગા કિનારે ઋષભ પર્વત ઉપર તપશ્ચર્યા કરવાને ગઈ હતી. ત્યાં ધર્માચરણુ અને તપશ્ચરણુ કરીને જીવન ગાળતી હતી.

એક વખતે તેના આશ્રમમાં રાજા દશરથના પત્ની કૈકેયી આવી ચઢી તેણેઆ ધર્મ વિષે પ્રશ્ન કરતાં કહ્યું કે,—"હે પુત્રી ! સ્ત્રીઓને સંસારમાં સુલભ માર્ગ નીતિનો છે અને તે ગ્રહણ કરવાથીજ તે સુખ ભોગવી આગળ વધી શકે છે, સંસાર વહન કરવામાં રહેલામાં રહેલો માર્ગ–નીતિ અને શિયળ છે. શિયળના સ્વીકારથીજ જગતના વિષમ માર્ગ સરળ થઈ જાય છે. પતિ જે સંસારનાં વહન માટે મોટાં કષ્ટો વેઠીને શ્રમ લે છે, તે તરફ નજર કરતાં જણાય છે કે, સ્ત્રીઓએ તેમના પ્રતિ સૌમ્ય દર્શી અને શીલવાન રહેવું, એટલે તેમના પ્રેમનાં પાત્ર બનવું. અને તેમ થવાને નમ્રતાની ઘણીજ અગત્ય છે, પતિ શિર છત્ર છે. તે જે કાંઇ કહે તે સાંભળી જવું અને સુખ તથા આનંદથી સંસારનું વહન કરવું. ઘરમાં જેમ નમ્રતા અને ધીરજથી વર્તાય છે, તેમ વર્ત્તવાથીજ સર્વનો ચાહ વધે છે. સહન શીલતા એ પણ એક મોટો સ્ત્રીનો ગુણ છે. વ્યવહારીક કાર્યોમાં એવી કુશળતા રાખવી કે જેથી સંસારની અડચણો આપણી આગળ સુગમ થઈ જાય સ્ત્રીઓએ પોતાનું પેટ મોટું રાખવું જોઇએ. કોઇના દોષ જોઇ વાંકું પાડવા જેવું કરવું નહિ. કોઈની નિંદા કરવી નહિ આવી રીતે ચાલવાથી સંસારની વિષમતાઓ વધારે સરળ થઇ જશે, અને સંસારમાં પતિના સહધર્મચારિણીના પદને પામી, સ્ત્રી ધર્મ બજાવવામાં ફતેહમંદ થવાશે. ઈત્યાદિ ઉપદેશ સાંભળી કૈકેયી ઘણી આનંદ પામી હતી."

આ તપસ્વિની પોતાના યોગબળવડે બીજાના અંતઃકરણની વાત જાણી શકતી હતી. એક વખતે **ગાલવ** મુનિ પોતાના ગુરૂને ગુરૂ દક્ષિણામાં કાળા કાન વાળા આઠસો ધોળા ઘોડાઓની દક્ષિણા આપવાનું 'પણ' લઈને તેવા ઘોડાઓની શોધ માટે ગરૂડની પીઠ ઉપર બેસીને પૃથ્વી પર ફરતા હતા. તેઓ ફરતા ફરતા ઋષભ પર્વત ઉપર આ તપસ્વિનીના આશ્રમમાં આવ્યા. ત્યાં સિદ્ધ સ્ત્રી શાંડિલીએ તે બન્નેનો અતિથિ સત્કાર કરી અન્ન પાનથી તૃપ્ત કર્યા. તે દિવસે એ બન્ને આશ્રમમાં રાત વાસો રહ્યા. રાત્રે સુતાં સુતાં ગરૂડે તે સિદ્ધ સ્ત્રીની નિંદા કરતાં એવો વિચાર કર્યો કે, આ સ્ત્રીને અહીંથી બ્રહ્મા વિષ્ણુ કે રૂદ્રની પાસે લઇ જાઉં તો ઠીક. આ વિચારમાંને વિચારમાં તેને નિંદ્રા આવી ગઈ; ગાલવ પણ નિદ્રાવશ થઇ ગયા. બીજે દિવસે પ્રાતઃકાલ થતાં ગરૂડે જાગીને જોયું તો પોતાની પાંખ ગળી જતાં એક ડગલું પણ ચાલવાને અશક્ત જણાયા ગાલવ ગરૂડની આવી હાલત જોઇને ઉદાસ થયા અને આવી દશા થવાનું કારણ પૂછ્યું કે, તે આ પવિત્ર આશ્રમમાં મનની અંદર કઇ દુષ્ટ વિચારો તો કર્યા નથી ના ? જેવું હોય તેવું કહી દે. આપરથી ગરૂડે યથાસ્થિત વાત કહી બતાવી. પછી ગાલવે આ તપસ્વિની પાસે જઇ ગરૂડની ચપળતા માટે ક્ષમા માગી. ક્ષમા આપતાં શાંડિલીએ કહ્યું કે;–ગાલવ ! જાઓ, ગરૂડની સ્થિતિ હતી તેવી થઇ જશે, તેણે મારા વિષે

ખોટો વિચાર કર્યો હતો. તેથી તેની આવી દશા થઈ હતી. હું સદાચાર સંપન્ન અને તપ પરાયણ છુ. હું દુષ્ટોના વિચાર મારા યોગ બળવડે જાણી શકું છુ. સદાચારથી ધર્મ, અર્થ, અને કામના ફળે છે, એટલુજ નહિ પરતુ સર્વ પ્રકારન દુ ખ પણ અટકે છે. ઓ ગરૂડ ! હવે તારે કોઈ સિદ્ધ અને પતિવ્રતા સ્ત્રીની નિંદા કરવી નહિ. તેમ તેના વિષે ખોટા વિચાર પણ કરવા નહિ ગરૂડે પોતાન અપરાધ માટે ક્ષમા માગીને બન્ને ત્યાંથી ચાલતા થયા

તપસ્વિની સતી શાંડિલી પોતાના ઉત્તમ ગુણ પ્રભાવથી સ્વર્ગમાં ગઈ, ત્ય **સુમન** નામની સ્ત્રીએ તેને પૂછ્યુ કે,–"હે કલ્યાણિ ! તમે કયા પુણ્યથી આ સ્વર્ગમા આવ્યાં છો ? શાંડિલીએ ઉતર આપ્યો કે,–હુ કઇ ભગવાં વસ્ત્ર કે વલ્કલ વસ્ત્રો પેહેરવાથી સ્વર્ગમા આવી નથી, પરતુ પતિની એક નિષ્ઠાએ સેવા અને તપ પ્રભાવથી આ ઉત્તમ લોકની પ્રાપ્તિ થઈ છે." આ સાંભળી સુમન શાંડિલીન પાતિવ્રતનો પ્રભાવ જોઈ ઘણી આનદ પામી. એ રીતે શાડિલી ધન્યતાને પામી જગત્ પ્રખ્યાત્ થઇ ગઇ છે.

# પતિપ્રાણાસતીઓ.

## ઉભયકુમારી.

**આ** પતિપ્રાણા સાધ્વી સ્ત્રી માળવામાં ચદેરી નગરીના **પ્રતાપ સિંહની** પુત્રી થાય એ મહારૂપ સુદર, ધાર્મિક, ઉદાર ભણેલી, દયાળુ, અને પતિવ્રતા હતી તેનો વિવાહ એના જેવાજ રૂપગુણે અનુપમ સોનિગપુરના રાજકુમાર **સુરસેન** સાથે કર્યો હતો. સુરસેન કઈ કારણથી શ્રાવસ્તિ નગરીના રાજાની નોકરીમાં રહ્યો હતો. ત્યાના રાજાએ ખુશ થઈ તેની આજીવિકા માટે એક ગામ આપ્યુ હતુ સુરસેન રાજ નીતિમાં કુશળ, શૂરવીર નીતિવાન અને અતિ ચતુર હતો. તેમને પોતાની કુળદેવી ચડિકા ઉપ પૂર્ણ શ્રદ્ધા હતી. તેણે કેટલાંક પરાક્રમ કરીને શ્રાવસ્તિના રાજાનો ઘણે ચાહ મેળવ્યો હતો. સતી ઉભયકુમારી પતિ પ્રેમી હતી, તેનુ મન પતિમાંજ લાગી રહેતુ હતુ. તેમજ સુરસેનનો પણ તેવોજ પ્રેમ તેના પ્રત્યે હતો. આ દપતિ ખરેખર પ્રેમની મૂર્તિરૂપ હતા. બન્નેનાં હૃદયે હૃદય, મને મન અને પ્રાણે પ્રાણ પ્રેમને લીધે જોડાઈ એકરૂપ જેવાં થઈ ગયાં હતાં. એક વખતે શ્રાવસ્તિના રાજાએ સુરસેનને બોલાવી કહ્યું કે;—સુરસેન ! તુ તરત આ સૈન્યની સાથે શત્રુ સાગે

ચઢી જા. સુરસેન ઘણો ચતુર અને ડાહ્યો હતો. તે રાજાનો હુકમ માન્ય કરી પોતાને ઘેર આવ્યો. સર્વ સામાન તૈયાર કરી છાવણી તરફ મોકલી આપ્યો. પછી પોતાની પત્ની ઉભયકુમારીને મળી સર્વ વાત નિવેદન કરી રજા માગી. આ સાંભળી ઉભયકુમારીએ પોતાના પ્રાણનાથનો હાથ પકડી રાખી કહ્યુ કે,—"પ્યારા! તમારે મને એકલી મૂકીને અહીંથી જવુ જોઇએ નહિ. હુ તમારા વગર અહીં એક ક્ષણ પણ રહી શકીસ નહિ. મને સાથે તેડી જાઓ. હુ પણ ક્ષત્રિ પુત્રી છુ. તો આપને યુદ્ધ પ્રસગે ઉપયોગી થઇ પડીશ." સુરસેન પોતાની પ્રિયાના મધુર વચનો શ્રવણ કરીને બોલ્યો,—"પ્યારી! તુ કહે છે તે ઠીક છે, પરતુ શુ તુ મારી સ્થિતિ જાણતી નથી? હુ રાજકુમાર છતાં પરતત્ર છુ, રાજાની નોકરી કરીને આ જીવીકા ચલાવુ છુ. તુ સ્ત્રી જાતિ છે, તને સાથે રાખવામાં ઘણી વિટંબના છે." આ સાંભળી ઉભયકુમારી રડતાં રડતાં બોલી,—"નેત્ર-મણિ! તમે કહો છો તે ખરૂ છે તમારી એવી મરજી છે તો ભલે ખુશીથી જાઓ યુદ્ધમાં પાછી પાની નહિ કરતાં જય મેળવી વહેલા વળજો. હુ સુખ દુ ખમાં ગમે તેમ મારા દિવસ ગુજારીશ. પણ તમે વસંત ઋતુમાં તો નિ.શક પાછા ફરજો એક દિવસ પણ વધારે રોકાશોમાં." સુરસેને કહ્યું;—પ્યારી! એ વાત મારે મજુર છે. તુ ખાત્રીથી માનજે કે હુ ગમે તેવુ કામ હશે, તોપણ તે છોડીને ચૈત્ર મહિનાને પહેલે દિવસે અહી આવીશ." ઈત્યાદિ રીતે સુરસેન ઉભયકુમારીને સમજાવી રજા લઇને સૈન્યની છાવણીમા ગયો

સાધ્વી ઉભયકુમારી ઘણીજ પવિત્ર મનની અને પતિ પ્રેમી હતી તેણે પતિના ગયા પછી પોતાનાં સુશોભિત વસ્ત્રાલકારો ઉતારી નાંખી સફેદ વસ્ત્રો ધારણ કર્યા. પતિના શુભ થવા માટે નિરતર શિવ પૂજનાદિ કરવા લાગી. દાન ધર્માદિ કરીને ગરીબોનો આશીર્વાદ લેતી અને પતિને ગયાના દિવસો આંગળીના વેઢાપર ગણતી હમણાં વસત ઋતુ આવશે કે હુ મારા પ્રણનાથને મળીશ. આવી આશામાં ને આશામાં દિવસો નિર્ગમન કરવા લાગી. થોડો કાળ વિત્યા પછી વસત ઋતુ આવી, કોયલોના કૂહૂ કૂહૂ ટૌકા સભળાવા લાગ્યા. મદોન્મત્ત થયેલા ભમરાઓના ગુજાર સ્વર કાને પડવા લાગ્યા વસતના સર્વ ચિન્હો જોઇ ઉભયકુમારી મનમાં વિચાર કરવા લાગી કે,—"હવે વસત બેશી ચૂકયો છે; ધારૂ છુ કે મારો પતિ પણ મુદત પુરી થવાથી આજે નિશંક આવી પહોંચશે" એમ વિચારી નાહી ધોઇ અંગમાં અંગરાગ ચોપડયો, સુદર નવાં વસ્ત્રો પહેર્યાં, હાથમાં, કંઠમાં નાકમાં, ને કાનમાં ઘરેણાં પહેર્યાં; માથે પુષ્પની વેણી ગુથી ઘાલી, બણી ઠણીને શિવ પૂજન કર્યું પછીપતિની વાટ જોતી બારણા આગળ જઇ ઉભી રહી. સાયકાળ વિતીને રાત્રી થઇ, તોપણ પતિ આવ્યો નહિ; ત્યારે તે બાપડી નિરાશ થઇને નિઃશ્વાસ મૂકી ઘરમાં ગઇ, અને એક પલંગપર વિભ્રાંત થઈ પડી વિચાર કરવા

લાગી,—' અહો ! નાથ ન આવ્યા મારો મૃત્યુસમય હવે આવ્યો અરે ! જે પુરૂષો પરની ચાકરી કરનારા છે તેને પોતાના કુટુંબી જન ઉપર શાનો પ્રેમ હોય? ” આવો વિચાર કરી નિરાશ થતા પોતાના પ્રિયતમનુ મનમાં સ્મરણ કરતાં કરતા તેના દેહમાથી પ્રાણ નીકળી જતાં નિસ્તેજ થઇ પડી. !

આ તરફ સુરસેન પણ વસતઋતુ બેઠેલી જોઈ પોતાની પ્યારી પત્નીને મળવા ઉત્કંઠીત થયો. મહાકષ્ટે રાજાની પાસેથી રજા મેળવી, પોતે આપેલી મુદ-તે જઇ પહોંચવાને તત્પર થયો એક મોટા ઉંટ ઉપર બેશીને રાતોરાત ચાલી નીકળ્યો જે દિવસે ઉભયકુમારી મૃત્યુ પામી, તેજ દિવસે રાત્રિના પાછલા પહોરે પોતાને ઘેર આવ્યો. ઘરમા જઇ જુએ છે તો ચારે તરફથી ખીલેલી પુષ્પથી ભરેલી લતા જેમ પવનથી ઉખડીને લોટપોટ થઈ પડે, તેમ સર્વ શૃગાર સજેલી પ્રાણ-પ્રિયા પ્રાણ રહિત થઇને એક શય્યાપર પડેલી જોવામા આવી જોતાજ તે રાજ-કુમાર પણ વિહ્વળ થઇ ગયો. પછી તે પોતાની પ્રાણપ્રિય પત્નીના શબને ખોળામાં લઈ વિલાપ કરવા લાગ્યો. એમ કરતા એક ક્ષણમા તેના દેહમાથી પણ પ્રાણ નીકળી ગયા ! આ રીતે આ બન્ને વિરહ વેદનાથી મરણ પામ્યા આ ખેદકારક ખબર આખા ગામમાં ફેલાતા હાહાકાર થઇ રહ્યો રાજાએ પણ ઘણો અફસોસ કરી તેનાં ઉત્તમ ગુણોના ઘણા વખાણ કર્યાં. અહો ! ધન્ય છે આવા પ્રેમી દંપ-તિને !! ખરો પ્રેમ તે આનુજ નામ. જે ઘરમા આવા પ્રેમી જોડા વસે છે, તે ઘર પણ સ્વર્ગ સમાન દિશે છે અને ખરૂ સસાર સુખ પણ ત્યાંજ છે. ખરેખર પ્રેમ એજ જગતનો આદિધર્મ છે. પ્રેમ સુદર અને પવિત્ર છે અને પ્રેમ એજ મનુ-ષ્યનો ઉત્તમમાં ઉત્તમ મહદ્ ગુણ છે. ખરો દાંપત્ય પ્રેમ જ્યાં છે, ત્યાં પતિના અભાવથી પત્નીનુ મરણ થાયછે અને પત્નીના અભાવથી પતિનુ મરણ નીપજે છે. સ્વામી મરણ પામ્યો, તથાપિ સ્ત્રી જીવતી છે એ ભૂલાવો ખવાડે છે. સ્વામી જ્યાં નથી, ત્યા સતી પણ નથી. સતી જ્યા નથી, ત્યાં સ્વામી તિરોહીત થાયછે, એજ સ્વાભાવિક છે એકના અભાવથી બીજાનુ અસ્તિત્વ અસભવિત છે. સ્વામીનુ અ-વલબન સતી છે અને સતીનુ અવલબન સ્વામી છે સ્વામી વગર સસાર સતીની આગળ સ્મશાન જેવો છે ! સતી સ્વર્ગમાં ગઈ છે, તે જાણી સ્વામી પણ સ્વર્ગમાં જાયછે. સ્વામી સ્વર્ગમ ગયા છતા ખરી સતી સસારમા મન બાધી રાખે એ સ-ભવિત નથી ખરી સતી સસાર ચલાવવાને ચાહતી નથી. એકના જવાથી બીજું તેની પાછળ જાયછે, એ ખરેખર દાંપત્ય પ્રેમનો અપૂર્વ પ્રભાવછે. એવાજ અપૂર્વ પ્રભાવથી આ દપતિ પ્રાણ ત્યાગ કરીને સ્વર્ગમા સિધાવી જગતમા સુદષ્ટાતરૂપ અમર નામના રાખી ગયા છે. ધન્ય છે તેમના અપૂર્વ પ્રેમને ! હે ઇશ ! આ દે-શમા આવા પ્રેમી જોડાં પુન; પેદા કર !!!

# સુવ્રતા.



આ પતિ પ્રાણા સાધ્વી સ્ત્રી મથુરા નગરીમાં રહેનાર **હેમચંદ્ર** નામે એક વેપારી ગૃહસ્થની ધર્મપત્ની હતી. માતાનુ નામ **મમતાદેવી** અને પિતાનુ નામ **ચંદ્રરાય** હતુ. તેઓ ઘણાં સુશીલ અને ધાર્મિક હતા તેમણે પોતાની પુત્રીને બાળપણમાં ધર્મશાસ્ત્રાદિનુ શિક્ષણ અપાવી ઉત્તમ ગુણની બ ાાવી હતી આ સતી અતિ મનોહર, સુંદર કાન્તિની, ધાર્મિક, નીતિવાન, દયાળુ અને જ્ઞાની હતી. તેના આવા ઉત્તમ ગુણો જોઈ સૌ છક થઇને વખાણ કરતા આ પતિ પત્ની વચ્ચે અપૂર્વ પ્રેમ હતો. તેઓ શરીરથી જુદા ગણાતાં, પરતુ અ ત કરણથી એક રૂપ જેવા હતાં સુવ્રતા નિરતર પ્રસન્ન મુખે રહેતી પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલીને પતિ, સાસુ સસરા વગેરે વૃદ્ધ વડિલોની સેવા કરતી પતિને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચારે પુરૂષાર્થ સાધી લેવામા બહુ સહાયક થઈ પડી હતી, સ સારનાં સુખ દુ ખની તે ખરી ભાગિયેણ બની હતી તે પોતાના પ્રેમાળપણા અને ડહાપણને લીધે કુટુબમાં રાણી રૂપે હતી, અને કુટુબ રૂપી રાજ્યમા તેની પૂર્ણ સત્તા ચાલતી હતી. અતિથિ, અભ્યાગત વિગેરે કોઈ પણ તેને ઘેરથી ખાલી હાથે કદી પાછા જતા નહિ. દુ ખી મનુષ્યોનુ સાત્વન કરવુ એ તેનો સ્વભાવિક ધર્મ હતો. કામ વગર બેસી રહેવુ એ તેને પસ દ નહોતુ. તેમના ઘરમા પેસતાજ સર્વ ઠેકાણે વ્યવસ્થિતપણું સુઘડતા અને સ્વચ્છતા જણાઇ આવતા મન સુપ્રસન્ન થતુ. સુજનતા અને પરમેશ્વરની ભક્તિ તેના અ ત કરણમા મૂર્તિમત વાસ કરી રહ્યાં હતાં તે કારણથી ઘડીવાર પણ આ સાધ્વી સ્ત્રીનો સહવાસ થવો એ મોટો લાભ છે, એમ જાણી ઘણી સ્ત્રીઓ તેની પાસે ઉપદેશ લેવા આવતી એવી રીતે તે એક ઉત્તમ પત્ની, પ્રેમાળ ભગિની, સુશીલ માતા, અને સ્નેહ પાત્ર સખી હતી, વગેરે મહત્ત ગુણોવડે તે વિભૂષિત થયેલી હોવાથી તેને સૌ દેવી કહી માન આપતાં.

સતી સુવ્રતાના ઉત્તમ ગુણો જોઈ તેનો પતિ તેને પ્રાણથી અધિક ચાહતો, અને પોતાને આવુ સ્ત્રી રત્ન પ્રાપ્ત થયેલુ જોઈ ભાગ્યશાળી માનતો. આ પતિ પત્નીના હૃદય એવા તો પ્રેમથી જોડાઇ ગયેલા હતાં. કે કદિ પણ એક બીજાથી વિખુટાં પડેલાં જોવાને ખુશી નહોતાં, આવી રીતે સુખમા દિવસ ગાળતાં હતાં. એક દિવસે હેમચંદ્રને કઇ અગત્યના કામ માટે વિદેશ જવાની જરૂર પડી. તેથી તે તૈયારી કરવા લાગ્યો. સુવ્રતાને સર્વ વાત કહી બતાવી રજા માગતાં સતીએ કહ્યું કે;—"પ્રાણેશ ! શુ મને અહીં એકલી મૂકીને જશો ? નાથ ! હુ તમારી છાયા સ્વરૂપ છું, શરીરની છાયા શરીરની પાછળજ જાય છે, તે કદિ શરીરથી

જુદી પડી શકતી નથી, તો શું હું તમારા વિના એકલી રહી શકીશ ? હે પ્રાણાધાર ! તમે મારા પ્રાણ છો, પ્રાણ વિના દેહ રહેતો નથી, તમે જળ રૂપછો અને હું માછલી રૂપ છું. માછલી જળ વિના તરફડીને મરી જાય છે, તો હું તમારા વિના શી રીતે જીવી શકીશ ? માટે મને સાથે તેડી જશો. હું પરદેશમાં પણ તમોને ઘણી ઉપયોગી થઇ પડીશ." આ સાંભળી હેમચંદ્રે ઘણો વિચાર કર્યો પણ પોતાની પ્યારી પત્નીને સાથે તેડી જવાનો નિશ્ચય કરી શક્યો નહિ. તેથી સુવ્રતાને અનેક પ્રકારે સમજાવી પણ તેનું મન માન્યું નહિ. શી રીતે માને ? સદ્ભાવવાળી પ્રેમાળુ સ્ત્રીઓનું મન વિરહ સહન કરી શકતું નથી તે પછી હેમચંદ્ર વિદેશ વિદાય થયો, પણ તે સાથે આવવાને તૈયાર થઈ બેઠેલી સતી સુવ્રતાને તેડી ગયો નહિ. તેથી તે નિરાશ થઇને ઉભી રહી.

સતી સુવ્રતા પવિત્ર મનની પ્રેમાળુ અને પતિપ્રાણા સ્ત્રી હતી. તેનું મન નિરંતર પતિમાંજ લાગેલું હતું. તેથી તે પતિનો વિયોગ કેમ સહન કરી શકે ? તે નિરાશ થઈને પોતાનો પ્રાણપતિ જે દિશા તરફ ગયો, તે દિશા ભણી ટગર ટગર જોતી ખરતે આંસુએ આંગણાના કમાડનો ખૂણો ઝાલીને ઉભી રહી, પતિ નજરથી દૂર થયો, ત્યારે તેનો વિયોગ સહન નહિ થઇ શકવાને લીધે, પોતે મુગ્ધાવસ્થામાં હોવાથી બાહેર નીકળી ન શકી, પણ તેના પ્રાણ તો તરત બહાર નીકળી ગયા ! આ વાતની ખબર હેમચંદ્રને પડવાથી તરત તે પાછો વળી ઘેર આવ્યો. આવી જુએ છે તો પોતાની વિહ્વળ સ્ત્રીને જીવ વિનાની દીઠી તે સુંદર અને ફીકી કાન્તિવાળી, ચંચળ કેશ જેના ફરકે છે એવી, અને આકાશમાંથી પૃથ્વીપર પડી ગયેલી ચંદ્રકાન્તિ સરખી પોતાની પ્રિયાને જોઇને તેને ખોળામાં લઇ વિલાપ કરવા લાગ્યો. વિલાપ કરતાં શોકાગ્નિને લીધે બળી ગયેલા દેહથી ડરેલા તેના પ્રાણ નીકળી ગયા ! એવી રીતે આ પ્રેમી પતિપત્ની એક બીજાના વિયોગ વિરહથી પ્રાણ તજીને પરલોકમાં ગયાં. આ ખબર આખી નગરીમાં ફેલાતાં હાહાકાર થઇ રહ્યો સૌએ તેમના પ્રેમનાં ઘણાં વખાણ કરી ધન્યવાદ આપ્યો. જે ઘરમાં આવાં પ્રેમી પતિપત્ની વસતાં હોય, તે ઘર નહિ પણ સ્વર્ગજ સમજવું. અને તેમના સુખને સ્વર્ગ સુખ સમજવું જોઇએ. ધન્ય છે આવાં પતિ પત્નીને !!!



# ભાનુમતિ.

આ પતિપ્રાણા સાધ્વી સ્ત્રી અર્વાચીન કાળમાં કાશીમાં કાયસ્થ જ્ઞાતિમાં થઇ ગઈ છે. બીનારસની કોર્ટના ઈન્સ્પેક્ટર બાબુ **મોરલીધર** સાથે પરણી હતી. તે સ્વભાવે શાન્ત, શીલવાન, દયાળુ, ધાર્મિક નીતિવાન ભણેલી, ખુશમિજાજની અને પરોપકારી હતી. તેમણે આર્ય ધર્મનીતિનું શિક્ષણ મેળવ્યુ હતુ. તે કરકસર અને ડહાપણથી ગૃહનો કારભાર ચલાવતી, મકાન સ્વચ્છ અને મન પસદ રાખતી. પતિને ઘર સસારની ખટપટોમાંથી મુક્ત રાખીને તે જે રીતે સુખ અને આનદમા રહે તેમ કરતી. પતિની વૃત્તિઓને અનુકુળ આવતા મિત્રો અને સ્નેહી સબધીઓને પ્રેમપૂર્વક યોગ્ય પણે સત્કાર કરી સતોષતી. અતિથિ, અભ્યાગત અને આગણે આવતા પરોણાઓને યોગ્યપણે સત્કાર કરતી. નોકરો સાથે સભ્રુકાઇથી વર્ત્તતી. તે ખરેખર નમુનેદાર અને સુશીલ સપન્ન ગૃહિણી હતી. તેના આવા ઉત્તમ ગુણ પ્રભાવથી તેને "**ભગવતી**" પણ કહેતા હતા. તે પતિ ભક્તિપરાયણ રહીને પતિનુ જીવન ઉન્નત કરવા અને તેના આંતર વિલાસોની ઉર્મિઓમા પોતાના હૃદય તરગ ભેળવી દઇને તેના જીવનને દિવ્યતામય કરવામાં તત્પર રહેતી. બાબુ મોરલીધર પણ ઘણો સદ્‌ગુણે સપન્ન હતો. સતી ભાનુમતીના ઉત્તમ ગુણ લક્ષણો જોઈ તે આનદ પામતો. તેમને ઘણુ ચાહતો અને દરેક કાર્યમાં સલાહ અને સહાય લઇ માન આપતો. આ પવિત્ર પતિપત્ની ખરેખર પ્રેમની મૂર્ત્તિ રૂપ હતાં, પ્રેમથી બન્નેનાં હૃદય જોડાઇ ગયાં હતાં. તેઓ એક બીજાને સુખેસુખી અને દુ ખેદુ ખી થતા સતી ભાનુમતી પતિની આજ્ઞા લીધા વિનાં કાંઇ પણ કાર્ય કરતી નહિ. પતિવ્રતાના ધર્મપ્રમાણે ચાલીને પતિ, સાસુ સસરાની સેવા કરવા કદિ ચૂકતી નહિ. સગાં સ્નેહીઓનો પણ તેણે ઘણો ચાહ મેળવ્યો હતો.

સતી ભાનુમતિને એવો નિત્ય નિયમ હતો કે તે હમેશાં પતિ પહેલાં મળસકે ઉઠી ગગાજીમાં સ્નાન કરવા જતી, ત્યાં માર્ગમાં પોતાની ગાડી ઉભી રખાવતી આજુબાજુના આજારી ગરીબ ગરબાને ઘેર જઈ તેમની પોતે જાતે જોઇ ખબર પૂછતી. ગમે તેવી જાતની બાઇ પ્રસૂતિમા છે એવા ખબર થતાં, તેમને ઘેર જઈને તેમનો છુટકારો સુખરૂપે થાય એમ કરતી સ્નાન કરી આવ્યા પછી પોતે જોઈ આવેલ આજારી કે સુવાવડી સ્ત્રીને ઓસડવેસડ તથા પથ્ય ખોરાક પણ મોકલતી પછી પૂજામાં બેસતી. પૂજા પૂરી થયે મંદિરો અથવા ધર્મશાળામાં કોઈ ગરીબ, દુર્બળ કે નિરાશ્રિત મુસાફરો આવ્યા છે કે કેમ, તેની ખબર કઢાવતી,

જો કોઇ તેવા હોય તો તેને ખાવા પીવાનો બંદોબસ્ત કરીને પછી પોતે જમવા બેસતી. બપોરને વખતે પુરાણુ વગેરે ધર્મશાસ્ત્રનાં પુસ્તકો વાંચી સ્ત્રીઓને સમજણુ પાડતી. આ પ્રમાણે તેનુ નિત્ય કર્મ હતુ. તે સત્કર્મ અને પરોપકાર કરવામાં પોતાની જીંદગીનો ઘણો વખત રોકતી; આ પ્રમાણે જીવન ગાળતાં તેનો પતિ બાબુમોરલીધર માંદો પડયો, તેની દવા વગેરેથી સારવાર કરવામાં પોતાનો સઘળો વખત રોકવા લાગી. તે જે રીતે સુખાને આરોગ્ય થાય તેનો વિચાર કરી ઉપાયો લેતી, પણુ દૈવ ઇચ્છા આગળ તે સર્વ વૃથા ગયુ. તેનો પતિ ઇ. સ. ૧૮૯૬ ના જુલાઇની તા. ૨૭ મીએ સ્વર્ગ વાસી થયો. પતિને શબવત પડેલો જોઇ ઘણી વિહ્વળ થઇ મનમાં બોલી કે,—" બસ થયુ ! પ્રાણુનાથ ! હુ તમારી સાથે સત્વર આવુ છુ " એમ વિચારતાંજ ભાનુમતી ઘરના ઉપલા માળ પર ગઇ, સ્નાન કરી શ્વેત વસ્ત્ર ધારણુ કર્યાં ધુપ, દીપ, જળ અને ઘૃતથી વિશ્વંભરનું પૂજન કર્યું પછી પ્રભુનુ ધ્યાન કરતાં કરતા પોતાનો પ્રાણુ તજી દીધો. અહો ! કેવો પતિપ્રેમ ! !

સતી ભાનુમતિના પતિની અંતેષ્ટિ ક્રિયા કરનારા મનુષ્યો તો ઘરના નીચલા ભાગમાં કાર્ય કરતા હતા. તેઓએ ઘણીવાર સુધી ભાનુમતિની રાહ જોયા છતાં, જયારે તે આવી નહિ ત્યારે માળપર તપાસ કરવા ગયા, તો ઉપરના ઓરડાનાં બારણા બંધ હતાં, તે બારણાનાં કમાડ ઉતારી અંદર જઇને જોતાં સતી ભાનુમતિનો આત્મા પતિમય થઈ રહ્યો હતો આ વાર્તા લોકોમાં પ્રકાશમાન થતાજ આખા શહેરમાં કોલાહલ થઈ રહ્યો અનેક મનુષ્યો આ મહા ભાગ્ય દંપતિનાં દર્શને આવીને સતીના ગુણાનુવાદ ગાતા હતાં. જન મંડળે આ સતીના માનમાં શંખધ્વની તથા પુષ્પ વૃષ્ટિ કરી હતી. જયારે શ્રી ગંગા તટપર ગઢ મુકતેશ્વરના ઘાટપર બન્નેને સાથે અગ્નિ સંસ્કાર કરવામા આવ્યો, ત્યારે લોકોની ઠઠ એટલી તો ભેગી થઈ હતી, કે કાને પડયુ પણુ સંભળાતુ નહોતુ. જોકે પોલીશની તપાસ થઇ હતી, પણુ જયાં સતી સત્ય લોક પરાયણુ થઇ, ત્યાં તે શુ કરી શકે ? લોકોમાં આ વેળાએ જે જય ઘોષ થયો હતો, તેના સ્વર ગગન મંડળ સુધી ગાજી રહ્યા હતા અહા ! પતિ પ્રાણા સતી ! તને ધન્ય છે ! તે આ કળિયુગમાં પણુ સતી સ્ત્રીઓ છે, એ લોકોને પ્રત્યક્ષ બતાવી આપી, આર્ય મહિલાની કીર્તિ સતેજ કરીછે ! ! ! પવિત્ર ભારત ભૂમિમાં અદ્યાપિ પણુ એવા અનેક દાખલાઓ બનતા વર્ત્તમાનપત્રો દ્વારાએ પ્રસિદ્ધ થાય છે. એ પણુ એક આર્ય ધર્મ નીતિના શિક્ષણુની મહત્તા સિદ્ધ થાય છે. જે ઘરમાં મૂળથીજ આર્ય ધર્મ નીતિનું શિક્ષણુ સચોટ મળતુ રહે છે, તે ઘરમાં પવિત્રતાઇ પ્રસરી રહે છે, તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે.

# બેહુલા.

**આ** પ્રસિદ્ધ પતિ પ્રાણા સ્ત્રી બંગાલામાં નિછની નગરના **સાયન** નામે વેપારીની પુત્રી હતી. તેની માતાનુ નામ **અમલાસુંદરી** હતું. તેના હાથ નીચે ઉછરી કેળવાઇને ઉત્તમ થઈ હતી. તે પરમ રૂપ સુંદર, હિંમતવાન, ભણેલી, શાન્ત, ચતુર, ઉત્સાહી, નીતિવાન અને પતિવ્રતા હતી. જેવી શરીર સૌન્દર્યતામા ઉત્તમ હતી તેવીજ હૃદયસૌન્દર્યતામાં પણ શ્રેષ્ટ હોવાથી સૌ કોઇ જોઇ મોહિત થતાં હતાં. તેને નિછની નગરથી થોડે દૂર ચંપક નામે નગરના વણિકવેપારી **ચાંદ** સોદાગરના પુત્ર **નખિન્દર** સાથે પરણાવી હતી તેની સાસુનુ નામ **સનકાસુંદરી** હતું નખિન્દર પણ રૂપગુણે ઉત્તમ હતો. એક દિવસે આ દંપતિ ઓરડામાં સૂતાં હતાં. રાત્રિ ધન ઘોર અંધારી હતી નખિન્દર ઉંઘમાં સૂતો હતો, ત્યારે તેને સર્પે દંશ કર્યો ! ઝેરી ડંખથી બેહુલા પતિવગરની થઇ; તેથી મહાઆક્રંદ સાથે વિલાપ કરવા લાગી તે જોઈ નખિન્દરનાં માબાપ પણ ભેદી અવાજથી વિલાપ કરવા લાગ્યાં. વિપદમાં રોવુ શામાટે ? રોવાથી ફળ શું ? રોવામાં વખતનો નાશ કરવાથી દુઃખ નાશ કરવામા વિઘ્ન નડશે ! આવો વિચાર કરીને બેહુલા રૂદન કરતી બંધ થઇ. તેણે બાળપણામાં સાંભળ્યું હતું કે, મહેનત કર્યાંથી આ જગતમાં કંઈપણ અસાધ્ય નથી. મહેનત કર્યાંથી સર્વે કામ થઇ શકે છે, તો સર્પે ડંશેલા મૃત પતિનું જીવન કેમ પાછું જીવતું ન થાય ? ધણા પ્રયાસથી **સાવિત્રી** સતી મરેલા પતિ સત્યવાનને પાછો જીવતો કરી શકી હતી, તો હું મારા મૃત પતિને જીવતો કેમ નહિ કરી શકું ? સાવિત્રી પણ માણસ હતી, તે જે કરી શકી તે હું કેમ કરીશ નહિ ? ધીરે ધીરે તેનો વિચાર વધવા માંડયો, પળે પળે તે વિચારે તેના મર્મ સ્થળને સ્પર્શ કર્યો. તેણે નક્કી કર્યું કે;—"સ્વામીનુ જીવન બચાવીશ, નહિતો તેની સાથે મરી જઈશ." એવી પ્રતિજ્ઞા લીધી,

બેહુલા સતી હતી, તેને પોતાના દેહના કરતાં પતિના દેહની વધારે ચિંતા હતી. તેથી તેણે પોતાના આત્મ જીવન પ્રતિ ધ્યાન નહિ આપતા, કેવળ ' પતિનું જીવન બચાવીશ." એવો વિચાર કર્યો. નિરંતર તેનુ લક્ષ તેની તરફ દોડયુ, તેણે સાસુ સસરા વગેરેના કહેવા સામુ નહિ જોતાં, ધર છોડી દીધુ. તરત લાકડાની એક નાની હોડી વેચાતી લીધી. તે હોડી નદીના પાણીમાં તરતી કરી. સતી હોડીમાં પતિને ખોળામાં લઇ બેઠી. છુટા કેશે અને કંગાળ વેશે હોડીમાં તણાવા લાગી. સાસુ સસરા, માબાપ અને ભાંઇ, એનમાં જીવ વળગ્યો નહિ. માત્ર પતિ જીવનના ઉપર લક્ષ રાખીને પતિજ દેવતા અને પતિ સેવાજ સ્વર્ગ એવો વિચાર

કરીને હોડીમાં બેઠી હતી. નદીના પ્રવાહમાં હોડી ઉતાવળે ચલાવતી હતી. પતિના જીવનની શોચનાથી રાત્રિ દિવસનુ પણ જ્ઞાન રહ્યું નહોતું. અંધારા કે અજવાળા ઉપર દૃષ્ટિ કરતી નહોતી અને ટાઢ તડકો નહિ ગણતાં એક ગામ મૂકી બીજે, ને બીજેથી ત્રીજે ગામ આવતી અને લોકોને પૂછતી કે,—"સર્પ ડંશથી મૃત થયેલાને સજીવન કરવાનો કઇ ઉપાય છે?" લોકો જે જે જવાબ આપે તે સાંભળતી ને તે પ્રમાણે કરતી હતી. હજારો પતિ પ્રાણા સતીઓ પતિ વિયોગથી મરેલા પતિના દેહને ખોળામાં લઇને સળગતી આગમાં બળી મરે છે. ગભીર શોકના કઠોર ડંશથી હજારો સતીઓ પતિની સાથે સતી થાયછે; પરતુ આવી રીતે તો માત્ર સાવિત્રી અને બેહુલ.ની કથા સાંભળી છે. બેહુલા અન્નજળ નહિ લેતાં વિચાર કરવા લાગી કે,-એકવાર હુ જેને મારા જીવનનો આશ્રય સમજેલી છુ. તેજ મારૂં જીવન છે, મારૂં શરીર લોહી માંસનુ બનેલુ છે જીવન ગયાથી લોહી માંસના શરીરને લઇને શુ કરૂ? મે જેને મારો જાણ્યો છે, તેના પ્રાણમાંજ મારો પ્રાણ છે. જેને મારો કહ્યો છું, તેના જીવનમાં ને મારા જીવનમાં કદી જુદાપણુ નથી, શરીર માત્ર જુદું રહ્યું છે, પણ પ્રાણ જુદો નથી—હૃદય એકજ છે! મોહાંધ મનુષ્ય બહારની આંખથી જુવે છે કે,—"જગત્મા સઘળા ભિન્નછે' સઘળાં જુદાં થઈ શકે છે, પરંતુ જે "મારો" તમારાથી કદી પણ જુદો નથી. જયારે જુદો નથી, ત્યારે તે જીવનમાં આ જીવન જશે, તેમા વળી આશ્ચર્ય શુ? બેહુલાનો શોક ઓછો થયો નહિ. મૃત પતિને ખોળામા લઇને હોડીમા બેસી નિછની નગરમાં માબાપની તરફ ચાલી. માબાપને ખબર થવાથી તેઓ શોકને લીધે અધિરાં બન્યાં હતાં, અશ્રૂજળથી તેઓનાં હૃદય તણાતાં હતાં ઉંડા શોકથી અનાહારે બેહુલાનું જીવન નદીના પ્રવાહમાં તણાઇ ગયુ હશે કે શુ? તેનો વિચાર કરીને માબાપ શોકમાં પડયાં હતાં. પુત્રી સ્નેહે તેઓની શોધ કરવા દોડયા. માતા પિતાની શોધથી બેહુલા દૃષ્ટિએ પડી, તેનો ચેહેરો સુકાયેલો, શરીર દુર્બળ અને રૂપ લાવણ્ય જતુ રહેલુ દીઠું! જાણે તે મરવાપર આવેલી હોયની એવી જોઇ. માબાપ આવો ભયાનક દેખાવ જોઇને ભય પામ્યા—ઉંચે સ્વરે શોકકારક અવાજથી રડીને બોલ્યાં,-"બેહુલા! ઉભી રહે—અમોને મૂકીને કયા જાય છે? તુ નહિ આવીશ તો અમે કેમ જીવીશુ? પહેલાં તારાં માબાપને બચાવ, પછી તારી ઇચ્છા હોય ત્યાં જજે."

સતી બેહુલા પતિના શોકથી ઉન્મત્ત થયેલી હતી, તેણે માબાપનું રડવું સાંભળ્યું, તેથી તેણે તેને પણ રડવુ આવ્યુ, પરતુ તે પોતાના હેતુથી ભ્રષ્ટ થઈ નહિ. તેણે દીનપણે ભક્તિ પૂર્વક નમ્ર વચનથી માબાપને કહ્યું કે;—"મને હવે શામાટે બોલાવોછો? મારા પાપી જીવનનુ હવે પ્રયોજન નથી, પતિ જે રસ્તે ગયો છે, તે રસ્તે હું પણ જઇશ, મને વૃથા રોકશો નહિ, રોકશો તો મારા ધર્મનો ભંગ થશે, કીડાથી ભરેલા અનંત નરકમાં કીડાની પેઠે મારૂં જીવતર જશે, તમે

મારો પ્રાણુ બચાવવાને યત્ન કરશો ખરા, પરતુ તમારા યત્નથી શું થશે ? એ તો જો સર્વે નિયતાજ મારૂં જીવન બચાવશે તોજ બચીશ, નહિતો તમારા ઘણા યત્ને પણ હું બચી શકીશ નહિ. તમે વૃથા રડીને વ્યાકુળ થશોમાં. રોવાથી શું થશે ? ઇશ્વરની આગળ " મારૂ જીવન બચાવવાની પ્રાર્થના કરો તો હું જરૂર બચીશ, ઇશ્વર કૃપાથીજ તમે મને મેળવી શકશો, મારે માટે ચિંતા કરશો નહિ, હું જીવતી રહીશ તો જલદીથી તમારી પાસે પાછી આવીશ." એટલામાં નદીનો પ્રવાહ વધ્યો હોડી ઉતાવળે ચાલતી થઇ તેથી માબાપ મોટા અવાજથી રડવા લાગ્યાં. થોડીવારમાં હોડી નજરથી દુર થઇ ગઈ. પુત્રીને જોયા છતાં પણ માબાપ મેળવી શકયાં નહિ, તે પિતા માતાના સ્નેહનું બધંન તોડીને એક માત્ર પતિના જીવન ઉપર લક્ષ રાખીને ચાલતી થઇ, માબાપ નિરાશ થઈ પાછાં ઘેર ગયાં. જગદીશ જ્યારે જેના ઉપર અસતુષ્ટ થાયછે, ત્યારે તેના દુખની સીમા રહેતી નથી. બેહુલાના દુ.ખની સીમા આવી નહિ, ઉલટુ તેનું દુઃખ વધવા લાગ્યું એ તરગ ઉપર તણાતી જતી હતી. તે એક માછીમારે દીઠી, જેમ અધારામાં મણિનો પ્રકાશ જણાઇ આવેછે, જેમ કોયલામાં પડેલો હીરો તરત્ ઓળખાઈ આવે છે; તેમ બેહુલાનુ રૂપ સૌન્દર્ય પણ છુપુ રહ્યું નહિ, તેની ખુબસુરતી જોઇને માછીનું હૃદય ચમકયુ. શબને ખોળામાં લઇને તણાવાનુ કારણ પૂછવા લાગ્યો. બેહુલાના જવાબથી આશ્ચર્ય પામી તેની સામુ તાકીને જોવા લાગ્યો, પરતુ બેહુ-લાએ તેની સામુ જોયુ નહિ, તેમ તે પણ તેની સામે વધારે જોઈ શકયો નહિ, પણ રૂપ સૌન્દર્યથી મોહિત થઇને તેને પોતાની સ્ત્રી કરવાના ઈરાદાથી બોલ્યોકે,—" સડેલા મૃત પતિને લઇને તમે કયાં જશો ? મરેલો માણુસ શું કદી જીવી શકેછે ? તમે તેની આશા છોડો અને મારી સાથે સુખેથી રહો. હું તમારી ઘણી બરદાશ કરીશ.'

સતી પોતાના પતિને માટે રાત દિવસ અનાહારથી પાણીમાં ફર્યા કરેછે, કેવી રીતે પતિનો ઉદ્ધાર થાય ? કેવી રીતે પતિનો જીવ બચે ? આ વિચાર સિવાય જેના મનમાં બીજો વિચાર નહોતો, પિતાની માયા, માતાનોસ્નેહ, સાસુ સસરાનુ રોકવુ, સખીઓની વિનતી, અને સગાંઓની સમજાવટ, જે સર્વે સતીની પતિ ભક્તિ આગળ કશુ કામ આવે એવુ નહોતુ તે કેમ માછલાં પકડનાર–માછીની વાતથી ભૂલે ? તેણે માછીને કહ્યુ કે,—' ભાઈ માછી ! એ આશા શા માટે કરેછે ? પર સ્ત્રીના અમૂલ્ય સતીત્વ નાશની ઇચ્છા શામાટે કરેછે ? એ મોટુ પાપ છે ! એ પાપની માઠી ઇશ્વરની પાસે પણ નથી ? તે શુ કોયની આગળ સાંભળ્યું નથી કે એ પાપથી નરકમા કીડાના દુખથી મરવુ પડશે ? ભાઇ ! એવી આશા રાખ માં " દુષ્ટ માછીએ તે ઉપદેશ સાંભળ્યો નહિ. બળ જોરથી બેહુલાને તરતો તરતો પકડવાને આવ્યો આ જોઇ પતિ વિયોગી બેહુલા " હરિ રક્ષા કરો!"

એમ બોલી રોવા લાગી, સતીના રૂદનથી જાણે પ્રભુએ દયા કરી હોયની, તેમ અકસ્માત્ પ્રવાહનુ બળ વધ્યુ. તેથી હોડી દોડતી ચાલવા લાગી, તેને લીધે માછીની ઇચ્છા પૂર્ણ થઇ નહિ, માછી તરતો થાકીને નિરાશ થઈ કિનારે આવ્યો બેહુલાની હોડી ઘણે દૂર ચાલી ગઇ, તેના દુઃખનો છેડો આવ્યો નહિ ભૂખ તરસથી તેનુ શરીર સુકાયલુ, તેમા વળી નરકના કીડારૂપ નરના ઝેરી ડખ ! પાખડોના પાપી જુલમ—તે પાછી દુ ખમાં પડી, એક નાના ઘાટ ઉપર હોડી આવતાજ તેને જોઈ એક ખારવાએ જાળના યોગે હોડી પકડી. આ વખતે બેહુલા ઘણા દુ.ખમાં આવી પડી, આ વેળાએ પોતાના અમૂલ્ય સતીત્વ ધનની રક્ષા થવી મુશ્કેલ જોઇને તે રોવા લાગી, તેણે ખારવાને કરૂણા જનક રડીને કહ્યુ;—" ખારવા ! તમે મારા પિતા છો, હુ તમારી પુત્રીછું, પિતા થઇને પુત્રીની રક્ષા કરો? અનત નરકમાં પુત્રીને ડુબાવશો નહિ પુત્રીના ઉપર દુષ્ટ ઈચ્છા રાખવાથી મહા પાપ લાગશે, પાપથી વશ રહેશે નહિ, તમે નાશ પામશો " આ ઉપદેશથી પાપી ખારવાનુ હૃદય પીગળ્યું નહિ, તે ક્રોધથી બોલ્યો,—" હું તને છોડીશ નહિ, કયો મૂર્ખ મણિ હાથમાં મેળવીને પાણીમાં નાખીદે ! તને હું ઘણા સુખમાં રાખીશ મારી પાસે પૈસાની ખોટ નથી, મારા ઘરમાં અનાજનુ દુ ખ તથી હું તને અતિ યત્નથી પાળીશ. ઘરના કામકાજમાં દુખ વેઠવુ પડશે નહિ દાસદાસીને રાખીને હમેશાં તારી સેવા કરાવીશ. શામાટે તુ આવુ દુઃખ સહન કરી ને પાણીમાં ફરતી ફરેછે ! મૃત શરીરને નાંખી દઇને મારી સાથે આવ "આ સાંભળી બેહુલા ભય પામી પણ ના હિમત થઈ નહિ, મનમાંને મનમાં વિચાર કર્યો કે,-"ખારવાના હાથથી છુટવાની બીજી તદબીર કરી જોઉ, એની સ્તુતિ કર્યાથી તેના હૃદયમાં દયાનો સંચાર થવાનો સભવ છે. જો વિનતિ અને સ્તુતિ કર્યાથી મને છોડશે નહિ તો મારા નશીબનો અહીજ છેડો લાવીશ. પતિને ખોળે લઇને પાણીમાં કૂદી પડી પ્રાણ ત્યાગીશ.'

સતી બેહુલા આવો વિચાર કરી ખારવાને કહેવા લાગી,"મને વૃથા દુ ખ આપશો નહિ! મારા પ્રતિ તમારી દુરાશા કદી પણ પાર પડશે નહે, હું ધનની ભૂખી નથી, મારે દાસ દાસીઓની સેવા જોઇતી નથી, હું જેની સેવા કરવા ચાહુછુ, તે મને નહ મળવાથી કોઇ રીતે જીવન રાખીશ નહિ. તમે ગમે તેટલુ કરશો તોપણ મારાથી તમારી કોઇપણ અભિલાષા પુર્ણ થશે નહિ. જો પાણીમાં રહેતતો હુ બીજા બે દિવસ બચત, પણ તમે જુલમ કરશો તો મારા જીવનનો આજેજ અત આવશે-હુ કોઇ રીતે પાપીજીવન રાખીસ નહિ, આજે હું મરીશતો કંઈપણ નુકશાની થનાર નથી, પરતુ એટલુજ મનમાં દુઃખ રહેશે કે મારી આશા પૂર્ણુ થઈ નહિ. હું મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરી સકી નહિ-જેની માયાથી સર્વની માયા છોડી હતી.તેના અનુસરણમાં જીવનદાન કરી નહિ શકયાથી અતે જુલમખોરના હાથથી મરી ગઈ. માટે મારે તમારી પાસે છેવટ એ માગવાનું છે કે,

અબળાના જીવનનો નાશ કરશો નહિ, તમારી આશા સિદ્ધ થશે નહિ. માટે જુલમ ગુજારીને મારૂ જીવન નાશ કરવાની હિંમત કરશો નહિ"

સતી બેહુલાનાં આ વચને ખારવાના હૃદયમાં અસર કરી. તેના પથ્થર જેવા કઠણ હૃદયમાં દયા ઉત્પન્ન થઇ. તરત હોડી છોડી દઇને બોલ્યો,—'આટલુ સુખ તારા નશીબમાં ક્યાંથી હોય? જા તુ ચડાલિની પેઠે ડુબી મરી જા'" બેહુલા રૂદન કરતી બંધ પડીને તેના હૃદયમાં આશા ઉત્પન્ન થઈ. જુલમગારના હાથથી છુટકારો થયેલો જોઇ ને તેના મનમાં આવ્યુ કે દુષ્ટ યમના હાથથી છુટી છું તો પતિના જીવનને પામી શકીશ. હોડી ચાલી જતી હતી અને પોતે ઇશ્વર સ્મરણ કરતી હતી, પણ હજુ તેના દુઃખમાં કંઈ અધુરૂં રહ્યુ હશે. સતીની કસોટી માટે આકાશમાં મેઘ ચઢી આવ્યો, ચારે તરફ અંધકાર વ્યાપી રહ્યો, ગર્જના થવા લાગી, વીજળીના ચમકારા અને વરસાદના તરંગમાં તણાતી બેહુલાને મુઝવી નાખી રાત્રિ અધારી હતી તેમાં વળી આવી ભયકર વૃષ્ટિ પડવા લાગી. આસ પાસનાં જંગલોમાં ફાડી ખાનારાં જનાવરોના અવાજ સંભળાતા હતા. તેથી પ્રાણ જવાની તૈયારીમાં હતા. બિચારી બેહુલાને ઘણી મુઝવી, પણ તેથી તે ગભરાઇ નહિ, તેણે વિચાર કર્યો કે—"મૃત્યુજ મનુષ્યના જીવનનો અત છે, હુ જે કામ કરવા તૈયાર થઇછું, તે પૂર્ણ થાય અગર મારો અત આવે હું જયા સુધી જીવતી છુ ત્યાં સુધી તેનો છેડો લાવ્યા સિવાય પાછી ફરીશ નહિ, મેં જે પ્રતિજ્ઞા લીધી છે તે પાર પાડીશ. પાર પાડતા મરીશ તો કઈ ફિકર નહિ." બેહુલા ઘણુ દુઃખ પામી, પણ પોતાના ધારેલા હેતુથી ચળિત થઈ નહિ આખી રાત્રિ મુશળ ધારે વરસાદ પડવાથી શરીર નિર્જીવ જેવું થઈ ગયુ હતું, પણ તે જીવવાની આશાએ દુઃખથી કટાળીને હોડીથી હેઠે ઉતરી કિનારો આવતાં ગામમાં ગઇ નહિ ધીરે ધીરે વરસાદ બંધ પડયો. સવાર થયું, પણ હોડી ઉભી રાખી નહિ કિનારે ઉભેલા લોકોને પૂછતી કે,—તમે સર્પના ડખેલાને સજીવન કરવા કોંઇ ઔષધ બતાવશો? જો બતાવશો તો હું હમેશાંને માટે આપની દાસી થઈ રહીશ,"આ વાણી નદીના પાણીમા ઉભેલા દેવ ધ્યાનમાં લાગેલા એક વૈદ્યના કાનમાં પહોંચી મધુર વાણી સાંભળી વૈદ્યનું જપ તપ જતુ રહ્યુ, બધ કરેલાં નેત્રો ઉઘાડી કહેવા લાગ્યો કે—તમે જો આ મુડદાને ધાટ ઉપર મૂકી મારા ઘરમાં આવીને કેટલાક દિવસ રહો, તો હું આ તારા પતિને બચાવી શકીશ.', ઘાટ ઉપર ઉભેલાં બીજાં માણસોએ વિચાર કર્યો કે, વૈદ્યરાજ ખરેખર આ સર્પના ડખેલાને જીવાડશે; પરતુ બેહુલાના મનમાં બીજી રીતના ભાવનો ઉદય થયો, વૈદ્યના ચહેરા ઉપરના ચિન્હ અને વાતચીતથી તેને ઓળખી લીધો. તેથી તેને ઘેર જવાને રાજી નહિ થતાં કહ્યું કે,—"મહારાજ! ખોળા ઉપરનુ પુતળું ખોળા ઉપરજ રાખીશ, જ્યાં સુધી મારો પ્રાણ છે, ત્યાં સુધી તેને

દૂર કરીશ નહિ. આપને જો મારા ઉપર દયા આવતી હોય, તો કૃપા કરી મને હોડી ઉપરથી નહિ ઉઠાડતાં ઉપાય કરો." દુષ્ટ વૈદ્યની ઇચ્છા જુદી હોવાથી બોલ્યો કે,—તમે પાણીમા તરતાં જઈ શકશો નહિ તમે આત્મ હત્યા કરવાને તૈયાર થયાં છો. તેથી તમને હું છોડીશ નહિ. આત્મ હત્યા કરવાની ઇચ્છા રાખનારને રાજદ્વારે શિક્ષા કરવી જોઇએ. માટે તમે મારી સાથે ઘરમાં નહિ આવશો તો તમને પકડીને હમણાં રાજદ્વારે મોકલીશ." સતી બેહુલા આ દુષ્ટના વચનથી નહિ ડરતાં ક્રોધથી બોલી,—વૈદ્યરાજ! રાજ્ય ભય કે ચોરના ભયથી હું ડરતી નથી. મને પ્રાણ, માન ને કીર્ત્તિની ઇચ્છા નથી કે હુ પ્રાણ નાશ કે માન ભગથી ડરૂં." આ સાંભળી વૈદ્ય ક્રોધ કરી તરતો તરતો હોડીને પકડવા આવ્યો. તથી બેહુલા રૂદન કરતી ઘાટ ઉપર ઉભેલા માણસોને કહેવા લાગી કે,—"તમે મારાં માબાપ છો, દુષ્ટના હાથથી મારી રક્ષા કરો." સતીનુ રૂદન સાંભળી માણસોએ તે દુષ્ટના હાથથી મૂકાવી. હોડી ઉતાવળે ચાલતી થઇ. ચાલતાં ચાલતાં ગંગાના પુણ્યમયી પવિત્ર જળમાં ગઈ. આ પુણ્યમયી પવિત્ર પાણીથી બેહુલાના પવિત્ર જીવન મર્યાદાની રક્ષા થઇ હોડી ત્રિવેણી સગમ ઉપર આવી પહોંચી, આ પવિત્ર સ્થળ પવિત્રાત્માની પૂર્ણતા મેળવવાને મદદગાર થયુ. તેની વાસના પૂર્ણ થવાનો સુયોગ આવ્યો પ્રયાગના કિનારા ઉપર એક ધોબણ કપડાં ધોતી હતી, બેહુલાએ પહેલાની પેઠે પોતાની મર્મની વ્યથા જણાવી, આ સાંભળી ધોબણ મનમાં ખેદ પામી બોલી,—"મા! તમે ડરશો નહિ. દયાળુ ઈશ્વર વ્યાધીની ઉત્પત્તિ સાથે ઔષધ બનાવી રાખેછે.આપણે અજ્ઞાન હોવાથી તેને ઓળખી શકતા નથી. સર્પડખ સામે પ્રાણદાનમા ઉપયોગી ઔષધ આ જગત્મા છે, મારો શેઠ તે ઔષધ સારી પેઠે જાણે છે. તમે અહીં થોડો વખત ઉભાં રહો હું જલદીથી ઔષધ લઈ આવું છું" આ સમયે બેહુલાને થોડી આશા આવી, ધોબણને કહ્યું કે,—"તમે જો કૃપા કરીને મારો પ્રાણ બચાવો તો હું માની પેઠે તમારી સેવા કરીશ." ધોબણ તરત જઇને ઔષધ લાવી. તેથી બેહુલાનો પ્રાણપતિ નખિન્દર જીવતો થયો, તેની ભયાનક મર્મ વેદના જતી રહી બેહુલાની આશા પૂર્ણ થઇ. તેથી પતિપત્ની બને ધોબણના ચરણમાં પડયાં મા કહીને બન્ને સેવા કરવા લાગ્યાં; પરતુ દયાળુ ધોબણ તેઓનુ દુ:ખ હવે જોઈ શકી નહિ, તેણે બન્નેને ઘેર પાછાં જવાની વિનતી કરી, પણ આ પવિત્ર દપતીએ તે વાત માની નહિ. "અમેતો અમારી પ્રાણદાત્રી માની સેવામાં જીવન પૂરૂ કરીશુ." એમ કહી જવાની નાપાડી. ધોબણે ઘણોજ આગ્રહ કર્યો, ત્યારે લાચારીથી આ પવિત્ર જોડુ ધોબણને નમન કરી નૌકામાં બેસી ઘર તરફ વિદાય થયુ. સતી બેહુલાએ પ્રથમ નિછનીમાં આવી ને માતાપિતાને મળી આનદ વર્ત્તાવ્યો પછી ચપકનગરમાં આવી સાસુ સસરાને હર્ષઘેલાં કર્યાં. લોકો નખિન્દરને જીવતો જોઇ ઘણાં આશ્ચર્ય પામ્યાં

અને સતીને ધન્યવાદ આપી પૂજ્ય અને માન્ય ગણી વખાણવા લાગ્યાં. પછી આ પતિપત્ની સુખમાં દિવસો નિર્ગમન કરી સ્વર્ગે સિધાવ્યાં. એ રીતે સતી બેહુલાએ પ્રાણુની દરકાર રાખ્યા વગર અનેક સકટો સહન કરીને પતિને સજીવન કર્યો. "પ્રયત્ન કર્યાથી ફળ મળે છે" એવુ જગતને બતાવી આપી અમર નામના રાખી ગઈ છે ધન્ય છે તેમને!!!

## રાણુકદેવી.



આ પ્રસિદ્ધ સતી સિધ દેશના રાજા શેરપાવરની પુત્રી હતી. તેનો જન્મ મૂળ નક્ષત્રમાં થયો હતો. તેથી રાજાએ જોષિને પૂછતા તેણે કુડળી કરી કહ્યુકે, આ કુવરી એવા જોગમાં અવતરી છે કે, તેને જે પરણે તેનુ રાજ્ય જાય અને તેનો પિતા આંધળો થાય. આ સાંભળી રાજા બહુ ખેદ પામ્યો અને પોતાની કુંવરીને વનમાં મૂકી આવવા રાણીની ઘણી આનાકાની છતાં વજ્રના જેવી કઠિન હૃદયની દાસીઓ રાજાની ઇચ્છા પ્રમાણે રાત્રિએ જંગલમાં મૂકી આવી. "મરનાર કરતાં રક્ષા કરનાર સમર્થ છે"તે પ્રમાણે તે આખી રાત્રી જગલમાં રહી છતાં પણ કોઇ હિસક પ્રાણી તેને અડયુ નહિ. રાત્રી વ્યતિત થતાં પ્રભાત થયું. ત્યારે પાસેના ગામનો હડમતીઆ નામનો કુંભાર માટી ખોદવા આવ્યો. રોતું બાળક તેમની દૃષ્ટિએ પડવાથી તે ઘણો હર્ષભેર ઉપાડી લઇને ઘેર આવ્યો. પોતાને કાંઈ પણ સતાન નહોતું. તેથી પ્રસન્ન ચિત્તે તેને ઉછેરી મોટી કરવા લાગ્યો. પોતાની સ્ત્રી સાથે વિચાર કરી રાજ્યની કોઈ પચાતીમાં ફસાઈ પડવુ નપડે, માટે તે કચ્છ દેશમાં ભૂજનગરની પાસેના ગામડામાં આવી રહ્યો. પુત્રી વનમાંથી મળેલી તેથી તેનું નામ 'રાણક' પાડયુ, જે આગળ જતાં રાણકદેવી નામે પ્રસિદ્ધ થઇ. રાણુકદેવી યોગ્ય ઉમરની થતાં સુધી ગમે તે સ્થળે રહી તથા અશિક્ષિત અવસ્થામાં ઉછરી હતી, તોપણ તેનામાં કોઈ સુઘડ રાજકન્યાને યોગ્ય રૂપ તથા ગુણો પ્રકાશિત થયાં હતાં. સ્વરની મધુરતા, ઘણી કોમળ, તિવબુદ્ધિની, ધૈર્યવાન, નીતિનીપુણતા, અને બોલવા-ચાલવાની છટા ચિત્તાકર્ષક હતી. જેમ કાગડામાં રાજહસ અને બકરાંનાં ટોળામાં કેસરીસિંહ છાનો રહે નહિ, તેમ રાણુકદેવી કુભારણોમાં અલગ પડી રહેતી. પહેરવેશ જોકે તે કુંભારણુનોજ પહેરતી હતી, પરતુ તેની મુખાકૃતિ તે જાતિની નહિ હોવા વિષે જાણે ફયાંદજ કર્યા કરતી હતી. ગરીબના ઘરમાં લૂખાસૂકા અન્નથી પોષાઇ હતી, તોપણ કાંટા સેરીયાના ફુલ જેવી તે કાન્તિમાન જણાતી હતી. યૌવન-વસંતનો

બહાર ખીલવાથી તેની મુખમુદ્રા ઉપર કાંઇક વિશેષ ચમત્કારિક કાન્તિ પ્રકાશવા લાગી હતી. તેવા વખતમા એક વાર તે કચ્છના રાજા **લાખાફુલાણી**ની દૃષ્ટિએ પડી તે તેને જોઇ મોહિત થયો અને તે સાથે પરણવાનુ માગુ મોકલ્યુ. હડમતીઆ કુભારે કહ્યુંકે, કન્યા દેતા પહેલાં મારે મારી નાતને પૂછવુ પડશે. લાખાએ કુભારને ઘણો ડર દેખાડયો. તેથી તે રાત્રિએ નાશીને ત્યાંથી સોરઠમાં જુનાગઢ પાસે મજેવડી નામે ગામમાં સહકુટુબ આવીને રહ્યો. ત્યાં રાણકદેવીને કોઇ સારા કુભાર સાથે પરણાવી દેવાના વિચારમા હતો.

રાણકદેવી ખરેખર પદ્મણી હતી. તેના રૂપ ગુણથી જણાતું હતુ કે એ કોઈ મોટા રાજ્યને યોગ્ય છે. હડમતને મજેવડીમાં રહેતાં થોડો વખત થયો, એટલામાં એકવાર દ્વારિકાથી યાત્રા કરી ગુજરાત—પાટણ તરફ પાછા ફરતાં સોલકી ઓના દસોંદી—**લાલભાટ, ભ**ંગડભાટ અને **ચ**ંચભાટ અને ડમલભાટ એ ચારભાટો મજેવડીમા આવી ઉતર્યા તેમણે અચાનક રાણકદેવીને દીઠી.તેમની ચચળાઈ અને હાથ પગ ઉપરનાં ચિન્હો ઉપરથી તેમને જણાયુ કે, આ કોઈ રાણી થવાને યોગ્ય કન્યા છે તેથી હડમતીઆ કુભારને મળી તેમણે પાટણના રાજા સિદ્ધરાજ માટે તેની માગણી કરી અને ધન આપી સમજાવી દીધો, સિદ્ધરાજ પાસેથી શિરપાવ લેવાની આશાએ ભાટો એકદમ કુચકરતા પાટણ આવ્યા. સિદ્ધરાજ ભોજનશાળામા જમવા બેઠો હતો, ત્યાં તેને મળવા ગયા. સિદ્ધરાજને સોળ રાણીઓ હતી, તેને જોઈ જોઇને તેમણે મસ્તક હલાવ્યાં સિદ્ધરાજે મસ્તક હલાવ્યાનુ કારણ પૂછ્યુ, ત્યારે બોલ્યાકે;–" મહારાજ ! અમે તમારી સોળે રાણીઓ જોઇ, પણ તેમાંની એકે પૂરી પદ્મણી નથી." રાજા બોલ્યો,—" તમે મારા દસોંદી ભાટ છો, માટે દેશાતરમાં ફરીને એક ખરેખરી પદ્મણી ખોળી કહાડો અને જ્યારે જડે ત્યારે માગુ કરીને લગ્નનો દિવસ ઠરાવી આવજો," ભાટોએ કહ્યુ કે;—સોરઠ દેશમાં મજેવડીની અદર એક કન્યા છે. રાજાએ તેની સર્વ વિગત પૂછતાં ભાટોએ કહ્યુ કે;—

"યાત્રા કરતા ફરતા, પોંચ્યા સોરઠ દેશ;
મજેવડી એક ગામ નાનુ, સુદર તોય વિશેષ.
હડમતીઆ કુભાર કેરી પુત્રી બાળે વેશ;
કુમકુમ પગલાં ચાલે પડે છે, અગે બ્હેકે બરાશ.
ચતુરાને નથી ચૌદ થયેલાં, ફુલ ખીલે છે પાસ."

આ સાંભળી સિદ્ધરાજે કહ્યુ કે, અમારા કુળને કલક લાગે, એટલા માટે હું તો કુભારની કન્યા પરણીશ નહિ, ભાટોએ ઉત્તર આપ્યો;—

( દુહો. ) આંગણુ આંબો મોરિયો, સાખ પડી ઘરબાર;
દેવે ઉપાઈ દેવડી, નહિ જાતે કુભાર.

આવું સાંભળીને તથા તેઓએ તેના રૂપ ગુણનું કેટલુંક વર્ણન કર્યું. તેથી રાજા રાજી થઇ ગયો. દસોંદીઓને શિરપાવ આપી ફરીને મજેવડી મોકલ્યા. તેઓએ ત્યાં જઈ રાણકદેવીને રાજનીતિ શીખવવા એક ઉત્તમ શિક્ષક રાખી આપ્યો. 'રાણકી રાણી થશે.' એવા મનોરથી હડમતીઓ રાત્રિ દિવસ આનંદમાં રહેવા લાગ્યો. ભાટો તેમની સાથે મળી, બે માસ ઉપરનો લગ્નનો એક દિવસ નક્કી કરીને પાટણ આવ્યા. સિદ્ધરાજને સર્વ વાત કહી બતાવી. તેથી તે ઘણો ખુશી થયો અને અગાઉથી લગ્ન માટેની સર્વ ગોઠવણો કરવા લાગ્યો.

આ વખતે જુનાગઢમાં રાખેંગાર રાજ કરતો હતો, તેની બેન સિદ્ધરાજના બાપાલ વેરે પરણી હતી, પણ તે **દેશળ** અને **વીશળ** નામે પોતાના બે કુંવર સાથે જુનાગઢ રહેતી હતી. એક દિવસે દેશળે પોતાના મામાને કહ્યું કે;–આપણા દેશમાં મજેવડી ગામ નવું વસ્યું છે, તે જોવાને અમે જઇએ છીએ. આ પ્રમાણે આજ્ઞા લઈ પોતાના ભાઇ વીશળને લઇ મજેવડી ગયો; ત્યાં કુંભારની કન્યાની બધી વાત તેમના સાંભળવામાં આવી. તેમણે જુનાગઢ જઇને રાખેંગારને સર્વ વાત કહી બોલ્યા કે:—"આપણા મુલકનું કન્યારત્ન સિદ્ધરાજ લઇ જાય તો સોરઠનું નાક જાય,' રાખેંગારે દેશળને કહ્યું કે–"મારૂં ખાંડું લઇને જા ને કન્યાને મારા દરબારમાં લાઈ આવ." દેશળ ખાંડુ લઇને ગયો ને કુંભારને કહ્યું કે;–"તારી કન્યા રાખેંગારની સાથે પરણાવ." ત્યારે કુંભારે કહ્યું;–કન્યા તો પાટણના રાજા વેરે આપી છે અને થોડા દિવસમાં ત્યાંથી જાન પણ આવશે. જો હું મારી દીકરી રાખેંગારને પરણાવું તો બેશક સિદ્ધરાજ મને મારી નાંખે. દેશળે ઉત્તર આપ્યો–હું જોરાવરીથી તેને તારી પાસેથી લઇ જાઉં છું, એટલે તને કાંઈ હરકત થશે નહિ. કુંભાર બોલ્યો;–પાટણનો રાજા ગિરનારને જડમૂળમાંથી ઉખેડી નાંખશે અને તેના પથ્થરા ચારે બાજુએ વિખેરી નાંખશે. માટે સિદ્ધરાજને દીધેલી કન્યા સામું તમારે જોવું નહિ. વળી કહ્યું કે,—

(સોરઠો) " જેસિંહ દેવે જાય ધારનગર ઢંઢોળિયો,
કપરો તે કહેવાય, ખેંગાર તું ખેધો મ કર. '

દેશળે તો બડાઈ ભરેલો ઉત્તર આપ્યો,—

( દુહો ) બાવન હજાર બાંધિયા, ઘોડા ગઢ ગિનાર:
કયમ શકે સોરઠ ધણી, ખોહણું[1] દળ ખેંગાર.

છેવટે પછી એમજ થયું કે દેશળ બળાત્કારથી કન્યાને રાખેંગાર પાસે લઇ ગયો. રાણકદેવી જુનેગઢ જઇ પહોંચી, એટલે રથમાંથી નીચે ઉતરીને પોળમાં પેઠી, તેજ વેળાએ અચાનક તેને ઠેસ વાગીને લોહી નીકળવા માંડયું. એટલે

૧. અક્ષોહિણી એટલે—૨૧૮૭૦ હાથી, એટલાજ રથ, ૬૫૬૧૦ ઘોડા, ને ૧૦૯૩૫૦ પેદળ, એટલું જેમાં હોય તેવી સેના.

નિઃશ્વાસ નાંખીને બોલી;—" ભાઇ ! શુકન ઘણાં માઠાં થયાં. આમાંથી કાંઇ નરસું નીપજશે. " આ માન શુકન માટે ભાટોએ કહ્યું છે કે;—

( દુહો. ) પરથમ પોળે પેસતાં, થયો ટપકોને ઠેસ;
રડાપો રાણકદેવીને, ( કે ) સૂનો સોરઠ દેશ.

પછી સારી રીતે ધામધૂમ કરીને રાખેંગાર તેની વેરે પરણ્યો. ત્રણ દિવસ સુધી આખું શેહેર ( ધુવાબંધ. ) જમાડયુ. તે સમયે એવુ બન્યુ કે, પાટણના સો વાઘરી માટીનાં વાસણ વેચવા સારૂ આવ્યા હતા. તેઓ ઉત્તર ભણીને દરવાજે ઉતર્યા હતા. તેઓને પણ સર્વેની સાથે જમવાને તેડયા; ત્યારે તેઓએ પૂછયું કે, " રાજાને ઘેર શી બાબતની જમણવાર છે, જે અમને જમવાને તેડવા આવ્યા છો ? " ત્યારે ચાકરે કહ્યું કે;—

( દુહો. ) સોરઠ સિંહળ દ્વીપની, જાત તણી પરમાર,
બેટી રાજા શેરની, પરણ્યો રા'ખેંગાર.

એટલા માટે આજ ત્રણ દિવસથી ઠેઠ સુદ્ધાં આખા નગરને રાજા જમાડે છે. માટે તમને પણ જમવા તેડયા છે, ત્યારે વાઘરીઓએ વિચાર કર્યો કે આ કન્યા તો આપણા રાજાને દીધેલી છે, ને તેની વેરે રાખેંગાર જોરાવરથી પરણ્યો. વળી સિદ્ધરાજ સોલકી કહેવાય છે ને આપણે પણ સોલકી વાઘરી કહેવાઇએ છીએ. માટે સોલકીની સાથે સગાઇ કરેલી કન્યાના પરણેતરના જમણમાં આપણે ભળવું ઘટે નહિ. પછી તેઓએ ધાર્યું કે સત્વર પાટણ જઈને બધી વાત ત્યાં કહેવી. આ પ્રમાણે વિચાર કરીને ભૂખ્યાને તરસ્યા તેઓ નીકળ્યા. તેઓ ચાલતે ચાલતે પાટણવાડામાં વાઘેલ ગામની સીમમાં આવ્યા. ત્યાં જનાવર પકડવા પાસ નાંખ્યો. એવામાં સિદ્ધરાજના ચાર દસોંદી ભાટ ઘોડે ચડીને નીકળેલા ત્યાં આગળ આવ્યા. તેનાથી ભડકીને પાસમાં એક રોઝ સપડાયો હતો તે નાશી ગયો. તે જોઈ વાઘરી બોલ્યા·—' બાપજી ! અમે રાત દહાડો ચાલતા જુનાગઢથી આવીએ છીએ. આજે અમને સાત લાંઘા થયા છે, તમે અમારો રોઝ શા માટે નસાડી મૂકયો ? " ભાટોએ પૂછયું કે, તમને સાત લાંઘા કેમ થયા છે ? તેઓ બોલ્યા કે,—" રાખેગારે પાટણના રાજાને દીધેલી કન્યા બળાત્કારે લઈ લીધી છે " આવું સાંભળીને ભાટ ઘણા વ્યાકુળ થયાને તત્કાળ અશ્વાર થઇને પાટણ જઈ સિદ્ધરાજને કહ્યું;—

( અમે ) નિરધણિયાને નઠોરિયા, ભણિયેલ જા ભાટ;
ખોળી કહાડી રાણકદેવીને, ખેંગારે પાડી વાટ.

આ સાંભળતાંજ પ્રલયકાળના મેઘના જેવી ગર્જના કરી, જાણે રૂદ્ર મહા કોપિત થયા હોય, તેવુ રૂપ ધરિ વેણ તથા નેત્રમાં અગ્નિનો વાસ થયા જેવો સિદ્ધરાજ દેખાવા લાગ્યો. રોમ રોમ ક્રોધ વ્યાપી ગયો ને તરત એક લાખ માણસનું લશ્કર લઈને ગઢગિરનાર ઉપર પ્રચંડ વેગથી ધસ્યો, સોરઠ પતિ રાખેંગાર

પણ દુશ્મન ચઢી આવવાના સમાચાર જાણી સાવચેત થયો અને ગિરનારના ડુંગરી કિલ્લાપર રહી સિદ્ધરાજ સામે લડવાને તૈયાર થઈ રહો.

રાણુકદેવી પતિવ્રત ધર્મ પરાયણુ રહી રાખેંગારને પ્રીતિપાત્ર થઇ પડી હતી. અરસપરસ નિર્મળ પ્રેમ એટલો તો વધી ગયો હતો કે, એક વિના બીજાના પ્રાણુ ધૈર્ય ધરતા નહોતા. દિન પ્રતિદિન વિવિધ વિલાસોમાં નિમગ્ન રહી જાણે નિષ્કંટક રાજ્ય ભોગવતાં હોય, તેમ આનંદમાં દિવસો ગાળતાં હતાં. તેવામાં સિદ્ધરાજે આવી જુનાગઢને ઘેરો ઘાલ્યો; પણુ જે કિલ્લાપર રાખેંગારનો મહેલ હતો, ત્યાં જઇ ચડાયુ નહિ. આ વેળાએ સિદ્ધરાજની માતા રાણી **મિનળદેવી** પોતાના કુંવરની સાથે હતી. તેણે ઘણી યુક્તિઓ કરી, પણુ કાંઈ વળ્યુ નહિ. એકવાર રાણુકદેવી કિલ્લાના ઝરૂખામાં બેસી સિદ્ધરાજની છાવણી જોઇને બોલી કે;—

( સોરઠો. ) અમારા ગઢ હેઠ, કોણે તણુ તાંણિયા;
સધરો મોટો શેઠ, બીજા વર્તાવુ વાણિયા.

આ સાંભળી સિદ્ધરાજની છાવણીમાંથી મિનળદેવી તરફથી ઉત્તર મળ્યો કે,—

વાણિયાના વેપાર, જાતે દહાડે જાણુશો,
મારશું રાખેંગાર, ઉતારશું રાણુકદેવને.

ઘેરો ચાલુ હતો, તે દરમીયાન રાખેંગારે દેશળ ઉપર અપવાદ મૂકયો. આ વાત તેની માતાના જાણુવામાં આવતાં બોલી કે;—" તેં તારી મામી રાણુકદેવીને લાવીને તારા મામા વેરે પરણાવી, પણુ તે ગુણુ વિસરી જઇને ઉલટો તારે માથે અપવાદ મૂકેછે. માટે હવે તારે આ નગરમાં રહેવું નહિ. તે પછીથી રાખેંગારે પોતેજ તેને કહાડી મૂકયો, એટલે દેશળ પોતાના ભાઇ વીશળને સાથે લઇને રાત્રે ચાલી નીકળ્યો. આ વાત રાણુકદેવી કે નગરનાં કોઇ માણુસ જાણુતાં નહોતાં. દેશળને વિશળ દરવાજા પાસે આવ્યા, ત્યારે **દુદા** અને **હમીર** જે બે રજપૂતો કિલ્લેદાર હતા. તેઓએ પૂછ્યું કે તમો કયાં જાઓછો ? તેઓએ જવાબ આપ્યો કે,-માળવેથી દરબારની અફીણુની પોઠી આવેછે. તેના સામે અમે જઈએ છીએ, તે મધ્ય રાત્રિએ પાછા આવીશુ, ત્યારે તુરત દરવાજા ઉઘાડજો. પછી બન્ને ભાઈ બહાર નીકળ્યા. સિદ્ધરાજ પાસે જઇ કહ્યુ કે,—" કાકા ! અમે જાણુતાં નહોતા કે તમે અમારા કાકા થાઓ છો. નહિતો અમે રાણુકદેવીને અમારા મામા સાથે પરણાવત નહિ. હવે જો તમો અમારી સાથે આવો તો આપણે રાખેંગારને મારીને રાણુકદેવી તમારે સ્વાધિન કરીએ. પછી ૧૪૦ યોદ્ધાઓને ગુણુમાં ઘાલી પોઠિયા ઉપર નાંખીને ચાલ્યા. દુદા અને હમીર પાસે દરવાજો ઉઘડાવીને કિલ્લામાં હાંકી લાવ્યા અને તે બન્નેને તેજ ઠેકાણે ઠેર કર્યા. પછી તેઓએ રાખેંગારના મહેલ ભણી આવીને રણુશીંગું વગડાવ્યું; એટલે રાખેંગાર લડવાને આવ્યો. આ વિષે ચારણુ લોકો કહેછે કે,—

( દુહો. ) ઝાંપો ભાગ્યો ભેળ પડી, ભેળ્યો ગઢ ગિરનાર;
દુદો હમીર મારીઆ, સોરઠના શણગાર.

આ વખતે બન્ને તરફનાં ઘણાં માણુસો માર્યાં ગયાં અને રાખેંગાર પણ મરાયો. દેશળ સિદ્ધરાજને લઈ રાણકદેવીને મહેલ ગયો, ત્યાં બારણાં બંધ હતાં, તે ઠેલવા માંડ્યાં, ત્યારે રાણકદેવી બોલીકે,—

( સોરઠ ) કવણુ ખટકાવે કમાડ, મેડીછે રાણકદેવની;
જાણશે રાખેંગાર, ત્રાટક કાનજ તોડશે.

આ સાંભળી દેશળે યુક્તિ કરી કહ્યું,—"મામી ! અમે બે ભાઈ અને મામો રાખેંગાર આવ્યા છીએ, માટે તુરત કમાડ ઉઘાડો. તેણે બારણાં ઉઘાડી નાંખ્યાં. દેશળની સાથે સિદ્ધરાજને જોઇ કાંઇપણ દગો થયો છે એમ રાણકદેવી સમજી ગઈ, પણ શું કરે પાસે કાંઈ પણ હથિયાર નહોતાં. તેથી નિરાશ થઇ એક બાજુ જઇ ઉભી રહી. રાણકદેવીને બે કુવર હતા. તેમાં માણેરો ૧૧ વર્ષનો અને ડગાયચો પાંચ વર્ષનો હતો. સિદ્ધરાજ ડગાયચાને પકડી બોલ્યો કે,—" સુંદરી ! હવે તું મારી સાથે આવેછે કે કેમ ? જો તુ નહિ આવે, તો તારા પતિની પેઠે આ તારા પુત્રોને પણ મારી નાંખીશ. જ્યારથી તારાં વખાણ મારા ભાટોએ કર્યાં હતાં, ત્યારથી મારૂં મન તારામાં લાગી રહ્યું છે. તુ મારી આંખમાં કણીની પેઠે ખટકી રહી હતી. મેં ખેંગારને યોગ્ય શિક્ષા આપીછે. હવે નિર્ભયતાથી મારી માગણી જલદીથી માન્ય કરીને તુ મારી પટ્ટરાણીના મહાન્ પદને ધારણ કર. તું મને વરવાને બંધાયેલી છતાં બીજાની કેમ થઇ, તે હુ સારી રીતે જાણુંછું. તેમાં તારો લેશ પણ અપરાધ નથી. માટે તે સામુ નહિ જોતાં હું તારો સ્વિકાર કરૂંછું. વગર વિલંબે તું હવે મારી થા. હુ તને સર્વ પ્રકારે સુખ આપીશ," સિદ્ધરાજનાં આવાં અપ્રિયને કઠોર વચન સાંભળી સતી રાણકદેવી રાતી-તાતી થઈ ગઇ; ને કદાચ હથિયાર પાસે હોત, તો દુર્ગાભવાનીએ જે રીતે મહિષાસુરના મસ્તકને એક ઝટકે ધડથી અલગ કરી દીધુ હતુ. તેમ કરવા ચુકત નહિ, પણ દુર્ભાગ્યે તેવું કાંઇ હથિયાર દીઠામાં આવ્યુ નહિ. રાણકદેવી ક્રોધ કરી બોલીકે,—"ઓ દુષ્ટ ! હુ તારાં પરાક્રમને જાણુછુ જ્યારે આ મારા દુષ્ટ ભાણેજે દગો કરી તને અહીં કિલ્લામાં લાવ્યા, ત્યારે તુ અહી આવી શકયો છે. હું પતિવ્રતા છુ, હુ જેને પરણી હતી તેજ મારો ખરો પતિ હતો. હુ એક ભવમાં બે ભવ કરનારી નફટ નારી નથી. તારી કશી કારી મારી પાસે ચાલનાર નથી. માટે ઓ પાપી ! તુ તારૂં ભલુ ઇચ્છિતો હોય, તો મને મારા પતિનુ શબ સોંપીદે.'

સતી રાણકદેવીનાં આ તિક્ષણ વચન સિદ્ધરાજને છાતીમાં બાણ જેવાં લાગ્યાં. તેણે ક્રોધ કરી તેના પુત્ર ડગાયચાને મારી નાંખ્યો અને નેત્રો ચડાવી બોલ્યો કે;—" અરે ! તુ જાણતી નથી કે મેં બારબાર વર્ષ સુધી પયત્ન કર્યા ને

સુખે નિદ્રાપણ તારે માટે તજી દીધી હતી, તેમ છતાં પણ હજી તું મારા તરફ પ્રેમ દૃષ્ટિથી જોતી નથી, એ તારાં ખરેખરાં દુર્ભાગ્ય સમજવાં. હવે તું મારા કબજામાંથી છુટીને ક્યાં જઇશ ? મારાં પરાક્રમ, બળ, શૂર, સમૃદ્ધિ, વૈભવ, અને કુળ વગેરે તારાં અજાણ્યાં નથી. મારે માટે તુ સર્જેલી હતી, તેનું વચ્ચેથી હરણ કરનાર અને ભાવી પ્રેમમાં ભગ પડાવનાર દુષ્ટ રાખેંગાર હતો. હવે મારા પ્રેમથી ઉછળતાં અંત:કરણને માન ભગ કરમાં. તારા સ્વામી તથા પુત્રને માર્યો, તે તારો મારા પ્રત્યે પ્રેમ થવા માટે તથા તારા કલ્યાણ માટેજ તેવુ કરેલું છે. જો તું હજી માનીશ નહિ તો પસ્તાવો થશે." આ તિક્ષણ વચનો સાંભળી સતી ક્રોધથી બોલીકે;—"હે કામાંધ ! વિચારીને બોલ ? તું મારો તથા મારા બાકી રહેલા પુત્રનો ઘાત કરીશ, પછી તેનાથી બીજું વિશેષ શું કરી શકીશ તે હું જોઇ લઇશ !" એમ રાણુકદેવીએ કહ્યુ, તેવોજ ખડગ્ ખેંચી, તેની પાસે થરથરતા અને રોતા ઉભેલા પુત્રને પકડી રહ્યો ! એટલુજ નહિ પણ રોષથી બોલ્યો;—"નીચ નારી ! તુ તારા હઠીલા સ્વભાવનો ત્યાગ કરી હજી મારે તાબે થાયછે કે નહિ ? નહિતર આ બાકી રહેલા તારા પુત્રને પરલોકમાં પહોંચાડુછું." "તું રાખેંગારની નિશાની છે, ત્યાં સુધી મારૂ માનનાર નથી !" વગેરે વચનો કહ્યાં, પણ સતી શિરોમણી પતિપ્રાણા ક્ષત્રિયાણીએ તેની વાતને તાબે થવાનો સ્વીકાર કર્યો નહિ. ત્યારે કસાઇ જેમ હનન સ્થાનપર બકરાંને ખેંચે ને ચીસ પાડે, તેમ માતાની સોડમાં ભરાઇ રહેલા પુત્ર માણેરો ' ઓ મા ! કહી ચીસપાડી રડવા લાગ્યો. તેવીજ પતિપ્રાણા ક્ષત્રિયાણી રાણુકદેવી તેને પોતાની પાછળ સતાતો જોઇ સિદ્ધરાજના સાંભળતાંજ બોલીકે,—

( સોરઠો ) માણેરા તુ મ રોય, મ કર આંખ્યો રાતિયો;
કુળમાં લાગે ખોય, મરતાં મા ન સભારિયે.

એમ કહી વળગી રહેલા પુત્રને છુટો પાડી કહ્યુંકે;—"પુત્ર ! સત્યને ખાતર પ્રાણ આપી પરલોકમાં જઇ સુખ ભોગવ." પુત્ર સતી માતાનો આશીર્વાદ લઇને મુગે મોઢે સિદ્ધરાજને હાથે ખેંચવાથી ખેંચાઇને માતાથી છુટો પડ્યો, પણ સિદ્ધરાજે આજ્ઞા કરી કે, "આ કુવરને અહી મારવો નહિ." જો રાણુકદેવી પાટણ આવશે નહિ, તો હું તેને મારીશ, પણ ખરૂં જોતાં આ કુવરને છેવટે મારી નાંખ્યોછે, પણ કયા આગળ તે જાણવામાં આવ્યુ નથી. છેવટ રાણુકદેવી તથા અત:પુરનાં બીજાં માણસોને કેદ કરી, પોતાને તબુએ લઇ આવવાનો સિપાઇઓને હુકમ કર્યો. સિદ્ધરાજના મનમાં એમ હતુ કે, રાણુકદેવી જેમ જેમ દિવસ જતા જશે, તેમ તેમ બધુ ભૂલી જઇ મારે વશ થશે. વળી મનમાં કહેવા લાગ્યો;—"પ્રભુ ! એના મનમાં ઉતરે ને તે કોઇ પણ રીતે મારૂં માને તો ઠીક. ખરેખર આ અનુપમ રત્ન મહા મહેનતે હાથ આવ્યું છે, પણ તે વશ થશે કે

નહિ એ કશું જણાતું નથી; કારણ કે તેના આખા કુટુંબનો નાશ કર્યો. તોપણ એ મને જરાએ આશા આપતી નથી. હવે તો જોર જુલમ કર્યા સિવાય બીજો ઉપાય નથી. તે માનશે નહિતો ક્યાં જશે ? સામ, દામ ને ભેદથી નહિ માને તો દંડથી તાબે કરીશ, " એવો વિચાર કરી તેને લઈ આવવા હુકમ કર્યો હતો. પછી રોતી અને કકળતી વિધવા થયેલી દુઃખી રાણકદેવીને લઇને જ્યારે સિદ્ધરાજનાં માણસો ગિરનાર ઉતરવા લાગ્યાં; ત્યારે રાણકદેવીએ પ્રિય વસ્તુઓને જોઈ જોઇને અત્યત શોક કર્યો. પ્રથમ રાખેંગારના ઘોડાને જોઇને શોકાતુર થઇ બોલી કે;—

(સોરઠો.) તરવરિયા તોખાર, હઇયું ન ફાટયું હસલા,
મરતાં રાખેંગાર, ગામતરાં ગૂજરાતનાં.

એ પછી રાખેંગારના સાબર શૃગાલને જોઇને બોલીકે;—

રે સાબર શિંગાલ, એક દિન શિંગાળાં હતાં,
મરતાં રાખેંગાર, ભવનાં ભીલાં થઈ રહ્યાં,

આગળ ચાલતાં મોરને બોલતો સાંભળીને બોલી કે,—

*કાંઉકે ગરછ મોર, ગોખે ગરવાને ચઢી,
કાપી કાળજ કોર, પિંજર દાઝયો પાણિયે.

એ પછી રાખેગારની લાસ પડી હતી; ત્યાં આવી ચોધાર આંસુએ રૂદન કરતાં બોલી કે;—

( દુહો. ) સ્વામી ! ઉઠો સૈન્ય લઇ, ખડગ ધરો ખેંગાર,
છત્રપતિએ છાઇયો, ગઢ જૂનો ગિરનાર.

જેમ જેમ ખીણમાં ઉતરતી ગઇ, તેમ તેમ વધારે શોકાતુર થતી ગઈ. દામોદર કુડ આગળ આવીને બોલીકે;—

(સોરઠો) ઉતર્યાં ગઢ ગિરનાર, તનકુ આવ્યુ તલાટિયે,
વળતાં બીજીવાર, દામો કુડ નથી દેખવો.

એ પછી ચાલતાં ચાલતાં ધારગર નામે વાડી આવી, તેમાં ચપાનું વૃક્ષ વગેરે જે પોતાને વાહાલાં હતાં, તેમની પાસે આવીને બોલીકે;—

(દુહો.) ચપા તું કામોરિયો, થડ મેલુ અગાર,
મોહોરે કળિયુ માણતો, માર્યો રાખેગાર.

એ પછી છાવણી તરફ જતાં ગિરનાર પર્વતને જોઈ બોલી કે;—

---

* મોરની વાણીના શુકનથી પ્રિય પ્રિયા એકઠાં મળે એવું ધારવામાં આવેછે, માટે હે છે કે, અરે મોર ! ગિરનારને ઝરૂખે રહીને હવે શુ ટંકાર કરે છે ? મારા કાળજડાંની ાર કાપી અને મારૂં રહેવાનું પાંજરૂ એટલે-ઘર પાણીએ બળ્યું-ભાવાર્થ સગા બાળ્યેજે ઘર ્યાર તુંય બંગાળ્યું છે, હવે હું કિયા પ્રિયને મળવાની છુ જે તું ટંકાર કરેછે ? તારો ટંકાર બાણજેવો લાગે છે.

(સોરઠ.) ઉંચો ગઢ ગિરનાર, વાદળીથી વાતું કરે;
મરતાં રાખેગાર, રડાપો રાણક દેવડી.

તે પછી રસ્તે જતાં થોડા ગાઉ ગયા પછી ગિરનારની બીજી બાજુએ પાછું વાળી જોયું, તો તેને જણાયું કે એ વળાવવાને આવેછે. તેથી તે બોલી કે;—

(સોરઠો.) ગોઝારા ગિરનાર, વળામણુ વેરીને કિયો;
મરતાં રાખેંગાર, ખરેડી ખાંગો નવ થિયો.

જ્યારે તે ઘણે દૂર ગઈ, અને ક્ષિતિજમાં ઢકાઈ ગયેલો ગિરનાર તેને દેખાયો; ત્યારે તેણે જાણ્યું કે એ પડી જાયછે કે શું? તેથી તે બોલી;—

મ પડ મારા આધાર, ચોસલાં કોણ ચડાવશે,
ગયા ચડાવણુ હાર, જીવતા જાતર આવશે.

એમ નિરંતર શોચ કરતી ચાલી, જરાપણુ ચેન પડતું નહોતું. પતિ વગર આખું જગત્ શૂન્યકાર દિશવા લાગ્યુ. દેશળ અને વિશળે અગાઉથી સિદ્ધરાજ સાથે ઠરાવ કરી રાખ્યો હતો કે, રાખેંગાર મરાયા પછી દેશળને જુનાગઢની ગાદી સોંપવી, પણ સિદ્ધરાજને વિચાર થયો કે એ બે ભાઇએ પોતાના સગા મામાને દગો દીધો, તો કોઈ દિવસ મારાથી ફુટીને મારા સામા પણ થાય ખરા; એમ વિચારી તે બન્નેને મારી નાંખ્યા. સોરઠથી રાણકદેવીને લઇ સિદ્ધરાજે ગુજરાત તરફ પ્રયાણુ કર્યું ગુજરાતને એ કાળે 'પાટણુ દેશ' એમ કરીને પણ કહેતા હતા. સિદ્ધરાજે રાણકદેવીની પાસે રાખેલી દાસીઓ નિત્ય તેનું મન મનાવવાને યત્ન કરતી હતી, જ્યારે સોરઠ મૂકીને તેઓ ગુજરાત-પાટણુ દેશમાં દાખલ થયા. ત્યારે સિદ્ધરાજે રાણકદેવીને શાંત કરવાની યુક્તિ કરવા માંડી, ને તેને માર્ગમાં આવતી સારી સારી જગ્યાઓ બતાવી, તે જોઇ રાણકદેવી બોલી કે;—

(સોરઠો.) મારૂ* પાટણુ દેશ, પાણી વિના પૂરા મરે,
સરવો સોરઠ દેશ, સાવજડાં મેજળ પિયે.

પછી પાટણુને પાદરે આવી ઉતારો કર્યો. નગરની બહાર ત્યાંના સર્વે માણુસોને ઉજાણી આપી. સર્વ સારાં સારાં લૂગડાં પહેરીને ટોળેટોળાં થઇ આવ્યાં. એમ તેનું મન રંજન કરવાની અનેક રચના કરવા માંડી, પણ આ સર્વ શોભા જોઇને રાણકદેવી રાજી નહિ થતાં બોલી કે;—

(સોરઠ) બાળું પાટણુ દેશ, જિસે પટોળાં નીપજે;
સરવો સોરઠ દેશ, લાખેણી મળે લોબડી.

આ વખતે કોઈ ગુજરાતી સ્રીએ કહ્યુ કે,—" તમારે તો મોટા સિદ્ધરાજ ધણી છે. " ત્યારે તે બોલી કે હું મારા ધણીને તો આવી સ્થિતિમાં મૂકીને આવી છું.

વાયે ફરકે મુછડી, રયણુ ઝબુકે દત;
જુવો પટોળાં વાળિયો, લોબડી વાળીનો કથ.

---

* મારૂ—મારવાડના જેવો દેશ.

પછી તે સ્ત્રીએ કહ્યું કે, તમારા સ્વામી મરી ગયા છે, તો તમારી આંખમાં આંસુ કેમ આવતાં નથી? અને આવાં બે બાકળાં કેમ લાગો છો? ત્યારે તે બોલી કે;–

પાપણને પડતે, કોહોતો કુવા ભરાવીએ,
માણેરો મરતે, શરીરમાં સરણાં વહે,

તે પછી એક વખતે સિદ્ધરાજે આવી રાણકદેવીને કહ્યુ કે,—" હે હઠિલી રાજપૂતાણી! હજી તુ માને છે કે નહિ? ગઇ વાતનો શોક મૂકી ભવિષ્યનો વિચાર કર. રૂદન કરવાથી કે ટગર ટગર જોઈ રહેવાથી કાંઇ વળનાર નથી રોઇ રોઇ તળાવ ભરી મૂકીશ, તોપણુ હું તને છોડનાર નથી. કષ્ટાઈ કષ્ટાઇને સૂકાઇ જઈશ ને કેવળ હાડકાં રહેશે, તોપણ તને છોઢીશ નહિ. સિદ્ધરાજનાં આવાં વેણ સાંભળતાંજ રાણકદેવીને રૂવે રૂવે અગ્નિ વ્યાપી ગયો. તે પોતાના પ્રાણની પણ દરકાર રાખ્યા વિના બેધડક નિડરતાથી બોલી કે,—" ઓ કામાંધ! હે પાપી! ક્ષત્રિય કુળ કલંક! મને તારી કોઈ વાતની બીક નથી હુ મૃત્યુથી ડરતી નથી, પણ મારા શીળ ભંગ થવાથી ડરૂ છુ. હુ આ સંસારનો સંબધજ ઇચ્છતી નથી, તો પછી મને તારો લોભમાં ઉતરવાનો પ્રયત્ન કેવળ ધુમાડાના બાચકા જેવો લાગે છે. ત્રાસ, લોભ, વૈભવ અને વિલાસથી હુ કદી પણ પલળનાર નથી, જો તું તારૂ ભલુ ઇચ્છતો હો તો સર્વે વાત બાજુપર મેલી દે હે દુષ્ટ! તુ સત્ય કરી માન કે હવે તારૂ પુણ્ય પરવારી ગયુ છે. તારાં ભાગ્યનો અંત આવ્યો છે. આ સાંભળી સતીના મુખની પ્રભા જોઇ સિદ્ધરાજનાં ગાત્ર શિથિલ થઈ ગયા; તેનો જુસ્સો તથા કાન્તી જોઇ, સિદ્ધરાજને ઘણુ આશ્ચર્ય પેદા થયુ. અંદરથી હૃદય કંપવા લાગ્યુ અને નાડીઓ નરમ થઈ ગઇ તેને હવે નિશ્ચય થયો કે સતી પોતાના વ્રતથી જરા પણુ ચળશે નહિ તેનું મન કોઇ રીતે રાજી થતુ નથી, વગેરે જોઇ તેણે બહુ માન ભરેલી રીતે તેની સભાળ લેવા માંડી અને તેને પૂછયું કે,— " તમારે કિયે ઠેકાણે રહેવાનુ મન છે?" તેણે કહ્યુ કે,—" સોરઠની સીમા વઢવાણ પૂરી થાય છે, તે મારા પતિનો દેશ છે. ત્યાંજ મારા આયુષ્યની સીમા પૂરી કરી, મારા પતિને સ્વર્ગમાં જઇ મળીશ માટે હુ વઢવાણ જઇશ." સિદ્ધરાજ પોતે ત્યાં મૂકવા ગયો. વઢવાણને પાદર ભોગાવા નદીને તીરે સૂખડની ચિતા ખડકાવીને રાણકદેવીએ તેના ઉપર આસન કર્યું. સિદ્ધરાજે છેલ્લો ઉપાય એવો કર્યો કે, " જો તુ ખરી સતી હોઇશ, તો અગ્નિ વિના ચિતા સળગશે." રાણકદેવી સૂર્યને પગે લાગી ફરીથી ઉઠીને બોલી કે;—

(સોરઠો.) વારૂ શેહેર વઢવાણુ, ભાગોળે ભોગાવોવહે,
ભોગવતો રાખેગાર, ભોગવ ભોગાવા ધણી.

કહે છે કે આ પ્રમાણે બોલી સૂર્યને નમસ્કાર કર્યા, કે તુરત એવો ઉનો વાયુ વાયો કે તેથી ચિતા એકદમ બળવા લાગી;—

વાયો વાયુ સવાય, વાએ વેળુ પરજળે;
ઉભો ત્યાં સિદ્ધરાય, સતજોતો સોરઠધણીનુ

અગ્નિ જવાળા પ્રકટી નીકળવાથી, જ્યારે ચિતા બળવા લાગી; ત્યારે સિદ્ધરાજે પોતાની પામરી રાણકદેવી ઉપર નાખી, તેણીએ અગ્નિમાંથી પાછી તેના ઉપર ફેંકી દઇને બોલી કે,—મારે પરપુરૂષની પામરી જોઇએ નહિ. " જેવી તેં મારા રાજ્યની દુર્દશા કરી છે, તેવી તારા રાજ્યની દુર્દશા યવનોના ચડી આવવાથી થશે તારી અપકીર્ત્તિ ફેલાશે ને તારો પણ નિર્વંશ જશે " આ પ્રમાણે શાપનાં વચન કહી; બળીને ભસ્મ થઇ જતાં પરમ જ્યોતિમાં લીન થઇ ગઈ!! ધન્ય છે સતી તને ! તુ તારો પતિવ્રતા ધર્મ સાચવી જગતમાં સુદૃષ્ટાંતરૂપ અમરકીર્તિ રાખી ગઈ છે ! ! !

સતી રાણકદેવી જ્યાં બળી મુઇ, ત્યાં સિદ્ધરાજે દેવળ ચણાવ્યુ, આખો સોરઠ દેશ તેને કબજે થયો, પણ રાણકદેવી **સતી**ના હાથના થાપા તો ગિરનાર ઉપરના રાખેંગારના મેહેલને થયા રાણકદેવી સતીનું દેરૂં જે આગળ ભોગાવાના પ્રવાહની પાસે હતુ, તે હમણા કોટ માંહે આવી ગયુ છે. આ દેરાનુ શિખર ઘણુ કારીગરી ભરેલુ છે તેમની મૂર્ત્તિને શૃગાર વગેરે પહેરાવી પૂજા કરવામાં આવે છે.



# પતિવ્રતા-સતીઓ.



## મૈનાવતી.



અતિ પ્રખ્યાત સાધ્વી સ્ત્રીનો પતિ **ત્રૈલોક્યચંદ્ર** ગૌડબગાલાનો મહારાજા હતો, તેની રાજધાની કાંચનપુરમાં હતી. મૈનાવતીએ **વિક્રમાદિત્ય** રાજાની નાની બેન હતી. તે મહાન સૌન્દર્યવાન, તેજસ્વી, ધાર્મિક, નીતિવાન, દયાળુ, શાંત, ધૈર્યવાન, સાત્વિક વૃત્તિની, બુદ્ધિવાન, ઠરેલ સ્વભાવની, પવિત્ર હૃદયની, અને પતિવ્રતા હતી પતિ પત્ની પ્રેમથી એક રૂપ જેવા હતાં. સતી પોતાના ગુણ પ્રભાવે પતિ તરફના ઘણા પ્રેમને પાત્ર થઇ હતી. પતિને પ્રાણથી અધિક ચાહી તેમની સેવામાં રાત દહાડો ગાળ્યા કરતી હતી. તેણે વિશ્વ વિખ્યાત મહાજ્ઞાની અને ઉત્કૃષ્ટ વિરાગી મહાત્મા **ગોપીચંદ**ને જન્મ આપ્યો હતો. **ચપાવતી** નામે એક પુત્રી હતી તેને કુદનપુરના રાજા **કુદનસેન** સાથે

પરણાવી હતી ગોપીચંદ અતિ રૂપાળો, સુંદર, બહુ નાજુક, દયાળુ, ડાહ્યો, ધાર્મિક, નીતિવાન, પ્રજા પ્રેમી, શૂરવીર, અને રાજકાજમાં ચતુર હતો, તેને ઐામા, કુમુદા, સુલક્ષણા, અને રસિકમાલતી ઇત્યાદિ ઘણી રાણીઓ હતી. આ રાજ કુટુંબ અત્યંત સુખી હતું. પરંતુ દુર્દૈવથી લાંબા દહાડા સુખ ભોગવવા પામ્યું નહિ. મહારાજા મરણ પામવાથી રાણી મૈનાવતી શોકમાં પડી, તેણીને આ અસાર સંસાર ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થયો. તે કાયાને કાચા કાચના કુપા સમાન ક્ષણ ભંગુર સમજી પારલૌકિક સુખ સાધવાને તત્પર થઇ. સંસારની મોહ માયામાં સપડાઇ પડયાથી વારંવાર શોકાતુર થતી અને કોઇ મહાપુરૂષ મળે તો તેનાથી જ્ઞાન સંપાદન કરવાને ઘણી આતુર હતી. એક દિવસે રાજમહેલના ઝરૂખામાં દાસી સાથે વાતચીત કરતી બેઠી હતી. તેવામાં કોઇ અલૌકિક મહાપુરૂષને રાજમાર્ગમાં ભિક્ષા માગતો જોયો તપાસ કરાવતાં તે જાલંધર યોગી હતા, અને પાસેના નીલવનમાં ઉતર્યા હતા. સત્પુરૂષના મુખથી ઉપદેશ લેવાની ઘણા દિવસની શુભ વાંચ્છના પરીપૂર્ણ કરવાને મૈનાવતી તત્પર થઇ. મહાત્માની સેવા કરવા માંડી અને તેમની પાસે સદુપદેશ ગ્રહણ કરવા લાગી યોગીરાજ નિત્ય તે રાણીને અધ્યાત્મસંબંધી જ્ઞાન આપવા લાગ્યાં, પરંતુ દુરિજનો રાણીનાં આ સુકૃત્યોપર સંતોષ નહિ માનતાં મનમાં બળવા લાગ્યા દુર્જનો સામા મનુષ્યનું સારૂં કર્મ જોઇને પણ મનમાં બળે છે પરમ સાધ્વી રાણી મૈનાવતીની પણ તેવીજ સ્થિતિ થઇ તે પરમ પવિત્રને મોટી ઇશ્વર ભક્ત હતી મહાત્માનુ સેવન પોતાના આત્માના કલ્યાણ માટે કરતી હતી. તે નીતિવાન હતી, તે કદીપણ અનીતિને માર્ગે ચાલે એવી નહોતી, તેને તો આ પ્રપંચ ભરેલા માયીક સંસાર ઉપરથી મોહ ઉતરી ગયો હતો. તેણે તો પોતાના તારણનો માર્ગ ગ્રહણ કર્યો હતો, તોપણ તેની બદઓઇ આદરી. ગોપીચંદ રાજાની પટ્રાણી ઐામા સાસુના ભક્તિ ભાવને વિપરીત જાણી ગોપીચંદને સમજાવવા લાગી કે—પ્રાણનાથ ! સાસુજીનાં આચરણની લોકોમાં બહુજ નિંદા થાય છે. કોઈ વેશધારી જાલંધર નામનો જોગટો આપણા નગરમાં આવ્યો છે, તેમના દર્શને જાય છે મને ભય લાગે છે કે રખેને સાસુજી આપણા રાજકુળને કલંક લગાડે નહિ ! ઇત્યાદિ સમજાવવાથી ગોપીચંદ પોતાના કીર્ત્તિરૂપ પવિત્ર પ્રકાશને ઝાંખ લાગશે, એવી શંકા લાવી ઉશ્કેરાયો વિચાર કર્યા વગર જાલંધર યોગીને દુરાત્મા સમજી નાશ કરવા તત્પર થયો આ યોગીની પવિત્રતા, શક્તિ, અને ક્રિયાને તે જાણતો નહોતો. તેણે વગર તપાસ કર્યે પટ્રાણીના સમજાવ્યાથી વહેમાઇ નિર્દોષ મહાત્માને દોષિત ગણ્યો. જો કે પોતે સમજુ હતો, પોતાની માતાની પવિત્રતા અને સદાચરણને જાણતો હતો; તોપણ દુર્દૈવથી સહવાસી સ્ત્રીનાં વચનોને સત્ય માન્યા અને સારાસારનો વિચાર કર્યા વગર સાહસ કર્મ આદર્યું પોતાની વહાલી માતાને પૂછવા વગર અને કોઈને પણ કાને આ વાત ન જાય, તેવા ગુપ્તપણે જાલંધર સમાધિ ચઢાવીને

બેઠા હતા, તે વખતે તેને પોતાના સિપાઈઓ પાસે ઉચકાવીને ઘોડારની પાસેના એક અંધારા કૂવામાં નખાવી દીધા અને તેના ઉપર ઘોડાની લાદ તથા બીજો કચરો નાખીને કૂવો પૂરી દીધો !

સતી મૈનાવતી આ વાત મુદ્દલ જાણતી નહોતી, તે પોતાના નિત્ય નિયમ પ્રમાણે ગુરૂ જાલંધરના દર્શને આવી, પણ ગુરૂ મળ્યા નહિ. તેથી ઘણો શોક કર્યો અને મનમાં વિચારવા લાગી કે મારી સેવામાં કઈ પણ ચૂક થઇ હશે. તેથી ગુરૂ મારી ઉપેક્ષા કરી જતા રહ્યા હશે, પરતુ ગોપીચદ વિષે તેના મનમા તલમાત્ર પણ શસય આવ્યો નહિ મૈનાવતીને નિત્ય ગુરૂનાં દર્શન કર્યા પછી ભોજન કરવુ આવો નિયમ હતો. તે નિયમ ભગ ન થાય એટલા માટે રાણી અન્નનો અહાર તજી દઇને પયપાન ઉપરજ પ્રાણનુ રક્ષણ કરવા લાગી થોડા દિવસમાં ગોપીચદની જન્મ ગાંઠનો દિવસ આવ્યો. તે દિવસે રાજમહેલના વચલા ચોકમાં ગોપીચદ સુવર્ણના બાજોઠ ઉપર સ્નાન કરવા બેઠો. તેની કેટલીક રાણીઓ શરીરે કેશર વગેરે સુગધી પદાર્થ ચોળીને સ્નાન કરાવતી હતી કેટલીક ગુલાબજળની ઝારીથી મદમદ ધારે પાણી સીચતી હતી અને કેટલીક મગળ ગીતો ગાતી હતી. એ વખતે માતા મૈનાવતી મહેલના ઝરૂખામાં બેઠી હતી, તેની નજર ગોપીચદ તરફ જવાથી વિચારવા લાગી કે,—"અહો હો હો ! માયા કેવી પ્રબળ છે ! કામદેવને મોહ પમાડે એવી આ મારા પુત્રની મનોહર દેહ જે આજ ચપાના છોડ જેવી દીપી રહી છે, જેની આસપાસ આ સુદર સ્ત્રીઓ મોહિત થઇને વેલની પેઠે વિટળાઇ વળી છે અને કેસર સ્નાન કરાવે છે. અરેરે ! તેજ કાયામાંથી જ્યારે આત્મા ઉઠીને ચાલતો થશે, ત્યારે નિર્જીવ દેહ જોનારને કેવી ભયકર લાગશે ! અહો પ્રભુ ! આવી ઉતમ કાયાને અમર કાં ન કીધી ? અરે ! એના કરતાં શુ એના પિતાની કાયા સુદરતામાં ઉતરે એમ હતી ? રૂપ, ગુણ, શૌર્ય અને કીર્તિનુ સ્થાનજ હતું. તો પણ જ્યારે કાળે આવી પોતાની જાળ બિછાવી; ત્યારે તે સુદર દેહની ચપટી રાખ પણ હાથ ન આવી. તેમના પિતા અને પિતામહો પણ આ સસાર છોડીને ચાલતા થયા છે, તો પછી એક દિવસે આની પણ એવીજ ગતિ થવાની. એમ પોતાના પતિનુ સ્મરણ આવતાંજ ગદ્ ગદ્ કઠે થઈ ગઈ. આંસુનો એક ઉનો બિદુ ગોપીચદના ગાલપર પડયો. ગોપીચદ પોતાના ગાલપર આવી રીતે આંસુનો બિદુ પડયો જોઇને પૂછપરછ કરવા લાગ્યો. સુલક્ષણાએ કહ્યુ,—સ્વામીનાથ ! આપનાં માતુશ્રી મહેલના ઝરૂખામાં બેઠાં છે, તેના લોચનમાં જળ ભરાઇ આવ્યાં હતાં; એવુ સાંભળી ગોપીચદ આશ્ચર્ય પામી બોલ્યો,—અરે ! એ જળ બિંદુ તે મારી માતાના અશ્રુ ! આવી રીતે શોકાતુર થવાનું કારણ શુ ? અરે ! મારી હયાતીમાં મારી માતાને દુભવનાર કોણ છે ? પ્યારી સ્ત્રીઓ ! અંતઃપુરમાં જાઓ ? એમ કહીને તુરત કોરાં સાદાં વસ્ત્ર પહેરી માતાના મહેલમાં જઇને વંદન કરી ઉભો

રહ્યો અને માતાને પ્રશ્ન કર્યો;—માજી ! આવા મગળ પ્રસગે જ્યારે આખા શહેરમાં આનદ પથરાઇ રહ્યો છે, ત્યારે તમે કેમ રડોછો ? શુ કોઇએ તમારો અપરાધતો નથી કર્યો ના ? જેણે આપનો અપરાધ કર્યો હોય, તેનુ નામ સત્વર આપો. પછી તે ગમે તેવું મારૂ પ્રિય હશે, તોપણ તેનો નાશ કરીશ. મૈનાવતી કહે;—પુત્ર ! જે નાશવંત છે તેનો નાશ કરવો તેમાં નવાઇ શી ? પરતુ નાસવત અમર શી રીતે થાય એજ વિચારમા રાત દિવસ હુ ઉદાસીન રહ્યા કરૂ છુ.

મૈનાવતી પોતાના પુત્રનો ઉદ્ધાર કેવી રીતે થાય તે વિચારમાં હતી અને તેજ કારણથી ઉદાસીન થઇ હતી. દશ મહિના જેણે ઉદરમાં ભાર ઉપાડીને જનેતાનો ધર્મ બજાવ્યો હતો, તે જનેતાજ અત્યારે પુત્રની ગુરૂ બની અને તેણે પુત્રનુ અનુપમ સુખ હૈડે ધર્યું. તે પુત્રને જોઇ બોલી:— " પુત્ર ! આ સસારતો અસાર છે, જે જન્મ્યુ તે જવાને માટેજ. કાયાતો કાચના કુપા જેવી ક્ષણભગુર છે, સૌ સ્વાર્થના સગાં છે, કપટ બુદ્ધિથી ભરપુર છે, આ કાયા અને માયા મિથ્યા છે, તેને સત્ય ગણી કેમ ભૂલ કરે છે ? આ સંસાર નાશવત માન ને અનિત્ય એવી કાયાવડે ગુરૂ પ્રતાપે જ્ઞાની થઇને શમ, દમથી પ્રભુના નામનુ સ્મરણ કર, અને નિત્ય એવા શ્રીહરીનાં પદને પ્રાપ્ત કરી લઈ વિશ્વ તરી જા. કાલની કોને ખબર છે. તને આ મિથ્યા શરીર પર જે મોહ થયો છે, તે ઉપર મને રડવુ આવે છે. પુત્ર ! ફરી ફરીને આ મનુષ્ય દેહ મળવી મુસ્કેલ છે. માટે ઇશ્વર કૃપાથી મળેલા આ મનુષ્ય જન્મને વ્યર્થ નહિ ગુમાવતાં સફળ કર. પુત્ર ! તુ યોગ ગ્રહણ કરી અમર થા ફરી આ શરીર મળશે નહિ. " અહો ! ખરેખર માતા હોજો તો આવીજ હોજો ! સસારમા રચી પછી રહેલા પુત્રને સન્માર્ગ દેખાડી તેનો ઉદ્ધાર કરનારી માતાઓ વિરલીજ હોય છે જે માતાએ ઉછેરીને મોટો કર્યો હતો, તે માતાએજ જન્મને સાર્થક કરવા માટે જે ઉપદેશ આપ્યો, તે સાંભળીને ગોપીચદ આશ્ચર્યમા ડુબી ગયો પોતાની પવિત્ર માતા ઉપર પોતાની પટ્ટરાણીએ મૂકેલો આરોપ તેને તરતજ મિથ્યા જણાયો. પોતાને માતાના તરફ આણેલા અભાવને માટે પશ્ચાતાપ થયો. મહાત્મા પુરૂષનો નાશ કરવા માટે તેના હૃદયમાં મોટો સતાપ થવા માંડયો. આમ અનેક વિચારોમા ચઢ ઉતર કરતો રાજા ગોપીચદ ક્ષણ ભર પોતે નિદ્રામાં છે કે જાગે છે, એ પણ વિસરી ગયો. ક્ષણ પછી તુરત માતા મૈનાવતીના ચરણ આગળ ગયો અને ભૂમી પર પ્રણામ કરી બોલ્યોઃ—માતુશ્રી ! આ અપરાધીને ક્ષમા આપો ! મે તમારો મોટો અપરાધ કર્યો છે. મારા નીચ કૃત્યો સામુ જોશો નહિ, તમે મને નરકમાં પડતાં બચાવ્યો છે, તો હવે આ મિથ્યા શરીરમાંથી આત્માનો ઉદ્ધાર કેવી રીતે થાય ? મારા જન્મ મરણનો ફેરો કેમ ટળે ? મૈનાવતી બોલી,—પુત્ર ! મારાગુરૂ જાલધર જો અહી હોત, તો તને ઉપદેશ કરીને તારો સંશય ટાળત. પુત્ર મારા ગુરૂથી

તુ અજાણુ છે. ગોપીચંદ મનમાં શોકાગ્રસ્ત થઇને વિચાર કરે છે. અરેરે ! મે ખોટી શંકાથી કેવો અનર્થ કર્યો ? ઓ પ્રભુ ! મારા પાપની મને ક્ષમા કર. એમ વિચાર કરતો લજ્જા પામી કાંઇ ન બોલતા પોતાના મહેલમાં આવ્યો. પોતાના અપરાધને છુપાવી, રાજકીય કાર્યોનો ત્યાગ કરીને ઇશ્વિર ભજનમાં કાળ ગાળવા લાગ્યો અને પોતાના સાહસ કર્મનું સ્મરણ થતાં અપાર અફસોસમાં રહ્યા કરતો હતો.

આ વાતને કેટલાક દિવસ વિત્યા પછી યોગીરાજ જાલધરનો શિષ્ય **કાનીફ** જે ગુરૂની આજ્ઞા લઇને તીર્થયાત્રા કરવા માટે ગયો હતો, તે પોતાની યાત્રા સપૂર્ણ કરીને ગુરૂની સભાળ લેવા માટે ગોપીચંદ રાજાના કાંચનપુર નગરમાં આવ્યો. ત્યા તેણે સાંભળ્યુ કે ગોપીચદ રાજાએ પોતાના ગુરૂને સમાધિસ્થ દશામા કૂવામા નાંખી દીધા છે. તેથી તેણે ગોપીચદનો બહુજ તિરસ્કાર કર્યો રાજમાતા મૈનાવતી પણ પુત્રે કરેલાં આ કાર્યને જાણીને બહુજ ક્રોધે ભરાણી અને કાનીફની પાસે પોતાના પુત્રના અપરાધ માટે ક્ષમા માગી. તે પછી કાનીફે મૈનાવતીની સહાયતાથી પોતાના ગુરૂને કૂવામાથી બહાર કાઢયા અને સમાધિમાથી જાગૃત કર્યા યોગ સમાધિમાં અત્યાર સુધી રહેલા યોગીરાજ સમાધિમાંથી જાગૃત થયા કે, ગોપીચદે તથા મૈનાવતીએ ગુરૂ મહારાજને પ્રણામ કર્યા. યોગી મહારાજ ગોપીચંદના અપરાધથી જાણીતા હતા, તોપણુ તેમણે મૈનાવતીની ભક્તિ સામુ જોઇને ગોપીચદને તેના અપરાધ માટે ક્ષમા આપીને પોતાનો શિષ્ય બનાવ્યો, ત્યારપછી ગોપીચદને વૈરાગ્ય ઉત્પન્ન થયો તેણે ગુરૂ જાલધરના ચરણુમા પડી કહ્યુ કે,–મહારાજ ! આ વિશ્વના વિચિત્ર મનુષ્યોથી ત્રાસ પામી તારણુઅર્થે આપના મુખથી ઉપદેશ લઈ અરણ્યમાં વાસ કરવા ઇચ્છુ છુ. ગુરૂ મહારાજે કહ્યુ,—બેટા ગોપીચંદ ! વનવાસ કરવો એ બહુ કઠિન છે. રાજ વૈભવો, સ્વાદિષ્ટ નવનવાં ભોજનો, સુવાને માટે સુવર્ણના પલગો, ચઢવાને માટે હાથી, ઘોડાઓ, બેસવાને માટે સિહાસનો વગેરે તજી દઇને વનવાસ કરવો એ બહુ કઠિન કામ છે. તુ નગરમાજ રહીને આત્માનુ કલ્યાણુ થાય એવા ઉપાયો યોજ્યા કર ! પરતુ તીવ્ર વૈરાગ્યના પ્રતાપે ગોપીચદે ગુરૂના કહેવાપર લક્ષ આપ્યું નહિ એટલે યોગીરાજ જાલધરે ગોપીચંદને દીક્ષા આપી. ગોપીચદે ગુરૂપાસેથી દીક્ષા ગ્રહણુ કરી, પછી સર્વ આભૂષણો અને વસ્ત્રોનો ત્યાગ કરી કૌપીન ધારણુ કર્યું. હાથમા ખપ્પર અને કાખમાં ઝોળી ભેરવીને "અહલક, અહલક" કરતો પ્રથમ રાણીઓની પાસે ભિક્ષા માગવા ગયો. રાણીઓ મહરાજા ગોપીચદનો યોગી વેશ જોઇને શોકથી મહા રૂદન કરવા લાગી અને રાજાને યોગીનો વેશ ઉતારી નાખવા માટે બહુ બહુ સમજાવ્યો. પરતુ તેણે જરાપણુ પોતાનો વિચાર ફેરવ્યો નહિ તે પોતાની રાણીઓ, મત્રીઓ, અને નોકર ચાકર વગેરે ને દુનિયાની અનિત્યતા વિષે ઉપદેશથી શાંત કરીને ગુરૂ જાલધર સાથે તીર્થ યાત્રા કરવાને ચાલી નીકળ્યો અને યોગ સાધનાથી પ્રભુને પામી

પોતાના જીવનનું સાર્થક કરી ગયો. અહો ! જે પુત્ર રાત દહાડો રાજ વૈભવમાં ગુલતાન બની રહ્યો હતો, તે પુત્ર થોડીવારના ઉપદેશથીજ રાજપાટ ત્યાગ કરી વનમાં ચાલી નીકળ્યો ! આ સઘળો મેનાવતી જેવી પવિત્ર સાધ્વી માતાનોજ પ્રતાપ હતો. જે માતાએ પુત્રને આ જગતમાં જન્મ આપ્યો હતો, તેજ માતાએ આજે પુત્રને સદુપદેશ આપી તેનો ઉદ્ધાર કર્યો. અહો ! આ શું સાધ્વી મેનાવતીની ઓછી મહત્તા છે? ધન્ય છે આવી અલૌકિક વાત્સલ્ય ભાવ વાળી માતાને !! આવી માતાઓ આ જગતમાં ભાગ્યેજ કોઇક હોય છે. આ રીતે સતી મેનાવતી પોતાના મહત્ત કર્તવ્ય વડે જગતમાં સુદૃષ્ટાંતરૂપ અમર કીર્તિ રાખી ગઈ છે, જે કીર્તિ અદ્યાપિ લોકોમાં તેના ઉજ્જવળ યશના કિર્તનરૂપે ગવાય છે કેઃ—

જનુની જીવોરે ગોપીચદની, જેણે પુત્રને પ્રેર્યો વૈરાગ્યજી,  
ઉપદેશ આપ્યો એણી પેરે, લાગ્યો સસારિડો આગજી,  
જનની જીવોરે ગોપીચદની.

## શશિકળા.



આ સતી શ્રી કાશીના રાજા સુબાહુની પુત્રી હતી. તે મહા સૌન્દર્યવાન, તેજસ્વી, સ્વભાવે શાત, બુદ્ધિશાળી, નીતિમાન, હિમતવાન, ચાલાક, ધાર્મિક, વિદ્વાન, અને ચતુર હતી. તેના પિતા સુબાહુએ તેની કેટલીક સખીઓ સાથે તેને ઋષિના આશ્રમમાં વિદ્યાભ્યાસ કરવાને રાખી હતી, ત્યાં ઋષિ પત્નીઓ, ઋષિબાળાઓ અને ઋષિમુનિયોના નિરતર સહવાસ અને શિક્ષણથી અનેક વિદ્યામાં નિપુણ થઇ હતી. તેમાં ધર્મનીતિ, વ્યાકરણ અને રસાયણ શાસ્ત્રમા શ્રેષ્ઠ ગણાતી હતી. તે ભરજુવાનીમાં આવતા, તેનો પિતા વિવાહ કરવા માટે ઘણો આગ્રહ રાખતો હતો, પરંતુ તે સ્વતત્ર વિચારની હતી. તે માત્ર એકલા રૂપવાન પુરૂષ કરતા. ગુણવાનને વધારે ચાહતી હતી. તેના પિતાએ કેટલાક રાજકુમારો બતાવ્યા, પણ તેમા તેણે કોઇને પસદ કર્યો નહોતો તે પોતાને મનમાન્યો પતિ ન મળે, ત્યાં સુધી પરણવાને ઇચ્છતી નહોતી તે નિત્ય પ્રાતઃકાળમા ઉઠી સ્નાન કરી શિવપૂજન કરતી અને પવિત્ર બ્રાહ્મણોને દાન આપતી. એ કાર્યથી પરવારી પિતાએ સોપેલા અતીથિ સેવા, રાજમહેલની વ્યવસ્થા, ભોજનશાળાની દેખરેખ અને વિદ્વાનોને આશ્રા આપવાનુ વગેરે કાર્યો કરતી. મળતાં સખીઓ સાથે બેસી ધર્મનીતિ અને તત્વજ્ઞાનના ગ્રથો વાચી મનન કરતી. સાયકાળ થતાંજ પાછી શિવપૂજનમાં દાખલ થતી. ખરેખરી તે એક તપસ્વિની જેવીજ હતી. પોતાના જીવનનુ સાર્થક શેમાં છે, તે સમજી તે પ્રમાણે વર્તવા તત્પર રહેતી. પોતાને રૂપ ગુણે યોગ પતિ મળે તોજ

પરણવું, નહિ તો તપસ્વિની રીતે ધર્મ કર્મમાં કાળ ગાળવો એમો તેણે નિશ્ચય કર્યો હતો એક સમયે સુબાહુ રાજા પોતાના કુટુંબ સાથે ઋષિઓનાં દર્શન કરવાને નીકળ્યો હતો. શશિકળા પણ પોતાની સખીઓને સાથે લઇ ગઇ હતી રાજા ફરતો ફરતો ભરદ્વાજ ઋષિના આશ્રમમાં આવ્યો. ઋષિને પ્રણામ કર્યા. ઋષિએ ઘણો સત્કાર કર્યો રાજા ત્યાં થોડા દિવસ રહો.

શશિકળા પોતાની સખીઓ સાથે પાસેના ઉપવનમાં ફરવા ગઇ હતી; ત્યાં ઋષિ કુમારો સાથે રમતો એક મહા તેજસ્વી, સુકોમળ અને ભવ્ય દેખાવનો યૌવનાવસ્થામાં આવેલો બાળક જોવામાં આવ્યો તેનુ મનોહરરૂપ, બોલવા ચાલવાની છટા અને વીરતાનાં લક્ષણો વગેરે ગુણો જોઇને તેનેજ પતિ કરવાનો મનથી નિશ્ચય કર્યો. આ પોતાનો નિશ્ચય માતાને વિદિત કર્યો તેની માતાએ પોતાના પતિ સુબાહુ રાજાને વાત કહી રાજાએ તપાસ કરતાં માલુમ પડયુ કે,—"આ કુમાર સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુલોત્પન્ન **ધ્રુવસિંહ** નામે અયોધ્યાના રાજાનો છે તે રાજાની બે રાણીઓમાંહેની **મનોરમા** નામે પટ્ટરાણીનો **સુદર્શન** અને બીજી **લીલાવતી** નામે રાણીનો **શત્રુજીત** છે ધ્રુવસંધિ રાજા અરણ્યમાં મૃગયા રમવાને ગયો હતો; ત્યાં તે સિંહના સપાટામાં આવતાં મરણ પામ્યો હતો. આ ખબર અયોધ્યામાં આવતાં તેની ઉત્તર ક્રિયા કરીને વશિષ્ઠઋષિ અને મંત્રીઓએ સુદર્શન જે જયેષ્ઠ રાણીનો પુત્ર હતો, તેને રાજ્યાભિષેક કરવાનો વિચાર કર્યો. તેવામાં મનોરમાના પિતા કલિંગદેશાધિપતિ વીરસેન અને લીલાવતીના પિતા અવંતીદેશાધિપતિ યુધાજિત આવ્યા. બેઉ વચ્ચે ગાદી માટે તકરાર થતાં લડાઈ થઇ, તેમાં કલિંગદેશાધિપતિ હાર્યો, યુધાજીતે શત્રુજીતને ગાદીએ બેસાડયો રાજ્ય ગાદીનો ખરો હકદાર સુદર્શન હતો, પરતુ પદભ્રષ્ટ કર્યો, એટલુજ નહિ પરતુ તેને મારી નાખવાનો પ્રપંચ આદર્યો હતો. તેથી મનોરમા રાણી વિદલ્લનામે પ્રધાનની સહાયતાથી અયોધ્યાથી ગુપ્તપણે પોતાના પુત્ર સુદર્શનને લઈ ચિત્રકૂટપર ભરદ્વાજ ઋષિના આશ્રમમાં આવી રહી છે સુદર્શનને ઋષિએ પાળી પોષી, ભણાવી ગણાવી જનોઇ આપ્યુ છે. આવી અવસ્થામાં તે રાજકુમાર ઋષિની કૃપાથી ધનુર્વિદ્યા વગેરેમાં મહા કુશળિયયો છે."

સુબાહુ રાજા આ સર્વ વૃત્તાંતથી વાકેફ થયો, તેના મનમાં આવ્યુ કે આવા નિરાધાર રાજકુમાર સાથે આ મારી સદ્ગુણી અને સુકુમાર લાડકી બાળકીને કેમ અપાય ? આવો મન સાથે વિચાર કરી રાજા રાણીએ શશિકળાને બોલાવી કહ્યું કે,—" પુત્રી ! તુ આવા દુ:ખી રાજપુત્રને પસંદ નહિ કરતાં, બીજા કોઇને પસંદ કર, કે તે સાથે તને પરણાવીએ. " વગેરે ઘણુ કહ્યુ, પણ તેણે માન્યુ નહિ. કેટલાક રાજાઓનાં માગાં આવ્યાં, તેમાંથી પણ કોઇને પસંદ કર્યા નહિ. પછી સુબાહુ રાજાએ દેશ પરદેશના રાજાઓને આમંત્રણ પત્રિકાઓ મોકલાવી સ્વયંવરની તૈયારી કરી શશિકળા પિતાને પોતાની મરજી વિરૂદ્ધ કરતો જોઇને

ઘણો ખેદ પામી. તેણે તુરત એક બ્રાહ્મણને ભરદ્વાજ ઋષિને આશ્રમે સુદર્શન પાસે મોકલાવી જણાવ્યું કે,--' હે રાજકુમાર ! હું આપને મનથી વરી ચુકીછું. મારો પિતા મારી ઈચ્છા વગર સ્વયવર કરે છે, પણ મેતો મારો દેહ આપને અર્પણ કરેલો છે. માટે સત્વર આવી મને વરો, નહિતો હુ મારો પ્રાણ ત્યાગ કરી આપને હત્યા આપીશ. " આ સદેશો સાંભળી સુદર્શન વિચારમાં પડયો કે,—" જો હુ વખતસર નહિ પહોચ્યુ તો તે સ્ત્રી પોતાનો પ્રાણ ત્યાગ કરશે અને મને હત્યા લાગશે. માટે જવુ એ ઉત્તમ છે. " એવો મનસુબો કરી સૃગવેરના કિરાતાધિપતિ પાસે વિદ્લ પ્રધાનને મોકલી એક રથ મગાવ્યો અને કાશીજઈ પહોચ્યો. સુબાહુરાજાએ બીજા રાજાઓના જેવોજ તેનો પણ સત્કાર કર્યો અવતી દેશનો યુધાજીત પણ પોતાના દોહિત્ર શત્રુજીતને અયોધ્યેથી તેડી આવ્યો હતો.

સ્વયવર મડપમાં સૌ રાજા આવી બેઠા, પછી સુબાહુ પોતાની કન્યાને મડપમા આવવાનો આગ્રહ કરવા લાગ્યો, પણ તેણે આવવાની સાફ ના પાડી રાજાએ કહ્યુ કે,—"તુ મડપમાં આવી તારી મરજીમાં આવે તેને વરજે." શશિકળાએ કહ્યુ,—મારે ત્યાં આવવાની ના નથી, પણ મંડપમાં હુ બીજુ કંઈપણ કરવાની નથી. મે તો તમોને પ્રથમથીજ જણાવેલુ છે, છતાં તમોએ મારી મરજી વિરૂદ્ધ સ્વયંવર કર્યો તો ભલે, પણ હું જેને પસદ કરી મનથી વરી ચુકી છુ, તેને ફરી પસદ કરવાનો ડોળ કેમ કરી શકુ ! તેમ મારે બીજા કોઇને વરવાની ઈચ્છા નથી. માટે મારા મનમા જે ધારેલો છે તેજ મારો પતિ છે, તેની સાથે પરણાવશો તોજ મારે પરણવુ છે, નહિતો મારે પરણવાની ઇચ્છા નથી " આ સાભળી સુબાહુ ચિ‍તામા પડયો અને આ ભેળા થયેલા રાજાઓને હવે શુ કહેવુ તેનો વિચાર કરવા લાગ્યો, પરતુ તે વખતે ધૈર્ય રાખી મડપમા ગયો અને સર્વ રાજાઓ પ્રત્યે વિનય પૂર્વક જણાવ્યુ કે,-" આજે મારાપર કૃપા કરી સૌ સૌને ઉતારે જાઓ, આજે મારી કન્યા મડપમા આવશે નહિ " એ સાભળી સૌ રાજા પોતપોતાને ઉતારે ગયા સર્વ રાજાઓના ગયા પછી સુબાહુએ શશિકળાને બહુ સમજાવી, પણ તેણે તો તેજ જવાબ આપ્યો અને વિશેષમાં જણાવ્યુ કે,-" આજ રાત્રે મારો ગુપ્તપણે સુદર્શન સાથે વિવાહ કરી દીઓ પછી આપે કશી ચિંતા કરવાની નથી એ અહી એકલો આવેલો છે, પણ તે મહાસમર્થ છે સર્વે રાજાઓનો પરાજય કરી આપને યત્કિત્ પણ ઉપદ્રવ થવા દેનાર નથી એ તમો નિશ્ચય સમજો " પુત્રીના આવાં વચનથી તેમજ સુદર્શનનાં સુલક્ષણ જોઈ, તેણે રાત્રિમાં સુદર્શન સાથે શશિકળાનો વિવાહ કર્યો. પ્રાત કાળ થતા આ સર્વ સમાચાર આવેલા રાજાઓને થયા. તેથી તેઓ પોતાનુ અપમાન થયેલુ માની ક્રોધાયમાન થયા યુધાજીત શત્રુજીતને અગ્રેસર કરીને સર્વ રાજાઓ સાથે મળી લડાઈ કરવાને તૈયાર થયો. તેની સામે સુબાહુ પણ સુદર્શનને લઈ યુદ્ધ કરવા ગયો. સુદ-

ર્શને સર્વ રાજાઓને હરાવી યુધાજીત અને સત્રુજીતને ઠાર માર્યા. એ બે મરણ પામતાંજ બીજા સર્વ રાજાઓ સુદર્શનને શરણે આવ્યા. સુબાહુએ સર્વ રાજાઓની સમક્ષ ધામધુમથી સુદર્શન સાથે શશિકળાને સાસરે વળાવી. આ વર વધૂ ભરદ્વાજ ઋષિનો આશિર્વાદ મેળવી અયોધ્યા આવ્યાં. મંત્રિઓએ સુદર્શનને રાજ્યાભિષેક કરી ગાદીએ બેસાડયો. શશિકળા પોતાની સાસુ મનોરમાને માતા પ્રમાણે ગણી સેવા કરવા લાગી. તેમજ લીલાવતીને પણ સાસુ પ્રમાણે માન આપી સેવા કરતી. તેણે પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલી પતિનો અત્યંત પ્રેમ સંપાદાન કર્યો. પતિ પત્ની પ્રેમથી એક રૂપ જેવાં હતાં. આ પવિત્ર દંપત્તિ અનેક મહાન કૃત્યો કરી પ્રખ્યાત થઇ ગયાં છે. જેના ગુણોનું ગાન મહાન્ કવિજનોએ આર્ય ગ્રંથોમાં ગાયેલું છે. સતી શિરોમણી શશિકળા એક મહાન પતિવ્રતા અને એક વચની સ્ત્રી હતી ધન્ય છે તેમને!

---

## ઋષિદર્શા.



આ પ્રખ્યાત્ ધાર્મિક સાધ્વી સ્ત્રી બંગાલામાં માલદહની અંદર ગોડમાં રહેતા રામાનંદ ગોસ્વામીની ધર્મપત્ની હતી. રામાનંદ એક પ્રખ્યાત પરમ ધાર્મિક વૈષ્ણુવ હતો. ઋષિદર્શાને સુનીતિ પણ કહેતા હતા. આ સાધ્વી સ્ત્રી પરમ દયાળુ, ધાર્મિક, ઉદાર, હિંમતવાન, નીતિવાન, રૂપસુંદર, પતિવ્રતા અને ધર્મશાસ્ત્રમાં નિપુણ હતી. તેના ઘરમાં એક મોટી અતિથિ શાળા હતી, તેના ઉપકારથી અને દાનશીલતાથી માલદહમાં કોઇને પણ કદી અન્નનું કષ્ટ સહન કરવું પડતું નહોતું. દેશના કોઈ દુઃખી દરિદ્રીને અનાજની ખોટ પડતી તો પરમ વૈષ્ણુવી ઋષિદર્શા તુરત તેના ભરણ પોષણનો બંદોબસ્ત કરતી. એ મહા સદાચરણી સુસતાનની કામનાથી વિવિધ પ્રકારનાં વ્રતાલંબન અને સદનુષ્ઠાન કરતી. ગામથી ચારે દિશાએ એક એક કોશની અદર કોઇ દીન દુઃખી અનાથ ભૂખ્યો છે કે નહિ, તેની શોધ કરવાને માટે દરરોજ બપોરે દશ બાર દાસ દાસીઓ મોકલતી. તેઓ જ્યારે ઘેર આવી કહેતી કે એક કોશની અંદર કોઈ ભૂખ્યું રહેલું નથી અથવા જે ભૂખ્યાં હતા તેઓને અનાજ આપ્યું છે, ત્યારે આ સતી પોતાને હાથે રસોઇ કરીને પ્રથમ પોતાના સ્વામિને ભોજન કરાવીને પછી પોતે ખાતી પાતિવ્રત્ય ધર્માનુરોધે ખાવાના સબંધમાં પણ પતિનું અનુસરણ કરતી સૌ તેને દેવી કહીને બોલાવતાં અને પૂજ્ય ગણી માન આપતા હતા. માલદહ, દિનાજપુર, રંગપુર, પૂર્ણિયા એ ચાર જિલ્લાના ઘણા જમીનદારો અને ધનવાન માણસો તેના શિષ્ય હતા, એ ચાર જિલ્લામાં રામાનંદની ઘણીક બ્રહ્મત્ર એટલે ધર્માદા જમીન

હતી. તે સઘળી જમીનની વાર્ષિક ઉપજ પચાશ હજારથી ઓછી નહોતી. રંગપુર, દિનાજપુર. અને પૂર્ણિયા વગેરેના જમીનદારો અને ધનાઢય મનુષ્યો તેમને ઘણુજ સન્માન આપતા હતા. પુષ્કળ જમીનદારો વિવાહ અને શ્રાદ્ધ ઈત્યાદિ અવસર ઉપર આ પવિત્ર દંપતીને પોતાને ઘેર પધરાવવા માટે હાથી, ઘોડા અને સિપાઇઓ વગેરે તેડવાને મોકલતા, પરંતુ તેઓ તેમનું નિમંત્રણ રક્ષા કરવાનો અવકાશ પણ પામતા નહોતાં, કારણ કે તેમના ઘણા શિષ્ય હતા. દરવર્ષે એક એક વાર સઘળા શિષ્યોને ઘેર જવા પણ સમર્થ થતા નહોતા, એવાં તેઓ પૂજ્ય અને માન્ય ગણાતાં હતાં.

ઋષિદર્શે દર વર્ષે શિયાળામા કગાલ ગરીબોને ગરમ કપડાં આપીને તેઓનું કષ્ટ નિવારણ કરતી. ગરીબોને ગરમ કપડાં આપવાને માટે દર વર્ષે હજારો રૂપિયા ખર્ચ થતા હતા અન્નવસ્ત્ર આપીને હજારો ગરીબોનુ પ્રતિપાલન કર્યું હતું. આવી ધાર્મિકતાથી તે આખા બંગાલામાં પ્રસિદ્ધ હતી. તેમને પેટે **પ્રેમાનંદ** નામે પુત્ર અને **પ્રભાવતી** નામે પુત્રી એ બે સતાનો અવતર્યાં હતાં. તેઓ બાળવયમાં તેમના હાથ નીચે ઉછરી શિક્ષણ પામી સદાચારી થયાં હતાં. પ્રેમાનદ વીશ વર્ષની ઉમર પૂરી થતાં પહેલાંજ સાહિત્ય, ન્યાય અને દર્શન શાસ્ત્ર વગેરે ઘણાં શાસ્ત્રમાં વિશેષ કુશળ થયો હતો. તેનો માતા પિતા પ્રત્યે અત્યત ભક્તિભાવ હતો. તેમની પત્નીનુ નામ **સત્યવતી** હતુ. તેના ઉપર ઋષિદર્શની અત્યત પ્રીતિ હતી તેને પોતાની પુત્રી પ્રભાવતીની પેઠેજ પુત્રીતુલ્ય ગણી પ્રેમથી ચાહતી અને તેના સુખ માટે કાળજી રાખતી હતી તેણે કદિ પણ સાસુભાવ બતાવ્યો નહોતો. તેમને સારી સારી શિખામણ આપી સદ્ગુણ સપન્ન કરી હતી આખો દિવસ લોકો ઉપર ઉપકાર કરતી. રોગીની સેવા ચાકરી કરતી, શોકથી બળેલા આત્માને શાન્તવન આપતી. સ્ત્રીઓને પતિ ભક્તિ શિખવતી, પતિને સ્ત્રીની કોમળ પ્રકૃતિનો ભાવ સમજાવીને પત્નીના ઉપર અકૃત્રિમ સ્નેહ દેખાડવો જોઇએ એવો ઉપદેશ આપતી મુસાફરોને માર્ગમાં પાણી પીવાની સગવડ કરતી બાલિકાઓને નીતિનુ શિક્ષણ આપતી, અને છોકરાઓને શિખામણ દેતી વગેરે ઉત્તમ કાર્યો કરવામાં દિવસો નિર્ગમન કરતી. તે ગામની માતૃ વગરની માતા, પિતૃ વગરનો પિતા, બેન વગરની બેન, મૂર્ખનો શિક્ષક, રોગીનો વૈદ્ય, મિત્ર રહિતનો બધુ અને બાળક બાળિકાનો ઉપદેશક હતી. ગામના તમામ લોકો ઋષિદર્શને હૃદયની સાથે ચાહતા. કોઇ પણ તેની સલાહ લીધા વગર કદી પણ કંઈ કામ કરતાં નહિ. તેમના આ સર્વ ઉત્તમ ગુણની પ્રસશા ચોતરફ થતી હતી; વગેરે મહત્ત પરમાર્થનાં કાર્યો કરીને ઇ સ. ૧૭૬૧ માં પરલોકવાસી થઇ. તે દેશમાં સત્યધર્મિણી કહેવાઇ સુદૃષ્ટાંત રૂપ અમર કીર્તિ રાખી ગઇ છે. ધન્ય છે આવી પરોપકારી સાધ્વી સ્ત્રીને !!!

# તિલોત્તમા.



આ પતિવ્રતા સ્ત્રી બંગાલામાં આવેલા ગડમાંદારણના રાજા **વીરેંદ્રસિંહ**ની પુત્રી હતી. રાજા વીરેંદ્રસિંહ ઈ૦ સ૦ ૧૫૯૨ માં રાજ કરતો હતો ગડમાંદારણનો દિલ્લો ઘણો મજબૂત હતો. તે દામોદરા નદીને કિનારે આવેલો હતો. તિલોત્તમા બાળક હતી, ત્યારે તેની મા ગુજરી ગઇ હતી. તેથી તેની ઓરમાન માતા **વિમળા**એ ઉછેરી મોટી કરી હતી. વિમળા તેના ઉપર ઘણીજ પ્રીતિ રાખતી હતી અને તિલોત્તમા પણ તેના ઉપર ઘણોજ ભક્તિભાવ અને પ્રેમ રાખતી હતી. તે ઘણી રૂપાળી, તેજસ્વી, ચતુર, ઉત્સાહી, બુદ્ધિવાન, ધાર્મિક, નીતિવાન, નમ્ર કોમળ સ્વભાવની, દયાળુ, ભણેલી, ધૈર્યવાન, અને પતિવ્રતા હતી. અભિરામસ્વામી પાસે સસ્કૃતનો અભ્યાસ કરી ધર્મ શાસ્ત્રમા કુશળ થઈ હતી. નિત્ય શિવપૂજન કરી દાન ધર્મ કરતી એક વખતે સાંજે પોતાની પ્રિયમાતા વિમળાને સાથે લઇ મ્યાનામાં બેસી ગામથી એક મૈલ દૂર ઝાડના ઝુડમાં આવેલા શ્રીશૈલેશ્વર મહાદેવની પૂજા કરવાને ગઇ હતી, ત્યાં વીજળીના ચમકારા સાથે ઝરમર ઝરમર વરસાદ પડવા લાગ્યો. તેથી એ બને મદિરમાં બેસી રહ્યાં. આ વખતે દિલ્હીની ગાદીપર **અકબર** પાદશાહ હતો બગાલા અને બહારપ્રાંતમાં બળવો ઉઠયો હતો, તેને સમાવી દેવા રાજા **માનસિંહ**ને મોકલ્યો હતો. તે વિષ્ણુપુર પાસે છાવણી નાખી પડયો હતો. તેવામાં ગડમાંદારણની પેલી તરફ પઠાણોએ લૂટફાટ કરવાના ખબર મળતાં, તેણે પોતાના પુત્ર **જગતસિંહ**ને ઘોડેસ્વારનુ લશ્કર આપી મોકલ્યો હતો. તે પોતાનુ કામ પૂર્ણ કરીને છાવણીમાં જતો હતો. માર્ગમાં તે પોતાના લશ્કરથી એકલો આગળ ચાલતો હતો. તેમાં તે ભૂલો પડતાં પોતે એક માર્ગે અને બીજે માર્ગ લશ્કર ચાલ્યુ ગયું હતું. જગત્સિંહ પવન અને વરસાદના તોફાનથી પોતાના ઘોડાને ઝાડ તળે બાંધી આ મદિરમાં આવી ચડયો. તે યુવાનની ઉમર ૨૫ વર્ષની હતી. તેની છાતી પહોળી, શરીરની કાન્તિ મહા તેજસ્વી અને ભવ્ય હતી. કમરે તલવાર ઝુલતી હતી. એક હાથમાં મોટો ભાલો હતો. માથા પર ફેંટો, તેના ઉપર એક હીરો હતો, કાનમાં મોતીનાં કુડળ અને ગળામાં રત્નનો હાર હતો. તેથી વિમળા અને તિલોત્તમાએ જાણ્યું કે આ કોઇ રાજકુમાર છે. તિલોત્તમા તેમને જોઇ ઘુમટો કાઢી ઉભી થઇ. તેણે હાથમાં હીરાથી મઢેલાં કકણો અને ઉત્તમ પોશાક પહેર્યો હતો રત્નના અલકારો પહેરેલાં જોઇ જગતસિંહે જાણ્યુ કે; આ કોઇ મોટા કુળની સ્ત્રીઓ છે; પરંતુ આ વખતે એક બીજાની ઓળખાણ આપી નહોતી. તિલોત્તમા

વિમળાની પાછળ રહી તાકીને જોતી હતી. વિમળા સાથે વાતચિત કરતાં અક-સ્માત્ રાજકુમારની દૃષ્ટિ પણ તિલોત્તમાની દૃષ્ટિ સાથે મળી. રાજકુમાર તેને જોઇ ચકિત થયો. તેણે જાણ્યું કે આવું અલૌકિક રૂપ મેં કદિ જોયું નથી અને જોઇશ પણ નહિ. તિલોત્તમાની આંખ સાથે રાજકુમારની આંખ મળવાથી પરસ્પર પ્રેમ ભાવ ઉત્પન્ન થયો. તિલોત્તમાએ મનથી તેમનેજ વરવાનો નિશ્ચય કર્યો. વિમળા મનમાં સમજી ગઈ. પછી બોલી;—હવે વરસાદને તોફાન બંધ થયાં છે, માટે ઘર તરફ જઇએ. રાજકુમાર ! તમે ઓળખાણ આપીછે પણ અમે ઓળખાણ આપી નથી. તેનું કારણ છે, તે આજથી પખવાડીઆ પછી મને અહીં મળશો ત્યારે કહીશ. દેવ આપની રક્ષા કરો. એમ કહી પ્રેમપૂર્વક નમ્રતાથી પ્રણામ કર્યા. જગતસિંહ તિલોત્તમા તરફ નિહાળતો ચાલતો થયો. તિલોત્તમાની દૃષ્ટિ પણ તેના તરફ હતી.

તિલોત્તમાની ઉમર આ વખતે ૧૬ વર્ષની હતી. તેની મનોરંજનિ મૂખ મુદ્રા જોઇ સૌ ચકિત થતાં હતાં. તેણી ધ્યાન અને સ્મરણ જગતસિંહનું કર્યા ક-રતી હતી. તેનું ચિત્ત જગતસિંહનામાં લાગી રહ્યુ હતું. તેણીએ મનથી તેનેજ પતિ માની લીધો હતો પોતાના તન, મન અને પ્રાણ તેને અપર્ણ કર્યાં હતાં, તેના સિવાય તેના હૃદયમાં બીજા કશાનો વાસ નહોતો. તેમ વાંચતી કે ન લખતી; હરણ, સારસ, બતક વગેરે જે એને પ્રિય હતાં, તેની સભાર લેવી પણ મૂકી દીધી હતી. તેના હાથથી ઉછરેલાં વૃક્ષો પણ પાણી વિના સૂકાવા લાગ્યાં, માત્ર એક ધ્યાન અને પ્રાણ પતિ તરીકે માની લીધેલા જગતસિંહમાંજ લાગી રહ્યાં હતાં, આવી તેની સ્થિતિ જોઇ વિમળા વિચારવા લાગી કે; હવે તિલોત્તમાનું ચિત્ત જગ-તસિંહમાં લાગી રહ્યું છે, પણ જગતસિહનો તિલોત્તમાં પ્રત્યે કેવો પ્રેમ છે, તેની પરીક્ષા કરવી જોઇએ. આ વિષે વીરેંદ્રસિંહ અને અભિરામસ્વામીની સલાહ લીધી હતી. જગતસિંહ પોતાની છાવણીમાં ગયો, ત્યા તેમને ખબર થયા કે પઠાણો ફરી ધરમપુર પાસે છાવણી નાંખી આસપાસ લૂટફાટ કરે છે. એવા ખ-બર મળતાંજ તે પાંચ હજાર માણસનુ લસ્કર લઈ નીકળ્યો. વીરેંદ્રસિહે પઠાણોનો પક્ષ તજી દીધો હતો. તેથી તેઓ તેમના ઉપર વેર લેવાને તાકી રહ્યા હતા. જગતસિંહે પદર દિવસે શ્રીશૈલેશ્વરના મદીરમાં વિમળાને મળવાનું વચન આપ્યું હતું, તે પ્રમાણે તે આવ્યો. વિમળા પણ તે રોજ જઇને મળી. બેઉ વચ્ચે વાતચિત થતાં તિલોત્તમા પાસે એક વાર આવી જવાને તેને સમજાવ્યો વિમળા અને જગતસિંહ કિલ્લાની અંદર આવી તિલોત્તમાને મળ્યા થોડીવાર બેસી વાત કરી. તેવામાં ગંભીર રણશિંગડુ વાગ્યુ. તેથી વિમળા વીરેંદ્રસિહને ચેતવવા દોડી. રાત્રિ પડતાં અંધકાર વ્યાપી ગયો હતો. પઠાણો કિલ્લામાં ફરી વળ્યા, તેણે લૂટ ફાટ કરવા માંડી. ઉસમાન નામે કતલુખાંનો ભત્રીજો જે સેનાપતિ હતો. તેણે વિ-

મળાને દોડી જતી પકડી, એક સિપાઈની ચોકીમાં રાખી. વીરેંદ્રસિંહને ઓચિંતો પકડી કેદ કર્યો. વિમળા સિપાઇને ભોળવી નાસી છુટી; જગતસિંહને જાણ કરી. જગતસિંહ ઓરડામાંથી ખુલ્લી તરવારે બહાર આવ્યો, તેવામાં પઠાણોએ તેને ઘેરી લીધો, પણ તેણે બે હાથે તરવાર ફેરવતાં ઘણાને મારી નાંખ્યા, પણ 'એકનું ઓસડ બે' પઠાણો ઘણા હતા, તેનાથી જગતસિંહ ઘવાણો અને બે શુદ્ધ થઇ નીચે પડયો. હુસમાન અને બીજા પઠાણોએ તેને ઉપાડી એક ભવ્ય ઓરડામાં પલંગપર સુવાડયો.

સુશીલ તિલોત્તમા આ બનાવથી બેશુદ્ધ પડી હતી, તેને ખોળામાં લઇ વિમળા બેઠી હતી. હુસમાને તેમને કાંઇ પણ હરકત નહિ કરતાં દિલાસો આપી બેઉને જુદા ઓરડામાં રાખ્યાં. બિચારી તિલોત્તમા શોકસાગરમાં પડી રડયાં કરતી હતી અને પોતાના પ્રાણપતિની શી વલે હશે તેનો વિચાર કર્યા કરતી હતી. જગતસિંહને જલદી સાજો કરવા પઠાણો ઉપાયો કરવા લાગ્યા. કારણ કે કતલુખાં સમજતો હતો કે, જો કુંવરનો પ્રાણ જશે, તો તેનો શૂરવીર પિતા માનસિંહ તેનું વેર લેશે અને જીવતો કેદમાં રહેશે, તો સલાહ કરવામાં આપણે લાભ મેળવી શકીશું. એવા વિચારથી નિરતર હકીમ હાજર રાખી તેનો માન મરતબો જાળવતા હતા.

વીરેંદ્રસિંહ વીર રજપૂત હતો, તે કલંક લગાડવા કરતાં મરણને વધારે ચાહતો હતો. કતલુખાંએ જે જે માગણી કરી, તે તેણે પસદ નહિ કરતાં ધિક્કારી કાઢી. તેથી તેને ગરદન મારવાની આજ્ઞા કરી. વિમળા સાથે કેટલીક વાતચિત થતાં હુસમાને જાણ્યું કે, મને બાળપણમાં ચોરો ચોરી જતા હતા. ત્યાંથી આ વિમળાએજ બચાવ્યો હતો. તેથી તેને મા કહીને બોલાવતો હતો અને તેને માટે બનતું કરવાને કબુલ થયો હતો. વિમળા હુસમાનની સહાયતાથી પોતાના મરવા તૈયાર થયેલા પતિ પાસે ઘૂમટો તાણી ઉભી રહી. તેને જોઇ વીરેંદ્રસિંહે કહ્યું;— વિમળે ! આ સાંભળી વિમળાએ ઘૂમટો કાઢી નાંખી, સાંકળે બાંધેલા પોતાના પતિના પગમાં જઇ પડી બોલી:—" સ્વામિન ! પ્રભો ! પ્રાણેશ્વર ! આટલુ બોલતાંજ ઉન્માદની પેઠે મોટે અવાજે કહેવા લાગી. સ્વામિન ! કંઠરત્ન ! કયાં જાઓ છો ? અમને કયાં મુકી જાઓ છો ?" આ સાંભળી વીરેંદ્રસિંહની આંખોમાંથી દડદડ આંસુની ધારા પડવા લાગી અને વિમળાનો હાથ ઝાલી કહેવા લાગ્યો;—"વિમળે ! પ્રિયે ! તમે આ વેળાએ મને શા માટે રડાવો છો ! શત્રુઓ જોશેતો મને મરવામાં ડરે છે એવું કહેશે. વિમળે ! હું જાઉછું, તમે મારી પછવાડે આવો."

વિમળા બીજા કોઇ સાંભળે નહિ એવા અવાજથી બોલી;—" આવીશ, પણ પહેલાં આ દુઃખનો બદલો લઇશ. " વીરેંદ્રસિંહના મૂખ ઉપર હર્ષનું તેજ આવ્યું. પછી તે બોલ્યો, " શું તમે લઇ શકશો !" વિમળા જમણા હાથમાં તેની આં-

ગળી ઝાલી બોલી;—" આ હાથથી ! આ હાથનાં ઘરેણાં ત્યાગ્યાં; હવે તેનુ શું કામ છે ? " આમ કહી કંકણાદિક કાઢીને દૂર ફેંકી દીધાં. પછી બોલી;—" ધારદાર તલવાર સિવાય આ હાથમાં બીજા અલકાર હવે પહેરીશ નહિ. " વીરેંદ્રસિહ બોલ્યો;—" તમે કરી શકશો, જગદીશ્વર તમારી મનકામના પુર્ણ કરો. " વિમળા વીરેંદ્રસિહના મૃત્યુપછી અદસ્ય થઈ ગઇ.

પવિત્ર મનની તિલોત્તમા અને વિમળા વીરેદ્રસિહના મૃત્યુથી શોકશાગરમાં ડૂબેલાં હતાં. તેમને કેદી જેવાજ રાખ્યાં હતાં. કતલુખા ખરાબ બુદ્ધિનો હતો. તે કોઈ કિલ્લો કે ગામ જીતી લીધા પછી તેની અદર કોઇ સુદર સ્ત્રી કેદી તરીકે જોવામાં આવતી, તો તેને પોતાની સેવામાં લેવાને પ્રયત્ન કરતો. આ બે સુંદર સ્ત્રીઓને જોઇ તે મોહીત થયો હતો. તેથી તેમને પકડી પોતાના વિલાસ ઘરને સજાવવા માટેનો વિચાર કરી જુદા જુદા ઓરડામાં રાખી હતી. વિમળાએ હુસમાનને મળી પોતાના છુટકારા માટે જણાવતાં, તેણે કહ્યું કે;–કતલુખાંના જન્મ દિવસે મોટી ધામધૂમ થશે, ત્યારે પહેરેગીરો ખુશીમાં મસ્ત બનશે; તે દિવસે તમને છોડાવીશ તમે તે દિવસે અતપુરના દરવાજા ઉપર આવજો, ત્યાં કોઈ તમને આવી બાજી વીંટી દેખાડે, તેમની જોડે તમે બહાર નીકળજો. લ્યો આ વીટી, પણ તમારી જોડે કોઈ સોબતણુ હશે ' તો કાંઇ સિદ્ધ થશે નહિ. વિમળા સમજી કે તે તિલોત્તમાને સાથે લાવવાની મના કરે છે. મનમાંને મનમાં વિચાર કર્યો કે, ઠીક છે, બે જણાં નહિ જઇએ તો તિલોત્તમા એકલીતો જશે; એમ વિચાર કરી વિમળા વિદાય થઈ

તિલોત્તમા પવિત્ર મનની હતી, તેને કતલુખાંએ પોતાને સ્વાધીન થવાને ઘણી લાલચો આપી, પણ સુશીલ બાળાએ તેની સર્વ પ્રકારની લાલચો અને ધમકીને ધિક્કારી કાઢી. પોતાનો પ્રાણ જતાં સુધી પણ તેને વશ નહિ થવાનો નિશ્ચય કર્યો હતો. તે કતલુખાંની સામે દૃષ્ટિ પણ કરતી નહિ. તેનું મન તો નિરંતર જગત્સિંહમાં લાગી રહ્યુ હતુ, તેના વિના તેને સર્વ શુન્યકાર ભાસતું હતું. પ્રાણાધાર પતિને શી રીતે મળુ, તેનોજ વિચાર કરતી બેઠી હતી અને વખતો વખત ઉદાસ થઇ નિશ્વાસ નાખતી હતી. જગત્સિંહ પણ તિલોત્તમાના વિચારમાં રહ્યા કરતો હતો, પણ તેને તેના તરફના કશા ખબર મળતાં નહોતા. તેથી ચિંતાતુર રહેતો હતો કતલુખાંની જન્મ તિથી આવી. ગાન, તાન અને ખાવા પીવાની ધામધૂમ મચી રહી. સિપાઇઓ નિશામાં ચકચૂર બન્યા. રાત્રે તેથી પણ વધારે મસ્ત થયા હતા. સ્ત્રીઓને આજે ફરવાહરવાની છૂટ હતી. તેથી વિમળા જે ઓરડામાં તિલોત્તમા શોકાતુર બેઠી હતી તે ઓરડામાં આવી. આવતાંજ ઓરડાનાં કમાડ બધ કરીને બેઉ બેઠાં. માત્ર એક દિવો બળતો હતો, તિલોત્તમા ઘણીજ દુર્બળ થઇ ગઇ હતી. મોં ફીકું પડી ગયું હતું. એક મેલું

અને સાદું લૂગડું પહેર્યું હતુ. માથું નહિ ઓળવાથી વાળમાં ધૂળ ભરાઇ હતી શરીર ઉપર અલકાર મુદલ પહેર્યાં નહોતાં, નિરંતર રડયાજ કરતી હતી. વિમળાએ ઘણી ધીરજ આપી. તિલોત્તમા બોલી;—"મા! હવે આ શરીર રાખીને શું કરૂં ? એમ મનમાં સંતાપ કરવા લાગી. વિમળા ગદ્દગદ્દ કંઠે થતી બોલી,—પુત્રી! હવે આજે એક ઉપાય છે, તિલોત્તમા બોલી;—ઉપાયની શી જરૂર છે? વિમળા બોલી,-બેટા! તુ આજ સુધી કતલુખાને શુ ઓળખતી નથી? તે દુરાત્માએ આજ સુધી આપણને શાંત પાડવાને અવસર આપ્યો હતો, પણ આજે એ અવસરની સીમા આવી રહી છે. તેણે આજે કહાવી મોકલાવ્યુ છે કે તમે નૃત્યશાળામાં આવજો. જો તે આપણને નૃત્યશાળામાં નહિ જુએ, તો કોણ જાણે શુ પરિણામ આવશે, તે હુ કહી શકતી નથી તિલોત્તમાએ પૂછયુ,-વળી શુ થશે? વિમળા જરા ધીરજથી બોલી,-તિલોત્તમા! આ વખતે શામાટે નિરાશ થાય છે? આપણા શરીરમાં પ્રાણ અને ધર્મ છે; જયાં સુધી પ્રાણ છે, ત્યાં સુધી ધર્મ સંભાળી શુ, પણ શુ તુ નૃત્ય ગીતાદિમાં જશે નહિ ? તિલોત્તમા બોલી;-કદિ જઇશ નહિ. વિમળા બોલી,-તેમાથી તુ છૂટવાની નથી. તિલોત્તમા-હુ એવા નરાધમ પાપીથી ડરવાની નથી. કદિ પણ હું ત્યાં જઈશ નહિ. આગ્રહ કરશે કે જૂલમ કરશે, તો હું મારો પ્રાણ તજી દઇશ, પણ મારો ધર્મ તજીશ નહિ. કોઇ પણ પુરૂષની મગદુર નથી કે તે સ્ત્રીની બળાત્કારે આબરૂ લઇ શકે, પણ સ્ત્રીજ જો એ દરકાર રહે, પ્રાણ જવાથી ડરે, તોજ તે કુભારજા સ્ત્રી પોતાનો પવિત્ર શિયળ ધર્મ તજે છે, હુ પ્રાણ જતાં સુધી પણ તેને ત્યાં જઇશ નહિ આ સાંભળી વિમળા ઘણી ખુશી થઇ. તેની હિમત અને શિયળ સભાળી રાખવાની ટેક જોઇને તેને શાબાશી આપી તેણે તેના મનની પરીક્ષા કરી લીધી કે, એ સત્ય ધર્મને માટે એકીન વાળી છે. ઇશ્વિર સત્યનો બેલી છે, તેજ લાજ રાખશે. એમ કહી બોલી,—પુત્રી! મે તને છોડાવવાનો એક ઉપાય કર્યો છે. એમ કહી તિલોત્તમાના હાથમાં વીટી આપી અને અભિરામ સ્વામીને ત્યાં શી રીતે અને કયાં થઇ જવુ; વગેરે સમજાવ્યુ અને હું પણ બીજો ઉપાય કરી કાલે તને આવીને મળીશ. આ સાંભળી તિલોત્તમાનું મૂખ પ્રફૂલ્લિત થયુ. તે જોઇ વિમળા આનદિત થઇ તિલોત્તમા બોલી,—તમે કિલ્લાના બધા સમાચાર જાણ્યા હશે, મારા આત્મીય વર્ગ કયાં છે? વિમળાએ વિચાર્યું કે, તિલોત્તમાના મનમાં જગતસિંહ જાગતો છે. આવા દુ:ખની વખતે પણ પ્રિયને ભૂલી નથી. પછી બોલી,—જગતસિંહ આ કિલ્લામાં છે અને શરીરે સારા છે, એમ કહી આંખો લૂછતી ચાલી નીકળી.

તિલોત્તમાનું ચિત્ત જગતસિહમાં લાગી રહ્યુ હતુ. વિમળાના ગયા પછી તે એકલી ઓરડામાં બેસી વિચારતી હતી કે, પાપાત્માના પિંજરામાંથી હમણાં છૂટવાનો સભવ થયો છે, પણ રાજકુમાર કયાં હશે ? કેવી રીતે હશે ? તેઓ શું

બંધીવાન હશે? એવા વિચાર કરતાં આંખમાં અશ્રુ આવ્યાં. હા અદષ્ટ! રાજપુત્ર મારે માટે બંધીવાન થયા તો શું તેના ચરણમાં પ્રાણ આપ્યા છતાં પણ તેનો બદલો વળશે? તેઓ શુ કેદખાનામાં હશે! ત્યાં શુ બીજો કોઇ હશે નહિ? હુંજ તેના દુ:ખનું મૂળ છુ! કોણ જાણે તેઓ મનમાં ને મનમાં કેટલું ખરાબ બોલતા હશે. આશુ! હું શા માટે વિચાર કરૂં છું? તેઓ શું કોઈનું પણ ખરાબ બોલે? કદી નહિ. હું યવન ગૃહવાસિની થઇ છું. એવું સમજીને ધિક્કારે અને મનમાં કાંઇ લાવે તો? નહિ, નહિ—એમ શા માટે કરે? તેમની પેઠે હું પણ કિલ્લામાં કેદી છુ, તો શા માટે ધિક્કારે? તોપણ કહેશે તો હુ તેમના પગ પકડીને સમજાવીચ. નહિ સમજે તો તેમની સામે પ્રાણ ત્યાગ કરીશ. પહેલા અગ્નિથી પરીક્ષા થતી હતી, કળિકાળમાં તે થતી નથી, ચાહેતો ન થાય પણ હુંતો તેમની સામે અગ્નિમાં પ્રાણ ત્યાગ કરીશ! એમ ઘણા વિચાર કર્યા, પછી અરધી રાત્રિએ વિમળાની આપેલી વીટી લઈ ઓરડામાંથી નીકળી, અત:પુરના દરવાજાપર આવી. મહેલના બધા પહેરેગીરો ઉન્મત્ત બનેલા હતા. માત્ર એક પહેરેગીર બારણા ઉપર ઉભો હતો, તેણે તિલોત્તમાને જોઇને પૂછ્યું;—"શું આપના હાથમાં વીંટી છે?" તિલોત્તમાએ વીટી બતાવી. તે જોઈ તેણે કહ્યું;—મારી જોડે પધારો. કઇ પણ ભય રાખશો નહિ, તિલોત્તમા ચંચળ ચિત્તથી પહેરેગીર સાથે ચાલી પહેરેગીરે પૂછ્યુ, આપને કઈ તરફ જવાનો વિચાર છે? વિમળાએ શુ કહ્યું હતું, તે જગતસિંહના વિચારે યાદ ન આવતાં, "હૈયે તે હોઠે" તરત જગતસિંહ યાદ આવ્યો, અને ત્યાં લઇ જવાનું જણાવ્યુ તેથી પેહેરેગીર ત્યા લઇ ગયો. તિલોત્તમા રાજકુમાર સામે રૂદન કરતી ઉભી રહી, પણ મૂખમાંથી એક શબ્દ પણ બોલી શકી નહિ, રાજકુમાર તેને જોઇ આશ્ચર્ય પામ્યો. પળવાર આંખ આંખની સાથે મળી, તરત તિલોત્તમાએ પોતાની આંખ નીચી કરી. રાજપુત્ર બોલ્યો—અહી આવવાની શી મતલબ છે? તમે દુ:ખ પામો છે, પાછાં જાઓ. પહેલાંનું બધુ વિસરી જાઓ. તિલોત્તમા આ સાંભળતાંજ અકસ્માત્ ઝાડની ડાળી જેમ નીચે પડે, તેમ તે પડી ગઇ. જગત્‌સિંહે પાસે આવીને જોયુ તો તિલોત્તમા બે શુદ્ધ થઇને પડેલી છે. તરત પોતાના વસ્ત્રથી વા નાંખવા લાગ્યો તોપણ તેને શુદ્ધિ આવી નહિ તે જોઇ તેણે પહેરેગીર મારફતે નવાબની કુવરી જે **આયેષા** તે જગત્‌સિંહ ઉપર સારો ભાવ રાખતી હતી, તેને ખબર આપ્યા જગત્‌સિહ બનતી રીતે તિલોત્તમાની સારવાર કરવા લાગ્યો. તિલોત્તમાને ધીરે ધીરે ચેતના આવવા લાગી, તેટલામાં આયેષા અને દાસી આવી પહોંચ્યાં. તેણે ઉપચાર કરતાં શુદ્ધિમાં આવી. આયેષા તિલોત્તમાને દિલાસો આપી પોતાને ત્યા તેડી ગઇ. તેને અભિરામસ્વામીના આશ્રમમાં મોકલી દીધી.

વિમળા હવે પોતાનુ કર્તવ્ય કરવાને તૈયાર થઇ. કતલુખાંના વિલાસગૃહમાં

રાત્રિએ—નૃત્ય, ગાનની ધામધૂમ ચાલી રહી હતી. તેમાં વિલાસગૃહમાં રહેનારી-ઓજ નાચતી, ગાતી અને બજાવતી હતી અને કેટલીક જોતી હતી. તે સિવાય કોઈ બહારનું માણસ નહોતું. ખોજા—નાઝર સિવાય કોઇને અંદર આવવાનો હુકમ નહોતો. વિમળા નૃત્ય અને ગાયન કળામાં કુશળ હતી. તે પોતાની ધારણા સફલ કરવાને શિયળ સાચવી હિંમતથી દાખલ થઇ. તેનુ નૃત્ય, ગાન અને મનોહર રૂપ લાવણ્યતા જોઈને કતલુખાં મોહિત થયો, વિમળાએ નૃત્ય કરતાં તેને દારૂના પ્યાલા ઉપરાઉપર પાયા. આવા આનદ ઉત્સવમાં નવાબ દારૂથી મત્ત થઇ બોલ્યો; પ્રિય વિમળે ! આ સાંભળતાંજ વિમળાએ તુરત પાસે જઇ તેના પેટમાં જોર-થી કટાર ખોશી દીધી. તરત નવાબ ચીસ પાડી નીચે પડતાં બોલ્યો;—પિશાચ ! શેતાની ! આમ બોલી ચીસ પાડી. વિમળા બોલી,—હુ પિશાચ નથી, શેતાની નથી, પણ વીરેંદ્રસિહની વિધવા સ્ત્રી છું, મારા પતિને તેં માર્યા, તેનું આ વેર લેવા આવીછું, એમ કહી ઓરડામાંથી જલદી નાશી ગઇ. નાસતાં નાસતાં દેવડી પરના ખોજા—નાઝર વગેરેને બૂમ પાડી કહેતી ગઈ કે સત્યાનાશ વાળ્યું છે ! જલદી જાઓ ? ઓરડામાં લૂટારા આવ્યા છે ! જણાય છે કે નવાબનુ ખુન થયુ છે ! તેના પર ઘેરો નખાયો છે ! આ સાંભળી તેઓ અંત પુર તરફ દોડયા. કેટ-લાકતો દરવાજો છોડી નાશવા લાગ્યા. આ પ્રમાણે ગડબડ મચાવી વિમળા નિર્વિઘ્ને બહાર નીકળી. થોડે દૂર જઇને જોવા લાગી તો એક પુરૂષ ઝાડ નીચે ઉભેલો છે. વિમળા અભિરામ સ્વામીને ઓળખી પાસે ગઇ સ્વામીએ કિલ્લાની ગડબડનુ કારણ પૂછતાં તેણે કહ્યું કે,—હું વિધવાપણાના દુ ખનો બદલો લઇને આવી છું. અહીં વધારે બોલવાની જરૂર નથી. જલદી આશ્રમમાં ચાલો તિલોત્તમાના ખબર પૂછતાં, તેણે જણાવ્યુ કે તિલોત્તમા હમણાંજ ચાલી જાય છે. ચાલો જલદી જ-ઇને મળીશુ. એમ કહી બેઉ આશ્રમમાં આવ્યા. તિલોત્તમા સ્વામીજીને પ્રણામ કરી રોવા લાગી. સ્વામીએ દિલાશો આપ્યો, પછી ત્યાથી સર્વેએ નાશી જવાનો વિચાર કર્યો.

પાપાત્મા નવાબ મરણ પથારીએ પડયો હતો, ત્યાં નવાબે જગતસિંહને બોલાવી ક્ષીણ સ્વરથી કહ્યું;—હુ શત્રુ મરૂછું–રાગ દ્વેષ ત્યાગ કરો, યુદ્ધ કર-વાનું કામ નથી, સર્વે બાળક તમારે આધિન છે, સલાહ કરો. જગતસિંહે તેમનુ કહેવું માન્ય કર્યું. તે પોતે છુટો થવાથી જવાને તૈયાર થયો, ત્યારે નવાબે તેને કહ્યું કે;—વીરેન્દ્રસિંહની પુત્રીને મેં પાપીએ પીતા વગરની કરી છે. તેને તમે સાધ્વી જાણજો. એ કન્યાના જેવી પવિત્ર મેં કોઇ જોઇ નથી, તમે તેને તમારી પત્ની કરીને સુખ આપજો; એટલું બોલતાંજ નવાબના પ્રાણ ગયા. જગતસિંહે પોતાની છાવણીમાં આવીને પઠાણો સાથે સલાહ કરાવી. બને પક્ષે ઠરાવ કર્યો કે, વીરેન્દ્ર-સિંહની વિધવા અને પુત્રીને ગડમાંદારણમાં રાખવાં. તેવામાં જગતસિંહને એક

માણસે આવી પત્ર આપ્યો. તેમા લખ્યુ હતુ કે,—જો ધર્મનો ભય હોય, જો બ્રહ્મશાપનો ભય હોય, તો આ પત્ર વાચી તુરત અહીં આવજો. રાજકુમાર ઘોડેસ્વાર થઇ જગલમાં ચાલ્યો, આગળ જતા એક ખડિયેર આવ્યુ. અભિરામસ્વામી પૂજામાં બેઠેલા હતા, તે તેમને અંદરના ભાગમાં તેડી ગયા, તો તિલોત્તમા એક પલગ પર પતિ વિયોગથી મરવા જેવી થઇ પડી હતી. જગતસિહ આસનાવાસના કરવા લાગ્યો. તિલોત્તમાએ આંખ ઉઘાડી જગતસિહ સામુ જોયું. તેથી તેનુ મૂખ જરા તેજસ્વી થયુ. અહા ! ખરેખર આ સસારમાં સર્વથી મોટો ઇંદ્રજાલિક સ્નેહ છે ! વ્યાધિ દૂર કરવાનુ સર્વથી મોટું ઔષધ પ્રેમ છે, તેના સિવાય હ્રદય વ્યાધિ દૂર થઇ શકતો નથી. તિલોત્તમાનો હ્રદયવ્યાધિ પ્રાણપ્રિયને જોઇ ધીરેધીરે દૂર થવા લાગ્યો. જગત્સિહને મળી ધીરે ધીરે બળવાન થઈને પલગ ઉપર બેઠી પછી કેટલીક વાતચિત કરી. જગતસિહની ઇચ્છાથી સૌ ગડમાંદારણના કિલ્લામાં આવ્યાં. તિલોત્તમાના જગત્સિહ સાથે વિવાહ કરવાની તૈયારી થવા લાગી. વિમળા અને જગત્સિહ તરફના સગાં સ્નેહીઓ આવ્યાં. સૌ સમક્ષ શાસ્ત્ર વિધીએ તિલોત્તમાને જગત્સિહ સાથે પરણાવી. જગત્સિહ પોતાની પ્રિય પત્નીને લઇ છાવણીમાં આવ્યો. સતી તિલોત્તમા પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલી પતિને અનેક પ્રકારે સુખ આપવા લાગી જગત્સિહ તેનાથી અત્યત સુખ પામ્યો અહો ! તિલોત્તમા કેવી અપ્રતિમ પ્રેમની મૂર્તિ !! આવાં અપ્રતિમ પ્રેમી દપતાના સુખ આગળ સ્વર્ગ સુખ પણ ન્યૂન છે આવાં દપતીવાળુ ઘર તે ખરેખર સ્વર્ગ ભૂમી જેવુ લાગે છે અને આવાં પ્રેમી જોડાં દેવ સમાન શોભે છે ધન્ય છે આવાં પ્રેમી દપતીને !!!

## કાન્તિ.



આ સતી શ્રી શ્રીરામચંદ્રના ભ્રાતા-**ભરત**ના પુત્ર **પુષ્કરજી**ની ધર્મપત્ની હતી તે રતીને લજ્જાવે એવી રૂપાળી, હિમતવાન, બુદ્ધિશાળી, ભણેલી, નીતિનિપુણ ધાર્મિક, ઉત્સાહી, ચતુર, સંગીત નૃત્ય અને વાદ્યમાં કુશળ, ચિત્રકળામાં પ્રવિણ, પતિવ્રતા અને પરોપકારી હતી તેધર્મ પ્રમાણે ચાલી પતિને અનેક પ્રકારે સુખ અને આનંદ આપવા પ્રયાસ કરતી, વગેરે પોતાના ગુણ પ્રભાવે તેણે પતિનો ઘણો પ્રેમ મેળવ્યો હતો પતિ પણ તેમને આવી સદ્દગુણી જોઇ પ્રેમથી ચાહતો હતો. પતિ પત્ની પ્રેમથી એકરૂપ જેવાં હતા પુષ્કરજી મહારણપડિત, બળિયો, હિંમતવાન, ધાર્મિક, યુદ્ધકળામા પ્રવિણ અને રાજનીતિમાં કુશળ હતો. ક્ષત્રિય વટને છાજતા સઘળા ગુણો

તેનામાં હતા. સતી કાન્તિ પોતાની સાસુ **માંડવીને** માતા પ્રમાણે અને સસરા **ભરતને** પિતાતુલ્ય ગણી સેવા કરતી કૌશલ્યા, સુમિત્રા, કૈકેયી, સીતાજી અને ઉર્મિલા વગેરે વૃદ્ધ વડિલ સ્ત્રીયો પ્રત્યે પોતાની માતાના જેવોજ પ્રેમભાવ રાખતી. વૃદ્ધ વાડલો તેમનો આવો સ્વભાવ જોઇ સર્વ તેમને પુત્રી પ્રમાણેજ ચાહતા. આ સતી પોતાના પતિ સાથે ઋષિ મુનિઓના આશ્રમમાં જતી, ત્યાં તેમણે ઋષિપત્નીઓના સહવાસથી ઘણા ઉત્તમ ગુણો મેળવ્યા હતા, તેમને પરમાર્થપર ઘણી પ્રીતિ હતી. તેથી ગરીબ નિરાશ્રિતો પર દયાભાવ લાવી તેમને અન્નવસ્ત્રો આદિથી સતોષતી દુઃખી જનોના દુઃખ દૂર કરવા અને સ્ત્રી બાળાઓને સદ્‌ગુણી બનાવવા પ્રયાસ કરતી. તે સ્ત્રી સમાજમાં ઉપદેશ આપતી કે,–" પ્રિય બેનો ! સખીઓ ! સાધ્વી સ્ત્રીએ પોતાના પતિ ઉપર ભક્તિ રાખવી, આશ્રિતોપર દયા રાખવી, સાસરીયાં પ્રત્યે નમીને વર્ત્તવુ, ભોજાઇપર પ્રેમ રાખવો, નણુદને પોતાની બેન જેવી ગણવી, સાસુ સસરા ઇત્યાદિ વડિલો પ્રત્યે પૂજ્ય ભાવ રાખવો, જેઠને સસરા તુલ્ય અને દીયેરને દીકરા તુલ્ય ગણવો. તેમના છોકરાઓને પોતાનાં છોકરા જેવાં ગણવાં, જેઠાણીને સાસુ જેવી અને દેરાણીને દીકરી જેવી ગણી ચાહવુ દાસદાસીઓના અપરાધ ક્ષમા કરવા, વધારે શુ કહેવુ ? પરતુ પોતાની શોકયને પણ સાધ્વી સ્ત્રીએ પોતાની મૈત્રિણી સરખી લેખવી, ઉત્તમ સ્વભાવ એ સ્ત્રીઓનુ ભૂષણ છે, લજ્જા કિંવા મર્યાદા એ પણ સ્ત્રીઓનો ભૂષણપ્રદ ગુણ છે અને પાતિવ્રત્ય તો સ્ત્રીના જીવનનું ખરેખરૂ ઐશ્વર્ય છે. સ્ત્રીઓએ સદ્ વિચારવડે પોતાનુ ચિત્ત પ્રસન્ન રાખવુ, તત્વવિચારદ્વારા આપણા વ્યવહારિક ખોટાં સુખની મમતાને મૂકી ખરૂ આત્મસુખ મેળવવા નિમગ્ન થવુ. પ્રાણી પદાર્થમાં સુખ વૃદ્ધિથી ઉપજેલો મોહ બધન કરે છે અને શોક તાપને ઉપજાવી જ્ઞાન નિશ્ચયમાં વિક્ષેપ નાખે છે. માટે પરમતત્વની ભાવનાવૃત્તિને પ્રબળ બનાવી શાન્તિના સાચા સુખનો અનુભવ લેવો, એજ જીવન કર્ત્તવ્ય છે," ઈત્યાદિ તેમનો ઉપદેશ ઘણો જ્ઞાનપ્રદ છે, આ પરથી તે કેવી ઉચ્ચ ભાવનાવાળી હતી તે જણાઈ આવે છે.

શ્રીરામચદ્રજીએ જ્યારે અશ્વમેધયજ્ઞનો આરભ કર્યો, ત્યારે યજ્ઞનો અશ્વ પૃથ્વીમાં ફરવાને છુટો મૂકયો. તે વખતે અશ્વ સરક્ષણાર્થ શત્રુઘ્ન સાથે પુષ્કરજી અસ્ત્ર—શસ્ત્ર સજી જવાને તૈયાર થયો, તે વખતે જો કે તે બહુ મોટી ઉમરનો નહોતો, પણ સિંહના બચ્ચાં તે સિંહ જેવાંજ હોય છે, તેનામાં યુદ્ધમાં જવાની ઘણી હોંશ હતી. તેથી તૈયાર થઈ માતા માંડવી, કૌશલ્યા, સુમિત્રા, કૈકેયી અને ઉર્મિલા, વગેરે વૃદ્ધ વડિલ માતાઓની આશિષ સાથે રજા મેળવી, પોતાની પત્ની કાન્તિ પાસે રજા લેવા આવ્યો સતી પતિને નિરખી સામે ગઈ અને આનદથી મોતીએ વધાવી મહેલમાં લાવી. પુષ્કરજીએ હસીને કહ્યું;–સતી ! આજે યજ્ઞનો અશ્વ છોડે છે; તેના રક્ષણાર્થે શત્રુઘ્ન કાકા જાય છે. તેમની સાથે હું પણ રાજા-

ઓને જીતવા જાઉં છું, મને વિલંબ થાય છે, માટે સત્વર રજા આપો. પતિનાં આવાં વચન સાંભળી અશ્રુ પાડતી સામે જોઇ હાથ ઝાલીને મધુર વચને બોલી;- "પ્રાણેશ ! હું કઇ પણ અભિલાષા નહિ રાખતાં સત્યથી કહુંછું કે;-મહારાજ ! આપ સુખેથી પધારો. કાકાજીની આજ્ઞા પાળજો, રણક્ષેત્રમાં સામે પગલે ચાલી ધીરજ રાખી યુદ્ધ કરજો અને પૃથ્વીપરના રાજાઓને તમારી વીરતા બતાવી જીતજો. સ્વામિન્ ! યુદ્ધ પ્રસગે મારામાં મન રાખશો માં, પુંઠ દેખાડી કુળની કીર્ત્તિ ઝાંખી કરતા નહિ. તમારો રઘુકુળમાં જન્મ છે, તેની પરપરાની કીર્ત્તિનો મનમાં વિચાર કરજો. જુઓ ! પિતામહ દશરથે પ્રશાપરવાને મારી દેવતાઓની રક્ષા કરી હતી, તેની અદ્યાપિ કીર્ત્તિ ગવાય છે. વળી કાકાજી રામચદ્રજીએ રાવણને માર્યો, તમો પણ તેના પુત્રો કહેવાઓ છો. તમે પણ કુળદીપક ધર્મસુત્ર છો. જેવી રીતે રાજાઓની સભામાં વખાણ થાય. તેવી રીતે કુળની લાજ રાખજો. જો ભય પામી પાછા ફરશોતો મને મહા વીપરીત થશે. જેઠ, દીયેર અને મારી સહીયરો મને મ્હેણાં દેશે. વળી મારા પિયરમા કહેશે કે તારો સ્વામિ કાયર છે, હુ આપ જેવા વીર પુરૂષની પત્ની છુ, ક્ષત્રિય બાળા છુ, પણ શુ કરૂ આપ મને યુદ્ધમાં સાથે લઇ જતા નથી, નહિતો આપની સાથે રહી આપના યશમાં વધારો કરવા મદદ કરૂં, પરતુ આપની આજ્ઞા વિના આવી શકતી નથી. સ્વામિ ! બહાદુરીથી લડી કુળની કીર્ત્તિમા વધારો કરજો. થોડું જીવીને પણ કીર્ત્તિ મેળવવી એ ઉત્તમ છે કીર્ત્તિ મેળવ્યા વગર ઘણુ જીવવુ એ વૃથા છે. જેણે જગતમાં જન્મધરી જશ મેળવ્યો નથી, તેના જીવતરને ધિક્કાર છે. એ પૃથ્વીપર નકામા બોજારૂપ છે, અપજશ મેળવનાર મનુષ્યનો જન્મ વૃથા જાય છે. માટે સ્વામી ! વીરતાથી લડી કીર્તિ મેળવજો. ન કરે નારાયણને યુદ્ધ કરતાં કઇ વિપરીત થશે, તો હું તત્કાળ આપની પાછળ આવી પહોંચીશ" ઈત્યાદિ વચનો કહી પોતાના પતિને ઉત્તેજીત કર્યો. પૂજા કરી પુષ્પહાર પહેરાવ્યો અને તાંબુલ આપી શીર નમાવી સ્નેહ સાથે વિદાય કર્યો. પુષ્કરજીને પોતાની પતિવ્રતા પત્નીનાં આવાં વીર વચનોથી ઘણો હર્ષ વ્યાપ્યો, અતિ શૂરાતન છુટયુ અને એવી હિંમત આવી કે કયી ઘડીએ રણક્ષેત્રમાં ઘુમી મારી વીરતા બતાવી કીર્તિ મેળવુ, એવી ઉલ્લટમાંજ અશ્વ સરક્ષણાર્થે ગયો અને જ્યાં જ્યાં યુદ્ધ થયુ, ત્યા ત્યાં તેણે પોતાની વીરતા બતાવી કીર્ત્તિ સપાદન કરી. જે સ્ત્રીઓનુ મન સદા પતિહિતમાંજ લાગેલુ રહે છે, તે સ્ત્રીઓ પોતાના સુખ દુઃખનો કશો પણ વિચાર ન કરતાં પોતાના પતિ પ્રત્યેનો ધર્મ બજાવવા પછાત પડતી નથી, તે આ સતી કાન્તિનુ પ્રત્યક્ષ દષ્ટાંત છે.

સતી કાન્તિ પતિપ્રાણા સ્ત્રી હતી. એ પતિને યુદ્ધમાં યશ મેળવી આવેલો જોઈ ઘણો હર્ષ પામી. જયારે પુષ્કરજી તેને મળવા આવ્યો, ત્યારે ઘણા પ્રેમથી મળી પોતાનો અતિ આનદ દર્શાવ્યો. યુદ્ધની વાત કાઢતાં પુષ્કરજીએ કહ્યું કે:—

"સતી ! તારા જેવી સદ્દગુણી પત્નીથી હુ મને મોટો ભાગ્યશાળી માનુછું. તારી મારા પ્રત્યે તલ્લીનવૃત્તિ અને પ્રેમપૂર્વક વીર વચનોએ મારામાં ઘણો ઉત્સાહ ઉત્પન્ન કર્યો હતો, તેનું શું વર્ણન કરૂ ! ખરેખર સાધ્વી સ્રીનુ શુદ્ધ આચરણજ અલૌકિક છે. પતિને મીઠું લાગે એવુ વર્ત્તન અને પ્રિય તથા હિતકારક મિત ભાષણજ તેઓનો સમ્પ્રદાય હોય છે, સ્વાભાવિક રીતેજ પતિનું કલ્યાણ કરવામાં તત્પર રહે છે. તેમની બુદ્ધિ આનદિત હોય છે, મુખ ઉપર અથવા પીઠ પાછળ પણ એક સરખુજ વર્ત્તન હોય છે, જેમાં કપટ મુદલ હોતું નથી, તે ઉપરથીજ તે ઓળખાઇ આવે છે. સતી ! તારા જેવી સ્રીઓ જગતમાં સર્વને હોજો." ઈત્યાદિ વિવેક વિનય બતાવી તેનાં ઘણાં વખાણ કર્યા. આ સાંભળી સતીએ કહ્યું;–નાથ ! હુતો આપની દાસીછું, હું આટલા વખાણને યોગ્ય નથી, મેં જે કાંઇ કર્યું છે અને કરૂછુ, તે મારા કર્ત્તવ્ય કર્મથી કાંઇ પણ વધારે કરેલુ નથી. આપ મને પ્રેમથી ચાહી માન આપો છો, અને અનેક પ્રકારે વૈભવ સુખ ભોગવાવોછો, આ શું મારા પ્રત્યે આપની અનહદ કૃપા નથી ? શુ તમો તમારો પતિધર્મ ઓછો બજાવો છો ? તમારા જેવા મારે યોગ્ય પતિ મળવાથી હુ મને ધન્ય માનુંછુ. ઈશ્વર મને તમારા જેવાજ ભવોભવ પતિ મળજો.' વગેરે પતિના ગુણનુ કથન કથી વિવેક બતાવી નમન કર્યું. અહો ! જ્યાં આવાં પતિ પત્નીનાં જોડાં હોય, ત્યાં ગૃહમદિર સ્વર્ગ તુલ્ય શોભી કેમ ન રહે ? અને સસાર સ્વર્ગ સમાન કેમ ન દીસે ? સતી કાન્તિનુ પવિત્રપણુ અને પતિભક્તિ ખરેખર સ્તુતિ પાત્ર છે. તે પોતાના મહત્ત ગુણોથી આર્યાવર્તમાં અમર કીર્તિ રાખી ગઇ છે.

---

## ખના.



આ વિદુષી પતિવ્રતા સ્રી પ્રાચીનકાળે ભારતવર્ષમાં મહાન્ પ્રખ્યાત થઈ ગઈ છે. એ કોણ ને કોની પુત્રી હતી, તે અદ્યાપિપર્યંત અંધારામાંજ છે. તે એક વિચિક્ષણ બુદ્ધિવાળી હતી. તે પોતાનો સમય કેવળ રમત ગમતમાં ન ગાળતાં સતત્ ઉદ્યોગમાં લાગી રહેતી. તેની સ્મરણશક્તિ અપૂર્વ હતી અને તેનું બુદ્ધિ ચાતુર્ય અલૌકિક હતું. તેમના સમયમાં તે જ્યોતિષ શાસ્રમાં સર્વથી શ્રેષ્ઠપદ ભોગવતી હતી. તેના શ્લોકો અદ્યાપિ પર્યંત પ્રચલિત છે. બગાળાના ગૃહસ્થ, વેપારી, ખેતીકાર અને વિદ્વાનો સર્વે નાનાથી મોટા મનુષ્યો તેના દોહરાથી તેની નામના ગાઇને તેના વચન મુજબ ઘણા લાંબા કાળથી ચાલતા આવે છે. એવી ગુણવતીને યશસ્વિની સ્રીનું ખરૂં વૃત્તાંત જાણવાનો ઉપાય નથી; પરતુ જેટલુ જાણવામાં આવેલુ છે, તેટલું લખવામાં

આવે છે. ખન્ના વિક્રમાદિત્યની વેળાએ એટલે આસરે ૨૦૦૦ વર્ષની પહેલાં હતી. એના વિષે એવી દંતકથા ચાલે છે કે,—તે કોઈ રાજાની કન્યા હતી; પરંતુ કોઇ રાક્ષસો—બળવાન માણુસોએ તે રાજકુટુંબનાં સઘળાં માણુસોને મારી નાંખીને આ રૂપસુંદર બાળાને સિંહલદ્વીપ—લંકામાં લઇ ગયા. તેમણે પોતાની પુત્રીની પેઠે તેમનું પાલણ પોષણ કર્યું. એ રાક્ષસો—બળવાન માણુસો તે સમયે જ્યોતિષમાં કુશળ હતા. જે રાક્ષસ ખન્નાનું પાલણપોષણ કરતો હતો, તે સઘળા કરતાં જ્યોતિષ શાસ્ત્રમાં વિશેષ કુશળતા ધરાવતો હતો. તેના શિષ્યોની સાથે ખન્નાએ પણ જ્યોતિષશાસ્ત્રનું શિક્ષણ લેવા માંડયું તેને બીજું કોઈ જાતનું કામ કે ક્રિડા કૌતુક ન હોવાથી રાત્રિ દિવસ શાસ્ત્ર શિખવામાં લાગી રહેતી. તેથી તે થોડા વખતમાં વિદ્યાવતી થઇ પડી. તેણે જ્યોતિષ શાસ્ત્રનું અપૂર્વજ્ઞાન સંપાદન કર્યું હતું. તે જે ગામમાં રહેતી હતી, તેજ ગામમાં બીજો એક આર્ય પ્રજામાં ઉત્પન્ન થયેલો, પણ અનાર્ય-રાક્ષસ પ્રજાથી પોષાતો એક બાળક રહેતો હતો. આ બાળકનું નામ **મિહિર** હતું, તેણે રાક્ષસોની સંપૂર્ણ પ્રીતિ સંપાદન કરી હતી. તેણે પણ ખન્નાની પેઠે જ્યોતિષનું અધ્યયન કરી તેનું સંપૂર્ણજ્ઞાન મેળવ્યું હતું. **મિહિર** રાક્ષસોના હાથમાં શી રીતે આવ્યો, તે વિષે નીચે પ્રમાણે લોકકથા ચાલે છે.

મહારાજા **વિક્રમ**ાદિત્યની રાજસભાના **નવરત્ન** પંડિતોમાંના એક રત્ન **વરાહ** પંડિત હતો. વરાહ જ્યોતિષ ગણિતમાં અદ્વિત્ય તરીકે વિખ્યાત્ થયો હતો. તેનો **મિહિર** પુત્ર હતો. વરાહ જ્યોતિષ વિદ્યામાં ઘણો કુશળ હતો. તેણે **મિ**હિરના જન્મ સમયે તેના આયુષની ગણત્રી કરી જોયું, તો માલમ પડયું કે તેનું જીવન માત્ર દશ વર્ષનુંજ છે, ત્યારે તેને અત્યંત ખેદ થયો અને તેણે તે પુત્રનું દશ વર્ષ પછી મૃત્યુ થયેલું જોવાને બદલે માયા નહિ ચઢાવતાં પ્રથમથીજ દૂર કરવાનો નિશ્ચય કર્યો. તેણે તેને તુરત એક તાંબાના વાસણમાં મૂકીને તે વાસણ નદીમાં તરતું મૂકયું તાંબાનું વાસણ તરતું સમુદ્રમાં ગયું. એક દિવસે કેટલીક રાક્ષસની સ્ત્રીઓ સમુદ્રના પાણીમાં સ્નાન કરવા ગઇ હતી. તેમને એક તાંબાનું વાસણ તરતું જોવામાં આવ્યું, તેમણે મહેનત કરીને એ વાસણ પકડયું. તેની અંદર જોતાં માત્ર થોડાક દિવસ ઉપર જન્મેલો એક સુંદર સુકુમાર બાળક જણાયો. આ બાળકને એક સ્ત્રી પોતાને ઘેર લઈ આવી, તેમને પોતાના પુત્રની પેઠે સ્નેહથી પાલન કરવા લાગી. એ પાળક માતાની જનનીવત્ સભાળ હેઠળ ઉછરી મોટો થયો. એ રીતે **મિહિર** રાક્ષસના હાથમાં આવ્યો જ્યારે ખન્ના અને મિહિર ઉમર લાયક થયા, ત્યારે ખન્નાને યોગ્ય તે વર ધારીને **તેની સાથે તેને** પરણાવી હતી.

ખન્ના સુજ્ઞ ને વિદ્વાન હતી તે પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલી પતિને અ-

નેક પ્રકારે સુખને સંતોષ આપતી. પતિપત્ની વચ્ચે ઘણો સ્નેહ હતો. એક બી-જાને પ્રેમથી ઘણાં ચાહતાં હતાં. આ દંપતી કેટલોક વખત લંકામાં રહ્યાં; પરંતુ રાક્ષસો તેમની દેખરેખ રાખતા હતા તેથી નાશી જવાનો લાગ મળતો નહોતો. છેવટ લાગ જોઇ સ્વજાતિયમાં આવવાની ઇચ્છાથી રાક્ષસો પાસેથી રજા મેળવી. આર્ય પ્રજા જે પ્રદેશમાં વસતી હતી તે તરફ પ્રયાણ કર્યું. જે સમયે તે બન્ને સ્વદેશ જવા નીકળ્યાં, તે સમયે તેની સાથે એક રાક્ષસીને ખગોળ, ભૂગોળ અને પાતાળ તત્વના કેટલાંક પુસ્તકો આપીને મોકલવામા આવી. આ સ્ત્રીને આજ્ઞા થએલી હતી કે; " જ્યારે તે રાક્ષસભૂમિની સરહદ ઉપર આવે, ત્યારે તેણે તે-મની ત્રણ વિદ્યાના જ્ઞાનની પરીક્ષા કરવી. જો તેમનુ જ્ઞાન અપૂર્ણ માલમ પડે તો તે પુસ્તકો તેમને સ્વાધિન કરવાં, પણ જો તેને તેમના જ્ઞાનની સંપૂર્ણતાની ખાત્રી થાય, તો તે પુસ્તક પાછાં લાવવાં. "

સમુદ્ર કિનારે સરહદ ઉપર આવતાં તે સ્ત્રીએ એક ગાયને પ્રસવકાળની અસહ્ય વેદના ભોગવતી જોઈ, તેજ વખતે તેણે મિહિરને પ્રશ્ન કર્યો કે આ ગાય કેવા રંગના વાછરડાને જન્મ આપશે ? મિહિરે ઉત્તર આપ્યો કે ધોળા રંગના. ત્યાર પછી માત્ર થોડીજવારે તે ગાયે એક શ્યામ રંગના વાછરડાને જન્મ આપ્યો. મિહિરનુ જ્યોતિષજ્ઞાન અપૂર્ણ ધારી તે રાક્ષસીએ સાથે આણેલા ગ્રંથો તેને આપ્યા અને કહ્યુ કે, હજી તમારો અભ્યાસ ઘણો કાચો છે. એમ કહી તે ત્યાંથી રવાને થઇ. મિહિર પોતે અત્યંત શ્રમ લઇ કરેલા અભ્યાસ છતાં આવી સરળ ગણના કરવામા નિષ્ફળ નીવડયો. ત્યારે ઘણોજ દિલગીર થઈ તે બોલ્યોકે;— આટલાં બધાં વર્ષ શ્રમ લઇ સતત્ અભ્યાસ કર્યા છતાં હુ જ્યોતિષમાં કુશળ થઈ શકયો નહિ. તો આ પુસ્તકોથી શો ફાયદો થવાનો છે ? એમ કહી તે પુસ્તકો ફાડીને નદીમા ફેંકવા લાગ્યો. એ સમયે ખના દૂર હતી. જ્યારે તેણે પોતાના પતિનુ આ અવિચારી પગલુ જોયુ, ત્યારે તે નદી તરફ તે પુસ્તકોનો નાશ થતો અટકાવવાને દોડી આવી કહ્યુ કે,—" જરા સ્થિર થાઓ, ગણતરી ખોટી થઇ નથી. " પછી ગાયે જ્યારે વાછરડાને ચાટવા માંડયો કે તેનો રંગ ધોળો થયો; ત્યારે મિહિરે રહેલા પુસ્તકોની યત્નથી રક્ષા કરી, પરંતુ પાતાળ તત્વ—પૃથ્વી નીચેની વિદ્યાનુ પુસ્તક ફાડી નાંખ્યુ હતું. તેથી તેનાં આણેલાં ખ-ગોળ અને ભૂગોળ વિદ્યાનું જ્ઞાન ફેલાયુ પણ પાતાળ તત્વ જાણવામાં આવ્યુ નહિ. એ દંપતિ સમુદ્ર ઓળગી ફરતાં ફરતાં એક જંગલમાં જે સ્થળે મહારાજા વિક્રમાદિત્યે મૃગયાર્થે મુકામ કરેલો હતો, તે જગાએ આવી પહોંચ્યાં ખના અને મિહિરના જાણવામાં આવ્યું કે તે મહાન્ નૃપતિ વિદ્યાનો મોટો આશ્રયદાતા છે. તે બન્ને જણા તેમની પાસે ગયાં. આ યુગલ ( જોડાં ) ને જ્યોતિષશાસ્ત્રમાં ઘણાં પ્રવિણ જોઇ વિક્રમાદિત્ય તેમને પોતાની રાજધાનીમાં લઇ ગયો. ત્યાં વરા-

હની સાથે તેનો મેળાપ થયો. વરાહ પહેલાં તો તેને અદેખાઇથી જોવા લાગ્યો; પરંતુ એક વખતે મિહિરે વરાહને પૂછ્યું કે;—તમારે કેટલાં છોકરાં છે, ત્યારે વરાહે કહ્યું કે, મને માત્ર એક પુત્ર જન્મ્યો હતો; પરતુ અલ્પાયુષ જાણીને તેને પાણીમાં તરતો નાંખી દીધો હતો. મિહિરે પૂછ્યુ કે,—" એનો જન્મ કયે વખતે થયો હતો ? વરાહે જે પ્રમાણે હતુ તે પ્રમાણે કહી બતાવ્યુ તે ઉપરથી ગણુતરી કરી મિહિરે કહ્યુ કે, તે પુત્રનુ સો વર્ષનુ આયુષ છે, તેનું હાલ મૃત્યું થયુ નથી, તે જરૂર કોઇ ઠેકાણે જીવતો છે. " વરાહે ગણત્રીની ખાત્રી કરી જોવાથી, ઘણો પસ્તાવો થયો. તેણે સોને બદલે દશ વર્ષ ગણ્યાં હતાં, એક શુન્યની ભૂલ થઇ હતી. પછી ધીરે ધીરે વાતચીત થતાં, તે નાખી દીધેલો છોકરો તેજ મિહિર છે એવું જાણુવામાં આવ્યું. વરાહ અને તેની પત્નીએ પોતાનો પુત્ર પાછો મેળવ્યો, એટલુંજ નહિ પરંતુ વળી તેને એક વિદ્વાન સૌન્દર્યવાન અને શ્રેષ્ટ કન્યા સાથે વિવાહિત થયેલો જોઈને અત્યંત હર્ષ પામ્યાં પુત્ર અને તેની વહુ ખન્નાને પોતાને ઘેર લાવી રાખ્યાં.

પિતા પુત્રના મેળાપ પછી એક વર્ષ પર્યંત તેમણે પોતાનું આયુષ આનંદમાં ગાળ્યું થોડાક સમયની અદર મિહિર એક વિદ્વાન જ્યોતિષી તરીકે ખ્યાતિ પામ્યો અને રાજ્ય તરફથી પણુ તેનો ઘણો સત્કાર થવા લાગ્યો. ખન્ના ગુપ્તવિદ્યામાં અત્યંત પ્રવિણુ હતી, અને જે ગણુના કરવાને તેનો પતિ અગર સસરો અસમર્થ થતા, તે તેમને કરી આપતી તે સસરાના ઘરમાં આવ્યાથી આનંદ પામી. તે જેવી વિદ્વાન હતી, તેવીજ સુશીળા અને ગૃહકાર્યમાં નિપુણુ હતી, તેના સસરા પસે પુષ્કળ લોકો પ્રશ્નો પૂછવા આવતા ખન્ના ઘરનું કામકાજ કરતી, તેઓના સઘળા પ્રશ્નો સાંભળતી હતી સસરો પાટી ઉપર ગણુવાનો આરંભ કરતો, તેની પહેલાં પ્રશ્નનો ઉત્તર તેના મુખમાંથી નીકળતો હતો. તેથી સસરો અને આવેલાં માણુસો ઘણુજ આશ્ચર્ય પામતાં. ખન્નાની વિદ્યાની વાત વિદેશમાં પ્રસરી ગઈ. સર્વ ઠેકાણે તેનાં વખાણુ થવા લાગ્યાં. એ ધીમે ધીમે પ્રખ્યાત થઈ. તે એટલે સુધી કે તેની ખ્યાતિની વાત રાજાના પણુ જાણુવામાં આવી. એક સમયે વિક્રમાદિત્યે વરાહને તારાની કુલ સખ્યા વિષે સવાલ કર્યો. મહાત્મા વરાહે તેનો ઉત્તર આપવાને વાસ્તે એક દિવસની મુદત માગી. આ પ્રશ્નના નિર્ણય સારૂ તેમણે અત્યત શ્રમ કર્યો, પણુ તે સઘળો પ્રયત્ન નિષ્ફળ ગયો. સકળ તારા વૃદની ગણુના કરવી એ ઘણુંજ કઠિન છે. બલકે અશક્ય છે. તેથી ઘણો ખિન્ન અને ઉદાસી રહેવા લાગ્યો તેને તેની પ્રતિષ્ઠા સદોદિત અસ્ત થતી દેખાવા લાગી. ખન્નાએ ભોજન તૈયાર કર્યું, પણુ તે ખાવાને નહિ ઉઠતાં ચિંતામાં નિમગ્ન હતો ખન્નાએ આ પ્રમાણે જોઈ સસરાને તેના ઉદ્વેગનું કારણુ પુછ્યું. તેની ચિંતાનું નિમિત્ત તેના જાણુવામાં આવતા, તેણે વરાહને તે વિષે બે ફીકર રહેવા વિનતી

કરી. તે વિષે ગણુના કરવાનું માથે લીધુ. તે તેના પ્રયત્નમાં નિષ્ફળ નીવડી નહિ. બીજે દિવસે પ્રાત.કાળે વરાહે રાજસભાને ભૂપતિના પ્રશ્નનો ઉત્તર આપી આશ્ચર્યમાં નિમગ્ન કરી નાંખી. મહારાજા વિક્રમાદિત્યની ખાત્રી હતી કે, આ કામ તે કરી શકવાનો નથી. તેથી તે ગણુના કરનારનુ નામ જાહેર કરવાને તેને અતિ આગ્રહ કર્યો, અને તેને તે ગણુના કરનારનુ નામ નિવેદન કરવાની ફરજ પડી. તેણે કહ્યું, મહારાજ ! એ ગણુના મારી પુત્ર વધૂએ કરી હતી. તે જાણીને મહન્‌ નૃપતિને તેથી અત્યત આનદ થયો, અને ખન્નાને રાજ સભાના દશમા રત્ન તરીકે નીમવાની આજ્ઞા કરી, એટલુજ નહિ પરતુ તેમને "નવરત્ન" ના ઉપર પ્રધાન પદે નીમવાની ઇચ્છા બતાવી.

ખન્નાને આ રાજ સન્માન તેના કાળરૂપ થઈ પડયું વરાહને આ વિપરીત બનાવથી વજ્રાહત્ થયો. પુત્ર વધૂને દરબારમાં શી રીતે લાવી શકાય ? જો તે રાજસભામાં આવેતો તેને જ્ઞાતિ બહાર કરવામાં આવે વળી નવરત્નોમાં પ્રધાન થવાથી અને રાજસભામાં જવા આવવાથી તેની નીતિ, કુળ અને માન મર્યાદા સર્વ જશે. આવા કલક અને અપમાન કરતાં મૃત્યુ અતિ પ્રિયતર થઇ પડયું માટે તેની જીભ કાપી લેવામાં આવે, તો તેની બોલવાની શક્તિ જવાથી રાજા પણુ તેને ચાહશે નહિ. એવો વિચાર કરીને ઘેર આવ્યો. ખન્નાની જીભ–જે તેના કુટુબની આબરૂને ધૂળમાં મેળવવાનુ મૂળ હતું–તે કાપી નાંખવાનો નિશ્ચય કર્યો, અને તેણે પોતાના પુત્ર મિહિરને તે પ્રમાણે કરવા આજ્ઞા કરી તે દંપતીએ જ્યોતિષના પ્રભાવે આવો અનર્થ થવાનુ પહેલેથી જાણ્યુ હતું. તેથી ખન્નાએ મૃત્યુ પાસે આવેલુ જાણી પોતાના પતિને પાસે બોલાવી કહ્યું કે;–" મારી જીભ વગર વિલંબે કાપીને પિતાની આજ્ઞા પાળો. મિહિરપિતાની આજ્ઞા પાળવા ખાતર ઘણોજ દુઃખીત હૃદયથી પ્રાણુપ્રિય ગુણુવતી સાધ્વી પત્નીની જીભ કાપવા તૈયાર થયો. ખન્નાએ તેના જાતિ સ્વભાવ પ્રમાણે હસતે મ્હેરે પોતાનુ મૂખ ઉઘાડયુ અને મિહિરે તેની જીભ કાપી નાખી, અને થોડા સમયમા તે આ દુનિયાનું ક્ષણિક સુખ છોડી ચિરંકાલ પર્યંત અવિચ્છિન્ન સુખ ભોગવવા પરલોક વાસી થઇ. અહો ! કેવો અફસોસ ? કેવો શોક કારક બનાવ ! ! આ પતિવ્રતા વિદુષી આનું તેના વિદ્વાન સસરાએ ચાકા કરી મોત ઉપજાવ્યુ ! કેવુ કઠોર હૃદય ! શુ જ્ઞાની અને પતિવ્રતા સ્રી રાજ સભામાં જવાથી નીતિ ભગ કરે ? કદિ નહિ. નીતિવાન, જ્ઞાની અને પવિત્ર મનની સ્રીને કલંક લગાડવા દુનિયામાં કોઇપણુ સમર્થ નથી; પણુ વિદ્વાન સસરાએ મોટી ભૂલ ખાધી. તેનાથી જે જ્યોતિષના શોધોનો વધારે લાભ દુનિયામે પ્રાપ્ત થાત, તે સઘળો અદશ્ય થયો. ઘણો અફસોસ ! ! આ પતિવ્રતા વિદુષી સ્રી પોતાની વિદ્વતાને ગુણુ પ્રભાવે પ્રખ્યાત્ થઇ ગઇ છે. ધન્ય તેમને ! ! !



## દેવીકામિની.

આ પ્રાચીન કાળની સત્યશીલ, સદ્દગુણમંડિત અને સ્વકર્તવ્ય દક્ષ સાધ્વી સ્ત્રીનાં ચરિત્ર વિષે વિચાર કરતાં કોનાં અંતઃકરણમાં તેમના વિષે પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થતી નથી ? પરંતુ હત્ ભાગ્યની વાત એ છે કે, તેવી સાધ્વી સ્ત્રીઓ આજ કાલ આપણામાં બહુ પ્રકાશમાન થતી નથી, અને કોઈ ઠેકાણે સાધ્વી સ્ત્રીઓ પોતાનું સૌજન્ય, સદ્દગુણ, મહત્તા, અને મનુષ્ય માત્ર પર અપ્રતિમ પ્રેમ, એ વિગેરેના યોગે કોઇ કાળે પોતાનું તેજ પ્રકટ કરે છે, તો તેના સંબંધે ઘણાઓને બિલકુલ જાણ થતી નથી. આ ખોટ અમુક અંશે પણ ઓછી કરવા ખાતર બંગાલામાં એક સાધ્વી સ્ત્રી દેવીકામિની થઈ ગઇ છે. તેને **દેવીઅઘોરકામિની** પણ કહેતા હતા. તેનું અલ્પજીવન વૃત્તાંત જાણવા યોગ્ય ધારી દાખલ કર્યું છે. આ ચરિત્ર નાઈકાની યોગ્યતા કેટલી છે, તથા એક સાધારણ સ્ત્રીના હાથથી લોકહિતનાં ગહન કાર્યો કેવી રીતે બને છે, તે આ ચરિત્ર ઉપરથી સારી પેઠે સમજાય છે. દેવી કામિનીનો જન્મ ઇ. સ. ૧૮૫૪ ની સાલમાં બંગાલા ઇલાકામાંના ચોવિસ પરગણા ના ટાકી નામના પ્રસિદ્ધ ગામમાં એક કુલિન કાયસ્થકુળમાં થયો હતો ઇ. સ ૧૮૬૦ માં બાબુ **પ્રકાશચંદ્રની** જોડે તેનાં લગ્ન થયાં હતાં. લગ્નકાળે દેવીકામિની તદન અશિક્ષિત હતી. પ્રકાશચંદ્ર નવીન વિચારનો હતો. પોતાની સ્ત્રીને ઉત્તમ શિક્ષણ મળે, પોતાની પેઠેજ તેને માટે પણ જ્ઞાનભંડાર ખુલ્લો થાય. તેના હાથથી અન્યનું હિત થઇ શકે એવી એવી પ્રકાશચંદ્રની મહેત્તચ્છા હોવાથી તેણે પોતાની સ્ત્રીને શિક્ષણ આપવાનો ક્રમ ચાલુ કર્યો, પરતુ એ શિક્ષણ તદ્દન અપૂર્ણ રહેવાનું કારણ એ છે કે જ્યા મોટુ કુટુંબ હોય, ઘરમાં વહુ દીકરીઓનો મોટો ભરાવો હોય, એટલે નવી શ્વસુર વાસિનીને આવી બાબતોમાં વધારે લક્ષ આપવું મુસ્કેલ થઇ પડે છે. આખા દિવસમાં પતિપત્નીની મુલાકાતજ થવાની નહિ. પતિપત્નીની મુલાકાતનો સમય માત્ર રાતના એક પ્રહર રાત ગયા પછીનો; એટલે આખા દિવસના કામકાજથી કંટાળીને નિદ્રાવશ થવાના સમયનો—ત્યાં પછી પત્નીને શિક્ષણ આપવાનો વખત પતિ શી રીતે મેળવી શકે ? આવી સ્થિતિ હોવા છતાં પણ રાતના વખતમાં પ્રકાશચંદ્ર પોતાની પત્નીને લખતાં વાંચતાં શીખવતો હતો. પ્રથમતો પ્રકાશચંદ્રની તમામ મહેનત વ્યર્થ જવા લાગી, કારણકે દેવી કામિનીનું પિયેર તદ્દન જુના વિચારનું હોવાથી જ્યારે જ્યારે તે પિયેર જાય, ત્યારે ત્યારે શ્વસુર ગૃહે પતિ પાસે

જે કાંઈ થોડું શીખી હોય તે બધું ભૂલીને આવે ! ! ફરી શ્વસુર ગૃહે પતિ પાસે આવતાં પ્રથમ જેવી હતી તેવી કોરી ! ! પરંતુ સુદૈવે આવી સ્થિતિબહુ દિવસ રહી નહિ. પ્રકાશચન્દ્ર સ્વતંત્ર થયા પછી તેણે પોતાની પત્નીના શિક્ષણ માટે ઘણીજ કાળજી રાખી, અને તેનો ઉપયોગ પણ દેવી કામિનીએ ઉત્તમ પ્રકારે કર્યો.

સ્ત્રીઓને પોતાની સૌન્દર્યતા બતાવવાનો બહુ મોહ હોય છે. આપણી સ્ત્રીઓ જેમ દાંતને લાલ રંગથી રંગાવે છે, તેમ બંગાલામાં તરૂણ અને પ્રૌઢ સ્ત્રીઓ પોતાના દાંત કાલા કરે છે દાંતને કાળો રંગ દેતી વખતે તેનો પાસ હોઠપર પણ લાગે. તેથી ત્યાંના લોકની એવી સમજ ચાલે છે કે, સ્ત્રીઓના દાંત તથા હોઠપર કાળા રંગનો પાસ દેવાય, એટલે સ્ત્રીઓની સૌન્દર્યતા વિશેષ ખુલી આવે છે તથા તેઓ વધારે રમણિય દેખાય છે બાબુ પ્રકાશચન્દ્રને આ જંગલીના જેવો રિવાજ બિલકુલ પસંદ નહોતો આ ચાલતા રિવાજની અયોગ્યતા દેવી કામિનીને સમજાવતાં તેણે પોતાનાં દાંતના નૈસર્ગીક સૌંદર્યતામાં બિલકુલ ફેરફાર કર્યો નહોતો, પણ આમ કરવાથી તેને કેટલો બધો ત્રાસ સહન કરવો પડયો ! સમાન વયની તથા તેનાથી મોટી વયની સ્ત્રીઓ તેની હમેશાં મશ્કરી કરતી ! પરંતુ “ પોતાના પતિને જે યોગ્ય લાગે તે પ્રમાણે કરવુ. ” એ આપણું કર્તવ્ય છે એમ તેની ખાત્રી થયેલી હોવાથી, તેમજ દાંતને કાળા કરવાથી કશો પણ ફાયદો ન છતાં ઉલટી વિરૂપતા આવે છે, આમ પણ તેને લાગતું હોવાથી તેણે બધાની ઠઠ્ઠા—મશ્કરી—હાસ્ય વિગેરે સહન કર્યાં.

પતિએ પત્નીને, અને પત્નીએ પતિને પત્રો લખવા એમાં વાસ્તવિક દૃષ્ટિએ જોનારને કાંઇ અયોગ્યતા જણાતી નથી. વિયોગ જન્ય દુઃખ કમી કરવા અર્થે, તથા પરસ્પરનો પ્રેમ વર્દ્ધન કરવા અર્થે, પરસ્પરના પત્રો જેવું અન્ય એક પણ સાધન નથી, પણ તેને માટે આપણા લોકોમાં કેવો વિચિત્ર ભ્રમ ચાલે છે ! યુવાન કન્યા પોતાના પતિને પત્ર લખેતો મહાન્ પાપ થયુ કહેવાય ! વળી પતિને પત્ર લખવાની અફવા પણ જુની સમજુત ધરાવતાં સાસુ સસરો કે નણંદને કાને જતાં બિચારી તે વહુના શાશા હવાલ થાય છે ? તેણે કદી ન સહન કરેલાં વાક્‌બાણો તેને સહેવાં પડે છે. અને પ્રતિક્ષણે તેને જે જે સાંભળવું પડે છે તેનો અનુભવ ઘણાને હશેજ. દેવી કામિનીના કુટુંબમાંની સ્થિતિ પણ આવીજ હતી. પોતાના પતિને પત્ર લખવામાં કશું પાપ નથી. તેથી પરસ્પરના મનને અમુક અંશે પણ સમાધાન કરી શકાય છે. એ દેવી કામિની સમજતી થઈ હતી, પણ પત્ર લખવો કેમ ? શાહી લાવવી ક્યાંથી ? કાગળ કોણ આપે ? કલમ ક્યાંથી મેળવવી ? આ સર્વ મેળવે તોપણ પત્ર કયા બેસીને લખવો ? આ કાળજી દેવી કામિનીને વખતો વખત થતી હતી. તે પોતાના પતિને પત્ર કયારે લખતી હતી. પત્ર લખવાની સામગ્રી ક્યાંથી અને કેવી રીતે મેળવતી હતી અને તે કેવા પ્રકારે

લખતી હતી, તે સબંધે પ્રકાશચંદ્રે પેતાના એક લેખમા લખેલુ છે કે;—" ઘર એજ તેનો દિવો, સાવરણીની સળી એજ કલમ, કોઇ પણ જાતના ઝાડનો લાલ રંગ એજ તેની શાહી અને ઘણે ભાગે કોઈ પણ ઝાડનુ સૂકાયેલું પાન એજ તેનો કાગળ ! આ પ્રમાણે મારી પ્રિય દેવી કામિનાનો પત્ર લેખ થતો હતો !"

તરૂણ વયમાં આભૂષણો તરફ સ્ત્રીઓનું લક્ષ બહુજ હોય છે. તેમાં પણ અશિક્ષિત સ્ત્રીઓને તો પોતાનો સર્વ વૈભવ આભૂષણોમાજ સમાયેલો લાગે છે. જે સ્ત્રીના શરીરપર વધારે આભૂષણો અને જેના કપડા લત્તા વધારે ભભકાબંધ તેજ આ ખરી સુખી. એવો ભ્રમ કેટલીક સ્ત્રીઓના મગજમાં ભરાયેલો હોય છે ? સ્ત્રીઓનુ વલણુ દાગીના તરફ મુખ્ય અંશે હોવાથી જ્યારે કોઇ ઠેકાણે સ્ત્રીસમાજ ભરાય, ત્યારે બીજી વાતો કરતાં દાગીના સબંધે વાત પ્રથમજ નીકળવાની ? દેવી કામિનીને એક વખતે આવો પ્રસંગ આવ્યો. તે વખતે તેની ઉમ્મર માત્ર પંદર વર્ષનીજ હતી. તે તદ્દન સાદો પોશાખ પહેરીને શરીરપર એક પણ સુવર્ણ ભૂષણુ ન પહેરતા સમારંભમાં ગઇ, એટલે ત્યાં તેનો કોઇએ ભાવ પૂછ્યો નહિ. કોઇએ 'આવો' કે 'બેસો' પણ કહ્યું નહિ. આ ઉપરથી સર્વ અશિક્ષિત સ્ત્રીઓ ઉંચા પોશાખ તથા દાગીનાનેજ માન આપે છે એમ દેવી કામિનીને લાગતાં "હવે પછી કદી પણ દાગીના ન પહેરવા તથા ઉંચો પોશાખ ન પહેરવો" એવો નિશ્ચય કર્યો અને તે નિશ્ચય તેણે પોતાની જીંદગીની હયાતી સુધી ઉત્તમ રીતે પાળ્યો હતો.

દેવી કામિની જેમ જેમ ઉમરે વધવા લાગી, તેમ તેમનું લક્ષ વિશેષ ગંભીર વિષયો તરફ ચોંટવા લાગ્યુ તેણે પોતાના પતિની પેઠે બ્રાહ્મધર્મની દીક્ષા લીધી; અને માત્ર એકલી દીક્ષા લઇનેજ તે રહી નહિ, પણ પરોપકાર તથા ધર્માર્થે પોતાનો પ્રાણાર્પણ કરવાનો તેણે નિશ્ચય કર્યો પ્રકાશચંદ્ર બાબુ મોટો હોદ્દેદાર હોવાથી ધર્મ કૃત્યમાં દ્રવ્યનો જોઇએ તેવો વ્યય કરવાનો યોગ તેને ઠીક મળતો હતો જે દિવસે સમારંભમાં પોતે સાદો પોશાખ પહેરીને ગઈ હતી, અને તેનો કોઇએ પણ ભાવ પૂછ્યો નહોતો, તે દિવસથી દેવી કામિનીના પોશાખમાં વિલક્ષણ ફેર પડી ગયો. એક સાદી-કિનારી વિનાની તદ્દન સાદી-સાડી, અને તેવીજ સાદી ચોળી એજ તેનો નવો પોશાખ થયો ! શરીરપર દાગીનાનુ નામ બિલકુલ મળે નહિ, અને જોઇએ તો મોટા હોદ્દેદારની પત્ની ! તેણીએ ૨૦-૨૫ અનાથ બાળકોને પોતાને ત્યાં રાખ્યાં હતાં તેમની સભાળ પેટનાં છોકરાંની પેઠે રાખતી. એક વખતે તેને ત્યાં કોઇએ કેટલાંક નાળિયેરનીં ભેટ મોકલી હતી. ( તે પ્રાંતમાં નાળિયેર-ભાગ્યેજ મળે ) એ ભેટનો ઉપયોગ તેણીએ પોતે એકલીએ ન કરતા; તેનો ઉત્તમ પંક્તિનો પકવાન કરાવ્યો અને આસપાસના તમામ વિદ્યાર્થિઓને તેની મીજબાની આપી. હવે તો તેણી પરોપકાર તરફજ પોતાના તન,

મન, ને ધનનો વ્યય કરવા લાગી. પોતાની આસપાસ અથવા પોતાના ગામમાં કોઈ માણસ માંદું છે, એવી તેને ખબર મળે કે તુરત ત્યાં જાય અને ઘરના માણસની પેઠે તેની શુશ્રુષા કરે. જો ગરીબ હોય તો પોતાની ગાંઠના પૈસાથી તેનું ઓસડવેસડ કરાવે, તથા તેની સભાળ માટે માણસો પણ રાખે, આવો ક્રમ ચાલતો હતો. એવામાં પોતાના ગામમાંના એક કોલસાવાળાની સ્ત્રી પ્રસુતિમાંથી બહુજ બિમાર થઈ પડ્યાની ખબર તેને મળી. આ ખબરમળતાંજ દેવીની સ્વારી તે કોલસાવાળાને ઘેર ગઇ. જઇને જુએ છે તો એક નાની સરખી કાળીમેશ ઓરડીના એક મલિન ખુણામાં તે બાઇ પડી છે. આસપાસ કોલસાના ઢગલા અને ચોતરફ અતુલ દુર્ગંધ. આ જોઇને દેવીએ ડૉકટરને બોલાવવા માણસ મોકલ્યુ અને પોતે સાવરણી લઇને તે ઓરડીમાંનો કચરો પોતાને હાથે કાઢવા લાગી ? તે બાઇના ધણીએ તેમ ન કરવા ઘણો આગ્રહ કર્યો, ત્યારે તે બોલી;—"તમને મદદ કરવામા જો આ હાથનો ઉપયોગ નહિ થશે, તો તેનો બીજો શો ઉપયોગ છે ?" આમ કહીને ડૉકટર આવતા સુધીમાં તેણીએ તે ઓરડીવાળી ઝાડીને સાફ કરી નાખી અને તે બાઇની સારવાર માટે એક બે માણસો રાખીને પછી પોતાને ઘેર ગઇ.

આ પરોપકારી પતિવ્રતા દેવીએ હવે કન્યાઓને સુધારવાનું કામ પણ હાથ લીધુ બાંકીપુરમાં કન્યાઓ માટે એક સારી સ્કૂલ બાધવામાં આવી હતી, પણ તેમાં કન્યાઓ બિલકુલ જતી નહોતી આસ્કૂલનો ઉદ્ધાર કરવાનુ દેવીએ મનપર લીધુ. પ્રથમ તેણીએ પોતાને ત્યા રાખેલાં બાળકોમાથી ૨૦-૨૫ બાળીકાઓને તે સ્કુલમા મોકલી; અને લોકોને પોતાની છોડીઓને નિશાળમાં મોકલવા આગ્રહ તથા ઉપદેશ કરવા માંડયો. તેમજ તે સ્કૂલની તમામ વ્યવસ્થા પોતે જાતે ચલાવવાનો નિશ્ચય કર્યો. આ જોઇને કેટલાક લોકો તેને કહેવા લાગ્યા કે,—" તમે જોઇએ તેવા સુશિક્ષિત નથી, તેથી તમારી શાળામાં અમારી છોડીઓ ને મોકલવાથી શો ફાયદો થવાનો હતો ? " દેવીને લોકોનું આ કહેલું સત્ય લાગ્યુ. તેનુ શિક્ષણ વધારે વધ્યુ નહોતુજ. ઘરમાના ત્રીશ ચાળીશ માણસોની વ્યવસ્થા કરતાં-તેમાંજ તેનો વખત ગત થતો હતો. પણ આ વખત આવતાં બાંકીપૂરથી ત્રણસો મૈલ એક ટ્રેનિંગસ્કુલમાં વિદ્યાર્થી તરીકે તે અભ્યાસ કરવા ગઇ. ત્યાં પાંચ વરસ અભ્યાસ કરીને પૂરતુ જ્ઞાન સપાદન કરી તે બાંકીપૂર પાછી આવી; ત્યાંની કન્યાશાળાની વ્યવસ્થા ચલાવવાનુ કામ પોતાના હસ્તકમાં લઇ શિક્ષણ આપવા લાગી. અહા ! કેવો દૃઢ નિશ્ચયી સ્વભાવ ? તેને સ્વજાતી વિષે મહદ્ અભિમાન હતું સ્ત્રી વર્ગની ઉન્નતિ માટે તે સતત્ મથ્યા કરતી હતી. બાંકીપૂરના સ્ટેશનપર સ્ત્રીઓને માટે ' વેટીંગરૂમ ' બિલકુલ નહોતી. એક વખતે એક ગાર્ડે એક સ્ત્રી પ્રત્યે બહુજ ખરાબ વર્તણુક ચલાવી હતી. આ બાતમી

દેવીને કાને જતાંજ આ પ્રકરણ યોગ્ય રીતે વરીષ્ટ અધિકારી સુધી લઈ જવાનો તેણીએ નિશ્ચય કર્યો. એક લાંબી અરજી તૈયાર કરીને તે અરજીપર સેંકડો સ્ત્રીઓની સહીઓ લીધી. તે અરજી **લેડી ઈલિયટ** પર મોકલી આપી. અરજી પહોંચતાંજ તે અસભ્ય ગાર્ડને યોગ્ય શિક્ષા કરવામાં આવી, અને બાંકીપૂરના સ્ટેશનપર સ્ત્રીઓ માટે "વેટીંગરૂમ" પણ બાંધવામાં આવી. પ્રકાશચંદ્ર બાબુનો તમામ પગાર દેવી તરફ જતો હતો. તેમનો મોટો ભાગ પરોપકારાર્થે જુદો કાઢી રાખવાનો દેવીનો નિશ્ચય ચાલુજ હતો. એક વખતે સિંધ પ્રાંતનો હીરાનંદ નામનો એક વિદ્યાર્થી બાંકીપુરમાં આવેલો, તે માંદો પડતાં દેવીએ તેને પોતાને ઘેર રાખ્યો, તેને સારો કરવા માટે ઘણી મહેનત લીધી, પણ તેમાં યશ મળ્યો નહિ; તોપણ હીરાનંદના કુટુંબીઓના અંતઃકરણમાં દેવીના ઉપકારનું સ્મરણ રહી ગયું.

દેવી બ્રાહ્મ ધર્માનુયાયી હતી બાંકીપુરમાં કોઈ પણ ધર્મોપદેશક આવે તે દિવસે મોટો ઉત્સવ કરતી. હમેશાં ગામની સેંકડો સ્ત્રીઓને પોતાના ધર્મમાંના તત્વોનો બોધ કરવાનો તેનો ક્રમ તો ચાલુજ હતો. ગૌતમ બુદ્ધ સબંધે દેવીની બહુજ પૂજ્ય બુદ્ધિ હતી. દર સાલે રાજગૃહ જતી હતી. રાજગૃહને બૌદ્ધ ધર્માનુયાયી બહુજ પવિત્ર સ્થળ માને છે. જ્યારે દેવી રાજગૃહ જતી ત્યારે વખતો વખત કેટલાક લોકોને સાથે તેડી જતી, રસ્તામાં વ્યાખ્યાનો આપતી, અને સદ્ધર્મને રસ્તે ચાલવા બોધ કરતી. આ તેનો ક્રમ કેટલાંક વર્ષો સુધી અખંડપણે ચાલ્યા કર્યો હતો. નમ્રસ્વભાવ, પરોપકાર બુદ્ધિ, ગરીબોપર પ્રીતિ, અને સામાન્ય પ્રેમાળ સ્વભાવ વડે બાંકીપુરના તમામ માણસોને તે વ્હાલી થઇ પડી હતી. આ ક્રમ એક સરખો ચાલવાથી તેનું શરીર ક્ષીણ થયું તેથી સમુદ્ર કાંઠાની તાજી હવા મળે, તેવે સ્થળે હવા ફેરફાર કરવા માટે રહેવાનો ડૉકટરે અભિપ્રાય આપ્યો. આ ઉપરથી બાબુપ્રકાશચંદ્રે દેવીને સન ૧૮૯૬ માં મુબઇમાં રાખવાનો ઠરાવ કર્યો હતો. રહેવા માટે મકાન વગેરેની વ્યવસ્થા પણ થઇ ગઇ હતી; એટલામાં નિર્દયકાળે ઝડપ મારી !! માંદગીમાં છતાં પણ જ્યાં સ્હેજ આરામ થતો, ત્યારે તે માંદામાણસોની ચાકરી કરવા પ્રયત્ન કરતી હતી. પોતાના દુઃખ માટે તેણીએ કદી પણ શોચ કર્યો નહોતો માત્ર એક વખત પોતાનું મરણ નજીક આવેલું જોઇને પોતાનાં બાળબચ્ચાંઓના શી દશા થશે, એ વિચાર કરતાં તેના નેત્રમાંથી અશ્રુ બિંદુ ખર્યાં હતાં. તે બદલ તેને પશ્ચાતાપ થતા ત્રીજે દિવસે પોતાના મોટા પુત્રને પાસે બોલાવીને કહ્યું કે,—"વ્હાલા સુબોધ ! હું મારી માતા પાસે જાઉં છું. હવે મારાથી અત્રે રહી શકાય તેમ નથી. તું હમેશાં કુમાર્ગથી દૂર રહે જે તમારા કોઈ માટે મેં બિલકુલ દ્રવ્ય સઘરી રાખ્યું નથી; પણ સત્ય સઘરી રાખ્યું છે, તે તમે વહેંચી લેજો. મારા માટે વૃથા શોચ કરશો નહી. પરમદિવસે મારી આંખમાં આંસુઓ આવ્યાં હતાં, તો મારે બે દિ-

વસ વધારે જીવવું પડયું, પણ હવે હું તૈયારીમાં છું ”

પ્રિય વાંચક વૃંદ! આ અતકાળના ઉદ્દગારમાં કેટલી ધર્મ બુદ્ધિ, કર્ત્તવ્ય પરાયણતા અને કેટલી અનુતાપ વૃત્તિ જણાય છે ? દેવીના સમાગમનો જેમને લાભ મળ્યો હતો, તેમને પોતાની માતા યા ભગિનીના મૃત્યુના શોચ જેટલો શોચ થયો હતો. આખા ગામમાં ઔદાસિન્ય પ્રસર્યું અને કેટલીક સ્ત્રીઓએ તો આક્રંદ કરી મેલ્યો હતો. દેવીની યોગ્યતા સબંધે આ સ્થળે વિશેષ લખવાની અગત્ય છેજ નહિ જેણે પોતાનું આખું આયુષ્ય પરોપકારમાંજ પૂરૂં કર્યું હતું. એવું સ્ત્રી રત્ન આપણા દેશમાં આ ઓગણીશમી સદીની અધવચમાં ઉદય થયું, તે બદલ આપણે જગત્ નિયતા ઈશ્વરનો આભાર માનતાં, તેવાં અનેક સ્ત્રી રત્નો આ ભારતભૂમિપર ઉદય પામે એવી પ્રાર્થના કરીશું. વાંચનારી વ્હાલી બેનો ! દેવી, કામિનીના આ જીવન ચરિત્રમાથી જે અમુલ્ય બોધ મળે છે. તે ગૃહણ કરી તેના જેવાં પરોપકારનાં અને સ્ત્રી જાતિની ઉન્નતિનાં કાર્યો કરવામાં મનને પ્રવૃત્ત કરશો, તો તમે તમારા દેશની અને તમારી દેશી બેનોની એક ઉત્તમ સેવા બજાવેલી કહેવાશે; તેની સાથે તમારૂં નામ અને કીર્ત્તિ અમર થશે. હે ઇશ ! આ દેશની બેનોની અંદર આવી સત્ય પ્રેરણા કર ? !

---

## ચદ્રપ્રભા.



આ પતિવ્રતા સ્ત્રી લખનૌ પાસેના એક ગામના ઠાકોરની પુત્રી હતી. તે મહા સૌન્દર્યવાન, તેજસ્વી, હિંમતવાન, નીતિવાન, ચાલાક, પતિવ્રતા અને બુદ્ધિશાળી હતી. તેને લખનૌ પાસેનાજ બીજા કોઇ ગામના ઠાકોર સાથે પરણાવી હતી. ઇ. સ ૧૮૯૯ ની સાલમાં એક વખતે તેનો પતિ તેના બાપને ઘેરથી બન્થેરા પોલીસચોકીને રસ્તે પોતાને ઘેર તેડી જતો હતો આ ચોકીના ઇન્સ્પેકટરે પતિવતા ચદ્રપ્રભાને ઘણી રૂપાળીને તંદુરસ્ત જોઇ ખરાબ વિચાર કર્યો તેણે ઠાકોરને કહ્યુંકે;—“ તું પરસ્ત્રીને કાઢી જાય છે, માટે તને અહીંથી જવા નહિ દઇએ ” ઠાકોરે કહ્યું;—“એતો મારી પરણેતર સ્ત્રી છે. માટે તમારે રોકવાનું કશુ કારણ નથી.” છતાં ઈન્સ્પેકટરે તે માન્યું નહિ અને સાક્ષી લાવવાનું કહ્યું અને પતિવ્રતા ચદ્રપ્રભાને એક કોટડીમાં પૂરીને તેને બહારથી તાળુ મારી કુચી ઠાકોરને આપી તેથી તે નહિ ચાલતાં પદર ગાઉ દૂર તેને સાસરે સાક્ષી લેવા ગયો. રાત પડી એટલે ઇન્સ્પેકટરે કોટડીનુ તાળું ઉઘાડયું પણ ચંદ્રપ્રભા બીજી કેટલીક સ્ત્રીઓની પેઠે ભોળીને ગાફલ નહોતી, તેણે એવા પરાયા પુરૂષનો વિશ્વાસ નહિ કરતાં, ચેતીને ચાલાકીથી અંદર બારણાને સાંકળ ચઢાવી દીધી હતી. તેથી

ઇન્સ્પેક્ટરે બારણું ઉઘાડવાને ઘણું કહ્યુ, પણુ તણે ઉઘાડયુ નહિ. પણુ જ્યારે તે ઘણી ધમકી આપવા લાગ્યો અને બારણુ ભાગવાની કોશિશ કરવા માંડી; ત્યારે નહિ ગભરાતાં હિંમતથી ઉઘાડયુ. ઈન્સ્પેક્ટરે અંદર આવી પોતાને વશ થવા જણાવ્યુ, પણુ આ સાધ્વી સ્ત્રીએ પોતાનો પ્રાણુ જતાં સુધી પણુ પોતાનુ પવિત્ર શિયળ ભગ નહિ થવા દેવાનો નિશ્ચય કર્યો હતો. તે તેનાં આવા અયોગ્ય વચન સાભળી ઘણી ગુસ્સે થઇ ગઇ પણુ જરા ધૈર્યતા પકડી બોલી,-" ભાઇ ! તમો આ શુ બોલો છો ? હુ નિરાધાર અબળા સ્ત્રી છુ તમો મારા ભાઈ જેવા છો, તમારા જેવા અધિકારીએ પરસ્ત્રી સામુ ખરાબ દૃષ્ટિથી જોવુ ન જોઇએ. બીજી કેટલીક સ્ત્રીઓ જેમ ભયથી,લોભથી કે વૈભવ સુખની ઇચ્છાથી પર પુરૂષને વશ થઇ પોતાનું અમૂલ્ય પવિત્ર શિયળ ભગ કરી પાપમાં પડે છે, તેવી કુલટા સ્ત્રી મને ન સમજો. હુ તમારા ભયથી ડરવાની નથી, પણુ મારા શિયળ ભગ થયે ઇશ્વરથી ડરૂં છું હુ મારો પ્રાણુ જશે, તોપણુ તમારે વશ થવાની નથી. માટે ઈશ્વરનો ડર રાખી વૃથા આશા છોડી દો. મને હેરાન કરવાથી તમારૂ સારૂં થશે નહિ," વગેરે આજીજી સાથે ઘણું કહ્યુ, પરતુ કામનાથી અધ થયેલો તે એક ટળી બીજો થયો નહિ. તે અનેક પ્રકારે ભય અને પ્રીતિ બતાવી વિનવવા લાગ્યો. ચદ્રપ્રભા હિંમતવાન હતી. તેને પવિત્રપણુ બહુ વ્હાલુ હતુ અને તે ક્ષત્રિ પુત્રી હતી. આ પાપીને શિયળ ભગ કરવા આવેલો જોઇને તેના અગનુ ક્ષત્રિત્વ જાગૃત થયુ, પણુ પાસે હથિયાર નહોતુ કે તે પોતાનુ બળ અજમાવી શકે તેથી યુક્તિપ્રયુક્તિથી તેનું હથિયાર હરણુ કરવાનો લાગ જોતી હતી. અગર બીજી રીતે બચાવ કરવાનો વિચાર કર્યો પોતાને ઉત્પન્ન થયેલો ગુસ્સો ધૈર્યતાથી દબાવી રાખ્યો, અને તે ન જાણી શકે એવુ મૂખ રાખી ઉભી રહીને મનમાં "હે ઇશ્વર ! હવે તુ લાજ રાખજે." એવુ સ્મરણુ કરવા લાગી. તે દુર્મતિ તેને શાન્ત થયેલી જોઇ ખુશી થયો કે, હવે તે મારે વશ થશે. એમ સમજી પોતાની તલવાર ત્યાં મૂકી દીવો લેવા દોડયો. પણુ તે મદમતિ જાણતો નહોતો કે, જે સ્ત્રી અત કરણુથી પોતાનુ શિયળ અખડિત રાખવા ઇચ્છે છે, જે સ્ત્રી પ્રાણુ કરતા પોતાના શિયળને વધારે વ્હાલુ ગણે છે, જે સ્ત્રી પ્રાણુ જતા સુધી પણુ શિયળને પવિત્ર અને પોતાનુ અમૂલ્ય ધન સમજી સાચવવા ઇચ્છે છે, તેવી સ્ત્રીના શિયળનુ રક્ષણુ હમેશાં ઈશ્વર કરે છે. તેવા સમર્થ રક્ષકની આગળ પતિવ્રતા સ્ત્રીનુ શિયળ ભગ કરવા દેવ પણુ સમર્થ થતા નથી, તો બિચારૂ પામર માનવી શું બિશાતમાં છે ? તે આ મદમતિ શું જાણી શકે ?

સતીચદ્રપ્રભાએ ઈશ્વરની સહાયતા માગી તુરત તે મદમતિની તલવાર ઉપાડી હાથમાં લીધી. ઇન્સ્પેકટર દીવો લઇને આવ્યો અને અયોગ્ય માગણી કરવા લાગ્યો. ચદ્રપ્રભાએ પ્રથમ તો તેને બહુ વિનવ્યો, પણુ તેણે માન્યુ નહિ. તેથી તેને પગથી માથા સુધી ક્રોધાગ્નિ વ્યાપી ગયો.

તુરત તેણે તલવાર ખેંચી તેનુ માથું ઉરાડી દીધુ. દીવો બુઝાવી દીધો, અને શિયળનું રક્ષણ કરવા હાથમાં તલવાર પકડી ઉભી રહી. ઇન્સ્પેકટર એક બાજુ પ્રાણ રહિત થઈ પડયો હતો. તેને ગયાને ઘણીવાર થઇ હતી. તેથી તેના બે કોન્સ્ટેબલોએ જાણ્યુ કે તે આજુ બાજુ ગયા હશે, એવી ધારણાથી તેઓ પણ એક પછી એક સતીના શીલને કલક લગાડવા આવતાં, તેઓ પણ તેની તીવ્ર તલવારથી કપાઈ ગયા. પ્રાતઃકાળે જ્યારે તેનો સ્વામી સાક્ષી લઇ આવ્યો, ત્યારેજ તે તલવાર હેઠે મૂકી રૂદન કરતી પતિને ભેટી પડી. પોલીસે તેના ઉપર ખુનનો અરોપ મૂકી કામ ચલાવ્યું, પરતુ લખનૌના શાણા સેસન્સ જડજે તેને નિર્દોષ ઠરાવી છોડી મૂકી. એટલુજ નહિ પરતુ કહે છે કે વાવ્યપ્રાંતની સરકારે તેના પાતિવ્રત્યપણાથી પ્રસન્ન થઇને તેને ચારસો રૂપિયા ઇનામ તરીકે આપ્યા હતા. આ સર્વ હકીકત સને ૧૮૯૯ ના વર્ત્તમાન પત્રોમાં પ્રસિદ્ધ થયેલી છે. અહો ! ચદ્રપ્રભા ! તને ધન્ય છે ! તેં પાતિવ્રત્યાપણાનાં પવિત્ર અકુરો ધરાવનારી પવિત્ર હૃદયની આર્યમહિલાઓ અદ્યાપિ પણ છે, એવુ સર્વને બતાવી આપી નામના રાખી છે.

## મૃગનયની.



આ પ્રખ્યાત્ સાધ્વી સ્ત્રી ગુજરાતના રાજાની પુત્રી અને ગ્વાલિયરના તોમર વશના મહારાજા **માનસિહ**ની રાણી હતી. તે રૂપે રભા જેવી સૌન્દર્યવાન અને નયનો મૃગના જેવાં હતાં. તેથી તેનું નામ મૃગનયની પાડયુ હતુ. એ તીવ્ર બુદ્ધિની, ભણેલી, ઉદાર, રાજકાર્યમા કુશળ, સસાર વ્યવહારમાં નિપુણ, હિંમતવાન, ચાલાક, ધાર્મિક, ચતુર, પતિવ્રતા અને સગીત કળામાં અતિકુશળ હતી. પતિને પ્રાણથી અધિક ચાહતી. માનસિહ પણ તેના ઉપર ઘણોજ આશક્ત હતો. પતિ પત્નીમાં ગાઢ પ્રેમ હતો. તેઓ સર્વ પ્રકારે એક રૂપ જેવાં હતાં. સાધ્વી મૃગનયની પોતાના રૂપ ગુણથી સૌનાં હૃદયને આકર્ષતી હતી. સગીત કળામાં તો તે એટલી કુશળ હતી કે, તે જે રાગ ગાતી, તે રાગનુ રૂપ તાદશ્ય ખડુ કરી દેતી. તેના રાગનો ધ્વની સાંભળી પશુ પક્ષીઓ પણ પોતપોતાનુ કાર્ય મૂકી દઇ થભી રહેતાં તેનું ગાયન સાંભળવાને મહાન્ પુરૂષો પણ લલચાતા હતા. તે પતિથી વહેલી ઉઠતી. દંતધાવન અને સ્નાન કરી દેવ સેવા કરતી. દેવ સેવા વખતે દેવની સ્તુતિ હાથમાં તંબુર લઈને એકાગ્ર ચિત્તેગાઇ બજાવી કરતી. એ વખતે તેનું સ્વરૂપ સા-

ક્ષાત્ દેવી રૂપ જણાતુ હતુ. તેમજ પતિ રંજનાર્થે પણ પોતાની ગાયનકળાનો ઉપયોગ કરતી. આ એ પ્રસગે ઘણુ કરી બીજા માન્ય લોકો તેની ગાયન કળાના શ્રવણનો લાભ લઈ શક્તા. પતિવ્રતાના ધર્મ પ્રમાણે તે ચાલતી. રાજકાર્યમાં પતિને અનેક પ્રકારે સહાય આપતી. કઠણ સમયે કોઇ પ્રકારનો નિકાલ કરવામાં પોતાની બુદ્ધિથી બહાર પડતી અને યુક્તિથી માર્ગ શોધી કાઢી સૌને ચકિત કરતી, એવી હુશિયાર હતી. તેના કાર્ય કુશળ પણાને લીધે રાજા, પ્રજા અને વિદેશી જનોમા વખાણને પાત્ર થઇ હતી માનસિહ ઘણુ કરીને ઈ. સ ના સોળમાં સૈકામાં થઈ ગયો છે, કારણ કે લકારાય જે શાહજહાં પાદશાહના સમયમાં થઇ ગયો છે, તેણે પોતાના ઇતિહાસમા લખેલુ છે કે,–" રાજા માનસિહને બસો રાણીઓ હતી, પરતુ તે સર્વમાં રૂપને ગુણમાં શ્રેષ્ઠ તો રાણી મૃગનયનીજ હતી. તે અતિ સુદર હતી; એટલુજ નહિ પરતુ મનમોહની કળા જે ગાયનવિદ્યા, તેમાં અત્યન પ્રવિણ હતી." રાજા માનસિહ ને ગાયન વિદ્યાનો ઘણો શોખ હતો તેમાં પણ સકીર્ણ રાગ તે મહારાણી ઘણીજ અદ્દ્ભુત પ્રકારે ગાતી ને બજાવતી, તેના ઉપર તો તે મોહિત થયો હતો. મૃગનયનીએ પોતાના અત્યત સગીત ચાતુર્યથી કેટલાક રાગ મિશ્રભાવથી ગાઇ પ્રસિદ્ધ કર્યા હતા. તેમા ગુજારી, વહીલગુજારી, માલગુજારી, વગેરે રાગ તેના નામપરથીજ પ્રસિદ્ધ છે. કહે છે કે મૃગનયનિની ગાયન કળાનુ શ્રવણ કરવાને ગાયન વિદ્યાના પરમ આચાર્ય તાનસેનજી ખાસ ગ્વાલિયર પધાર્યા હતા અને ત્યાંજ રહી, પોતાની આખરની જીદગી પૂરી કરી હતી તેણે મૃગનયનીનું ગાયન સાભળી તેના ઘણાજ વખાણ કર્યા હતાં. એ રીતે એ સગીત કળામા ઘણીજ પ્રખ્યાત્ થઈ ગઇ છે સ્ત્રીઓએ પોતાને ભૂષણ રૂપ ગણાતી સગીતકળા શિખવી જોઇએ તેનુ એક ઉત્તમ દષ્ટાંત્ આ સાધ્વી સ્ત્રીએ આર્યાવર્તની સ્ત્રીઓને આપી અમર કીર્ત્તિ રાખી છે.



## ગંગા.



આ પતિવ્રતા સ્ત્રી ગદાબાના કીલ્લામા રહેતા **મહારસિહ** નામે રાજપૂતની પુત્રી હતી. તેની માતાનુ નામ **તેજબા** હતુ એ ઘણી શાણી, ચાલાક, હિંમતવાન અને નીતિવાન હતી. આવી માતાના હાથ નીચે ગગા લાડ કોડમાં ઉછરી હતી. તે મહા સ્વરૂપવાન, મૃગનયની, બુદ્ધિશાળી, હિંમતવાન ચાલાક, નમ્ર સ્વભાવની, ડાહી, નીતિવાન અને પતિવ્રતા હતી. તે ગદાબા પાસે

વિજયપૂર નામે ગામના રાજપૂત **દેવીસિંહ** સાથે પરણી હતી. ઈ. સ. ૧૦૨૪ માં જ્યારે ગીજનીનો સુલતાન **મહમદ** સોરઠી સોમનાથ મહાદેવના દેવળનો નાશ કરી, ગદાબાના કિલ્લા ઉપર ચઢી આવ્યો ત્યારે કિલ્લામાં લૂટ ચલાવી, તેમાંનાં કેટલાંક સ્ત્રી, પુરૂષ અને છોકરાઓને કેદ કર્યા. એ સર્વને ગીજનીમાં ગુલામ તરીકે વહેંચી પૈસા મેળવવાનો તેમનો વિચાર હતો. તે ગદાબાથી ઉપડી અણહીલવાડ પાટણ આવ્યો. કેદીઓને અનેક રીતે દુ ખ દેવામા આવતુ હતુ. બધીવાન ઓરતોની અદર ગગા પણ હતી. તે આ વખતે પદર વર્ષની હતી. મહમદ ગીજનવીનો પાટવી કુવર તેને જોઇ તેના પર મોહિ પડયો. તેમને પોતાના કબજામાં લેવાને તત્પર થયો.

ગગા ખરેખરી ગગા રૂપજ હતી. તેનુ મન ગગાજળ સમાન નિર્મળને પવિત્ર હતું. તેને પાટવી કુવરે ઘણા ગળ્યા ગળ્યા સદેશાઓ મોકલ્યા પણ તે ગગાને ગળે કેમ ઉતરે ? ગગાએ કુવરને અણગમતા ઉત્તરો મોકલ્યા. તેથી તે ઘણો ગુસ્સે થયો અને તે જાહેર કરવાને ગુપ્ત રીતે કેદખાનામા આવ્યો. ગગાને ગાંડી ઘેલી વાતો કહી સમજાવવા લાગ્યોકે,–" હે ગગા ! તુ મારૂ કહેવુ માન, હુ તને ચાહુ છુ, પણ તુ મને ચાહતી નથી. તુ મારી પદવી પિછાણતી હોતતો આવી રીતે મને વારવાર અપમાન આપત નહિ હુ પૃથ્વી પતિ મહમદનો પાટવી કુવર છુ, ગાદીનો વારસદાર હુ છુ સમય આવતા હુ તને મારી પટ્ટરાણી બનાવીશ. ખાવાને ખટરસ મન ભાવતાં ભોજનો મળશે, રહેવાને રગમહેલ, પહેરવાને હીરચીરનાં જરીન વસ્ત્રો. હીરા, મોતી અને માણેકનાં આભૂષણો મળશે. હુકમ કરતાં હજારો દાસીઓ તારી પાસે હાજર થશે. પાણી માગીશ ત્યાં દૂધ મળશે. આથી વધારે તારે શી આશા છે ? " આ સાંભળતાં ગગાએ તુચ્છકારી જવાબ આપ્યો કે;–' કુવરજી ! તમોને હું વધારે શુ કહું ? બીજો કોઇ આ વખતે હોત તો બતાવી આપત ! તમારો ધર્મ આવી રીતે અબળાની આબરૂ લૂટવાનો નથી. તમારા રાજ મહેલમાં અને અમૂલ્ય વસ્ત્રાલકારોમાં આગ લગાડો ! તેનું મારે શુ કામ છે ? મને મારી ભલી જાવળીની ઝુપડી અને ભલો મારો જાર બાજરીનો સૂકો પાકો રોટલો. અમારે ગરીબને રાજ વૈભવની શી જરૂર છે ? સ્ત્રીને સદ્દગુણ એજ ખરી શોભા અને સુખ આપનાર છે; તે સિવાય અન્ય શણગારને સુખ હુ ઇચ્છતી નથી; મારે તેની કશી તૃષ્ણા નથી, મારી આબરૂ અને નીતિનો ભોગ આપી–વહેંચીને હું મોજ મજા ભોગવું એ બનેજ કેમ ? કુવરજી ! તમે સત્ય કરીને માનજો કે હુ લાલચમાં કદી પણ નહિ લપટાઉં. શરમ છે એવી પાપિણી સ્ત્રીઓને કે જે લાલચને લીધે અનીતિમાં લપટાય છે, નહિ કરવાનાં કામ કર છે. હુ એવી લાલચુકે અનીતિમાન નથી કે લલચાઉ. તમારી લાલચથી હુ પાપમાં પડવાની નથી. મને મારી નાખો, કેદમાં પૂરીને રીબાવો,

સતાવો, ને ગમેતો શળીએ ચઢાવો, પણ હું મારો પત્ની ધર્મ ચૂકવાની નથી. હિંદુવાણી મટીને બીબડી થવાની હોંસતો હલકી જાતની સ્ત્રીજ રાખે છે. બીબડી થઈ મારો પત્ની ધર્મ ચૂકવા કરતાં તો હું મરવું વધારે શ્રેષ્ઠ ગણું છું.

કુવરજી ! તમો આવ્યા એ રસ્તે મુગાને મુગા ચાલ્યા જાઓ. તમારૂં કશું વળવાનું નથી. મને જીવ વ્હાલો નથી, જીવ વ્હાલો કરીને જીવવાની મારી ઈચ્છા નથી. હું એવી નકામી આશા રાખતી નથી. રહવુ સારૂ, મરવુ સારૂં, પણ મારો પતિવ્રતા ધર્મ તજીને બીબડી થવુ એ હલકુ છે. પતિવ્રતા સ્ત્રીને માથે એકજ પતિ હોયછે. બીજા સઘળા ભાઈ, બાપ સમાન છે. તમે મારા ભાઇને હું તમારી બેન છુ. બેન ઉપર આવી બુરી નજર કરવી ન ઘટે વિષ સમાન વિષય સુખને માટે આ ઉત્તમ દેહ વટલાવવો, સ્ત્રી ધર્મ ચૂકવો, અને હાથે કરીને પાપમાં પડવું એ મને પસદ નથી. માટે આવ્યા ત્યાં પધારો. નહિ તો હું મારૂ માથું ફોડીને મરીશ, જીભ કચરીને જીવ કાઢીશ, મારા લોહી વડે તમારાં વસ્ત્ર રગીને મરીશ અને તમને સ્ત્રી હત્યા આપીશ, પણ તમારો હલકો હેતુ તો હું પાર પડવા નહિ દેઉં. આ સાંભળી કુવર ઝાંખો પડયો, તેના મુખનો રગ ઉતરી ગયો, લાલી ઉડી ગઇ, તેના કઠણ શબ્દો કાળજામાં કોતરાઇ ગયા અને તે શળી સમાન સાલવા લાગ્યા. તેથી તે વિલે મૂખે પાછો રાજમહેલમાં આવ્યો. મધરાત થઇ, સઘળા લોકો નિદ્રા વશ થયા, પણ તેને નિદ્રા આવી નહિ. અનેક તરેહના વિચાર કરવા લાગ્યો, હવે કરવુ કેમ ! એ પદર વર્ષની બાળાએ મારી આબરૂ લીધી. જો હું બળાત્કાર કરૂં ને વખતે પિતાના જાણુવામાં આવે તો પચાત થઇ પડે, પણ કંઈ નહિ. હજુ વખતે છે. એ ગુલામડીને હાથમાંથી જવા નહિ દઉં એવો વિચાર કરી શય્યનગ્રહમાં ગયો; પણ નિદ્રા કેમ આવે ? પલગપર આમતેમ આળોટવા લાગ્યો, તેણે પોતાની ગેરહાજરીમાં તાવી જોવાનું વિચાર્યું. પોતાનો માનીતો અને વીશ્વાસુ નોકર સુજાતખાં હતો, તેને સર્વ વાત કહી બતાવી. સુજાતખાં મન મોજીને રગીલા સ્વભાવનો હતો. તે સુલતાન વગેરે સર્વને રમુજ ઉપજાવતો હતો. તે બહુ કદરૂપો, પચાવન વર્ષનો ઘોરમાં પડવા યોગ્ય થયો હતો, પણ ઈસ્કાઈ મૂકતો નહોતો હજુ તે કુંવારો હતો. તેથી કોઈ સુંદર સ્ત્રી મળે તો શોધ્યા કરતો હતો. તે કેફમાં ચકચુર રહેતો. આવા ઓલીયા મિયાંએ કુવરના મુખથી વાત સાંભળી કહ્યું:—" કુવરજી ! તમો કશી ફિકર કરશો નહિ. ગગાને મારી વાણીથી ગાળી નાખીશ ને એક પળમાં આપની હજુરમાં લાવી હાજર કરીશ, જો તેમ ન કરૂં તો મારૂં નામ સુજાતખાં નહિ." કુવરને મિયાંના વચનથી આનદ થયો. તેને ગગા પાસે કેદખાનામાં રવાને કર્યો.

સાધ્વી ગંગા જાણુતી હતી કે, આજે કાંઇ નવા જુની વાત બનવાની છે. કુવર કદાચ આવીને બળાત્કાર ગુજારશે, એવા વિચારથી તે બિચારી પોતાની

આબરૂ પ્રાણ જતાં સુધી જાળવવાને આતુર થઈ બેઠી હતી ત્યાં તેની ઓરડીમાં મિયાં સુજાતખાં આવ્યો. તેને દૂરથી આવતો જોઇનેજ હવે શું કરવું ! તેના વિચારમાં પડી. તેણે વિચાર કર્યો કે—"સામે થવાથી વારવાર હું ફાવવાની નથી; માટે પ્રપચ કરીને આ ઓલિયા મિયાંને છેતરીને કુવરના છટકામાંથી છુટા થવું એવો તેણે નિશ્ચય કર્યો. મિયાં ઓરડીમાં આવ્યો કે ગગાએ ઉભા થઇ તેને ઘટતો આવકાર આપ્યો; એટલુજ નહિ પરતુ તુરત તેને નાના પ્રકારની વાતમાં નાંખ્યો. મિયાં તો ગંગાની વાતમાં ગળી ગયો, તે પોતે શું કામ માટે આવ્યો છે તે પણ ભૂલી ગયો ગગાનુ સુંદર સ્વરૂપ જોઈ તેનું મન ભ્રમિત થયું. કુંવરના હાથમાં આવી સુદર સ્ત્રી જાય ને હું હાથ ઘસતો રહી જાઉં એ ઠીક નહિ. આવી રૂપાળી સ્ત્રી મેં મારા જન્મારામાં જોઇ નથી. હિંદવાણીમાં ખુદાએ કેવું રૂપ મૂકયું છે? કેવી તેની બોલવાની છટા છે? અહો! કેવી તેની વાણીની મધુરતા છે? આ સ્ત્રી બદાના હાથમાં આવે તો ખરેખર મારો અવતાર સફળ થાય. એવો વિચાર કરી મિયાંએ મલકાતે મૂખે કહ્યું·—" સુદર સ્ત્રી ! તારા સુદર સ્વરૂપે મને વિચાર સાગરમાં ડૂબાવી દીધો છે. કુવરના કરતાં હુ કેવો લાયકછું? મારા ઘરમાં તારા સરખી સુદર સ્ત્રી હોય તો કેવી શોભા વધે? કેવો ભાગ્યવાન ગણાઉં ? પણ એ સઘળુ તારા હાથમાં છે. તેં મારૂ મન જીતી લીધુ છે, મને જીવાડવો કે મારવોએ તારા હાથમાંજ છે, તું મારૂં કહેવું નહિ કબુલ કરે તો હું ઝુરીને મરીશ."

આ સાંભળી ગગા પેચમાં બોલી;–" અહાહા ! આજ મને કેટલો આનંદ થયો છે ? કોણ જાણે શા કારણથી મારૂ મન તમારા ઉપર દોડે છે ! કુવરે ન થાય એટલા કાલાવાલા ને ઉપાયો કર્યા, પણ તેનુ કામ ન સર્યું. તે તમે એક પળમાં પાર પાડયું છે એવાં કયાંથી ભાગ્ય કે તમારા સરખા મોટા મનના વિલાસી પુરૂષ મને ચાહે? તમે કહો તેમ કરવાને અને કહો ત્યાં આવવાને તૈયારછું, પણ એક...એટલું કહીને બોલતી અટકી ગઇ. તેથી મિયાં બોલ્યો;—" ગગા ! મારો અવતાર સફળ કર્યો છે. તેં મને આ ભવમાં તાર્યો છે, તું મને ચાહે છે, એમ જાણી આનદ પામું છું; પણ તું બોલતાં કેમ અટકી ? તુ જે કહે તે કરવાને તૈયાર છું. માટે જે કહેવુ હોય તે કહો." ગગા બોલી;—'કાંઈ ઘણું કહેવાનુ તો નથી, પણ માનો તો મારી મરજી એવી છે કે હુ પસદ કરૂ એવા પોશાખમાં તમે સદા રહેતો સારૂ. તમે હાલ જે વેષમાં છો, તેના કરતાં પણ વધારે દીપી નીકળો એ મને ખાત્રી છે. મને મુસલમાની પોશાખને રીતભાત ઉપર હદ વગરનો કટાળો છે. આવી બોકડા સરખી દાઢી મને પસંદ નથી. અમારા રાજપૂતો કતરાવેલી દાઢી રાખે છે. તેથી તેઓ કેવા શોભે છે ? મુદ્દલ દાઢી ન હોય તો વધારે સારૂં. કુવરનું મ્હોડું દાઢી વગરનું કેવું મનહર દીશે છે? તમે દાઢી કતરાવો તો કાંઇ અડચણ છે? અને કદાચ અડચણ હોયતો તે મારે

ખાતર નહિ ખમો ? તમારા પ્યારની પરીક્ષા મને કરવાદો અને પછી જુઓ કે તમારા પર મારો કેવો પ્યાર દોડે છે ? ” મિયાં કેફના તોરમાં બોલ્યો;–“હું તારા વચને વહેંચાયેલો છુ, ને બોલે બધાયેલો છુ. તુ કહે તેમ કરવાને તૈયારછું. અમારા ધર્મમાં દાઢી બોડાવવી એ બહુ ગુન્હા ભરેલુ ગણાય છે, તે તુ જાણુતી નથી. જો જાણુતી હોતતો મને આવી ગેરવાજબી ફરજ ન પાડત, પણ ફિકર નહિ. આજને આજ આપણે ગીજની ભણી ઉપડી જવાના છીએ. સુલતાનની મરજી ગુજરાતની અદર ચોમાસુ ગાળવાની છે. તેથી ઘણો ખરો રસાલો ગીજની મોકલવાની ગોઠવણુ કરી છે, આપણે પણ એ રસાલા સાથે જઇશુ, એટલે કશો ભય ઉચાટ રહેશે નહિ, પરતુ તારા તરફની એક ફિકર છે. તુ સ્ત્રીનાં કપડાં પહેરીને મારી સાથે આવીશ, તો સઘળાના જાણુવામાં આ વાત આવશે તેથી કુવર તથા સુલતાન મારા ઉપર ગુસ્સે થશે. માટે તુ મરદના પોશાખમાં ગીજની સુધી આવે તો સઘળી બલા દૂર થાય, અને આપણા દહાડા અતિ આનદમાં જાય. તારે પહેરવાનાં કપડા પણ કુવરે મારી સાથે મોકલ્યાં છે, તે પહેરી લે તો આપણે આપણા કાર્યમાં ફાવીએ. ”

ગગાને ભાવતુ હતુ ને વૈદે બતાવ્યુ તેનો પણ તેવોજ વિચાર હતો કે તેમને યુક્તિથી ફસાવી પુરૂષ વેષે છટકી જવુ. તે સ્હેજમાં કપડાં આવી મળ્યાં; ઠીક છે એવો મનમા વિચાર કરી બોલી,—“ ખરૂ છે, તમારૂ કહેવું મને પસદ પડે છે. હુ તમે લાવેલાં કપડાં પહેરૂ, પણ તમે એક મારૂ વચન રાખો. તમે મારાં કપડાં પહેરી જુઓ, ને તેમાં તમે કેવા શોભિ નિકળો છો, તેનો અનુભવ મને લેવા દો. ગગાની સઘળી વાત મિયાને ગળે ઉતરી, અતિ આના કાનીએ કાતરવતી પોતાની દાઢી કાતરી નાંખી ! ગગાના વસ્ત્રાલકાર પહેરી લીધાં ! આ જોઇને ગગા મનમાં ઘણી હસવા લાગી કે —“ પ્યારમાં આંધળા લોકો કેવા બને છે ? અને ન કરવાનાં કામો કરી ફજેતી ને ફાળકે ચઢે છે, તો આ બુઢ્ઢા મિયાં કેમ ન છેતરાય ? ” મિયાંને બનાવવાના હેતુથી ગગાએ ચાહન કહ્યુ કે,—“ આહાહા ! તમે સ્ત્રીના વેષમાં પણ કેવા શોભો છો ? જાણે આકાશમાંથી અપ્સરા ઉતરી આવી ન હોય ! તમે ડોલાં—ઝોકાં કેમ ખાવા માંડયાં ! હજુ રાત ઘણી છે, માટે જરા આડે પડખે થાઓ તો ઠીક મને કપડાં પહેરતા વિલબ થશે. તેટલા વખતમાં તમે મજેની ઉઘ લઇ શકશો.” મિયાની આંખમાં ઘણી ઊઘ ભરાણી હતી. તેથી ગગાના કહેવાથી તે તુરત બિછાના પર સૂઇ ગયો. તેવોજ ભરનિદ્રામાં પડયો. ગગા હિમતવાન અને ચાલાક હતી તેણે હવે નાશીજવાનો વિચાર કર્યો એકાગ્ર ચિત્તે ઇશ્વરસ્તુતિ કરીને ત્વરાથી મિયાંનાં કપડાં પહેરી લીધાં. મરદને લાયક હથિયાર કમરે લટકાવ્યાં; જાણે કોઇ યુવાન મુસલમીન ન હોય ! મરદનો પોશાખ ગગાને અનુકુળ આવ્યો, ગગા તૈયાર થઇ, ઓરડીનાં બારણાં વાસી માથે તાળુ દઇને

છૂપે માર્ગે થઇ પોતાના વતન તરફ સહી સલામત જતી રહી. રાજપૂતાણીઓમાં વિપત્તિને વખતે સાહસ કામ કરવાની અનેક પ્રકારની યુક્તિઓ અને સબળ શક્તિ હોય છે. એવા અમૂલ્ય ગુણ ગગામાં પણ હતા.

ગંગાતો પોતાનું સતીત્વ જાળવી યુક્તિથી ચાલી ગઇ; પણ પેલા મિયાં તો પૌઢયાજ રહ્યા હતા કુવરનુ તે કાર્ય સિદ્ધ કરવા આવ્યો હતો. કુંવર તો આખી રાત ન ઉંઘતાં વિચારતો હતો કે,–" મિયાં સુજાતખાં હજુ સુધી કેમ ન આવ્યો તેતો ગયો ત્યાને ત્યાંજ રહ્યો. શુ બન્યુ હશે ? ગગાએ શો જવાબ દીધો હશે ? વગેરે હકીકત જાણવાને ઘણો આતુર હતો, પણ તેની આતુરતા મટાડનાર મિયાં સુજાતખાં વગર કોણ હતું ! સવાર થયું, લોકો ઉંઘમાંથી જાગ્યાં, સર્વ કેદીઓને પાટણની બજારમાં લાવીને વેચવાના હતા. તેથી મહંમદ પોતાના હજુરીઆ સાથે કેદખાનામાં આવ્યો સર્વ કેદીઓને એકઠા કરવા માંડયા. કયા કયા બધીવાનો કેવા કેવા અપરાધમાં છે ? તેની તપાસ શરૂ કરી મહમદનો કુંવર પણ સાથે હતો. એકઠા થયેલા બધીવાનોમાં ગગા ન દીઠી. તેથી કુંવર અતિ આશ્ચર્ય પામ્યો ઓરડીઓ તપાસતા સૌ ગગાની ઓરડી આગળ આવ્યા. ઓરડીને બારણે તાળું જોઇ, મહમદ અને તેની સાથેના સર્વ આશ્ચર્ય પામ્યા. તાળું ઉઘાડીને જોતાં જણાયુ કે, ગગા તો નથી, પણ ગગાના પોશાખમાં બોડી દાઢી વાળા પાવૈયા સરખા મિયાં સુજાતખાં ભરઉઘમાં પડયા હતા. સઘળા સરદારો અને મહંમદ સાનદાશ્ચર્ય પામ્યા અહી તે આવી અવસ્થામાં કેમ આવ્યો હશે ? ગંગા કયાં ગઈ ? આવી ગડબડમાં સુજાતખા આળસ મરડીને પડખું વાળવા જતો હતો, ત્યાં સુલતાન વગેરે તેના જોવામાં આવ્યા. તેથી બે બાકળો ઉભો થયો, મહમદના પગમાં પડીને રડી પડયો. સર્વ વિચારમાં પડયા, મહમદે મિયાં પાસે સઘળી હકીકત માગી, પણ તે બિચારો બોલે શુ ? ગે-ગે-ફે-ફે બોલવા લાગ્યો. જમીન માર્ગ આપે તો તેમાં પેસી જાઉં, એવુ વિચારવા લાગ્યો. રાંડ છેતરીને નાશી ગઈ મારા પળીઆમાં ધૂળ પડી, આતો મરવા જેવું થયુ, એવો તર્ક કરતા ઘણુ લાગી આવ્યુ. અશ્રુ પાડી રડી પડયો તેણે સઘળી વાત કહી બતાવી. આ સાંભળીને તથા તેનો વિચિત્ર વેષ જોઇને સર્વેનું કાળજુ હસી હસીને દુઃખવા આવ્યું. કુવરના કારસ્તાનથી મહમદને ઘણો ગુસ્સો ચઢયો, પણ મિયાંની હાલત જોઇને કાંઈ ન બોલ્યો. કુંવર ઘણુ લજવાઇ ગયો અને કશું બોલ્યા ચાલ્યા વગર પૂતળાની પેઠે ઊભો રહ્યો. સુજાતખાંના લૂગડાં ઉતરાવ્યાં ને પુરૂષનાં કપડાં પહેરાવ્યાં, પણ બોડી દાઢીથી તેને ઘણુ લાગ્યુ. તેથી ઘણા દિવસ સુધી બહાર નીકળ્યો નહિ. મહંમદ ગીજનવી ગગાની યુક્તિ અને હિમત જોઈને બોલ્યો કે,—રંગ છે આ રાજપૂતાણીને ! કે તેણે પોતાનો પતિવ્રતા ધર્મ જાળવ્યો ! એમ વિચારી હૃદયમાં રાજી થયો

ગગા કેટલેક દિવસે ચાલી પતિને મળી આનંદ પામી. તેનો પતિ ગઢાબાના

કિલ્લાની લડાઇમાં ઘાયલ થયો હતો. તે પત્ની વિયોગથી નિરંતર ઉદાસ રહેતો હતો. તેણે નિશ્ચય કર્યો હતો કે, પ્રાણ જતાં સુધી પણ મારી સ્ત્રીને શોધી કાઢીશ અને ગમે તે ઉપાયે પણ તેને પાછી લાવીશ. એવા વિચારમાં હતો, ત્યાં તો અચાનક તે આવી પતિને ભેટી પડી. આ જોઇ તેના હર્ષનો પાર રહ્યો નહિ. ગામ લોકો તેની હિંમત અને પાતિવ્રત્યપણાનાં ઘણા વખાણ કરી ધન્યવાદ આપવા લાગ્યાં. પતિને ગગાએ સારવાર કરી સાજો કર્યો અને કેટલાક વર્ષ તેની સાથે સુખચેનમાં ગુજારી સ્વર્ગે સિધાવી. આ જગતમાં જીવતાં જશ ને મુઆ પછી સ્વર્ગ મળે તે આવી પતિવ્રતા સ્ત્રીનેજ મળે છે. ધન્ય છે તેમને ! ! !

## મીનળદેવી.

આ પ્રખ્યાત્ પતિવ્રતા સ્ત્રી કર્ણાટક દેશના ચંદ્રપુરના રાજા જયકેશીની પુત્રી, ગુજરાતના પ્રતાપી રાજા કરણની પત્ની અને પ્રખ્યાત્ રાજા સિદ્ધરાજની જનેતા હતી. તેણે બાળવયમાં ઉત્તમ માતાના હાથ નીચે ઉછરી સસ્કૃત, કર્ણાટકી અને ગુજરાતી ભાષાનુ સારૂ શિક્ષણ મેળવ્યુ હતું. ગાયન, નૃત્ય અને ચિત્રકળામાં ઘણી પ્રવીણ હતી. ઇતિહાસ, કાવ્ય અને બોધક વાર્તાના ગ્રથો વાંચવાપર તેમને ઘણી પ્રીતિ હતી તે ધાર્મિક, દયાળુ, બુદ્ધિશાળી, નીતિવાન, પરોપકારી, ઉદાર, ક્ષમાવત અને સત્યપર પ્રમી હતી. કરણ સવત ૧૧૨૮ માં ગુજરાતની રાજધાની પાટણમાં ગાદીએ બેઠો. તે વખતે દેશની સ્થિતિ સારી હતી. વિનાશકારી બાળલગ્નના ભૂંડા રીવાજે પ્રવેશ કર્યો નહોતો. મહારાજા ભીમદેવ અને તેની રાણી ઉદયમતિએ પોતાના કુવરને બાળપણમાં પરણાવી દેવાની ઉતાવળ કરી નહોતી. તેના તન, મનને કેળવી પુરૂષાર્થ કરવાને યોગ્ય કર્યો હતો. રાજા કરણ જયારે ભરજુવાનીમાં આવ્યો, ત્યારે કારભારીઓ યોગ્ય કન્યાનો શોધ કરવા લાગ્યા હતા. એવામાં કર્ણાકટ દેશથી જયકેશી રાજાએ મોકલેલો ચિતારો મીનળદેવીનુ નાળીએર લઇને આવ્યો. તેણે મીનળદેવીની સુંદર છબી ચિતરેલી બનાવીને તેના રૂપગુણની રાજા આગળ સ્તુતિ કરી. તે ઉપરથી કરણ રાજાએ તે સાથે લગ્ન કરવાનુ નક્કી કરીને નાળીએર લીધુ અને પોતાનું ખાંડુ ચદ્રપુર મોકલ્યુ. આ વખતે મીનળદેવી ૧૮ વર્ષની હતી. તે બહુ ભણેલી, સદ્દગુણી અને શાણી હતી, પણ રૂપે સાધારણ હતી. તે જયારે પાટણ આવી ત્યારે તેને જોઇને કરણરાજા નિરાશ થયો; કારણ ચિતારાએ જે અલૌકિક સુંદરરૂપ ચિતર્યું હતું, તેવું તે નહોતુ. તેથી રાજાને બહુ ક્રોધ ચઢયો, પણ તે વચનથી વિમુખ થયો નહિ. તે

એક પત્નીવ્રત પાળવાના દૃઢ નિશ્ચયવાળો હોવાથી ફરી પરણ્યો નહિ. સદા બ્રહ્મચર્યવ્રત પાળી સુનીતિએ સદા વર્તવા લાગ્યો. એમ ઘણાં વર્ષ વિત્યાં; મીનળદેવી પતિ સહવાસ ન થવાને લીધે શોકથી રહેલી હતી. પતિના રોષથી તેને અન્ન પણ ભાવતું નહતું. વસ્ત્રાલંકાર પહેરવા ગમતાં નહિ. પુરી ઉંઘ પણ આવતી નહિ, સદા રૂદન કર્યા કરતી. રાજાને તેના મિત્રો ઠપકો દેવા લાગ્યા. નિર્દય કહીને નિંદવા લાગ્યા. વૃદ્ધ માતા ઉદયમતિએ પણ તેને ઘણી પ્રકારે સમજાવ્યો, કકાસ કર્યો, રૂદન કર્યું, પણ કોઈ પ્રકારે કરણનું મન પીગળ્યું નહિ. મીનળદેવીએ અને તેની દાસીઓએ પાટણને પાદર બળી મરવાનો નિશ્ચય કર્યો; તોપણ કરણે પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિ. પ્રધાનોએ વચ્ચે પડી સર્વને બળી મરતાં અટકાવી શાંત કરી દિલાસો આપ્યો કે,—“રાણીજી ! તમારે સાહસ કરવું નહિ, રાજમાતા અને આખું રાજ તમને પોતાના રાણી તરીકે અત્યંત પ્રસન્નતાથી સ્વીકારે છે; એટલુંજ નહિ પરંતુ રાજા બીજી બધી રીતે તમોને રાણીજ ગણે છે અને બીજી સ્ત્રી કરવાને ખુશી નથી. માટે તમારે ધીરજ રાખવી જોઇએ, પૃથ્વીની પેઠે સ્ત્રીઓએ ક્ષમા અને સમુદ્રની પેઠે ગંભીરતા રાખવી જોઇએ. આ રાજપાટ અને અમે સૌ તમારાં છીએ. માટે રાજમહેલમાં પધારી રાજમાતાની સાથે ખુશીથી રાજરાણી તરીકે અમારા ઉપર અમલ કરો ” પ્રધાનોના, લોકોના અને વૃદ્ધ સાસુ ઉદયમતિના કહેવાને માન આપી, મીનળદેવી રાજમહેલમાં જઇને રહી અને સૌ રાણી તરીકેજ તેને માન આપી ચાહવા લાગ્યાં.

મીનળદેવીને પતિ વિયોગમાં કેટલોક વખત વહી ગયા, પછી એક વખતે એક કર્ણાટકી ગણિકા પાટણમાં આવી અને દરબારમાં તેનો નાચરંગ થતાં રાજાને મોહ ઉત્પન્ન થયો. મિત્ર મારફતે ગણિકાને ખાનગીમાં નાચરંગને માટે રાજાએ કહેવરાવ્યું. આ વાત મંત્રી અને રાજમાતાના જાણવામાં આવતાં, તેમણે કેટલીક બક્ષીસો આપી ગણિકાને ગુપ્ત રીતે પાટણમાંથી કાઢી મૂકી, તેને બદલે મીનળદેવીને રાજાની ખાનગીમાં નાચરંગને માટે મોકલી. મીનળદેવી નાચરંગમાં એવી તો કુશળ હતી કે કંઈ પૂછવુંજ નહિ. પતિની ગણિકા થવામાં તેને ખોટું લાગ્યું નહિ, અને ગણિકાના જેવાજ સ્વાંગમાં ખાનગીમાં જઈ રાજાની આગળ મુજરો કર્યો. તેના હાવ ભાવ અને ગાનથી રાજા પોતાને ભૂલી ગયો, એટલુંજ નહિ પણ મહેલમાં રહેવાની માગણી કરી. મીનળદેવી તે સ્વીકારીને મહેલમાં રહી અને જોવાનું જોગ એવો થયો કે, તે મુલાકાતથીજ તેને ગર્ભ રહ્યો. બે ત્રણ દિવસ પછી ધર્મશીલરાજાને ગણિકાના સંગ માટે પશ્ચાતાપ થયો. તેથી વિદ્વાન બ્રાહ્મણોને બોલાવી તેણે પોતાના પાપનું પ્રાયશ્ચિત માગ્યું. તે ઉપરથી ધગધગતી પૂતળીને આલિંગન આપવાનું બ્રાહ્મણોએ પ્રાયશ્ચિત બતાવ્યું. રાજા તે પ્રમાણે કરવાને તૈયાર થયો. નગરમાં હાહાકાર થઈ રહ્યો, બધી તૈયારી થઇ, અને નિઃશંક

મને અધર્મનું દેહાંત પ્રાયશ્ચિત લેવાને તત્પર થયો. ત્યારે હજારો માણસના ટોળાની વચ્ચે આવી મીનળદેવી રાજાને પગે પડી અને મુલાકાત દરમિયાન લીધેલી નિશાની -મુદ્રિકા આગળ ધરીને બોલી કે.—" પ્રાણનાથ ! આપ નિષ્પાપ છો. વિધીસર પાણિ ગ્રહણ કરેલી આ તમારી દાશીનેજ આપે સગથી કૃત કૃત્ય કરેલી છે. રાજમાતા અને મત્રી આ બાબતમાં સાક્ષી છે. માટે હે ધર્મજ્ઞ ! હે પુણ્ય દર્શન પતિ ! આપ નિષ્કલક છો, અને મેં અવિનય કર્યો હોય તો મને ક્ષમા આપો," કરણરાજા મીનળદેવીના વચન સાંભળીને આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. પ્રજાજને મોટો જયઘોષ કરી મૂકયો અને રાજમાતા તથા મત્રીએ સઘળી હકીકત કહી; રાજા શરમીદો પડી પોતાને પાપમાં પડતો બચાવી લેવા માટે ઉપકૃત્ય હૃદયે તેને પગે પડવા ગયો, પરતુ મીનળદેવીએ તેને તેમ કરતાં અટકાવી રાજમાતાને પગે પડી શુભાશિષ લેવાને કહ્યુ. આ સાભળી રાજાએ કહ્યુ,—" પ્રિયા ! તુંજ મને અને મારા ગૃહને ઉદ્ધારનાર છો, માટે મને અને મારા અનાદરને ક્ષમા આપ." એમ કહી તેનો હાથ પોતાના હાથમાં લઇ રાજમાતા ઉદયમતિને પગે પડયો માતાએ તેઓને શુભાશિષ દીધી. તે પછી રાજાનો સ્નેહ પ્રતિદિન વધતો ચાલ્યો. કરણરાજાને ખાત્રી થઇ કે મીનળદેવી બહુ રૂપાળી નથી, પણ તેનામાં ઘણાજ ઉત્તમ ગુણો છે. તેના મધુર ગાયનથી તે બહુ આનદ પામતો. મીનળદેવી પતિની આગળ નિત્ય ગુજરાતી અને સસ્કૃત ભાષાની કવિતાઓ, ઇતિહાસો, વાર્તાઓ વગેરે ઉપર વાતચીત કરી તેનુ મન બહુ રીઝવતી. રાજકાજમાં સલાહ આપતી. આ રીતે આ દપતી વચ્ચે સ્નેહની સજ્જડ ગાંઠ પડી કેટલોક કાળ વીત્યા પછી જે ભરતખંડમાં ચક્રવાર્ત્તિ મહારાજાધિરાજ મનાયો. જેણે અસખ્ય તળાવ, વાવ, કુવા, દેવાલયો, વગેરે પરોપકારનાં અને પ્રજાના સુખનાં કાર્યો કરીને દેશની શોભા, સમૃદ્ધિ અને સુખના સાધનો વધાર્યા તે પરાક્રમી રાજપુત્રને મહાસતી મીનળદેવીએ પોતાની ઉત્તમ કુખમાં જન્મ આપ્યો એ રાજપુત્રનુ નામ વૃદ્ધ માતા ઉદયમતિએ **સિદ્ધરાજજયસિંહ** પાડયુ ઉત્તમ ગુણવાળી માતાને પેટે ઉત્તમ ગુણવાળા પુત્રરત્નો પાકે છે, તેનો આ એક ઉત્તમ પુરાવો છે.

સતી મીનળદેવી પોતાના ગુણ પ્રભાવે પતિની પ્રીતિ મેળવી પૂર્ણ સુખી થઈ પરંતુ દૈવ ગતિ વિચિત્ર છે, તે પતિસાથે લાંબો કાળ સુખભોગવવા પામી નહિ. કરણરાજા સિદ્ધરાજને દશ વર્ષનો મૂકીને મરણ પામ્યો. તેથી આ સતીને મહા દુખ આવી પડયુ, પરતુ પુત્ર સ્નેહને લઇ પોતાના પ્રાણ રાખી રહી. રાજકારભાર ચલાવવાનો ભાર અને કુંવરને કેળવણી આપી લાયક કરવાનું ભારેકામ એકલી તેણીને શીર આવી પડયુ, તે તેણે બરાબર બજાવ્યું. તે ઘણી ચતુર, દ્દઢ અને ઉદાર મનની હતી. તેણે સાન્તુ, મુઞ્જાલ અને ઉદા એ ત્રણ વાણિયા મંત્રીઓને તેમના ગુણ પ્રમાણે કાર્યભાર સોંપ્યો. તેમના કરેલા ઠરાવ બહાલ રાખ્યાનું

અને તેમના ફેસલાથી નારાજ થઈ જે ફરિયાદ કરવા આવે, તેની અપીલ સાંભળવાનું કામ દેવીએ પોતાને હાથ રાખ્યુ હતું. લોકોની ફરિયાદ તે બહુ ધ્યાન આપી સાંભળતી અને સર્વને યોગ્ય ન્યાય આપતી. તેના ન્યાયથી પ્રજા બહુ સતોષ પામતી. રાજ્યની ઉત્તમ પ્રકારે વ્યવસ્થા કરવાથી કોઈ ઠેકાણે બડ બખેડા થતો નહિ. પ્રજા ઉપયોગી કાર્યોમા પોતાના રાજ્ય દ્રવ્યનો ઉપયોગ કરવા લક્ષ આપવા લાગી. સિદ્ધરાજને મનની કેળવણી આપવાની સાથે તનની કેળવણી આપવાને પણ સતીમાતા ચૂકી નહોતી. અગ બળ વિના પુરૂષાર્થ થાય નહિ, એવા વિચારથી તે પોતાના પુત્રને અગબળવધે અને તેની સાથે હિંમતવાન અને બહાદૂર થાય, એવી રમતો, કસરતો અને શિકાર વગેરે ખેલોમાં તેને સામીલ કરતી. છીકખાય, બગાસુખાય કે ઠોકર વાગે એટલે ખમા ! ખમા ! કરીને હાલના વખતમાં રાજ માતા પુત્રોને બાયલા બનાવે છે, તેમ તેણે કર્યું નહિ. હલકી બુદ્ધિના ખવાસોનો સગ થવા ન દેતાં, ડાહ્યા ક્ષત્રિઓની સોબતમાં તેને રાખતી. ભૂગોળવિદ્યા અને ઈતિહાસ પણ તેને શીખવતી. જયશિખર, વનરાજ, મૂળરાજ વગેરે પૂર્વજોના પરાક્રમોની વાતો વચાવીને ધીમે ધીમે રાજકાજથી પણ માહિતગાર કરતી. રાજા પ્રજાના ધર્મ સબધી અને રાજાના કર્ત્તવ્ય કર્મ શાં છે ? પ્રજા પાસેથી લીધેલા કર વેરાના દ્રવ્યનો સારો ઉપયોગ કેમ કરવો ? એ વગેરે રાજનીતિ વિષે તેને સારી શિક્ષા આપી હતી. તેને આવી ઉત્તમ કેળવણીથીજ સિદ્ધરાજ ખરેખર એક બળવાન સિંહ નીકળ્યો જેણે બહુ બળવડે દૂરનાં દેશોમાં કીર્તિ વધારી અને જેની આંખ આગળ મોટા રાજાઓ પણ થરથર કપતા હતા. એ સઘળો પ્રતાપ ચતુર રાજમાતા મીનળદેવીનોજ હતો.

મીનળદેવી પુત્ર સિદ્ધરાજને સાથે લઈ દેશમાં ફરવાને નીકળતી, તે વખતે સિદ્ધરાજની ૧૫ વર્ષની ઊમર હતી. રાજમાતા મુસાફરીમાં પોતાની સાથેનોંધબુક રાખતી અને એક સિદ્ધરાજ પાસે પણ રખાવતી. તેમાં નવાઇ જેવુ કે અગત્યનુ યાદ રાખવા જેવુ હોય, તે પોતે નોંધતી અને સિદ્ધરાજ પાસે નોંધાવતી. આ મુસાફરીમા તેણે પ્રજા સુખને માટે વીરમગામમાં મુનસર અને ધોળકામાં મલાવનામે બે મોટાં તળાવ બધાવ્યાં; તે અદ્યાપી સુધી છે. એવુ કહેવાય છે કે ધોળકામાં મલાવ તળાવ બધાવતી વખતે **મારૂતી** નામે એક ગણિકાનું ઘર વચમાં નડતુ હતુ, તે ઘરની ભારે કીમત આપવાનુ કહીને ઘણી રીતે સમજાવ્યા છતાં પણ તે ગણિકા હઠ પકડીને આપતી નહોતી તેથી તે વિષે વિચાર કરવાને રાજમાતાએ મત્રીઓની સભા બોલાવી. તેમાં કેટલાકનો અભિપ્રાય એ ઘર બળાત્કારે લેવાનો થયો, પરતુ એ અભિપ્રાય રાજમાતાએ નામજુર કર્યો અને તે ઘર હતું ત્યાંજ રહેવા દઇને તળાવ બધાવ્યુ. એ બનાવ ઉપરથી કહેવત ચાલી કે;—
" ન્યાય જોવો હોય તો મલાવ તળાવ જુઓ. " અહા ! શું તેની ન્યાય બુદ્ધિ !

આ મુસાફરીમાં રાજમાતા અને બાળ રાજા જે જે ઠેકાણે ગયાં, તે તે ઠેકાણે જ્યાં જરૂર જણાઇ ત્યાં તળાવ, વાવો, કુવા અને દેરાં વગેરે કરાવ્યાં. જૂનાં હતાં તે સમરાવ્યાં. મીનળદેવીએ પોતાના લગ્ન સમયે તેનો ગુરૂ આશિર્વાદ દેવાને આવ્યો હતો. તે વખતે નર્મદા નદી ઉપરના શુકલતીર્થથી થોડે દૂર પૂર્વમાં સોમેશ્વર મહાદેવની મોટી જાત્રા ભરાતી, ત્યાં જાત્રાળુ લોકો પાસેથી કર લેવામાં આવતો, તે માફ કરાવવાનું ગુરૂએ વચન માગ્યાથી તેણે તે આપ્યુ હતું. તે વચન પાળવાનો વખત મીનળદેવીને હમણા પોતાના હાથમા રાજકારભાર આવ્યાથી મળ્યો હતો, પરતુ તે કામ કુંવરને હાથે રદ થાય તો આગળ ઉપર વાંધો આવે નહિ; એવા વિચારથી રાજમાતા સિદ્ધરાજને લઇને ભરૂચ મુકામથી છુપે વેષે એ તીર્થ સ્થાને ગયાં, ત્યાં ગરીબ લોકોનુ કરગરવું બાળ રાજાને નજરે દેખાડયું. ધર્મને ઉત્તેજન આપવુ એ રાજાનું કામ છે. તેને ઠેકાણે આ ઉલટો બનાવ જોઇને સિદ્ધરાજને રંક લોક ઉપર દયા આવી માતાની ઇચ્છા જોઇને રાજ્યની ઉપજને ભારે હાની છતાં તે કર માફ કરીને પોતાની જનેતાને પ્રસન્ન કરી. ધન્ય છે એવા પુત્રને ! અહીં મીનળદેવીએ સોમેશ્વરના દર્શન કરીને સોનાનો તુલા પુરૂષ ચઢાવ્યો-સિદ્ધરાજની સોનાની પ્રતિમા હાથમાં ન્યાય તોળવાનાં તાજવા વાળી કરાવીને શિવને અર્પણ કરી. તીર્થવાસી બ્રાહ્મણોના પુત્રોને ભણાવનાર ગુરૂઓને વર્ષાસન બાંધી આપ્યાં અને બ્રાહ્મણ, સન્યાસી વગેરેને જમાડી યાચકોને દાન આપ્યાં. રાજમાતા ગુજરાતની મુસાફરી કરી પાટણ આવી. તે પછી સિદ્ધરાજ ઉમર લાયક થયો હતો ભણી ગણીને સર્વ વિદ્યામાં કુશળ થયો હતો. તેથી તથા વૃદ્ધાવસ્થાને લીધે ધીમે ધીમે રાજ્ય ચલાવવાનો ભાર મીનળદેવીએ પોતાને માથેથી હલકો કર્યો હતો. સિદ્ધરાજ રાજ ગાદી ઉપર બેસીને શાણીમાતાની સલાહ પ્રમાણે રાજકારભાર કરવા લાગ્યો. એ રીતે કેટલોક કાળ વિત્યા પછી ગુર્જર રાજની એ સતીમાતા-મહાદેવી મીનળદેવી આ લોકમાં પોતાની પવિત્ર ફરજ પૂરી કરીને પરલોક વાશી થયાં. તેમને આ લોક છોડી ગયાને આશરે ૮૦૦ વર્ષ થયાં છે; તે છતાં તેનું કીર્તિવંત નામ જનમડળની હૃદય ભૂમીમાંથી વિસર્જન થયુ નથી ધન્ય છે આવી રાજમાતાને ! કે તેણે પતિપરાણ નિરભિમાનપણે રહી, પતિના જીવનકાળે પતિને અને તેના મરણ પછી પુત્રને રાજકાર્યમાં મદદ આપવામાં પોતાના સદ્‌ગુણ અને બુદ્ધિનો પૂર્ણ ઉપયોગ કર્યો લોકોપકારક કાર્યો કર્યાં, વગેરે પોતાના મહત્ત ગુણોને લઇ પ્રખ્યાત થઇ ગઈ છે.

# કળા.



આ પ્રખ્યાત્ વિદુષી સતી કર્દમ પ્રજાપતિની નવ પુત્રીઓમાં સર્વથી મોટી પુત્રી હતી. તેમની માતાનું નામ દેવહુતિ. તે આવી પરમ પવિત્ર તત્વજ્ઞ માતાના હાથ નીચે ઉછરી શિક્ષણ પામી હતી. મહાત્મા કપિલ મુનિ જેવા તત્વજ્ઞ ભાઇના સહવાસમાં રહીને વેદ, વેદાંગાદિ શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. તે મહા સૌન્દર્યવાન, બુદ્ધિવાન, દયાળુ, શાંત, નીતિવાન, ધાર્મિક વગેરે ઉત્તમ સદ્ગુણ સંપન્ન હતી. તેમને મરિચી ઋષિ સાથે પરણાવી હતી. ઋષિનો આશ્રમ હિમાલયપર હતો, ત્યાં આ આશ્રમ ધર્મને ભગતા નિત્ય કર્મથી પરવારી પતિ પામે બ્રહ્મજ્ઞાન મેળવતી. અતિથિ—અભ્યાગતોને સંતોષતી અને બાળાઓને શિક્ષણ આપતી. તે જાણતી હતી કે સત્ય, નમ્ર, પ્રિય અને હિતકર વાણિથી મનુષ્ય વ્યક્તિઓને પોતાના પ્રતિ જે પ્રમાણમાં આકર્ષિ શકે છે, તેના કરતાં અધિક કોઇ પણ સરળ યુક્તિથી આકર્ષિ શકાતી નથી. અદ્વિતીય સામર્થ્ય યુક્ત મહાત્મા મરિચી સાથે લગ્ન સબંધ બાંધવામાં આવ્યો. ત્યારથી પ્રિયપતિને પ્રસન્ન કરવા પ્રયત્ન કરતી અને હૃદયમાં પૂર્ણ પ્રેમે સ્વાગત કરતી હતી. સ્વતત્રતા એ શું છે એ તે સારી રીતે જાણતી હતી. પતિની સ્વતત્રતામાં કેટલીક સ્ત્રીઓ ઉન્મત્ત બની તેજ સ્વતંત્રતાનો અવળો ઉપયોગ કરે છે, એમ કરવા તે કદી સ્વેચ્છા કરતી નહોતી, તેમ આગ્રહ પૂર્વક એવી સ્વતત્રા માગતી નહોતી. પતિને પ્રસન્ન કરવાથી, પતિની ઇચ્છાઓને આધિન રહેવાથી, પતિના સુખે સુખ અને દુઃખે દુઃખ ધરવાથી, પતિની જે પ્રિય દૃષ્ટિ પત્નીપર થાય છે, તેમાંજ જે સ્વતંત્રતા અને કૃપાદૃષ્ટિ રહે છે, તે હૃદયપર ઝિલી આનદ માનવા ઉત્સુક બનતી. આવી જાતની સ્વતત્રા એજ એને મન પ્રિય હતું. સ્વતત્રતામાં વિવેક ચક્ષુ રાખવાંજ જોઇએ એમ તે પ્રબળ પણે માનતી. તેથી વિશેષ સતી કળાનુ એવુ માનવું હતું કે, દરેક બાબતોમાં ન્યાયાદિ સ્થિતિમાં વિવેકને પ્રધાનપદ આપવુ એજ શુભ કરેછે. શાસ્ત્રકારો પુનઃ પુનઃ ડિંડિંમ વગાડીને વદે છે કે—'સાવધ રહેજો, લક્ષ પૂર્વક વૃત્તિઓને અંકુશમાં રાખજો. તમારા પ્રતિબિંબ રૂપે તમારી પ્રજા પ્રકટશે. ખાટા ખારા, તીખા, તમતમા પદાર્થો ખાવા; અસત્ય, અનીતિ, ભય, શોકનું વારંવાર સેવન કરવાથી તેવીજ કૃતિનાં સતાનો પ્રકટે છે. કળા તે નિયમો બરાબર જાળવીને વર્તતી હતી. તેની સાત્વિક વૃત્તિ અને ઉંચ ભાવનાથી તેને પેટે કશ્યપ ઋષિ જેવા પરમ પવિત્ર મહાત્માનો જન્મ થયો હતો. ઉત્તમ ગુણ સંપન્ન માબાપને ત્યાં ઉત્તમ પુત્ર રત્નો પેદા થાય તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે.

કશ્યપ ઋષિને અદિતી અને દિતી એવી બે પત્નીઓ હતી. તેમાં અદિતી સાત્વિક વૃત્તિની હતી અને દિતી તામસ વૃત્તિની હતી, તો પણ સતી કળાનો બંને પુત્ર વધૂપ્રત્યે સરખો પ્રેમભાવ હતો. તેમનાં સુખ સાધનો માટે કાળજી રાખતી. પતિના પ્રતાપથી જે બ્રહ્મજ્ઞાન મેળવ્યુ હતું, તેમાં પોતે પોતાના પ્રયત્નથી વધારો કર્યો હતો. જેના વડે નિરતર પરમાત્મામાં એકાગ્ર વૃત્તિ સાધિ પરમપદને પામી ગઈ છે.

## નાગદેવી.



આ સતી સ્ત્રી જાતે ચારણિયાણી હતી. તેને **નાગબાઇ** પણ કહેતા હતા. તેના પિતાનુ નામ હરજોગદામો હતુ. તે કાઠિયાવાડમાં જુનાગઢના ગામ દાંતરણામાં રહેતો હતો. તેને આ એકજ પુત્રી હતી તે ઘણી ખુબસુરત, બુદ્ધિશાળી, ધાર્મિક, હિંમતવાન, ચાલાક, નીતિવાન, ચતુર અને પતિવ્રતા હતી તેને તેજ ગામના ગુણવાન પ્રખ્યાત ચારણ **સુરભાસુર** સાથે પરણાવી હતી. તેઓ વખતે સરસાઇ પાસે મોણિયા ગામમાં પણ રહેતા. આ સતીના રૂપ ગુણની પ્રખ્યાતિ દેશમાં ઘણી હતી. તે પતિવ્રતા અને સિદ્ધિવાન-દેવી ઉપાસક હતી. તેથી સૌ લોકો તેને **દેવી** કહેતા હતા. કાઠિયાવાડમાં તેના બનાવેલા દોહા, સોરઠા વગેરે ઘણે ઠેકાણે બોલાય છે. તે ઉપરથી જણાય છે કે કવિતા કરવામાં કુશળ હતી. કહે છે કે,—નાગબાઇના દીકરા **નાગાજન**ની વહુ **મીનબાઇ**ની ખુબ સુરતીની પ્રખ્યાતિ સાંભળી જુનાગઢનો રાજા **રામડળીક** ત્રીજો ઘણો મોહિત થયો. તેથી તેને જોવા શિકારને બહાને નાગબાઇને ગામ ગયો ચારણોની રીત છે કે, જ્યારે કોઈ મોટો પુરૂષ તેમના ગામમાં આવે, ત્યારે ચારણિયાણીઓ થાળમાં કકુ ને અક્ષત ભરી મેમાનને ચાંલ્લો કરી, અક્ષત ચોડી, ઈડીપીડી ઉતારે છે અને ઓવારણાં લઈ તેનો સત્કાર કરે છે. રામડળીક જ્યારે નાગબાઇને ઘેર આવ્યો ત્યારે મીનબાઈ તેનો આદર સત્કાર કરવા આવી, પણ તેણે ફરી જઇ મીનબાઇને ઓવારણાં લેવા દીધાં નહિ, કારણ કે તે એમ કરવા દેતો પછી પોતાની બદદાનત પાર પડે નહિ મીનબાઈએ આ વાત પોતાની સાસુને કહી, ત્યારે તેણે કહ્યુ કે, કાંઇ અમુક દિશા સામા ઉભા રહી ઓવારણાં લેવા દેવામાં એને કાંઈ વહેમ હશે, માટે તુ બીજી દિવાએ ઉભી રહે તેણે એમ કર્યું, તોપણ મંડળીકે મૂખ ફેરવી દીધુ. મીનબાઈ જે દિશાએ ફરે, તેથી ઉલટી દિશાએ મડળીક ફરી ઉભો રહે. આ સર્વ ખબર મીનબાઇએ નાગબાઇને કહ્યા; ત્યારે તે બોલી, હવે બસ. એનું નશીબ એનાથી ભાગતું ફરે છે. પછી મીનબાઈ જતી હતી, તેવામાં મડળીકે તેનાપર હાથ નાખ્યો. એટલે મીનબાઇ

ગભરાઇ ચીસ પાડી નાઠી, ને સાસુ આગળ આવી રાવ ખાધી. તે ઉપરથી નાગબાઈએ મડળીકને શાપ દીધો કે;–" હે ભુંડા ! જેમ તારા આગળથી આ સ્ત્રી પાછી ફરી જાય છે, તેવી રીતે તારી ભાગ્ય દેવી તારાથી વિમુખ થઇ તારા શત્રુ મુસલમાનને ત્યાં જશે." મતલબકે તારૂં રાજ્ય મુસલમાનને હાથ જશે અને તુ પણ તેવોજ થઇશ. એટલુ કહી બોલી કે;—

સોરઠા.

ગઢ જુનાની પોળ, દામોકુડ દેખીશ નહીં;
રત્ન પડશે રોળ (તેદિ) મુ સભાળીશ મડળીક. ૧
જાશે રાહની રીત, રાહપણું રહેશે નહી,
ભમતો માગીશ ભીખ, (તેદિ) મુ સભાળીશ મડળીક. ૨
ભુલ્યો રાજા ભીત, નાગબાઈને નમ્યો નહી,
મેડી ત્યાં મસિદ, (તેદિ) મુ સભાળીશ મડળીક. ૩
નહીં વાગે નીશાન નફીભ હુકલશે નહી,
ઉમદશે મસરાણ (તેદિ) મુ સભાળીશ મડળીક. ૪

એમ કહી નાગબાઇ ચાલતી થઈ, ને મડળીક શરમીંદો થઈ જુનાગઢ આવ્યો થોડા વખતમાં નાગબાઇના શાપ પ્રમાણે મુસલમાનોએ ( મહમદ બેગડાએ ) ચઢી આવી તેનું રાજ્ય લઇ લીધુ. તેથી રખડતો રહ્યો. છેવટે તેને કલમો પઢવાનો હુકમ થયો, ને હિંદુ મટી મુસલમાન થયો. તેની કબર અમદાવાદમાં કંદોઇઓળની અદર એક દુકાનમાં અદ્યાપિ છે. સતી નાગબાઇનો શાપ સત્ય ઠર્યો; તેજ વખતથી અદ્યાપિ સુધી જુનાગઢમાં મુસલમાની રાજ્યનો અમલ ચાલ્યો આવે છે. જેમ સતી સીતાની છેડ કરવાથી રાવણની, દ્રૌપદીની છેડ કરવાથી દુ:શાસનની અને દમયતીની છેડ કરવાથી પારાધીની પાયમાલી થઇ હતી; તેવાજ સતી નાગબાઈની છેડ કરવાથી મંડળીકનો પાયમાલી થઈ. દાંતરણામાં નાગબાઇની દેવડી ને પાળીઓ છે મોણિયા ગામમા તે દેવી તરીકે પૂજાય છે. એનાજ નામ ઉપરથી એક ગામ ' નાગબાઇના મંડલા"થી ઓળખાય છે; એટલુંજ નહિ પરંતુ કાઠિયાવાડમાં ગામડીઆ લોકો તેના દુહા ને સોરઠા બોલી લોકોને ઉપદેશ આપે છે, વગેરેથી તે પ્રખ્યાત થઇ ગઈ છે.



## રાજુલ—રાજિમતી.



આ પવિત્ર મનની સાધ્વી સ્રીનું રસિક વૃત્તાંત જૈન ઇતિહાસ અને રાસમાળામાં પ્રસિદ્ધ છે. એ સોરઠના એક મહાન્ જૈન ખાનદાન કુટુંબની પુત્રી હતી. તે મહા બુદ્ધિશાળી, નીતિવાન, ધાર્મિક, દયાળુ, સત્યવતી, નમ્ર, ચતુર, શીલવાન હતી. ગૃહ કાર્યને લગતુ અને વ્યવહારિક કેળવણી સાથે ધર્મ સંબંધી શિક્ષણ તેને બાળપણમાંજ મળેલુ હતુ. ઉમર લાયક થયે તેનો **નેમિનાથ** નામે એક વહેવારીઆ શેઠના વિદ્વાન અને ગુણજ્ઞ પુત્રની સાથે વિવાહનો સંકલ્પ કરવામાં આવ્યો હતો નેમિનાથ અને રાજુલના વિવાહ—સબંધથી બેઉ પક્ષના ઘણા આનંદ પામ્યા. વિવાહની સર્વ પ્રકારની તૈયારી થવા લાગી. લગ્નને દિવસે નેમિનાથનો પિતા ધામધૂમથી વરઘોડો કાઢી વહેવાઇને ત્યાં જાન લઇ ગયો. મોટા સત્કાર પૂર્વક વહેવાઇએ જાનને એક ભવ્ય મકાનમાં ઉતારો આપ્યો. લગ્નની ધામધૂમ ચાલી રહી હતી મંગળ ગીતો ગવાતાં હતા, વાજીંત્રો વાગી રહ્યાં હતાં, જ્યાં જોઇએ ત્યાં સઘળે આનંદ આનંદ વ્યાપી રહ્યો હતો. આર્ય લગ્નમાં ગૌરવ દેવાનો રિવાજ સઘળે પ્રચલિત હતો તે પ્રમાણે અહીં પણ વહેવાઇએ ગૌરવ દેવાની તજવીજ કરી રાખી હતી ગૌરવ દેવા માટે વહેવાઇએ કેટલાક પશુઓ મંગાવી જાનીવાસાની પાસેના વાડામાં પૂરી રાખ્યાં હતાં. આ માંગલિક પ્રસંગે તેમનો વધ થવાનો છે, એવો પશુઓમા ભય ઉત્પન્ન થવાથી તેઓ અશાંત થઇ બરાડા પાડતા હતા જાનીવાસામાથી વરરાજા નેમિનાથનુ તે તરફ ધ્યાન ખેંચાયુ, તેણે પશુઓ ઉપર દેખરેખ રાખનારને બોલાવીપૂછ્યુ કે.— આ પશુઓ શામાટે અહી ગોંધી રાખ્યા છે ? " એ સાભળી તેણે કહ્યું;— " વરરાજા ! તમારા લગ્નના ગૌરવમા એમનો ભોગ આપવાનો છે તે માટે." આ સાંભળતાંજ નેમિનાથના હૃદયમાં દયાનો સાગર ઉલટ્યો અને તે બુમ પાડી બોલી ઉઠયો કે,—" અરેરે ! બુદ્ધિશાળી મનુષ્યો આ મુગા પ્રાણીઓનો ઘાત કરી આવી રીતે આનંદ કરે છે ? ધિક્કાર છે આવી સદ્બુદ્ધિવાળા મનુષ્યને, કે જેઓ તેનો કંઇ પણ વિચાર કરતા નથી. મારે પરણવુ પણ નથી અને ગૌરવ પણ લેવો નથી ? " એમ બોલી પરમ વૈરાગ્યને વશ થઈ નેમિનાથે વરરાજાને યોગ્ય પહેરેલાં કપડાં અને ઘરેણાં કાઢી પશુ રક્ષકને આપી દીધાં અને પશુઓને છોડાવી મૂકી પોતે સાધુનો વેશ લઇ તુરત ચાલતો થયો. માતાપિતા, સગાં અને સ્નેહીઓએ તેને ઘણુ સમજાવ્યો, પણ દયામૂર્તિ નેમિનાથને જરાપણ અસર થઇ નહિ. તે તો **જીવદયા**—દયા ધર્મ એવો જીનેશ્વર સિદ્ધાંત ગ્રહણ કરી પરમ વૈરાગ્યથી ગિરનાર ભણી ચાલતો થયો.

વરરાજા નેમિનાથને વૈરાગ્ય આવતાં, પરમ પવિત્ર રાજુલને પણ તીવ્ર વૈરાગ્ય ઉપજતાં પતિની પાછળ છાયાની પેઠે ચાલતી થઇ અને બીજાં સગાં—સ્નેહીઓ પણ જીવહિંસા તરફ અનાદર અને પાપ સમજીને જૈન ધર્મની દીક્ષા લઇ પરમેષ્ઠ માર્ગે વિચર્યા. શ્રીમતી રાજુલ સાધ્વી થઇ ગિરનારની ગુફામાં જઇ રહી. નેમિનાથનાં વૈરાગ્યથી ઉત્તેજાયેલા તેના નાના ભાઇને પણ વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો. નેમિનાથ જ્યારે લોક કલ્યાણાર્થે ઉપદેશ આપવા દેશાવરમાં ફરવા નીકળી પડ્યો; ત્યારે રાજિમતી અને તેનો દીયેર ગિરનારમાં વ્રત પાળતાં રહ્યાં. એક વખતે અસાડ મહિનામાં સાંજને વખતે ગિરનારની ટેકો ઉપર મયૂરો કેકારવ કરી રહ્યા હતા. ઝીણો ઝીણો વરસાદ પડતો હતો અને કેતકી તથા કેવડાની સુગંધ વાળો પવન ઝાડીને ફરફર ઝુલાવી વહન કરી રહ્યો હતો. તે સમયે રાજિમતી નગરમાંથી વહોરીને ગુફા તરફ આવતાં હતાં. વરસાદને લીધે તેમનાં વસ્ત્રો ભીનાં થઈ શરીરે ચોંટી ગયાં હતાં. આ વખતે તેમનો દીયેર રથનેમિ તેમની સામેની ગુફામાં ધ્યાનમાં બેઠો હતો. રાજિમતીએ પોતાની ગુફામાં આવી જ્યારે ભિનાં વસ્ત્ર બદલવા માંડ્યાં, ત્યારે તેમનાં તરુણ અને મનોહર ગાત્રોએ રથનેમિને વિકાર ઉત્પન્ન કર્યો. તે પોતાનાં વ્રતમાંથી ચલિત થવાની તૈયારીમાં હતો. એ જોઇ રાજિમતીએ તેને ઉત્તમ છટાથી ઉપદેશ આપ્યો કે;—

કાઉસગ ધ્યાને મુની રહનેમી નામે, રહ્યા છે ગુફામાં શુભ પરિણામેરે;
દેવરિયા મુનિવર ધ્યાનમાં રહેજો, ધ્યાન થકી હોય ભવનો પારરે, દે૦ મુ૦
વરસાદે ભીનાં ચીવર મોકળાં કરવા, રાજૂલ આવ્યાં તેણે ઠામરે; દે૦ મુ૦
રૂપે રતિરે વસ્ત્ર વરજીત બાળા, દેખી ખોભાણો તેણે કામરે; દે૦ મુ૦
દિલ ખોભાણું જાણી રાજૂલ ભાખે, રાખો થિર મન ગુણના ધામરે. દે૦ મુ૦
જાદવ કુળમાં જિનજી નેમ નગીનો, વમન કરી છે મુજને તેણેરે: દે૦ મુ૦
બાંધવ તેના તમે શિવાદેવી જાયા, એવડો અંતર કારણ કેણરે; દે૦ મુ૦
મરહારા સેવી પ્રાણી નરકમાં જાય, દુર્લભ બોધી હોય આયરે; દે૦ મુ૦
સાધવી સાથે ચૂકી પાપ જે બાંધે, તેનો છુટકો કદિયે ન થાયરે; દે૦ મુ૦
અશુચી કાયારે મળમુત્રની ક્યારી, તમને કેમ લાગી એવડી પ્યારીરે; દે૦ મુ૦
હુંરે સંજમી તમે મહાવ્રત ધારી, કામે મહાવ્રત જાશો હારીરે; દે૦ મુ૦
ભોગ વમ્યારે મુની મનથી ન ઇચ્છે, નાગ અગંધન કુળની જેમરે; દે૦ મુ૦
ધીક કુળ નીચા થઇ નેહથી ચાલે, ન રહે સંજમ શોભા એમરે; દે૦ મુ૦
એવાં રૂડિઆં રાજૂલ વચણ સુણીને, બુઝ્યા રહનેમી પ્રભુ પાસરે; દે૦ મુ૦
પાપ આલોઇ ફરી સંજમ લીધું, અનુક્રમે પામ્યા શિવ આવાસરે; દે૦ મુ૦
ધન્ય ધન્ય જે નરનારી શિયળને પાળે, સમુદ્ર તર્યાં ગામતળાવ જેહરે; દે૦ મુ૦
રૂપ વિજય કહે તેના નામથી હોજો, આમ મન નિર્મળ સુંદર દેહરે; દે૦ મુ૦

આ બોધવચનથી તુરત રથનેમિને જ્ઞાન ઉત્પન્ન થયુ અને તે પવિત્ર સાધ્વી રાજિમતીના ચરણમાં પડયો. પછી રાજુલે તેને ઉત્તમ પ્રકારે જીનેશ્વર ધર્મનો ઉપદેશ આપી મહામુની બનાવ્યો અને પોતે પણ ધર્મજ્ઞાનથી નિર્વાણને પામી. તેનાં શિક્ષા વચનો અદ્યાપિ પર્યંત જૈન શ્રાવક-શ્રાવિકાઓ અત્યત આદર સાથે વાચી અને શ્રવણ કરી તે પ્રમાણે ચાલી સુખી થાય છે. રાજિમતીનું ચરિત્ર દેહાભિમાન અને પાંચ વિષયની તૃષ્ણાથી મુક્ત કરીને ભક્તિ સાધનના એક ભોમિયા રૂપ થઇ પડયુ છે. તેમની પ્રતિમા-મૂર્તિ ગિરનાર પર્વત ઉપર સ્થાપન કરેલી છે. યાત્રાળુ લોકો પ્રેમભાવથી તેનાં દર્શન કરી પોતાને કૃતાર્થ થયાં માને છે. ધન્ય છે તેમના જન્મને !

---

## યશોદા.



મહા સાધ્વી શ્રી **શ્રીરામચંદ્રજીના** પરમ ભક્ત **શ્રી તુલસીદાસજીની** પત્ની હતી. તેના માતાપિતા રાજાપુર જિલ્લામાં **પ્રયાગ** ગામની પાસે બે ગાઉ ઉપર આવેલા એક ગામમાં રહેતા હતાં. તેઓ ગૌડબ્રાહ્મણોમાં સરવરિયા બ્રાહ્મણોની એક શાખા છે, તે જાતના એ બ્રાહ્મણ હતા. આ કુટુંબ ઘણુ ખાનદાન હતું. યશોદાને **દેવીમમતા** પણ કહેતા હતા તે મહા રૂપાળી, બુદ્ધિવાન, જ્ઞાની, વિવેકી, શરમાળ, ધાર્મિક, નીતિવાન, ચતુર, અને પતિવ્રતા હતી. તેનાં માતા પિતા ઘણાં ડાહ્યાં, વિવેકી અને નીતિવાન હતાં. તેમનો વિચાર પોતાની પુત્રીને કોઇ લાયક પતિ શોધી પરણાવવાની હતી. શોધ કરતાં પોતાના ગામથી બે ગાઉ દૂર **પ્રયાગ** ગામમાં તેની નાતનાં ઘર હતાં, તેમાં **આત્મારામપાંડેનુ** ઘર ધનાઢય હતું, તેનો પુત્ર તુળસીદાસજી જે શાકે ૧૫૭૮ માં જન્મ્યો હતો. તે આ વખતે પદર વર્ષનો હતો. તેણે જનોઇ લીધા પછી બાર વર્ષ બ્રહ્મચર્ય પાળી વેદાદિકનો અભ્યાસ કર્યો હતો. તેથી મહા બુદ્ધિવાન, જ્ઞાની, ધર્માત્મા, દયાળુ અને ઉત્સાહી નીવડયો હતો. આ વખતે તેનો પિતા દેવલોક પામ્યો હતો. તેથી માતાના ઘણાક લાડ કોડમાં ઉછર્યો હતો. તેને પોતાની પુત્રીને યોગ્ય વર ધારી તે સાથે પરણાવી હતી. તે પતિના ઉપર ઘણી પ્રીતિ રાખતી હતી. પતિવ્રતાના ધર્મ પ્રમાણે પતિ જે રીતે સુખી અને આનદ રહે તેમ કરતી હતી. ઘરમાં સપૂર્ણુ વૈભવ અને સુખ હતાં તેમાં જેમ સોનું ને સુગધ એકઠાં થાય, તેમ હોંસીલી માતાએ પુત્ર અને વહુને મોટી સમૃદ્ધિને વૈભવનો અનુભવ લેવા એકઠાં કર્યા અને તે દપતી વચ્ચે થોડાજ સમયમાં એવી તો પ્રીતિ જામી કે, તુળસીદાસને યશોદાને મૂકીને અતઃપુરમાંથી બહાર જવું

અપ્રિય લાગવા માંડ્યું. હિંદુ ધર્મના સામાન્ય નિયમને અનુસરી જુવાન તુલસીદાસજી સવારના પહોરમાં માત્ર યમુના ઉપર સ્નાન કરવા જતા. બે ત્રણ કલાક આમ નિત્ય કર્મમાં ગાળ્યા પછી પાછા ઘરમાં આવતા ને બાકીનો બધો વખત યશોદાની સાથેજ આનંદનો અનુભવ લેવામાં જતો હતો. આમ કરતાં કરતાં આવકમાં ઘટાડો થયો, એટલે વિધવા માતાએ પુત્રને બોલાવી એકવાર કહ્યું કે;– " સુખ વૈભવનો અનુભવ ધન ઉપર આધાર રાખે છે. માટે તેની તરફ પણ તારે લક્ષ આપવું જોઇએ —મોટી થઇ સ્ત્રી સાસરે અને મોટો થયો પુરૂષ ધંધે હોય તે તે શોભે. માટે ધંધા તરફ પણ લક્ષ આપતો જા." માતાની આ શિખામણ ઉપર તુલસીદાસે લક્ષ આપ્યુ નહિ; કારણ કે દેવી યશોદાનો એક ક્ષણનો વિયોગ પણ તેને અસહ્ય લાગતો હતો દેવી યશોદાના પીએરીઆં તેણીને સાસરે ગયા પછી પોતાને મળેલી નહિ હોવાથી તેનું મુખ જોવાને અત્યંત આતુર હતાં. વારવાર તેમનાં તેડાં આવતાં હતાં, પણ તુલસીદાસ જવા દેતા નહિ. દંપતીનો પરસ્પરાનુરાગ લોકમાં નિંદાવા લાગ્યો; એટલુજ નહિ પરતુ તુલસીદાસની સાસુએ તેમની વૃદ્ધ માતાને ઠપકો પણ દીધો. યશોદાને તેઓ તેડી ગયાં. આ વખતે તુલસીદાસ યમુનાએ સ્નાન કરવાને ગયા હતા. તુલસીદાસ સ્નાન અને નિત્ય કર્મ કરી ઘેર આવ્યા, પણ કયાંએ યશોદાને દીઠી નહિ તેથી માતાને પૂછતાં તેણે જણાવ્યું કે, તેનાં સાસરીઆં તેડી ગયાં છે. આ સાભળી તુલસીદાસ તેના વિયોગથી આકુળ વ્યાકુળ થઇ ગયા અને પોતાની પ્રિયાને મળવાની ધૂનમાને ધૂનમાં જેવા યમુના ઉપરથી સ્નાન કરીને આવ્યા હતા, તેવાને તેવાજ હાથમાં જળપાત્ર, ખભે ધોયેલાં વસ્ત્ર અને ઉઘાડે માથે સાસરાના ગામ તરફ ચાલ્યા.

યશોદા ઘણે વર્ષે સાસરેથી આવી હતી, તે હજી પોતાના સગાં સ્નેહીઓને બરાબર મળી પણ રહી નહોતી. ને હજુ માતા પાસે બેશી વાતચિત કરતી હતી. એટલામાં વિયોગથી વ્યાકુળ થયેલા તુલસીદાસજી આવ્યા. યશોદાને તેમને અત્યત મોહમુગ્ધ અને નિર્લજ્જ થતા જોઈ બહુ લાગી આવ્યું. તે પતિને ઉઘાડે માથે આવે વેશે પોતાના પિતાને ઘેર પોતાની પાછળ લાજ મર્યાદા કે કંઇ પણ વિવેક રાખ્યા વગર 'પ્રિયા ! કયાં છો ?–'એવા શરમાવનારા શબ્દો બોલતા આવતા જોઇને તેને બહુ માઠું લાગ્યું, ઘણીજ શરમાઈ ગઇ, અને નેત્રમાં જળ ભરાઇ આવ્યાં. તે અને તેની માતા જે ઓરડામાં બેઠાં હતાં, ત્યાં આવતા જોઇને તે ઉઠી સામે ગઇ, તેમને પોતાને ભજવા કરતાં શ્રીરામચદ્રજીને ભજવાનો ઉપદેશ કરવાનો વિચાર કર્યો. દ્વારને ઉંબ્બરેજ તેમને પોતાની સામે ચાલ્યા આવતા અટકાવીને ધર્મ પરાયણ યશોદાએ ખેદ પામી વિનયથી કહ્યું; પ્રાણનાથ ! આ શું કહેવાય ? કેવી શરમની વાત ? હજુ હું આવીને નિરાંતે બેઠી પણ નથી, ત્યાંતો તમો શરમ કે લજ્જા રાખ્યા વગર મારી પાછળ મુગ્ધ બની આવા વિચિત્ર વેશે, લોક મર્યાદાનો કંઈ પણ વિચાર કર્યા વગર પ્રિયા ! પ્રિયા ! એવા શબ્દ ઉચ્ચારતા આવો

છો, એ જાહેરમાં કેટલું બધું ખોટું ગણાય ! તેનો જરાપણ વિચાર તો કરો ! અરેરે ! મને ધિક્કાર છે ? હું અહીં લોકોમાં મારી ફજેતી કરાવવા ક્યાંથી આવી ! વગેરે પોતાને ધિક્કારના વચનો કહી બોલી કે;—

( લલિત છંદ. )

" શરમ છે કશી કે નથી પતિ ! અરર ! આમશું ગુમ થૈ મતિ ?
મુજ અભાગિણીની બધી રાત–પ્રભુ પદે ધરો થાય સદ્ગાત.
રુધિર માંસનાં ગુણ ગાત્રની–નરકખાણુ હું નારી જાતની:
તુલસીદાસજી ! આટલી રતિ, પ્રભુપદે ધરો થાય સદ્ગતિ.
ધનધરા અને દાર સંતતિ, કશુ નથી ખરૂં વિશ્વમાં પાત !
જગત જાળ આ જૂટ્ઠી મોહની, પ્રભુ ભજો થવા સ્વામિ ! સદ્ગતિ.
ક્ષર શરીર આ પાપ પાંજરૂં, રટણ તેહનું શું કરો મરૂ ?
પ્રભુ ! થવા કરો શ્રેય આપનું, સ્મરણ રામના પુણ્ય નામનું."

આ પ્રમાણે યશોદાએ લજ્જાતાં લજ્જાતાં પતિને શીક્ષણ વચનો કહ્યાં અને તે વચનો તુલશીદાસના હ્રદયમાં એવાં તો સચોટ ઉતરી ગયાં કે, તુરતજ જરા-પણ નહિ થોભતાં ત્યાંથી પાછા ફરી શ્રીરામ નામનું સ્મરણ કરતા કરતા ચિત્રકૂટના ઘાટ ઉપર ગયા અને નિરતર શ્રીરામચદ્રજીની ભક્તિમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યા. તે પછી યશોદાએ પણ સસાર ઉપરથી પ્રીતિ ઉતારી નાખી અને પતિના પરમ શ્રેયસ્કર શ્રીરામ ભક્તિના વિષયનેજ જન્મ પર્યંત અનુસરવાનું રાખ્યુ, તે પણ પતિપાસે આવી રહી. તુલસીદાસે પોતાને અત્યુત્તમ રામ ભક્તિનો ઉપદેશ કરવા માટે યશોદાનો આભાર માન્યો. લોકોએ પણ યશોદાને પતિને સત્યમાર્ગે ધર્મ ઉપરની આવી પ્રીતિને માટે તેને એક પવિત્ર–સતી અને પતિને સન્માર્ગ બતાવનાર સદાચાર વાળી મહાન્ સ્ત્રી તરીકે પૂજીને ધન્યવાદ આપ્યો. કવિજનોએ પણ તેના ઉજ્વળ યશ ગુણનું ગાન કીર્તનમાં કર્યું છે કે;—

" ધન્ય ! તરુણી તુલસીદાસની, બોધ્યો અનુરૂક્ત નાથજી. ધન્ય૦
ગદ્દા પચ્ચીશીમાં ધૂમતા, વધૂ મધુ ચકચૂરજી;
કથને બોધ્યો તેં કામિનિ ! અમને પદ તારાં પૂજ્યજી. ધન્ય૦
પોતામાં મોહી રહેલને, કરતા હાજી હજૂરજી,
જોબનીએ નવે નાથને, કરશે કથી વડુ દૂરજી." ધન્ય૦

અહા ! આ શું દેવી યશોદાના સદાચરણે લોકોના હ્રદયમાં થોડી અસર કરી છે ? ધન્ય છે આવી પવિત્ર મનની લજ્જાળુ સ્ત્રીને ! કે જેણે પોતાના સાંસારિક સુખ સ્વાર્થનો ત્યાગ કરીને પતિને જીવન સાફલ્ય કરી લેવા—પ્રભુને પામવાનો માર્ગ બતાવ્યો; એટલુંજ નહિ પરંતુ પોતે પણ તેજ માર્ગે ચાલી જીવનનું સાર્થક કરી ગઈ છે. આ રીતે તે પોતાના સદાચરણથી જગતમાં શિક્ષણરૂપ સુદ્દષ્ટાંત રાખી પ્રખ્યાત થઇ ગઇ છે.

# રોહિણી.

આ પતિપરાયણ સતી સ્ત્રી કાશ્મીરના મહારાજા કુંજાસિંહની રાણી હતી. તેને બાકૂપુષ્ટા પણ કહેતા હતા. તે મહાસ્વરૂપવાન, બુદ્ધિવાન, ચતુર, ડાહી, વિવેકી, ઉદાર, દયાળુ, ધાર્મિક, નીતિવાન, પરોપકારી અને પતિવ્રતા હતી. ગૃહસંસારમાં સ્ત્રી ઘરનો કારભારી ગણાય છે, પણ આ સ્ત્રી તો ઘર અને રાજ્ય એ બેઉના કારભારી જેવી હતી. તે પોતાના પતિને રાજ્યકાર્ય ચલાવવામાં અનેક પ્રકારે ઉપયોગી થઈ પડી હતી. રાજાની પાસેથી રાજ્યના કારભારનું કેટલુંક કામ પોતે માથે ઉપાડી લીધું હતું. પતિપત્નીમાં અત્યત પ્રેમ હતો. પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલી પતિને જે રીતે સુખ અને આનદ થાય તેમ કરવા પ્રયત્ન કરતી. આ રાજા રાણીના રાજ્યકાર્યથી પ્રજા બહુ સુખી હતી. પ્રજાપર કોઈ પણ જાતનું દુઃખ આવી પડતાં, આ સતી પોતાની બુદ્ધિ અને ધૈર્યતાથી દૂર કરવા યત્ન કરતી. એક વખતે દૈવ યોગથી કાશ્મીર દેશમાં ભાદરવા માસની અંદર એકા એક બરફ પડવા લાગ્યો. તે વખતે અનાજના ખેતરો પાક ઉપર આવ્યાં હતાં. તે બરફ પડવાથી ખરાબ થઈ ગયાં. આખા દેશમાં દુકાળ ને ભૂખમરો ચાલ્યો. રાજા રાણી ભૂખમરો દૂર કરવા યત્ન કરવા લાગ્યાં. દેશના જે જે ભાગમાં ભૂખ્યો જીવ માલૂમ પડે, તેને જીવાડવાની તજવીજ કરી. આવા દુર્ઘટ વખતમાં સતી રોહિણીની દયાનો ઝરો ઘણો લાંબો વધ્યો હતો, એ જોઇ પ્રજાના આનંદનો પાર રહ્યો નહોતો. આ પ્રમાણે કેટલોક વખત ચાલ્યા પછી રાજભંડાર દ્રવ્ય વગરનો થઇ રહ્યો, તોપણ દુકાળ મટયો નહિ. રાણી આ સ્થિતિમાં પણ નિરૂપાય થઇ મૂંગી બેઠી નહિ. જે દયા, જે મહિમા, જે કર્તવ્ય અને જે સેવા ભારતવર્ષની આર્ય મહિલાઓના વખણાયેલા ગુણો છે, તેજ મહાન્ ગુણોને તાબે થઈને સતી શીરોમણીએ રોહિણીએ પોતાનાં ઘરેણાં ત્યાગ કર્યાં અને તે વેચી જે દ્રવ્ય આવ્યું, તે દ્રવ્ય હસ્તે ચ્હેરે માણુસોને ખાવાની વસ્તુઓ લેવામાં રોક્યું, પણ એનાથી પૂરૂં થયું નહિ. ધીરે ધીરે ભારે અનર્થો થવા લાગ્યા. માબાપો છોકરાંઓ ઉપર નિર્દય થયાં, પતિપત્ની પોતાનો દાંપત્ય પ્રેમ ભૂલી ગયાં અને બેન ભાઇ તરફ જોવા ન લાગી; એમ સૌ પોતપોતાનાં પેટ ભરવમાં ગુથાયાં. એક તરફ દુકાળ અને બીજી તરફ કૉલેરાનો રોગ શરૂ થયો. તેથી અસંખ્ય માણુસો મરવા લાગ્યાં; તે જોઇ જીવતાં માણુસો મહા ત્રાસ પામવા લાગ્યાં. આ વખતે કાશ્મીર દેશની સ્થિતિ મહા ભયંકર થઇ પડી હતી. આવી વિપદની વેળાએ એક દિવસે અર્ધ રાત્રિએ રાજ મહેલમાં એક મોટો અવાજ થયો. રાણી ચિંતાથી દુર્બળ થઇ ગઈ હતી. તેથી પોતાના જીવને માટે મોટો ભય ઉત્પન્ન થયો, તોપણ

ઇષ્ટદેવનુ સ્મરણુ કરી સર્વથી પહેલાં શોકથી રૂદન કરતા પોતાના પતિને ખોળામાં લીધો. એ જોઈ શોકથી પીડાતા રાજાએ કહ્યુ;—દેવી ! આપણા કોઇપણુ પાપ કર્મથી પ્રજાની આવી ખરાબ સ્થિતિ થઈ છે. મારા દુર્ભાગ્યથી રાજ્યનું બધું ધન પ્રજાને માટે ખર્ચી નાખ્યુ, તોપણુ તેને સુખ થયુ નહિ. પ્રજાનું દુઃખ ટાળવા જે જે ઉપાયો કર્યા, તે બધા નિષ્ફળ ગયા. મને ધિક્કાર છે ! હુ જીવતો છતાં મારી આખી પ્રજા મોતને શરણે જવા લાગી છે ! રાજત્વની એક જગ્યાપર પતિવિનાની સ્ત્રી પતિને માટે કરૂણાજનક સ્વરથી રૂદન કરે છે, અને બીજી જગ્યાએ પુત્ર વિનાનો માણસ પુત્રને માટે રડે છે ! કયાં અન્ન છે, તેને માટે હાહાકાર કરે છે ! અરે ! એ શુ થોડુ મર્મ ભેદક છે ? રત્નમાં ઝોલા ખાતુ કાશ્મીર આજે સ્મશાન જેવું બન્યુ છે. પ્રજા ભારે વિપત્તિમાં ચારે તરફથી ડુબેલી છે. દેશમાં ચારે તરફ કરા પડયા છે તેથી માણસોને કોઇ ઠેકાણે નાશવાનો ઉપાય નથી. સર્વત્ર દીલગીરીનો અવાજ સભળાય છે. હુ હવે અસહ્ય દુખ જોઇ શકતો નથી, માટે મનનો ખેદ મટાડવા સળગતી ચિતામા બળી મરવા ઇચ્છુછું. **“ જેરાજાઓ રાત્રિને સમયે પોતાની પ્રજાને સુખમાં સુતી જુએ છે, તેઓને ધન્ય છે. ”** દેવી ! હવે આપણે શુ કરવુ ? એટલુ બોલી રાજા પલગપર પડયો અને મૂખ ઢાંકી રોવા લાગ્યો.

સતી રોહિણી આટલી વાર મુગી રહી પતિની બધી વાત સાંભળતી હતી તેણીએ પતિનું બેભાનપણું દૂર કરવા ઘણી યુક્તિઓ કરી, ઘણા ઉપાયે શુદ્ધિમાં લાવી બોલી,—“ પ્રાણુનાથ ! શા વાસ્તે આપ આટલા બધા દીલગીર થાઓ છો ? શુ આ વખતે સહન શીલતા રાખવી ન જોઈએ ? જો ધીરજ ન રાખતાં બે શુદ્ધ થશો તો આપની મહત્તા કેમ રહેશે ? આપ સાધારણ માણસની પેઠે અ-ધીરા થશો નહિ. ઇંદ્રિ, વિધાતા કે યમ કોઇ પણ સત્યશીલ રાજાનુ શાસન તોડી શકનાર નથી. **રાજા એ પ્રજાના પિતા જેવા છે.** મરવા પડેલા પુત્રને છોડી નાશવુ, એ પિતાનો ધર્મ નથી. પતિના ઉપર શ્રદ્ધા રાખવી એ પત્નીનો ધર્મ છે. રાજાનું કર્ત્તવ્ય છે કે ભૂખી કે દુખી પ્રજાને કુવખતે ત્યાગવી ન જોઇએ. આત્મ હત્યા એ ગેરવાજબી કામ છે. જો કે તે કરવાનુ મન થાય, તોપણ હમણાં આશા વિનાના થવું ન જોઈએ. જ્યાં સુધી એક પણ પ્રાણી જીવતુ રહે, ત્યાં સુધી પ્રાણ ત્યાગવો એ ગેરવાજબી છે. જયારે આ વિષયમાં પણ આપણુને નિરાશા ઉત્પન્ન થશે, ત્યારેજ અગ્નિમાં આપણા જીવની આહુતિ આપવી યોગ્ય છે. જે વખતે સતી રોહિણી એવાં વચન બોલતી હતી, ત્યારે તેના શરીરની કાન્તિ ઘણીજ તેજસ્વી ને સુંદર થઇ હતી. તેનુ શરીર તે વેળાએ ઘણા ઉત્સા-હમાં આવી આનદિત થયું હતુ તે એકાગ્ર ચિત્તથી ઇષ્ટ દેવનુ ધ્યાન ધર્યા પછી બોલી કે;—“ પ્રાણુનાથ ! ઉઠો ? આપને ચિંતા કરવી પડશે નહિ. આપની પ્રજાને

હવે દુકાળનો કલેશ રહેશે નહિ, એ હું ખાત્રી પૂર્વક કહુંછું." સતી રોહિણીએ જે કહ્યું હતું તેજ થયું. એ શું સાધારણ સ્ત્રી હતી? નહિ, તે ખરેખર સતી સ્ત્રી હતી. સતી સ્ત્રીનાં વાકય કોઈ વેળા પણ નિષ્ફળ જતાં નથી. થોડી વારમાં આકાશમાંથી ઢગલા બધ મરેલાં કબુતરો પડયાં. આ કબુતરો ખાઈને પ્રજા સારી રીતે પ્રાણ ધારણ કરવા લાગી. આ બનાવને ઘણા લોકો અસભવિત માનશે, પણ જેમણે **સ્કાટલાંડનો** ઇતિહાસ વાંચ્યો હશે, તેઓ જાણતા હશે કે આના જેવોજ બનાવ તે ઇતિહાસમાં છે. રાજા પોતાની સતી રાણીના ધર્મ-બળથી આ બનાવ બનેલો જોઈ આશ્ચર્ય પામ્યો અને મરવાંનો વિચાર છોડી દીધો. કાશ્મીરનાં લોકો સ્થિર થયાં, રાણી રોહિણીના ધર્મ પ્રતાપથી સંતોષ પામી ઇશ્વરે પ્રાણ રક્ષાનો ઉપાય આપ્યો થોડા દિવસમાં કાશ્મીરનું નશીબ ઉઘડયું. ધાન્ય ઘણું ઉત્પન્ન થવાનો આરભ થયો; પરતુ તુંજીનસિંહ રાજા વધારે વર્ષ રાજ્ય ભોગવવા પામ્યો નહિ તે છત્રીશ વર્ષની ઉમરે મરણ પામ્યો. સતી રોહિણી પતિના શબને ખોળામાં લઇ ચિતામાં બળી સ્વર્ગે સિધાવી. સતી રોહિણી પતિની સાથે જે ઠેકાણે બળી ભસ્મ થઇ હતી, તે જગ્યા હજુ સુધી "**રોહિણી હબીના**" નામથી પ્રસિદ્ધ છે. તે જગ્યાને પવિત્ર ક્ષેત્ર તરીકે માનવામાં આવે છે. એ દેવી પોતાના ગુણપ્રભાવથી કાશ્મીર દેશમાં અમર કીર્ત્તિ રાખી ગઇ છે. આ દેવીના ચરિત્ર વિષે હિંદુસ્તાનના પ્રમાણિક ઈતિહાસ "રાજતરગિણી' માં પુષ્કળ લખેલુ છે ધન્ય છે આ પરદુખભજન સતી રાણીને!

## સારિકા.



આ પ્રખ્યાત પવિત્ર વિદુષી સ્ત્રી બ્રાહ્મણ કુળમાં જન્મી હતી. એને **સારી** પણ કેહેતા હતા. તે કયા ગામમાં અને કોની પુત્રી હતી તે કશું જાણવામાં આવ્યુ નથી. તે તિવ્ર બુદ્ધિની, ધાર્મિક, નીતિવાન, શાન્ત, ચતુર, હુશિયાર, વિદ્વાન, જ્ઞાની, હિંમતવાન, દયાળુઅને પતિવ્રતા હતી. બાળપણામાં ચારે વેદનો અભ્યાસ કર્યો હતો. શાસ્ત્રમાં એટલી તો કુશળ હતી કે વિવાદમાં એની બરોબરી કરવાને કોઇ શક્તિવાન નહોતું. દરેક વિષયમાં તકરારમાં એ સરસ નીકળતી હતી. **ટીશીઆ** નામે વિદ્વાન બ્રાહ્મણ સાથે પરણાવી હતી. આ જોડુ રૂપ ગુણે યુક્ત હતું. પતિ પત્નીમાં અત્યત પ્રેમ હતો. ધર્મ ચર્ચા કરવાને દેશમાં ફરતાં હતાં. સારિકા પતિને વ્યવહાર અને ધર્મ કાર્યમાં અનેક પ્રકારે ઉપયોગી

થઈ પડી હતી. ઉત્તમ માતા થકી ઉત્તમ બાળકો ઉત્પન્ન થાય છે તેનો સારિકા પ્રત્યક્ષ પુરાવો છે. તેને ઉદર એક પુત્ર જન્મ્યો તેનું નામ **ઉપતીશીખા** રાખ્યું હતું. પુત્રને ઉછેરવા અને કેળવવામા સારિકાએ બહુ યત્ન કર્યો હતો. સારિકા જેવી માતાના હાથ નીચે ઉછરીને કેળવાઇ પુત્ર ઘણોજ શ્રેષ્ઠ થયો હતો. ડાહી માનો દીકરો ડાહ્યો અને પ્રખ્યાત્ થયો. સારિકાની હુશિયારી અને સદ્ગુણોની સારી અસર તેના પુત્ર ઉપર થઇ હતી; તે અસર બુદ્ધ ધર્મ પાળનારાઓને ઘણી કીંમતી થઇ પડી હતી. એજ કારણથી એ પુત્ર તેના પિતાના કરતાં તેની માતાને નામ ઓળખાવા લાગ્યો અને **સારિપુત્ર** નામે પ્રસિદ્ધ થયો. દુનિયાના બધા ધર્મો કરતાં બુદ્ધ ધર્મ વધારે ફેલાયેલો છે. આખી પૃથ્વીની વસ્તીના ત્રીજા ભાગ કરતાં પણ વધારે મનુષ્યો એ ધર્મ પાળે છે. એ ધર્મનો ફેલાવો કરવામાં બે જણ મુખ્ય હતા. તેમાં એક **સારિપુત્ર** અને બીજો **મોગલાણા** કરીને હતો. એ મહાન્ પુરૂષો તેઓના વડા ધર્મ ગુરૂ બુદ્ધની જમણી અને ડાબી બાજુ સરખા ગણાતા હતા. સારિપુત્રની વિદ્યા, હુશિયારી અને ડહાપણનાં ઘણાં વખાણ થાય છે. એ મહાપુરૂષ હુશિયાર અને વિદ્વાન માતાનો પુત્ર કહેવાતો હતો. બુદ્ધ ધર્મ માનનારાઓમાં તે ઘણોજ પ્રખ્યાત છે. એ સઘળો પ્રતાપ તેની માતાનોજ હતો. જ્યાં સુધી બુદ્ધ ધર્મ માનનારાઓની સખ્યામાંથી એકાદ મનુષ્ય પણ જીવતુ રહેશે, ત્યાં સુધી સારિપુત્રની માતા સારિકાના વખાણ કાયમ રહેશે; જ્યાં સુધી એ ધર્મ ફેલાયાની યાદ આ પૃથ્વી પર રહેશે; ત્યાં સુધી આ પ્રબળ બુદ્ધિની સારીકાનુ નામ કદી પણ ભૂલવાનું નથી. એ રીતે સારિકા પોતાના ગુણ પ્રભાવે પ્રખ્યાત્ થઇ ગઈ છે. ઘણા પુત્રો કરતાં એકાદ સારિપુત્ર સરખો પુત્ર પેદા થાય એજ શ્રેષ્ઠ છે. ઉત્તમ પુત્ર રત્નથી માતા પિતા અને કુળ શોભા તથા શ્રેષ્ઠતાને પામે છે, તેનુ ઉત્તમ દૃષ્ટાંત્ આ સારિકા પુત્ર છે. ધન્ય છે તેમને!!!



# લીલાવતી.



આ પ્રખ્યાત પતિવ્રતા વિદુષી સ્ત્રી ભારત વર્ષના પ્રસિદ્ધ ખગોળવેત્તા ભાસ્કરાચાર્યની પુત્રી હતી તે સૌંદર્યવાન, બુદ્ધિવાન, નીતિવાન, ચાલાક, હિંમતવાન, ધાર્મિક, પતિવ્રતા અને વિદ્વાન હતી. તેણે ગણિત અને જ્યોતિષ વિદ્યામાં ઘણુંજ કુશળતા મેળવી હતી અકબરશાહના ફૈજી નામના એક મુસલમાન વિદ્વાને લીલાવતી ગણિતનુ ફારસીમાં ભાષાંતર કરતાં તેની પ્રસ્તાવનામાં લખ્યુ છે કે,— ભાષ્કરાચાર્ય બેદર શહેરનો રહેવાસી હતો. લીલાવતી તેને એકની એકજ પુત્રી હતી. તેની જન્મકુડળી ઉપરથી જણાયું હતુ કે તે પતિ અને પુત્ર વગરની થશે. ભાસ્કરાચાર્ય પોતાની કન્યાની આવી દુર્ગતિ થવાના વિચારથી ઘણાજ દુ:ખિત રહેતા હતા, અને તે સુખી થાય એવા ઉપાયો શોધ્યા કરતા હતા. થોડાક વર્ષ પછી તેના વિવાહનો સમય આવ્યો કે તેણે પોતાની જ્યોતિષ વિદ્યાના બળથી એવુ લગ્ન નક્કી કર્યું કે એ મુહૂર્તમાં વિવાહ થાય તો લીલાવતી વિદ્વાન થાય, તેમ તેને પુત્ર પણ થાય. પછી લગ્ન દિવસે ઘણાક વિદ્વાનો અને સુજ્ઞ લોકોને બોલાવી તેઓની સામે કન્યા અને જમાઇને એકત્ર બેસારી લગ્નના કાળ નિર્ણયને માટે પાણીથી ભરેલા વાસણ ઉપર અતી ઝીણા કાણા વાળી એક વાટકી રાખીને કહ્યુ કે;-આ વાટકીના છીદ્રમાંથી પાણી ભરાઇને જ્યારે વાટકી પાણીમાં ડુબે ત્યારે કન્યાને સંપ્રદાન કર્યાથી કન્યા વિધવા થશે નહિ. ભાસ્કરાચાર્યે કાલના સૂક્ષ્મમાં સૂક્ષ્મ અવલોકન માટે સારા પડિતો અને જોશીઓ વગેરે ત્યાં રાખ્યા હતા, પરંતુ દૈવની ગતિ વિચિત્ર છે. લીલાવતી બાલ્યસ્વભાવને લીધે તે ઝીણા છીદ્ર વાળી વાટકીના ઉપર વાંકી વળીને જોતી હતી એટલામાં અકસ્માત્ તેના માથા પરના મૂકટમાંથી એક નાનું મોતી તે વાટકીમાં પડયું તેથી વાટકીનું છીદ્ર બધ થઇ ગયુ. ભાસ્કરાચાર્ય અને જ્યોતિષીઓ વાટકીને પાણીમાં ડૂબવાની વાટ જોતા હતા; પરતુ વાટકી પાણીમાં ડુબીજ નહિ. પછી વિલબની તપાસ કરતાં માલમ પડયું કે એક નાના મોતીથી વાટકીનો છેદ બધ થઈ ગયો છે, અને તેમાં પાણી આવતું નથી. ભાસ્કરાચાર્ય આથી ઘણા આશ્ચર્ય પામ્યા, છતાં પુત્રીને પરણાવી દીધી.

લીલાવતી સદ્દગુણી ને વિદ્વાન હતી. તે પોતાના પતિ પ્રત્યે ધર્મ સમજતી હતી. પરણીને સાસરે આવી પતિવ્રતાના ધર્મ પ્રમાણે વર્ત્તવા લાગી. પતિ પણ સુજ્ઞ ને વિદ્વાન હતો. આ જોડુ રૂપગુણે અનુપમ અને સુખી હતું. પરસ્પર અત્યંત પ્રેમ હતો; પરતુ તેઓ સુખનો લ્હાવો વધારે વખત લેવા એકત્ર રહી શક્યાં નહિ. દૈવની ગતિ વિચિત્ર છે, તેણે પ્રથમથી જે નિર્માણ કરેલું હતું અને

જે ભવિષ્ય ભાખેલુ હતુ, તેજ પ્રમાણે તેનો પતિ મરણુ પામ્યો. તેથી સાધ્વી લીલાવતી વિધવા થઇ તે જોઈ ભાસ્કરાચાર્ય બહુ ખેદ પામ્યા, પણ દૈવની ઇચ્છા આગળ કોઇનુ જોર નથી, એમ મન વાળી રહ્યા તેણે જોયુ કે લીલાવતીને પતિ અને પુત્ર વિના કાળ ગાળવો પડશે. તેથી તેણે વિચાર કર્યો કે પુત્રાદિદ્વારા તો કેટલાક કાળ સુધી પૃથ્વીમા નામ રહે છે, પરતુ હુ જ્યોતિષ વિદ્યામા તેને એવી વિદુષી કરૂ કે જેથી તેનુ નામ અમર થાય એવો વિચાર કરીને તે પોતાની કન્યાને નાના પ્રકારના અંક અને જ્યોતિષ શાસ્ત્ર શીખવવા લાગ્યો અને સસ્કૃત ભાષામાં એક ગણિતનુ પુસ્તક તૈયાર કરીને તે પુસ્તક તેના નામથી ઈ. સ. ૧૧૫૨ મા તેણે પ્રસિદ્ધ કર્યું. જે ગ્રથ હમણાં **લીલાવતીને** નામે પ્રખ્યાત છે તેમા સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, વર્ગ, વર્ગમૂળ, ઘન અને ઘનમૂળ વગેરે અક કરવાનાં અતિ સુગમ અને સારાં સારાં ઉદાહરણો આપ્યાં છે. લીલાવતી પોતે પણ વિદ્વાન હતી, તથા અક અને જ્યોતિષ વિદ્યામાં અત્યંત નિપુણ હતી લોકોમાં દન કથા ચાલે છે કે લીલાવતી ગણિત શાસ્ત્રમાં એવી તો હુશિયાર હતી કે ઝાડને જોઇને થોડીવારમા ઝાડની શાખા ઉપરનાં પાંદડાંની સખ્યા કહી શકતી હતી અહા ! કેવી તેની વિદ્વતા ?! તેની વિદ્વતા જોઇને સૌ છક થતા હતા તેના રચેલા લીલાવતી ગ્રથથી વિદુષી લીલાવતી અમર કીર્ત્તિ રાખી ગઇ છે. જેની પ્રખ્યાતિ અદ્યાપિ પણ જગતમાં ચોતરફ પ્રસરેલીછે ધન્ય છે તેને !!

## કૃષ્ણાકુમારી.



ભારત વર્ષના ઇતિહાસમા પ્રસિદ્ધ પામેલી આ પવિત્ર કુમારી મેવાડના મહારાણા **ભીમસિંહની** પુત્રી હતી. તેનો જન્મ ઈ. સ. ૧૭૯૨ માં થયો હતો તેની માતા અણહિલવાડના ચાવડા વશની હતી. કૃષ્ણાકુમારી અત્યત સ્વરૂપવાન હતી. તેની ધીરી ચાલ, મૃદુ ભાષણ, મનોહર લાવણ્ય, ચાલાકી, નીતિવાન, વિવેકી અને ડાહી હતી, તેનું સૌન્દર્ય સ્વર્ગની અપ્સરા જેવું હતુ તેથી લોકો તેને " રાજસ્થાનનુંરત્ન " કહેતા હતા. **મેલકમ** સાહેબ પોતાના ગ્રથમાં લખે છે કે, "અમે તેના સહોદર ભાઇ યુવરાજ રાજસિહને જોઇ, તેનાં રૂપ-રગનુ અનુમાન કર્યું હતુ; કેમકે એમ કહેવામાં આવતું હતુ કે એ બને ભાઈ-બેન સમાન સુરત અને રૂપ-રગનાં હતાં. જોતાંજ તેની મુખ મુદ્રાપર એક જાતની મીઠી કોમળતા દેખાતી હતી અને મુખાકૃતિથી જણાઇ આવતું હતુ કે, તેઓ ઘણાં તીવ્ર બુદ્ધિમાન્ હશે." કૃષ્ણાકુમારી સૌન્દર્યમાં જેમ

શ્રેષ્ઠ હતી, તેમ તેનામાં દેશ ભક્તિ પણ અનુપમ હતી. તે જ્યારે સોળ વર્ષની થઇ, ત્યારે રાજા ભીમસિંહે મારવાડના રાજા સાથે તેનું લગ્ન કરવાનો ઠરાવ કર્યો પરંતુ લગ્ન થતાં પહેલાંજ જોધપુરના મહારાજા મરણ પામવાથી ભીમસિંહે જયપુરના મહારાજા **જયસિંહ** સાથે તેનો વિવાહ કરવાની ઇચ્છા બતાવી. તેથી મારવાડ–જોધપુરનો નવો રાજા **માનસિંહ** ક્રોધાયમાન થયો અને કૃષ્ણાકુમારીનું પાણિ ગ્રહણ કરવા માટે પોતે મોટી ફોજ લઇને મેવાડ–ઉદેપુર ગયો વળી મહારાજા સિંધિયાને જયપુરના રાજા સાથે પક્કી દુશ્મનાઈ હતી. તેથી સિંધિયા પણ મારવાડના રાજાની સહાયે ગયો હતો તેથી ભીમસિંહે ગભરાઇને મારવાડના રાજાને કન્યા આપવાનો ઠરાવ કર્યો. એ વાત જયપુરના રાજાના જાણવામાં આવ્યાથી તેણે ઘણું સૈન્ય મેવાડ ઉપર મોકલ્યું. આ રીતે જોધપુર અને જયપુરના રાજા કૃષ્ણાકુમારીને વરવા માટે ઉપસ્થિત થયા અને બન્ને જણા રાણાને ધમકાવી કહેવા લાગ્યા કે,—"અમોને કન્યાદાન નહિ આપોતો તમારા રાજ્યનો અમે નાશ કરીશુ." ઉદયપુરના રાણા વંશમાં અને પદવીમાં એ સઘળા રાજાઓથી ઉંચા ગણાતા હતા, પરતુ તે સમયે તેનામાં એટલુ બળ તથા પૌરૂષ ન હતુ, કે તેઓની સામે રણસગ્રામમાં ઉભી શકે. બન્ને રાજાઓની સેનાઓએ ઉદેપુરના રાજ્યમાં લૂટફાટ ચલાવી મૂકી. તેથી રાણો કાયર થઈ વિચારમાં પડયો કે હવે શું કરવું? કોને રાજી રાખું ને કોને નારાજ કરૂ? તેના ચિત્તમાં ઘણોજ ખેદ થવા લાગ્યો અને કહેવા લાગ્યો કે, "આ કન્યાને લીધે મારે આવી આપત્તિ વેઠવી પડે છે." અમીરૂદ્દીન જે તેનો સ્નેહી હતો તે અત્યત કઠોર હૃદયનો હતો અથવા જેના અત કરણમાં દયાનો એક છાટો પણ નહોતો, તેણે રાણાને સલાહ આપી સમજાવ્યો, પણ રાણાએ પોતાની કમળ સરખી કોમળ અને નિર્દોષ બાળાનો વધ કરવાની સાફ ના પાડી, પરતુ અંતે તેના અજીતસિંહ નામે સરદાર તથા નિર્દય અમીરૂદ્દીનના મતમાં મળી પોતાની પુત્રીની હત્યા કરવાનો નિશ્ચય કર્યો. રાજ્યમાં શાંતિ સ્થાપવા માટે તેણે આ ઉપાય સારો ગણ્યો. મેવાડના ગૌરવની રક્ષા માટે રાણાએ દઢ સકલ્પ કર્યો હતો, તે સિદ્ધ કરવા રાણાનો ભાઇ તરવાર હાથમાં લઇને અતુલ્ય લાવણ્યવતી સોળવર્ષની બાળા કૃષ્ણાકુમારીના શય્યન મદિરમા ગયો. એ વખતે કૃષ્ણાકુમારી ભરનિદ્રામા નિરાંતે પલગપર સૂતેલી હતી. તેના કોમળ દેહના સૌન્દર્યની પ્રભા શય્યામાં પથરાઈ રહી હતી. એ શોભાથી ઘાતક એકદમ સ્થભિત થઈ ગયો. ક્ષોભથી, રોષથી અને વિરાગથી તેનુ હૃદય વિચ્છિન્ન થવા માંડયું અને હાથ નિર્બળ થતાં તરવાર નીચે પડી ગઈ. તેનો ખણુખણાટ કૃષ્ણાકુમારીના અને તેની માતાના કાનમાં ગયો. માતા અધીર થઇ જઇને રડવા લાગી; પરંતુ કૃષ્ણાકુમારી જરા પણ નહિ ગભરાંતા હિંમતથી માતાને ધીરજ આપવા લાગી; એટલુંજ નહિ

પરંતુ પોતાના વશ, પિતા અને દેશની ખાતર પોતાનો પ્રાણ આપવાને તૈયાર થઇ. ધીર ભાવથી તેણે વિષપાન કરી મરણને શરણ થવાનો દૃઢ નિશ્ચય કર્યો! એક સેવકે અશ્રુપાત કરતાં કરતાં, રાજાની આજ્ઞાથી વિષનો પ્યાલો કૃષ્ણાકુમારીના હાથમાં આપ્યો, એટલે એ પરમ ધૈર્યશીલ બાળા શાન્ત અને પ્રસન્ન ચિત્તથી પોતાના પિતાની આયુ અને સંપતિની વૃદ્ધિ અર્થે પરમેશ્વરની પ્રાર્થના કરતાં કરતાં વિષપાન કર્યું. મૃત્યુના ભયથી તેની આંખમાંથી એક પણ આંસુ પડ્યું નહિ માતા જ્યારે દુઃખિત હૃદયની થઈ દુર્વચનો કહેવા લાગી, ત્યારે પોતે શાંતિ પૂર્વક સમજાવતી બોલી,—" માડી! તું આટલો બધો શોક શા માટે કરે છે? જન્મ ભરના દુઃખમાથી મુક્ત થવુ મને ઘણુ સારૂ લાગે છે. દુઃખિત અવસ્થા ભોગવવી તેના કરતાં મરણનો ડર મારા મનમાં વધારે નથી. માતા! શું હું તારી પુત્રી નથી કે મૃત્યુનો ભય કરૂં? જન્મથીજ કાળતો આપણી આંખની સામો ફર્યા કરે છે. સસારમાં આવતાં કાંઈ વાર લાગતી નથી, માટે પ્રાણ કહાડવામાં મને ડર લાગતો નથી. જન્મ પછી મરણ વહેલા મોડુ પણ થનારૂજ છે. પિતાજીની અત્યત કૃપા કે તેણે મને આટલાં વર્ષ જીવવા દીધી. હું હવે મારા પિતા અને દેશની ખાતર મારો પ્રાણ આપવાને ખુશીછુ "

કૃષ્ણકુમારીએ આ રીતે પોતાની માતાને કહ્યા પછી તેણે વિષનો પ્યાલો પીધો હતો, તેની કઇ અસર થઇ નહિ. ફરી તેને બીજુ વિષ પાત્ર આપ્યુ, તેને પણ પ્રથમની માફકજ ગટગટાવી ગઇ. એમ બે વાર ઝેર પીધુ, છતાં તેનો પ્રાણ ગયો નહિ, તેમ દેવ વાચ્છિનિય પવિત્ર રત્ન ઝાખુ પડયું નહિ, એટલે ત્રીજીવાર ઝેર આપવામાં આવ્યુ, તે પણ શાન્ત ચિત્તથી પી ગઇ. તેથી તેને ગાઢ નિદ્રા આવી ગઇ, જે મહા નિદ્રામાંથી ફરીને તે જાગી નહિ. વિષપાન કરતી વેળા પણ કૃષ્ણા હસતીજ રહી હતી. પ્રથમથીજ તેના સમજવામાં હતું કે,—' રાજ્યમાં આ સઘળો ઉપદ્રવ મારે માટેજ થઈ રહ્યો છે. " યમ રાજાનુ ચક્કર, તેના શીરપર ફરતુ હતુ. તે પોતાના કાળને ઘણા દિવસ થયાં દેખતીજ રહી હતી પણ તે પોતાને હાથે પ્રાણ ત્યાગ કરવામાં આત્મહત્યાનું મહા પાપ માનીને તેમ કરતી નહોતી. વળી તેનામા એટલી બધી ધીરતા હતી કે પોતાના રૂપ તરફ તેને ઘણો ધિક્કાર આવતો હતો અને તેનેજપોતાની જીદગીનો અત આણનાર સમજતી હતી. જ્યારે છેવટ ઝેરનો પ્યાલો આપવામાં આવ્યો હતો, ત્યારે હસતાં હસતા પ્યાલો હાથમાં લઇને પી જતાં બોલી કે;—

( પદ )

" એ કયાંથી એ કયાથી એ કયાથી ?
એ તો મારા દેહ તણું સાથી—એ કયાથી૦ ૧
પ્યાલા તારો પાડ બહુ માનુ,

જંજાળથી છુટકો થયો જાણુ—એ કયાંથી૦ ૨
હું કાળ રૂપે જનમી કૂડી,
દશા રાજ્ય તણી તો થઈ ભુંડી—એ કયાંથી૦ ૩
હું કાળ તણો જો થાય કાળ,
તો આજ આનંદ ચિત્તમાં ભાળ—એ કયાંથી૦ ૪
મારા રૂપી આ આગ બધે લાગી,
ડરી આપજ સિહેણુ હિણુ ભાગી—એ કયાંથી૦ ૫
પીખાવાથી તો મરવું સારૂ,
મને તો એ મરણુ લાગે પ્યારૂ—એ કયાંથી૦ ૬
નામે કાળીને કરમે એ કાળી,
કાળે મરણે હુ પણુ કાળી—એ કયાંથી૦ ૭
પિતાજી હો ભેટ કરૂ અંગી,
જીવી બહુને નિત રહો રંગી—એ કયાંથી૦ ૮
નમન મુજ માની લે માડી,
ક્ષમા કરજે ગઇ હઉ જો આડી—એ કયાંથી૦ ૯
નમુ એકલિંગનાથ અધમોદ્ધારી,
કરી પાન શરણુ છઉ વિષ ધારી—એ કયાંથી૦ ૧૦ ”

આ રીતે બોલીને માતા–પિતાને આશીર્વાદનાં વચનો કહેતી, જરાપણુ પોતાના કલેશનો પ્રકાશ કર્યા વગર હસતે મૂખે પ્રાણુ ત્યાગ કર્યો. તેમના મૃત્યુના સમાચાર પ્રજામાં ફેલાતા તેમણે તેમની ખૂબસુરતી, સાલશાઇ અને પરોપકારી પણુાનાં ઘણુા વખાણુ કરી અફ્સોસ કર્યો, એટલુજ નહિ પરંતુ રાણુાના શત્રુઓ પણુ ગ્લાનિ પામી દીલગીર થયા હતા. જોધપુર અને જયપુરના રાજાઓ પણુ ખેદ પામી વિલે મુખે પાછા ગયા હતા. કૃષ્ણાકુમારીની માતા પ્રિય પુત્રીના મરણુથી દુ:ખી થઈ થોડાજ દિવસમાં મરણુ પામી હતી. અહો ! પિતૃ ભક્તિ પરાયણુા કૃષ્ણાકુમારી ! વીર ક્ષત્રિય બાળા ! તેં સોળ વર્ષની ઉમરમાં ઉદાર મન અને પરોપકારી લાગણીથી પિતા, કુટુંબ અને દેશની ખાતર પ્રાણુ વ્હાલો નહિ ગણુતાં, તેનો ત્યાગ કરીને સ્વર્ગે સિધાવી ! આ શુ તારી ઓછી મહત્તા છે ! આ મહત્તાનો અમર યશ કવિ મૂખે ગવાયો અને ઇતિહાસમાં લખાયો છે; વગેરેથી તારી અનંત કીર્તિનો સ્થભ હમેશને માટે જગતમાં અક્ષય રહ્યો છે ! ધન્ય છે તને ! ! અને ધન્ય છે તારી માતાને ! ! !

## ભામતી.



આ પતિવ્રતા વિદુષી સ્ત્રી શ્રીમાન્ શંકરાચાર્યના ભાષ્ય ઉપર ટીકા કરનાર સમર્થ વિદ્વાન્ વાચસ્પતિ મિશ્રની પત્ની હતી. તે મહા સૌન્દર્યવાન, બુદ્ધિશાળી, ધાર્મિક, નીતિવાન, વિદ્વાન, લજ્જાળુ, વિનય, નમ્ર, સુશીલ, મનોનિગ્રહી, અને પતિવ્રતા હતી પતિપત્નીમાં પ્રેમ અત્યંત હતો વાચસ્પતિ જેવા વિદ્વાન અને ધર્મપરાયણ હતા, તેવી આ પતિવ્રતા પણ તેમને સહાય કરવામા પોતાનું કર્તવ્ય સમજનાર હતી. રાત દિવસ વિદ્યામા લીન રહેનારા વિદ્વાનો અને કવિઓ પોતાની વિદ્યામાં એવા તો એક તાર થઈ જાય છે કે, તેમને પોતાની આગળ પાછળ બનતા મોટા મોટા બનાવોની પણ ખબર રહેતી નથી. અરે ! એટલુજ નહિ પણ તેઓ રસની એકતારમાં કોઇવાર પોતાને પણ ભૂલી જાય છે. વાચસ્પતિ મિશ્ર આવી જાતના વિદ્વાન હતા. કહે છે કે તેઓ એક સમયે શંકરભાષ્ય ઉપર ટીકા લખવાના કાર્યમા એવા તો તલ્લીન થઇ ગયા હતા કે, રાત્રિ દિવસ પોતે શુ કરે છે? કયાં રહે છે ? કયા જમે છે ? અને કયાં નિદ્રા કરે છે ? તેની પણ તેમને ખબર રહેતી નહોતી. ભાષ્યનો વિચાર કરવામા, અન્ય ગ્રંથોમાંથી ઉદાહરણો શોધી કાઢવામા અને પોતાની ટીકાનો અવિચ્છિન્ન પ્રવાહ ચલાવવામાં તેમનુ મન એક ક્ષણુ પણ નવરૂ પડતુ નહોતુ. આ વખતે તેઓ જુવાન હતા અને આ પતિવ્રતા સ્ત્રી પણ પ્રથમજ સાસરે આવેલી નવ વધૂ હતી. આ દંપતી રાત્રિ દિવસ સાથેજ વસતા હતા, પરંતુ વાચસ્પતિ મિશ્ર શાસ્ત્ર વિચારવામાં ઉપર જણાવ્યા પ્રમાણે એવા તો તલ્લીન રહેતા હતાં કે, તેમને પોતાની સાથે કોણુ રહે છે, તેનુ પણ ભાન રહ્યુ નહોતુ રાત્રિએ શય્યનગૃહમાં જ્યારે તેઓ ભાષ્યની ટીકા લખતા, ત્યારે ભામતી તેમને લેખન સાહિત્ય પૂરા પાડતી અને વચમાં મુશ્કેલી આવતા પતિ કઇ શંકા ઉપર તેમને પ્રશ્ન કરતા તો પોતે વિવાદ કરવા લાગતી. વાચસ્પતિ મિશ્ર આખરે એમને એમ એના એ વિચારમા પોતાની સ્ત્રી ભામતીને પોતાની વિદ્યાર્થી અવસ્થાના ભ્રમમા પોતાના સહાધ્યાયી મિત્ર સમજતા હતા, તેમ સુશીળ અને લજ્જાળુ ભામતી પોતે પણ કોઇ દિવસ સંસાર સબંધી કંઇ પણ બોલતી નહિ: એટલુજ નહિ પરંતુ પતિના આરંભેલા મોટા કાર્યમાં રખેને સંસાર માંડતા વિક્ષેપ થાય, એવા ભયથી પણ પોતાની મનોવૃત્તિઓને એ માર્ગે જવા દેતી નહિ કહે છે કે, એ ભાષ્યપર ટીકા કરતાં કરતાં આ પતિપત્નીનુ યૌવન પૂરૂ થયુ અને પ્રૌઢ ઉમ્મર થઇ, પણ પતિએ પત્નીને મિત્ર સમાનજ જોયા કરી હતી તેમ પતિવ્રતા ભામતીએ પણ પોતાના પતિને તેમના કાર્યમાં વિક્ષેપ થાય, એવા ભયને લીધે કદી પણ સંસારની સૂચના

પણ કરીજ નહોતી તેતો નિરતર પતિના કાર્યને સુલભ કરવા માટે રાત્રિ દિવસ સહાયભૂત રહી આનદમા મગ્ન રહેતી તેના મનમા કદી પણ સસાર ભોગવવા-ની લલુતા નહોતી

આ પતિવ્રતા વિદ્વાન, ડાહી, વિવેકી અને ચતુર હતી. પતિને પ્રાણાધક માનતી અને તેને હરેક રીતે ઉપયોગી થઇ પડવાનીજ કાળજી રાખતી. સ-સારના ભોગભોગવી આનદ લેવા કરતા, પતિને જે કાર્યમાં આનદ ભોગવતો જોતી, તેજ કાર્યમાં તેમને સહાયકારક રહેવામાંજ પોતાનો આનદ માનતી હતી એવી રીતના વર્તનથી બનેનુ યૌવન ઉતરી ગયુ અને ભાષ્ય ઉપરની ટીકા પણ પૂરી થવા આવી એવામા એકવાર મધ્યરાત્રિએ એકાત શયનગૃહમાં નિરતર થતા ઉજાગરાઓને લીધે આ પતિવ્રતા ભામતીની આંખમાં નિદ્રા ભરાઈ ગઇ અને દીવાને અજવાળે વાચસ્પતિ મિશ્ર ટીકા લખ્યા જતા, તે દીવો દિવેલ અને દિવેટ ખુટવાથી નિસ્તેજ થઇ ગયો. જ્યારે અધારૂ પડયું અને કલમ અટકી ત્યારે વાચસ્પતિ મિશ્રે ઉચુ જોયુ, તો પોતાની પ્રિયપત્ની ભામતીને નિદ્રામાં જોઇ બહુ આશ્ચર્ય પામ્યા તેઓ તેના સામુ જોઇને ચમકયા અને ઘણે વર્ષે તેને પો-તાની સ્ત્રી જાણીને પ્રસન્ન અત કરણે બોલ્યા કે,—" હે સુદરી ! તને ધન્ય છે ! તે મને જિત્યો છે અને મારા શ્રમને તેજ સફળ કર્યો છે. માટે આ ટીકા કે જે મે તારી અપૂર્વ સહાય અને અનન્ય ગુણને લીધે પૂરી કરી છે, તેને હુ તારાજ નામથી અલકૃત કરૂછુ " એ રીતે કહી તેમણે તે ટીકાનુ નામ " ભામતી " પાડયુ અને તેનો ઘણોજ આભાર માન્યો આ સાંભળી સતીએ પોતાને નિદ્રા આવી જવા માટે ક્ષમા માગી, બે હાથ જોડી બોલી કે,—" હે પ્રાણનાથ ? આ સસારના રમણિય ક્ષણિક સુખો કરતાં મેં આપના જ્ઞાનમય વ્યવસાયમાં સાથે રહીને બહુ સુખ ભોગવ્યુ છે અને મને હવે બીજા સુખની અભિલાષા રહીજ નથી આપની વાણીના પવિત્ર જ્ઞાનમય પ્રવાહમાં અવગાહન કરતી હું આ સ-સારસાગરને તરી ગઇછુ " આ સાંભળી વાચસ્પતિ મિશ્રે કહ્યુ કે,—" ધન્ય છે સુભાગિણિ ! તને હજારવાર ધન્ય છે કે, ત મારા આવા મોટા દોષને પણ ગણ-કાર્યો નથી અને ઉલટો ગુણ લીધો છે તારા જેવી પતિપરાયણ, પતિ સહાયક અને પતિરકજ સ્ત્રીઓનેજ ધન્ય છે " પતિનાં આવાં વચનથી ભામતી બોલી;— " હે નાથ ! અતિ વિનયનુ શું પ્રયોજન છે ? કેટલાએક દોષ કહેવાતા છતાંપણ મોટા ગુણરૂપ હોય છે અને તેથીજ લોકો તેને વખાણે છે. ચદ્રમામાં પડેલુ કલક પણ લોકો જેમ પ્રીતિથી જુવે છે, તેમ ગુણને ચાહનારા માણસો ગુણવાન્ મનુષ્યનો દોષ જોઇને પણ ખેદ કરતા નથી. આપની અદર મેં દોષ જોયાજ નથી અને હુ આપની સાથે વસતાં બહુજ આનંદ પામીછું " આહા ! કેવી તેની ઉચ્ચભાવના ! અને કેવી મનોવૃત્તિ ! ! જે ગૃહમાં આવી ગૃહિણી હોય છે, તે

ગૃહ ખરેખર સ્વર્ગ ભૂવન જેવુ દીશે છે અને તેના પતિને આનંદની સીમા રહેતી નથી. ભામતી ખરેખર શ્રેષ્ટ ગૃહિણી અને વિદ્વાન હતી. તેણીએ **કલ્પતરૂ** નામે ગ્રથ ઉપર વ્યાખ્યા કરેલી છે, એમ બુલર સાહેબ જણાવે છે. આવી ઉત્તમ ગુણુવાળી સ્ત્રીઓ વડેજ ભારતવર્ષની કીર્તિ અદ્યાપિ પણ ચોતરફ પ્રસરેલી રહી છે. હે ઈશ ! આ દેશની સ્ત્રીઓમા સદ્વિદ્યાનો શોખ વધારવા પ્રેરણા કર ? જેથી અમારા ભારતવર્ષની ઉન્નતિ થઈ, પ્રાચીન સુખદાયક સ્થિતિ આવે ! ! વિજય હો ! મગળ ! મગળ ! ! ભવતુ ! ! !

## રૂપસુંદરી.



સાધ્વી સ્ત્રી ગુજરાતના રાજા, **જયશિખર**ની રાણી, **વનરાજ**ની માતા અને મુલતાનના રાજાની પુત્રી થાય. તેનામાં ધૈર્ય, પ્રેમ, દયા, નીતિ, ચાતુર્યતા, ઉદારતા અને શીલ આદિ સદ્ગુણો ઉત્તમ આભૂષણુ રૂપ હમેશાં જોવામાં આવતાં હતાં કલ્યાણીના રાજા **ભુવડે** જ્યારે જયશિખરીના રાજ્યપર ઘેરો ઘાલ્યો, ત્યારે કેટલીક ભાવિ વિર્પાત્તની ચિતાઓ વડે રૂપસુદરીનુ હૃદય જો કે વ્યાકુળ થયુ હતું અને તેણે પોતાના પતિને રણુમાં જવા લગાર આનાકાની કરી હતી, પરતુ તે વેળા તેનામાં શૌર્ય કરતા પ્રેમનુ બળ વિશેષ હતુ. તેમ છતાં જયશિખરી જ્યારે પોતાના ખરા જુસ્સામાં આવ્યો અને શત્રુ સામે લ્હડાઇ કરવાની આવશ્યકતા જણાવી, ત્યારે તેણે તેને ઉત્સાહિત કર્યો, એટલુજ નહિ પણ રાજી થઇ રજા આપી હતી. રણુમાં ગયા પછી જયશિખરીએ જોયુ કે આમા આપણો પરાજય થવાનાં ચિન્હો વધારે છે, 'ત્યારે તેણે પોતાના સાળા **શૂરપાળને** કહ્યુ કે;—" તમારી બેનને વનમાં કોઈ નિર્ભય સ્થળે મૂકી આવો, કારણુ કે તે બે જીવવાળી છે. માટે રાજમહેલમાં રાખવી ઉચિત નથી ' આ વાત શરપાળે રૂપસુદરીને જણાવતાં એ પતિવ્રતાએ પ્રત્યુત્તર આપ્યો કે,—" પ્રાણાતે પણ હુ મારા પતિને મૂકી, કોઇ ઠેકાણે જનાર નથી દૈવયોગે કદાપિ પ્રાણુનાથનું શરીર રણુમાં પડશે, તો સજોડે ચિતામા બળી સતી થવાનો મને લ્હાવો મળશે હું અંતકાળે તેની સાથે ચિતામાં બળી ન મરૂ તો મારી જનેતા લાજે ને ક્ષત્રાણી નામને એબ લાગે પતિના સુખ દુ ખમાં ભાગ લેવો એ સ્ત્રી જાતિનો પરમ ધર્મ મારાથી કેમ તજાશે ? રાજા **હરિશ્ચદ્ર**ની ધર્મ પત્ની **તારામતિ** છેવટ સુધી પ્રિયના સકટમાં સામેલ રહી હતી **સીતા** જેવી મહા સતીએ પણ પતિના સમાગમ સારૂ વનવાસનાં સંકટ કબૂલ કર્યાં હતાં, ને **દ્રૌપદી** એ પણ તેમજ કર્યું હતુ માટે મને રણુમાં સાથેજ તેડી જાઓ." એ રીતે ભાઈ બેન વચ્ચે કેટલોક વિવાદ થયો. શૂરપાળે

કહ્યું કે;—' મહારાજાએ આગ્રહ પૂર્વક આજ્ઞા કરી છે તે તમારે માનવીજ જોઇએ. આ પ્રમાણે ભાઈના કહેવાથી પતિની આજ્ઞા માન્ય કરી તેમની સાથે વનમાં જવા કબૂલ થઇ. તેમાં મુખ્ય હેતુ એ હતો કે તે બે જીવવાળી હતી. તેથી કરી પુત્ર ઉત્પન્ન થાય તો શત્રુ સામે લડીને પતિનુ વેર વાળે અને રાજ્યનું રક્ષણ કરે. તે પછી રૂપસુંદરી પોતાના ભાઈ સાથે જંગલમાં ગઇ. પોતાના રક્ષણની દરકાર નહિ કરતાં તેને સામુ શૂર ચઢાવી પતિની મદદે મોકલ્યો અને પોતે એકલી ધીરજ ધરી ચાલતી એક ભીલના ઝુંપડા પાસે આવી પહોંચી. ત્યાં એક ભલી ભીલડીએ તેનું રક્ષણ કર્યું. રૂપસુદરી તેમના શાત્વનથી દિલાસો પામી ત્યાં રહી.

આ સાધ્વી રાજ્યનું કે કુળનું ખોટું અભિમાન નહિ ધરતાં સમય સૂચક થઈ તેમની સાથે મળી ગઈ અને ઘરસંસારને લગતાં તમામ કામ પ્રેમથી કરવા લાગી. ગર્ભના દિવસ પૂરા થતાં તેમને પુત્રનો પ્રસવ થયો. જેણે રાજ વૈભવ ભોગવેલા, તેને આજે વનમાં ભીલની ઝુંપડીમાં પ્રસવ કરવાનો અને તેને લગતાં દુઃખો ભોગવવાનો વખત આવ્યો, તે તેણીએ ધીરજથી સહન કર્યાં. પુત્ર મુખ જોઇ દિલાસે દિવસ નિર્ગમન કરતાં, પુત્રનું લાલન પાલન કરવા લાગી. તેનું નામ **વનરાજ** પાડયું. વડની ડાળે બાંધેલી ઝોળીમાં બાળ વનરાજ પોઢવા લાગ્યો. આકાશનાં વાદળાં અને ઝાડનાં પાંદડાં જોઈ રમતો હતો. જે કુમારનો પિતા ગુજરાતનો મોટો છત્રપતિ, તે રાજા કયાં ! રાજય કયાં ! અને પટ્ટરાણી તથા પુત્ર કયાં ! રત્નજડિત સોનાના પારણામાં મશરૂની તળાઇપર પહોઢનાર અને સેંકડો દાસ–દાસીઓ જેને પાણીને ઠેકાણે દૂધ આણી આપે, મુખે ખમા, ખમા કરે, હીરની દોરીએ હિંચકાવે અને સોનાં–રૂપાનાં તથા હાથીદાંતનાં રમકડાએ રમાડે, તે રાજકુમારની અને રાજ માતાની કેવી દશા ! ભાવિ બળવાન છે. આવી અવસ્થામાં પણ રાણી રૂપસુંદરી બહુ ધૈર્ય અને શાંતિથી મનમાં જરા પણ ઓછું નહિ આણતાં સમયને માન આપી રહી. તેવામાં અચાનક શીલગુણસુરી નામે એક સજ્જન સાધુનો તેને મેળાપ થયો; પરતુ ગમે તેવો તોએ પરપુરૂષ, માટે ચતુરાઇથી તેની પરીક્ષા કર્યા પછી પોતાની વિતક વાત કહી. તેનો પૂર્ણ અનુભવ કરી પછી તેના આશ્રમમાં જઇ રહી. આ યતીએ સગી બેન પ્રમાણે ગણીને તેનું રક્ષણ કર્યું પોતાના બાળપુત્રને કોઈ પણ જાતના અયોગ્ય લાડ કોડમાં નહિ છકાવતાં, રાજબીજને છાજતી દરેક અસ્ત્ર શસ્ત્રની ઉમદા કેળવણી તેણીએ આપવા માંડી. કેટલીક મુદતે તે સ્થળે શૂરપાળ આવ્યો ને તે પોતાનાં બેન ભાણેજને જોઇ આનંદ પામ્યો. " એક ઉત્તમ રાજપૂતાણીની કૂખે પાકેલો રાજકુમાર વનરાજ એવો તો શૂર અને તેજસ્વી નિવડયો કે તેણે પિતાનું વેર વાળી શત્રુને કાયર કર્યો અને અણુહિલવાડ–પાટણમાં રાજગાદી સ્થાપી પોતાની આણ વર્ત્તાવી. રૂપસુંદરીએ પોતાનાપર ઉપકાર કરનાર ભીલ અને યતીને પુષ્કળ ઈનામ આપી

પ્રસન્ન કર્યા, ઘણાં વર્ષ પોતાના પ્રિય પુત્રનું સુખ નજરે જોઇ સ્વર્ગે સિધાવી. પતિ કે સબંધી જનને કર્ત્તવ્ય કર્મ બજાવવામાં આડે ન આવવું, પણ ઉશ્કેરી ઉત્તેજન આપવુ, સકટ સમયે ધૈર્યતા રાખવી. સમયને અનુકુળ વર્ત્તવું, પરપુરૂષનાં ગુણ કર્મની પરીક્ષા કરી સહવાસમાં આવવું, સમયસુચક બની સહવાશી જન સાથે મળી જવું, પુત્રને ઉત્તમ બનાવી ઉત્તમ માતા તરીકે ગણાવુ અને ઉપકાર કરનાર પર ઉપકાર કરવો, વગેરે તેના ચરિત્ર પરથી શિક્ષણ મળી આવે છે- એ રીતે તે એક ઉત્તમ દૃષ્ટાંત્ રૂપ અમર નામના રાખી ગઇ છે

## સતીસોન.





પતિ પ્રેમી સાધ્વી સ્ત્રીનો પિતા રાજસિંહ પરમારવંશનો રાજા હતો. તેની રાજગાદી ધ્રોલ પાસે આવેલા બાળબા ગામમાં હતી તે કેટલાક વર્ષપર ત્યાં રાજ્ય કરતો હતો તેની આ પુત્રી રૂપ—લાવણ્ય વતી છતાં સરસ્વતીની ઉપાસક હોવાથી કવિતા કરવાની દૈવી શક્તિ તેને પ્રાપ્ત થઇ હતી જ્યારે તેની ઉમર લગ્ન કરવાને યોગ્ય થઇ, ત્યારે તેણે એવો નિશ્ચય કર્યો કે;—'મ્હારી સમસ્યાની જે પૂર્ત્તી કરે તેનીજ જોડે લગ્નની પવિત્ર ગાંઠ બાંધવી.' આ નિશ્ચય તેણે પો ાની સખી સુલેખાને જણાવતાં તેણીએ સોનનાં માતપિતા ને તે વાતથી વાકેફ કર્યાં પુત્રીની વિદ્યા પરની પ્રીતિથી તેઓ પ્રસન્ન થયાં, ને તેની ઇચ્છાં પ્રમાણે કાવ્ય ચતુરવર શોધવા દશોદી બારોટને રાજસ્થાનોમાં મોકલ્યો. બારોટ ગુજરાત, કાઠિયાવાડમાં ફરતો ફરતો ધુમલી જઇ પહોંચ્યો, કેમકે ત્યાંના રાજ્ય કર્ત્તાઓએ વાઘેલાઓ સાથે લડીને યુદ્ધમાં વિજય મેળવ્યો હતો, એટલુંજ નહિ પણ તેનો એક કુમાર કાવ્યનો મર્મજ્ઞ અને વિદ્વાન ગણાતો હતો બારોટે ધુમલીના દરબારમાં સતી સોનનાં રૂપ ગુણનાં વખાણ કર્યા અને તેણે યોજેલી સમસ્યાની પુર્તી કરે તેજ તેને વરે એ વાત પણ નિવેદન કરી જેવુ બારોટે સોરઠાનુ એક ચરણ ઉચ્ચાર્યું કે રાજકુમાર હાલામણે તુરત જરા વિચાર કરી બીજુ ચરણ શીઘ્ર કહી બતાવ્યુ તે સોરઠો;—

ઘણ વણ ઘડયાં- એરણને આભડયાં નહિ,<br>
સરવડ સ્વાંત તણાં, મળે તો મોતી નિપજે.

રાજકુમારનુ બુદ્ધિ કૌશલ્ય જોઇ બારોટે બહુ ખુશી સહિત તેને શ્રીફળ આપ્યું. રાજકુમાર હાલામણ પોતાને ચતુર સ્ત્રી સાથે સબધ બધાવાથી ઘણો આનદ પામ્યો, પણ તેનો પિતા રાણો શિયાજી તો ઘણો ઝંખવાણો પડી ગયો હોય તેમ મુખ વિકાસી બેઠો ! નિરાશ થતાં મોં ઉતરી ગયુ ! બારોટ શ્રીફળ આપી

રૂબેર ઉતારે ગયો, કે તુરત તેને રાણા શિયાજીએ બોલાવી કહ્યું કે,—" સોનના સગપણનું શ્રીફળ હાલામણને શા માટે આપ્યુ ? ' બારોટ—'હજુર ! તેણે સમસ્યાની પૂર્તી કરવાથી." રાજા—' પણ સોન સાથે તો મારેજ સબંધ બાંધવાની ઇચ્છા છે. હાલામણે સમસ્યા પૂરી કરી, પણ તે મારો પુત્ર છે, માટે તે મારાથી પરબારો થઈ પરણશે નહિ.' બારોટ એથી વિમાસણમાં પડી ગયો; તોપણ વિચારીને બોલ્યોઃ—' મહારાજા ! આપતો રાજ્ય રીતિ અને ધર્મ નીતિમાં પ્રવિણ છો, વળી આપ પુખ્ત ઉમરના છો. આપને કાંઇપણ શીખામણ દેવી એ મારા જેવા અલ્પ બુદ્ધિવાનનું કામ નથી, પરતુ આપ વિચારી જોશો તો એ વાત બહુ વિપરીત થશે ને સતીસોન મારાપર કોપ કરશે. તેનુ ઋણ ખાધુ છે, માટે મારાથી એવું અહિત કોઇ કાળે પણ થશે નહિ. સોનરૂપી સુવર્ણમાં હાલામણરૂપી રત્ન જડાતાં જે શોભા થશે, તેથી જગતમાં વાહ, વાહ કહેવાશે અને આપે પણ તેમાંજ આનદ માનવો ઉચિત છે.' રાજાને આ વાત બિલકુલ રૂચી નહિ. તેતો ક્રોધમાં આવી બોલ્યો કે,—'જેમ કોઇ પણ લશ્કરે મેળવેલી જીતમાં તેના રાજાનોજ જય થયો ગણાય છે; તેમજ સોનની સમસ્યા પૂરવામાં હાલામણનું નહિ, પણ તેના પિતાજીનુંજ બુદ્ધિ બળ સમજવુ ને મનેજ સગપણનું શ્રીફળ મળવું જોઇએ. સોનનું પાણિગ્રહણ કરવાનો મારોજ હક છે; છતાં નહિ માને તો નક્કી હમણાં ને હમણાં તારો નાશ કરી નાખીશ.' બારોટ આ સાંભળી દિગ્મુઢ થઈ ગયો, ને વિચારવા લાગ્યો કે,—" આતે કયાંની નીતિ ? પણ સત્તા આગળ શાણપણ બતાવતાં કદાચ વિપરીત થઇ પડશે. " એમ ધારી ' જેમ આપની મરજી ' કહી તાબે થયો ને અસભવિત ભયથી નિર્દોષ રાજકન્યાનો ભવ બોળવાનું જોખમ કબુલ કર્યું ! મતલબ કે રાજકુમાર હાલામણે સમસ્યા પૂર્યા છતાં વૃદ્ધ શિયાજીએ તે પૂરેલ છે એવું ઠરાવ્યુ, ને તેનેજ સોનદેવી પરણે એવી ગોઠવણ કરી બારોટ ઇનામ લઇ વિદાય થયો; પરતુ શહેરમાં તે વાત છૂપી રહી નહિ પુત્રવધૂને સસરો પરણે એતો મહા અન્યાયજ ! રાજાને વૃદ્ધાવસ્થામાં આવી બુદ્ધિ સૂઝી ! એમ લોકો વાતો કરવા લાગ્યા, તે વાત કુમાર હાલામણે પણ જાણી. તેને પિતાની દુર્બુદ્ધિ જોઇ બહુ ખેદ થયો; એટલુંજ નહિ પણ એક નિર્દોષ રાજકુમારીની તેથી કેવી દુર્દશા થશે, તે માટે પણ અતિશય સંતાપ ઉપજ્યો.

સોનદેવી બારોટ કયારે આવશે ? એવુ ચિંતવન કર્યા કરતી હતી. તેવામાં બારોટને આવતો જોઈ તેના આનદનો પાર રહ્યો નહિ, કેમકે હમણાં તેનુ દ્રષ્ટિબિંદુ તેજ હતો. અર્ધ સોરઠાના તેજસ્વી અક્ષરો જોઇ સોનદેવીને ખાત્રી થઇ કે નક્કી ઇશ્વર કૃપાએ મનનો માન્યોજ પતિ પ્રાપ્ત થયો. પછી તેણે બારોટને ઉત્તમ શિરપાવ આપી વિદાય કર્યો અને લગ્નના મંગળ દિવસની રાહ જોવા લાગી. દૈવયોગે થોડાજ દિવસમાં બારોટનો ભેદ ખૂલ્લો થઇ ગયો. રાજાએ અને તેણે રચેલી

કપટ કળાની વાત પ્રગટ થઇ ગઇ ! આમ છતાં સોનદેવીએ તે નિશ્ચયજ કર્યો કે;—'જેણે સમસ્યાની પૂર્તી કરી છે, તેજ મારો પતિ અને હું તેનીજ. તે સિવાય અન્યનું પ્રાણાતે પણ પાણિગ્રહણ કરનાર નથી.' સસરાની બદલેલી નિષ્ઠાથી અને બારોટે તેની સાથે મળી કરેલા કપટથી સોનદેવીને બહુ સંતાપ થયો. તેણે તો સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, અને જળ આદિ દેવતાઓ સમક્ષ અંતઃકરણ પૂર્વક બીજું એ 'પણ' લીધું હતું કે;—'પરણું તો હાલામણનેજ અથવા તો કુવારી રહું.' પણ ભાવિ વિપત્તિના તરંગો, તેના મનરૂપી જહાજને આકળવિકળ કર્યા કરતા હતા. પિતાના દુર્વિચારથી હાલામણની દશા પણ તેવીજ થઇ હતી. ફરતો ફરતો તે સોનદેવી પાસે આવી ચઢયો. સોનદેવીને કહ્યું.—હું મારો નિશ્ચય પ્રાણાંતે પણ ફેરવનાર નથી, એમ કહી તેને ધીરજ આપી. હાલામણ રાજા પાસે ગયો. રાજાએ કુવરનું એકદમ અપમાન કર્યું ને ઘુમલી છોડી જવા આજ્ઞા કરી. પિતાને કંઇપણ કહેવાને તેની હિમત ચાલી નહિ, કેમકે રાજા બુદ્ધિ ફરવાથી ઉદ્ધત થઇ ગયો હતો. છેવટ હાલામણ જન્મભૂમિને છેલ્લા પ્રણામ કરી ચાલ્યો ને બરડા પર્વતપર આવેલી બગાધારની ટેકરીપર વિસામો લેતો બેઠો.

ઘુમલી મધ્યે જે સ્થળે સતીસોનદેવી આક્રંદ કરતી વાટ જોતી હતી, ત્યાં શિયાજી રાજા ગયો અને તેને પોતાની થવા સમજાવવા લાગ્યો. રાજ્ય સંપત્તિની ઘણી ઘણી લાલચો બતાવવા માંડી ને અતિશય આગ્રહ કર્યો, પણ સોનાદેવી એકની બે થઇ નહી. છેવટે તેણે કહ્યું કે,—'જે હાલામણને તું તારો સ્વામી માને છે, તેને તો મેં કયારનો દેશવટો દીધો છે. આ ભવમાં તને તે કદી મળનાર નથી, માટે હું સત્ય કહુંછું કે તું મારી થઇ તારો જન્મારો સફળ કર.' આ શબ્દોની પણ સોન દેવાને સારી અસર થઇ નહિ. રાજાના નીચ વિચારો માટે તેને તો ક્રોધ યુક્ત તિરસ્કારજ ઉપજ્યો. તેથી સાફ કહી દીધુ કે;—'સસરાજી ! આવો દુષ્ટ સંકલ્પ કરવા એ તમારા જેવા ક્ષત્રી રાજા અને મ્હારા સસરાને સ્વપ્નમાં પણ ન ઘટે. હું તમારા પુત્રની વધૂ ને તમારી પુત્રી તુલ્ય ગણાઉં, મ્હારા તરફ ઉંચી આંખે જોવું એ મહા પાપનું પગલુ છે. જો આપને આપનું શ્રેય વહાલું હોય તો આપને સ્થાનકે પધારો ને અમો દંપતીને સુખી કરો, અમને સુખી જોવામાંજ તમે પરમ સુખ માનો; કદાપિ કાળે હું હાલામણ સિવાય અન્યની થવાની નથી. માટે મિથ્યા માથાકુટ મૂકી દો.' શિયાજીની પાપ વાસના આ ઉપદેશક વાક્યોથી લેશ સમી નહિ, પણ અચાનક દૈવેચ્છાએ તેના ભાયાત ચંદ્રસિંહજીની પુત્રી રાજબા અને સોનની સખી સુલેખા તે સમયે ત્યાં આવી પહોંચ્યાં. તેથી તે શરમાયો ને ઝાંખો પડી પોતાની મેળે પાછો ફર્યો. રાજબા આ અનાચારની ચર્ચાથી ચકિત થઇ ગઇ; મુંગે મોઢે તે બેસી રહી નહિ પણ તેણે તે વાત પોતાના પતિને જણાવી કે;—'સસરો ઉઠી પુત્રવધૂને વરવા

તૈયાર થાય એ કેટલો અન્યાય !' ઇત્યાદિ નીતિની વાત કહી ઉશ્કેર્યો, દેશપાર થયેલો હાલામણુ એકલો સિંધ નજીકના સાગરને કિનારે બેઠો બેઠો નિશ્વાસ નાંખતો હતો. ઘડી ઘડી સમુદ્રમાં ઉછળતા અને શાંત થઇ સમાતા તરંગો જોઈ મનને સમજાવવા લાગ્યો કે;—' આ સહુ ઇશ્વરની રચેલી અકળિત કળા અને ઘટમાળ છે. આ દોહેલા દિવશ પણુ વિતી જશે; માટે ધીરજ ધરવી એ કર્ત્તવ્ય છે.' વન–ઉપવનો અને પશુઓને જોઇ ચિત્તભ્રમની પેઠે ભમતો ભમતો આમ તેમ જોવા લાગ્યો. સોનની પણુ હાલામણુના વિયોગે ઘુમલીમાં એવીજ દશા થઇ. તેને એકલી જોઇ કામાંધ શીયાજી બીજીવાર તેની પાસે ગયો ને શામ–દામ ભેદથી સમજાવવા લાગ્યો. છેવટ તલવારથી કાપી નાંખવાનો સોનને ડર બતાવ્યો, પણુ સતી પોતાની ટેકમાં પાછી હઠી નહી. મરવાનું કબુલ કર્યું, પણુ ભ્રષ્ટ થવાનું સ્વીકાર્યું નહી. હમણા શીયાજી જીવપર આવી તેની લાજ લૂટવા આગળ વધત, પણુ તેવો દુષ્ટ પ્રસગ પરમ પવિત્ર પરમાત્માને પ્રીય નથી. એટલે તેવું બનવાને થોડીજ પળનો વીલબ હતો, તેટલામાં અચાનક તેના દુશ્મનો ચઢી આવ્યા ને શીયાજીના પાપી જીવને સ્થુળ શરીરથી જૂદો પાડી, સર્વ શક્તિમાન પ્રભુના ન્યાયાસન સમક્ષ તેના પાપી કૃત્યનો જવાબ આપવા રજુ કર્યો. આ વખતે સોન બે શુદ્ધિમાં પડી હતી, તે થોડી વારે શુદ્ધિમાં આવી ઉભી થઇ અને ત્યાંથી ચાલવા લાગી. તે ફરતી ફરતી સિંધની સરહદ ઉપર જઇ પહોંચી. અંતે મહા મહેનતે શોધ કરતી પોતાના પ્રિય પતિ હાલામણુને જઈ મળી, અને પતિપરાયણુ રહેવાથી ઇચ્છીત સુખને પામી.

એ રીતે જે મનુષ્ય ગમે તેવા ભયંકર સંકટના સમયમાં પણુ પોતાની પવિત્ર નિષ્ઠાનો ત્યાગ કરતું નથી, તેને સર્વ શક્તિમાન ઇશ્વર સદા સહાય કરી વિકટ દુઃખમાંથી પણુ બચાવી લે છે. કેટલીક વહુવારૂઓપર તેના પાપી સસરા જુલમ ગુજારતા હશે, તે સર્વેને સતી સોનનું સુદષ્ટાંત શિક્ષણુ લેવા યોગ્ય છે.



## વિદેશી—સતીઓ.

### લેડીહામિલ્ટન.



આ પતિપરાયણ પતિવ્રતા વિદુષી આ પ્રખ્યાત્ વિદ્વાન **સરવિલિયમ હામિલ્ટન**ની ધર્મ પત્ની હતી. સરવિલિયમ હામિલ્ટન એડિનબરોની પાઠશાળામાં તર્કશાસ્ત્ર અને અધ્યાત્મ જ્ઞાનનો વિદ્યાગુરૂ હતો. તેની સેવામાં તેની ધર્મપત્ની લેડીહામિલ્ટને પોતાની જાતને સમર્પણ કરી હતી. હદ ઉપરાત કામ કરવાથી ૫૬ વર્ષની ઉમરે સર વિલિયમ હામિલ્ટનને પક્ષાઘાત થઇ આવ્યો, તે વેળાએ તે બાઈ તેના હાથ, તેની આંખો અને તેને જે જોઇએ તે થઈ પડી. તે પોતાના પતિના કાર્યમાં તલ્લીન થઇ ગઇ હતી. તેને માટે પુસ્તકો વાંચવા અને વિચારવા લાગી, તે તેના ભાષણોની નકલો કરતી અને તે સુધારતી, જે કામ પોતે કરી શકે એવું તે બાઈને લાગતુ તે સઘળુ તે પોતાને માથે લઇને પોતાના સ્વામીને છુટો રાખતી. ખરેજ એક ધર્મપત્ની તરીકેની તેની વર્તણુક વીરત્વના રસથી ભરેલી હતી. જો તેણે આ પ્રમાણે પોતાના પંડને પોતાના પતિના કામમાં સમર્પણ ન કર્યો હોત અને "એક ગૃહણી મદદ આપે, તેના કરતાં પણ તેણે જે અધિક મદદ આપી, તે ન આપી હોત તો તેના પતિના મોટા મોટા ગ્રંથો છપાઇને જે અજવાળામાં આવ્યા છે તે કદાચ બહાર પડી શકત નહિ. સર વિલિયમ મૂળ સ્વભાવેજ અનિયમિત અને પદ્ધતિ વિનાનો હતો, પણ તે બાઇએ પોતાની જાતની એક સરખી પદ્ધતિ અને નિયમ તેને માટે દર્શાવી આપ્યાં. સર વિલિયમ અભ્યાસી સ્વભાવનો ખરો, પણ આળસુ હતો; પરંતુ આ બાઈ પોતે ચાલાક અને જોમદાર હતી. જે જે લક્ષણોની પતિમાં પૂરી ખામી હતી, તે તે પત્નીમાં પૂરતી રીતે હતાં. તેનામાં બુદ્ધિ-બળની ઉણપ નહોતી. તેને એ બાઈ પોતાના કૌવતદાર સ્વભાવ વડે જોર અને વેગ આપતી. જયારે સર વિલિયમ હામિલ્ટન વિદ્યા-ગુરૂની જગ્યા ઉપર ચુંટાયો, ત્યારે તેના પૂર્વ પક્ષીઓ તેને એક તરંગી માણસ ગણી કાઢીને ભવિષ્ય ભાખવા લાગ્યા કે, એ માણસથી વિદ્યાર્થીઓનો વર્ગ કદી પણ શીખવી શકવાનો નથી અને તેની નીમનોક કદી પણ ફળદાયક નીવડવાની નથી. પોતાને સહાયતા આપનારાઓએ જે મારી ચુંટણી કરી છે, તે વાજબી કરી છે અને દુશ્મનો જે બોલે છે તે વિતંડાવાદ છે, એમ બતાવી આપવાને પોતાની અર્ધાંગનાની મદદથી તેણે નિશ્ચય કર્યો. પોતાની પાસે ભાષણોનો જથો તૈયાર કરવામા આવતાં. પાસેના ઓરડામાં બેસીને ભાષણ આપવાના અસલ મુસદ્દા

લખીને તે પોતાની પત્નીને આપતો અને તે બીજા ઓરડામાં દર રાત્રે એ બાઈ બેશીને ઉજાગરા કરીને સાફ નકલ કરી દેતી. સરવિલિયમનું જીવન–ચરિત્ર લખનાર કહે છે;—" કોઇ કોઇ વેળા તેના ભાષણોનો વિષય હાથમાંથી છટકી જતો અને એવું બને ત્યારે સરવિલિમ છેક સવારના નવ વાગતા સુધી લખ લખ કર્યા કરતો જણાતો અને તેની નિમકહલાલ થાકી ગયેલી લહીએણ પણ બિછાના વિનાના કોચ ઉપર ઉંઘી ગયેલી દેખાતી. કોઇ કોઇવાર વર્ગમાં હાજર થવાના વખત ઉપરજ ભાષણને કંઇ ઓપ દેવાનો રહ્યો હોય તે તેની પત્નીને હાથે દેવાતો." એ પ્રમાણે પત્નીની સહાયતાથી પતિએ પોતાનાં મુદતી ભાષણો પૂરાં કર્યાં; ભાષણ કર્ત્તા તરીકેની તેની કીર્ત્તિ ગવાવા લાગી અને આખરે તે પોતાના કાળના કુશાગ્ર બુદ્ધિવાળા મહા આગેવાન પુરૂષોમા તેની ગણના થવા લાગી હતી, એ તેની પત્નીની અત્યંત સહાયતાથીજ હતી.

લેડી હામિલ્ટન વિષે મી. વીચના જીવન—ચરિત્રમાં લખેલુ છેકે;—"લેડી હામિલ્ટને પતિ સેવામાં પોતાની જાતને અચૂક રીતે સમર્પણ કરી હતી. તેથી બુદ્ધિવાન પુરૂષોની સૃષ્ટિ તેની અત્યત આભારી થઇ છે. અસલ ઉપજાવી કાઢેલી અને બીજા ગ્રથેમાથી ઉતારી લીધેલી, વળી પ્રમાણનાં અને ન્યાયશાસ્ત્રનાં પદો ચોમેર રમઝટ કરી રહ્યાં હોય, તેવા ગહન અધ્યાત્મિક જ્ઞાનની બાબતોનાં એ બાઈએ કેટલા બધા પાનાં લખેલાં આજપણ જાળવી રાખેલાં છે, તે જોઇને તમને પૂરી નવાઇ લાગે. જે કાંઇ પણ છાપવા માટે મોકલવામાં આવતું. તે સઘળુ તથા સઘળાં ક્રમવાર ભાષણો એ બાઇએજ તેના પતિના બોલવા પ્રમાણે ઉતારી લીધાં હતાં અથવા અસલ ઉપરથી નકલ કરી લેતી હતી. આવુ કામ પ્રેમ અને આત્મ—સમર્પણના કેવળ સાચા દિલથી તે કરતી. વળી પોતાના ધણીને જે કામ કરવાનુ આવી પડ્યુ હોય, તે કામમાં તેને તત્પર રાખવાની પણ તેનામાં શક્તિ હતી. પતિમાં એક જાતની ભલે દમદાર હતી છતાં સુસ્તીની ખાસિયત હતી. તેની સામા તે શાણપણથી ઝુંડો ઊઠાવતી એ સુસ્તી તે ગમે તેવી મહેનત મજુરી કરતો હોય, તે વેળાએ પણ તેના આગળ જે કામ આવીને પડ્યું હોય, તેને તે આઘુ મૂકાવતી- જે વિષય તેણે હાથમાં લી-ધો હોય, તેના અધ્યયનમાં તત્સબધે તેણે જે અનેક વિધની બાબતોનો સમહ કર્યો હતો, તેના વિશાળ સમુદાયને નિયમમાં લાવવા કઠિન કામથી તે કાયર થઈ જતો. આવી વેળાએ તેની પત્નીના સકલ્પ સિદ્ધ આનદી સ્વભાવથી તેને તાજગી અને ટેકો મળતો તેમાં પણ તેની જીદગીના છેલ્લાં બાર વર્ષમાં તેનું શરીર તુટી ગયું હતું અને તેનુ ચૈતન નિર્બળ થઈ ગયું હતું, છતાં તે માનસિક મહેનતમાંથી પરવારતું નહિ, તેવા વખતમાં એ બાઇથી તેને જે સુખ શાન્તિ અને સહાયતા મળી હતી, તેવી ક્યારેય પણ મળી નહિ." ખરી વાત એછે કે, જે કાર્ય કરવાનું તે

કરવું એજ તેનું ઇનામ અને એજ તેનો બદલો, તે સિવાય બીજાં ઇનામ અકરામની વાતજ ન હોય; તે કરવામાંજ જે પુરૂષ પોતાનું સઘળું બળ અને વેગ વાપરીને તેમાં સંતોષ માનતો હોય અને જે સ્વભાવ કદાચ જાહેર જાણવામાં કે કોઇને લાભ મળે તેવે રૂપે આવે પણ નહિ તેવી પ્રકૃતિની સાથે ત્રણ વાતથી વધારે શક્તિવાન થતો. (૧) સર્વિલિયમનાં લગ્ન. (૨) તેની બાંધેલી આવક અને ( ૩ ) તેની સ્ત્રીનાં લક્ષણનું સહગમન થવાથી તે પુરૂષે અક્ષર શાસ્ત્ર અને તત્ત્વવિદ્યામાં જે કાંઇ કર્યું છે, તે કરવાને તેને ઉપયોગી થઇ પડે એવું જોર અને વેગ મળવાથી તે શકિતમાન થયો દુર્લભ, ઉમદા, અને ઉચ્ચ કલ્પનાઓ છતાં જેમ જેમ આગળ વધ્યો ગયો, તેમતેમ અપ્રાપ્ય તરંગોની સૃષ્ટિમાં તે તદન તલ્લીન થઇ જતાં અટકયો, તે બેશક તેની ગૃહિણીનાં ઉપર જણાવેલાં લક્ષણોના પરિબળથી એ સત્તા જો તેના ઉપર ન હોત, તો તે કેવળ વિચારના શાન્ત સાગરમાં જીવિત-પર્યંત બદ્ધજ રહેત, અને પોતાના સુનિશ્ચિત સિદ્ધાંતો ઉપર પ્રમાણે તે પ્રસિદ્ધમાં મૂકી શકયો નહોત તો એ નિષ્કૂળ પંડિત વિષેની અજ્ઞાનતા ભરેલી ગહન અજાયબીમાં આખી આલમ રહી જાત. આવી પ્રકારે એ સાધ્વી સ્ત્રી પતિને પોતાના બુદ્ધિબળ અને શક્તિથી અત્યંત ઉપયોગી અને સહાયકારક થઇ પડી હતી, જેને લીધે તેના ઉપયોગી ગ્રંથોની સાથે તે પણ આત પ્રખ્યાત્ થઈ ગઇ છે. ધન્ય છે આવી પતિપરણ મહાન્ સ્ત્રીને !!!

## વિકટોરિયા કોલોના.



સતી સ્ત્રી પેસ્કારના ઠાકોરની પત્ની થાય જ્યારે ઇટાલીના રાજકુમારોએ પેસ્કારના ઠાકોરને વિનંતી કરી કે, આપ સ્પેનની કુમક કરવી મૂકી દો, પણ તે દેશને સહાયતા આપવાને તેણે પ્રથમથીજ વચન-કોલ આપ્યો હતો. તેથી તેની કુળવાન સ્ત્રી વિટોરિયા કોલોનાએ પોતાના પતિને શું કર્ત્તવ્ય છે, તે તેને સભારી આપ્યું એ બાઇએ એક પત્રમાં તેને લખ્યુ-"જે કોલ—જે વચન—જે આબરૂ વડે તમે આજ વિધાતા દેવીનાં લાડ ભોગવોછો અને રાજાઓથી પણ ટોચે વિરાજો છો, તે વાતનું સ્મરણ રાખજો; જે ઉજ્જવળ કીર્ત્તિ મેળવાય છે. તે એલ્કાબો અને ખેતાબોના ભભકાથી નહિજ, પણ એ **એકવચની** પણાને લીધે છે. એ ઉજ્જવળ મહિમા અવિચ્છન્ન પણે નિષ્કલંક રાખજો અને તમારા વંશ વારસને તેવોને તેવોજ પહોંચાડવો એમાંજ તમારૂં ખરૂં સુખ અને સત્ય અભિમાન તમારે માનવાં ઘટે

છે.' પોતાના સ્વામીની ઇજ્જતનો એ બાઈ એ પ્રકારનો માન ભર્યો ખ્યાલ ધરાવતી હતી, અને જ્યારે તે પેવિયાની રણ-ભૂમિમા પડયો, ત્યારે તેની ધણીઆણી જો કે જુવાન અને રૂપવાન છતાં તથા તેના ઉપર ઘણા પુરૂષો આશક છતાં અને તેનું પાણિગ્રહણ કરવાને ઘણાએ તેના કાલાવાલા કરવા છતાં, તેણે એકાંત-વાસ કર્યો અને પોતાના સ્વામીના મરણનો શોક કરવામાં તથા તેના પરાક્રમોનું ગુણગાન કરવામાં પોતાની જીંદગી તેણે પૂરી કરી. જે માણસને પોતાના સદાચરણ માટે કાંઈ પણ ટેક છે, તેણે તો પોતાની આબરૂ રાખીને ફતેહ મેળવવી જોઇએ અને પોતાની જીદગી બચાવવાને પણ નીચ કામ કરવું ન જોઇએ. કર્ત્તવ્ય કર્મ શ્રદ્ધાથી કરવું એમાંજ શોભા અને માન છે. પોતાના પતિને વચન પાળવા માટે ઉશ્કેરી પાતિવ્રત્ય જાળવી વિટોરિયા કોલોનાએ પોતાનું મહત્તપણું બતાવી આપ્યું છે. કહ્યું છે કે;—

જેને ધર્મ વિચાર શુદ્ધ, સાદું સત્ય ચાતુર્ય,
તેને સુખી પ્રમાણવો, ધન્ય તેનું જીવન.

# વીર—સતીઓ.

## સુંદરબા.



આપતિ પ્રાણા વીર સ્રીના પિતાનું નામ **કેશરીસિંહ** હતું. કેશરીસિંહ વલ્લભીપુરથી થોડે દૂર સીલા નામે તાલુકાનો રાજા હતો. સુંદરબા બાળપણુથીજ સારા સહવાસમાં ઉછરી કેળવણી પામી હતી. તર્કશાસ્રનો તેણીએ અભ્યાસ કર્યો હતો. દૈવ કૃપાથી બુદ્ધિની વિલક્ષણુતા તેને કાંઇ જુદાજ પ્રકારની પ્રાપ્ત થઇ હતી તર્ક વિદ્યાની સાથે યુદ્ધ કળામાં પણ તે ઘણી ચતુર અને કુશળ હતી. શરીરનો બાંધો મજબુત, કસાયલો અને તેજસ્વી હતો. રૂપે રંભા જેવી સુંદર, મનોહર લાવણ્યવતી, ઉત્સાહી, હિંમતવાન, નીતિનિપુણ, શીળસપન્ન, અને ખતીલી હતી. બાલ્યકાળથીજ અશ્વપર અસ્વાર થઇ ફરવા જવાની પ્રીતિ હતી, તેથી અશ્વ વિદ્યામાં કુશળ થઈ હતી. પર્વતો, સરોવરો અને અરણ્યોમાં ફરવાનો તેને ઘણો શોખ હતો, અને સ્વચ્છ હવા, પાણીથી તે ઘણી પ્રસન્ન રહેતી. તે આનંદી પ્રકૃતિની હોવાથી તેને બાગમાં ફરવાનું બહુ પ્રિય હતું. તેના પિતાએ ગામની બાર એક સુંદર બાગ અને તેની અંદર મહેલ બનાવ્યો હતો. ત્યાં તે ઘણો વખત પોતાની

સખીઓ સાથે જતી હતી. એક દિવસે તે પોતાની સખીઓ સાથે બાગમાં ગઇ હતી. ત્યાં સુંદર વૃક્ષો નિહાળતી દ્રાક્ષ લતામંડપ નીચે બેસી આનંદ કરતી હતી. તેટલામાં વલ્લભીપુરનો પાટવી કુવર **વીરસિંહ** શિકારે નીકળેલો, ભૂલો પડી જતાં ત્યાં આવી પહોંચ્યો. આ બાગની ઉત્તમતા જોઈ તેમાં થોડીવાર વિશ્રાંતિ લેવા એક શીતળ ઘટ્ટાદાર વૃક્ષની નીચે અશ્વ બાંધી બેઠો; એટલામાં એક દ્રાક્ષલતા—કુંજમાંથી સ્ત્રીઓનો મધુર સ્વર તેને કાને પડયો 'કોણ હશે' એવી શંકાથી શાન્ત થઈ એક વૃક્ષની આડે ઉભા રહી નીચેના શબ્દો સાંભળ્યા,—" પ્રિય સખી ! મને તો આશા છે કે વલ્લભીપુરનો વીરસિંહ વરશે. તે મને પરમ સ્નેહમાં રીઝવશે; પરંતુ જો તે રાજપુત્ર મારાથી જરાપણ આડો ચાલશે, તો નક્કી હું તેને મારાં બુદ્ધિબળ—પરાક્રમ અને ચાતુર્ય વડે જીતીને મારો પ્રાણ પ્રિય પતિ કરી લઇશ, અને તેમ જો કરૂં તોજ હું સીલાની સુંદરબા ખરી, નહિ તો હું સ્ત્રી નહિ પણ કોઇ ભુંડણ !" આ શબ્દો સાંભળી વીરસિંહ ઘણો ચકિત થયો ! તુરત ત્યાંથી ગૂપચૂપ પોતાના વિશ્રામ સ્થાન પાસે આવ્યો. થોડીવાર વિશ્રાંતિ લઇને ઘોડે સ્વાર થઈ પોતાની નગરીમાં આવ્યો.

સુંદરબાનું સ્વરૂપ, તેની મનોહર લાવણ્યતા અને વિચિત્ર શબ્દો વગેરેથી વીરસિંહ મોહિત થઈ તેની સાથે લગ્ન કરવાને લલચાયો, પોતાની ઇચ્છા મિત્ર મારફતે પિતાને જણાવી. મહારાજાએ કેશરીસિંહની અનુમતિ માગતાં તે વાત કબૂલ કરી અને તેની સાથે સુંદરબાને પરણાવી. પરણીને આવતાંજ તે દિવસથી તેનાં બોલેલાં વચનો તે કેમ પાળે છે, તેની પરીક્ષા કરવા સારૂં તેનાથી વિયોગ રાખ્યો. સુંદરબાને વિયોગનું કાંઈ પણ કારણ કહ્યું નહિ, તેથી તે ચિંતાતુર રહેવા લાગી, કેમકે તેને પોતાનાં વચનો બિલકુલ યાદ નહોતાં. તે સ્વપ્ને પણ પતિ સાથે વિયોગ થશે એવું ધારતી નહોતી તે તો પરણીને પ્રેમનો પૂર્ણ લ્હાવો લેવા ઇચ્છતી હતી, પણ પતિ સાથે વિયોગ થવાથી તે પોતાના પ્રાલબ્ધને દોસદેવા લાગી રાજ મહેલમાં એકાંત પડી રહેવાથી અકળાતાં એક દિવસે પોતાની વિશ્વાસુ દાસીને વીરસિંહના સમાચાર પૂછતાં તેણે જણાવ્યું કે;—" બાઈ સાહેબ ! આજે દેવી પૂજાનો વાર્ષિક ઉત્સવ છે. આખા શહેરમાં એ ઉત્સવ મનાયો છે. તેની ક્રિયા વીરસિંહ પોતાને હાથે કરવા સવારી લઇ જાય છે. ત્યાં જવાને સઘળી મોટા ઘરની સ્ત્રીઓને છૂટ છે. આવા સમાચાર ઉપરથી સુંદબાએ પોતે પણ હિંમતથી એક મ્યાનો તૈયાર કરાવ્યો. ભોયણ સ્ત્રીઓ મ્યાનો ઉપાડી વીજળી વેગે કાળિકા દેવીનાં મંદિર તરફ ચાલી, ત્યાં સ્ત્રી પુરૂષોનો તથા અમીર ઉમરાવોનો મોટો મેળો થયો હતો. વીરસિંહ હાથી ઉપર બેસી તે સર્વે જોતો જોતો દેવી મંદિર આવી પહોંચ્યો.

વીરસિંહ હાથ જોડી દેવી સન્મુખ ઉભો. તેટલામાં મ્યાનો આવ્યો, તેમાંથી

વીજળી સરખી તેજસ્વી સુંદરબા ઉતરી, પોતાના ગળામાંથી મોતીનોહાર કાઢી કાળિકા માતાને પહેરાવી સ્તુતિ કરી કે-" હે દેવી ! મારા પતિને સર્વ સુખ સંપાદન કરાવજો." આ ઓચિંતી પ્રગટ થતી વાણીથી વીરસિંહે ચોંકીને જોયું, તો મોતીના શૃંગારમાં દર્શન કરી વળતાં પોતાની રાણી સુંદરબાને ઓળખી ! ચાર આંખો ભેગી મળતાંજ વીરસિંહે મ્હેણું માર્યું કે,—"કેમ ! પતિને પરાક્રમ દેખાડી જીતી લાવ્યાં ?!" આ શબ્દો સાંભળતાંજ સુંદરબાને બાગમાં સખીઓ પાસે ઉ-ચ્ચારેલા શબ્દો યાદ આવ્યા અને જાણ્યુ કે,—" વીરસિંહ કોઈ વિચિત્ર સંયોગે મારા બાગમાં આવ્યા હશે, અને વૃક્ષની ઓથે રહી મારાં વચનો સાંભળ્યાં પછી જ પરણ્યા છે. વિયોગ થવાનુ કારણ પણ તેજ છે." વગેરે મનમાં સમજી ચેતી ગઇ. પછી પતિને પોતાની ઇચ્છિા કળવામાં ન આવે તેમ હસીને બોલી,-"સ્વા-મિનાથ ! સ્ત્રી માત્ર મૂર્ખ હોય છે, કોઈ કાળે પણ બની ન શકે, એવી તરેહવાર વાતો કરીને તે અભાવ મેળવવામાં પ્રખ્યાત છે, પરતુ આપતો ચતુર છો, છતાં આમ કરવું છાજતું નથી." વીરસિંહે પ્રત્યુત્તરમાં એટલુજ કહ્યું કે;—" જ્યાં સુધી બોલેલા બોલ તું પાળીશ નહિ, ત્યાં સુધી આપણા વચ્ચે સ્નેહની ગાંઠ બંધા-વાની નથી." સુંદરબા આ સાંભળતાંજ જાણે નિંદ્રામાંથી જાગૃત થઇ હોય એમ શાન્ત ચિત્તે હસીને ચાલી ગઇ અને મ્યાનામાં બેસી પોતાના મહેલમાં આવી. આ બનાવ જોઈ વીરસિંહ ઘડી ભરતો ચકિત થઇ ઉભો રહ્યો. દરબારી મંડળને આ પતિ પત્ની વચ્ચે જે વાત ચિત થઇ, તેની જરા પણ ખબર પડી નહિ !

સતી સુંદરબાએ પોતાના પ્રિય પતિનો મર્મ જાણી લીધો. તેથી પોતાનાં વચનો સત્ય કરી બતાવી દેશમાં સ્ત્રી શીયળતા ને શુરાતનની હાક બેસાડવા હર્ષભેર દૃઢ ઠરાવ કર્યો અને શ્રેષ્ટ પ્રકારે પોતાની મહત્તા પતિરાજને બતાવી આ-પી લજ્જાવવાનો નિશ્ચય કર્યો. પોતે સમયસૂચકતાવાળી અને ચંચળ હતી. આ વખતે તેણે તર્ક શાસ્ત્રનો ઉપયોગ કરી પોતાના પિતાને પત્ર લખ્યો કે,-"એક અમૂલ્ય રાજ્યવંશી ચકચકિત કવચ, એક ઉત્તમ અશ્વ, યુદ્ધનાં ઉત્તમશસ્ત્ર, અને એક રાજકુમારને વર્ષ લગી રાજા પ્રમાણે નિભાવ થાય એટલું દ્રવ્ય, એ સર્વે તુરત મોકલવાની સાથે મારી જગ્યો સાચવી રહે એવી સુંદર તરૂણીને પણ રવાને કરવી. " પતિએ મંગળ ફેરા ફરતી વખતે એક વીટી આપી હતી, તેનું નગ કાઢી નાંખી, તેમાં તે પત્ર મૂકીને તે નગ પાછું હતું તેમ બેસાડી દીધું. એ વીંટી દાસીને આપી બોલી,—" સખી ! જા, તું આ વીટી લઈ મારા પિતા-ને આપી કહેજે કે વીંટી નગના પાસાથી અલગ થઇ ગઇ છે. તે નવેસરથી સમી કરાવી મોકલો. " ચતુર કુવરીનો માર્મિક સદેશો મહા શુરો કેશરીસિંહ વીંટી હાથમાં લેતાંજ સમજી ગયો. વીટી સ્વાધીન લઇ સદેસા વાળીને કહ્યું કે;—" ઠીક, હું તેમ કરીશ. એ સાંભળી દાસી ચાલતી થઇ. કેશરીસિંહ વીંટી-

માંથી નગ ઉખેડી માંહેથી પત્ર વાંચી ચિંતાતુર થયો કે;—મંગાવેલી વસ્તુમાં ખજાનો તો પહોંચાડી શકાય, પણ બીજા પદાર્થો શી રીતે મોકલવા ? તેની યુક્તિ શોધતાં તેણે એક ગજાવર ભોંયરૂં, પોતાના ગામથી પુત્રીના મહેલ સુધી બનાવવા નિશ્ચય કર્યો. પોતાની દીકરી દુઃખી થતી જાણી તેને માટે અસખ્ય દ્રવ્ય ખરચતાં જરા પળ અચકાયો નહિ. થોડા દિવસમાં તેના મહેલ સુધી ભોંયરૂ બનાવ્યું. મહેલની સર્વે વાતથી કેળવાયેલી ચચળ દાસીને મરદાની રાજ્ય યોદ્ધાનો પોશાક પહેરાવ્યો, એક ઉત્તમ ઘોડા પર સ્વાર કરી ભોંયરાને માર્ગે પુત્રીને મહેલ પહોંચતી કરી. તેથી સુંદરબા ઘણી રાજી થઈ, પિતાની બુદ્ધિના વખાણ કરવા લાગી. આવેલી દાસીને પોતાનાં વસ્ત્રાલકાર પહેરાવ્યાં અને પોતે તેનો યોદ્ધાનો પોશાક પહેર્યો. દાસીને પોતાના જેવીજ બનાવી બેસાડી, પોતાની પદ્રી ખુબ ચોકશીથી સભાળી રાખવાને સમજાવી. રાજ ખટપટ અને રીતરિવાજથી વાકેફ બનાવીને જીવ જતાં પણ ગુપ્ત વાત પ્રગટ ન થાય તે સમજાવી રાખી. પોતે યોદ્ધાના લશ્કરી પોશાકમાં ભોંયરા દ્વારા અશ્વપર સ્વાર થઈ બહાર નીકળી; અને **રત્નસિંહ** નામ ધારણ કરી પોતાના બળ-પરાક્રમનુ પાણી બતાવવા વલ્લભીપુરના રાજાના દરબારમાં દાખલ થઈ. રાજ્ય કચેરી નજીક આવી ઉભી રહી. રાજકુમારના જેવું રૂપ જોઇ મહારાજા અને રાજકુમાર મોં ઉચુ કરી જોઇ રહ્યા. સર્વ કચેરીનાં માણસો આ યોદ્ધાને જોઇ છક થઇ ગયાં. મહારાજાએ સિંહાસન ઉપરથી તેને માનની નજરે આવકાર આપ્યો. પાટવી કુવરે તો તુરત સામે જઈ તેડી લાવી પોતાની પાસે ઉત્તમ બેઠક આપી. રાજ્ય નિયમ પ્રમાણે ક્ષેમ કુશળ પૂછતાં ઓળખાણને નામ, ઠામ પૂછ્યુ. નવા પ્રવેશ કારે ઉત્તર આપ્યો કે.-હું પ્રતાપી મહારાજાધિરાજનો પુત્રછું, દીલગીર છુંકે હાલ મારા પિતાનું નામ દઇ શકતો નથી; કારણ તે સાથે મારે ખટપટ થવાથી એ બળવતા રાજ્યની હદ ઓળગી અહી એકલો આવ્યોછું. મારૂં નામ રત્નસિંહ છે. આપ મહારાજાના દરબારમાં ઠરી ઠામ રહ્યાથી હું પોતાને મોટો ભાગ્યશાળી સમજીશ. હું દ્રવ્યનો કે દરજ્જાનો ભૂખ્યો નથી. મહારાજાની મરજી હશે તો હું કોઇ વેળા દરબારમાં હાજર થઇશ. કોઇ યુદ્ધ કે તેવી અઘરી વેળાએ મને સામેલ કરશો, તો મારાં પરાક્રમ બતાવીશ; વગેરે પોતાની વીરતા અને પરાક્રમનું વર્ણન કરી બતાવ્યું. ” મહારાજા અને સભામાં બેઠેલા લોકો તેની બોલવાની છટાથી આશ્ચર્ય પામ્યા. મહારાજાએ કોઇ સારા રાજ્યનો કુમાર જાણી, ખાનપાન તથા માનનો બદોબસ્ત કરી આપ્યો. પોતાના પુત્ર વીરસિંહને રહેવાના મહેલ પાસે એક બંગલામાં ઉતારો આપ્યો. પાટવીકુંવર વીરસિંહને તો તેની ખૂબસુરતી, ઉત્તમ—શાન્ત સ્વભાવ તથા ચતુરાઈ જોતાં મોહ ઉપજ્યો અને તેનો પ્રાણપ્રિય મિત્ર થઇ ગયો. તેમ મત્રી વગેરે સર્વ અધિકારીઓને પ્રિય થઇ પડયો. પાટવીકુવરને એના વિના એક પળ પણ ચાલતું નહિ.

બને વચ્ચે એવી તો સ્નેહની ગાંઠ બધાણી કે બંનેનો પલંગ પણ એક સરખો, પોશાક પણ એક સરખો, શસ્ત્ર પણ એક સરખાં, ચાલ ચલનની ઢબ છબ પણ એક સરખી અને બોલવા, જોવાની રૂઢી પણ એક સરખી થઈ ગઈ. રત્નસિંહને તો એટલુંજ જોઇતું હતું, તે તો તેની પતિવ્રતા સ્ત્રી સુંદરબા—રત્નસિંહ નામે પોતાનું વચન સત્ય કરી બતાવવા માટેજ રાજ્ય મડળમાં સામેલ થઈ હતી. પાટવીકુવર જો કે રત્નસિંહનો પ્રાણપ્રિય મિત્ર થઇ ગયો હતો, પણ તે નવો આવેલો કોણ છે અને શો હેતુ રાખે છે. તેથી બિલકુલ અજાણ્યો હતો. તેને રત્નસિંહ વિના એક ઘડી પણ ચાલતું નહોતું, એવો તે તેને પ્રિય થઈ પડયો હતો.

વલ્લભીપુરમાં હાલ એક મોટા ગરૂડનો ત્રાસ વ્યાપી રહ્યો હતો. નિત્ય સાયકાળે આવી મનુષ્યોને ઉપાડી જતો હતો. તેના ત્રાસથી આખા શહેરમાં હાહાકાર થઇ રહ્યો હતો. ઠેર ઠેર વિલાપને દુ:ખના પોકાર પડી રહ્યા હતા. સધ્યાકાળ થતાં પહેલાંજ લોકો ઘર બધ કરી અદર પેસી જતાં હતાં. તેથી આખું શહેર શુન્યકાર જેવું લાગતું હતું તેની સાથે લડવાની કોઇની હિંમત ચાલતી નહોતી અને શું કરવું એ પણ કોઇને સૂઝતું નહોતું એક દિવસે રાજ સભામાં એ વિષેની ચર્ચા ચાલતી હતી. તેટલામાં વીરસિંહ તથા રત્નસિંહ આવ્યા. ગરૂડના ત્રાસથી પ્રજા કપિત થયાની વાત જાણતાંજ રત્નસિંહનાં રોમેરોમ ખડાં થયાં અને તેના સાથે યુદ્ધ કરવાનુ તેણે 'પણ' લીધુ. તેથી આખી કચેરી રાજી થઈ, પણ આશ્ચર્ય પામી કહેવા લાગ્યા કે;—આ પાતળા બાંધાનો જુવાન કુવર રાક્ષસી ગરૂડ સામે કેમ ટકી શકશે ? રત્નસિંહે સર્વનો સ્નેહ હરણ કર્યો હતો. તેથી સર્વનાં મુખ લેવાયાં. પાટવી કુંવર તો મહાખેદ પામ્યો. પાટવી કુંવર તેને સહાય આપવા તૈયાર થયો, પણ તેણે ચોખી ના પાડી. પછી સારા કારીગરો પાસે પોતાની યુક્તિ પ્રમાણે એક વજનદાર મનુષ્યાકાર પુતળું તૈયાર કરાવ્યુ. તેને અંદરથી પોલું રખાવી તેમાં બારણું મૂકાવ્યું, ને પુતળાને ફરતા સોઈ જેવા લોહના તીક્ષ્ણ કાંટા જડાવી ગરૂડને આવવાને દરવાજે ગોઠવ્યુ. લોકોને આ પક્ષીનો ત્રાસ એટલો બધો હતો કે સમીસાંજ થતાંજ ગામ નિર્જનથઈ જતું હતું. લોહના મનુષ્યને ગોઠવી તેના પેટમાં ઉઘાડી તરવાર લઇ રત્નસિંહ ભરાયો. જેવો સંધ્યા સમય થયો કે ચોરની પેઠે ગરૂડ આવ્યો અને ચારે તરફ ફરી જોતાં કોઇ મનુષ્ય નજરે પડયું નહિ; એટલે પેલાં લોહના પુતળા ઉપર તેની નજર ગઈ. ગરૂડે તેને મનુષ્ય સમજી જોરથી દોડી તેનાપર ઝડપ મારી, તેવાજ તેના શરીરમાં કાંટા પેઠા ને જખમી થયો. તેને આવી સ્થિતિમાં જોતાંજ રત્નસિંહે ઝડપથી બહાર નીકળી પોતાની તરવારના સખત ઝટકાથી તેનું પેટ ચીરી નાંખ્યુ અને લોખંડના પુતળાને ઉથલાવી જબરા ગરૂડને દાબી દીધો. બીજો સખત ઘા તેની ડોકમાં માર્યો તેથી ગરૂડ કારમી ચીસ પાડતોજ મરણ પામ્યો. પછી એ ત્રાસદાયક પક્ષીને

ઘસડતો પોતાને ઉતારે લાવ્યો અને પલગ નીચે રાખ્યો. સવાર થતા મહારાજા, પાટવી કુંવર અને પ્રજા જનો સૌ જ્યાં પુતળું રાખ્યું હતું ત્યાં આવ્યા. જુએ છે તો લોહીનાં ખાબોચીયાં ભરેલાં હતાં, ગીધ અને કાગડાઓ ઉડતા હતા. પણ રત્નસિંહને ન જોયાથી સૌ શોકાતુર થયા. પાટવી કુવર તો જાણે જીવ ઉડી ગયો હોય તેવો ફીકો પડી ગયો. તેવામાં એક અધિકારીના કહેવાથી સૌ જે તરફ લોહીના રેલા પડેલા હતા તે તરફ ચાલ્યા. એ રેલા જોતા જોતા રત્નસિંહને ઉતારે ગયા. જુએ છે તો રત્નસિંહ પલગપર પોઢયો હતો, ત્યાં પણ લોહીનાં ખાબોચીયાં ભર્યાં હતાં ! તેથી સૌ આશ્ચર્ય પામી જુએ છે તો પલગ નીચે રાક્ષસી કદનો ગરૂડ દીઠો. જેને જોતાં નબળા પોચાનુ તો મગજ ખસી ગયા વિનાં રહે નહિ. રત્નસિંહને જીવતો જોઇ સૌ આનદ પામ્યા. પાટવી કુંવર તેને જાગૃત કરી બોલ્યો —" રત્નસિહ ! તમોએ તો મારી ચક્ષુને આજે નવું તેજ આપ્યુ છે. હવેથી તો તમે વલ્લભીપુરની સઘળી રૈયતના રક્ષક છો, હું તો આપનો માત્ર સહાયી રહીશ. " આ વચનથી મહારાજાને કાંઇ પણ માઠુ લાગ્યું નહિ, પણ તેમની મિત્રતા સદાય કાયમ રહે એવા હેતુથી પોતાના હાથમાંથી વીંટી કાઢી પ્રેમથી તેને અર્પણ કરી. નગર જનો પોતાના રક્ષકને દરજ્જે ચાહવા લાગ્યાં. મહારાજાએ વધારે ખુશી થઈ અમૂલ્ય શીરપાવ અને જાગીર બક્ષીસ કરી. રત્નસિહે તે કબુલ કરીને પોતે પાટવી કુવરને મિત્રતાઇના બદલામા સઘળુ ભેટ કર્યું. પાટવી કુંવર અને રત્નસિંહ વચ્ચે સ્નેહમાં આજથી વિશેષ વધારો થયો.

વલ્લભીપુરના મહારાજા એક દિવસે રત્નસિહને સાથે લઇ શિકારે ગયા હતા, વીરસિંહનુ શરીર સારૂ ન હોવાથી તે શહેરમાં રહ્યો. આ તક સાધી તેની સાથે શત્રુતા ધરાવનારા ભાયાત મડળે બળવો કર્યો. શહેર કબજે કર્યું વીરસિહને પકડી, પાહાડની ગુફામાં લઈ જઇ કેદ રાખ્યો. રાજા તથા રત્નસિંહ શિકારેથી પાછા આવ્યા લોકો પાસેથી દગાની વાત જાણી લીધી. તેથી મહારાજાના મોંનો રંગ ઉડી ગયો. તે પાટવીકુવર માટે ચિતાતુર થયો. રત્નસિહ પણ આ ફેરફારથી ભય પામ્યો. તેના મુખનું તેજ ઝાંખુ પડયુ. આ જોઇ મહારાજાએ કહ્યું;—" રત્નસિહ ! શુ વીરસિહની ચિંતાથીજ આ તારૂ મોં લેવાયુ છે ? " રત્નસિંહ બોલ્યો,—"મહારાજા ! વીરસિંહને કાંઇ પણ આંચ આવી હશે, તો હું ત્યાંજ તેની સાથે બળી ખાખ થઇશ હુ મારા પ્રાણપ્રિય મિત્ર વિના પળ પણ જીવીશ નહિ, વોપણ હાલ તુરત તેમ થશે નહિ." પછી મહારાજાએ રત્નસિહને આ ખટપટથી વાકેફ કર્યો અને જણાવ્યું કે,-વીરસિંહે યુદ્ધમાં જય કર્યો હશે, પણ અંતે ઘેરાઇ જઇ ઘાયલ થયો હશે અગર યુદ્ધમાં પડયો હશે રત્નસિહને પાટવીકુંવર વિના ચેન પડવા ન લાગ્યું, પણ હવે વાત કરવાનો વખત નહોતો. આ વખતે કિલ્લાપરથી શત્રુઓની નજર પડે તો કાપાકાપી ચાલે એવુ હતું. તેથી રત્નસિંહે મહારાજાને શહેરમાં

ન જવા દેતાં, બારોબાર પોતાના પૂર્વાવસ્થાના ( સુંદરબાની અવસ્થાના ) પિતા કેશરીસિંહના સીલા ગામ તરફ ચાલી નીકળ્યા. કેશરીસિંહ પોતાના વ્હેવાઇ વલ્લભીપુરના મહારાજા ને ઓચિંતા આવતા જાણી એકદમ આવકાર દેવા દોડયો અને માનપૂર્વક પોતાના મહેલમાં લાવ્યો. રત્નસિંહને જોઇ તેને પોતાની પુત્રીનું સ્મરણ થયું, પણ તેની સ્થિતિ બદલી ગયેલી હોવાથી ભ્રાંતિમાજ રહ્યો. વલ્લભીપુરના ભાયાતોના બળવાની વાત સાંભળી તે પણ નારાજ થયો; તે સામે લડવા લશ્કર તૈયાર કર્યું. રત્નસિંહે લશ્કરને કવાયદ આપી તૈયાર કર્યું.વલ્લભીપુરના મહારાજાનો રત્નસિંહ વિશ્વાસુ હોવાથી શહેરની રાત્રિની ચોકી ફરવાનું કામ તેને સોંપવામાં આવ્યુ હતું તેણે યુક્તિ વાપરી વીરસિંહનો પત્તો મેળવ્યો. પહાડની ગુફામાં પચીસ હથિયારબંધ પુરૂષોના હાથમાં વીરસિંહ કેદ પડયો હતો. ત્યાં ગુપચુપ જઇને રત્નસિંહે ચોકીદારોના હથિયારો છોડાવી તેમને બાંધી લીધા. રત્નસિંહ વીરસિંહને જઇ મળ્યો. વીરસિંહ સજળ નેત્રે મિત્રને મળી આનંદ પામ્યો. પછી વીરસિંહને ઘણીજ સંભાળથી ઉપડાવી સીલાના મહેલમાં મોકલાવ્યો મહારાજા પુત્રને જોઇ આનદ પામ્યો. તે પછી રત્નસિંહ આવ્યો, તેણે મહારાજાને સર્વ વાત કહી બતાવવી. મહારાજાએ હર્ષ બતાવી કહ્યું કે,—"ઓ દેવતા ! તું કોઇ અદ્દભૂત અવતાર મારા રાજ્યમાં આવી રહ્યો છે. તેં મારી રૈયતને જૂલમી ગરૂડથી પીડાતી બચાવી, મને શહેરમાં જવા નહિ દેતાં કિલ્લાના મારાથી બચાવ્યો અને આજ મારા ગાદી વારસ પાટવીકુંવરને બચાવી લાવી તેને મારે ત્યાં નવો જન્મ આપ્યો છે. તુ કોણુ છે ? તે મને બરાબર કહે." રત્નસિંહે કહ્યુ —"મહારાજા ! હું માત્ર અહીં મારા પિતાના કોપથી એકાંત કાળ ગુજારવા આવ્યો છુ. મારાથી આપની સહેજ સેવા થઇ છે, તેમાં મને અધિક શોભા આપી લજવશો નહિ. મારી ઇચ્છા માત્ર એટલી છે કે, હાલની ખટપટમાંથી મહારાજાને મોકળા કરી ફરી સિંહાસનપર સ્થાપન કરીને સ્વદેશ જઇશ, ત્યાંથી મારા પિતાની આજ્ઞા લઈ આપને મારા વંશની ઓળખાણુ લખી મોકલીશ " મહારાજા બોલ્યા,—તને હું એક પળ પણુ નહિ જોઇશ તો અકળાઇશ, મને તું મારા પુત્ર કરતાં અધિક વહાલો લાગે છે, મારી પાસેથી તું કોઈ કાળે પણ છુટો ન પડે એવી મારી ખાસ ઇચ્છા છે. ' રત્નસિંહે કહ્યું,—"આપની ઇચ્છા પરિપૂર્ણ થાઓ" વીરસિંહ પણ પોતાના પ્રાણુદાતા પ્રત્યે બોલ્યો;—" મારા પ્રિયમિત્ર ! તેં મારો પ્રાણુબચાવ્યો છે, તેની યાદી તરીકે આ મારી કટાર લે ? એ કોઇ તેવા બારીક વખતે મારી મદદે વાપરજે." એમ કહી તુરત પોતાની કટાર કાઢી તેણે તેની કમરે ખોસી.

આ વખતે દુશ્મનોને વલ્લભીપુરમાંથી હાંકી કહાડવાને સર્વ સૈન્ય તૈયાર થયું. સૈન્યના સેનાપતિ તરીકે કેશરીસિંહ અને ઉપ સેનાપતિ રત્નસિંહને ઠરાવ્યો. એક તરફથી કેશરીસિંહે અને બીજી તરફથી રત્નસિંહે હુમલો કરવા ધાર્યો હતો. આ માટે

મહારાજા, કેશરીસિંહ, અને મંત્રીને રત્નસિંહે કહ્યું કે;—જો મારૂં માનો તો મારા દૈવીબળથી જ્યાંથી હું ચાહું ત્યાં રસ્તો કરી તમારો જય કરાવી દઉં; તે વિના કોઈ રીતે તે જય થઈ શકશે નહિ." રત્નસિંહ સ્વરૂપે દેવાંગ્ના જેવો, બીજી મધુર જીભ, ત્રીજી અદ્દભૂત યુક્તિ, ચોથી જીત નક્કી, અને પાંચમી યશ મેળવવાની વાતમાં રજ પણ ફેર નહિ. વગેરે તેના પરાક્રમથી સૌ તેને દૈવી પુરૂષ માનતા હતા; તેથી સૌ કબૂલ થયા. એટલે કહ્યું કે;—"દુશ્મનો કિલ્લા ઉપર છે અને આપણે નીચે છીએ. માટે આપણો મારો તેને નહિ લાગે, પણ ઉલટો આપણને તેનો મારો લાગશે વળી કિલ્લો ઘણો મજબુત છે તેથી પણ ફાવીશું નહિ. માટે મારી સાથે ચાલો, હુ તમને એક ગુપ્ત રસ્તો બતાવુ." એમ કહી પેલું ભોંયરૂં જે મહેલ સુધી બનાવવામાં આવ્યું હતું, તે તેણે બતાવ્યું. જોતાંજ સૌ છક થઇ ગયા ને કેશરીસિંહ તો વિચારમાંજ ગુમ થઇ ગયો કે;—"આ પરદેશી પુરૂષને તે ગુપ્ત વાતની ખબર કયાંથી!" પછી રત્નસિંહ મોખરે થયો ને પાછળ સઘળું લશ્કર ચાલ્યું. એક તરફથી દુસ્મનોનાં મન કિલ્લા તરફ રોકવા થોડુ લશ્કર આપી કેશરીસિંહને મોકલ્યો, બીજુ સર્વે લશ્કર ભોંયરાને રસ્તે સુંદરબાના મહેલમાં થઇ શહેરમાં દાખલ થયું આ જોઇ સર્વે ઘણા આશ્ચર્ય પામ્યા, પણ પાટવીકુંવર તો રત્નસિંહ માટે તરેહવાર વહેમ લાવવા લાગ્યો. શું રત્નસિંહ કોઇ દેવતા કે ગંધર્વ છે? તેણે મારી રાણી સુદરબાના મહેલમાંથી લશ્કર લઈ જવાનો ગુપ્ત માર્ગ કેમ પસદ કર્યો હશે? એમ વિચારી મનમાં બળવા લાગ્યો. સર્વ સૈન્ય મેદાનમાં લડવાને ગોઠવાઈ ગયું. કિલ્લાનું લશ્કર કેશરીસિંહનો હુમલો રોકવામાં ગુંથાયું હતું, ત્યાં આ પાછળથી ઓચિંતો મારો ચાલતો જોઈ ભાયાતો થરથરી ગયા. કાંઈ પણ આનાકાની વગર નમી જઇ શરણે આવ્યા પોતાના અપરાધની માફી માગી મહારાજાની જીત થઈ, કેશરીસિંહ ઠાઠમાઠથી શહેરમાં આવ્યો. મહારાજાએ સામે જઇ માન આપ્યુ, પ્રજાએ જયધ્વની કર્યો. સર્વ દરબાર—સભામા ગયા ને મહારાજા આમ તેમ જોવા લાગ્યા, પણ રત્નસિંહને કયાંએ જોયો નહિ! ઘણી શોધ કરાવી પણ કોઇ પત્તો લાગ્યુ નહિ. મહારાજા વગેરે સર્વે સમજ્યા કે તે કોઇ દેવતા વલ્લભીપુરને આફતથી બચાવવા ને આકાશથી ઉતરી આવ્યા હશે!

આ વખતે વીરસિંહ ખીન્ન થયેલો દેખાતો હતો. પોતાની રાણી સુદરબાના મહેલમાંથી ભોંયરા દ્વારા લશ્કર આવેલુ, તેથી વીરસિંહને રત્નસિંહ ઉપર સુંદરબા સાથેનાં તેનાં અયોગ્ય વર્ત્તનનો સપૂર્ણ શક ગયો. તેથી મિત્ર તરફના સર્વે ગુણો ભૂલી જઇને ક્રોધાંધ થઇ એકદમ ખુલ્લી તલવારે સુદરબાના મહેલમાં ધુસ્યો ત્યાં જુએ છે તો સુંદરબા સોળે શણગાર સજીને હીંડોળાપર બેઠી છે ને સખીયો તેને ઝુલાવી રહી છે. જોતાંજ વીરસિંહ બળી ગયો ને બોલ્યો,—"દુષ્ટા! બતાવ રત્નો કયા છે?" સુંદરબા બોલી;—"પ્રાણપતિ! રત્નો તે વળી કોણછે!

આતે આપ શું કહોછો ? શું આપ રત્નસિહ માટે પૂછોછો ! " વીરસિહ બોલ્યો;- " હા ! પકડાઇ હવે ! બોલ તે દુષ્ટ મિત્ર દ્રોહી ક્યાં છે ? હમણાંજ તેનું શિર ધડથી અળગુ કરૂં. " તે સાંભળી સુદરબા બોલી;—" પ્રાણનાથ ! જેણે આપના પ્રાણ બચાવ્યા, તેનો બદલો શું આપ પ્રાણ લઈને લેશો ?" એ વચન સાંભળતાંજ વીરસિહ ગુસ્સે થઈ બોલ્યો;—" રાક્ષસી ! એ વાતની તેના કહ્યા વિના તને ક્યાંથી ખબર ! માટે બોલ તેને ક્યાં છુપાવ્યો છે ? " " પતિરાજ ! ખરૂ બોલ્યા. "–સુંદરબાનાં આ વેણ સાંભળી વીરસિહના ક્રોધમાં વધારો થયો ને બોલ્યો. " રંડા ! પ્રથમ એ અધર્મિને બતાવ ? તેને મારી પછી તને શાસન કરીશ. " એમ કહી તરવાર ઉગામે છે. તેટલામાં વીરસિહ તરફથી મળેલી કટાર બતાવીને કહ્યું;—" મહારાજ ! આ કટાર આપેજ મને પોતાના બચાવ માટે આપી છે. જરા તપાસીને જુઓ. " ચ્હેરો ખુબ તપાસીને જોય છે તો તેના સ્વરૂપમાં રત્નસિહનું સ્વરૂપ જોયુ ! જોતાંજ લજ્જાથી તરત મૂર્છા પામી પૃથ્વીપર પડયો. સુંદરબાએ તુરત ઉઠી પોતાને હાથે પલગપર સુવાર્યો અને ઉત્તમ અત્તર, ગુલાબજળ સુંધાડયાં; વગેરે શાંતિકારક ઉપચારો વડે સાવધ કર્યો. શાંત થઈ બેઠા પછી સઘળી વાત સાંભળી વીરસિહ પ્રેમ વશ થયો. ને સતી સુદરબાનો જાણે દાસ હોય તેમ તેને આધિન થઇ ગયો ! એ રીતે સતી પોતાના બુદ્ધિ બળ અને પરાક્રમથી પોતાનું વચન સત્ય કરી પતિને પ્રિય થઇ પડી. પ્રેમથી બેઉનાં મનેમન અને હૃદયે હૃદય જોડાઈ જઈ એક રૂપ જેવાં થઇ ગયાં. આ સર્વ હકીકત મહારાજા અને કેશરીસિહ સાંભળી ઘણાજ આશ્ચર્ય પામ્યા !! સતી સુંદરબાના આવા ઉત્તમ ગુણો જોઈ તેના ઘણાં વખાણ કર્યાં—પ્રેમથી સસરાએ " શાબાશ ! " અને પિતાએ " ધન્ય ! " એ શબ્દો વડે વધાવી લઇ ઘણાજ આનદ પામ્યા. પ્રજા પોતાની રક્ષક " દેવી " ગણી પ્રેમથી ચાહવા લાગી. એ રીતે તે પતિવ્રતા વીર સ્ત્રી પોતાના મહાન ગુણ પ્રભાવે સર્વનો પ્રેમ પોતાના તરફ ખેંચી મહત્તાને પામી, સુદષ્ટાંત રૂપ અમર કીર્તિ રાખી ગઇ છે. ધન્ય છે તેમને ! ! ?



## રાજબાળા.



આ પતિપ્રાણા વીરશ્રી દેશલપુરના ઠાકોર **પ્રતાપસિંહની** પુત્રી હતી. તે મહા સૌંદર્યવાન, તેજસ્વી, બુદ્ધિવાન, નીતિ નિપુણ, ધીર વીર, ચતુર અને પતિવ્રતા હતી. બાળપણમાં સારા સહવાસમાં ઉછરી સુશિક્ષણ પામી હતી. તે સ્નેહ, મમતા અને દયાનો ભંડાર હતી. તેના પિતાએ તેનુ સગપણ સિંધમા ઉમરકોટના સોઢારાજા અનારસિંહના પુત્ર **અજીતસિંહ** સાથે કર્યું હતુ. અનારસિંહ ઘોડેસ્વારોનું લશ્કર જમાવી લૂટફાટ કરતો હતો, તેનો ત્રાસ ઘણો હતો. કચ્છનારાવનાં માણુસો ત્રણ-લાખ રૂપિયાની તીજોરી લઇ જતા હતા. એના ઉપર હુમલો કરતાં ગોળી વાગવાથી મરણ પામ્યો ઘોડસ્વારો નાશી ગયા. ઠાકોરે દ્રવ્યનો કાંઇ પણ સગ્રહ કરી રાખ્યો નહોતો ગામની વસ્તીએ જાણ્યુ કે આપણો રાજા લૂંટી ખાતો. તેથી હવે બીજા રાજાઓ જીવવા દેશે નહિ. તેથી તેઓ ગામ મૂકી બીજે જઇ રહ્યાં. ગામમાં પાચ સાત ઘર રહ્યાં હતાં. ઠકરાણી દુ:ખે કરકસર કરી દિવસ કાઢવા લાગી, અજીતસિંહ તે વખતે નાની ઉમરનો હતો. તેને સારી સભાળ લઇ ઉછેરી મોટો કર્યો બાર-તેર વર્ષની ઉમરનો થયો કે તેના દુર્ભાગ્યે તેની માએ સ્વર્ગવાસ કર્યો, માના મરણ પછી એક દાસી રાધી આપી તેનુ પોષણ કરતી હતી

રાજબાળા ચતુર અને ડાહી હતી. તે ઉમ્મર લાયક થઈ હતી. એક વખતે તેણે પોતાની સખીઓને પતિ વિષે પૂછ્યું કે,—"બેનો ! મારો પતિ કેવો છે ?" સખીઓએ વખાણ કર્યાં કે;—"એ કામદેવ સરખો રૂપાળો, યુદ્ધમાં મહાબહાદુર અને બુદ્ધિવાન છે" પતિના વખાણ સાભળી પ્રસન્ન થઇ બોલી કે,—"મારો પતિતો એજ રાજપૂત છે, બીજા મારે ભાઈ બાપ સમાન છે, હું દ્રવ્યવાન કરતાં ગુણવાનને વધારે ચાહું છુ," એમ કહી પોતાનું હેત જણાવવાને કહાવી મોકલાવ્યુ કે;—"મારે તો આપજ પતિ છો. મારે આપની જાગીરનુ કશુ કામ નથી, માટે સગપણ તોડશો નહિ." આ સાંભળી અજીતસિંહે કહાવી મોકલાવ્યુ કે,—'મારૂ માથું જાય તોપણ સગપણ છોડીશ નહિ." એમ પરસ્પર પત્રવ્યવહાર ચલાવી પ્રીતિમાં બધાયાં. રાજબાળા ઉમ્મર લાયક થવાથી પ્રતાપસિંહે વિવાહની તૈયારી કરી. અજીતસિંહને ખબર આપ્યા. અજીતસિંહ પાસે કાંઈ દ્રવ્ય નહોતું, પરણતી વખતે ખરચ વગેરેમાં વીશહજાર રૂપિયા જોઈએ તે નહોતા, તેથી ચિંતા કરવા લાગ્યો, કોઈ રસ્તો સૂઝતો નહોતો. છેવટ વિચાર કરતાં તે જેસલમેરના એક ધર્માત્મા દયાળુ શેઠ પાસે ગયો, તેમને સર્વે

વાત કહી બતાવી. શેઠને દયા આવી ઠાકોરનો વિવાહ કરી આપવાને મન પર લીધુ, પણ ખાતરી માટે જામીન માગ્યા. ઘરમાં કાંઈ મિલ્કત કે જાગીર પણ રહી નહોતી કે કોઈ જામીન પડે. તેથી શેઠે જામીન તરીકે વચમાં પરમેશ્વર રાખી લખાવી દીધુ કે;—"તમારે પરણ્યા પછી મારાં રૂપિયા ચૂકવ્યા પહેલાં પતિ પત્ની તરીકેનો સબધ ભોગવવો નહિ ! તેની વચમાં પરમાત્મા જમાન !!" આ પ્રતિબધ આકરો હતો, પણ પરણવાની લાલચે લાચાર થઇ કબુલ થયો. તુરત રૂપિયા લઇ સાસરે આવ્યો, ધામધુમથી વિવાહ કર્યો રાજ નિયમ પ્રમાણે પતિપત્ની મહેલમાં જઇ રહ્યાં. અજીતસિહ કામદેવ જેવો રૂપાળો અને રાજ. બાળા રતી જેવી સ્વરૂપવાન હતી. પરસ્પરને જોઈ પ્રસન્ન થયાં, પણ બીજા કશાપર ધ્યાન આપ્યું નહિ. તેથી રાજબાળાના મનમાં અનેક તરેહના તરગ ઉઠવા લાગ્યા. મનમાં વિચારવા લાગી કે,—"ઠાકોર ઘણા બુદ્ધિવાન અને સમર્થ છે, પણ મારા કર્મની ગતિ કોઈ તરેહની વાંકી હશે. તેથીજ મારી સાથે વ્યવહાર રાખતા નહિ હોય, એમ કલ્પના કરવા લાગી; પરતુ અજીતસિંહ સત્યની સાંકળે મજબુત બધાયો હતો, તે એ કયાંથી જાણે ?

રાજબાળા પતિવ્રતા, સુશિળ અને ચાલાક હતી. તેમણે એક વખતે પતિને નિઃશ્વાસ નાંખતા જોઈ પૂછયું કે,—"સ્વામિનાથ ! આપ શામાટે નિશ્વાસ નાખોછો ? આપને જે દુઃખ હોય તે મને કહો. ત્યારે તેણે પેલા જામીનખતની વાત જાહેર કરી. આ સાંભળી રાજબાળા બોલી;—પ્રાણનાથ ! એમાં કશું ગભરાવાનું કારણ નથી, સર્વે સારૂં થઇ રહેશે. કશી ચિતા ન કરતાં આપણે પ્રયત્ન કરવો જોઇએ. પ્રયત્નથી પ્રભુ સહાય થશે. અહા ! કેવી ધૈર્યતા ? અને કેવો સ્નેહ ? ખરેખર સ્ત્રીના હૃદયમાં સ્નેહ, મમતા, દયા, અને પરોપકારની જે પ્રવૃત્તિ છે. તેથીજ પૃથ્વીનાં ઘણાં દુઃખો ઓછાં થાય છે. રોગમાં સેવા. શોકમાં સાંત્વન, કષ્ટમાં તથા કલેશમાં સહાનુભૂતિ એવું બીજું કોણ બતાવી શકે છે ? જો સ્ત્રીઓના હૃદયમાં આ સ્વર્ગીય પ્રવૃત્તિ નહિ હોત, જો સ્ત્રીનું હૃદય કોમળ નહિ થતાં સખ્ત થાત, તો આ સસાર દુઃખમય દીસત, સ્નેહ, મમતા, વગેરે મહત્ત ગુણો ધરાવનારી સ્ત્રીઓ ખરેખરી દેવીરૂપ છે. આપણા દેશમાં પવિત્ર ગુણો ધરાવનારી ઘણી સ્ત્રીઓ થઇ ગઇ છે. રાજબાળાપણ એવીજ ઉજવળ કીર્તિની મનોહર મૂર્ત્તિ હતી. તે સ્નેહ, મમતા અને દયાનો ભડાર હતી, તેણે પોતાના પતિને કહ્યું;—"પ્રાણનાથ ! આ સ્થળ આપણને રહેવાને યોગ્ય નથી. આ ગામમાંથી રૂપિયા મળશે નહિ. આપણે બન્ને જણાં મરદાંગી પુરૂષનો પોશાક પહેરીને સાળા બનેવી તરીકે સબંધ જણાવતાં પરદેશ જઇએ. તેથી આપણું ભાગ્ય ફળશે. પછી આપણો ગૃહસ્થાશ્રમ ચાલશે." અજીતસિંહને પોતાની પત્નીની સલાહ યોગ્ય લાગી. તેથી પરદેશ જવાનો નિશ્ચય કર્યો. બંને વીર પુરૂષનો પોશાક પહેરી તૈયાર થયાં. ગામની ભલામણ દાસીને આપી ચાલી નીકળ્યાં. ઘણેક દિવસે ઉદ-

પૂર આવ્યાં. રાજબાળાએ **ગુલાબસિંહ** નામ ધારણ કર્યું હતું. એ વખતે ઉદે પૂરમાં **જગતસિંહ** રાણો રાજ કરતો હતો, તે સવારમાં મહેલને ગોખે બેઠ હતો. તેણે રસ્તેથી આવતા બે સુંદર રાજપૂત સ્વારો જોયા, તેનું ચિત્ત તેમ ચોટયું, તુરત વિશ્વાસુ જાસુસને મોકલી ખબર જાણી લઇ, પોતાની પાસે બોલા વ્યા. રાણાએ કહ્યું કે;—તમે શા માટે આવ્યા છો? અને કયાં જાઓ છો અજીતસિંહે કહ્યું;—અમે બન્ને રાજપૂત છીએ, પેટની ખાતર નીકળ્યા છીએ અમારાં મહા ભાગ્ય કે આપનાં દર્શન થયાં. રાણોજી તેમની સુદરકાન્તિ જોઇ મોહિત થયો. બન્નેને ખાનદાન રાજપૂત જાણી સત્કાર કર્યો. ખાવા પીવાને ઘાસ ચદી વગેરેનો બદોબસ્ત કરી, એક હવેલીમાં ઉતારો આપ્યો. તેમજ નિત ના પાંચ રૂપિયા પરચુરણ ખરચના કરી આપ્યા. પાંચ રૂપિયાતો નિત્ય વપરાઇ જવા લાગ્યા. તેથી તેઓ ઉદાસ રહેતાં કે આપણા વીસહજાર રૂપિયા શી રીતે વળશે? એમ કરતાં ચાર મહિના વર્ષાદના વિત્યા, ને દશેરાનું પર્વ આવ્યું. તેની સ્વારીએ રાણોજી, સરદારો, અને ચોસઠ પટાવતો ચઢયા. તે દિવસે ચોગાનીઓ પાડો મારવાનો હતો. તે માટે સર્વ ઘોડે સ્વારો અને પ્યાદા ભેગા. થયાં. રાણાજીએ નિત્ય નિયમ પ્રમાણે પૂજા કરી. એટલામા એક માણસે ખબર આપ્યા કે;–અન્ન દાજી! વાઘ નજીક છે! રાણાજીએ કહ્યુ,—સરદારો! વાઘના સમાચાર આવ્યા એ આપણને તિક્ષ્ણ શુકન છે. પાડોતો હમેશાં મારીએ છીએ, પણ આજે ચોગાનિયો વાઘ મારવાનો યોગ છે. માટે ચાલો. સઘળી ફોજ વાઘ ઉપર ચાલી તેની આસપાસ સર્વ વીંટાઈ વળ્યા. વાઘ વચ્ચે ઘેરાઇ ગયો. જવાનો માર્ગ રહ્યો નહિ. રાણાજીએ કહ્યું;—સરદારો! વાઘ જેની તરફથી જશે, તેનો પટો જપ્તકરી નોકરીથી દૂર કરીશ. એમ કહી હાકો કરાવ્યો. વાઘ ગર્જના કરતો ઉઠયો, કોઇની તરફ નહિ જતાં રાણાજી સામો ગયો! વાઘ હાથીના કુભસ્થળ ભાંગે એવો જોરા વર હતો. તુરતજ તે રાણાજી નજીક આવ્યો. રાણાજીના હોંશ ઉડી ગયા. પેલ બે રાજપૂતો અજીતસિંહ અને ગુલાબસિંહ સર્વની સાથે ઉભા હતા.

ગુલાબસિંહે (રાજબાળા) અજીતસિંહને કહ્યું,—ઠાકોર! રાણાજીને જોખમ લાગતાં આપણે નહિ મરીએ, તો આપણે ખાધેલુ અન્ન હરામ થઇ જશે, એમ કહી બન્ને જણા ઘોડા દોડાવતા વાઘને રાણાજીની વચ્ચે આવ્યા. વાઘ રાણાજી ને મારવા કૂદયો, કે ગુલાબસિંહે તુરત તરવાર વાપરી વાઘના બે ટુકડા કર્યા તેજ વખતે અજીતસિંહ ગુલાબસિંહને શાબાશી આપતો ઝડપથી હેઠે ઉતર્યો અને વાઘના નખ ને કાન કાપી લઈ ઝટ ઘોડે બેઠો. એટલું થતાં તો સરદારો અને પટાવતો ખમા! ખમા! બોલતા દોડી આવ્યા. પોત પોતાની શક્તિ મુજબ મોહોરો રાણાજીના માથા પર ફેરવી પુન્ય કર્યું. સર્વ બોલ્યા કે આજે રાણાજીનું પુન્ય આડુ આવ્યું, નહિ તો ગજબ થાત. રાણાજીએ કહ્યું;—એ વાઘ મારવ

વાંળો પુરૂષ કોણ છે ? આટલા દિવસ હું મારા આયુષ્યથી જીવ્યો. પણ આજે તો એ વાઘને મારવા વાળે મને જીવતો રાખ્યો છે. જો મારવા વાળો જાહેર થાય તો મારા ગજા માફક ઇનામ આપું. તે સાંભળી ઘણાએ વિચાર કર્યો કે આટલા માણસમાં રાણાજીને કયાં ખબર રહી હશે, એમ વિચાર કરીને મોટા મોટા સરદારો હતા; તેમાંથી કેટલાક પોતાના સબંધીઓનાં ખોટાં નામ દઈ શિપારસ કરવા લાગ્યા ! પણ રાણાજીએ કોઇનું નહિ માનતાં કહ્યું કેઃ—"વાઘને મારવાવાળા પુરૂષની છબી મારા નેત્રમાં ચિતરાઇ રહી છે. હું દેખીશ ત્યારે કહીશ. મને કોઈના બોલવા પર ભરૂસો નથી." આ સાંભળી માર્યાનું કહેનાર સર્વે લાચાર થઇ ચૂપ રહ્યા. રાણાજીએ પોતાના ઘોડા ઉદેપૂર તરફ વાળી મૂકયા. અજીતસિંહ ને ગુલાબસિંહે પોતાના ઘોડા સર્વની પાછળ રાખ્યા. સ્વારી શહેરના દરવાજા નજીક આવી. રાણાજીએ દરવાજા આગળ પોતાનો ઘોડો ઉભો રાખી કહ્યુંઃ—" સર્વ સરદારો ! થોડે થોડે મારી નજર આગળથી નીકળો." તેથી ફોજના સરદારો–પટાવતો પ્રથમ નીકળ્યા, પછી રાણાજીની ખાલસા ફોજના સ્વારોની હાર નીકળી. તેમના ગયા પછી પેલા રાજપૂતોનો વારો આવ્યો. તેઓ બને ઘોડા ખેલાવતા દરવાજા પાસે આવ્યા. રાણાજી તેમને જોતાં જ બોલ્યા;— ગુલાબસિહ ! વાઘને તેં માર્યો ? ગુલાબસિંહે કહ્યુ —ખમા ! અન્નદાતાજી ! ગરીબપરવર ! હિંદુના સૂર્ય ! આપ કહો તેણે માર્યો. રાણાજીએ કહ્યુંઃ—એની કાંઇ નિશાની હોય તો બતાવ. મારા જાણવામાં તો તેજ માર્યો છે. તે સાંભળી અજીતસિંહ બોલ્યોઃ—અન્નદાતા ! આપ પરીક્ષા કરો એમાં કાંઇ ફેર પડે નહિ. અમારાં મોટાં ભાગ્ય કે આપની નોકરી બજાવવાનો વખત આવ્યો. એમ કહી પેલા વાઘના નખ ને કાન હાજર કર્યા. રાણાજીને પૂર્ણ ખાતરી થવાથી બોલ્યા; —હવેથી તમે મારા ઘોડાની લાર છોડશો નહિ. આજથી મારી પાસે ખાવા પીવાનુંને સૂઇ રહેવાનું કરજો. પછી તમારા નશીબ પ્રમાણે વધારો થશે. રાણાજી મહેલમાં પધાર્યા, ત્યાં તેમને સોનાનાં પુલે વધાવ્યા. બને રાજપૂતો સાથે હતા, તેમને પોતાનાં જેવાં વસ્ત્રાભૂષણ, ખાવા પીવા વગેરેનો બંદોબસ્ત કર્યો. રાણાજી મહેલના ઓરડા માંહે સૂતા ને રાજપૂતો કમાડ પાસે બહાર સૂઇ રહેતા આઠેક મહિના વિત્યા પછી ગુલાબસિંહ અને અજીતસિંહે પોતાના મનમાં વિચાર કર્યો કે, આપણુને ખાવા પીવાનુ અને પહેરવાનું તો ઉત્તમ મળે છે, પણ શેઠનાં રૂપિયા પહોંચ્યા નહિ ! " ઇશ્વરની એવી કૃપા કે આપણી ઉમ્મર એમજ જશે." એમ કરતાં કરતાં કેટલાંક દિવસ વિત્યા. અષાડ માસ આવ્યો. વરસાદ વરસવા માંડયો, વીજળીના ચમકારા થવા લાગ્યા, જોસથી પવન ફુંકવા માંડયો; એ વખતે રાણાજીને રાજપૂત બને જોડે બેઠા હતા. રાણાજીએ કહ્યું;–તમે સૂઇ રહો, હું જનાનામાં જાઉં છું. રાજપૂતો એ કહ્યું;—ખંમા ! આપ પધારો, અમે સેવક

અહીંજ હાજર છીએ પછી રાણાજી જેપુરવાળી રાણાના પાસે ગયો, એ વખતે રાજબાળા ઉદાસ થઇ બોલી;—

(દુહો) વડલબા તડ વાડીયા, પાયુ વીરારે વેશ;
કદ જાશે અણુદેશડે, બધન પીયું કહેશ ?

એ સાંભળી અજીતસિંહે નીચેનો દુહો કહ્યો;
જણુદીશેઠે તુમ્પ્યાં, કોલ વચન થયાં;
ગોરી લધે દીહડા, ઉમર કોટ ગયાં '

આ સાંભળી રાજબાળાએ ઉંડો નિ:શ્વાસ નાંખ્યો. તે રાણીજીએ જનાનામાં સાંભળ્યો. રાણીજી બહુ ચતુર હતી, તેણે પરીક્ષા કરી રાણાને કહ્યું;—રાણાજી ! આપની પાસે જે રાજપૂતો છે, તે બને પુરૂષ નથી, પણ તેમાં સ્ત્રી પુરૂષ છે. રાણાજીએ કહ્યું;— તને શી રીતે ખબર પડી કે તેમા સ્ત્રી છે ? રાણીએ કહ્યું;— પતિ વિયોગિણી સ્ત્રીનો નિઃશ્વાસ પારખીને એ સ્ત્રીને પતિનો વિયોગ છે તેથીજ તેણે નિ શ્વાસ નાખ્યો છે. રાણાજીને રાજપૂતો ઉપર ઘણો પ્રેમ હતો તેથી તુરત તેમની પાસે આવી પૂછ્યુ કે,—અજીતસિંહ ! ગુલાબસિંહ ! તમે બને જણાં પુરૂષ છો કે કોઇ અંદર સ્ત્રી છે ? તે સાભળી બને સ્તબ્ધ થઇ ચિત્રામણની પેઠે ઉભાં રહ્યાં. કોઈ જવાબ આપી શકયાં નહિ. રાણાજીએ કહ્યું, તમે ચૂપ કેમ રહ્યા ? હું ખુશી છુ તમે બોલો-આજે તમારૂં દુ:ખ રહેશે નહિ અજીતસિંહે કહ્યું;—અનદાતાજી ! આપતો માબાપ છો, આપની તો ઓઝલ હોય નહિ, પણ અમે રાજપૂત જાગીરદાર છીએ. મારે ઘેર ઓઝલ-મલાદો છે. જો પડદો આડો થાય તો પછી કહું રાણાજીએ દાસીઓને બોલાવી કહ્યું;—જે બાઇ છે તે મારી પુત્રી છે, એને પડદો કરીને માહે લઇ જાઓ. પછી દાસીઓ આડો પડદો કરીને બાઇને રાણીજી પાસે લઈ ગઈ. ત્યાં તેમણે તેને પહેરવાને સુંદર વસ્ત્રાભૂષણ આપ્યાં એક નવિન મહેલ ઉઘાડી આપ્યો. પછી રાણાજીએ કહ્યું;—અજીતસિંહ ! મહેલ તૈયાર કર્યો છે; તેમાં તમે સ્ત્રી પુરૂષ જઇ સૂઇ રહો. તે વખતે અજીતસિંહે હાથ જોડી જેસલમેરના વાણિયાના જામીન ખતની વાત કહી બતાવી. રાણાજી તેમના સત્ય ઉપર છક થઇ ગયા ! શાબાશ ! એ પતિ પત્નિને કે પોતાની જુવાની જાળવી ટેક રાખી. પછી તુરત સાંઢણી સ્વાર સાથે શેઠના ઉપાડેલા રૂપિયા વ્યાજ સાથે જેસલમેર મોકલ્યા એટલુંજ નહિ પરંતુ રાણાજીએ રાજબાળાનો ઉપકાર માની તેને પોતાનો જીવ બચાવનારી દેવી કહી માન આપ્યુ, ને તેના શ્રેષ્ટ ગુણોનાં ઘણાં વખાણ કર્યાં. રાણીને આજ્ઞા કરી કે;— "રાજબાળા મારી જીવન રક્ષક દેવી છે તે આપણી પુત્રી બરોબર છે. તેની સાથે કોઈ વાતે જુદાઇ રાખવી નહિ.' તેમને માટે એક નવો મહેલ બધાવી

આપ્યો. અજીતાસહને પોતાનો પટાવત બનાવ્યો; ઉમરકોટ જીતી આપ્યુ આ રીતે એ નેક ટેક વાળાં પતિ પત્ની પોતાના ગુણ પ્રભાવ વડે ઉત્તમ સુખ સમૃદ્ધિને પામ્યાં.

અહો ! રાજબાળા ! તારા પાતિવ્રત્યની બલિહારી છે ! ! તેં સગપણ થતાંજ જેને પતિ માનેલો, તે પાછળથી જાગીર વિનાનો થયો, દ્રવ્યહીન થયો, દુર્બળ સ્થિતિમાં આવ્યો; તોપણ જાગીર, દ્રવ્ય અને સમૃદ્ધિના સુખ સામુ જોઇ તજી નહિ દેતાં, તેમજ વળગી રહી. વળી રખે પતિ પોતાની દુર્બળ સ્થિતિ જોઇ સગપણ તોડે, તે માટે તેમને તેમ નહિ કરવાની ભલામણ કરી હિમત આપી અને છેવટે તેની સાથેજ પરણી, એટલુજ નહિ પરતુ સંસાર સુખ ભોગવવામાં પતિને વચને બધાયલો જોઇને જરાપણ ગભરાઇ નહિ, કે જુવાનીના જોરમાં સસારના ક્ષણિક સુખમાં લુબ્ધ થઇ નહિ, પણ માત્ર એક પતિવતા સ્રીને છાજતા સર્વ ગુણો ધરાવીને પતિને વચન પાળવા હિમત અને સલાહ આપીઃ અને તેમને પરદેશમાં સહાય થવા સાથે ચાલી નીકળી, અનેક સકટો સહન કરીને પોતાના બુદ્ધિબળ ને પરાક્રમ વડે રાણાની "**જીવનરક્ષકદેવી**" બની. તેની કૃપા વડે પતિને વચન બધનથી મુક્ત કરાવી, પછીજ ગૃહસ્થાશ્રમના સુખનો લ્હાવો લીધો આ શુ તારી ઓછી મહત્તા છે ? ધન્ય છે તને !

---

## ઇચ્છનકુમારી.

**આ** પ્રખ્યાત પતિવ્રતા વીર સ્રી આબુના ચદ્રાવતી નગરીના રાજાજેતસી પરમારની પુત્રી અને દિલ્લીના ચક્રવર્તિ રાજા પૃથિરાજ ચોહાણની પટ્ટરાણી થાય. તે રૂપે રભા જેવી સુદર, બુદ્ધિવાન, ધાર્મિક, નીતિવાન, ચતુર, ડાહી, ખતી, આગ્રહી, શૂરવીર, અને પતિવ્રતા હતી. તેના રૂપ ગુણની ખ્યાતિ દેશમાં ચોતરફ પ્રસરી રહી હતી. ભાટ લોકોએ તેના રૂપ ગુણનું વર્ણન કર્યું છે કે;—

યાત્રા કરતા ફરતા ફરતા ઉતર્યા આબુ દેશ;
ચદ્રાવતીનું રાજ નાનુ, વૈભવ માંહિ વિશેષ.

× × × × ×

જેતસી પરમારને ત્યાં, વરતે લીલાલેર;

ઇચ્છિની થઇને અવતર્યાં, લક્ષ્મી જેને ઘેર,　　૧
કુમકુમ પગલાં ચાલે પડે, અગે બેકે બરાશ;
ચૌદવરસની ચતુરા પણ, જાણે સર્વ વિલાસ.　　૨
બહુ બહુ શું વરણવીએ, શેષ ન પોચે રૂપ;
સુવર્ણું જેમ હોય સુગંધી, (તેમ) રૂપ ગુણની કુપ.

આ પ્રમાણે ભાટોને મુખે વખાણ સાંભળી ભોળાભીમદેવે તેને પોતાની સાથે પરણાવવા જેતસો પરમારને કહાવી મોકલ્યું હતું; એટલુંજ નહિ પણ તે માટે લડાઇ પણ કરી હતી, પણ તેમાં તે ફાવ્યો નહોતો. ઇચ્છનકુમારીની ઇચ્છિા પૃથિરાજ વેરે પરણવાની હતી. તેમજ જેતસી પરમારની પણ તેવીજ ઇચ્છિા હતી. તેથી તેને પૃથિરાજ સાથે પરણાવી પટ્ટરાણી કરી હતી. પરણી આ-વ્યા પછી પ્રતિદિન પતિની ઇચ્છા પ્રમાણે ચાલી તેની પ્રીતિ સપાદન કરી હતી. પતિવ્રતાના ધર્મ પ્રમાણે વર્તિ સાસુ **કમળાદેવી** અને પતિને અનેક પ્રકારે સુ-ખ આપતી. પૃથુરાજ તેનાપર અત્યત સતુષ્ટ હતો. રાજકાર્યમાં સલાહ અને સહાયતા લેતો. પરસ્પર અત્યત પ્રેમ હતો. ઇચ્છિનકુમારીને **ઉષાવતી** નામે એક પુત્રી થઇ હતી. આ પુત્રી રૂપે ગુણે અનુપમ હતી. માતાપિતાને આ એકજ પુ-ત્રી રત્ન હતું. વળી તે સદ્દગુણ સપન્ન હોવાથી તેમનો તેના પ્રત્યે ઘણોજ પ્રેમ હતો. પૃથુરાજ ઘણી રાણીઓ પરણ્યો હતો. તે સર્વમાં ઇચ્છનકુમારી માન પા-મેલી હતી; એટલુજ નહિ પણ સ્વામિ અને રાજ્યમાં પણ માનિતી હતી. તે રાજ્યમાં અનીતિનું કર્મ જોઈ શકતી નહિ પૃથિરાજને કર્ણાટકી નામે એક રાખે-લી ગણિકા હતી તે કૈમાસદાહિયા નામે એક પ્રધાન ઉપર પ્રીતિ રાખતી હતી. તે ઇચ્છનકુમારીને જાણવામાં આવતાં, તેના અગમાં રોમેરોમ ક્રોધાગ્નિ વ્યાપી ગ-યો. પૃથિરાજ શિકારેથી આવતાં, તેણે તે વાત યુક્તિસર જણાવી. પૃથિરાજે તે-ની સાંજ ખાત્રી કરી લીધી. તરત એક બાણુથી કૈમાસદાહિયાને માર્યો અને બીજું બાણ કર્ણાટકીને મારવા જતો હતો, ત્યાં ઇચ્છનકુમારી એ બાણુની કમા-ન પકડી કહ્યું કે;—"એ નીચને તમારો ધા શોભે નહિ." એમ કહી અદર તેડી ગઇ. કર્ણાટકી તુરત તેના મહેલમાંથી નાશી ગઇ. એ રીતે તેણે અનીતિ અટકાવી બીજાઓ તેવા અધર્મ માર્ગે ચાલે નહિ તેવુ બતાવી આપ્યું.

શાહબુદ્દીન ઘોરી ભરતખડ સ્વાધીન કરી લેવાની ઇચ્છાથી કેટલીક વાર ચઢી આવ્યો હતો, પણ પૃથિરાજે તેને ઘણીવાર હરાવી પકડી લીધો હતો, અને દડ લઇ પાછો કાડયો હતો; તોપણ પૃથિરાજની ઇતરાજીથી નાશી ગયેલા દેશ-દ્રોહી હાહુલીરાયના સમજાવવાથી ફરી. ઇ. સ. ૧૧૯૩—વિક્રમ સવત ૧૨૪૯ માં ચઢી આવ્યો, પણ પૃથિરાજે તેને હરાવ્યો. શાહબુદ્દીને નિરાશ થઈ દડઆપી સલાહ કરી. તેથી યુદ્ધ બધુ પડયું. બીજે દિવસે પૃથિરાજ સૈન્ય સાથે દિલ્લી જવાનો

હતો. તેથી રાજપૂતો હર્ષમાં આવી આખી રાત્રિ જુદા જુદા પ્રકારના આનંદ માં રોકાયા હતા. રાત્રિ અંધારી હતી. તે તકનો લાભ લઈ દિલ્લીની ગાદીની ઇચ્છાવાળા દેશ દ્રોહી પાપી વિજયસિંહના સમજાવવાથી વિશ્વાસઘાતી શાહબુદ્દીને ઓચિંતો હલ્લો કર્યો. રાજપૂતો તૈયાર નહોતા; તોપણ સામે થયા. અંધારામાં કાપા કાપી ચાલી–તેમાં પૃથિરાજ ઘાયલ થઈ ઘોડેથી મૂર્છિત થઇ પડતાં પકડાઇ ગયો.

આ વખતે ઇચ્છન કુમારી પોતાની વ્હાલી પુત્રી ઉષાવતીની ભયંકર માંદગીમા અફ્સોસમાં તંબુમાં બેઠી હતી. એટલામાં બે ત્રણ રાજપૂત સિપાઇઓએ દોડતા આવી ગભરાતાં ગભરાતાં કહ્યું કે;—યવનો જીત્યા છે, તેઓ આ રાજ છાવણી લૂટવાને આવે છે. પાલખી તૈયાર છે, દેવી તમે ચાલો, જલદી ચાલો, હવે વિલંબ કરવાનું કામ નથી." રાણીએ ભયભીત થતાં પૂછ્યું. "મહારાજ ક્યાં છે ?" તે સિપાઇઓ બોલ્યા, "તેઓ પડ્યા, ગયા ! અમે પડતાં જોયા !"

આ સમાચાર સાંભળી રાજ કન્યા ગભરાઈ, તે બે બાકળી આંખો ઉઘાડી ચારે તરફ જોવા લાગી, એટલામાં રાણીએ પૂછ્યું. "સમરસિંગ, કલ્યાણ ?" સિપાઇ બોલ્યો;—"સમરસિંગ બળહિણ થઈ ગયા છે, પણ યવનો સામે ટક્કર લે છે, યુવરાજ કલ્યાણે તો યુદ્ધમાં પ્રાણદાન દીધું છે. આ સાંભળી રાજકન્યા કારમી ચીસ પાડી બોલી;—"હા ! નાથ ? પ્રાણપતિ ! નિર્મળ પ્રીતિવાળા ! અમંગળની શંકાએ પ્રાણ આહુતિ આપી ! એમ કહેતાંજ નેત્રો મીંચી અનંત નિદ્રામાં પડી ! સ્વર્ગે સિધાવી ! મહારાણી મૃત કન્યાને છાતીએ લગાડી પોકે પોકે રોઇ અને અંતર્ગત બોલી;—

"શર્મો વિના સુખ શું મુજને હવે
નથી પતિ પુત્રિ સુખ શું આ ભવે
શિર જતે જીવના ધર જીવવું
પ્રિય પતિ વિરહે પ્રભુ શું હવું !'

"નવ આશ રહીઙ્ઘ ઉદાસ મનથી, પ્રાણ કન્યાએ ગયા;
વિયોગ ઘા દિલમાં ધસ્યો, પ્રભુની કૃપાના તે થયા !
ગયો દેશને ગયું રાજ, જીવ, સતી સુંદરીનો રહી શકે ?
ના ! ના ! શાન્તિ જીવઓ નથિ આ ક્ષણ, ખુચે કટંક રહિ ન શકે !"

"ઓ નાથ આવું, ઓ બહેન આવું;
ઉભા રહો આ આવી, હું રાણી
કળ નથી ચિતમાં મને;
જોઉ આ સંત ચઢે રણે".

આવી રીતે રાણી બોલતી બંધ થઇ કે સિપાઇએ કહ્યું.—"રાણીજી ! કોલાહલ વધતો જાય છે, વિલંબ કરવામાં વિશેશ વિપત્તિ આવશે. માટે હવે

હોતો સારૂ !" આ સાંભળી રાણી જાગૃત થઇ ગઇ, ઝટપટ અંગના શણગાર ઉતારી ફેંકી દીધા ! કાછોટો માર્યો, આંખ લૂછી નાખી કેશ છૂટા મૂક્યા ને જાણે ભયકર કાલિકા કે ચડી જેવી ઉન્માદ વેશી મૂર્ત્તિ જેવી જણાવા લાગી ઉન્માદ અવસ્થામા શૂન્ય દૃષ્ટિથી ચારેકોર જોઇ હૃદયભેદક ગભીર સ્વરથી તે બોલી,—" વિપત્તિ કેવીરે ! મને હવે સકટ શુ ને વિપત્તિ કેવી ? સકટનું હવે મને ભયજ નથી. જેને વિપત્તિનો ભય હોય તે ચાલ્યા જાઓ ! લૂટાયા પછી જેને ભો હોય તે ચાલ્યા જાઓ, ! જેને જીવિત વ્હાલુ હોય તે ચાલ્યા જાઓ ! હું નાશીશ નહિ, ક્ષત્રાણિછુ, વીરપતિની પત્ની છુ, વીરબાળાછુ ! સ્વામિ, પુત્રી, ને રાજ્યથી વિખુટી પડયા પછી નાસવુ તે મને ખબર નથી. પાલખી, મેનો ! ચલ લાવ, ચિતા સળગાવો, હું સ્વામિ પાસે જઇશ ! યવનોનો—મ્લેચ્છોનો મને ભય નથી ! ભય હોય તે નાસો ! પ્રાણ બચાવો ! મારેતો મૃત્યુ પ્રિય છે ! જે કાયર હોય તે જનુનીની કુખ લજવે, વા ક્ષત્રિય રક્ત કલકિત કરે, સ્ત્રીની સોડમા ભરાઇ બેશે. પણ મારે ખુણે ભરાઈ યવનોના હાથમાં પડી જીવવુ નથી, જીવવા મને ગમતુ નથી. જીવવું વૃથા છે, જીવવામાં સુખે નથી ને જોતીયે નથી. દિલ્હીશ્વરની—ચક્રવર્તિ—શત્રુઓનાં શિર ઉડાવનારની, ચડાળ પાપી મ્લેચ્છને બદીવાન કરનારની, દુષ્ટ શાહબુદ્દીન પર અનેકવાર ઉપકાર કરનારની અને તેને નીચે મૂખે નમાવી પગે લગાડનાર દિલ્હીશ્વરની હુ પત્ની છુ, તે શુ હુ દુષ્ટ પાપીના હાથમા પડીશ ? નહિ ! નહિ ! હું પટ્ટરાણી છુ, રાજરાણી છું. તેવી સ્થિતિમાંજ મરીશ. વીર સન્નારી તરીકે મરીશ, સતી તરીકે મરીશ, પવિત્રપણે મરીશ, લક્ષ્મી ચળ છે, જગત્ ચળ છે, સર્વ અસ્થિર છે, પણ વિશુદ્ધિ અવિચળ છે, પરમ પવિત્ર છે, યશદાયી છે, જગત્ માત્રનું તારણ કરનાર છે, તેને વરીને મરીશ. યવન અહી આવે છે ? જોઉ કેમ આવે છે ? તેઓના સહસ્ત્ર કટકા ઉરાડીશ !" એમ બોલતા હુકમ કીધો, " ચિતા સળગાવો ! " આ પ્રમાણે બોલી, વીર ક્ષત્રિયોને લજ્જીત કરી, તેઓના રોમે રોમ શૂરત્વ ઉત્પન્ન કર્યું ! તુરત રાણી રાજકન્યાને ઉઠાવી, વીરપણામાંજ તબુ બહાર નીકળી પડી ! નદી કિનારે એક ચિતા ખડકવામાં આવી હતી. તેમાં ઇચ્છનકુમારી અગ્નિપ્રવેશ કરવાને તૈયાર થઇ હતી. રાજ સેવકોએ એમ જણાવ્યું હતું કે મહારાજનું મરણ થયુ છે. તેથી તે મુગ્ધ બની ગઇ હતી. રાજ તબુમાંથી નીકળી પ્રાણાધિક પ્યારી પુત્રીનું મસ્તક ખોળામાં લઇને, એક પાલખીમાં બેસી હાલતી ચાલતી પથ્થરની પુતળી માફક તે ચિતા આગળ આવી. તેના નેત્રમાં એક પણ અશ્રુ નહોતુ, હૃદય સ્થિર હતું, દુઃખ નાશ પામેલું હોયને જેવી સ્વસ્થ હોય તેવી તે દેખાતી હતી, ચિતા સમીપ આવતાને વાર તે પાલખીમાંથી ઉતરી પડી, તે વેળાની તેની કાન્તિ સ્ફટીકની મૂર્તિ જેવી સ્વચ્છ —નિર્મળ જણાતી હતી. રાણી નિશ્ચય મનથી ચિતા તરફ ગઇ. તેની પા-

છળ દાસ દાસીઓ રડતાં રડતાં ચાલતાં હતાં. પ્રથમ ઉષાવતીને ચિતાપર સુવાડીને તેના કંઠમાં આશ્ચાપૂર્ણાનો હાર પહેરાવ્યો, લલાટમાં ચંદન ચરચ્યું, પોતે પણ લલાટમાં ચંદન ચરચ્યું ને પુષ્પ માળા પહેરી લીધી. ઇશ્વરની પ્રાર્થના કરીને ચિતાની પ્રદક્ષિણા કરી, જેવી તેમાં પ્રવેશ કરવા જતી હતી, તેવામાં ક્ષત્રિય સેનાની એક ટુકડી સપાટાભેર ત્યાં આવીને ઉભી રહી. તુરતજ એક સેનાપતિ અશ્વપરથી ઉતર્યો ને રાણીશ્રીને પ્રણામ કરી, બે હાથ જોડી સામો ઉભો રહ્યો. તેને પાસે આવીને ઉભેલો જોઇ રાણીશ્રીએ પૂછ્યું,—" બળદેવસિંગ ! તમારે શું કહેવું છે ? જે ઇચ્છા હોય તે બોલો ? "

મહારાણી ઇચ્છિનકુમારીનાં આ વચન સાંભળી બળદેવસિંગે નમન કરી ભક્તિ ભાવથી કહ્યું;—"દેવી ! આ વત્સની એક વિનતિ છે. દિલ્લીશ્વરે આપ દેવીને એક સંદેશો કહેવાને મને મોકલ્યો છે." રાણીએ ચકિત થઇ પૂછ્યું;–' શું દિલ્લીપતિ ! મમ નાથ ! મમ પ્રાણ ! ઉષાવતીના પિતા ! તેઓએ તો રણમાં પ્રાણ ત્યાગ કર્યોછે ને !" બળદેવસિંગે કહ્યુ;—"દેવી ! માતુશ્રી ! નહિ ! ઘાયલ થવાથી મૂર્છિત થઈ તેઓ ઘોડા પરથી પડયા. તેથી સૌએ કલ્પના કરીકે ઇંદ્રિસદનમાં સિધાવ્યા, પરંતુ વાસ્તવિક તો તે"—રાણીએ ચકિત થતાં ઉછળતા હૃદયે કહ્યું;– "વાસ્તવિક શું ? બોલો, તમને રાજ રાણી આજ્ઞા કરેછે." ગળ ગળો થતો બળદેવસિંગ, નેત્રમાંથી અશ્રુધારા પાડતો બોલ્યો;–"દેવી ! તેઓ તો યવનના હાથમાં બંધી થયા છે–ત્યાં કેદ થયા." કેદમાં પડયા છે, એ શબ્દ સાંભળતાંજ દેવી વિગ્ર થઈ ગઇ, તે ચારેકાર લાલચોળ નેત્રે દૃષ્ટિ કરવા લાગી. ભયથી, વીરતાથી તે કંપી ઉઠી. દિલ્લીશ્વરે શો સંદેશો મોકલાવ્યો છે તે પૂછવાનું પણ તે ભૂલી ગઈ. તે સૈનિક લોકો પ્રતિ ક્રોધી ભ્રકુટી કરી, દાસ દાસીઓ તરફ રોષથી જોઈ કંપાયમાન મોં કરી, થરરર કંપતી, ગર્વથી બોલી;—"રે સેવકો, દાસીઓ, સાંભળો ! આ ક્ષત્રિયો, આ રાજપૂતાણીના કુળને ગર્વથી ફુલાવનારા વીર પુરૂષો, સમરક્ષેત્રનો ત્યાગ કરી, 'મહારાજ કેદી થયા છે' તે મંગળ સમાચાર કહેવાને, આટલું કષ્ટ વેઠી, ધસ્યા ધસ્યા અહીં આવ્યા છે ! ધન ઘડી ધન દહાડો ! રાજપૂત ધર્મને ધન્ય છે ને એ વીરને પણ ધન્ય ! ઠીક ઠીક ! હવે આ વીર બાહુઓ અહિયાંજ રહે, અથવા પોતાની પ્યારી સ્રીને વ્હાલી માની આનંદ પમાડવાને સ્વદેશમાં જઈ આનંદ પામે ! પરંતુ દિલ્લીશ્વર ચક્રવર્તિ છે, હું તેની સ્વતંત્ર પ્રજા છું, તે સ્વતંત્ર મટી પરતંત્ર થઈશ નહિ. મહારાજ મારા સ્વામિ છે, હું તેની પત્ની છું, તે કેદ થયા, ત્યારે હવે હું નિશ્ચિંત રહી કેમ શકું ? આ લોકો તો રાજપૂતાણીનું દૂધ પીને ઉછર્યા નહિ હોય, કોઈ ગોલીનું દૂધ પીધું હશે, પણ હું તો ક્ષત્રિય કન્યા છું ! વીરબાળા છું ! વીર સ્વામીની પત્ની છું ! રાજ રાજેશ્વરી છું ! આજે હું જઈશ, કોઇના આશ્રય વિના જઈશ ને મારા નાથને બંધનથી મુકત કરીશ ! ચાલો ?" આટલું

બોલતાં બળદેવસિંહના હાથમાંથી ઢાલ તરવાર ઝુંટાવી લઈ તેનાજ અશ્વપર સ્વાર થઇ ચાલી નીકળી. તે ક્ષણે તે જાણે, મહિષાસુરનું મર્દન કરવા ચંડીકા જતી હોય, તેવી શોભવા લાગી, તેણે ચિતામાં પ્રવેશ કરવા વેળાનાં નિર્મળ સફેદ સુવસ્ત્રો પહેરેલાં હતાં, તેનો કાછ કર્યો હતો, રક્તચંદન લલાટમાં ભભક મારી રહ્યું હતું; પીઠપર સઘન કેશ જાળ શોભિ રહી હતી; તેનાં નેત્ર લાલચોળ લોહી વર્ણાં થઇ ગયાં હતાં; ક્ષત્રિય અભિમાન તેની રગે રગમાં જાગૃત થયું હતું; ક્ષત્રિય રક્ત સર્વાંગે દોડતું હતું—સર્વ રીતે વિરહતાનો ભાવ ઉદ્દીપન થયો હતો. તેનો અશ્વ સમર ક્ષેત્ર તરફ ચાલવા લાગ્યો. તે નિહાળી ક્ષત્રિય સેનાનિયો લજ્જા અને અનુતાપથી બળી ગયા, તેઓ સર્વે એકજ સમયે એકજ જોસમા બબડયા, "આપણામાંથી એક પણ જીવતો રહે ત્યાં સુધી આ વીર ક્ષત્રાણી સંગે, તેના સ્વામિના બંધન મુક્ત માટે રણમાં ઝઝુમી શું; પણ મહારાજે તો આજ્ઞા કરી છે કે અત્યાચારી, પાપી મ્લેચ્છોના હાથમાં રાણીને બીજી સ્ત્રીઓની લજજા લૂંટાય નહિ તેનું રક્ષણ કરવા જાઓ, ને તેથી યુદ્ધ ત્યજી અત્ર આવ્યા છીએ, મહારાજે તો ચિતા રોહણ પર્યંત રક્ષણ કરવાની આજ્ઞા દીધી છે, તો હવે શું કરવું !" પણ આટલું વિચારવાના સમયમાં તો રાણીશ્રી અશ્વને દોડાવતી આગળ વધી ગઇ, તે જોઇ સઘળા રાજપૂતો વિદ્યુતની માફક ચમકી, વીર ભાવ મનમા ધરી, "જય ચંડીકા જય ! જય ભવાની જય !" એમ બોલતા રાણીની પુઠે દોડયા, ને દાસીઓ ચિતામાં સુતેલી ઉષાવતી પ્રતિ શૂન્ય દૃષ્ટિ કરતી ત્યાંજ ઠરી રહી.

મહારાણીશ્રી જે ક્ષણે શાહબુદ્દીનની સેના સામે ઝડાકો લેવાને અશ્વારૂઢ થઇને નીકળી, તેજ ક્ષણે અડગ, અટલ, મહાવીર ચૂડામણી સમરસિંગનો મહા કષ્ટે વધ કરી રાજપૂતોની છાવણી લૂટવાને યવન સૈન્ય દોડયુ આવતું હતું. તેની દૃષ્ટિ આ વિકરાળ સહારણી, પ્રલયકાળ જગતનો નાશ કરવા ભગવાન રૂદ્ર રૂપ શક્તિ ધારણ કરી ઘોર ગર્જના કરતી વિરાંગના વીરબાળાપર પડી. તેના હાથમાં ખડગ્ ને તરવાર હતાં, ને પીઠપર ઢાલ બાંધી હતી. તે અશ્વારૂઢ થઇને આવતી હતી, તેનું મોં કાચા પોચાને તો શું પણ વીર મર્દને હબકાવે તેવું રૌદ્રમય હતું. તેને જોઇ યવનો ભડકી ગયા કે આ વળી કોણ ? ક્ષણવારમાં ક્ષત્રિ સેના તેઓની ગતિ રોકવા આગળ વધીને માર માર ને કાપ કાપ કરવા લાગી. યવનો ઘણા ગભરાયા, પણ તેઓ ઝટ જાગૃત થઈ ગયા. ક્ષત્રિયોએ તરવાર ને તીરનો મારો ચલાવ્યો કે; યવનોએ ચારે કોરથી તેઓને ઘેરી લઇ તરવાર બરછી અને તીરનો મારો ચલાવવા માંડયો. ક્ષત્રિ સેનાએ દુર્ભેદ્ય વ્યૂહ રચી મહારાણીને ઘેરી પ્રાણાંત સુધી લડવાનો નિશ્ચય કર્યો હતો. તેઓએ દારૂણ સંગ્રામ આરંભ્યુ. રાજપૂત અટલ ને નિર્દય થઇને કાપણી કરતા હતા, એકાદ

કલાક યુદ્ધ ચાલ્યું ને ઘણા યવનોનાં ને થોડાંક રાજપૂતોનાં માણસો મરણ શરણ થયાં. આ વીર જોસ્સો રાણી ટગર ટગર જોઇ રહી નહિ; તે આ વ્યૂહમાં નિશ્ચેષ્ઠ રહી શકી નહિ. સેનાના મધ્યમાંથી તે અકસ્માત્ બહાર આવીને યવન સેનાને કાલિકા માફક સંહારવા લાગી- ક્ષત્રિય સેના તેનો આ વીર ભાવ જોઇ સડકજ થઈ ગઇ. જોત જોતામાં રાણીએ ઘણાં માણસોને કાપી નાખ્યાં, પણ એટલામાં યવન સેનામાંથી એક તીક્ષ્ણ બરછી તેના કલેજામાં સોંસરી પેશી જતાં તે ઘોડા પરથી જમીન પર પડી. આ વેળા ખરેખરી કસાકસીની હતી, યવનો રાણીના શરીરને લેવાને ધસ્યા ને રાજપૂત સેનાએ જબરો અવરોધ કર્યો, ને તે અવરોધમાંજ એક રાજપૂત સ્વારે યવનોને નિરાશ કરતાં રાણીશ્રીને જમીન પરથી ઉઠાવી પોતાના ખોળામાં લીધી ને ઘોડાની લગામ છોડી, એકદમ ઘોડો દોડાવ્યો. યવનો બાજુએથી બળ કરી રાણીની પુંઠે પડયા, તેવા રાજપૂતોએ પાછળથી તેઓમાંના હજાર બે હજાર માણસનો ભૂકો કરી નાંખ્યો રાજપૂતોએ જીવવાની આશા રાખીજ નહોતી. તેઓને સ્ત્રી પુત્રો પણ વ્હાલાં નહોતાં, માત્ર ક્ષત્રિય ધર્મ વ્હાલો હતો, તે શું ન કરે! યવનસેનાને આગળ વધતાં ઘણી કાપી નાખી, યવનો આ મારામારીમાં ધુળભેળા થઇ અલ્લાહની પ્રાર્થના કરવા ગયા ખરા, પણ એ લડાઇથી થોડાજ ક્ષત્રિવીરો પાછા ફરી શકયા. રાજપૂતો મહારાણીનું શબ લઇને ચિતા નજીક આવ્યા; ત્યારે સંધ્યા થઇ ગઇ હતી. ઉષાવતીને પોતાના ખોળામાં લઇને ચિતા પ્રશાંત ભાવથી મહારાણીની વાટ જોતી હતી. તુરતજ રાજપૂતોએ ઉષાવતીની પડોસમાંજ રાણીશ્રીને સુવાડી આગ સળગાવી, ચિતા ભડભડાટ બળવા લાગી; ત્યારે તેમાં ચંદન, ઘી, વાળો વગેરે સૌગંધિક પદાર્થોની આહુતિ સર્વેએ આપી. અગ્નિ જવાળા ગગન સુધી પહોંચી, એટલે દાસીઓ પણ ચિતામાં ટપોટપ પડવા લાગી, કોઈ પ્રાર્થના કરતી પડી, કોઇ બીજે જન્મે એજ રાણી સાથે રહેવાનું માગતી પડી, સૌ દાસીઓનાં, અગ્નિમાં ઝંપાપાત કરવાથી અગ્નિ જવાળા ઘણી ભભકપર ભડભડાટ કરતી બળવા લાગી. પતિવ્રતા, વીરાંગના. વીરપત્નીની વિશુદ્ધિના પ્રકાશનો સ્થંભ દિશાઓને પ્રકાશિત કરતો હતો. બે કલાકમાં અગ્નિ શાન્ત થયો, ચારે કોર અંધકાર થઈ રહ્યો, ચિતામાં અંધકાર થયો, ભરતખંડમાં પણ અંધકાર થયો. ને ક્ષિણ ચંદ્રમા પોતાની લેખાઓને છુપાવી અંધકારમાં અંધકાર વધારવાને શોક કરતો કરતો અસ્તાચળમાં છુપાઇ ગયો. એ રીતે આ પતિવ્રતા વીર નારી પોતાનો ધર્મ બજાવી જગતમાં સુદૃષ્ટાંત રૂપ અમર કીર્ત્તિ રાખી ગઇ છે. ધન્ય છે તેમને ! ! !

## ચંદ્રમુખી.

આ પતિવ્રતા સ્ત્રી હાડાકુળની પુત્રી હતી એ ઘણી રૂપાળી, બુદ્ધિશાળી, ચતુર, ડાહી, નીતિવાન, પતિવ્રતા અને ધર્મવીર હતી. તે મેવાડના રાણા **રાજસિંહ**ના મુખ્ય પટાવત ચદાવત **રત્નસિંહ** સાથે પરણી હતી. રાણો રાજસિંહ જ્યારે **વીમળા**નુ ઔરંગઝેબથી સરક્ષણ કરી તેને વરવાને જોધપુર જતો હતો, ત્યારે તેને આગલે દિવસે રત્નસિંહ પરણી આવ્યો હતો; પરંતુ રાણા રાજસિંહ સાથે યુદ્ધમાં જવાની જરૂર પડી. તેથી તે તૈયાર થઇ ચદ્રમુખી પાસે આવ્યો અને ઉદાસીન મને યુદ્ધમાં જવાની રજા માગી. ચદ્રમુખી પતિને યુદ્ધમાં જતાં ઉદાસીન જોઇ જોસમા આવી બોલી,—"પ્રાણપતિ ! યુદ્ધ પ્રસગે તમારા ચદાવતોનાં પરાક્રમો તો જગ જાહેર છે, મે સાંભળ્યુ છે કે અજીત ચદાવતો કોઈ પણ વખતે કાયર થઇ પાછા વળ્યા નથી અને આજે મારે નિરખવાના પ્રથમ પ્રસગમાંજ આમ ઉદાસ થઇ નિશ્વાસ કેમ નાખો છો ? આપના મુખ કમળ ઉપરથી તો એવુ જણાય છે કે આપનો યશ ઝાંખો પડે ! ચદાવતજી ! નવાઇની વાત છે કે એક હાડાની પુત્રી, તમારી પત્ની, તેને જોઇને શું તમારૂં શૌર્ય જતું રહે છે ?" રત્નસિંહે ઉત્તર આપ્યો,—" હાડી રાણી ! મારો જુસ્સો તો જેવોને તેવોજ છે. કચેરીમાંથી તે હમણાં સુધી તમને જોયા પછી મારૂ મન ખેદિત થયુ, તે એટલા માટે કે ગઇ કાલેજ હું તમોને પરણી લાવ્યો અને આજે તો યુદ્ધનો પ્રસગ આવ્યો. રણમાં ગયા પછી કદાચ પ્રાણ જાય એવી ભ્રાંતિથી મને માઠુ લાગ્યું, છતાં ચિંતા થાય છે કે એક રાજ કન્યાની સહાયતા માટે ગયા વિના છુટકો નથી." ચદ્રમુખીએ ઉત્તર આપ્યો કે,—"ખરેખર વીર નરના મુખમાં અને મનમાં આવા વિચારને આધાર ન મળવો જોઇએ. તેમાં વળી આપના જેવા મુખ્ય પટાવતોને કાને યુદ્ધની વાત આવતાં શુ એક પળ પણ થોભાય કે ? પૃથ્વી ઉપર પશુ પ્રાણી સર્વ સસારનું સુખ તો ભોગવે છેજ, પરતુ આપણે આપણો ધર્મ અને ટેક ન સમજીએ તો પછી તેમાં અને આપણામાં શો તફાવત ? શુ રણના યશસ્વી પ્રસગો વારવાર હાથ આવે છે ? ધન્ય ઘડી કે અમરનામ કરવાને શકરે આપને આજે અવસર દીધો ! મદોદરીનો પુત્ર **ઇંદ્રજીત** યુદ્ધે ચડયો તે પ્રસગ કાં ભુલી જાઓ ? કુરૂક્ષેત્ર અને મહાભારતનાં યુદ્ધને શુ વિસરી ગયા ? **અભિમન્યુ** જ્યારે યુદ્ધે ચઢયો ત્યારે શું **ઉત્તરામાં** લોભાયો હતો ? હું કયાં આપથી દૂર છુ ? જ્યાં આપ ત્યાં હુ છાયાની પેઠે સાથેજ છું. કામને વશ થઈ જો આપને રણસગ્રામમાં જતા રોકુ તો ક્ષત્રિ પુત્રની રાણી કેમ કહેવાઉં ?"

રત્નસિંહે ઉત્તર આપ્યો.—" ખરેખર હુ તારા વિચારને મળતો છું અને આ પ્રસગ એવો છે કે તેમા ભાગ લઇ આપણા અન્નદાતા **અમરસિંહ** રાઠોડની દીકરી વીમળાનું રક્ષણ કરી યશ પ્રાપ્ત કરવો જોઈએ. અમારા વડિલો સલુંબરના ગાદી પતિ આવાં કામમાં કદી ચૂક કરતા નહોતા. આ પ્રસગે મારી તમને એકજ ભલામણ છે અને તે એકે તમે તમારૂં શીયળ બરાબર સાચવીને રહેજો. " આ સાંભળી રાણીએ ઉત્તર આપ્યો;—" સ્વામિનાથ ! શું આમ કહી આપ મને શરમાવો છો ? શુ હાડાની કન્યા એટલો પણ સ્વધર્મ સમજતી નથી ? વધુ શુ કહું ? આપ મારે માટે પૂર્ણ બે ફિકર રહો " ચદાવતને રાણીની ખાતરી તો થઇ, પણ મન શંકા શીળ હોવાથી પૂછવા લાગ્યો કે;—" શુ ત્યારે હુ જાઉં ? ઠીક છે ત્યારે ભરોસે હુ જવાને તૈયાર છું; પણ.. ......ચદ્રમુખી બોલી—" પતિ ! પણ, એટલે શું ? ફરીથી કહું છું કે મને મારા કુળનું અભિમાન પરિ પૂર્ણ છે. " આ સાંભળી ચન્દાવતજી ગયા તો ખરા, પણ જતાં જતાં દાસી જોડે કહેવડાવ્યું કે;—" જો જો હો, રાણી ! તમો તમારી ટેક ચુકતા નહિ. " દાસીનો સદેશો સાંભળી રાણીને ઘણી અજાયબી લાગી. તેણે સામો ઉત્તર મોકલ્યો કે,—" ઘડી ઘડી મને શીખામણ શામાટે દઈ મોકલો છો ? જો આપને વિશ્વાસ ન હોય તો હું પણ સાથે આવવાને તૈયારછું. અમારા કુળમાં હાડી સતી **સોનરાણી** થઇ ગઇ છે, તેને સભારીને પછી જે કહેવરાવવું હોય તે કહેવરાવજો; કેમકે હુ પણ તેમાંનીજ છું " એમ કહી મોકલીને પોતે કંઈક ઉદાસ થઇ પાસેની દાસીને કહેવા લાગી કે;—ચદાવતજી ને મારે માટે ઘણી અધીર છે, શુ નવા પ્રેમમાં સઘળે આમજ થતુ હશે ? જો ખાતરી હોય તો પછી વળી શીખામણ શાની ?" એટલામાં બીજી દાસી ખબર લાવી કે;—" ચદાવત જીથી તમને લડાઇમાં સાથે ન લઇ જવાય, એમાં તેમની શોભા નહિ, પણ તમે તમારો ધર્મ બરાબર જાળવજો, એટલીજ તેમણે ભલામણ કરેલી છે. " રાણી ચદ્રમુખી વિચારમાં પડી કે, અનેક વાતે ખાતરી આપ્યા છતાં, અરે, દૈવ ! એમને વિશ્વાસ નથી, તો હવે શું કરવું ? દાસી સાથે તેણે સ્વામિને ફરી સદેશો મોકલાવ્યો કે તમારૂં મન આમ સસારમાં લુબ્ધ હશે તો યુદ્ધમાં જીત નહિ મળી શકે, માટે સુખેથી પાછા અહી પધારો. મહા પુરૂષોને, તેજસ્વી વીરોને અને શૂરા રાજપૂતોને રણસગ્રામમાં જવાનો અવસર આવે છે, ત્યારે તેમને ઘર સસારનું સુખ—સ્ત્રી-બાળકો કશું યાદજ આવતુંજ નથી. વળી હું શું એવી સ્ત્રી છું કે જેને વારવાર શીખામણો કહેવરાવવી હોય ? " એટલામાં બીજી દાસી ખબર લાવી કે ચદાવતજી ઘોડેસ્વાર થયા છે અને તે વખતે પણ એજ ભલામણ કરી છે કે, " પતિવ્રત જાળવવા અને મારા કુળને કલક ન લાગે તેમ વર્ત્તવા હાડી રાણીને મારી તરફથી ખુબ ભલામણ કરજો. "

આ સાંભળી હાડી રાણીને આ વચનો હાડોહાડ લાગી ગયાં, વિકાળ વાઘણની પેઠે ગુસ્સો કરી બોલી કે;—" જ્યાંલગી મારામાં તેમનો જીવ વળગી રહ્યો છે, ત્યાં લાગી ચદાવતજી ફતેહ કરી શકનાર નથી. મારે લીધેજ તેઓ પોતે મેળવેલી કીર્તિના ઉપર પાણી ફેરવશે. અસાર સસારનાં તુચ્છ સુખોમાં એમનું ચિત્ત ચોંટી રહ્યું છે; માટે દાસી ! તેને આ એક જણુસ આપું છું તે તું જઈને ચદાવતજીને હાથો હાથ આપજે, અને કહેજે કે, " આ તમારી નવી રાણીએ પોતાનો ધર્મ અને તમારો સદેહ તમારી પાસે મોકલ્યો છે, માટે હવે નિશંક મન રાખી વીરતા પ્રકાશજો. " આ સાંભળી દાસી વિચારમાં પડી કે;-" એવી તે શી જણુસ હશે કે રાણી સાહેબ આટલાં બધાં આવેશમાં આવી ગયાં ?" તેટલામાં તો રાણીએ હાથમા તરવાર લઇ પોતાનું મસ્તક ધડથી છુટું પાડી નાંખ્યું અને લાંબે હાથે દાસી તરફ ફેંકતી હોય તેવો ભાવ થયો ! દાસી એકદમ ચદાવતજી પાસે દોડી ગઈ અને સર્વ વૃત્તાંત કહ્યો. એ સાંભળી તે પોતાના ભ્રમિત ચિત્ત માટે પસ્તાવો કરવા લાગ્યો. ચતુર અને રણશૂર છતાં સતીની પરીક્ષા કર્યા વગર તથા તેનું બળ, તેજ અને પરાક્રમ જાણ્યા વિના પોતે કરેલા કુતર્કો માટે ઘણો ઘણો પસ્તાવો કરવા લાગ્યો ! પછી પસ્તાવો કર્યે શુ વળે ! કહ્યું છે કે;-

જે મતિ પીછે ઉપજે, સો મતિ આગે હોય;
કાજ ન બિગડે આપનો, દુરિજન હશે ન કોય.

સતી ચદ્રમુખી આ પ્રમાણે પતિ સદેહ મુક્ત થઈ યુદ્ધમાં પોતાનો ધર્મ બરાબર બજાવે, માટે પુરૂષ પરાક્રમ કરી સ્વર્ગે સિધાવી. ચદાવત પ્યારી પત્નીનુ સ્મરણુ કરતો કરતો યુદ્ધમાં ઘુમ્યો અને ભારે બહાદુરી બતાવી યશ પ્રાપ્ત કર્યો હતો, પણુ નિરતર પોતાની પવિત્ર પત્નીને માટે ઉદાસ રહ્યો હતો. એ રીતે સતી પતિના કાર્યને માટે પોતાનો પ્રાણુ આપી ભારત વર્ષમાં પ્રખ્યાત્ થઇ ગઇ છે.

---

## વીરમતી.



આ પતિપ્રાણુા સતી શ્રી ધારનગરના રાજા ઉદયાદિત્યના પુત્ર જગદેવ પરમારની ધર્મપત્ની અને ટુંકટોડાના રાજા રાજારાજની પુત્રી હતી તે અતિ સૌન્દર્યવાન, વિવેકી, બુદ્ધિશાળી, હિંમતવાન, ચતુર, નીતિવાન, ઉત્સાહી, અને પતિવ્રતા હતી. જગદેવ પણુ મહાશૂરવીર, નીતિવાન, ચાલાક, અને હિંમતવાન હતો. તે પોતાની લાયકીથી સૌને પ્રિય થઇ પડયો હતો; પરંતુ

રાજ્ય ખટપટથી તે પોતાનું ભાગ્ય અજમાવવાને તૈયાર થયો. માતા સોલંકિણીનો આશિર્વાદ મેળવી ઘોડે સવાર થઈ સિધો-ટુંકટોડા આવ્યો. શહેરની બહાર બાગ હતો, તેમાં એક ઝાડસાથે ઘોડાને બાંધ્યો, રાત્રિ પડતાં ગામમાં જવાનો નિશ્ચય કરી બાજુમાં હથિયાર રાખ્યાં અને ઓસીકે સોનામોહોરની બે થેલીઓ મૂકી આરામ લેવા સૂતો.

આ વેળાએ ચાવડી વીરમતી પાલખીમાં બેસી પોતાની સાહેલીઓ સાથે એ બાગમાં હવા ખાવાને અકસ્માત્ આવી ચડી. બનેને પરણ્યાંને ત્રણ ચાર વર્ષ થયાં હતાં. આ વેળાએ ઝરમર ઝરમર વર્ષાદ વરસતો હતો. તેથી વીરમતી ચમેલીના મડપમાં શેતરજી પથરાવીને બેઠી. દાસીઓ ફળફૂલ લેવાને નીકળી પડી. તેવામાં તેને એક વૃક્ષનીચે જગદેવ જોવામાં આવ્યો. એક દાસી વીરમતી પાસે દોડી જઈ બોલી કે:—" બાઇજી ! એક વધામણી ખાઉંછું, વીશ વશાતો અહીં રાજકુમાર ! " ચાવડી બોલી;—હું પરપુરૂષના મોં સામુ જોતી નથી. પણ તું સમજુ, ડાહી અને ચોકસ માણુસ છે, માટે ફરીથી જઈને બરાબર ખાતરી કરી જોઈ આવ દાસી ફરીથી જોઈ આવી બોલી;—"બાઇ ! લાખવાતે એ રાજકુમાર છે. " પછી વીરમતીએ સભાળથી ચંમેલીના વૃક્ષની ઘટ્ટામાંથી ધારીને જોયું, એટલે ખાતરી થઇ કે, એ નક્કી રાજકુમારજ પોતે છે. રાજકુમાર આ વખતે બેઠો હતો. ચાવડી પોતાને ખાતરી થતાં સત્વર દોડીને પગે લાગી બોલી;—

" વાયસ વાસ ઉડાવતી, ઝળકી આવ્યો નાથ;
ચૂડી અર્ધી નદઈ પડી, અર્ધી રહી મુજ હાથ.
સુખ સજ્યા આલય શિતળ, દે મુજ પ્રિય સન્મુખ;
મુજ મન ઇચ્છા આશએ, દૈવે દઈ દિધ સુખ. "

વળી ચાવડી બોલી,—" ધન્ય ઘડી, ધન્ય દહાડો ! આજે મારે આનદનો સૂર્ય ઉગ્યો કે આપ પ્રતાપવતનો મારે મિલાપ થયો; પણ આપની સાથેનાં માણુસો ક્યાં ? એકલા બાગમાં જાણે કાંઇ છાનો ભેદ હોય એમ બેઠા છો એનું કારણુ શું ? " પછી કુંવરે ચાવડીને માંડીને વાત કહીને બોલ્યો કે;—" હુ ચાકરી મેળવવાની આશાએ નીકળ્યો છુ, તારે આ વાત કોઇને કહેવી નહિ. " તથાપિ એટલી વારમાં તો દાસીએ દોડી રાજમહેલમાં જઇને સમાચાર કહ્યા. ચાવડી પાછી મહેલમાં આવી. કુંવર બીરજ વગેરે દરબારી માણુસો જગદેવને લઈ રાજમહેલમાં આવ્યા. જગદેવે રાજારાજને નમન કર્યું. ત્યાં પાંચ દીવસ રહ્યા પછી ઘણો આગ્રહ કરી ચાલવાની રજા લીધી. રાત્રિ પડતાં તેણે પોતાનો મનસુબો ચાવડીને જણાવ્યો અને તેની રજા માગી; ત્યારે તે બોલીકે;—" પ્રાણુનાથ ! આપની દાસી આપની સેવા કરવાને નિરતર સાથે રહેશે. " જગદેવ બોલ્યો;—" તું ડાહી થઇને આવું કહે છે ? પરદેશમાં સ્રી છે તે પગ બધન છે, માટે મારે એકલા

જવું જોઇએ. હું તને વહેલી તેડાવી લઇશ." આ સાંભળી ચાવડી જગદેવના કંઠમાં હાથ નાંખી બોલી;—" નાથ ! શું શરીરની છાંયા શરીરથી જૂદી પાડી શકાય છે ? જો છાંયા શરીરથી જૂદી પડાય તો તમે મને અહી રહેવાનું કહેજો," જગદેવે ચાવડીને બહુ સમજાવી પણ તેનું ચાલ્યું નહિ. એતો એની સાથે જવાની હઠ લઇ બેઠી. તેથી જગદેવ તેને સાથે આવવાની હા પાડી, બેઉ જણાને માટે ઉત્તમ ઘોડા સજવામા આવ્યા. જગદેવને પાટણ જવું હતું. તેનો માર્ગ ટોડડી થઇ જતો હતો. ટોડડી જવાના બે માર્ગ હતા. સિધેરસ્તે ટોડડી બાર ગાઉ હતુ, પણ તે રાક્ષસી કદના ભયકર સિહને સિહણે રોકયો હતો, તેણે તે તરફનાં ગામડાં ઉજડ કર્યાં હતાં. ઘણા રાજા, મહારાજાઓ તેને મારી શકયા નહોતા. તેથી તે માર્ગ બધ પડીગયો હતો. ઘાસઉચુ વધી ગયુ હતું. બીજેરસ્તે ડુંગરાફરી જતાં ટોડડી ત્રેવીશ ગાઉ થતું હતું. આ નિર્ભય રસ્તે જવા સૌએ આગ્રહ કર્યો; પણ જગદેવે નહિ માનતાં કહ્યું,—" શુ તમોને ઘોડાની દયા આવતી નથી ? શું ગડક ગડકીના ડરથી ચક્કર ખાવામાં આવશે ? એમ કહી પતિપત્ની બન્ને જણાએ સજોડે નિર્ભયપણાથી ઘોડા મારી મૂકયા. જગદેવે ચાવડીને કહ્યુ,–ચાવડી તમો માર્ગની આજુબાજુ ઘાસમાં નજર રાખતા રહેજો અને હુ પણ દૃષ્ટિ રાખું છું આ પ્રમાણે નજર રાખતાં છ ગાઉ સુધી તેઓ ગયાં, ત્યારે ચાવડી બોલી;– મહારાજ ! કુવરજી ! આ પેલી સિહણ મોં સામે રહી. જગદેવે ધનુષ્ય ખેંચી જોરથી બાણ તેની ભમર વચ્ચે માર્યું કે, તે ઉછળીને મુડદુ થઇ પડી. ત્યાંથી થોડે દુર જતાં સિહ બેઠેલો દીઠો, તેને પણ માર્યો. આ પછી જગદેવ દયાથી બોલ્યો કે, મેં આ ગરીબ પ્રાણીઓને શુ કરવા મારી નાખ્યાં ? આ સાંભળી ચાવડી બોલી,— મહારાજ ! એતો ક્ષત્રિયોની રમતો છે. વગેરે વાતો કરતાં કરતાં તેઓ ટોડડી ગામ આવી પહોંચ્યાં, ત્યાં જરા વિશ્રાંતિ લીધી. થોડા દિવસમાં પાટણ આવી પ્હોંચ્યાં. સહસ્રલિગ તળાવને કિનારે એક વડના વૃક્ષ નીચે ઉતારો કર્યો. ઘોડા બાંધ્યા. વીરમતીને સાવધ રહેવાની ભલામણ કરીને કહ્યું કે;—હુ શેહેરમાં એક ઘર ભાડે રાખીને તને તુરત તેડી જઈશ, એમ કહી શેહેરમાં ગયો.

સતી વીરમતી તળાવની સુદર રચના જોતી બેઠી હતી. બપોરનો વખત હતો, તે વખતે પાટણની પ્રસિદ્ધ **જામોતી** નામે વેશ્યાની એક દાસી બેડુ લઇને પાણી ભરવા આવી. તેણે ઇંદ્રની અપ્સરા જેવી રૂપાળી વીરમતીને એકલી બેઠેલી જોઇને આશ્ચર્ય પામી પાસે આવીને કહ્યું;–બાઈ ! તમે કયાંથી પધાર્યાં ? ને આ ઘોડાનો અસ્વાર કયાં ગયો છે ? ચાવડીએ કહ્યું,–તમે પૂછનાર કોણ છો ? લુંડી બોલી;–હુ તો સિદ્ધરાજના દરબારમાં વડી વડારણછું. એમ કહી કળાથી તેને ભોળવીને નામ ઠામ ઠેકાણું વગેરે સર્વ વાત પૂછી લીધી. તુરત નમન કરી પાણીનું બેડુ ભરીને હર્ષ પામતી ઘેર આવી. જામોતી ગણિકા પાસે બધી વાત

કહી અને તેની સૌંદર્યતાનાં ઘણાં વખાણ કર્યાં. શહેરના કોટવાળનો પુત્ર બડો કુછંદી અને લંપટ હતો તેને કોઈ સારી સ્ત્રી રાખવા માટે શોધી આપવાનું જામોતીએ માથે લીધુ હતુ. તેથી તેણીએ આ શિકાર આવેલો જોઈ તેને દગલબાજીથી પોતાને ઘેર લાવવાની યુક્તિ રચી. દાસી પાસેથી તેના પતિ, દીયેર, સાસુ, સસરા અને પિયેર વગેરેની હકીકત જાણી લીધી. તેણીએ અને દાસીઓએ અમૂલ્ય વસ્ત્રાલકારો ધારણ કર્યાં. એક સુંદર રથ તૈયાર કરાવ્યો, તેમાં પોતે સિદ્ધરાજની રાણી અને જગદેવની ફોઈ બનીને બેઠી. ચાકરોએ રથના પડદા બંધ કર્યા. વીશ પચીશ દાસીઓને ઉત્તમ વસ્ત્રો પહેરાવી સાથે લીધી અને ચાકરોને હથિયાર બંધાવી આગળ કર્યા તેમાં એક માણસને ઉત્તમ વસ્ત્રાલકારો પહેરાવી ઘોડે બેસાડી નાયક તરીકે આગળ કર્યો. આ પ્રમાણે ઠાઠમાઠ સાથે જામોતી જયાં ચાવડી બેઠી હતી ત્યાં આવી; એટલે આડી કનાત ખેંચી લીધી. પછી તે રથમાંથી ઉતરી. ચાવડી જોડે પ્રથમ જે ડુડી વાતો કરી ગઇ હતી, તે આગળ આવીને નમન કરવા લાગી. જામોતી બોલી;—"વહુ ! ઉઠો, હું તમોને મળું. હું તમારી ફોઇ સાસુ થાઉં છું. આ વડારણે આવીને તમારા આવ્યાના સમાચાર કહ્યા, ને તુરત મેં મારો રથ તૈયાર કરાવ્યો. હું રાજાની આજ્ઞાથી આવીછું. મારો ભત્રીજો જગદેવ ટોડે પરણ્યો, ત્યારે મારાથી આવી શકાયુ નહોતું. મારો ભત્રીજો જગદેવ કયાં છે ? તમારે મારે ઘેર આવવુ જોઈતું હતું. તમે નામવત કુટુંબમાં પરણેલાં એ આવી જગ્યાએ બેશી રહેવુ ઘટતુ નથી." જામોતીએ ભભકાથી સર્વે તાલમેલ કર્યો હતો. એ જોઇને ચાવડી તો વિચારમાં પડી ઠગાઇ ગઇ. તેણે વિચાર્યું કે સિદ્ધરાજ અને મારા પતિને સગપણ છે, એવું તેમણે કોઇ દિવસ મને કહ્યું નથી, પણ રાજાના સગા રાજા હશે, એમ જાણીને તથા આવેલાં અજાણ્યાં માણસોનાં લૂગડાં ઘરેણાં વગેરે ભભકો જોઇને, તેણીએ તેને નમન કર્યું ને મળી. જામોતીએ તેને આશિર્વાદ દીધો, અને રથમાં બેસવાનું કહી બોલીકે;—હું અહી એક માણસ મૂકતી જાઉંછું, તે મારો ભત્રીજો આવશે, એટલે તેને દરબારમાં તેડી લાવશે, વળી તેણે એક ચાકરને બોલાવી ઘોડાની સભાળ રાખવાનું કહ્યું. ચાવડી તેની આવી ઠગ વિદ્યામાં ભોળવાઈ ગઈ. નાણાની બે થેલીઓ પોતાની પાસે રાખી રથમાં બેઠી. રથ ચલાવ્યો. જામોતી તેને પોતાને ઘેર લાવી. ઘર મોટું વિશાળને ચાર માળનું સુંદર હતું. આગળ દરવાજો અને દોઢી વગેરેની રચના હતી. રથ દરવાજામાં દાખલ કર્યો. જામોતી ઉતરીને પછી ચાવડીને ઉતારી. ઘરમાંથી આદરમાન આપવાને માણસો આવ્યાં- દેખાવડો પોશાક પહેરીને ઘરેણાં ગાંઠાંથી શણગારેલી સ્ત્રીઓ મળવાને આવી. તેમાં કેટલીક તો પગે પડી, કેટલીક પાસે આવી ખમા ! ખમા ! કરવા લાગી. એવી રીતે માન આપી તેને ઘરમાં લઇ ગયા. ઘર શણગારેલું સુશોભિત હતું, સુંદર શેતરંજી બિછાવી ગાદી તકીયા

નાંખેલા હતા, ત્યાં ચાવડીને બેસાડી. જામોતીએ એક દાસીને કહ્યું કે;-જા ! રાજાજીને જઇને કહે કે પરમાર રાણીનો ભત્રીજો જગદેવ કુવર આવ્યા છે. તે હમણાં તમને મળવાને આવશે. વળી કહેજે કે તેમનાં વહુ ચાવડી મારે મહેલ છે. આ સાંભળી દાસી નમન કરીને ગઈ અને એક ઘડી વિતી કે પાછી આવી બોલી,—મહારાજ ઘણા ખુશી થયા છે, ને આજ્ઞા કરી છે કે, જગદેવે પ્રથમ મને મળીને પછી રાણી પાસે જવું- પછી જમવાનું તૈયાર થયુ, એટલે જામોતીએ કહ્યુ; વહુ ! જમવાને ઉઠો ? ચાવડી બોલી;--" હું પતિવ્રતા ધર્મ પાળું છું. જ્યારે કુંવર જમશે ત્યારે હું જમીશ. એ હજુ સુધી કેમ આવ્યા નથી ? પછી એક દાસી આવીને બોલી, " તમારા ભત્રીજા જગદેવ મહારાજને જઇને મળ્યા છે. તેઓ રાજાજી પાસે બેઠા છે—રાજમેહેલના રસોઈખાનામાંથી થાળ આવ્યો છે, જામોતી બોલી; જા, વહેલી જા અને જગદેવને રાજા સાથે જમતાં બધ રાખ અને રાજાજીને વિનવીને જગદેવને અહી તેડી આવ. આજે ફોઇ ભત્રીજાએ પાસે બેસીને જમવુ જોઇએ. અહીં ભોજન તૈયાર થયું છે. વળી તે પોતાની મેળે બોલ્યા કરી કે, મારો ભત્રીજો જગદેવ આવ્યો નથી, તો એના ખાધા પહેલાં હું કેમ ખાઉ ? જ્યારે તેણે ખાધુ છે એવું સાભળીશ, ત્યારે મારી મેળે હું જમીશ. એટલીવારમાં જે દાસી ગઇ હતી તે પાછી આવી બોલી— બાઈ સાહેબ ! કુવર રાજાજી સાથે જમે છે, બને સામ સામે બેઠા છે, એ હું મારી નજરે જોઇને આવીછું, પણ તમારા ભત્રીજા તમારા ભણી આવવાના છે; વગેરે વાતો કરી વીરમતીને વિશ્વાસ બેસાડી ભોળવી. આ બધો જામોતીનો તાલ મેલ હતો. દાસીઓને સમજાવી રાખી હતી. તેથી તેઓ આધી પાછી જઈ ખોટા ખબર આપતી હતી. તે વીરમતી શુ જાણે ? જામોતીએ આ પ્રપચ કરી ભોજનના સુંદર થાળ મગાવ્યા, તેમાંથી એક વીરમતી પાસે મૂકયો ને બોલી;— " વહુ ! જમો ? " ચાવડીએ તેમાંથી ઉપર મને થોડુ ખાધું પછી દાસી થાળ લઇ ગઈ. તે પછી પાછી વાતો કરવા લાગી. જ્યારે પાછલો પોહોર દિવસ બાકી રહ્યો ત્યારે ચાવડી બોલી,—" હજી સુધી કુંવર પોતાની ફોઇને મળવાને કેમ આવ્યા નહિ હોય ? જામોતી બોલી; છોકરી ! જા, ને મારા ભત્રીજા જગદેવને તેડી લાવ. ફરીવળી જામોતી વાતો કરવા લાગી, પણ વીરમતીને જગદેવ વિના સર્વે વાતો ફીકી લાગવા માંડી. બે ઘડી પછી પેલી દાસી પાછી આવીને બોલી; —રાજા એમની સાથે વાતો કરે છે; તેથી ઉઠવા દેતા નથી. તે કહેછે કે પોહોર રાત્રે જગદેવ સૂવાને આવશે; ત્યારે એમની ફોઇને મળશે. આ પ્રમાણે પ્રપંચ કરી જામોતીએ સાયકાળ થતાં કોટવાળાના દીકરા લાલકુવરને ખબર કહાવ્યા કે પોહોર રાત્રિએ આવજો.

વીરમતી સાયકાળ થયા છતાં પણ પતિ ન આવ્યાથી જરા શકામાં

પડી, પરંતુ જામોતીએ તો એવી ઠગબાજી રચેલી કે તેની શકાઓને તેણે ઠરવા ન દીધી–રાત્રિ પડી તેના માટે શય્યનગૃહ શણગાર્યું, ત્યાં વીરમતીને બેસાડી. એટલામાં કોટવાળાનો પુત્ર લાલકુંવર આવ્યો. દાસી તેને જોઇ બોલી,—“ વહુજી ! મને વધામણી આપો, કુંવર આવે છે. ” ચાવડીએ જાણ્યુ કે, ખરે તેજ આવતા હશે, પણ જગદેવને બદલે લાલકુંવર ઘરમાં પેઠો. દાસી બારણાની સાંકળ ચડાવી ચાલતી થઈ. ચાવડીએ પતિને બદલે પરપુરૂષ દીઠો તેથી જાણ્યું કે, “ દગો થયો છે ” માટે હવે પાતિવ્રત્ય જાળવવા સાવધાન રહીને ‘ મરવું કે મારવુ ’ પણ પરપુરૂષને આધિન થવું નહિ એવો દૃઢ નિશ્ચય કર્યો. લાલકુંવર નિશામાં હતો, તે વીરમતીને અયોગ્ય વચનો કહી પાસે આવવા લાગ્યો, એ જોઇ તે વિક્રાળ વાઘણ જેવી બનીને બોલી;—કુતરા ! દૂર રહે ? એમ કહી એકદમ ક્રોધમાં દોડીને નિશામાં ચકચૂર થયેલા લાલકુવરની કમરમાંની કટાર ખેંચી લઇ, તે પાપીને નીચે પટક્યો ને છાતીપર ચડી બેઠી ! ગોલે સમયસુચકતા વાપરી હવે તેને નહિ છેડવા વચન આપ્યુ. વીરમતીએ તે દગાબાજનાં વચન સાંચા માની તેને છોડયો; એટલે તુરત તે ફરી ગયો ને તે નિર્દોષપર જૂલમ વાપરવા તૈયાર થયો. વીરમતીને કહેવત યાદ આવી કે, “ ઠગની સાથે ઠગ થવુ ” એમ વિચારી સ્ત્રી ચરિત્રથી એ ગોલાને પ્યારનાં વચનોમાં ફસાવ્યો. લાલકુવરને પલગપર બેસવાનું કહેતાં બેઠો. પોતે નીચે ઉભી રહી. તેની સુંદર કાન્તિ જોઇ ગોલો રીઝયો. પાણી પાણી થઈ ગયો. દારૂ પાઇ ઉલ્લુ બનાવ્યો. તેણે દારૂનો ગ્લાસ ભરી વીરમતીને આપ્યો, એટલે વીરમતિએ સાડીનો છેડો આડો કરી પોતાની કાંચળીપર ચાલાકીથી ઢોળી નાંખ્યો. જેવો લાલકુવર ઉભો થઇ તેની પાસે આવવા લાગ્યો કે ચાલાકીથી તેની કમરમાંથી કટાર કાઢી લઇ, તેની છાતીમાં ભોકી યમ દ્વાર ઉભો કર્યો ! ગાંસડી બાંધી બે ચાર ગોદડાંમાં વિટાળી ઝરૂખા નીચે રાજમાર્ગ હતો તેમાં વિટો નાંખી દીધો અને બારણાં અંદરથી બંધ કરી દઢપણે પોતાનું રક્ષણ કરવાને સિંહણની પેઠે ઘુરકતી સાવધાન થઈ બેઠી !

આ વખતે મધ્યરાત્રિ હતી. ચોકીફરનારા સિપાઇઓ ફરતા ફરતા ત્યાં આવ્યા. તેમણે પાતાના મોં આગળ વિંટલો પડેલો દીઠો. તેમણે જાણ્યું કે કોઇ ચોર વેપારીના ઘરમાં ખાતર પાડવાને ગયા હશે, પણ ઘરધણી જાગી ઉઠવાથી હોંકારો થતાં, તેઓ વિટલો નાંખીને નાશી ગયા હશે, આ મુદ્દા માલની ગાંસડી જાણીને થાણાપર લઇ ગયા. સવાર થતાં કોટવાળની હજુરમાં સિપાઇઓએ તે ગાંસડી રજુ કરી- કોટવાળે ખોલીને જોયું, તો તેમાંથી મૃત શરીર નીકળ્યું ! વધારે તપાસીને જોતાં તેને પોતાના પુત્રનો વહેમ પડયો; એટલે તુરત પોતાને ઘેર તપાસ કરાવી તો માલુમ પડયું કે;—“ભાઇતો રાતના જામોતી વેસ્યાને ઘેર ગયા હતા. ત્યાં તપાસ કરતાં તેણે કબુલ કર્યું કે;—“ ભાઇ ઉપર સૂતા છે, તે જાગશે એટલે

મોકલીશુ." પણ તગાદો થતાં જામોતી દાસીને સાથે લઈ જગાડવા ગઈ દાસીને બોલતાં સાંભળી વીરમથીએ ક્રોધે ભરાઈ જવાબ આપ્યો કે;—"રાંડ લુચ્ચી! તારા બાપને તો ત્યારેજ મારીને રસ્તામાં ફૂંકી દીધો છે. કમજાત ? બે શરમ ! ચાવડાની પુત્રી સાથે એવો દગો કરવાની તેં હામ ભીડી ? નીચ ! રાંડ ! મારા પરમાર પતિ જાણશે; ત્યારે જો જે કે તારા કેવા બુરા હાલ થાય છે ? બીજી સ્ત્રીઓ ગણિકાનુ કામ કરતી હશે અને તેમને ઘણા સાથે પ્રીતિ હશે, પણ હું મારા સદાના આધાર એક પતિનેજ ભજનારી સ્ત્રીછુ. હું તને સાપ દઉંછું કે;— તારૂં સત્યાનાસ જજો ને કાગડા કુતરાની પેઠે તારૂં મૃત્યુ થજો ! દુષ્ટા ! એક નીચ ગોલાને તેં મારી પાસે મોકલવાની હામ ભીડી ? જે ગોલો મારા ઘરનાં આંગણા બહાર બેસવાને યોગ્ય ! એની આંખ તેં મારા ઉપર નખાવવાને હિંમત ચલાવી ! હવે જો જે કે તારા શા હાલ થાય છે ? હું ખરી ચાવડાની પુત્રી ત્યારે કે તમો એક એકને મારો હાથ બતાવુ! રાંડો ! તમારો પાપનો ઘડો હવે ભરાઇ રહ્યો છે!

વીરમતીનાં આવાં વચનરૂપી બાણ દાસી અને જામોતીગણિકાના હૃદયમાં ખુંચી ગયાં. તેઓ થર થર કાંપવા લાગી. હોંસ કોશ ઉડી ગયા અને મરણ તુલ્ય થઈ ગઇ ચાકરોએ દોડી જઇને કોટવાળને કહ્યુ,–કોઇ ચાવડી રાજપૂતાણીએ લાલકુવરને મારી નાંખ્યા છે. તે સાંભળતાંજ કોટવાળના ક્રોધની હદ ન રહી. તે સત્વર બસે માણસ લઇને જામોતીને ઘેર ગયો; ત્યાં બારણાં અંદરથી સજ્જડ બંધ હતાં. એક નાની બારી ખુલ્લી હતી, તેના ઉપર સીડી મડાવીને એક સિપાઇને ઉપર ચડાવ્યો બારીમાં જેવુ સિપાઈએ ડોકુ ઘાલ્યું, તેવુજ વીરમતીએ તરવાર વતી તેનુ ડોકુ ઉડાવી દીધુ. તેનું માથુ ઓરડામાં અને ધડ બહાર જઇને પડયું. એવી રીતે પાંચ છ માણસોને મારી નાંખ્યાં, પણ કોઇનાથી તેને મારી કે પકડી શકાઈ નહિ. સર્વે માણસો કપવા લાગ્યાં, આખા શેહેરમાં આ વાત ચાલી રહી. સિદ્ધરાજને પણ આ ખબર થયા કે,–કોઈ ચાવડા રાજપૂતાણીના ઉપર ઠગાઈ કરવામાં આવી છે, અને કોટવાળનાપુત્રને અને બીજા પાંચ છ માણસોને તેણે ઠેર કર્યાં છે. સિદ્ધરાજે આજ્ઞા કરીકે,–"સત્વર દોડો અને કહો કે મારા આવતાં સુધી કોઇએ કાંઇ કરવુ નહિ. હું સત્વર આવું છું."

જગદેવનું હવે શુ થયું તે સાંભળો;–જગદેવ ગામમાં મકાનની તજવીજ કરી આવી જેવો તળાવપર આવ્યો ને જોયું, તો વીરમતી મળે નહિ ! કેટલાંક માણસોનાં પગલાં, ઘોડા અને ગાડી વગેરે આવેલાંના ચિન્હો જણાયાં. વીરમતી કોઇથી ઠગાઈ ગઇ છે એમ ધારી તે ચિંતામાં દરબાર ગઢ તરફ ગયો ને સિદ્ધરાજની પાસે ફરિયાદ કરવા વિચાર કર્યો. એટલામાં ગઢમાં પેસતાં પ્રથમ સિદ્ધરાજનો અશ્વપાળ મળ્યો. તેણે જગદેવને વિદેશી તથા ચતુર પુરૂષ જાણી પૂછ્યું; ત્યારે તેણે પોતાને રાજપૂત જણાવી " નોકરી માટે આવેલો છું" ઇત્યાદિ કહ્યું.

અશ્વપાળે જગદેવને પોતાની અશ્વશાળામાં રાખી લીધો. તેણે તે નોકરી કબુલ કરી. તેનુ કારણ કે આથી સિદ્ધરાજની તુરત મુલાકાત થશે, પણ મનમાં ઘણો સતાપ કરવા લાગ્યો; તોપણ—

ક્ષણમાં ક્ષિણ ક્ષણમાં વધે, ક્ષણે અર્ધ ક્ષણ લીન,
દૈવે દીધા ન ચદ્રને, સર્વે સરખા દિન

તેણે ધાર્યું કે આ ખોટું છે, પણ શુ કરીયે ? જ્યારે સધ્યાકાળ થઈ ત્યારે અશ્વપાળે પોતાને ઘેરથી જમવાનો થાળ મગાવ્યો, પણ જગદેવને ભાવ્યુ નહિ, તથાપિ પેલાની આગળ ખાધુ ના ખાધુ કરીને તે થાળ પાછો મોકલ્યો. આખી રાત્રિ તેણે પોતાની પથારીમાં આમથી તેમ આળોટયા કર્યું. આખરે પ્રાતઃ કાળ થયો, સિદ્ધરાજે જામોતી ગણિકાને ત્યાં જવાને ઘોડો મગાવ્યો ને અશ્વાર થયો અશ્વપાળ અને જગદેવે તેમને નમન કર્યું. જગદેવને જોઇ સિદ્ધરાજ આ-ર્યશ્ચ પામ્યો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે,—આ કોઇ સારો ઠાકોર જણા-યછે, પણ મેં તેને કોઇ વખતે જોયો નથી. જગદેવ બીજા અશ્વારોની સાથે ઘોડે ચઢી આગળ થયો. સિદ્ધરાજે તેને નિહાળી જોયા કર્યો, જામોતીના ઘર આગળ રાજા ઘોડેથી ઉતર્યો, તેની પાછળ અશ્વપાળને જગદેવ પણ ચાલ્યા સિદ્ધ-રાજ જે ઓરડામાં વીરમતી હતી તે ઓરડાના દ્વાર આગળ આવી બોલ્યો:— "ચાવડી દીકરી ! તારૂં પિયર કયાં ? તારૂ સાસરૂં કયાં ? અને તુ કેની વેહેરે પરણી છે?" ચાવડીએ જાણ્યું કે આ કોઇ રાજા લાગે છે. તેથી તે બોલી:— "મહારાજ ! હું રાજારાજ ચાવડાની પુત્રી અને બીરજની બેન છું. હું ધારના રાજા ઉદયાદિત્ય પરમારના નાના કુવર વેહેરે પરણી છુ. ત્યારે રાજા બોલ્યો,— ચાવડી પુત્રી ! તેં મારાં માણસો શા માટે મારી નાંખ્યાં ? તેણીએ રોષમાં ઉત્તર આપ્યો;—" મહારાજ ! આ દુષ્ટ રાંડ મને ઠગીને અહી લાવી અને એક ગોલો મારી આબરૂ લેવા આવ્યો. માટે મહારાજ મેં તેને મારી નાખ્યો. હુ રાજપૂતની પુત્રી છું. હુ મરતાં પહેલાં ઘણાંને ઠેર કરીશ, ને મરતાં સુધી લડીશ. પછી ઇશ્વરને જેમ સારૂં લાગશે તેમ કરશે. મારા સ્વામીરાજ પણ આ નગરમાં છે" તે વેળાએ જગદેવે આગળ આવીને કહ્યું—' ચાવડી ! બારણાં ઉઘાડો ? તમે ઘણુ સકટ ભોગવ્યું છે." ચાવડીએ જગદેવનો અવાજ ઓળખીને બારણાં ઉઘાડયાં અને તેના હાથમાં આવીને પડી. રાજાએ જાણ્યુ કે આ જગદેવ હશે. પછી સિદ્ધરાજે ચાવડીને કહ્યું;—" તને હું મારી પુત્રી કરી લઉંછું" પછી રાજમહેલમાંથી દશ દાસીઓની સાથે રથ મગાવ્યો તેમાં બેસાડી દરબારની હવેલીએ ઉતારો આપી, ત્યાં બદોબસ્તથી મોકલી દીધી. તેમને માટે રાજરીતિ પ્રમાણે ખાનાપીના, રાચ રચિલું અને નોકર ચાકર વગેરે સર્વ પ્રકારનો બદોબસ્ત કરાવ્યો. વીરમતીનાં પાતિવ્રત્યનાં સર્વ ઠેકાણે વખાણ થવા લાગ્યાં સિદ્ધરાજે કોટવાળનાં ઘર લૂંટાવીને

માલમિલ્કત વગેરે રાજ્યમાં જપ્ત કરી, તેને દેશપાર કાઢી મૂકયો. ગણિકાઓ નાક, કાન કાપી અવળે ગધેડે બેસાડી ગામમાં ફેરવી કાઢી મૂકી અને તેની સ માલમતા રાજ્યમાં જપ્ત કરી. જેથી તેનો દાખલો લઇ બીજા કોઇ પણ એ માર્ગે ચાલે નહિ એમ કર્યું. જગદેવને પોતાની સાથે લઇને દરબારમાં આવ્યો; ૯ બેસીને જગદેવનો સર્વ વૃતાંત પૂછી અત્યત પ્રસન્ન થયો. તેને પોશાક, કડ મોતીની માળા, કંઠો અને એક શિરપેચ ઇત્યાદિ આપી રજા આપી. જગદે પોતાને ઉતારે ગયો ને ચાવડીને ભેટયો. તેને મોતીની માળા આપીને કહ્યુ કે, તેં સત્વર આપણો મેળાપ રાજા સાથે કરાવ્યો; નહિ તો દશબાર દિવશની ઢી થાત, ને વચ્ચે કોઇ ત્રીજાને રાખીને કહાવવુ પડત. પછી તે દિવસમાં જે જે બ- હતું, તે તે વિષે વાતો કરી નિરાંતે સૂઇ રહ્યાં

વીરમતી પતિવ્રતાનો ધર્મ પાળતી હતી. તેથી કાંઇ ખાધુ નહોતું. મ સવારમાં ત્રણ વાગે ઉઠીને રસોઈ કરી, પાણી ઉનું મૂકયું. બધુ જ્યારે તૈયાર થ ત્યાને તેણે જગદેવ કુંવરને જગાડયો, તે જાગીને બોલ્યો;-" સતી ! આજે આ- લી બધી ઉતાવળ કેમ ? " ચાવડીએ કહ્યું કે,—રાજા તમને તેડુ મોકલશે તેમને તમારી સાથે વાતો કરવાને રસ પડેછે, માટે આખા દિવસમાં એકપ પણ તમારા વિના રહેશે નહિ. મેં વ્રત લીધુ છે તે તમે જાણો છો. કાલને મને અપવાસ છે, તમે નાહાશો ત્યારે આપણે જમીશુ જગદેવે કહ્યું કે;-ત ખરી વાત કહો છો, પછી ઉઠીને નાહાયો અને બને સગાથે જમ્યાં, કે ઘો વાળો આવ્યો. જગદેવ વીરમતીની રજા લઈ દરબારમાં ગયો.

સિદ્ધરાજે સત્કાર કરી ઉંચે પગારે સામત—સરદારની જગ્યો આપી. પા- ણમાં વીરમતીની સ્ત્રીઓમાં અને જગદેવની વીરપુરૂષોમાં ઘણી પ્રખ્યાતિ થઇ તેમને **જગધવલ** અને **બીજધવલ** એ બે પુત્રો થયા. એક વખતે ચોમાસા- ઘનઘોર અંધારી ભયકર રાત્રિએ સિદ્ધરાજ કોઈ સ્ત્રીઓના હર્ષ-શોકનો અવાજ સાંભ ળી જાગી ઉઠયો. દેવડીપરના સામતોને તેનો તપાસ કરી લાવવા હુકમ કર્યો. કો જાય છે અને શું થાય છે તે જાણવાને પોતે પણ છૂપી રીતે અધાર પછેડો એ ગયો. ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો, તેમાં કોઇ સામત ન જતાં સૂ રહ્યા, પણ માત્ર જગદેવ ગયો. ગામને પાદર હર્ષ, શોક કરતી યોગિનીઓ હતી તેમને પૂછતાં તેમણે જણાવ્યુ કે, કાલે રાજાનું મૃત્યુ થશે. જો તું તારૂં મસ્ત આપે તો તે જીવે. જગદેવ તેમ કરવા હા પાડી ઘેર આવ્યો. સિદ્ધરાજ પણ શું થાય છે તે જાણવાને પાછળ ગયો જગદેવે વીરમતીને સર્વે વાત કહી. વીર મતી ખુશી થઇ બોલીઃ—અહો ! ધન્યઘડી ! ધન્યરાત ! એવો પ્રસગ કયાંથી કે જેનું લુણ ખાધુ છે તેને માટે મસ્તક આપવા જેવો મગળ પ્રસંગ આવે તમોએ ઘણો સારો નિશ્ચય કર્યો છે. આપણો એજ ધર્મ છે. એમ નહિ કરીએ

તો જીવતર શા કામનું છે ? પણ સ્વામીરાજ ! મારી એક વિનંતિ છે કે, મારે શા માટે જીવવું જોઇએ ? હું શા માટે બે પોહોર સારૂ એટલુ બધુ સકટ વેઠું? તમારી સાથે હું પણ મારો જીવ આપીશ. "જગદેવ બોલ્યો;—પણ બાળકોની શી વલે ?" ચાવડી બોલી,–"ત્યારે એમનું પણ બળીદાન આપો !" ત્યારે જગદેવે કહ્યું:—જો એમજ હોય તો હવે સત્વર ચાલો. જગદેવ મોટા કુવરને અને વીરમતી નાના કુવરને આંગળીએ વળગાડી ચાલ્યાં. જગદેવે યોગિની પાસે આવી પોતાના ચારેના પ્રાણ આપવાની ઇચ્છા બતાવી. વીરમતીએ મોટા પુત્રને આગળ ધર્યો. જેવો જગદેવ તરવાર ખેચી ઘા કરવા ગયો, તેવોજ યોગિનીએ તેનો હાથ પકડી લઇ કહ્યું કે;–" હુ તમારી બેઉની સત્ય ટેક માટે પ્રસન્ન થઈ રાજાને દીર્ઘાયુ આપુ છું. " એમ કહી અદ્દશ્ય થઈ ગઇ. જગદેવ, વીરમતી અને પુત્રો પ્રસન્ન થતાં ઘેર આવ્યાં.

સિદ્ધરાજ છુપાઇ ઉભો હતો. તે આ સર્વ જોઈ આશ્ચર્ય પામ્યો. તેમની રાજભક્તિથી ઘણોજ ખુશી થયો, અને મનમાં ધન્યવાદ આપતો મહેલમાં આવ્યો બીજે દિવસે મોટો દરબાર ભર્યો. તેમાં બીજા સામતોની બેદરકારી જાહેર કરી, પોતે નજરો નજર જોયેલી જગદેવની રાજભક્તિ અને હિંમત તથા વીરમતીના પતિ પ્રત્યે અત્યત પ્રેમનાં ઘણાં વખાણ કર્યાં. જગદેવને ભારે શિરપાવ અને કેટલાંક ગામ બક્ષીસ આપ્યાં. પોતાની મોટી પુત્રી પણ તે સાથે પરણાવી. જગદેવે સિદ્ધરાજની સહાયતાથી ધારગર મેળવ્યુ અને વીરમતી જેવી સતી સ્ત્રીના સહવાસથી અત્યત સુખી થયો. આ રીતે સતી વીરમતીએ પતિ માટે પરદેશનાં અનેક સકટ સહન કર્યાં, પ્રાણની પણ દરકાર રાખ્યા વગર પાતિવ્રત્ય જાળવ્યું અને પતિને રાજભક્તિ બતાવવા ઉશ્કેર્યો; એટલુંજ નહિ પણ પોતાનો અને પોતાના પ્યારા પુત્રોના પ્રાણ પણ આપવાને તૈયાર થઈ. આ શુ તેની થોડી મહત્તા છે ! તે એક પતિવ્રતા તરીકેનો મહત્ત પ્રભાવ બતાવી જગત્માં સુદ્દષ્ટાંતરૂપ અમર કીર્ત્તિ રાખી ગઇ છે. ધન્ય છે તેમને !!!



## પદ્મણી.



આ ઇતિહાસ પ્રસિદ્ધ પતિવ્રતા સતી શ્રી સિંહલદ્વિપના મહારાજા **હમીરસિંહ** ચોહાણની પુત્રી હતી. તેને ચિતોડના મહારાજા લખમસિંહના કાકા **ભીમસિંહ** વેરે પરણાવી હતી. ભરતખંડની સર્વ રાણીઓમાં એ વખતે પદ્મની સૌંદર્યતામાં શ્રેષ્ઠ ગણાતી હતી. એ અતિ સુંદર, તેજસ્વી, તીવ્રબુદ્ધિની, વિદ્વાન, ગુણવાન અને પતિવ્રતા હતી. તે શુભ કાર્યોમાં યાહોમ કરનાર સાહસિક, કાર્યદક્ષ, અને પ્રાણાર્પણ કરવા પર્યંતની દઢતાવાળી હતી. કવિઓએ તેને અનેક પ્રકારે પ્રસંશનિય ગણી વિવિધ પ્રકારે વર્ણવી છે. રાણી **સિંહારિકા** કે જેનું વર્ણન "લલિત રત્નાવલી" નામના નાટકમાં કરાયેલુ છે, તે પણ એજ રાજાની પુત્રી અને રાણી પદ્મણીની બ્હેન હતી. રાણી પદ્મણીનું નામ એ તેનાં રૂપ અને ગુણ ઉપરથીજ પડેલું હતું. જે રાજમેહેલમાં તે રહેતી હતી તે મેહેલ અદ્યાપિ પર્યંત એક સોહામણાં સ્થાનપર સુંદર શીતળ ભરેલા તળાવના કિનારાપર આવેલો છે. તે અતિ રમણિય સ્થિતિમાં જેમનો તેમ સાબિત રહેલો છે.

બારમી શદીની શરૂઆતમાં મેવાડનું રાજ્ય સર્વથી બળવાન ગણાતું હતું. તેની રાજધાની ચીતોડ રાજપૂતાણામાં સર્વથી વધારે અગત્યનું શહેર હતું સુધારાનુ, શૂરવીરપણાનું અને શ્રેષ્ઠતાનું એક મથક હતું. એ વખતે ચીતોડની ગાદીપર મહારાણા લખમસિહ હતો. તે બાળવયનો હોવાથી તેના કાકા ભીમસિહને રાજનો કારબારો સોંપવામાં આવ્યો હતો. તે એ વખતે લડાઇમાં બહાદુર લડવૈઓ અને રાજદ્વારી બાબતમાં ચાલાક એના જેવો બીજો કોઇ નહોતો. રાજ્યમાં સઘળે સંતોષ અને સુલેહ પથરાઈ રહ્યાં હતાં, પણ આ સઘળી સુલેહ અને સુખનો અત ધાર્યા કરતાં વધારે જલદી આવ્યો.

ઇ. સ. ૧૭૨૫ માં દીલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીને રાણી પદ્મણીના રૂપ, ગુણ અને લાવણ્યતાનાં ઘણાં વખાણ સાંભળી, તેને મેળવવાના હેતુથી ચિતોડગઢ ઉપર ચડી આવ્યો. પ્રથમ તો તેણે પોતાની બાજી છુપી રીતે રમવા માંડી, શહેરમાં છુપા જાસુસો ફરતા કર્યા, અને ખરાબ ચાલની સ્ત્રીઓ મારફતે રાણી ઉપર સદેશા મોકલ્યા; પણ રાણી પદ્મણીની વર્તણુક વિષે વિચાર બાંધવામાં તે ઠગાયો હતો. તેણી પતિવ્રતપણાની મૂર્તિ હતી. છુપી રીતે કામ ચલાવતાં તેનું કાંઇ વળ્યું નહિ, ત્યારે તેણે ચિતોડ શહેરને ઘેરો ઘાલ્યો. બેઉ લશ્કર વચ્ચે મોટી લડાઈ થઈ રાત્રિ વખતે પણ કિલ્લા ઉપર હુમલા થતા હતા. રાજપૂતો જીત મેળવવાના કે લડાઇમાં માર્યા જવાના ઠરાવ ઉપર આવેલા હતા. અલ્લાઉદ્દીને ગંભીર

પ્રતિજ્ઞા લીધી હતી કે, "હું પદ્મણીને મેળવીશ યાતો રાજપૂતાણાના મુલકમાં મારો પ્રાણ છોડીશ." જેમ ચિતોડનો કિલ્લો મજબુત હતો, તેમ તેના લડનાર રાજપૂત સિપાઇઓ પણ ઘણા બળવાન હતા. દોઢ વર્ષ સુધી લડાઈ ચાલ્યા કરી, પણ અલ્લાઉદ્દીન ચિતોડ લઇ શક્યો નહિ. આ પહેલી વખતની લડાઇમાં શૂરા રાજપૂતોએ પોતાના પ્રાણુ અર્પી ચિતોડનું રક્ષણ કર્યું. અલ્લાઉદ્દીન લડવાથી કાયર થયો હતો અને સલાહ કરી ચિતોડ છોડી જવાને આતુર થયો, પણ પદ્મણીને ફરીથી એકવાર મેળવવાની તજવીજ કર્યા વગર તે પાછો ફરેતો તેની પ્રતિજ્ઞાને હાની પહોંચે એમ સમજી તેણે ભીમસિંહને કહાવ્યું કે,—"પદ્મણીને મને સોંપો તો હું ચિતોડનો ઘેરો ઉઠાવીને પાછો જાઉં અને વિશેષ બીજી જાગીરો પણ આપું."

પેહેલી લડાઇમાં રાજપૂતો ઘણા મરણ પામવાથી તેમની સંખ્યા ઓછી થઇ ગઇ હતી, તોપણ અલ્લાઉદ્દીનનાં આ વચનો તેમને બાણુ જેવાં લાગ્યાં. શૂરા રાજપૂતોનું લોહી ઉછળ્યું. તેઓએ આ બાબતની ચોખ્ખી ના પાડી અને ઘણા ધિક્કાર યુક્ત વિચારો કહાવી મોકલ્યા; પણ કામાંધ અલ્લાઉદ્દીનને આશબ્દો કશી અસર કરી શક્યા નહિ, તેમ બીજો કોઈ ઉપાય જ્યારે જોયો નહિ, ત્યારે તેણે વિનય પૂર્વક કહાવી મોકલાવ્યું કે,—"રાણી પદ્મણી તો મારી બેન છે. એવી પવિત્ર પતિવ્રતાનાં દર્શન કરી હું મને પોતાને ભાગ્યશાળી સમજીશ અને એની યાદગિરી તરીકે આપણે મિત્રતાના નાતાથી હવે પછી જોડાઇ રહીશું. માટે હું ફરીથી પણ એજ કહુંછું કે જો આપ તે પરમ સુંદરીનાં દર્શન માત્ર કરાવી દીયો તો તેટલાથી સંતોષ પામી, મારે સ્થળે પાછો ચાલ્યો જાઉં," અહાહા! વિષય અંધ માણસો કેવા મતિહિન હોય છે? અલ્લાઉદ્દીનની માગણી વિષે વિચાર ચલાવવાને રાજપૂતોની એક મોટી સભા ભરી, એક બીજાની સલાહ લેતાં અંતે ઠરાવ કર્યો કે;—બાદશાહ એક આરસીમાં પડેલા રાણી પદ્મણીના ચેહેરાનો આકાર જોવા કબુલ થાય તો તેમ કરવા દેવામાં કશી હરકત નથી. પણ તેણે એક બે માણસ સાથે આવવું જોઇએ." અલ્લાઉદ્દીને તેમ કરવાની હા પાડી. તે માટે એક દિવસ નક્કી થયો. લડાઈ બંધ કરવામાં આવી. આ વખતે વિશેષ ઓઝલ પડદાની રીત નહોતી; રાણીએ જ્યારે કેવળ દર્શન કરવામાં પોતાની કોઇપણ જાતની અપ્રતિષ્ઠા ન માની, ત્યારેજ તેણે તેની વિનતિનો સ્વીકાર કર્યો હતો; પણ ભીમસિંહ પોતાની રાણીનું મોઢું અસુર લોકોને જોવા દેવું એ પોતાની જાતને કલંક રૂપ ગણી શોકસાગરમાં ગોથાં ખાતો પલંગપર આળોટતો હતો, અને પાસે પદ્મણી પલંગને અઢેલીને ઉભી હતી. પોતાને માટે પતિ આટલા દુઃખી થાયછે, એમ જાણી પોતે દુઃખી થઈ, આંખોમાંથી ભીમસિંહથી છાનાં આંસુ પાડતી ને શોક કરતી જમણા હાથની ટચલી આંગળી ડોકપર મૂકી બોલી;—"મારે બદલે ગુલાબ હાસીનું મુખ આયના મારફતે દેખાડી બતાવીએ તો શું? ક્યાં એ ચ્હેરાને

ઓળખે છે ?" ભીમસિંહ કાંઈક ક્રોધાવેશથી બોલ્યો;–ના, ના. રાજપૂતો પોતાનું વચન કદી ઉલંઘીને પોતાની માતાની કુખને એબ લગાડતા નથી. કદી જીવ જાયતો શું ? ભલે તારૂંજ મુખ તેને જોવા દેવું, પણ જો કદી તે અસુર કાંઇ વધારે ઓછું બોલશે તો પછી હું છું. મરવુંતો એકજ વખત છે ને ?" આ પ્રમાણે પતિ–પત્ની વચ્ચે વિવેચન ચાલતું હતું. એવામાં બહારથી એક સિપાઇએ આવી ખબર આપ્યા કેઃ-" અલ્લાઉદ્દીન અને તેના બે માણસો બહાર આવી ઉભા છે." ભીમસિંહે પદ્મણીને કહ્યું;—કાંઇ ફીકર નહિ, ફક્ત બે માણસો સાથે છે. તેણે બે માણસ સાથે આવી માન આપ્યુ, તો આપણે પણ તેમજ કરવું એ મારો ધર્મ છે. પદ્મણી ધૈર્યથી બોલી;—પણ—" શું કામ લાગ ખુવો છો ? બે તરવારો અહી રાખોને ! બેને તમે મારશો તો એક એને તો હું પુરો કરીશ. પછી જન્મારાની પીડા પતી. આવો વખત શું કામ જવા દેવો ?" ભીમસિંહ તિરસ્કારની નજરથી બોલ્યો;—"ના—ના—પ્રિયા" "આપણો ધર્મ ચૂકી વિશ્વાસ ઘાત કરવો યોગ્ય નથી. તેમને અંદર લાવવા જાઉં છું. સાવચેત......" અલ્લાઉદ્દીન આવી બેઠો. પદ્મણીનાં આયના મારફતે દર્શન કરી મનમાં ઘણો પ્રસન્ન થયો અને વિનય પૂર્વક પોતાનો સતોષ જણાવી વળી નીકળ્યો. જતાં જતાં નમ્રતાની સાથે વાતચિત કરી પોતાને વાસ્તે લીધેલા શ્રમને માટે રાણાની ક્ષમા ચાહી; એટલુજ નહિ પણ તેણે એવો પણ એકરાર કર્યો કે આજથી આપણા વચ્ચેની મિત્રતા નિરતર નિર્મળ ભાવથી ચાલુ રહેશે. રાણાથી તેનાં આવાં છળભેદ વાળાં વચનો ન સમજાયાં ને તેને અતિ યોગ્ય જાણી, તેના તરફ તુરતજ પ્રીતિ ભાવમાં આવી ગયો. આગળ પાછળનો જરા પણ વિચાર કર્યો નહિ. એટલાથીજ સંતોષ ન પામી મિત્ર ભાવથી પોતે ફક્ત બેજ માણસો સાથે લઇ ગામના દરવાજા સુધી વળાવવા ગયો. દરવાજા પાસેથી તેણે રજા માગી. રજા આપતાં અલ્લાઉદ્દીન એકદમ ઉભો રહ્યો અને રજાલેતી વખતે એક બીજાનો હાથ મીલાવતા હોય, તેમ અચાનક એકદમ ભીમસિંહનો હાથ પકડયો. સાથેના માણસોની તેજ વલે થઇ અને જોતજોતામાં આસપાસથી પચાશેક તેના સિપાઈઓ દોડી આવ્યા. ભીમસિંહ સ્વપ્ન જાણવા લાગ્યો. ! દુષ્ટ માણસો પોતાની દુષ્ટતા બતાવ્યા વગર રહેતા નથી. અલ્લાઉદ્દીને પોતાની દુષ્ટ ધારણા પાર પાડવા ભીમસિંહને કેદ કર્યો અને જણાવ્યું કે, તારી પદ્મણી સ્ત્રી મને સ્વાધિન જ્યાં સુધી નહિ કરે, ત્યાં સુધી હું તને કેદમાં રાખીશ. આ સાંભળી ભીમસિંહ સ્તબ્ધજ બની ગયો. તેનાથી કાંઈ બોલીશકાયું નહિ.

ભીમસિંહનું વય આશરે ત્રીસેક વર્ષનું હતું. તેનો રંગ ઘઉં વર્ણો હતો, તેની બન્ને આંખો વેર લેવાને જાણે અધીરી થઇ ગઇ હોય, તેમ આમ તેમ ફરતી નજરે પડતી હતી. તે વિચાર સાગરમાં ગરક થઇ ગયો હોય તેમ જણાતું હતું.

તેણે ધાર્યું કે મને અહીં પકડી ક્યારના એ મુસલમાનો પદ્મણીને પણ પકડી લઈ ચાલતા થયા હશે. આહા ! પ્યારી ! શી તારી પતિ ભક્તિ ? તારા વિના હું શી રીતે જીવન ધારણ કરી શકીશ ? તારા વિના પ્રેમ વચનથી મને કોણ બોલાવશે ? અને દુઃખમાં દિલાસો પણ કોણ આપશે ? એમ વિચારતાં—અનાયાસે તેના મોઢામાંથી નીચના શબ્દો નીકળી ગયા,—

" મળુ શી રીતે ? . .........પડતાં.

વિયોગી રીબાઉં, શરીર દુઃખ દુર્દૈવ નડતાં;
હશે ક્યાં તું હસી ? મન રવડતી કે પ્રિય સ્થળે;
ખરે નિર્દોષી તુ નસિબહિણુ નારી કયમ મળે ! "

આંખોમાં આવેલાં અશ્રુ લુછી નાંખ્યાં. હવે શું ઉપાયો લેવા તેના વિચારમાં ગરક રહેવા લાગ્યો. ધીમેધીમે ભીમસિંહ કેદ પકડાયાના સમાચાર પવન વેગે રાજમહેલમાં પહોંચ્યા. આ વાત સાંભળમાંજ પદ્મણી જમીરપર ઢળી પડી શુદ્ધિમાં આવતાંજ બોલી,—ધિક્કાર છે મારા આવા રૂપને, મારા રૂપને ખાતર મારા પ્રાણુનાથને કેટલું બધું વેઠવું પડયું ? અહા ! એવું રૂપ શા કામનું કે જેથી બીજાને દુખ થાય ? અરે વિધાતા ! તેં પ્રથમથી આટલુ રૂપ મને બક્ષીસ ન કર્યું હોત તો હું નથી ધારતી કે મારા પ્રાણાધારપતિ દુષ્ટ નીચ બાદશાહના હાથમાં સપડાયો હોત ! અહાહા ! કોઈના દુઃખનું કારણ પોતે થઈ પડવું એવું રૂપ તે શા કામનું ? " એથી વિશેષ બોલી નહિ શકતાં આંખોમાં અશ્રુની ધારા પડવા લાગી; થોડીવારમાં અશ્રુ પાડતાં બધ રહી વિચાર કરવા લાગી કે;–" ઇચ્છા થાય છે કે પક્ષીની પેઠે પાંખ ધારણ કરી—પળમાં ઉડી શાહના તણુમાં પ્રાણુનાથ પાસે હાજર થઇ, તેને દુઃખમાં દીલાસો આપુ, પણ પાંખ ધારણ કરવાની મારામાં શક્તિ નથી તો હવે શુ કરૂં ?" ફરી આંસુ ટપકવા માંડયાં. ચપળ ચુપકી તેના કબજામાં ન રહેતાં છટકી ગઇ, ધીમે ધીમે બોલવા લાગી;—

" ગઇ આશા ચાલી મુજ હૃદયમાં જે ચમકતી,
ગઈતુટી દોરી જીવન ઉચ્ચ માર્ગે વિહરતી;
વિરામી વેરાને કદિ નહી મળે આશ ઝરણુ;
રહું અશ્રુ ખેરી હૃદય નહીં માને સુખ અણું."

જો કે ઉપલી કવિતા ધીમેથી બોલાઇ હતી, તોપણુ ખુલ્લાદ્વારમાંથી ચદા નામની દાસીના કાન સોંસરી નીકળી ગઇ, તેણે આ સાંભળી વિચાર કર્યો કે, આ પતિવ્રતા છે, સ્નેહમયી સ્ત્રી છે, તો વખતે નિરાશ થઇને આત્મઘાતિની થશે, તો ઘણું ખોટું ગણાશે. એમ ધારી એકદમ ગભરાતી ગભરાતી આવી બોહી;— અરે બાઈ ! આશું માંડી બેઠાં છો ? ભૂલી ગયાં કે શું ? ભૂલો કાં ? એક વખત

તમે પોતેજ મને શીખામણુ આપતાં હતાં કેઃ-દરેક મનુષ્યે સુખ અને દુઃખ પ્રસંગોમાં સમાન રહેવું જોઇએ. સુખ જોઇ હર્ષ પામવું ન જોઇએ અને દુઃખ વખતે ગભરાવું ન જોઇએ. માથે આવી પડેલું દુ.ખ ધીરજથી સહન કરવું. દુઃખ વખતે ધૈર્ય રાખી, ભલે અનેક પ્રકારની આપત્તિઓ આવી પડે, તોપણુ હીંમત ન હારતાં દઢમન રાખી રહેવું. દુનિયામાં સરજાએલા પ્રત્યેક પદાર્થને અંત છે, તેમ દુ.ખનો પણુ અંત આવ્યા વગર રહેશે નહિ. બ્હેની! જ્ઞાન બળની સાથે ધૈર્ય બળ રાખવાથી ઘણા લાભ છે. હવે ઘણો વખત થયો છે. માટે અંદર શય્યન કરો. સવારે શું કરવું તેનો નિર્ણય કરીશું. એમ કહી બંને જઈ સૂતાં, પરંતુ પદ્મણીને વિચારપર વિચાર આવતાં ઊંઘ આવી નહી. તે તો રૂદન કરવા લાગી. તેથી ચદ્દા જાગૃત થઈ પાસે આવી બોલી;-બાઇ! શું તમે ગાડાં થયાં કે? તમે મોટાં મોટાં પોથાં ફેરવી નાખ્યાં છે, તેનો સારતો આજ કે? વાહ! વાહ! શીખ્યાં તે પર પાણી કે? યાદ કરો, તમેજ કહેતાં હતાં કે;—

**भर्ताच रामो जनकः पिताच, गुरोर्बसिष्ठो सकलार्थ सिद्धः ॥**
**सुख मलभ्येत् क्षण मात्र सीता, दैवोवळी केवल मिश्वरेच्छा ॥**

રામચદ્ર જેવા પતિ, જનક વિદેહી જેવા પિતા, વસિષ્ટ જેવા ગુરૂ છતાં એક ક્ષણુ માત્ર પણુ સીતાને સુખ ન મળ્યું! દૈવ ઇચ્છા બળવાન છે. માટે બેન! શોક મૂક ને ચાલ, હું તારી પાસેજ સુઉછું. આટલો વખત પદ્મણી વિચાર કરતી મુગી બેઠી હતી. તે જાણે દુઃખ સાગર ઉતરવાને એક સુવિચાર રૂપી નાવ હાથ લાગ્યું હોય, તેમ જરા હર્ષના આવેશથી બોલી;—" શાબાશ! ચદ્દા શાબાશ! તુ જો પાસે ન હોત તો મને આડું વેતરી નાંખતાં વાર લાગત. નહિ સાંભળ! ઇશ્વિર ઇચ્છાએ મને એક નવીજ યુક્તિ સૂઝી છે. સાંભળ ધ્યાન દઇને—

" કરમની શી દશા બાઇ ( ૧ )
વ્યભીચાર કરે કામ, ડુબાવવું આમ નામ,
હાય! હાય! જીવ જરૂર જાય અકળાઇ.-કરમની૦
ઠગવો જરૂર ઠાલો, થઈ જાય કાલો કાલો,
ઠામ ઠામ જરૂર થાય આપ સવાઈ. --કરમની૦
મીઆના મગાવો મોટા, કરો હવે ડોળ ખોટા;
નામ, નામ, શીવ જરૂર થાય સુખદાઈ.—કરમની૦
ગજાવર તણુ તાણી, મળવું છે મારે રાણી;
બાર બાર થઇ જરૂર જશે નીકળાઇ. —કરમની૦

એમ કહી બોલી;—એક બહાદુર સિપાઇને ત્યાં મોકલવો કે તે અંદર પહોંચી જાય અને તે લૂચ્ચા અલ્લાઉદ્દીનને જણાવેકે—અમારી બાઇ તમોને શરણુ થવાને કબુલ છે, પણુ તેના હોદ્દા પ્રમાણે આખા શહેરની મુખ્ય મુખ્ય સ્ત્રીઓ

વળાવવાને આવશે. માટે તેમને બેસવા વાસ્તે સાતસો મ્યાનાઓ મોકલો.–મ્યાનાઓ આવશે, એટલે તેમાં સ્ત્રીઓને બદલે ચિતોડના બહાદુર લડવૈયાઓને દરેકની અંદર બબ્બે એ રીતે બેસાડી દઇશું અને અમો ત્યાંથી યુક્તિ કરી નાશી જઈશું—બોલ, આ યુક્તિ તને પસદ પડેછે ? ચદા આશ્ચર્ય પામી બોલી; વાહ ! વાહ ! ઠીક યુક્તિ શોધી કહાડી. આ તમારી ધારણામાં તમે ખરેખર ફતેહ પામશો. " ઇશ્વર તેમાં તમને પુરતી સહાય કરો. " એમ કહી બન્ને જણીઓ અંદર જઈ સુઇ રહી.

પદ્માણી ઘણી ચતુર અને હિંમતવાન હતી. તે પ્રભાત થતાં ઉઠી રાણો લક્ષ્મણસિંહ હજુ નાનો છોકરો હતો. ભીમસિંહના પુત્રો પણ નાના હતા. ભીમસિંહના કેદ થયા પછી લશ્કરની સરદારી પદ્માણીના ભાઇ ગોરાસિંહને મળી હતી અને રાજ્યની સઘળી લગામ પદ્માણીના હાથમાં હતી. તેણે પોતાના ભાઈ, કાકા, સરદારો, યોદ્ધાઓ અને રાજકુમારોની સભા બોલાવી. રાણાજીને કેવા ઉપાય અને યુક્તિથી છોડાવવા, શહેરનો બચાવ કરવા શું કરવું અને પોતાને પણ કોઈ જાતની અપ્રતિષ્ઠાનો ડાગ ન લાગે એ માટે શું કરવું એ સર્વ વિષે સલાહ પૂછી. આખર પદ્માણીએ જે યુક્તિ કરી રાખી હતી તેજ સર્વને પસદ પડી. આ ઠરાવ નક્કી કર્યા પછી પદ્માણીએ શાહને કહાવી મોકલ્યું કે;—" તેના સાથે તેની થઇ દિલ્હી જવા કબુલ છે; પરતુ પોતે છાવણીમાં આવ્યા પછી જો શાહ રાણાજીને બંધનથી મુક્ત કરે તોજ. તેમજ મારી કેટલીક સખીઓ, દાસીઓ અને શેહેરની મુખ્ય મુખ્ય સ્ત્રીઓ જેઓ મને પ્રિય છે, તેઓ મને છેવટ વળાવવાને છાવણીમાં આવશે, તેમને છાવણીમાં કોઇ પણ પ્રકારે અડચણ આવવી ન જોઈએ અને તે માટે સાતસો મ્યાના મોકલવા " આ માગણી શાહે હર્ષના પૂરજોશથી માન્ય કરી. તેને માટે તથા તેની સાહેલીઓના ઉતારા માટે ઉંચા પ્રકારના તંબુઓ ખાલી કરાવ્યા તથા લશ્કરમાં પણ શાંતિનો સખ્ત હુકમ ફેરવ્યો— અને મનમાં ઘણુંજ મલકાતો મળવાને આતુર થઇ રહ્યો.

સતી પદ્માણી બુદ્ધિશાળી, હિંમતવાન અને ખબરદાર હતી. તેને પોતાના પ્રાણ કરતાં પણ પતિવ્રત વધારે વહાલું હતું. તે પોતાના પ્યારા પતિને છોડાવવા પ્રાણની પણ દરકાર રાખ્યા વગર સર્વ પ્રપંચ રચી તૈયાર થઈ. સાતસો મ્યાના— પાલખીઓ આવી. એકમાં પોતે પુરૂષનો પોશાક પહેરી, કટાર અને તરવાર ધારણ કરીને પોતાની દાસી ચંદા સાથે બેઠી. દરેક પાલખીમાં ચુંટી કાઢેલા બબ્બે યોદ્ધાઓને સાથે સજ્જ થઈ બેસાડયા. પાલખી ઉપાડવા આઠ આઠ ભોઇના વેશમાં પણ શૂરવીર ક્ષત્રિયોજ હતા. તેમના હથિયારો પણ પાલખીમાંજ હતાં. તેમની સાથે તેઓનો સરદાર ગોરાસિંહ અને પદ્માણીનો માત્ર બાર વર્ષની ઉમ્મરનો કુંવર બાદલ પણ હતો. રાણી પદ્માણીનો મ્યાનો સર્વની વચ્ચે રાખવામાં આવ્યો હતો.

ને તે મ્યાનાની ઓળખાણ તે ઉપર ફરકતી લાલ ધ્વજાથી થતી હતી. દરેક મ્યા-
ઉપર પડદા નાખી બંદોબસ્ત કર્યો હતો. શાહ રાણીને આવતી જોઇ હરખાત
હતો. તેના મનમાં જરાપણ શકા નહોતી. પાલખીઓ કાંઇ પણ હરકત વગ
છાવણીમાં જ્યાં ઉતારા માટે તણુઓ હતા ત્યાં આવી. સાહેલીઓ તણુમાં દાખ
થઈ ગઈ. અલ્લાઉદ્દીન પદ્મણીની પાલખી અદર આવેલી જોઈને તેણીને મળવ
આતુર થયો, પણ તેણીએ ચદાને મોકલી કહાવ્યુ કે—"અરે શાહ!
હવેથી તમારી થવાને આવીછું. હુ હવે મારા પતિને ફરી કદી જોવાની નથ
માટે આ છેવટ મને તેની સાથે અરધો કલાક મળવાની રજા આપો અને તે
કેદથી મુક્ત કરો. હુ તેની મુલાકાત લઇને પછી આપની સેવામાં હાજર થઈશ.
શાહે આનદના વેગમાં આવી જઇ, કશો વાંધો નહિ લેતાં ભીમસિંહને મળવા-
રજા આપી. પદ્મણીને શત્રુની છાવણીમાં આવેલી જોઇ ભીમસિંહ બોલ્યો;—
"આં શું છે? તું કેમ અહીં આવી? પદ્મણીએ કહ્યુ;—નાથ! ચૂપ રહે
હવે વખત ખોવાનો નથી, આપણે નાશી જવા માટે સર્વ ગોઠવણ થઈ ગઈ છે
ચાલો, વહાલા પ્રણુ સત્વર ચાલો." એમ કહી અગાઉથી સકેત કર્યા પ્રમાં
એક હલકા મ્યાનામાં ભીમસિંહ, પદ્મણી અને ચદા બેસી ગયાં. ચૂંટી કહાડેલ
ભોઇઓ તે ઉપાડી ઉતાવળા રસ્તે પડયા અને ઝડપથી ચાલી શહેરમાં પહોંચ
ગયાં. ચોકીદારોને તેમને અટકાવવાનો વખત મળ્યો નહિ, તેઓ વીજળી વે
ગુમ થઈ ગયાં. શાહ અરધો કલાક પછી રાણી પદ્મણી મારી થશે ને તેની સા
વિલાસો ભોગવીશ, વગેરે તુરંગો રચી, હવામાં મહેલો બાંધી રહ્યો હતો. તેવા
હથિયાર સજ્જ કરીને ઉભલા ક્ષત્રિઓ એકદમ તેમની તરફ ધસ્યા આવત
જોઈને શાહ ચમકી એકદમ જીવ લઇ નાઠો. ક્ષત્રિઓ હર! હર! માહાદેવ
પોકારી શાહના લશ્કર ઉપર તુટી પડયા, કાપા કાપી ચાલી. શાહના લશ્કરમ
ભગાણુ પડયુ ને મરતાં મરતાં બચ્યા તે પાછે પગે નાશી ગયા. શાહ પણ
જીવ બચાવી છુપી રીતે મહા મુસ્કેલીથી નાશી છુટયો રાણી પદ્મણી છળકપટ કર
નાશી ગઇ અને પોતાનું ઘણુ લશ્કર કાપી નાખી બહુ નુકશાન કર્યું; વગેરે
પોતાને નામોશી લાગેલી જોઇને શાહ વધારે ઝનુનમાં આવી ગયો. ચિતોડ ઉપ
ફરીથી ચઢાઈ કરવાની ભારે તૈયારી કરવા લાગ્યો. એક સ્ત્રીએ નશાડી તેનું ના
કાપી લીધેલુ, તેની તેને ઘણી શરમ લાગી હતી. તેથી આ વખતે ઝનુનનો ભ
વેર વાળવાને તૈયાર થયો હતો.

ઈ. સ. ૧૩૦૫માં અલ્લાઉદ્દીન ફરી ચિતોડગઢ ઉપર ભારે લશ્કર લા
આવ્યો, બહાદુર રાજપુતો પણ તેને સામે તૈયાર થઈ ઉભા. જોસમાં લડાઈ ચાલ
શાહના ઘણા લશ્કરને ક્ષત્રિયોએ પોતાની વીરતાથી સપાટામાં કાપી નાંખ્યું, પણ
તેમણે વિચાર્યું કે આપણું લશ્કર ઘણુ કપાઈ ગયું છે અને દુશ્મનનું લશ્કર હજ

ઘણું છે. માટે આપણે જીતી શકવું મુશ્કેલ લાગે છે. એમ વિચાર કરી છેવટ અપકીર્ત્તિ વહોરી કુતરાં મીસાલે મરીને નિંદાને સ્વાધીન થવા કરતાં, તરવાર હાથમાં લઈ રણ સંગ્રામમાં કપાઇ મરવું એજ ક્ષત્રિયોને શોભા આપનાર છે, એવો દૃઢ નિશ્ચય કર્યો. કિલ્લામાં એક પ્રચંડ અગ્નિ પ્રજ્વલિત કર્યો, તેમાં પદ્મણીએ અગ્નિજ્વાળાને સાતવાર પ્રદક્ષિણા કરી પ્રથમ પોતે પ્રવેશ કર્યો અને તેનું જોઇ બીજી સર્વ સ્ત્રીઓ પણ અગ્નિમાં કૂદી પડી પોતાના પ્રાણ આપ્યા. ક્ષત્રિયો કેશરિયા વાઘા પહેરી શાહના લશ્કર ઉપર મરણિયા થઇ તુટી પડયા અને શાહનું ઘણું લશ્કર કાપી નાંખી ત્રાહે, ત્રાહે, પોકરાવી અંતે મરણ પામ્યા. શાહે કિલ્લામાં આવી જોયું તો એક મહાચિતા શહેર વચ્ચે સળગી રહીછે! તેમાં પદ્મણી અને બીજી સર્વ ક્ષત્રાણિયો પોતાના પ્રાણની આહુતિ આપી ગઇછે. શાહ આ દશા જોઇને પોતે જેને માટે આટલો બધો પ્રયત્ન કરેલો અને દુઃખી થયેલો; તેમાં નિષ્ફળ થયેલો જોઈ હાય મારી નિરાશ થયો. વળી માન ભંગ થવાથી ક્રોધે ભરાઈ સઘળા મહેલ અને હવેલીઓને લૂટી લઈ તોડી પાડવાનો હુકમ કર્યો. કેટલાંક નિરપરાધી ગરીબ માણસોને પણ મારી નાંખ્યાં, પદ્મણી જેને માટે પોતાને આદર હતો. તેનોજ મહેલ તોડાવી નહિ નાંખતાં આબાદ રહેવા દીધો હતો. જેની નિશાની અદ્યાપિ જોવામાં આવે છે. અહો! એક રૂપવંતી સ્ત્રીને માટે રાજપાટ, કુળ અને હજારો પ્રાણીઓના પ્રાણ ગયા! ખરેખર આ સંસારમાં જર, જમીન અને જોરૂ એ ત્રણજ ઉપદ્રવનાં કારણો છે અને તેને લઇનેજ વખતે મોટી પાયમાલી થાય છે. જે સ્થળે રાણી પદ્મણી બળી ભસ્મ થઇ, તે સ્થળ આજે પણ રાજપૂતાનામાં એક પવિત્ર અને તીર્થ રૂપ ગણાય છે. ત્યાં એક મંદિરની અંદર પદ્મણી મહાસતીની મૂર્ત્તિ 'દેવી' તરીકે પૂજાય છે. અહો! પદ્મણી! તું લોભ કે લાલચમાં નહિ લપટાતાં પતિવ્રત જાળવી રહી; એટલુંજ નહિ પણ તેં પ્રાણની પણ દરકાર રાખ્યા વગર હીંમત અને યુક્તિથી પતિને કેદમાંથી છોડાવી એક ખરી બહાદુર પત્ની તરીકે તારો ધર્મ બજાવ્યો અને છેવટ પર પુરૂષને હાથ નહિ જવાને કારણે અગ્નિમાં પ્રાણની આહુતિ આપી પૃથ્વીમાં પ્રખ્યાત્ થઇ ગઈ છે. ધન્ય છે તને !!!



# ત્રિમૂર્ત્તિ.



આ ભારત વર્ષની પ્રખ્યાત્ આર્ય મહિલાઓમા ઉજવળ ઉદાહરણમાં ચિતોડની ત્રણ પતિવ્રતા વીરસ્ત્રીઓનાં વૃત્તાંતો પણ જાણુવા જોગ છે. આ ત્રિમૂર્ત્તિ એકજ કુટુંબની હતી, ત્રણે સ્ત્રીઓએ અદ્દભૂત બહાદુરી બતાવી આપી છે તેમાં પહેલી કર્મદેવી તે રાજમાતા, કર્ણાવતી તેની પુત્રી અને કમળાવતીએ પુત્ર વધૂ હતી. જ્યારે આજથી આશરે ત્રણુસો વરસ પર અકબરબાદશાહ ચિતોડઉપર ચઢી આવ્યો અને પોતાના બાહુ બળથી જયારે જયમલ્લ વગેરે રાજાઓને પરાજય કરી ચિતોડ સ્વાધીન કર્યું, ત્યારે રાજ્યમાં મોટી ગડબડ થઈ રહી હતી. ચિતોડ વિધર્મીઓને હસ્તગત જવાથી આ પ્રસંગે ઉપલાં વીરકુટુંબે રાજ્યના રક્ષણ માટે અથવા કહો કે પોતાના અક્ષય યશ માટે મોગલ લશ્કર સામે લડવા નિશ્ચય કર્યો હતો. ક્ષત્રિપુત્ર પૂત, સોળ વર્ષની તરૂણ વયનો પણ મહા પરાક્રમી હતો. તે કુમારે આ પ્રસંગે પોતાની માતાને, ભગિનીને કે પત્નીને કશી પ્રેરણા કરી નહોતી, પણ કુમાર જ્યારે રણાંગણમાં જવાની રજા લઇ વિદાય થયો, ત્યારે પોતાની ફરજ ગણીને પાછળથી તેઓ સજ્જ થઈ, શત્રુઓની સામે ઢાલ રૂપે ઉભી હતી. પ્રથમ પૂત અને મોગલ સેના વચ્ચે મોટુ યુદ્ધ થયું. તેમાં પૂતના લશ્કરે જબરો હાથ કર્યો; કારણ કે પહેલી ત્રણે વીરનારીઓ લશ્કરી પોશાક પહેરી તેની સહાયમાં કામે લાગી હતી. તેમની ગોળી ફેંકવાની ચતુરાઇ જોઈ અકબરબાદશાહ આશ્ચર્ય પામ્યો ને રાજપૂતાણીઓનું બળ પરાક્રમ જોઈ તેનાં વખાણ કરતો ભવિષ્યને માટે ચિંતા કરવા લાગ્યો. તેણે પોતાના ઘણા સિપાઈઓ માર્યા જવાથી તથા નાશી જવાથી કોઈ પણ પ્રકારે એ ત્રણે સ્ત્રીઓને પકડવા નિશ્ચય કરી, ઇનામ જાહેર કર્યું. પણ એ પ્રયત્ન પાર પડયો નહિ; કેમકે તે વેળા તેની ઇચ્છાનો ઉપયોગ કરનારા પુરતાં માણસોજ પાસે નહોતાં; તથાપિ ધીરેધીરે મોગલ લશ્કર જોશમાં આવ્યું, ને પૂતની બેન કર્ણાવતી શત્રુના ઘાથી ઘાયલ થઈ નીચે પડી. રાજમાતાએ આ પ્રકાર પ્રત્યક્ષ જોયો પણ ધૈર્યધરી, પોતાના કામમાંથી પાછી હઠી નહિ. થોડી વારે બીજી ગોળી પૂતની પત્ની કમળાવતીના પગમાં લાગી, તેથી તે જખમી થઇ; તોપણ થોડીવાર પોતાના બાહુ બળનું કામ કર્યા કર્યું છેવટ તે તેમજ વીરમાતા કર્મદેવી ઘાયલ થઇ નીચે પડયાં. આ રીતે પુતની માતા, બેન તથા પત્નીની સ્થિતિ થઇ, પરંતુ કુમાર પોતાના કાર્યમાં સાવધાન રહી, મોગલ ફોજને હરાવ્યા પછી પોતાની માતા તથા પત્ની પાસે ગયો. જોયછે તો તે સર્વ અવાચક

પડ્યા હતાં. પ્રેમથી સર્વેના મસ્તક પર હાથ ફેરવીને આશ્વાસના કરવા લાગ્યો, કમળાવતીએ પતિની લાસ જોઇ પ્રાણ ત્યાગ કર્યો અને કર્ણદેવીએ અવાચક હતાં, પુત્રને યુદ્ધ કરવાની ઇસારત કરી આંખો મીંચી સ્વર્ગ વાસ કર્યો.

વીરબાહુ પુત્રે માતાની ઇચ્છા માથે ચડાવી ક્ષત્રિ ધર્મ બજાવવા નિશ્ચય કર્યો. એટલામાં શત્રુઓનું બળ એકદમ વધ્યું અને તેને ત્યાંથી બહાર નીકળવાની ફરજ પડી. અંતે તે આ વખતે પરાજય પામ્યો અને તેનું મરણ થયું. ખરે પ્રસંગે આર્ય રાજાઓની પેઠે આર્ય રાજપૂતાણીઓ કેવાં પરાક્રમનાં કામો કરતી અને બાળરાજાની મદદે જઇ રાજ્યનો બચાવ કરતી, વગેરે શિક્ષણ આવા ચરિત્ર ઉપરથી મળી શકે છે; એટલુંજ નહિ પરંતુ કેટલીક બહુ બીકણ, નિર્બળ, નાહિંમત અને કેવળ મોજ શોખમાં પડેલી સ્ત્રીઓને પણ તેથી થોડો ઘડો મળતો નથી. એ રીતે એ વીર સ્ત્રીઓ અમર યશ રાખી પ્રખ્યાત થઈ ગઇ છે. ધન્ય છે તેમને !!!

## શીવા.

આ પવિત્ર મનવી શીવા દેવી બંગાલામાં આવેલા જેસોરના રાજા પ્રતાપાદીત્યની રાણી હતી. તે મહા રૂપ સુંદર, ધૈર્યવાન, ચાલાક, હિંમતવાન, ધાર્મિક, નીતિ નિપુણ, બુદ્ધિશાળી સત્યવાદી, પતિવ્રતા, અને મહા બહાદુર હતી. પોતાના ઉત્તમ સદ્ગુણવડે તે પતિ અને તેના આખા કુટુંબની પ્રિય થઈ પડી હતી; એટલુજ નહિ પણ સૌ તેને દેવી કહીનેજ બોલાવતા હતા. કહે છે કે, એ દેવીએ કુળસ્થાપકને એક પ્રસંગે એવું જણાવ્યું હતું કે;-“ તારા કુટુંબમાંથી સદ્ગુણ અને ભલાઇનો અંત આવશે નહિ, ત્યાં સુધી હું તમને છોડી જવાની નથી. તારા મહેલના મંદિરમાં મૂર્તિ છે, તેનું મુખ આડું ફરશે, ત્યારે હું તારા કુટુંબને છોડી ગઇ છું એમ સમજવું. ”

પ્રતાપાદિત્ય હિંમતવાન, બળવાન, બહાદુર અને ચાલાક હતો. પણ તે આગળ જતાં દુષ્ટ સ્વભાવનો નીકળ્યો. તેણે પોતાની આસપાસના સઘળા તોફાની લોકોને એકઠા કરી એક મોટું લશ્કર ભેગું કર્યું. જુદાં જુદાં શહેરોમાં લૂટફાટ અને જોર જુલમ ચલાવવા માંડ્યો તથા આસપાસના સરદારો પાસેથી બળાત્કારે ખંડણી લેવી શરૂ કરી. પોતાના લશ્કરમાં પોર્ટુગીઝ ચાંચીઆઓ તથા ‘મગ’ નામે ઓળખાતા લુટારાઓને જોડી તેઓને સઘળી તરફ લૂટફાટ કરવાને મોકલતો. આગળ જતાં તે એવો તો બળવાન થઈ પડ્યો, કે શહેનશાહ અકબરનો વૉયસરાય પણ તેને શિક્ષા કરી શક્યો નહિ. તેણે શહેનશાહને ખંડણી આપતાં ના પાડી અને તેની સત્તા પણ કબૂલ રાખવાની દરકાર કરી નહિ. બાદશાહથી સંતોષ

નહિ પામતાં તેના વૃદ્ધકાકા બસંતરાયનું કાસળ કાઢવાનો તેણે વિચાર કર્યો, કેમકે તે વૃદ્ધ સરદારને તેના ઉત્તમ ગુણુથી સૌ માન આપી ચાહતા હતા. તેથી ભય લાગ્યો કે, રખેને તેને ગાદી ઉપર બેસાડવાની ગોઠવણુ કરવામાં આવે. તેમ થતું અટકાવવા માટે તેના આખા કુટુંબને મારી નાખવાનો નિશ્ચય કર્યો હતો.

રાણી શીવા દેવી તેનો આ પાપી વિચાર જાણી ઘણી દીલગીર થઇ અને તેને સમજાવવાને ઘણો પ્રયત્ન કર્યો, પણુ તે સઘળું વૃથા જતાં, તેણીએ તેને એવુ ખુની કામ કરતાં અટકાવવા માટે એક બહાદુરી ભરેલુ પગલું ભરવાનો નિશ્ચય કર્યો. એ વખતે બંગાલામાં એવો રિવાજ ચાલતો હતો, કે કોઇ કુળવાન સ્ત્રી પોતાના કોઇ મહાભારત કામમાં શૂરવીર પુરૂષની મદદ મેળવવાની ઇચ્છા કરે, ત્યારે તેણી પોતાનું કકણુ કોઇ જાણીતા પરાક્રમી પુરૂષ ઉપર અથવા યોદ્ધાઓની સભામાં મોકલે. ત્યાં હાજર રહેલો કોઇ પણુ બહાદુર નર ઉંચકી લે, તો તે પોતાનુ મરણુ થતાં સુધી તેણીનો હુકમ માથે ચડાવી તેણીની તરફથી લડત ચલાવવાની પ્રતિજ્ઞા લે રાણીશીવાદેવીએ આ રિવાજનો લાભ લેવા નિશ્ચય કર્યો. પછી એક દિવસે રાજા પ્રતાપાદિત્ય દરબાર ભરી બેઠો હતો. તે પ્રસગે તેણીની એક દાસીએ રાજસભામાં દાખલ થઈ સઘળાની અજાયબી વચ્ચે સભાની મધ્યમાં રાણીનું કકણુ ફેંકયુ. સભાજનો આશ્ચર્ય પામી રાજા તરફ ઈન્તેજારીથી જોવા લાગ્યા, પણુ તે શાન્ત બેશી રહ્યો છેવટે તેના લશ્કરનો સરદાર અને રાણીનો ભાઇ ઉભો થયો અને કકણુ તરફ જઇ, તે ઉચકીને રાજા તરફ જોઇ બોલ્યો;—" આ કકણુ આપણી રાણી તરફથી આવેલુ છે, તેણીને કયા કામમાં મદદ જોઇએ છીએ તે હુ જાણુતો નથી, પણુ તેણીની તરફથી તે આવેલું હોવાથી આપણા બહાદુર રાજા—તેણીના સ્વામીએ તે કબુલ રાખવું જોઇતું હતું; પણુ તે ચૂપ બેસી રહ્યા છે અને કકણુ ઉચકવાની મરજી પણુ બતાવતા નથી, તેથી આ સભામાં બહાદુર નરોની ખોટ છે એવું કહેવાને લોકોને બહાનું મળે નહિ, તે માટે હુ તે ઉંચકી લઉ છું અને મારૂ મરણુ થતા સુધી તેણીની તરફથી લડત ચલાવવાની પ્રતિજ્ઞા લઉ છુ. "

આ સાંભળી રાજા પ્રતાપાદિત્યે ભવાં ચડાવ્યાં, પણુ કાંઇ બોલી શકયો નહિ. પછી દાસીએ મોટે અવાજે જાહેર કર્યું કેઃ—" રાણી શીવાદેવીનું કકણુ જે શૂરવીર ઉચકી લે, તેણે રાજા બસતરાય અને તેના કુટુબનું રક્ષણુ કરવું, એવી ફરમાશ તેણી તેને કરે છે. ' આ સાંભળી રાજા તુરતજ દરબાર બરખાસ્ત કરી પોતાના મહેલમાં ગયો. ત્યાં જઈ રાણીને તેડાવી પોતાના વિચારને અનુસરતી કરવાને બનતા સઘળા ઉપાયો કર્યા, પણુ રાણી એકની બે થઇ નહિ. તેણીએ જણાવ્યુ કેઃ—" હુ તમોને આવું અઘોર પાપ કદી પણુ કરવા દઇશ નહિ. " રાજાએ આવો મામલો જોઇને અંદરથી દગા ફટકા વડે પોતાનું કામ પાર પાડવાની બાજી રચવા માંડી. રાજા બસતરાય જેસોરથી કેટલાક મૈલ દૂર એક

કિલ્લામાં રહેતો હતો. તેને પ્રતાપાદિત્યે પોતાને ત્યાં તેડાવ્યો. તે વિષે રાણીને શક પડયો. તેથી તેણીએ તે વૃદ્ધ રાજાને તેડાવવાની એવી સરતે રજા આપી કે;—"તેના પુત્રને સહીસલામત તેણીને સ્વાધીન કરવામાં આવે." વૃદ્ધ રાજા જેસોર તરફ ચાલ્યો, પણ માર્ગમાં પ્રતાપાદિત્યના મારાઓએ તેને મારી નાખ્યો. તેનું કુટુંબ પણ ભયથી તળાવમાં ડુબી મરણ પામ્યું. માત્ર એક બસતરાયનો પુત્ર રાણી શીવાદેવીના હવાલામાં હતો તે બચી ગયો. રાણી શીવાદેવીએ પતિના આકૃત્ય માટે વહેમલાવી તેને ઘણો ઠપકો આપ્યો અને પોતે ઘણી નિરાશ થઈ ઉદાસ રહેવા લાગી. તે વખતો વખત પોતાના પતિવ્રતાના ધર્મ પ્રમાણે પતિને અવળાં કૃત્યોથી દૂર રહેવા ઘણુ ઘણુ કહ્યા કરતી, ઉપદેશ આપતી, પણ તે સઘળું પથ્થર ઉપર પાણી રેડવા જેવુ થતુ. તે ઘણો અહંકારી અને મદનો ભરેલો હતો, તેનો અહંકાર તોડવાને દિલ્લીના બાદશાહ અકબરે પોતાના મોટા સરદાર રાજા **માનસિંહને** મોટી ફોજ સાથે મોકલ્યો. તે ગંગાનદીને કાંઠે આવ્યો અને બગાલાના સરદારોની મદદ લઇને જેસોર તરફ આવ્યો. ફરમાન સાથે એક દુતને રાજા પ્રતાપાદિત્ય પાસે મોકલ્યો. પ્રતાપે તે ફરમાન હાથમાં લઇ ફાડી નાખ્યું અને દુતને ધિક્કારીને કાઢી મૂકયો. આ ઉપરથી બેઉ પક્ષ વચ્ચે લડાઇ જાગી. પ્રતાપાદિત્યે પોર્ટુગીઝ ચાંચિયાઓ અને 'મગ' લુટારાઓને પોતાની મદદે બોલાવ્યા હતા, તે સિવાય પોતાનું મોટું લસ્કર હતુ. લડાઇ સવારથી સાંજસુધી ચાલી, તેમાં પ્રતાપાદિત્યને ફતેહ મળવાની વકી હતી. તેટલામાં એકાએક તેના લસ્કરમાં ફાટફુટ થવા લાગી અને સિપાઇઓ બધી તરફથી લઢાઇની હાર છોડી નાસવા લાગ્યા. તપાસ કરતા જાણવામાં આવ્યુ કે,—"રાણી શીવાદેવી ચાલી ગઇ છે." રાજા આ શબ્દોનો ભાવાર્થ નહિ સમજતાં પોતાની રાણીનું મરણ થયુ છે કે કેમ? તે વિષે સવાલ કર્યો, પણ કોઇએ તેને જણાવ્યું કે:—"મહારાજા! આપણી મહાન્ દેવી ચાલી ગઈ છે."

શીવાદેવીના સંબંધમાં ત્યાં કેવી વાત ચાલતી હતી, તે વિષે પ્રથમ ઇશારો કરવામાં આવ્યો છે. "તેણી ચાલી ગઈ છે." એવી અફવા ઉડી રહેતાં ને વાર લશ્કરીઓ વિજય મેળવવાની સઘળી આશા છોડી દઇ ચોગરદમ નાશ ભાગ કરવા લાગ્યા. રાજા પણ તે અફવા સાંભળતાં હિંમત છોડી દઇ દીગ્મુઢ થઈ ઉભો તેની આવી સ્થિતિનો લાભ લઈ મોગલ સિપાઇઓની એક ટુકડીએ તેનાપર તૂટી પડી થોડા વખતમાં તેને કેદ કરી લીધો. બાદશાહના લશ્કરને આ પ્રમાણે ફતેહ મળેલી જોઈ રાજા માનસિંગ શહેર તરફ ચાલ્યો, પણ શહેરને અચ્છી રીતે બચાવની સ્થિતિમાં મેલેલું જોઈ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહી. તપાસ કરતાં તેને માલુમ પડયું કે, બહાદુર રાણી શીવાદેવી લશ્કરની સરદારી પોતાના હાથમાં લઇને પોતાના મુલકનું છેવટ સુધી રક્ષણ કરવાનો ઠરાવ કરી બેઠેલી છે. માનસિં-

હે એક દુત મોકલી તેણીને કિલ્લો છોડી દેવાનું કહેવડાવ્યું, પણ જવાબમાં તેણીએ જણાવ્યું કે;—" મારા તરફની કેટલીક શરતો કબુલ રાખવામાં આવશે નહિ; ત્યાં સુધી હું કિલ્લો છોડી દેવાની નથી હું જાણુંછું કે શહેનશાહના લશ્કરની સામે કિલ્લાનો બચાવ કરવામાં નાહક લોહી રેડવા જેવું છે, પણ રાજા માનસિંહ એક રાજપૂત તરીકે મને વચન આપશે, કે મારા શહેરમાં કોઇ પણ પ્રકારની લૂટફાટ ચલાવવામાં આવશે નહિ, તો કોઇ પણ પ્રકારનો વાંધો લીધા વગર હું મારો કિલ્લો તેને સ્વાધિન કરીશ. બીજી શરત એછે કે;—**એક હિંદુ તરીકે તેણે એક હિંદુ સ્ત્રીને તેણીનો પતિ જીવતો હોય, તો તેની પાછળ જવાની રજા આપવી.** આ શરતો તે કબુલ રાખશે નહિ, તો અમે મરણિયા થઇને છેવટ સુધી લડીશું." રાજા માનસિંહ ડાહ્યો, બહાદુર અને ચતુર હતો. તે રાણીની બહાદુરી, હિંમત, ડહાપણ અને પાતિવ્રત્ય જોઇને અજાયબ પામ્યો. તેની સર્વ શરતો ખુશીથી કબુલ રાખી. તે રાણીને મળી ઘણો ખુશી થયો અને તેણે તેનાં ઘણાં વખાણ કર્યાં. શહેર આબાદ રહ્યું. પ્રજા ઘણી ખુશી થઇ. રાણીની નેકી માટે સર્વ ધન્યવાદ આપવા લાગ્યાં. રાણીને રાજ સોંપી માનસિંગ પ્રતાપાદિત્યને કેદ કરી દિલ્લી લઈ જવા તૈયાર થયો, પણ રાણીએ પોતે કહેલી શરત પ્રમાણે ચાલવાની માગણી કરી, પોતે પણ પોતાના પતિ સાથે એક કેદી તરીકે દિલ્લી જવાને નીકળી; પરંતુ માર્ગમાં કાશી—બનારસ આગળ રાજા પ્રતાપાદિત્ય મરણ પામ્યો. તેથી તેણી પોતાના પતિનું શબ ખોળામાં લઇ ચિતામાં બળી સ્વર્ગે સિધાવી ! !

## મેના.



આ પવિત્ર મનની પતિવ્રતા વીરસ્ત્રી બિહાર પ્રાંતની અંદર બક્સર શહેરની પાસે આવેલા આરગાલના રાજા ગૌતમની રાણી હતી. એ મહા રૂપ સુંદર, બુદ્ધિવાન, હિંમતવાન, નીતિવાન, દયાળુ, પતિવ્રતા અને શૂરવીર હતી. તે ગરીબ ગરબાં વગેરે નિરાશ્રિત લોકોને અન્નવસ્ત્ર વગેરે આપી સંતોષતી, નિર્જળ સ્થળે વાવ કુવા ખોદાવતી અને ધર્મસ્થાનો તથા વિદ્વાનોને આશ્રય આપતી. રાજ કાર્યમાં પતિ સાથે સામેલ રહી જે રીતે પ્રજા સુખી થાય તેમ કરતી; વગેરે રાણીના ઉત્તમ ગુણો જોઈ રાજા તેના ઉપર પ્રીતિ રાખતો હતો; તેમ પ્રજા પણ તેણીને ઘણી ચાહતી હતી. આ રાણીની પ્રખ્યાતિ ઘણી હતી. રાજાગૌતમ ઘણો બહાદુર, ચાલાક, બુદ્ધિવાન, ધાર્મિક, નીતિવાન અને રાજ્યનીતિમાં ઘણો કુશળ હતો. તે દિલ્લીના પાદશાહને ખંડણી આપતો નહોતો.

તેથી પાદશાહે અયોધ્યાના સુબાને લશ્કર લઇ મોકલ્યો હતો, પણ તેને હરાવી નસાડ્યો હતો, એવો એ બળવાન હતો.

રાણી મેના બહુ ધાર્મિક હતી. એક વખતે તેણે પૂર્ણિમાને દિવસે પવિત્ર ગંગાજીમાં નહાવા જવાનો વિચાર કર્યો; પરંતુ ગંગા કિનારાઓ દુશ્મનના હાથમાં હતા. રાણીએ તે વિષે એકાંતમાં પુષ્કળ વિચાર કર્યો. છેવટ થોડી દાસીઓને સાથે લઇ નહાઈને તુરત આવતા રહેવું એવા નિશ્ચયપર આવી. પછી દાસીઓને સાથે લઇ રાતો રાત ચાલી. સવાર થતાં તો તે નદીઓની માતા, સાધુ અને પવિત્ર માણસોથી પૂજાયેલી જગત્ પ્રખ્યાત્ પાપ મોચની પવિત્ર ગંગાના કિનારા ઉપર આવી પહોંચી. પવિત્ર ગંગાજીમાં સ્નાન કરી હવન કર્યો. આ સર્વ તેણે ઘણુંજ ગુપચુપ કર્યું હતું, તોપણ જે સુબાનો તંબુ નદીની પાસે હતો, તેને આ બાબતની ખબર પડી કે, આ આરગાલના રાજાની રાણીજ હોવી જોઈએ. તેથી તેણે હુકમ કર્યો કે તેને પકડી તુરતજ કેદ કરો. રાણી અને તેની દાસીઓ પોતાના શહેર ભણી જતી હતી; તેવામાં અયોધ્યાના મુસલમાન સુબાના સિપાઇ-ઓએ તેઓના ઉપર હુમલો કર્યો, તે જોઇ રાણીને ઘણીજ ધાસ્તી લાગી, પણ તે વધારે હિંમત ધરીને દુશ્મનના લશ્કરના સામે તાકીને જોઇ, અયોધ્યાના સુબાની બિલકુલ દરકાર રાખ્યા વગર પોતાની દાસીઓ સાથે ઉભી રહી. દરેક સ્ત્રીઓ પાસે વસ્ત્ર નીચે એકેકુ ખંજર સતાડેલું હતુ, તે તેઓ ઝડપથી બહાર ખેંચીને શહેર તરફ જવાનો રસ્તો કરવા લાગી. દુશ્મનો તેમની બહાદુરી જોઈ ચકિત થયા! વિકાળ સિંહણની પેઠે ભયંકર ગર્જના કરી પોતાની દાસીઓને હિંમત આપી દુશ્મનના માણસોને કાપવા લાગી. તેથી શત્રુઓ તેમની આવી વીરતા જોઇ જરા પાછા હઠયા, પણ તેઓ સખ્યામાં ઘણા હતા. ફરી તેઓ તેના ઉપર ધસ્યા, રાણીએ વિચાર કર્યો કે, આ મોટા સૈન્ય આગળ આપણી આટલી સ્ત્રી-ઓનું ચાલી શકશે નહિ, ત્યારે તે એકદમ બોલી ઉઠી કે;—" અરે! શું અહીં એવો કોઈ હિંદુ નથી? કે જેને એક હિંદુ માતા અને એક હિંદુ સ્ત્રી વ્હાલી ન હોય! અને જો કોઇ હોય તો તેમને હું કહું છું કે, મારો આધાર તમારા ઉપર રહેલો છે; આવે તમે આવીને અમારૂં રક્ષણ કરો?" રાણી આ શબ્દો પૂરા બોલી રહી નહોતી, એટલામાં તો એક અભયચંદ અને નિર્લયચંદ નામે બે વીર પુરૂષો થોડુંક લશ્કર લઇને એકદમ દુશ્મન ઉપર તુટી પડયા! થોડી પળ-માં તો તેમણે શત્રુના સૈન્યને મારી હઠાવ્યું, રાણી અને તેમની દાસીઓને સહી સલામત જવાનો રસ્તો કરી આપ્યો. લડાઇની અંદર છેવટ નિર્લયચંદ લડતાં મરણ પામ્યો. મરતાં મરતાં પણ તેણે દુશ્મનનું કેટલુંક લશ્કર કાપી નાંખ્યું, એટલામાં બીજી મદદ આવી પહોંચી.

આરગાલનો રાજા પોતાની સ્ત્રીને દુશ્મનોથી ઘેરાયેલી જાણીને તેનું રક્ષણ

કરવા કેટલુક સૈન્ય લઇ આવી પહોંચ્યો. દુશ્મનો રાજાનુ સૈન્ય જોઇને ના ગયા, પરતુ રાણીને જોઈ રાજાનાં માણુસો ઘણા ખુશી થયાં, તેઓ એકે અ જે બોલી ઉઠયાં કે,—" રાણી અને તેની બહાદુર દાસીઓને શાબાશ છે ! તેઓ દુશ્મન સામે બહાદુરીથી લડયાં ! " રાજા, અભયકદની બહાદુરી ઘણો ખુશી થયો અને તેની સાથે પોતાની પુત્રી પરણાવી. અયોધ્યાના સુબા આરગાલની રાણી ઉપર નીચ હુમલો કર્યો, તે માટે તેના મિત્રો અને શત્રુએ. ઘણો ઠપકો આપ્યો. તે સુબાએ એક ઉમરાવ સ્ત્રી સામે પોતાનુ હથિયાર ઉ કયુ, તે માટે તેને જીવતાં સુધી નીચુ જોઈ શરમાવુ પડયું હતું. એ રીતે રા મેના પોતાની બહાદુરી બતાવી પ્રખ્યાત્ થઇ ગઈ છે. ધન્ય છે તેમને !!!

## રાજેશ્વરી.

આ મહાન્ પ્રખ્યાત્ બહાદુર સ્ત્રી ઉદેપુરના રાણાની પુત્રી હતી. તે મ સૌન્દર્યવાન, તેજસ્વી, ધાર્મિક, હિંમતવાન, આગ્ર પતિવ્રતા, બુદ્ધિશાળી, શૂરવીર, અને ક્ષત્રિય ટેકની મૂર્ત્તિ હતી તેનો દેખાવ ભ અને માન ઉપજાવે એવો હતો. તે પ્રચડ તેજવાળી દેવી જેવી શોભતિ હ તેને **જાદમજી** પણ કહેતા હતા, એનો વિવાહ જોધપુરના મહારાજા **જસવતસિં** સાથે કર્યો હતો. મહારાજા જસવતસિહ બહુ બુદ્ધિવાન, ડાહ્યો, રાજનીતિ મહાન યોદ્ધો, જબરો કાવાદાવા બાજ, વગેરે તેના ગુણો બહુ ઉમદા હતા. દિલ્હી પાદશાહ શાહજહાંએ તેને પાંચ હજાર ઘોડે સ્વારનો ઉપરી બનાવ્યો હતો પાદશા ઉમરાઓમાં તે સર્વથી બળવાન હતો રાણી રાજેશ્વરીના ઉત્તમ રૂપ ગુણોને લ તેના ઉપર તેમની અત્યત પ્રીતિ હતી. રાજ્યકાર્યભાર તેમની સલાહ અને સહાય લઈ ચલાવતો હતો. રાણી પણ પોતાના પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલી પતિ અનેક પ્રકારે સુખ અને આનદ આપતી હતી.

દિલ્હીના પાદશાહ શાહજહાંએ જ્યારે પોતાના મોટા પુત્ર **દારાશાહને** ગ દીએ બેસાડવાનો વિચાર કર્યો, ત્યારે બીજો પુત્ર **ઔરંગજેબ** દારાને હરાવ પિતાને કેદ કરી હિંદની બાદશાહી હાથમાં લેવાને ચઢી આવ્યો. આ વખ પાદશાહે તેની સામે જશવતસિંહને લશ્કર લઇ મોકલ્યો. પેલા દિવસની લડાઇમ જશ મળ્યો પણ વિચિત્ર મામલો જોઈ, સર્વ અમીરો અને ભાયાતો મહારાજા તણુમાં આવ્યા. રતલામના રાવ રતનસિહે આજની લડાઇના મામલાનુ વલણ ક બતાવ્યું રાજ કવિએ પણ મહારાજાને કહ્યું કે;—લાખોના પાલનહાર,—ધર્મ સાચવનાર—એક વીરની તો શુ પણ સહસ્ર વીરની અત્યારે હિંદને જરૂર છે માટે અમારી અરજ સાંભળોઃ—

હિંદ પડયું મહા દારૂણુ દુ:ખ મહિં, રઝળી રવડી દુઃખ પામે;
એક ઉદ્ધારણુ આપ દયાળુજ, હિંદુ તણા શુભ શ્યામ હમારે. ૧
આજ અચાનક યુદ્ધ થતાં, બહુ હિંદુની ટેક રડી રડી ગાવે;
શ્યામ તણી શુદ્ધ લૈ અમને, કોઇ, શ્યામજી સાથ ઘડીજ બીઠાવે. ૨
કામ ઘણું હજી શ્યામજી છે, નહી નાહક યુદ્ધ મહી અથડોમાં;
કોઇ નથી રખવાળ વિચારી, લડી રણુમાંહી દુખીજ કરોમાં. ૩
યોધ ઘણા લડનાર જહાં, તહાં જોધ અધિપતિ આમ કરોમાં,
આવી ઘરે અમને રીઝવો, પતિ નાહક દેહ દયાજ તજોમાં. ૪
કોઇ કહે રણુ છોડી ગયા પણુ, વખ્ત વિચારી લડી મરવું છે;
આગળ શત્રુ અથાહ થશે, તદપિ પણુ એજ રીતે લડવું છે. ૫
કેમ સુખેથી કરી દઇ માર્ગજ, શત્રુ તણા હિતમાં વરતો છો;
આવી ઘરે અમને રીઝવો, પતિ નાહક દેહ દયાજ તજોમાં. ૬

આ પ્રમાણે રાજકવિ બોલી રહ્યા પછી ગાંગાણીના રાઠોડ **દુર્ગાદાસે** કહ્યું;—મહારાજા ! આ લડાઇનું પાસું આપણા ભવિષ્યમાં સારૂં નથી. બાદશાહની હાર થશે. ઔરંજેબ જીતશે અને ગાદી પણુ તેને મળશે એવું લાગે છે; તો તેવા પ્રપચી સામે હિંદુ ધર્મ રક્ષવા તમને છુપાવવા એ નીતિ છે. માટે આ વખતે ટેક ઉપર ન જવું. મહારાજાએ કહ્યું:—દુર્ગાદાસ ! તમે સૌ કહો છો તો ભલે. એમ કહી પછી શત્રુ સૈન્યને કાપતાં કાપતા ઔરંજેબ અને મુરાદના હાથી વચ્ચે ઘોડો ચલાવ્યો અને દુર્ગાદાસ સાથે રણુમાંથી સોંસરા બહાર નીકળી આવ્યા. મહારાજાને સોબતમાં ૪૦૦૦ રાજપૂતો આવી મળ્યા. તે સાથે જોધપુર તરફ ચાલ્યા.

મહારાણીશ્રી જોધપુરમાં હતાં. તે સર્વ રાણીઓમાં શ્રેષ્ઠ હતી, તેની બહાદુરી અને ટેકથી જસવતસિંહ મુસલમાનોના પંજામાંથી ઘણી વાર બચવા પામ્યા હતા. આવી વીર મહારાણીને પોતાના પતિ રાઠોડ મહારાજાની હારના ઉડતા ખબર મળતાં, તેણે તુરત શહેરના દરવાજા બધ કરાવી દીધા અને હુકમ ફેરવ્યો કે;—"લડાઇમાંથી પાછા ફરેલા કોઇને પણુ શહેરમાં દાખલ કરવા નહિ." મહારાજા જશવતસિંહજી જોધપુરથી દશ ગાઉ ઉપર હતા. તે આ ખબર જાણી ખિન્ન થયા. આવી બાબતમાં રાણીને ઠપકો આપવો કે સમજાવવાં તે પોતાને બહુ લાગી આવ્યું. મહારાજા સાથે લાયક અમલદારો હતા. તેમાં દુર્ગાદાસે મહારાણી પાસે જવાની યુક્તિથી રજા મેળવી. મહારાણી ક્ષત્રિય ટેકની મૂર્ત્તિ હતી. તેનો દેખાવ સુંદર, પણુ માન ઉપજાવે તેવો હતો. તે પ્રચડ તેજ વાળી દેવી જેવી શોભતી હતી. સ્વતત્રતાથી રાજ્યની રક્ષા કરવામાં ગુથાયેલી હતી. દુર્ગાદાસે નમન કરીને કહ્યું;—દેવી ! તમોએ મહારાજાને બહાર રોકી રાજપૂતોમાં આકળા ને ગભરામેલા બનાવ્યા છે. રાણીએ કહ્યું,—દુર્ગાદાસજી ! મહારાજા જાણુતા નથી કે

લડાઇમાંથી પાછું આવવું ક્ષત્રિય માટે શરમ છે!

દુર્ગાદાસે નમન પૂર્વક કહ્યું—માજી! આ બધી વાતને હું સમજુંછું મને શરમ નથી પણ વાતમાં ભરમ છે. જસવંતસિંહ લડાઇમાંથી નાઠા નથી પણ નસાડયા છે. તે લડાઇ તજી ગયા નથી, પણ ધર્મની પ્રબળ ફરજે ફરજ પાડી તજાવેલ છે. માટે વાત સાંભળો; પછી મરજી મુજબ કરો. તમે પણ રાજ્યનાં માલિક છો. રાણીએ કહ્યું;—ભલે કહો શી હકીકત છે? દુર્ગાદાસે પછી સર્વ હકીકત કહી બતાવી. તે સાંભળી રાણીએ શાન્ત થઇ કહ્યુંકે;—દુર્ગાદાસજી! ભલે તેમ હોયતો મને વાંધો નથી, અહીથી ચૂપ ચૂપ મહારાજા પાસે સિધાવો, મારો સદેશો જણાવો અને મને જવાબ આપો, એટલે તેમને માટે રસ્તો થશે. દુર્ગાદાસે કહ્યું;—આપનો શું સંદેશો છે? રાણીએ કહ્યું;—"જેનાથી પાછા હઠયા, તેનાથી વિરૂદ્ધ સદા વર્તવું. તેને પાછો પાડવો. દુર્ગાદાસ! આ વાત હું હઠથી કહેતી નથી—પણ કાંઇ ભવિષ્ય વિચારી કહુંછું. ઔરંગજેબ બાદશાહ થશે, પણ તે તમારા પર કટાક્ષ રાખશે. જો આવે વખતે તમે ન ચેત્યા તો હિંદુ રાજ્યની શીવલે થશે? અત્યારે ચેતવાની જરૂર છે. માટે 'પણ' લઇ ખબર આપો. દુર્ગાદાસ! તમે આગળ ઉપર આ રાજ્યને ઉપયોગી છો, તમે મારા છો એમ જાણજો અને બહુ દીર્ઘ દ્રષ્ટિથી કામ કરજો." આવી આજ્ઞા થતાં તે મહારાજાને તંબુએ ગયો. સર્વ હકીકત નિવેદન કરી, મહારાજાના હસ્તાક્ષરની કબુલાત લખી મોકલી. બીજે દિવસે અચાનક દરવાજા ખુલ્યા થયા. મહારાજાને સત્કારથી રાજધાનીમાં પધરાવ્યા. અહો! કેવી ક્ષત્રાણિની ટેક! અને કેવો ક્ષત્રાણિનો ધર્મ!

આ વીરદેવીની ભવિષ્ય વાણી અંતે ખરી પડી. ઔરંગજેબ ગાદી ઉપર આવ્યો. હિંદની મુગલ રાજનીતિ ફેરવાઈ ગઇ. રાજપૂત સરદારોની સલાહ લેવી બંધ થઈ. જો કે રાજપૂતોના પ્રબળથી, અને તેમની સેનાના જોરથી તે દબાતો. હતો. તેથી તેમને એકદમ દૂર કરવાની તેનામાં હિમત નહોતી, છતાં અંદર ખાનેથી તેમને ઉખેડવાના યત્ન શરૂ કર્યા.

કાબુલમાં બળવો થયો. તે બળવો સમાવવાને મહારાજાને મોકલ્યા. બાદશાહને ખાતરી હતી કે અફધાનો તેને અને તેના રાજપૂત બહાદુરોને કાપી નાખશે, પણ ક્ષત્રિ વીર ડરે એવો નહોતો. મહારાણી પણ આ વખતે પોતાના પતિને મદદ કરવા સાથે ગઈ હતી તે પોતાના પતિની સાથેજ યુદ્ધ પોશાક સજી લડાઇમાં ભાગ લેતી અને દુશ્મનોની સામે બહાદુરીથી લડતી. તેણીની બહાદુરી, હિંમત, ચાલાકી અને દુઃખ સહન કરવાની શક્તિથી બહાદુરમાં બહાદુર રાજપૂતો અને અફધાનો ચકિત થતા. તે પોતાના પતિ સાથે એક ઉપસેનાપતિ જેવી બની ઘુમતી. રાજપૂતો પોતાની બહાદુર રાણીની વીરતા જોઈ વધારે જુસ્સામાં આવી લડતા. તેમની લડવાની યુક્તિ અને ચાલાકી જોઈ કાબુલીઓ ભય પામી

શાન્ત થતા. બળવો શમાવી દીધો જશવંતસિંહને બળવો શમાવવામાં આ રાણી ઘણી ઉપયોગી થઇ પડી હતી; એટલુંજ નહિ પણ તેમના સહવાસથી કાબુલ જેવા પહાડી પ્રદેશમાં પણ તેમને રહેવું આનંદકારી થઈ પડયું હતું. સર્વ ઠેકાણે શાન્તિ પ્રસરાવી સુખમાં રહેતા હતાં, પરંતુ અફસોસ! આ વીરપતિ પત્ની ઘણો વખત સુખમાં સાથે રહી શક્યાં નહિ. ઔરંગજેબે તેમના લશ્કરમાં છૂપા માણસો રાખી તેને ઝેર દેવરાવ્યું. વીરમહારાણી ગર્ભવતી છે, એ મહારાજા જાણતા હતા. તેઓ તેણીને એવી સ્થિતિમાં શોક સાગરમાં ડુબાવી સંવત ૧૭૩૫ માં સ્વર્ગે સિધાવ્યા.

જશવંતસિંહના મરણ પછી બાદશાહનો હુકમ રાણીજીને લઇ દેશમાં આવવાનો થયો. તેથી તેઓ લાહોર આવ્યા, ત્યાં મહારાણીને સંવત ૧૭૩૫ ના ચૈત્ર વદ ૪ ને દિવસે **અજીતસિંહ** નામે પુત્રનો જન્મ થયો. લાહોરથી સૌ અજીતસિંહને લઇ દિલ્હી આવ્યા. દિલ્હીમાં પેસતાં તો તેને માટે યોગ્ય સન્માન થયું. ઔરંજેબે સર્વ સરદારોને દરબારમાં બોલાવી જશવતસિહને માટે શોક બતાવી રાજપૂતોને સારૂં લગાડયું. પણ અંતે તેનો દગો ખુલ્લો થયો. બાદશાહી લશ્કર રહેઠાણ ફરતું ફરી વળ્યું. રાઠોડ સરદારો ચેતી ગયા. કુવર અજીતસિંહને યુક્તિ કરી ત્રણ રાઠોડ સરદારો સાથે દિલ્હીથી ચાર કોસ ઉપર ફતયાબાદ નામે ગામમાં મોકલી છૂપો રાખ્યો. આવી ગોઠવણથી સર્વે નિશ્ચિંત થયા.

વીર મહારાણી જેવી બહાદુર હતી, તેવીજ બુદ્ધિશાળી અને હિંમતવાન હતી. બાદશાહના આવા ક્રુર જુલમથી તે મહા ક્રોધે ભરાઇ, કોઈ ઘડીએ આવા જુલમનો બદલો લઉં એવા વિચારના આવેશમાં આવી ગઇ. સર્વ રાઠોડ સરદારો હવે શું કરવું તેનો વિચાર કરવાને મહારાણી માતા પાસે આવ્યા, અને બાદશાહના સર્વ પ્રપંચની વાત કહી બતાવી. તે વખતે રાણીજીએ જુસ્સામાં આવી કહ્યું કે;—"વીરપુત્રો! સાકા કરી કામ આવો એ ઠીક છે, પણ સન્મુખ મોહેવો એ રાજપૂતોને લાંછન છે. માટે શૂરવીરોને રણમાં આડે આવનાર અબળા વર્ગને પહેલાં સ્વર્ગમાં મોકલી, તમે યુદ્ધ મચાવી તેની આંખો ઉઘાડો, કે રાઠોડ રક્ત હજી પૂરી વીરતાથી ભરપૂરછે. તેમ તેમનામાં પ્રપંચને પહોંચી વળવાની શક્તિ પણછે," આવાં વીરમાતાનાં વચનો સાંભળી તે વખતે પાસે બેઠેલી સર્વ રાજપૂત સ્ત્રીઓએ એકે અવાજે એ વાતને ટેકો આપ્યો. આવા જવાબથી સર્વ લડવૈઆ પ્રસન્ન થયા અને ગોઠવણ મુજબ જનાનાને સળગાવી મુકી નિર્ભય થયા. હવે બધી તૈયારી થઇ ચુકી દુર્ગાદાસે લડાઇનું આધિપત્ય લેવા વિનંતી કરી, પણ સર્વ સરદારોએ તેમને બાળરાજા અજીતસિંહના સંરક્ષણ માટે રોકાઇ રહેવાનું જણાવ્યું. તે પછી વીર સરદારો ગર્જના કરી રહ્યા કે;—

> તરવા ખરી હિંમત આજ ધરી,
> તરવાર થકી તરવા જલદી;

અસુરો બનીયા દરીયા સ્વરૂપે,
તરવાર અમારી વહાણુ બને;
હણીને અસુરો ભૂમી છોડવશું,
જઇ સ્વર્ગ તણી વનિતા વરશું.

આવી રીતે બોલતાં સર્વ લડવા તૈયાર થઇ રહ્યા. બાદશાહી લશ્કર આવ્યું રાજપૂત લશ્કર કેશરીઆં કરી સામે ચાલ્યું કે, ત્યાં એક દિવ્ય દેવી જાણે આકાશથી ઉતરી આવી ન હોય, તેમ માતા " હાડી રાણી " અસ્ત્ર શસ્ત્રને કવચ ધારણ કરી લશ્કરના મોખરા ઉપર આવી ઉભાં રહ્યા. સૌ આશ્ચર્ય પામી નમી પડયા. દુર્ગાદાસે પાસે આવી નમન કરી પૂછ્યુ—માજી ! આશુ ! તમે કેમ બચી ગયા ? અમારી ચિંતા વળી તાજી થઇ ! શું તમે અત્રે હશો, ત્યાં સુધી અમે નિર્ભયતાથી લડી શકીશુ ? રાણીજીએ કહ્યુ,—વીર રાઠોડ ! આજે મે અબળાવ્રત ત્યાગ કરીને વીર વ્રત ગ્રહણ કર્યુ છે. મારૂં શરીર—તેમાં પણ ઉદર ભાગને મધ્યમાંથી વિભાગ પાડી મે મારી નિર્બળતા દૂર કરીછે. એ શરીરને પાટા બાંધી મજબુત રાખ્યું છે. લડતા લડતા છેવટ પ્રાણ જતાં સુધી લડીશ, અને શત્રુના હાથમા જતાં પહેલાં તો આ કવચ ઉતારતાંજ પ્રાણ તો મારા પતિ પાસે ચાલ્યા જશે. પછી તમને શી ચિતા છે ? દુર્ગાદાસ ! પહેલી લડાઇમાં તમે અહીંથી ખસી જાઓ. આ યુદ્ધનુ આધિપત્ય હું સંભાળીશ, લડાઇ લાંબા દિવસ ચાલશે. પહેલાં ત્રણ દિવસ અંદરથી લડીશુ અને પછી બહાર પડી દિલ્લીમાં અમારા રક્તનો છાંટ આપીશુ, પછી અમે સ્વર્ગે જઈશુ. કેમ ભાઇઓ ! શી મરજી છે ? સર્વેએ જય જયના પોકારથી અભિવદન આપ્યુ. તે પછી વળી રાણીજીએ કહ્યુ,—દુર્ગાદાસજી ! અજીતસિંહ માટે બાદશાહ ચૂપ રહેશે નહિ. માટે તમે ત્યાં જઈ અજીતસિંહને સાચવો તે તમારી સભાળમાં છે. વખતે શાન્તિ થતાં અત્રે આવી મદદ આપવામાં વાધો નથી. સર્વેની સંમતી મળતાં દુર્ગાદાસ ચાલી નીકળ્યા. હાડી રાણીની આજ્ઞાથી કવિએ વીર ગાયન-રણ ગીત લલકાર્યું અને લડાઇ શરૂ થઇ.

## રણગીત.

પટ ઝાટકે કોકદિ તેર કરવો પડે, નાળ ગોળા તણો પાર નાવે;
ઉડે ગીધણું ને જમે શક્તિઓ, તે સમે ધાય રજપૂત આવે.
કેશરિસિંહને રજપૂતાં કૂળ, હઠે ન કો કો દિ હામ હારે;
ભરે આધા ન કો પાછા ભરે, મરે કાં વેધનાં બાણ મારે.
ડગે અસમાનતો ભૂજ બલ ટેકા દિયે, જમીનો પીઠ ભૂજ બલ જાકે;
પડે ગેમેર, ગેમેર જેવાં પખા, પઢાળા નવ હથા જોધ પાકે.

આ પ્રમાણે કવિરાજ હાથમાં તલવાર લઈ ઘુમતા વારંવાર રણગીત ગાતા હતા. માતા હાડી રાણી રણને મોખરે રહી યુદ્ધ મચાવતાં હતાં. હજારો માણસોના પ્રાણ હરાતા હતા. અહા! કોણ આ સમાનું વર્ણન કરી શકે? કાંતો કવિનાં ગીત કે લડવૈયાની જીભ વર્ણવે હાડીમાતાની તે વખતની ભવ્ય વીર મૂર્ત્તિ અને તેની મહાન્ શક્તિ જોઈ સૌ ચકિત થતા હતા, તેની વીર હાકથી શૂરવીર રાજપૂતો બમણા શૂરમાં આવી લડતા હતા. દુર્ગાદાસ આ યુદ્ધમાં ભાગ લેવા દિવસના ભાગમાં આવી લડતો અને રાત્રે અજીતસિંહ પાસે જઈ સુઇ રહેતો. ચાર દિવસના યુદ્ધમાં બાદશાહના ઘણાં માણસો કાપી નાંખ્યાં. બાદશાહનાં માણસો અજીતસિંહની શોધમાં ફરી વળ્યાં હતાં તે ખબર મળતાં યોગ્ય માણસો સાથે વેશ બદલાવી અજીતસિંહને ઝુલંદા તરફ રવાને કર્યા. અજીતસિંહના રવાને થયાના ખબર સાંભળી રાજપૂતોએ દિલ્લીની શેરીઓમાં રણરંગ જગાવ્યો, સાતમે દિવસે યુદ્ધનો અંત આણવા હાડીરાણીએ હાથીના હોદામાં ચોપાસ રાળ ભરી લીધી અને તે દિવસે સ્વર્ગે સિધાવવાના નિર્ણયથી સૌ તૈયાર થયા. યુદ્ધ પૂર્ણ જામ્યુ. દિલ્લિમાં સાત દિવસથી હડતાલ હતી, શેરીઓ સૂની હતી, સૌ પોતાના ઘર બંધ કરી ભયથી ભરાઇ રહ્યાં હતાં. ચારે તરફ ત્રાહે ત્રાહે થઇ રહ્યુ હતુ. સૌ હાડીરાણીની વીરતાના વખાણ ગાતાં હતાં અને આ વીકટ વખતનો અંત આવવાની રાહ જોતાં હતા યુદ્ધનો રંગ સવારથી ઓરજ હતો. રાજપૂતોનો ઉત્સાહ, નિર્ભયતા અને વીરતા વિશેષ હતાં. દુર્ગાદાસે સૌ વચ્ચેથી લડતાં લડતાં આગળ વધી હાડી માતા પાસે આવી નમન કર્યુ. હાડીજી તેમને પ્રેમથી જોઇ બોલ્યાં,—"વીરપુત્ર! દુર્ગાદાસ! હવે હદ થઈ છે. મારવાડને કબજે રાખવી છે માટે હવે તમે જાઓ. તમારા માલિક અને મારા પતિના હુકમથી આ આજ્ઞા માથે ચડાવો." આ સાંભળતાંજ સૌએ દુર્ગાદાસને પાછળ લાવી મેલ્યા. તે પોતાની સાથે જરૂર પડતાં માણસો અને યોગ્ય અસબાબ તૈયાર હતો, તે લઇ રવાને થયા. તેમના ગયા પછી હાડીરાણીએ હાથી પરથી ગર્જના કરી કે રાજપૂતો બાદશાહી લસ્કર ઉપર યાહોમ કરી તુટી પડયા. તેમના ઘણાં માણસો કાપી નાંખી બાદશાહની ઇચ્છા ધૂળ મેળવી દીધી. એ રીતે રણમાં હાડીરાણી હાક વગાડી દુષિતના હાથનો સ્પર્શ ન થવા દેતાં જેમ અન્તર્ધ્યાન થાય, તેમ હાથીના હોદામાંજ ભસ્મ થઇ સ્વર્ગે સિધાવી પતિ દર્શન પામ્યાં. દિલ્લીમાં સુનકાર વરતાવી મચેલા યુદ્ધનો અંત આવ્યો. એક કવિએ તે વખતના યુદ્ધનું વર્ણન આપ્યુ છે કે;—

શસ્ત્ર ધરી કરમાં બે મારે, ધાય મુગલ સરદાર શિરે;
હણે હજારો પળમાં પાડે, વીર નરો ત્યાં નરમ બને.
નેકી ટેકી સદા રંગીલા, રણમાં સામો કો ન અડે;

હાથી ચડી પોકારે હાડી, લાડી જસવંત તણી લડે. ૧
રૂપ દેવીનું ધારી, અસુર દળોને દળે દળે;
શક્તિ શક્તિ આગળ દોડે, અશક્તને એ હાથ કરે.
કાયરનું ત્યાં કામ ન ચાલે, ખરા વીરો પગ ટેકી અડે;
હાથી ચડી પોકારે હાડી, લાડી જસવંત તણી લડે. ૨
શસ્ત્ર પડે આ જોર થકી, મન તેનો તોલ કરી ન શકે;
એક ઘાવથી મરે કેટલા, દૃષ્ટિ તે નવિ દેખી શકે.
ચાર પાસ મુખ આઠ ભૂજા, શું ફરે ફુદડી રણે અડે;
હાથી ચડી પોકારે હાડી, લાડી જસવંત તણી લડે ૩
વળી પ્રભાવ સુણો તે ઘાનો. પ્રભુ તણું શુભ નામ સ્મરે;
ખુદા ખુદા કે હરી રામજી, ઘા પડતાં જન મુખ ઉચ્ચરે.
પ્રભુ નામ સ્મરતાં તે ઘાયલ, સ્વર્ગ તણી શેરીએ ચડે;
હાથી ચડી પોકારે હાડી, લાડી જસવંત તણી લડે. ૪

અહો ! શું વીરદેવની વીરતા ! શું ક્ષત્રિટેક ! અને શું તેની પતિ પરાયણતા ! વાહ, વાહ ! વીરદેવી ! તને ધન્ય છે ! ! !

## લાલબા.

આ ઇતિહાસિક પ્રસિદ્ધ વીર સ્ત્રી મેવાડના કુટુંબની પુત્રી હતી. તેના પિતાનું નામ વિજયસિંહ હતું. તેણે વિકાનેરના મહારાજા સાથે આ પોતાની પુત્રી લાલબાને પરણાવી હતી. લાલબા જેવી અતિશય રૂપાળી હતી, તેવીજ પૂરી પતિવ્રતા હતી. તેમ હિંમતવાન, બુદ્ધિશાળી, ચાલાક, ડાહી, નીતિનિપુણ, ખંતીલી, આગ્રહી, શૂરવીર અને તેજસ્વી હતી. પતિ પત્ની વચ્ચે ગાઢ પ્રેમ હતો. દિલ્હીમાં અકબર બાદશાહ દર મહિનાની નવમી તારીખે-પોતે પુરૂષોનો દરબાર ભરતો અને બેગમો સ્ત્રીઓનો મેળો ભરતી હતી. એ મેળા-જાત્રા-બજારને નવરોજનો મેળો કહેતા હતા. એ નવરોજ પર મોટા મોટા રાજા, રાણાઓની રાણીઓને પરણ્યા પછી દિલ્હી આવવાનો હુકમ હતો. જે રાજા પોતાની રાણીને નવરોજના મેળામાં ન મોકલતો તેને શિક્ષા થતી હતી. સ્ત્રીઓના મેળામાં વેપારીની સ્ત્રીઓ દેશ દેશાવરની જુદી જુદી જાતની અનેક પ્રકારની વસ્તુઓ વેચવાને બેસતી અને રાજા, રાણા અને અમીર ઉમરાવોની સ્ત્રીઓ તે ખરીદ કરતી. આ સ્ત્રીઓના મેળામાં કોઇ પણ પુરૂષ વર્ગને જવાની

બંધી હતી. એ રીતે અકબર બાદશાહ આ દેશની સ્ત્રીઓને ગમત સાથે જ્ઞાન આપવા નવરોજનો મેળો ભરતો હતો. જો કે એ તેમની બુદ્ધિનાં વખાણ કરવા જેવું છે, એમ પહેલાં તો લાગશે, પણ સારી પેઠે તપાસ કર્યાથી વાંચનાર'ઓને દીલગીરી ઉત્પન્ન થયા વગર રહેશે નહિ; કેમકે એ નવરોજના મેળા સાથે અકબર બાદશાહની એક નીચ મતલબ સમાયેલી હતી. એ મેળામાં કોઇ ખરા પુરૂષ વર્ગને નહિ જવા દેવાનો તેણે જે હુકમ કરેલો હતો, તે જાણી સૌ એવું વિચારશે કે, સ્ત્રીઓ મુલાઝા સાથે પૂરી છુટથી એ મેળાની મોઝ તથાં ફાયદા મેળવી શકે તે માટે તેણે એવો બંદોબસ્ત કર્યો હશે. પણ એ બંદોબસ્ત તેણે પોતાની સગવડને સારૂજ કરેલો લાગે છે. એ મેળામા કોઇ પુરૂષને સામેલ નહિ કરવા દેવાનો તેણે જે કાયદો કરેલો હતો, તે કાયદો પોતેજ તોડતો હતો. પોતે છૂપી રીતે સ્ત્રીનો વેશ લઇ બીજી જોનારી સ્ત્રીઓ સાથે એ મેળામાં ફરતો હતો અને ત્યાં પોતાને વિષે શું બોલાય છે તે સાંભળતો હતો; એટલુંજ નહિ પરંતુ ત્યાં પોતાના ભુંડા હવસને તૃપ્ત કરવાના પાપમાં પડવાની કોઇ જોગવાઈ તે જવા દેતો નહિ. એક વખતે તેણે આ પવિત્ર મનની વીર સ્ત્રી લાલબા ઉપર પોતાની ખરાબ નજર દોડાવી. તે આ મેળો જોઇ પાછી બહાર જવા લાગી. બહાર નીકળવાનો માર્ગ મેહેલના કેટલાક ઓરડાની ગલી કુચીઓમાંથી પસાર થતો હતો. એ રસ્તામાં થઇ જેવી આ સુંદરી ચાલી, તેવામાં એક ઠેકાણે અકબર તેની નજીક જાહેર થયો. તેણે મીઠાં વચનથી કેટલીક લાલચો આપી પોતાની પાપી ઇચ્છા જણાવી, પણ આ નેક નિષ્ઠાવાળી હિંમતવાન પતિવ્રતા સ્ત્રીએ તેનાં મીઠાં વચનો અને આપવા કહેલી કીમતી લાલચોને ધિક્કારી કાઢી, ધીરજથી પોતાની કોમળ કમરેથી કટાર કાઢીને તેનાપર ધસી આવી અને તેની છાતીપર ધરીને સિંહણની પેઠે વિકાળ બની બોલી;—" ઓ કામાંધ પાપી બાદશાહ! તારા બાદશાહ પણાને અને તારી મોટાઇને ધિક્કાર છે? શું તારી મોટાઇનો ઉપયોગ પર સ્ત્રીઓની લજ્જા લોપવામાંજ કરે છે? શુ તને ઈશ્વરનો ડર નથી? તેં આજ સુધી આવી રીતે કોણ જાણે કેટલીએ સ્ત્રીઓને ભય અને લાલચમાં લપટાવી તારા પાપી પંજામાં સપડાવી હશે! શું મને પણ તેં તેવી સ્ત્રી ધારી હતી? આજે તારા પાપનો ઘડો ભરાઈ રહ્યો છે. તેં મારા પ્રત્યે જે બુરી ધારણા કરી, તે માટે તારો આજે નાશ કરી તેનો બદલો લઈશ. હુ તને કદી પણ છોડનાર નથી. વગેરે તેને તેની બુરી ટેવથી તેના નામને લાગતા કલક વિષે તથા એવી ટેવથી નીપજતાં માઠાં પરિણામ વિષે સારો ઉપદેશ અને ઠપકો આપ્યો તેથી બાદશાહ ઝાંખો પડી ગયો. લાચાર બની ઘણા કાલાવાલા કરી ક્ષમા માગી અને ફરજ પાડવાથી સખ્ત સોગન ખાઈ વચન આપ્યું કે,—"આજ પછી કોઇ પણ રાજપૂતાણી કે બીજી કોઇ પણ સ્ત્રી સાથે કદી પણ આવી ખરાબ ચાલ ચલાવીશ નહિ." એવું વચન લઇ

તેને છોડયો. આવી રીતે આ પતિવ્રતા-વીર સ્ત્રીએ બહાદુરી બનાવી પોતાના પાતિવ્રત્યનો બચાવ કર્યો, અને હિમત, સત્યતા અને પવિત્રતાઇથી પોતાના કુળની શોભામાં વધારો કર્યો. ધીરજ અને ડાહપણથી પોતાની સ્ત્રી જાતની આબરૂની સભાળ માટે એક મજબુત જામીનગીરી લીધી હતી. એ પછી તે કદી પણ દિલ્હી નવરોજના મેળામા દાખલ થઇ નહોતી શાબાશ છે આ વીર સ્ત્રીને ! કે તે બાદશાહની મોટાઇમાં અન્જાઇને ડરી નહિ, કે લાલચમા નહિ લપટાતાં હિંમતથી પોતાના સતીત્વ ધનનુ સરક્ષણ કરી પ્રખ્યાત્ થઈ ગઇ છે. જેની કીર્તિનાં કિર્ણો અદ્યાપિ પર્યંત ભારત વર્ષમા ચોપાસ પ્રસરી રહ્યાં છે ધન્ય છે તેમને ! ! !

## યમુના.

આ પ્રખ્યાત્ વીર-સતી સ્ત્રી પુનાના બાજીરાવ પેશવાના એક મરાઠા બ્રાહ્મણ યોદ્ધાની પુત્રી હતી તે રમણીનુ વય માત્ર વીશ વર્ષનુ હતું તેની કાન્તિ અનુપમ હતી, યૌવન અવસ્થા હજી ખીલતી હતી, શરવીરની પુત્રી કહેવડાવવાનો કોડ હતો, તેમ હિમતવાન, બુદ્ધિશાળી, ઉત્સાહી, ચાલાક, ચતુર, આગ્રહી, ટેકી, પતિવ્રતા, નીતિવાન, ધાર્મિક, સ્વદેશાભિમાની અને શરવીર હતી જ્યારે મરેઠાઓએ ઇ૦ સ૦ ની અઢારમી શદીમા દિલ્હીના મહમદશાહ બાદશાહ સામે લશ્કર ભેગું કર્યું, ત્યારે બાજીરાવ પેશવાની ધ્વજા હેઠળ હજારો લડવૈયાઓ પુર ઉમગથી ભેગા થયા હતા. દિલ્હી લેવું, દિલ્હીમાં રાજ કરવુ એવો એકે એક લડવૈયાના દીલમાં અગ્નિ પ્રદીપ્ત થયો હતો આ સુદરી તેવીજ રાજભક્તિથી ઉસ્કેરાયેલા એક મરાઠા સરદારની પુત્રી હતી, અને પોતાના દીલમા રાજલોભનો અગ્નિ પ્રગટ થવાથી લડાઈ જેવા હીંગામમાં પુરૂષ વેશે પિતાની જોડે રણમાં આવી હતી ખીણો અને પહાડો, જગલો અને ઝાડીઓમાથી તેણી પોતાના લડવૈયા પિતાની જોડા જોડ સ્વારી કરતી, નાની નાની ઝપા ઝપીમાં ભાગ લેતી, છેલ્લી મોટી લડાઇમાં આવી ચઢી હતી. જગલમાં જ્યારે લડાઇનુ કામ બધ પડતુ અને લશ્કરીઓ પોતાના ખાવાપીવાનું કરતા; ત્યારે આ સુદરબાળા પુર ઉમગથી પુરૂષ વેશેજ પોતાના પિતાની રસોઇ કરતી. શરીરને ગભરાવે તેવા કમકમાટ ભરેલા દેખાવો પણ તેણીને અસર કરી શકતા નહિ. પોતાના સમક્ષ આજુબાજુ ઘણીક લોથોના ઢગલે ઢગલા પડેલા, તેનાથી તે લગાર પણ ડરતી નહતી તેણીના અતરમાં વીરત્વ પ્રગટ થયું હતુ આ યુદ્ધમાં તેના પીતાએ શત્રુઓનો સહાર કરવામાં, પોતાના બળનો ઉપયોગ કર-

કમાં કચાશ રાખી નહોતી, શત્રુઓનાં શિર તે સટોસટ ઉરાડતો, તે જોઇને હરખાતી અને "રંગ છે, ધન્ય છે! એમ મોટે સાદે બોલી આનંદ પામતી." પિતાનો વિજય જોય છે, તેની સમશેરને લધુ સાધ્વી નિહાળે છે, શત્રુઓના શિરો પટો પટ પડે છે, તેવામાં તેણે પોતાના પિતાને પડતો જોયો, કે દુરની ઉંચી ટેકરીપરથી દોડતી પિતાની આસના વાસના કરવા લાગી, પણ યુદ્ધ સંપૂર્ણ થતાં, તેના પિતાનું આયુષ્ય પણ પૂર્ણ થયુ હમણાં રાત જલદી પડવા માંડી હતી, એટલે તેણીએ જે કામ કરવાનું હતું. તે ફાડી ખાનારાં વનચરો વગેરેથી પિતાના શબને બચાવવાનું હતુ. પોતાની ઢાલ તેના દીલ ઉપર નાંખી. તરવાર હાથમાં પકડી ચોકી કરતી બાજુએ બેઠી છે, ને તેના નેત્રમાંથી શ્રાવણને ભાદરવો વહે છે. તેના જાતભાઇઓ ફતેહની ધૂનમાં આવેલા પરદેશીઓનો બને તેટલો સહાર કરવાના આનદના લોભથી તેમને વીસરી જઇ, દિલ્હીના બાદશાહને તાબેદાર કરી ત્યાંથી પસાર થઈ ગયા હતા.

યમુના પિતાના શબ પાસે બેઠી હતી, તેટલામાં લઠ પઠ સરખા ચાર પુરૂષો અને તેવીજ બે સ્ત્રીઓ, હથિયાર બધ તેની સામે આવી ઉભાં. આવતાંજ તેઓએ તે સુંદરીને હિંદુ પોશાકમાં જોઈ મુશ્કે બાંધવા માંડી. પોતે એકલી છતાં તેણી જો વખત મળ્યો હોતતો આ છમાંના એકાદ બેને સ્વધામ મોકલ્યા વગર રહેત નહિ. પણ દૈવયોગે તેણીને હથિયાર હાથમાં પકડવાનો વખતજ મળ્યો નહિ. એક જણે તેને મજબુત પકડી, બીજાએ બાંધવા માંડી, તે બાપડી આ વખતે પિતા! પિતા! એટલાજ શબ્દો ત્યા બોલી શકી તેણીના દુ:ખનો પાર રહ્યો નહિ. પિતાને યાદ કરી વારવાર રડયા કરતી હતી, તેવી સ્થિતિમાં તેને તેના માનીતા ટટ્ટુ મોતી ઉપર બેસાડી જગલમાથી લઈ ચાલ્યા. મોગલોના હાથનું ખાવા પીવાનુ લેતી નહેતી, પણ કાચુ અનાજ લઇને પોતાને હાથે રાધી ખાતી અને પોતાને હાથે કુવામાંથી પાણી કાઢી પીતી. તે બને તેટલો તેમનો સસર્ગ ઓછો કરતી. પોતાનો ધર્મ અને વૃત્ત સાચવી રહી હતી. તેમને પકડી લઈ જનાર સ્ત્રી પુરૂષનુ ટોળું આ કીમતી ભેટ શેહેનશાહને માટે લઈ જઇ, તેના બદલામાં મોટું ઇનામ મેળવવાની લલુતા અને નીચ વાસનામાં લુબ્ધ થઇ રહ્યું હતું પણ મોગલોને થોડીજ ખબર છે કે તેઓ શહેનશાહને માટે આ કીમતી ભેટ લઇ જતા નથી, પણ માહા નાશકારક નિવડનારી ભેટ લઈ જાય છે તેમને થોડીજ ખબર છે કે જે હિંદવાણી હાલ દીનતા ધારણ કરી ગાયની પેઠે તેમની સાથે રહી છે, તેજ હિંદવાણી વખત આવ્યે પોતાનાં સ્વદેશની ખાતર સેંકડો પરદેશીઓના ડોકાં ધડથી જુદા કરવાને જન્મેલી છે. આ નાનો રસાલો ચાલતાં ચાલતાં જગલમાં એક ઠેકાણે વિશ્રાંતિ લેવાને બેઠો. તેટલામાં શહેનશાહનો શિકારી રસાલાના બે સ્વારો શિકારની શોધમાં ધસમસ્યા

આવી ચઢયા. તેમની નજર પેલી યમુનાની સૌંદર્યતા તરફ ખેંચાઈ અને તેઓના મનમાં નીચ વિચારે ઘર કર્યું. પેલા મોગલોની દરકાર રાખ્યા વગર તેમની પાસે જઈ બોલ્યા;—તું કોણ છે ? અને ક્યાંથી આવે છે ? યમુના આ નવી પીડામાં આવી પડી. તોપણ એવી અનેક પીડાઓ પગે વીંટળાયલીજ છે, એમ તે જાણતી હતી. તેથી મનમાં હિંમત ધરી બોલી;—" વીરાઓ ! આ વિપત્તિમાંથી મને ઉગારો, પરમેશ્વરે તમારામાં દયાનું ટીપુ પણ મૂકેલું હોય તો તેનો સદુપયોગ કરો." તેઓએ જાણ્યું કે આ કોઇ હિંદવાણી છે. લાવણ્ય મયી છે, મુગ્ધા છે, એ આપણું ઇનામ છે, એમ સમજી મોહિત થયા પણ એક બીજાને અદેખાઈ આવતા લડવા લાગ્યા. જંગલમાં શિકારે આવેલા શાહજાદા દુરથી તેમને લડતા જોઇ ઘોડો દોડાવતો આવતો હતો; તેમને જોઇ સ્વારો જંગલમાં સંતાઈ ગયા. શહેનશાહ યમુનાને જોઈ મોહિત થયો. આ બાઇ કોણ છે, અને આ જંગલમાં કેમ આવી છે, તે તેણે પેલા મોગલ સ્ત્રી પુરૂષના પડેલા રસાલાથી જાણી લઇ, તેને પોતાના સ્વારો સાથે દિલ્હી મોકલાવી દીધી. યમુનાને હજુ મહેલમાં આવી ઉતર્યાં ને ઝાઝો વખત થયો નહિ, કે શેહેનશાહ તેની પાસે આવી ઉભો રહ્યો અને બોલ્યો કે,—" કેમ તું આ મેહેલમાં સર્વ પ્રકારે સુખીતો છે કે ? તારો કંઇ હુકમ છે કે તે હું બજાવી શકુ ?"

આ સાંભળી યમુના બે હાથ જોડી માથુ નીચુ કરી, નમ્રતાથી બોલી,—" સરદાર ! તમોને કહેવાનું તે એજ છે કે, હું એક ગરીબ હિંદુ છોકરીછું, ઉપર ઇશ્વર ને નીચે તમે પોતે સિવાય મારૂં રક્ષણ કરનાર અત્યારે કોઇ નથી. અમારા હિંદુ લોકો ગરીબ જાત કે પરજાતને હેરાન કરતા નથી, તેમાં સ્ત્રીઓને તો હદ કરતાં વધારે માન આપનારા છે. તમારા લોકોની રીતભાત કે બોલી હું બરાબર જાણતી નથી; છતાં મને અહીં પકડી આણવામાં આવી છે; હું તમારા પગની રજ છું, તમો મારા પિતા છો અને હું તમારી પુત્રીછું, મને બચાવો." બાદશાહ—" તુ શું માગે છે ? " યમુના—' હું મારા સ્વવતનમાં જવા ઇચ્છુંછું" બાદશાહ—" તેમ તો નહિ બનશે. હુ આ દેશનો ધણીછું; મારા જનાનામાં અનેક સ્ત્રીઓ ચમન ઉડાવે છે, તે સર્વમાં સર્વોપરી થઈ તું શું આ દિલ્લીપતિની સેજને નહિ શોભાવશે " યમુના—" છટ, છટ, ખુદાવિંદ ! આપ એ શું કહો છો ? પિતાએ પુત્રી પ્રત્યે આવા શબ્દો ઓચ્ચરવા જોઇતા નથી. મેં કહ્યું છે કે મારે મરાઠાની છાવણીમાં જવું છે." બાદશાહ—" અયે ઓરત ! હું બાતે સુખી છું. મને ધનની કમીનાજ શી છે ? મારી આખી દોલત કે રાજપાટ હું તારા ઉપર કુરબાન કરીશ; પહેરવાને સોનાના દાગીના, જમવાને રૂપાની થાળી, અને ભાત ભાતના ભોજનો, હાજરીમાં રહેવાને ગુલામો, હુકમમાં રહેવાને સિપાઇઓ ઘણા હાજર થશે, પાણી માગતાં દુધ આણી આપવાને અને તારી જુદી ઉઠા-

વખતને સેંકડો દાસીઓ હાજર થશે. નહિ, નહિ, નખરાબાજ હિંદવાણી, તું કહ્યું હજરની થઇશ નહિ. " યમુના—" આપ શાહનશાહ છો, તો મને કહેવા દો કે તમે પ્રજાના પિતા, તે મારા પિતા છો. શું પિતા પુત્રીનું રક્ષણ નહિ કરે ? અરે હિલ્લીપતિ ! તમે મારા પ્રત્યે હસો છો ? મારા જેવી દીન હિંદવાણીની મશ્કરી કરવા શા સારૂ તમારે રંજ ખેંચવી જોઇએ ?" બાદશાહ—"મશ્કરી ! વલ્લાહ, વલ્લાહ, પવિત્ર કુરાનના કસમ ખાઈ હું તો ખરેખર સાચા દીલથી કહું છું." આ શબ્દોથી યમુનાના દીલમાં કંપારી છુટી; બે હાથ જોડી તેણી ફરીથી બોલી;—"ગરીબનવાજ ! તમારી ગુલામડીને બચાવો અને કાઢી મુકો; વિચાર કરો કે હું એક હિંદુ છું. એક બીજા ધર્મની છું કે જેથી મારાથી મારો ધર્મ મુકી શકાશે નહિ. આપના જનાનામાં રહેવા કરતાં હું મરવું બેહતર ગણીશ. " બાદશાહે સલાહ સમજાવીથી કશું વળે તેમ ન જોયાથી દમ બીડાવવાને ખાતર ગુલામને હુકમ કર્યો કે, " આ કાફર કમબખ્ત હિંદુવાણીને કાળાગારમાં કેદ કર. " ગુલામ ઝમરૂદે તુરત આ હુકમ બજાવ્યો અને યમુના બીજીજ પળે એક અંધારા ગારમાં જઇ પડી. આ સ્થિતિમાં રહેવા કરતાં તે મરવાનું વધારે પસંદ કરતી હતી, પણ તેના મનમાં સ્વદેશ હિત માટે અનેક તરંગો ઉઠતા હતા. તેથી ધૈર્યતા રાખી રહી હતી.

યમુના આ સમયે કારાગ્રહમાં શું કરતી હતી ? લંપટી શાહની મરજીને તાબે થવાની હિંમતથી ના પાડવાના પરિણામમાં આ જુવાન મરાઠણ કારાગ્રહમાં ઇશ્વર સ્મરણ કરતી, કોઇક સારા દિવસની રાહ જોતી, અને દૈવની ગતિ ઉપર વિશ્વાસ રાખી બેઠી હતી લાંચીઆ જેલરો કે રખેવાળોથી તેણીના જાણવામાં આવ્યું હતું કે, મરાઠાઓ મોગલોનો અડદાલો કાઢી ચાલ્યા ગયા છે, અને હાલ તીજોરી ખાલી થઈ ગઇ છે, તે ભરવાને નાણું જોઇએ છીએ, માટે તેણી જો કાંઇક લાંચ રૂસ્વત તરીકે આપે તો તેણી પોતાનો છુટકારો કરી શકે, પણ શરીર ઢાંકવાને પુરતાં વસ્ત્ર ન મળે તો પછી તે બાપડી લાંચ ક્યાંથી આપે ? કારાગ્રહમાં પડવાનું કારણ તે સારી પેઠે જાણતી હતી. તેને આશા હતી કે અમુક સમય જતાં નીચ મનોવૃત્તિથી શાહ તેણીને ફરીથી બોલાવશે, પણ કારાગ્રહમાં પુર્યા પછી શાહના સ્વપ્નમાં પણ તે નહોતી, તો પછી તેને બોલાવવાનો વખત જ ક્યાંથી આવે ! લાંચ રાજ્ય ચાલેલું જોઇ, તેણીને ભારે ચટપટી થતી કે, કોઇ પણ રીતે અહીંથી છુટકું જોઇએ. ઘડીક વેળા, પણ જો તેણીનો છુટકારો કરવામાં આવે, તો તે મોટી રકમની લાંચ, રખવાળો વગેરેને આપવા માગણી કરતી, પણ કમબખ્ત રખેવાળો ક્યાં કાચા હોય કે પહેલે દામ લીધા વગર કામ બજાવે, એટલે તેની માગણી વ્યર્થજ જતી, યમુનાને મુંઝવણ થઇ. અનેકવાર તેણીએ પોતાના છુટકારા માટે રખેવાળોને કાકલુદી કરી, પણ તેમાં

તેણી ફાવી નહિ. શુ કરવું ? કોઇ પણ પ્રકારે આ ગડબડ ગોટાળાનો લાભ લઇ અહીંઆંથી છુટવુ તો ખરૂં ? પણ તે કેમ છુટવુ, તેનો ઉપાય તેણીને સુઝતો નહતો. લાંચ આપવા માટે દાગીના તો નહતા, પણ જો કોઇ લડવૈયો સામો થાય, તો તેની જોડે હિંમતથી લડી હાથ બતાવવાને તેણી પાસે છુપાં કેટલાંક હથિયારો તો હતાંજ, જેને તેણીએ અત્યાર સુધી મહા મહેનતે પોતાના પોશાકમાં છુપાવી રાખ્યાં હતાં. જો કામ પડે તો તે હથિયારનો ઉપયોગ કરીને પણ આ કારાગ્રહમાંથી છુટવુ, એવો તેણીએ નિશ્ચય કીધો. આવો નિશ્ચય કરવા માંડયો તો ખરો પણ તે કેમ પાર પડે ? શું રખેવાળને રાતની વખતે સુતેલો ઠાર કરી તુરંગનુ બારણુ ભાંગી ચાલ્યા જવુ, નહિ, નહિ; એતો હીચકારાપણુજ કહેવાય. શૂરવીર, રણધીર સરદારની શરી પુત્રીને તેવુ હીચકારાપણું છાજે નહિ, ત્યારે કેમ કરવુ ? છુટવુ તો ખરૂં, પણ તે છુપા છુપ નહિ. પણ મોગલ અધિકારીઓ તો શુ પણ ખુદ મોગલ શાહેનશાહત એકવાર જોઇજ રહે, કે આ મરાઠણ યમુનાએ શુ કર્યું ? તેણીએ મનમાં ઠસાવ્યુ કે આ લુચ્ચા રખેવાલને આડો અવળો લલચાવી લંપટી શાહની હજુરમાં એક વાર જવું અને ત્યાં ખુદ તેના ઉપર તથા તેની આજુ બાજુના ઉપર હથિયારનો હાથ લંબાવી ત્યાંથી ભાગવુ. તેમાં જો પકડાઇશ તો હું તો સ્ત્રીછુ, મને માર્યાથી તેઓ શું કીર્ત્તિ પામશે ? પણ ઘડીભર હું બતાવી આપીશ ત્યારેજ ખરી યમુના. એ પ્રમાણે યમુના એક દિવસે સાંજે જેલના ચોગાનમાં બેઠી વિચાર કરે છે, તેવામા જેલનો ઉપરી આવ્યો, તેને જોઈ યમુનાએ પૂછયું,—" મીઆં માદાયતઅલી ! કાલે તમે તમારા શાહની કોઇ નવીન વાતો કરતા હતા તે શુ ?" મીઆંભાઇ જોડે અત્યાર સુધી યમુના દમામથીજ વાત કરતી હતી; તેણીને એકાએક આ પ્રમાણે કાંઇક વિનયથી વાત કરતી સાંભળી, મીઆંભાઈ તો સમજ્યા કે આજે આપણા દિવસ ઉઘડી ગયા ખરા; એટલે મુછપર તાવદેતોજ બોલવા લાગ્યો;-" હા, હા, કયા બોલી મૃગનયની ! મેને કુચ સુના નહિ ? કયા તુમ કયા પૂછતે હો, " યમુના—" હજી, આપ કંઈ રાજમાં ગડબડ ગોટાળા ચલાવાની વાતો કરતા હવા તેજતો. " મીઆં—" હં, હ, કોઈ પૂછતા સો ઉસ્કા ખુલાસા તો યેહી હય કે અબ રાજકી તીજોરી સબ ખલાસ હો ગઇ, સો ભરનેકે લીએ અબી ગરબડ સડબડ ચલ રહી હય; ઓર પ્રજા લોક અધિકારીઓંસે ધુમ મચા રહી હયે, કે હમ કહાંસે લાકે દેવે, આજેજ મેને ચોકી પરસે સુનાકે પ્રજા લોક સબમીલકે શાહકે મેહેલમેં જાતસેં જાત ફરિયાદ કરને એકઠી મીલી હયે; બ્હાં કયા હોતાહે સો સબ પીછે ખબર મીલજાવેગા તો મેં આપકું સુનાઉગા. "

યમુના—" હં, ત્યારે તો શેહેરમાં ભારી પોકાર પડી રહ્યો હશે નહિ ! " મીઆં—" સચ, સચ, ગડબડ સડબડ ઓર ઉથલપાથલ ચલી રહી હેં ? " યમુ-

નાએ વિચાર્યું કે આ તક બરાબર છે. આ ગડબડ સડબડમાં આપણી બી સડબડ ગડબડ મચાવી દેવી. એમ કલ્પના કરી બોલી,—"ત્યારે મીઆં સાહેબ! તમારા શેહેનશાહે મને અહીં રાખી મૂકી છે અને કોઇ દીવસ સંભારતા પણ નથી તો શું તમે મને શાહ હજુર લઇ જઈ કાંઇ ઈનામ બીનામ નહિ મેળવી શકો?" મીઆંભાઇ વિચારમાં પડી ગયા કે, આ ઉપાય તો ઠીક બતાવે છે. એને શાહની હજુરમાં ખડી કરી જણાવ્યું હોય કે નામવરની મરજી ઉઠાવવાને આ કુફ્ર મરાઠણ સમજી ગઇ છે, તો શાહ કદાચ આપણને નવાજે ખરો. એવો સંકલ્પ કરી બોલ્યો,—"બેશક! બેશક! હમ તુમારી સાથ ચલનેકું તૈયાર હયે; આપ લગાર અનઠન હોજાવો; મેં એકી ચીલમ ગગડા લેઉં, સબેરમે નિકલેગે!" એમ કહી ડાઢીમુછ સમારતા, એક ખુણામા હુકાની ગુરગુડી ફુકવા મંડી પડયા યમુના—"મીઆં સાહેબ! હું આ સ્ત્રીના પોશાકમાં હોવાથી રસ્તામાં બહુ વિપત્તિ પડશે, માટે જો મને પુરૂષના પોશાકમાં લઇ જાઓ તો કેમ?" મીઆં—"ખુબ ખુબ! તુમને રાસ્તવ દરૂસ્ત કહા, સબેરમેં સબ હોયગા!" બીજે દિવસે પ્રભાતમાં, જ્યારે દિલ્હીનો રાજમહેલ લોકના પોકારથી ગાજી રહ્યો હતો, ત્યારે મીઆંએ પુરૂષનાં કપડાં લાવી હાજર કર્યાં, તે યમુનાએ પહેરી લીધાં અને છુપાં શસ્રો બાંહેમાં છુપાવ્યાં અને મીઆં ભાઈએ આણી આપેલી સતેજ ઘોડી ઉપર સ્વાર થઇ, બનેએ શાહના મેહેલ તરફનો રસ્તો લીધો. મહેલ મોગલ પ્રજાથી ભરાઇ ગયો હતો; અંદર રજ જેટલી પણ જગા નહોતી. ભેગાં થયેલાં લોકો મહમુદશાહના નામની પોકાર કરતા હતા. તેવામાં આ બને સ્વાર મારતે ઘોડે આવી મેહેલમાં પેઠા. ઝડપથી આવેલા આ સ્વારો કાંઇ આપણું કામ બજાવવા આવી પહોચ્યા હશે, એમ સમજી ભેગા થયેલા લોકોએ જવાનો રસ્તો કરી આપ્યો. યમુના જનાનાના દરબાજા સુધી પહોચી ગઇ. આ વખતે જે કોલાહળ થયો તેના અવાજે શાહને તેની જનાની નિદ્રામાંથી જગાડયો. ઘણી આનાકાની સાથે તે બહાર આવ્યો ને મહેલના એક ઓરડામાં ખુરસી પર બેઠો. તેની પાછળ લોકો ભેગા થયા હતા. તેવામાં છટાથી યમુના પુરૂષ પોશાકમાં તેની છાતી આગળ જઈ ઉભી રહી, તેની કોપાયમાન મુખમુદ્રા જોતાંજ મહામુદશાહ ચોંક્યો. યમુનાએ તત્ક્ષણે કરડાકી સાથે સવાલ કર્યો;—'જોઇ લે! તારી સન્મુખ ઉભેલો આ બીજો કોઇજ નહિ, પણ તારા લંપટ પણાનો ભોગ થઇ કેદમાં સબડતી શૂરવીર પિતાની પુત્રી યમુના, અને આ પેલી સામે ઉભેલી દુઃખ જુલમથી ત્રાહ ત્રાહ પોકારતી, તુજ સરખા બાઇલા અને જનાની શાહની દાદ માંગવા આવેલી તારી રાંક પ્રજા, અરે ઓ નીચ! લંપટી શાહ! પિતા તરીકે પ્રજાને પાળવાને બદલે તેં રંજાડવા માંડી છે તેનું પરિણામ આ પ્રત્યક્ષ જોઇ લે!" આટલુ બોલતાંજ સડાક દેતું તે બાંહેમાં છુપાવેલુ ખંજર ખેંચી કાઢી,

વીજળી જેવી ઝડપથી શાહપર કુદી તેની છાતીમાં ઘોંચી દીધું. હજી તો શાહ હાય, હાય, કરી ભોંયે પડે છે; આસપાસના રક્ષકો પકડો પકડોનો પોકાર કરે છે. તેટલામાંજ મારતે પગલે યમુના મેહેલમાંથી નીકળી પેલાજ ઘોડા ઉપર સ્વાર થઈ, લોકોના ટોળામાં ઘસી વિજળી પેરે અદૃશ્ય થઇ ગઈ. શાહને થયેલો જખમ કોઈ રીતે કારીતો નજ હતો; પણ આ બનાવનો ભેદ શાહ કે યમુના સિવાય સમજનાર બીજું કોઈ નહતું. ભેગાં થયેલાં લોકો આ બનાવ તરફ દિલગીરીથી પુછપરછ કરવા લાગ્યાં; આ મારનાર કોણ? તે ક્યાંથી આવ્યો? અને ક્યાં ગયો, તેની કોઇને ખબર પડી નહિ. શાહના અંગ રક્ષકો દિંગમુઢ થઈ ગયા, ને તેને ઉપાડી મહેલમાં લઇ ગયા અને તેની સારવાર કરવા માંડી, શાહ દુઃખમાં પડયો પશ્ચાતાપ કરવા લાગ્યો.

યમુના બુદ્ધિશાળી ને ચાલાક હતી. તે દિલ્હીમાં શાહના મહેલમાં ગડબડ મચાવી નાસતી ભાગતી કેટલેક દિવસે નર્મદાના તટ ઉપર, જ્યાંથી મરાઠા રાજ્યની સરહદની શરૂઆત થતી હતી ત્યાં આગળ આવી પહોંચી. તેવામાં એક છેટેથી કોઇના રડવાનો અવાજ સાંભળવામાં આવ્યો. તે કોણ હશે! એવી કલ્પના કરી ઘોડો એ તરફ મારી મૂક્યો. ચાલતાં ચાલતાં બોલી કે;—" હું ઇશ્વર સમક્ષ પ્રતિજ્ઞા લઉંછું કે, મારા સ્વદેશીઓનું અને સ્વદેશ ભૂમિનું વેર, પરદેશીઓ ઉપર લઉં નહિ—અરે મરણાંત સુધી મારી માતૃ ભૂમિનુ લુણ હલાલ કરૂં નહિ, ત્યાંસુધી આ યમુના શુદ્ધ માતાની પુત્રી નહિ આજ મારાં શસ્ત્ર અને આજ મારા ઘોડાનો દુસ્મનોનો પરાજ્ય કરવામાં ઉપયોગ કરીશ." એવું 'પણ' લઈ મારફતે ઘોડે જે તરફ રોવાનો અવાજ આવતો હતો તે તરફ ગઇ, તો માલમ પડયુ કે, આર્ય રાજ્યનો તેજસ્વી શુક્રનો તારો, ભારત ભૂમિને ધ્રુજાવનાર વીરો, બાજીરાવ પેશવા સ્વભૂમિમાંથી પરદેશીઓને હાંકી કાઢવાનુ કામ અધુરૂં અને પોતાના વંશજોને માટે બાકી રાખી સ્વધામ ગયો છે; તેનું પવિત્ર શબ પવિત્ર નર્મદા નદીના તટ ઉપર સુખડની ચેહમાં ભસ્મિભુત થયુ છે. જે વીર પુરૂષ સ્વધર્મની રક્ષાને માટે ઘુમતો હતો, તે આજે હતો નહતો થઇ જતાં ભારતવર્ષનો સૂર્ય અસ્ત થયો છે.

યમુના આ શોક સમાચાર સાંભળી ગાભરી બની ગઇ; તેનું તેજ ઝાંખુ પડયું, તેના મનમાંની આશા મનમાંજ રહી ગઈ, ગયો તે પાછો આવનાર નથી, એમ ધીરજ ધરી તેણીએ હવે પછી જે થાય તે ખરૂં એમ માની લઇ, પોતાના વતન પુનામાં આવી. પુના શહેર જે પેશવાની રાજધાની હતું, ત્યાં યમુના પોતાના વતનમાં આવી ખરી, પણ શાન્તિથી બેઠી નહોતી. તેણીએ લડાઈમાં બજાવેલાં પરાક્રમ, તેના પિતાનું જંગમાં મરણ થતાં તેની સંભાળ લેવી, તેના ઉપર ગુજરેલો જુલમ, મોગલ કેદખાનામાંથી છુટવાને તેણે રચેલી બાજી-

ઓ અને તેમાં મોગલ મોહેનશાહને તેના મહેલમાં જઈ કરેલા જખમ વગેરે
હેવાલ સાંભળી, મરાઠા નગર તેના સાહસ માટે વાહ. વાહ, બોલતું હતું. તેના
મનમાં મેળએલો સાસાના વેરનો અગ્નિ ધિમો, પણ જોરમાં પ્રજ્વલિત થયો હતો.
બાજીરાવના મરણથી જ્યારે પેશવાઈ ઉપર બાળાજી ને આવેલો જાણ્યો અને
સઘળી સત્તા ભાઉસાહેબના હાથમાં ગયેલી જાણી, ત્યારે તેણીને કાંઈક આ-
શા આવી, તેણીએ ભાઉની મુલાકાત લઇ તેને મોગલોની અવ્યવસ્થાથી માહિ-
તગાર કર્યો. બાજીરાવ પેશવાએ પરદેશીઓને દેશમાંથી હાંકી કાઢવાને લીધેલા
"પણ"ની યાદ આપી તેને પાનો ચઢાવ્યો. તે ભાઉએ બાલાજીને તેના પિતાએ બ-
જાવેલા પરાક્રમોની યાદ આપી, તેણે લીધેલ–પણ–નું સ્મરણ કરાવ્યું. યમુના સ-
રખી એક અબળા પણ પરદેશીઓ ઉપર હાથ અજમાવવાને કેવી ટમટમી રહી
છે, તેનો દાખલો આપી તેને ટોણો માર્યો. બાળાજીએ મોગલોપર ઉશ્કેરાઈ ત-
ની જોડે લડવાની તૈયારી કરવાનો હુકમ કર્યો.

યમુના દરરોજ મરાઠા દરબારમાં આવતી. પેશવાની, સદાશીવરાવ ભાઉની
અને બીજા યોદ્ધાઓની મુલાકાત લેતી. જે ખબરો પોતાને મળતી તે દરેકને
આપતી. યુદ્ધના સબંધમાં અનેક પ્રકારની વ્યવસ્થાઓમાં તે મરાઠા સૈનિક જોડે
મસલત ચલાવતી. અનેક પ્રકારે પેશવાની કચેરીમાં યમુના, યમુના થઇ રહી હતી.
તે વીસ વરસની યુવાવસ્થામાં હતી. પોતાની અનુપમ કાંતિથી આવનાર ભયની
તે લેશ પણ પરવા કરતી ન હતી. વીશ વર્ષની એક સૌંદર્યવાન સુંદરી રાજકાજમાં
માથું મારે એ બનાવ પણ કેટલાકને બહુ નીચું જોવડાવતો હતો. તુરત વેળા
યમુના જો કે મરાઠા દરબારમાં બહુ લાગવગ ધરાવતી થઇ પડી હતી; તોપણ
ઘણાક તેના પ્રતિ દ્વેષની નજરથી જોતા રહ્યા હતા. માત્ર ભાઉનો રવાબ અને
પેશવાની નીતિમાન અને ન્યાયી વર્તણુકથીજ તેઓ પોતાના અનીતિમાન ઉ-
ગારો કાઢી શકતા નહોતા. પણ તેમાં એક હનમતરાવ નામે સરદાર બહુ અની-
તિવાન હતો. તેની દૃષ્ટિએ જ્યારથી યમુના પડી ત્યારથી તે તેણી તરફ દીવાનો
બની ગયો હતો. કેવા પ્રકારે તેને વશ કરવી તેના ખ્યાલમાં તે રાત દિવસ રમ્યા
કરતો હતો. પણ યમુના સરખી એક પવિત્ર મનની સતીને સતાવવાનું શું પરિણામ
આવશે, તેનું તો તેને ભાન ન હતું. યમુના હમેશાં નિર્ભય પણે ઘણી મોડી રાત્રે
ગુપ્ત રાજકીય વાતચિત કરીને દરબારમાંથી ઘેર જતી. તે હમેશાં ઘોડા ઉપર
સ્વાર થઇને આવતી જતી. નિર્ભય છતાં શૂરવીર ને છાજતાં હથિયારો કમરે કસ-
વાને ચૂકતી નહિ. સ્ત્રીના વેશમાંજ ફરતાં છતાં, માથે પુરૂષની પેઠે ફેંટો વિંટાળ-
તી અને ઘાઘરાને બદલે સુરવાલ પહેરતી. પગ ઉઘાડા રાખવાને બદલે ઉંચા
ચપલ પહેરતી. દેખાવમાં તે એક હૃષ્ટ પુષ્ટ મદમસ્ત જુવાન સરખી લાગતી.
પ્રાતઃકાળે વહેલી ઉઠીને તે દેવદર્શને જતી અને ત્યાં કેટલોક કાળ ઇશ્વર ભક્તિ-

મા ગાળી પાછી ફરતી સર્વ કોઇ જાણતું હતુ કે, સતી યમુના ઘણી પવિત્ર તેને છેડવી અને વિકાળ વાઘને છેડવો બરાબર છે. વળી તેણી સદા સાવધ હથિયાર સાથે ફરતી હતી, તે પણ સર્વ કોઇ જાણતુ હતું. તો પછી હન રાવ જેવો પાપી પોતાની પાપ વાંચ્છનાનો પ્રયોગ વીરબાળા સતી--સાધ્વી ઉપર અજમાવવા જતાં શુ ન બીહે ? તે બીતો હતો, પણ પાપ વાંચ્છના આગળ દોડાવતી હતી, અને તે પાપ વાચ્છનાનુ બળ તેનાં ઉપર ફાવ્યા તેણે યમુનાને એક રાત્રિએ દરબારમાંથી ઘેર જતાં માર્ગમા ઘેરી. તેણીને પ્રકારે સતાવવા માંડી અને પોતાની પાપી વાચ્છના પુરી કરવા માગણી તે માગણીને તેણીએ તુચ્છકારી કાઢી, પોતાનો ઘોડો તેની સામા દપટાવ્યો, તે ગભરાયો, પણ તે તેની પાછળ પડયો પુન ઘેરી, પુન છટકી, વળી આમ સત્ય અસત્યનુ યુદ્ધ ચાલ્યું. ખરેખર શિયળ સમાન બળ નથી, શિયળ માન તેજ નથી અને શિયળ સમાન પવિત્રપણુ નથી. બ્રહ્મા પણ સતીને વી શકતો નથી. ત્રણ લોકને ધ્રુજાવનાર રાવણ—લકાનો સ્વામી, પોતાના નમાં કેદ પડેલી સીતાની સામા દષ્ટિ કરવામાજ કપતો હતો. નળપત્ની યંતી સામે કુદષ્ટિ કરવાથી પારાધી નાશ પામ્યો હતો. જે સ્ત્રી પોતાના ળનું રક્ષણ કરવા ઇચ્છે છે, તેનામાં હજાર હાથીનું બળ આવે છે, તે રણમાં ઘરમાં એક સરખી રીતે રક્ષણને પામે છે. ઘડી કટો કટની હતી, એકાંત ર કામાંધ પુરૂષ, તેની સામે એક અબળા કેટલો સમય ટકી શકે ? પણ આ અબળા તે સબળા હતી, તે ચડીકા હતી, તેનામાં શિયળનુ બળ હતુ; ગમે તેવા બળવાનને પણ ભૂભેળો કરવાને સમર્થ હતી. યમુનાએ જોયુ કે, નીચ કાંઇ પણ સજાવગર અહીંથી કેડો છોડનાર નથી, એટલે એક ક્ષ ઘોડાની પીઠ ફેરવી, કટારીનો એક સખત જખમ હનમતરાવની બાજુ કર્યો, અને તેની વેદનામાં તેને નાખી તે ચાલતી થઈ અને તુરત પો ઘેર આવી.

સતી યમુના આગળ પોતાને આ પ્રમાણે ન ફાવેલો જોયો, ત્યારે એ ચ પાપીએ તેણીને નામોશી લગાડવાના ઉપાયો યોજ્યા. તેણે પોતાના મા એો વગેરેમાં ખોટી બૂમ ઉરાડવા માંડી કે. યમુના તેની જોડે પ્યારમા છે. નિંદા કરવામાં મનુષ્ય માત્ર પ્રવીણ હોય છે, એટલે એક કાનથી બીજે બીજેથી ત્રીજે, એમ કર્ણોપકર્ણ નિંદા પ્રસરી. તે યમુનાના કાન ઉપર આ તેણીને પુષ્કળ કપારી છુટી, પણ જ્યાં સુધી પોતાનું નિર્દોષપણુ સાબિત ક ની તક મળે નહિ, ત્યાં સુધી તે ચુપજ રહી. ધીમે ધીમે આ નિંદા રાજ દરબા પણ ચાલી, પણ આ વાત ખરી કે ખોટી છે તેનો યુક્તિ પ્રયુક્તિથી તપા વિચાર કોઇએ કર્યો નહિ. તેનું પરિણામ એ આવ્યુ કે, યમુના જે મોભો

વતી હતી, તેમાં ઘટાડો થવા માંડયો. પેશવા આ નિંદામાં કાંઇ ભેદ માની તે ખોટો માનતો, અને યમુનાનાં શિયળ ઉપર શક લાવવાને આનાકાની કરતો. જ્યારે ભાઉ તે નિંદાને નિંદા નહિ પણ સત્ય વાત માનતો. યમુના આ સઘળુ સમજતી હતી, પણ તેને પોતાનુ શિયળ સાબિત કરી હનમતરાવને ઠગારો જાહેર કરવાની તક મળતી ન હતી. જે તક મેળવવાની રાહ જોતી તે બેઠી હતી. દરબારમાં હનમતરાવ યમુનાને હલકી પાડવાને જરા પણ ચુકતો નહિ. તેણીની બને તેટલી ફજેતી કરતો. યમુના તેની ઝાઝી દરકાર કરતી નહિ; પણ ભાઉને જ્યારે તે ગપાટો ખરો માનતો અને હનમતરાવની પક્ષ પકડતો જોયો; ત્યારે યમુના અતિ ક્રોધાયમાન થઇ. તેણીના દીલમાં વીજળીના સરખી જ્વાલા પ્રગટી. તેણીએ પોતાનુ સતીપણુ સાબિત કરવાના ઉપાયો લેવા માંડયા અને દરબારીઓની ખાત્રી કરી આપવા માંડી, પણ જુતડો ભાઉ આ નિર્દોષ વાતને અસત્યનું રક્ષણ માનતો ગયો. તેથી યમુના પોતાનું તમામ ભાન ભૂલી ગઇ અને ગાંડીતુર બની ગઇ તથા શરીરમાં અગોઅગ અગ્નિ જ્વાળા પ્રગટી નીકળી. તેવામાં એક મોટી દરબાર ભરવામાં આવી હતી, તે દિવસે યમુનાનએ ત્યાં જઇ પેશવાને કહ્યું કે;-" સત્ય ધર્મ પ્રતિપાળક ! અબળા રક્ષક ! મારો ન્યાય કર, તારા ભાઉને વાર. આ પાપી હનમંતને સાશન કર અને તારી કીર્ત્તિ વધાર ? "

સતી યમુનાનો આ વેળાનો દેખાવ ભયાનક હતો. કાળિકા જેમ દુષ્ટને દડવાને આવી હોય તેવો હતો, તેણે માથાના કેશ છુટા મૂકયા હતા. કપડાં જથર પથર હતાં, કપાળે ચાંલ્લો કર્યો હતો. આંખ્યો લાલચોળ સરખી થઈ બાહેર નીકળી આવી હતી, તેણે એક હાથમાં ખડ્ગ ને બીજા હાથનાં શ્રીફળ લીધુ હતું. સર્વ દરબારીઓ આજે યમુનાનો આવો દેખાવ જોઇ ચકીત થઈ ગયા. ધર્મવેત્તાઓ સમજ્યા કે ચડીકાના કોપથી અનર્થ થશે ! વિનયથી પેશવાએ કહ્યું. કે,—" હે શૂરવીર પિતાની પુત્રી ! તારે શું કહેવું છે? તું શાનો ન્યાય માગેછે?" ક્રોધાયમાન થયેલી યમુના બોલી;—" હે મહારાજ ! હુ પરણેલી સ્રીછું અને અખડિત શિયળથી રહીછુ. આ તારો દુષ્ટ સરદાર હનુમત મારી નિંદા કરે છે, ને આ પાપી ભાઉ તે સત્યમાની અબળાનું રક્ષણ કરતો નથી." આ સાંભળી ભાઉ બોલ્યો;—" ઓ નીચ ચડારણી ! સભાળીને બોલ ? " યમુનાએ ગર્જના સાથે પગ ઠોકી કહ્યું;—" ચુપ, મૂર્ખ ! સતી સ્રીની નિંદા કરતાં લજવાતો નથી ? " તેવોજ ભાઉ બોલ્યો;—" હું તને સતી કેમ માનુ ? તું પાપીણિ છે ! કુલટાછે " એટલું સાંભળતાંજ તત્ક્ષણે યમુનાના નેત્રમાંથી જ્વાળા પ્રગડી, ને બોલી;—"રે દુષ્ટ ! નરાધમ ! બ્રાહ્મણ છતાં, બ્રાહ્મણ કન્યાનું રક્ષણ કરતો નથી, ને તેને માટે આવા અધમ વાકય ઉચ્ચારે છે ? તું મને ચડારણી ધારે છે ? અસતી ધારે છે ? હજી ચેત ? મને સતી માન, અને બ્રાહ્મણ કન્યાનું રક્ષણ કર ? નહિ તો

તારા અનર્થ કારક વચનથી આ મરેઠા રાજ્યનો ક્ષય થશે ! મારી ક્રોધ જ્વાળામાં સર્વ બળીને ભસ્મી ભૂત થશે ! જે રાજા નિરાધાર સ્ત્રી, બાળક, અને બ્રાહ્મણનું રક્ષણ કરવા સમર્થ થતો નથી, સતી અસતીની પીછાણ કરતો નથી, દુષ્ટને દંડ દેતો નથી, અને ધર્મિને આશ્રય આપતો નથી, તેનું રાજ્ય સત્વરેજ ભસ્મી ભૂત થાય છે." આટલું સાંભળીને પણ ભાઉ નમ્ર થયો નહિ, પણ ગર્વથી મૂછે હાથ દઈ બોલ્યો;—મને કોનો ભય છે ? ભાઉની શમશેર સામા કોણ ટકી શકે તેમ છે ? તારા જેવી સતી કહેવડાવે, ત્યારે તો આ સઘળી મરાઠણો વાંઝણીજ તો ?" તારા જેવી અધમ સ્ત્રીના પ્રપંચમાં ભાઉ ફસાશે નહિ !" આટલું ભાઉ બોલી રહ્યો નથી, તેટલામાં તો યમુના ચૈતન્ય રહિત હોય, જડ હોય, પુતળી હોય, તેવી સ્થિર ઉભી રહી. સભા સઘળી દંક થઈ ગઈ ! પણ જેમ કૌરવોની સભામાં સતી દ્રૌપદીને ન છાજે તેવાં કઠણ વચનો દુર્યોધન ને દુશાસન કહેતાં, પણ તેને કોઇ તેવાં વચન બોલતાં કે વસ્ત્ર હરણ કરતાં અટકાવી શક્યું નહિ, તેમ આ પેશવાની સભામાં સતી યમુનાને એવાં વચનો બોલતાં ગર્વિષ્ટ ભાઉને કોઇ અટકાવી શક્યું નહિ. "વિનાશકાળે વિપરીત બુદ્ધિ" થઇ ગઇ. બે ત્રણ ક્ષણ સુધી યમુના અબોલી રહી. પછી એકદમ "જયજગદંબે ! અંબેમાતકી જે ! એટલું બોલતાંજ બે હાથ ઉંચા કરીને દૃષ્ટિ સ્થિરરાખી બોલી;—

" જય જગદંબે માત, પ્રાર્થું તુજને માડી;
રાખ સતીની લાજ, દુષ્ટ સંહાર જે ભારી.
સતી અબળાને કાજ, ત્રિશૂળ ધર પ્રેમે હાથે;
હણ હણ દુષ્ટ અનેક, વિઘ્ન ટાળો શિર સાટે.
જો બેઠા આ દૈત્ય ! ન અબલા રક્ષણ કરતા;
દઉં છું પ્રેમે શાપ, મરો રણમાં રડવડતા.
રડો એમની નાર ધાર અશ્રુની પાડે;
ટળવળો રણમાં તેહ, ન આવે કો જન વારે.
સુણ દુષ્ટ ઓ ભાઉ ! ગર્વે ઘેલા મતમાતા;
થશે બુરા તુજ હાલ, લખ્યા એ લેખ વિધાતા,
મરજે બુરે હાલ, થશે અપકીર્ત્તિ તારી;"
રડશે રાનો રાન, સતીપણું દુષ્ટની નારી.
જળો સર્વ સમૃદ્ધિ, જળો સૌ તારી કીર્ત્તિ;
જળો તેજને રાજ, જળો પેશવાની મૂર્ત્તિ,
જાશે આ સૌરાજ, પરાધિનદાસજ થાજો;
એજ વિધાતા લેખ, લખ્યો તે ના ભુસાશો."

આ સાંભળી સભા થરથરી ગઇ. પેશવા નિસ્તેજ થઇ ગયો, ભાઉ હસ્યો,

પણ એનું હૃદય કંપી મારવા લાગ્યું, છેલા શબ્દો સાથેજ યમુના ચૈતન્ય રહિત થઇ ભરદરબારમાં પડી ! !

* * * *

આ ક્ષણેજ કચેરીમાં એક માણસે આવી પેશવાને નમન કરી જણાવ્યું કે;—" કાબુલનો દુર્રાની નામથી ઓળખાતો, આર્યધર્મનો કટ્ટો શત્રુ, દિલ્લીના શાહને સપડાવી, ભરતખંડને મુંઝાવવાને ચઢી આવે છે. આ સાંભળતાંજ કચેરીમાં ખળભળાટ થઇ રહ્યો.

ભાઉ દુર્રાની સામે લડવા ને મોટું લશ્કર લઈ ગયો; પાણીપતના મેદાનમાં ઈ. સ. ૧૭૬૦ માં ભારે યુદ્ધ થયું. બંને પક્ષનાં ઘણાં માણસો નાશ પામ્યાં. તેમાં અંતે ભાઉ ગેર અવસ્થાને લઇ હારપર આવ્યો. તેથી મદ પડેલાં હૃદયને ઉત્સાહ આપવા સંધ્યા સમયે તે તંબુમાંથી બહાર ફરવા નીકળ્યો. અંધકાર વ્યાપી રહ્યો હતો, તારાનું તેજ ઝગમગી રહ્યું હતું, સર્વત્ર શાન્તિ હતી, આવી શાન્તિમાં વિચાર કરતો એક મેદાનમાં આવ્યો. તેની સાથે કોઇ માણસ નહોતું, શસ્ત્ર પણ હાથમાં નહોતાં, નીચે મુખે વિચારમાં ને વિચારમાં ચાલ્યો જતો હતો. તેવામાં અકસ્માત્ એક આકૃતિ તેની દૃષ્ટિએ પડી. તે ભયથી વિહ્વળ થઈ બોલ્યો;—" કોણ યમુના, હા, તેજ ! દુષ્ટ ભાઉ ! હું તેજ બાળા છું? "તું હજી જીવે છે ? ના, હા. હું જીવું છું, પણ જીવતી નથી. તું શું જોય છે ? રે દુષ્ટ ભાઉ ! તેં સઘળી બાજી બગાડી છે, હું પતિવ્રતાને છછેડીને અબળાનું તેં રક્ષણ કર્યું નથી. પાપીને આશ્રય આપ્યો છે, તેનાં ફળ તને કાલે મળશે. તારી કીર્ત્તિનો સૂર્ય કાલે અસ્ત થશે, તે સાથે મરાઠાઓની કીર્ત્તિનો સૂર્ય પણ અસ્ત થશે, ને યવનોનો જય થશે ! હું આવી છું, તારી કીર્ત્તિ કેમ ખંડિત થાય છે, તે જોવા માટેજ હું જીવન ધરી રહીછું. દેવ મને કહે છે કે, કાલે મધ્યાન્હે તું પડશે, તે તારી દુષ્ટ વાણી માટે તારા શબની એવી ભુંડી અવસ્થા થશે કે તે કોઇને હાથ પણ જશે નહિ. જય અમે !," આટલું બોલતાંજ યમુનાએ પાસેજ એક ચિતા ખડકીને પ્રજ્વલિત કરી હતી, તેમાં હોમાવ્યું ને ભાઉના જોતજોતામાં બળીને ભસ્મ થઈ ગઈ.!

આ જોઈ ભાઉ દીગ્મુઢ થઈ ગયો. આ સર્વ અકસ્માતિક પ્રસંગ શો છે તે તે સમજી શક્યો નહિ. આવતી કાલે મરણ નિશ્ચય થશે એવા ભણકારા વાગી રહ્યા. " મેં આ નિર્દોષ બાળાને શા માટે સતાવી ? " તેને માટે હવે પશ્ચાત્તાપ કરવા લાગ્યો, પણ હવે ઘણું મોડું થયું હતું. હવે તેનો પશ્ચાત્તાપ વ્યર્થ હતો, તેનો ગર્વ હમણાં ગળી ગયો હતો. બીજે દિવસે યુદ્ધ થતાં મરેઠાની હાર થઈ અને ભાઉ ભુંડે હવાલે મુઓ; ધર્મ ધુરંધર પેશવાઈ ડુબી અને મરેઠી સજ્યનો સૂર્ય અસ્ત થયો. એ રીતે સતી યમુનાનું ભવિષ્ય કથન સત્ય ઠર્યું. યમુના

સતી હતી, વીર હતી, હિંમતવાન અને નિડર હતી, પવિત્ર અને સ્વદેશ પ્રેમી હતી. એ સર્વે તેના ચરિત્ર પરથી જણાઇ આવે છે. જેમ દ્રૌપદીને છછેડવાથી કૌરવોનો વિનાશ થયો, તેમ સતી યમુનાને છછેડવાથી મરેઠી રાજ્યનો અસ્ત થયો. અહો ! સતીના સતીત્વની કેટલી બધી મહત્તા છે ! ! ધન્ય છે આવી પવિત્ર વીર સતીને ! ! !

## અહલ્યાબાઇ.

આ પ્રખ્યાત્ પવિત્ર વીર મહારાણીનો જન્મ ઇ. સ. ૧૭૨૫ માં સિંધિયાના કુળમાં થયો હતો. તે ઇંદોરના મલ્હારરાવ હોલ્કરના પુત્ર ખંડેરાવની ધર્મ પત્ની હતી. તે મહા બુદ્ધિવાન, ધાર્મિક, નીતિવાન, ન્યાયી, દયાળુ, ક્ષમાવાન, ચાલાક, ચતુર, કાર્ય કુશલ, હિંમતવાન, પરોપકારી, ઉદાર, અને પતિવ્રતા હતી તે મધ્યમ કદની અને નાજુક હતી. તેનો ચ્હેરો જો કે પાકા બદામીરંગનો હતો, તોપણ તે સ્વચ્છ હતો. તે ઘણી આનંદી હતી અને ભાગ્યેજ તે ગુસ્સામાં દેખાતી. મન કેળવાએલું, રાજ્યના કામકાજમાં સ્વચ્છ અને પ્રામાણિક હતી. તેને ખુશામત જરાપણ પ્રિય નહોતી. તેના મુખ ઉપરથી ભોળપણુ અને સાધુત્વ સ્પષ્ટ જણાઈ આવતાં હતાં. ઇશ્વરે તેને અતિ રૂપવતી બનાવવાને બદલે દિવ્ય ગુણવતી બનાવી હતી. તે એવા ઉત્તમ ગુણોથી ભૂષિત હતી કે જે ભૂષણ આગળ અન્ય સઘળાં ભૂષણો કદાચ ન હોય, તોપણ બહારનાં ભૂષણો ધરાવનાર કરતાં શોભે. કહ્યું છે કે;—**"માણસનું ઘરેણું રૂપ છે, ને રૂપનું ઘરેણું સારા ગુણ છે."** મરાઠા રાજકુળની બીજી સ્ત્રીઓના કરતાં અહલ્યાબાઇએ કાંઇક વધારે વિદ્યાભ્યાસ કર્યો હતો, એવો સ્પષ્ટ લેખ જણાતો નથી; તેમ તેણે બાલ્યાવસ્થામાં કે યુવાવસ્થામાં વિદ્યા ઉપાર્જન કરી હતી તે પણ જણાતું નથી; પરતુ એટલું તો સમજાય છે કે, બાલ્યાવસ્થાથી શિક્ષા પામ્યા વિના કોઇ પણ મનુષ્ય આવું સદ્ગુણી, વિદ્વાન અને નિપુણ થઇ શકે નહિ. અહલ્યાબાઇ ઘણુાજ ધર્મ—નિયમથી પુરાણાદિક ગ્રંથોનું શ્રવણ અને ઉપયુક્ત ગ્રંથોનો પાઠ કરતી હતી. તે એવી તો દૈવી ગુણોથી વિભૂષિત હતી કે, તે જે સમયે જે દેશમાં ઉત્પન્ન થઇ, તે દેશનું એક દિવ્ય ભૂષણ મનાતી હતી, અને ઉચ્ચ સન્માન, પ્રૌઢ પ્રતિષ્ઠા અને નિર્મળ યશનુ પાત્ર થઇ હતી. તે ઉત્તમ ગુણોથી પોતાના પતિ ખંડેરાવની અત્યત પ્રીતિ મેળવી શકી હતી. ખંડેરાવ તેમને અત્યંત માનને પ્રેમથી ચાહતો હતો. પતિ પત્ની પ્રેમથી રાજ્ય વૈભવનું અતુલ્ય સુખ ભોગવતાં

હતાં. તેમને **માલીરાવ** નામે એક પુત્ર અને **મચ્છાબાઈ** નામે એક પુત્રી એ બે સંતાન થયાં હતાં. આ મહારાણી પતિને રાજ્યકાર્યમાં ઘણી પ્રકારે ઉપયોગી સલાહકાર થઈ પડી હતી; પરતુ આ સુખી જોડુ લાંબોકાળ સાથે રહી સુખ ભોગવવા પામ્યું નહિ. દૈવ ઇચ્છાથી ખડેરાવ હોલ્કર મરણ પામ્યાથી તેને વૈધવ્ય પ્રાપ્ત થયું. તે વેળા આ મહારાણીની ઉમર માત્ર વીશ વર્ષની હતી. પતિના દેહાંત પછી તેણે રંગીન વસ્ત્રો પહેરવાં તજી દીધાં. દક્ષિણ દેશમાં વિધવાઓ બહુધા જે વસ્ત્રો પહેરે છે, તે રૂઢિ પ્રમાણે તે કેવળ વગર કિનારની શ્વેત ધોતી પહેરતી હતી; સિવાય એક માળા કે કોઈ પણ પ્રકારનું આભૂષણ ધારણ કરતી નહતી. ઇંદ્રિયોના સુખ–ભોગને વાસ્તે સર્વ પ્રકારની સામગ્રી તૈયાર હતી, પરતુ તેણીએ મનને સાંસારિક વિષયોમાં પ્રવૃત્ત થવા દીધું નહિ. તેનાં શાંત ચિત્તપર સુદૃઢ વૈરાગ્ય જામી ગયો હતો. તેથી તે સદા સુખ પૂર્વક વિષયોથી વિમુખ રહીને ઇશ્વરભક્તિ કરતી હતી. તેવામાં વળી સસરા મલ્હારાવ હોલ્કરનો દેહાંત થયો. ત્યારે પોતાનો પુત્ર માલીરાવ ગાદી ઉપર બેઠો, પરતુ તે નાની ઉમરનો હોવાથી રાજ્યનો સઘળો ભાર તેના ઉપર આવી પડયો, પણ દૈવ ઇચ્છાથી તે એકનો એક પુત્ર પણ નવ માસની અદરજ મરણ પામ્યો. તેથી તેના શોકનો પાર રહ્યો નહિ. પુત્રી મચ્છાબાઇ બીજા કુળમાં પરણી હતી. તેથી આ વંશમાં ગાદીના અધિકાર પદે માત્ર અહલ્યાબાઇ સિવાય કોઈ નહોતું તેથી તેણે સર્વ સંભાળી વ્યવસ્થા કરવાનુ પોતાના હાથમાં લીધુ

અહલ્યાબાઇ રાજકાર્યમાં બહુ કુશળ હતી. તેને પોતાના કામમાં બીજાએ વચ્ચે આવવાનું પસદ નહોતું. મલ્હારાવના મુખ્ય મત્રી **ગગાધરયશવતનો** એવો વિચાર હતો કે અહલ્યાબાઇ પોતાના કુળમાંથી કોઇને ખોળે લે અને તેને ગાદી પર બેસાડવામાં આવે તો ઠીક, એટલે અહલ્યાબાઇનો હાથ રાજ્યમાં ન રહે એવો ઉંડો હેતુ હતો, પણ અહલ્યાબાઇએ તે વિષે કહ્યું કે,—" હું ગાદીના બને અધિકારીઓની સબધી છું. એકની સ્ત્રી અને એકની માતા છું, માટે જાતે રાજ્યકારભાર કરીશ. મારી હયાતીમાં હું કોઇને રાજ્યનો માલિક બનાવનાર નથી. " તેથી ગગાધરે પેશવાના સેનાપતિ રઘોજીને સમજાવી પોતાની સાથે મેળવી લીધો. એવી ખટપટ ચલાવી કે જેથી અહલ્યાબાઈ કોઈ પણ પ્રકારે ગાદી પર બેસવા પામે નહિ; પરતુ અહલ્યાબાઇએ તેને ચેતવણી આપી કે મારી સાથે તકરાર કરનારને અપ્રતિષ્ઠા વિના બીજું કાંઇ પણ પ્રાપ્ત થનાર નથી. જ્યારે રઘોજીને યુદ્ધ કરવા સજ્જ થયેલો જોઓ, ત્યારે અહલ્યાબાઇએ પણ લડવાની સઘળી તૈયારી કરી; પોતાનો હાથી તૈયાર કર્યો અને અસ્ત્ર શસ્ત્ર ધારણ કરી લડવાને સ્વાર થઈ જણાવ્યું કે;—" જો કદાચ યુદ્ધની જરૂર પડશે તો હું સંગ્રામમાં સેનાની સાથે લડીશ ને શત્રુઓને હરાવી દઇશ " આ સર્વ ખબર સિંધિ-

। અને પેશવાને થતાં તેણે રઘોબાજીને કહાવી મોકલ્યું કે;—" આ સાથે વિરોધ કરવામાં અમે તમને જરા પણ મદદ કરીશું નહિ." વળી પેશવાએ રઘોબાજીને જણાવ્યું કે;—" અહલ્યાબાઇને ગાદી પર બેસવા દેવામાં તેણે કાંઈ પણ વાંધો તકરાર કરવી નહિ અને આડે આવવું નહિ." અંતે આ મહાનરાણી હોલ્કરના સિંહાસન પર સને ૧૭૮૫ માં સુશોભિત થઈ. જે દિવસે સર્વ લગામ પોતાના હાથમાં લીધી, તેજ દિવસે તેણે રાજ્યના ખજાનામાંથી સર્વ દ્રવ્ય ઉપર તુળસીપત્ર મૂક્યું અને તે દ્રવ્ય પરમાર્થમાં વાપરવાનો સંકલ્પ કર્યો. તુકોજી હોલકરને સેનાધિપતિ ઠરાવ્યો. તે પાકી ઉમરનો, ઠરેલ, શરમાળ, અને રાજ્ય લોભ વિનાનો માણસ હતો. અહલ્યાબાઇએ પોતાની ચાતુર્યતાથી રાજ્ય પ્રબંધમાં કેટલાક સુધારા કર્યા. પોતે સ્ત્રી હોવાથી જે ન થઈ શકે તેજ કામ કારભારીઓને સોંપ્યાં; બાકી સઘળી સત્તા પોતાનાજ હાથમાં રાખી. માજી મંત્રી ગંગાધરને ક્ષમા કરી ફરી મંત્રીપદ આપ્યું; તુકાજી હોલ્કરને પ્રાંતના બીજા સુબાઓનું ઉપરીપણું પણ આપવામાં આવ્યું હતું અહલ્યાબાઇ તેને પુત્ર સમાન ગણતી હતી અને તે તેને માતા તુલ્ય માનતો હતો.

અહલ્યાબાઇના મનમાં સદાકાળ એવીજ અભિલાષા હતી કે દેશની સર્વ પ્રકારે ઉન્નતિ થાય અને પ્રજાનાં જાન માલનું રક્ષણ થઈ સઘળાં સુખચેનથી રહે. સ્વાધીન રાજા તથા સરદારોનો આદરપૂર્વક સત્કાર કરતી અને તેમને પોતાના અંગભૂત માની યોગ્યતા પ્રમાણે માન આપતી. પ્રજા, મહાજન, વ્યાપારીઓ અને જમીનદારોની ચઢતી જોઇને નિરંતર પ્રસન્ન રહેતી અને તેમના વિપુલ ધન તરફ કાંઈ પણ કુદૃષ્ટિ કરી નવા કર નાખ્યા નહોતા, પરંતુ તેમના પર કૃપા કરી રક્ષાને પાત્ર સમજતી હતી. તેથી પ્રજાનો તેના ઉપર અત્યંત ભક્તિ ભાવ હતો. તે એટલો બધો ભક્તિભાવ વધી ગયો હતો કે, તેના અમલમાં ગોંડ લોકોએ પણ લૂટફાટ કરવાનો નીચ ધંધો છોડી દીધો હતો. કોઇ વખત એ જંગલી લોકો કાંઇ કારણસર સામે થઇ ઉપદ્રવ કરતા, તો તેના ઉપર પોતાનું બળ અને પરાક્રમ પ્રગટ કરી યથોચિત ન્યાયસર દંડ કરવાને ચૂકતી નહિ. આર્યધર્મમાં–"ધર્મ અથવા મતભેદને માટે કોઇને પણ દુઃખ દેવું એ શાસ્ત્રવિધિ નથી." તે ધર્મ નિયમ પ્રમાણે વર્ત્તી આર્યધર્મથી વિરૂદ્ધ મતવાળાનું પણ દિલ દુખાવતી નહિ; પરંતુ સૌ સાથે સદા દયાથી વર્તતી. તેના ધર્મ રાજ્યમાં કોઇને લેશ પણ દુઃખ નહોતું, તેના રાજ્યપર ઉદેપુરના રાણા સિવાય બીજા કોઇએ ચઢાઇ કરેલી નથી. રાણા સાથે તે એવીતો વીરતાથી લઢી હતી કે, રાણાએ અંતે તેની સાથે સુલાહ કરી. રાજ્યનો પ્રબંધ એવોતો ઉત્તમ રીતે બાંધ્યો હતો કે પ્રજા સુખમાં દિવસો નિર્ગમન કરતી હતી. તે પોતાની પ્રજાને ધનસંપન્ન અને સુખ ચેનમાં મગ્ન જોઈ, જેટલી પ્રસન્ન થતી હતી, તેટલી

રાજ્ય-પ્રજાના દ્રવ્યથી તર કરવામાં થતો ન હતો. ભારતવર્ષના છોટા મોટા બધાં રાજ્યોના પ્રતિનિધિઓ, જેઓ તે રાજ્યમાં રહેતા હતા, તેમાં તેઓની સંમત્તિ અન્ય સઘળાની સંમત્તિથી વિશેષ મનાતી હતી.

અહલ્યાબાઈના વકીલો પુના, હૈદ્રાબાદ, શ્રીરંગપટ્ટન. નાગપુર, અને લખનોમાં રહેતા હતા. તેણે કેટલાક ગઢ તથા કિલ્લા બનાવ્યા હતા. ઘણું દ્રવ્ય ખર્ચી વિંધ્યાચળનો પાહાડ કોરાવીને સડક બંધાવી હતી. આખા રાજ્યમાં લાખો રૂપિયાને ખર્ચે ધર્મશાળા, મંદિરો, અને મજબુત કૂવા બનાવ્યાં હતા. આ રાજમાતાનાં ધર્મ દાનનાં વખાણ તેના રાજ્યમાંજ નહિ, પરંતુ ઘણાં દૂર દેશોમાં પણ થતા હતા. મહાતીર્થના સ્થળો જેવા કે કાશી, મથુરાં, પ્રયાગ, જગનાથ, દ્વારિકા, રામેશ્વર અને કેદારનાથ ઇત્યાદિ સ્થળોમાં તેણે મંદિરો બંધાવી સદાવ્રતો ચાલુ કરી દીધાં હતાં; જ્યાં આજ સુધી હજારો બ્રાહ્મણો અને સાધુ સંતોનો ઉપકાર થયા કરે છે. કાશીમાં શ્રીવિશ્વનાથજીનુ મંદિર, કે જેનું સઘળું શિખર સુવર્ણથી મઢેલું છે, તે પોતાને ખર્ચે તૈયાર કરાવ્યું તથા ઇંદોરનું પ્રાચીન નગર- નદીના બને કિનારા પર હતું, તે સને ૧૭૭૮ માં અહલ્યાબાઇએ ડાબે પડખે નવું વસાવ્યું. પોતે સ્ત્રી જાતિ હતી, તોપણ રાજ્યનો એટલો મોટો બોજો ઉપાડી, કઠિણ પરિશ્રમથી એક સરખું ન્યાય પુરઃસર કામકાજ ચલાવી શકી હતી!

અહલ્યાબાઈ નિત્ય પ્રાત કાળમાં ઉઠી નિમેલા વખત સુધી હરિકથા શ્રવણ કરતી હતી. પછી પોતાનાજ હાથથી સુપાત્રોને ભોજન અને દાન દક્ષિણા આપી ભોજન કરતી. તેની જ્ઞાતિમાં માંસ ભક્ષણનો નિષેધ નહોતો; તોપણ પોતે કેવળ અન્નના પદાર્થો સિવાય બીજું કાંઇ આહારના ઉપયોગમાં લેતી નહિ. ભોજન કર્યા પછી થોડા વખત શયન કરતી. બે બજે તૈયાર થઈ રાજ સભામાં બિરાજતી અને સાયંકાળ સુધી તે કાર્ય કરતી હતી. દક્ષિણીઓમાં સ્ત્રીઓને ઘરમાં ગોંધી રાખી ઓઝલ પડદે રાખવાનો રિવાજ નથી. આ રીતિ બહુધા ભારતવર્ષના તેજ દેશમાં પ્રચલિત છે, કેમકે તે તરફ મુસલમાનોનો વધારે ઉપદ્રવ નહોતો. મરાઠાઓમાં હજુ સુધી પ્રાચીન આર્યોનાં આ ચાલચલણ તથા રીતભાત જોવામાં આવે છે. તેઓ પોતાની સ્ત્રીઓને કેટલુંક શિક્ષણ આપવામાં ભારતવર્ષના બીજા દેશના લોકોની પેઠે હલકું નહિ માનતાં, પ્રસન્નતા પૂર્વક બાળકીઓને પઠન પાઠન કરાવે છે. એ લોકોમાં ધનવાનોની સ્ત્રીઓ ઘોડાપર સ્વાર થઈ ગમે ત્યાં ફરી હરી શકે છે, તેમાં કોઈ પ્રકારનો પ્રતિબંધ નથી તે રીતને અનુસરી અહલ્યાબાઈ પડદા વગર દરબારમાં બેસીને રાજના સઘળાં કામકાજ કરતી. પ્રજાની ફરીયાદો ધ્યાન દઈ સાંભળીને અદલ ઈન્સાફ આપતી. મોટાં નાનાં સર્વ- લોકો તેની પાસે જઈ શકતા હતા. "ઇશ્વરની પાસે મારે સઘળી જોખમદારીનો જવાબ આપવો પડશે." આવા નિશ્ચયથી સઘળાં કામ દીર્ઘ

વિચારથી અને ઈશ્વરનો ભય રાખીને તે કરતી હતી. તેને પોતાની મિથ્યા પ્રશંસા મુદ્દલ પસદ નહોતી.

મહારાણી અહલ્યાબાઇ ખરેખરી દૈવી સ્ત્રી હતી. સઘળા કામકાજોમાં તેના ચિત્તની ઉદારતા, શીલતા અને ધર્મ એ વધારે વખાણવા યોગ્ય છે. તે નિત્ય દુઃખી, દીન, અને દરિદ્રી લોકોને ભોજન કરાવતી અને તેહેવારોના દિવસોમાં તેમને નાના પ્રકારના પદાર્થો જમાડતી હતી, ગ્રીષ્મ ઋતુમાં સૂર્યના તાપથી જ્યારે માળવામાં જળની તાણ પડતી, ત્યારે ઠેકાણે ઠેકાણે પાણી પીવાની પરબ બેસાડતી. તેથી દીન તથા વટેમાર્ગુને સુખ થતું. શીયાળાની ઋતુમાં ગરીબોને વસ્ત્રો આપતી. એ સિવાય પશુ પક્ષીઓને માટે પણ પાણી પીવાના અવેડા અને ચણીયાં બધાવ્યાં હતાં. તેનાં કરેલાં કામોનો હજારો ને લાખો પ્રાણીઓએ લાભ લીધેલો છે. અગણિત જનો પર તેનાથી ઉપકાર થયો છે, તેનાં સઘળાં કામો પર ઉપકાર અને પ્રજા પાલન નિમિત્તજ થતાં હતાં. સઘળાં હિંદુ અને મુસલમાન ઇશ્વરની એજ પ્રાર્થના કરતા કે આ ધર્મિષ્ઠ મહારાણીનું રાજ્ય અવિચળ રહે અને તેનો પ્રતાપ તથા તેજ નિરંતર વૃદ્ધિ પામે. અહલ્યાબાઈ વૃદ્ધાવસ્થામાં મહા આપત્તિમાં પડી, તેની એકની એક પુત્રી મછાબાઈનો પતિ દૈવ ઇચ્છાથી ભરજુવાનીમાં દેવલોક પામ્યો તેના શબ સાથે બળી મરવા મછાબાઈ જ્યારે તૈયાર થઇ, ત્યારે માતાએ અનેક પ્રકારે સમજાવી કહ્યું કે;—" બેટા ! મારૂ માન અને સતી થવાનુ બધ કર; કારણ કે આ સસારમાં હવે મારે તારા વિના, બીજા કોઇનો આધાર નથી. આ વૃદ્ધાવસ્થામાં તનેજ જોઇને હું જીવુંછું. જો તું નહિ રહે તો પછી મારી ખબર કોણ પૂછશે ? મારા દુઃખ તરફ દૃષ્ટિ કરી માન ?" મછાબાઈનો માતા પર અત્યત સ્નેહ હતો; તોપણ પોતાના ભયંકર વિચારનો ત્યાગ ન કરતાં તેણે કહ્યુ કે,—" પ્રિય માતા ! તું હવે વૃદ્ધ થઇ છે. તેથી સસારમાં તારે કાપવાના ઘણા થોડા દિવસો છે. મારો પુત્ર અને પતિ બને પરલોક ગયા છે અને વળી તુ પણ જ્યારે નહિ રહે, ત્યારે એ પહાડ જેવી જીંદગી મારે શી રીતે કાપવી તેનો વિચાર કરીને મને વાર; વગેરે કહ્યા પછી અહલ્યાબાઇએ અતે સતી થવાની રજા આપી. તે જે ઠેકાણે પતિની સાથે બળી ભસ્મ થઇ, ત્યાં અહલ્યાબાઈએ સતીના સ્મરણાર્થે એક દિવ્ય મદિર બધાવેલુ છે. જે અદ્યાપિ પણ જોવામાં આવે છે. અહલ્યાબાઇએ તુકાજીને ગાદીએ બેસાડ્યો હતો, પણ કેટલીક સત્તા પોતાના હાથમાં રાખી હતી. તેથી તેનું શરીર રાત્રિ દિવસના પરિશ્રમથી અને રાજ કાજની ચિંતાઓથી નિર્બળ થઈ ગયું હતું. વળી નિત્યના વ્રતોથી પણ તેનું શરીર ગાંજી જઇ મૃત્યુના ઘર પાસે જલદીથી પહોંચ્યું હતું. તેથી ઇ. સ. ૧૭૯૦ માં ૬૦ વર્ષની અવસ્થાએ તેનો પરલોક વાસ થયો. આવી સાધ્વી સ્ત્રીના સદાચર અને શુભ ગુણોના સંબંધમાં

માલકમ સાહેબ લખે છે કે;–" જે કાંઇ એના વિષયમાં લખાયું છે, તે એવું તો સપ્રમાણ છે કે તેની સત્યતા અને યથાર્થતામાં કોઇ પણ પ્રકારનો સંદેહ લાવવા જેવું નથી; પ્રત્યેક ધર્મ પાળનાર તરફ કેવળ ઉપકારની દૃષ્ટિ વિના બીજી દૃષ્ટિજ નહિ! બીજાના આત્માને સંતોષ આપવા વિના બીજું કાંઇ શ્રેયસ્કાર સમજીજ નહિ! ઇશ્વરનો ભય રાખી સદા સઘળું કામ કર્યું અને બીજાના અવગુણો તથા દોષોની ક્ષમા કરી! પુરૂષ શરીરોમાં પણ એવા ગુણો દુર્લભ હોય છે, તે એક સ્ત્રી શરીરમાં સ્વાભાવિક આવી વસ્યા હતા." અહો! ખરેખર તે આધુનિક ભારતવર્ષના રાજાઓ અને સ્ત્રી વર્ગમાં એક દિવ્ય ભૂષણ હતી. જેની કીર્તિનાં કિરણો ભારતવર્ષમાં અદ્યાપિ પર્યંત ચોતરફ પ્રસરી રહ્યાં છે. ધન્ય છે તેમના જીવનને!!!

---

## તારા.

---

આ પ્રખ્યાત પતિવ્રતા વીર સ્ત્રી વેદનોરના રાજા રાયસુરતનની પુત્રી હતી. આ રાજા સોલંકી કુળનો હતો. ઇ. સ ની તેરમી સદીમાં અલાઉદ્દીને એ રાજાના વડિલોને તેઓના અસલ વતનમાંથી કહાડી મૂક્યા હતા. તેથી તેઓ મધ્યપ્રદેશ–રાજપૂતાનામાં આવી ટોડા અને બનાસ નદીના કિનારાનો કેટલોક મુલક મેળવી ત્યાં રાજ્ય કરતા હતા; પણ લીલા નામે એક અફઘાન સરદારે એ મુલક તેના હાથમાંથી લઇ લીધો. તેથી રાયસુરતન દેશનિકાલ થઇને—પોતાની કન્યા તારાની સાથે અર્વલીપર્વતની તળેટીમાં મેવાડની સરહદે આવેલું પોતાનું ગામ વેદનોર રહ્યું હતુ ત્યાં આવી રહ્યો હતો. તારા ઘણીજ રૂપાળી, તેજસ્વિ, બુદ્ધિમાન, હિંમતવાન, ચતુર, ભણેલી અને શૂરવીર હતી. તે પોતાના પિતાને રાજ ક્ષીણ થયાથી દુઃખિત અને શોકાતુર મનના જોઇને મનમાં ઘણો ખેદ પામી. પોતે હિંમતવાન હતી. તેથી પોતાના વડિલોની બહાદુરી યાદ કરી તેઓની કીર્ત્તિ પાછી તાજી કરવામે તેનામાં ઘણું શૌર્ય ઉત્પન્ન થયું. પિતાના હાથમાંથી ગયેલો મુલક પાછો જીતી આપવાને પોતાનાથી બનતી સઘળી કોશિશો કરવાનો તેણે નિશ્ચય કર્યો. સ્ત્રી જાતિને શોભતાં વસ્ત્રાભૂષણ અને ધંધો એ કારણસર છોડી દઇને પુરૂષનો પોશાક પહેરતી શસ્ત્રો ધારણ કરી બાલ્યકાળથીજ ઘોડાની સ્વારી કરવા લાગી. ધનુષ વિદ્યાનો અભ્યાસ કર્યો. એ અભ્યાસવડે તે વિદ્યામાં એટલી તો નિપુણ થઇ હતી કે, દોડતે ઘોડે ધારેલુ નિશાન સપાટામાં પાડતી. તીર કમાન બાંધી જલદ કાઠિયાવાડી ઘોડાપર બેસી પોતાના પિતાના સૈનીક સાથે અફઘાનોની સામે લડાઇ કરવા જવા લાગી. એ અફઘાનો પાસેથી

ટોડા પાછું હાથ કરવાને તારા જેટલી આતુર હતી, તેટલી આતુરતા એ વંશના બીજા કોઇ માણુસોમાં નહોતી.

વીરતારા એક દિવસે લડાઇનો પોશાક પહેરી નિડરપણે પોતાનો ઘોડો દોડાવતી હતી. તે સમયે મેવાડના રાજા રાયમલ્લનો પુત્ર જયમલ્લ ઘોડાપર બેસી ત્યાંથી જતો હતો, તેની દૃષ્ટિ તારા ઉપર પડી. તેનુ અનુપમ સૌંદર્ય અને ઘોડાપર બેસવાનું કૌશલ્ય જોઇ તે અતિ આશ્ચર્ય પામ્યો. આ વીર સ્ત્રીએ તે યુવાન કુમારના હૃદયની આશા નિરાશા વચ્ચે મોટુ યુદ્ધ કરાવ્યુ. એ કુમાર વિચારપર વિચાર આવતાં ઘણો અધિરો બની ગયો. તેણે તારાને પોતાની સાથે લગ્ન કરવાનો સદેશો કહાવ્યો. તારાએ તેના જવાબમા કહાવ્યું કે;—"જે કોઇ મારા પિતાના શત્રુઓનો પરાજય કરી, ટોડા પાછુ મેળવી આપશે, તે સાથે પરણીશ." જયમલ્લ આ શરત કબૂલ કરી ટોડા જીતવા ગયો, પણ અફઘાનોએ તેને હરાવી પાછો કહાડયો. હાર્યા છતાં પણ જયમલ્લ વેદનોરમાં જઇ તારાને પરણુવા માટે પ્રયત્ન કરવા લાગ્યો. તે પરથી રાયસુરતને ક્રોધે ભરાઈ તેને મારી નાંખ્યો જયમલ્લ મરાયો, ત્યારે ભાટોએ કહ્યું કે;—

(સોરઠો) તારા તારા માટ, જો જેમલ મલ આવિયો;
તારા મળવા ઘાટ, કુડળી તારો નાવિયો.

આ મરનાર જયમલ્લનો પૃથુરાજ નામે એક ભાઈ હતો. તે આવેળા કંઈ કારણુથી મારવાડમાં દેશ નિકાલ થયો હતો તેમણે કેટલાંક ઉત્તમ કાર્યો કરી પોતાના ગુસ્સે થયેલા પિતાને રાજી કર્યાં હતો તે પોતાના ભાઈના મરણુના ખબર જાણી, તારાનુ પાણિગ્રહણ કરવાની આશાથી વેદનોર આવ્યો રાઓસુરતનની પાસે જઈ પ્રતિજ્ઞા કરી કે,—"ટોડા સર કરી આપને ન સોંપુ તો આપ મને પણ ખરો ક્ષત્રિય કહેશોમાં." તારાએ પૃથુરાજનાં અસાધારણ સાહસ અને પરાક્રમની વાતો પ્રથમથીજ સાંભળી હતી. તેમ તે સર્વ પ્રકારે લાયક પુરૂષ હતો. હમણાં તે મહાન્ કાર્ય કરવા માટે આવેલો હતો. તારાએ પોતાને લાયક એ વર છે એવી ખાત્રી થતાં મોહિત થઈ, તેની સાથે લગ્ન કરવાનો મન સાથે નિશ્ચય કર્યો. પછી પોતાના પિતાની સલાહ અને પરવાનગી મળતાં તેણે પૃથુરાજને કહાવ્યુ કે;—

(સોરઠો) એક વચની પૃથુરાજ, કહે ટોડા જીતી આપશું;
તો તારા મહારાજ, પરણે વચન વિશ્વાસથી.

તારાએ તેની સાથે અતે એજ શરતે લગ્ન કર્યું. લગ્ન કર્યા પછી વીરતારાએ પોતાના પતિને યાદ આપી કે તેણે પોતાની પ્રતિજ્ઞા પાળવી. શરા પૃથુરાજે હલ્લો લઈ જવાને મોહોરમના દિવસો નક્કી કર્યા. યુદ્ધની સર્વ ગોઠવણુ કરી રાખી. આ વેળાએ તારા પણ પિતાની આજ્ઞા મેળવી પતિની કીર્ત્તિમાં

ભાગ લેવા તૈયાર થઈ હતી. પાંચસો વીણી કહાડેલા ઘોડેસ્વારો લઇને પૃથુરાજ ટોડા જીતવાને નીકળ્યો. તારા પણ પુરૂષનો પોશાક પહેરી હથિયારો બાંધી ઘોડેસ્વાર થઇ પતિની સાથે ચાલી.

આ વીર સ્રીપુરૂષનું જોડું જે વખતે ચોકમાં તાજીઆ ઉતારેલા હતા, તે વખતે ટોડા જઈ પહોંચ્યું. સર્વે લશ્કરને શહેર બહાર ઉભું રાખ્યું. માત્ર પૃથુરાજ પોતે, તારા અને એક વિશ્વાસુ શૂરવીર ઘોડેસ્વાર એ ત્રણે જણાં તુરત શહેરમાં જોસભેર દાખલ થયાં. આ ત્રણે જણાં પોતાના ઘોડા જોસભેર દોડાવતાં તાજીઆની ગર્દી વચ્ચે થઇ અફ્ઘાન સરદારના મહેલ સુધી ચાલ્યા ગયાં. તેટલામાં અફ્ઘાન સરદારે નીચે આવી પૂછ્યું કે;—" આ વિદેશી સિપાઈઓ ક્યાં જાય છે?" તેવામાં તો પૃથુરાજના ભાલાથી અને વીરતારાના બાણુથી એ સરદાર પ્રાણુ રહીત થઇ નીચે પડયો. સરદાર માર્યા ગયાના સમાચાર લોકોમાં ફેલાયા નહિ, તે પહેલાં તો ત્રણે ઝડપથી ઘોડા દોડાવતા પવન વેગે દરવાજા પાસે આવ્યાં, પરતુ દરવાજા પાસે તેમને રોકી રાખવા માટે એક મદોન્મત્ત હાથીને એકદમ ઉભો રાખી દેવામાં આવ્યો હતો. તેથી તેઓને બહાર નીકળી જતાં અડચણુ થઇ, પણુ વીરતારાએ નહિ ગભરાતાં મન સ્થિર રાખી પોતાની પ્રચડ તરવાર ફેરવી તેનો જોસથી હાથીની સુંઢપર ઘા માર્યો કે તે કપાઈ નીચે જઈ પડી. તેથી હાથી ચીસ પાડી નાશી ગયો અને દરવાજો ખુલ્લો થયો, માર્ગ ખુલ્લો થતાં ત્રણે જણાં પોતાના લશ્કરને જઇ મળ્યાં. એ પછી સર્વેએ શેહેરપર સાથે હલ્લો કર્યો. સામે થનાર અફ્ઘાન લશ્કરને મારી નશાડી મૂકયુ. જેઓ નાશી ગયા તેઓ બચ્યા. બાકીના સર્વે પૃથુરાજ અને તારાની બહાદુરીના ભોગ થઈ પડયા. મરનાર અફ્ઘાન સરદદારના એક ભાઇએ તે શહેર પાછુ લેવાની કોશિશ કરી, પણુ તે વીરતારાના પ્રચડ બાણુથી માર્યો ગયો. એ રીતે રાજપૂતોએ પઠાણોનો સમૂળો નાશ કર્યો. રાજપૂતોનો તો નિશ્ચયજ હતો કે,—

" દૂધ ઉંચ શુ હરામ કરશું, દ્રોહ માત શુ કરશુ ?
ભિકણુ બાયલા હિજડા પાવૈ, દુનિયામાં શુ ઠરશુ ?
હજી છે આશ, સુખનો ભાસ, જીદ્દે છે જયભાઇ."

આ રીતે પૃથુરાજે પોતાના સસરા રાઓસુરતનનો ગયેલો મુલક અફ્ઘાનો પાસેથી પાછો પળવી આપી, પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી. વીરતારાનો પિતા પોતાની પુત્રીની યુક્તિ, હિમત અને કળા ચાતુર્યે કરીને પાછો ટોડાનો માલેક થયો.

વીરતારા ટોડા લીધા પછી પોતાના પતિ પૃથુરાજની સાથે મેવાડમા આવીને કમલમેરના મહેલમાં રહેતી હતી; ત્યારપછી પૃથુરાજે ઘણીવાર લડાઇઓ કરી હતી. તે સર્વેમાં વીરતારાએ પતિને ઉત્સાહ આપી ભાગ લીધો હતો. સિવાય પતિ સાથે તેણે ઘણાં વખાણુવા લાયક કાર્યો કર્યાં હતાં, તે પતિવ્રતાના ધર્મ પ્ર-

માંજે ચાલી પતિના સુખ અને કીર્ત્તિના હથિયાર રૂપ થઇ પડી હતી. પરસ્પરના પ્યાર અને મદદથી તેઓની જીંદગી આનંદ દાયક થઈ પડી હતી; પરંતુ એ આનંદદાયક સુખી જીંદગી લાંબોકાળ ભોગવવા પામ્યાં નહિ. શિરોહીના રાજા પ્રભુરાવની સાથે પૃથુરાજની બ્હેન પરણાવી હતી. તેની સાથે પ્રભુરાવ સારી રીતે વર્ત્તતો નહોતો. તેથી તેની બેને શિરોહીથી કહાવ્યું કે;—

> માડી જાયા વીર, પૃથુરાજ મુજ બંધવા,
> ધારણુ ધારી ધીર, વેગે વારે આવજો.
> હું દુઃખીઆરણુ બેન, સ્વપ્ને સુખ ન પામતી;
> રહું દુઃખમાં દિનરેન, પૃથુ પૃથુ સમારતી.
> કુંપી દુઃખ દધિમાંહિ, ઓ બંધુ પૃથુ તું છતાં;
> આવી વારે આંહિ, દુઃખી બેનને છોડવો.
> રાહ જોઉં દિન સાત, આશા ધારી તાહરી,
> નહિતો ઓ પૃથુ ભ્રાત, હું પાડીશ દે' માહરી.

આ ખબર આવતાંજ પૃથુરાજે શિરોહી જઇને પ્રભુરાવને ઠપકો આપી અપમાન જેવુ કર્યું. એ અપમાનનું વેર વાળવાનો તેણે મનમાં નિશ્ચય કર્યો; તેણે ચાર પાંચ દિવસ પૃથુરાજની સારી રીતે મેમાની આપી બરદાસ કરી; જ્યારે પૃથુરાજ ઘેર જવા તૈયાર થઈ આવ્યો, ત્યારે તેણે માર્ગમાં ખાવા ઝેર નાંખેલી મીઠાઇ આપી. તે મીઠાઇ ખાવામાં આવતાં પૃથુરાજના આખા શરીરમાં ઝેર વ્યાપી ગયું જીભ ખેંચાવા લાગી, પોતાના પ્રાણ બચશે નહિ, એમ નિશ્ચય થતાં તેણે પોતાની પ્રિયપત્ની વીરતારાને ખબર મોકલ્યા; તારા પોતાના મહેલમાંથી આવતાં પહેલાં તો પૃથુરાજે પ્રાણ ત્યાગ કર્યો હતો.

વીરતારા જે પતિને પોતાનાં સર્વ સુખ દુઃખનો ભાગીઓ ગણતી હતી અને જેને સદાનો પોતાનો સગતિ સમજતી હતી, તેના મરણથી આ દુનિયામાં જીવવું તેને ઝેર જેવુ આકરૂં થઈ પડયુ તે હાહાકાર કરતી મહા કલ્પાંત કરવા લાગી અને વ્હાલા પતિની સાથે પરલોકમાં જવાને તૈયાર થઈ ચંદનની ચિતા ખડકાવી પ્રિય પતિનું મસ્તક ખોળામાં લઇ બળીને સ્વર્ગે સિધાવી. વીરતારા અને પૃથુરાજની કીર્ત્તિ રાજપૂતાનામાં ઘણી પ્રસરેલી છે. એ પ્રેમી પતિપત્નીની કીર્ત્તિની વાતો અદ્યાપિપર્યંત લોકોમાં ગવાય છે; એટલુંજ નહિ પણ તે ઇતિહાસ પ્રસિદ્ધ છે.

---

# ભવાની.

આ પતિવ્રતા વીરસ્ત્રી છાતીન ગામના ચોધરી આત્મારામની પુત્રી થાય. તેને બંગાલામાં આવેલા નાટોરના રાજા રામકાન્ત સાથે પરણાવી હતી. એ ઘણી રૂપ-લાવણ્યવતી, ધર્મશીલ, પતિવ્રતા બુદ્ધિમાન, ચાલાક, નીતિનિપુણ, ભણેલી, ધૈર્યવાન, ઉદાર, પરોપકારી અને શૂરવીર હતી. નાટોરનું રાજ્ય લગભગ સ્કોટલાંડના જેવડું મોટું હતું. એ રાજ્યની ઉપજ દોઢ કરોડ રૂપિઆની હતી. આ રાજ્યની સમૃદ્ધિ ઘણી હતી. આ રાજા નાની ઉમ્મરે ગાદીએ બેઠો હતો. સાધારણ રીતે જેમ કેટલાક નાની ઉમ્મરના રાજાઓ બિન અનુભવને લીધે મોજ શોખમાં લપટાઇ પડે છે, તેમ આ રાજા રામકાન્ત પણ મોજશોખ અને એશ આરામમાં પોતાનો કાળ ગુજારતો હતો, તેને લઇ તે દુર્ગુણી થઈ ગયો હતો. દયારામ નામે તેના પિતાના વખતનો વૃદ્ધ દિવાન હતો, તેની શીખામણ તે માનતો નહોતો; કેમકે તે પ્રથમથી તેના ઉપર જોઈએ તેવો અંકુશ રાખી શક્યો નહોતો. યુવાનરાણી ભવાની પણ તેને બહુ બહુ સમજાવતી અને વખતે આંસુ પાડી વિનતિ કરતી, પણ તે કદાથી ખરાબ રસ્તે જતો અટક્યો નહિ; પરતુ તે ધીમે ધીમે વધારે દુર્ગુણી થતો ગયો. વૃદ્ધ દિવાન દયારામને રજા આપી, પૈસો પાણીની પેઠે વાપરવા લાગ્યો. રાજ્યમાં અંધેર ચાલવા લાગ્યું, સિપાઇઓનો પગાર વખતસર આપી શકતો નહિ; વગેરે અવ્યવસ્થા ચાલતી હતી. આ વખતે બંગાલામાં અલીવર્દીખાન નામે નવાબ હતો તેની રાજધાની મુર્શિદાબાદમાં હતી. આ નવાબને નાટોરના રાજ્ય તરફથી બાવન લાખ રૂપિયા દરવર્ષે ખંડણી ભરવી પડતી હતી, તે ખંડણી પણ ચડી ગઈ હતી. વૃદ્ધ દિવાન દયારામ રજા મળવાથી મુર્શિદાબાદમાં જઇ રહ્યો હતો. તેણે નવાબને કહ્યું કે;—“ રાજા રામકાન્તે તો બત્રીશ લાખ રૂપિયા એકઠા કર્યા છે અને બે લાખ રૂપિઆનો તો તે શિરપેચ પહેરે છે, છતાં આપના લેણા રૂપિઆ આપતો નથી ?” આપરથી નવાબે એકદમ લશ્કર મોકલી રાજા રામકાન્તની મિલકત લુટી લીધી; એટલુંજ નહિ પણ રાજકાજને માટે નાલાયક ઠરાવી; દેવીપ્રસાદ નામે તેના ભત્રિજાને ગાદીએ બેસાડયો. આથી રાજા રામકાન્તને ઘણી અસર થઇ. તે રાણીભવાનીને સાથે લઈ ત્યાંથી નીકળ્યો. રાણી ગર્ભવતી હતી, છતાં કશીપણ આનાકાની વગર પતિની આજ્ઞાને આધિન થઈ તેની સાથે ચાલી નીકળી. ગંગાને કિનારે નાવમાં બેસી મુર્શિદાબાદ આવી, જગતશેઠને ત્યાં આશ્રય લીધો.

રાણી ભવાની ઘણી બુદ્ધિવાન, ચતુર અને ડાહી હતી. તેણે પતિને હવે નમ્ર થયેલો જોઇ, શીખામણ આપવા લાગી. આ શીખામણની અસર રામકા-

ન્તના હૃદયમાં સચોટ થવા લાગી અને તે જે કહે તેમ કરવા લાગ્યો. રાણી ભવાનીએ વૃદ્ધ દિવાન દયારામને પોતાની પાસે બોલાવ્યો અને પોતાનાં પહેરેલાં સઘળાં ઘરેણાં વેંચી નવાબના અમલદારોને લાંચ આપી મેળવી લીધા. તે અમલદારોએ રામકાન્તને નાટોરની ગાદી ફરી આપવાને નવાબને સમજાવ્યો. નવાબે તેને તેના રાજ્યની ગાદી સોંપી. રાજા રામકાન્ત ત્યાંથી પોતાની રાણી ભવાનીની સાથે નાટોર આવી રાજ્ય ચલાવવા લાગ્યો. રાણી ભવાનીની સલાહ પ્રમાણે રાજ્ય વ્યવસ્થા કરી. તેથી રાજ્ય થોડા વખતમાં આબાદ થયું રાણી ભવાની પતિવ્રતા હતી, તે પોતાનો પતિ પ્રત્યે ધર્મ સમજતી હતી. તેણે પોતાની બુદ્ધિ ચાતુર્યતાથી પતિને રાજ્ય પાછું મેળવી આપ્યુ, એટલુજ નહિ પરંતુ ઉત્તમ પ્રકારનુ બનાવી પતિને અનેક પ્રકારે સુખ આપવા લાગી. રાજા રામકાન્ત પણ રાણી ભવાનીની આવી ઉત્તમ લાયકી જોઇ તેને પ્રેમથી ઘણુ ચાહવા લાગ્યો. આ રીતે રાજા રાણી સુખમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યાં. પણ રાણી ભવાની ઘણો વખત સુખ લેવા પામી નહિ તેનો પતિ તેને એકલી નિરાધાર મૂકી મરી ગયો. તેને **તારા** નામે એક રૂપસુદર પુત્રી હતી, તે બાળપણમાં વિધવા થઇ હતી. બે પુત્રો હતા તે પણ બાળપણમા મરી ગયા હતા. જ્યારે રાણી ભવાની વિધવા થઇ ત્યારે તેની ઉમ્મર ૩૨ વર્ષની હતી. વિશાળ રાજ્ય ઉપર રાજ કરવાનું ભારે જોખમ તે એકલી ઉપર આવી પડયું હતુ; પણ તેની રાજ્ય ચલાવવાની શક્તિ ઘણી સારી હતી તેણે પોતાના દિવાન અને બીજા સારા સલાહકારોની મદદથી સારી રીતે રાજ્ય ચલાવી લોક પ્રિયતા મેળવી હતી. તેની ઉત્તમ બુદ્ધિ જોઇ સૌ છક થતા હતા

આ વખતે બંગાલાના નવાબ તરીકે **સુરાજદૌલા** ગાદી પર બેઠો હતો. તે જુલમીને બદચાલનો હતો રાણી ભવાનીએ રાજ્ય ધારણ કર્યા પછી તેને એકદમ માલૂમ પડયુ કે, સુરાજદોલાના જુલમથી રાજ્યનું રક્ષણ કરવાને બળવાન લશ્કરની જરૂર પડશે. તેના આવા જુલમથી કઈ મોટી ઉથલ પાથલ થવા સંભવ છે, એવો ભવિષ્યનો વિચાર કરી, આ તકનો લાભ લઈ તેણે એક મોટું લશ્કર એકઠું કર્યું. પોતે લશ્કરનો સરદાર બની તેને કવાયદ આપી સુધારવા માંડયું. થોડા વખતમાં તેનું લશ્કર આખા બંગાલામાં સૌથી શ્રેષ્ટ ગણાવા લાગ્યું. તેની પરિક્ષા કરી જોવાનો વખત પણ પાસે આવી લાગ્યો. રાણી ભવાનીને જે એક તારા નામે વિધવા પુતી હતી તે અતિશે રૂપ સુદર હતી, તેના સ્વરૂપની પ્રખ્યાતિ ચારે તરફ પ્રસરી રહી હતી. નવાબની પાસે નીચ ખુશામતિયાં માણુસો હતા તેમણે નવાબ પાસે તારાની ખૂબસુરતીનાં ઘણાં વખાણ કરી તેને મોહિત કર્યો. તેથી નવાબે તેને જોર જુલમથી પકડી લાવવા હુકમ કર્યો નવાબના ખુશામતિયાઓ લશ્કર લઇ નાટોર આવ્યા. તેઓએ રાણી ભવાનીને એક દૂત

મોકલી કહાવ્યુ કે;—તારી પુત્રી નવાબને માટે અમને સોંપ. આ સાંભળી રાણી ભવાનીનાં ક્રોધથી રૂવાટાં ઉભાં થયાં, આંખો લાલચોળ થઇ ગઇ અને સિંહણની પેઠે ધુરકતાં એ દૂતને ત્યાંજ પૂરો કર્યો. એ ખબર નવાબને થતાં, તેણે તારાને પકડી લાવવા અને રાણી ભવાનીને પદભ્રષ્ટ કરી, તેનો ખજાનો લૂટી લેવા એક મોટું લશ્કર મોકલ્યું.

રાણીભવાની ઘણી બુદ્ધિવાન, ચતુર અને ચાલાક હતી તે પ્રથમથીજ જાણતી હતી કે આવુ પરિણામ આવશે. જયારે નવાબે નાટોર ઉપર લશ્કર મોકલ્યુ, ત્યારે પોતે પોતાના લશ્કરનો સરદાર બની લડવાને શહેરની બહાર આવી ઉભી રહી હતી. લડાઈ થતા રાણીની બહાદુરીથી નવાબનું સૈન્ય ઘણું કપાઇ ગયું. બાકી જે રહ્યા તે ત્વરાથી ઉભી પૂછડીએ પાછું વાળી ન જોતાં મુર્શિદાબાદ ભણી નાશવા લાગ્યા. રાણી ભવાની તે સાક્ષાત્ દેવીભવાની—ચંડી સ્વરૂપ બની હતી. તે હાથમાં ખડ્ગ લઈ દોડતે ઘોડે લશ્કરને લલકારતી તેઓની પાછળ પડી, તેમને મારી પોતાની સરહદ બહાર હાંકી કાઢયા. આ વખતે બગલાના લોકો પણ નવાબની વિરૂદ્ધ ઉશ્કેરાયા હતા. તેઓએ પણ નવાબના લશ્કરનો ખોરાક લૂટી લીધો; જયાં જયાં નવાબના સિપાઈઓ જોવામાં આવતા, ત્યાં ત્યાં તેમને મારી નાખવામાં આવતા, એમ અનેક રીતે નવાબના લશ્કરને હેરાન કરવામાં આવ્યુ હતું આવો વિચિત્ર મામલો ચાલતો હતો. આ વખતે બગાલાના કેટલાક રાજાઓએ આ જુલમી નવાબને પદભ્રષ્ટ કરી બીજાને ગાદીએ બેસાડવાનો નિશ્ચય કર્યો. આ વખતે રાણી ભવાની ઉત્તર બગાલામાં રાજ કરતી હતી. રાજા **કૃષ્ણચદ્ર** દક્ષિણ બગાલામાં, રાજા **રાજવલ્લભ** પૂર્વ બગાલામાં અને રાજા રાય**દુર્લભ** પશ્ચિમ બગાલામાં રાજ કરતો હતો તેઓ જોકે નવાબને ખડણી આપતા હતા, પણ સર્વ સ્વતત્ર જેવાજ હતા. તે સર્વની સત્તા બગાલામાં ઘણી હતી. તે સિવાય જગતશેઠની સત્તા પણ ઘણી હતી. આ સર્વ બગાલામાં ધારે તે કરી શકે એવા સમર્થ હતા.

રાણી ભવાનીની મહત્તાની છાપ એ સર્વ રાજાઓના હૃદયપર પડી હતી. તેમની સલાહને તેઓ બહુ ઉપયોગી ગણતા હતા. તેમ રાણીભવાની પણ પોતાને જે યોગ્ય લાગે તે નિડરપણે બેધડક કરતી હતી. આ વખતે બગાલાનો મામલો વિચિત્ર ચાલતો હતો. તે માટે રાજા કૃષ્ણચદ્ર, રાજા રાજવલ્લભ, અને રાજારાય દુર્લભ એ ત્રણે જગતશેઠના ઘરમાં મળ્યા. આ સભાની અદર તેઓએ રાણી ભવાનીને પણ આમત્રણ કર્યું હતું. આ સભા સમક્ષ સર્વને જગતશેઠે કહ્યું કે;—" **મીરજાફર**ને ગાદીપર બેસાડવો; કારણ કે તેણે આપણી સલાહ પ્રમાણે ચાલવા ને બિલકૂલ જુલમ કર્યા સિવાય રાજ કરવાનું વચન આપ્યુ છે. તેમ એ નવાબનો સેનાપતિ છે અને લશ્કર પણ તેના તાબામાં છે, માટે તેને ગાદીએ બેસાડ-

થવાથી લડાઈ થવાનો સંભવ નથી, ” આ સાંભળી રાણીભવાનીએ દીર્ઘ દૃષ્ટિ વાપરી કહ્યું કે;—“ મહારાજાઓ અને મિત્રો ! બંગાલાની ગાદીપર શું કોઇ હિંદુ બેસીને સારી રીતે રાજ્ય ચલાવી નહિ શકે ? હાલ જોઈએ તેવો વખત અને તક છે. ” રાજા કૃષ્ણચંદ્રે કહ્યું કે,—“ એવો કોઈ નથી કે બંગાલાની ગાદીની ઈચ્છા કરે નહિ, પણ આપણે ઘણાં વર્ષથી પરદેશીના કબજામાં છીએ. પરદેશી લોકોથી દેશનું સરક્ષણ કરવાને આપણી પાસે જોઇએ તેટલું લશ્કર અને માનમરતબો નથી. તે ઉપરાંત આપણામાં પરસ્પર સંપ નથી, કોઇ પણ હિંદુરાજાને ગાદીએ બેસાડવાથી વખતે લડાઈ જાગશે અને તેનો લાભ લઇને કદાચ મરેઠાઓ આપણી પાસેથી ગાદી છીનવી લે. તે દૂર દેશના લોકોથી આપણે તદ્દન અજાણ્યા છીએ, વળી તેઓ અતિક્રુર કહેવાય છે. આપણે ઘણાં વર્ષ થયાં મુસલમાનોની સાથે રહીએ છીએ. તેઓ આપણને ઓળખે છે અને આપણે તેઓને ઓળખીએ છીએ. માટે બીજા કોઇને ગાદીપર બેસાડવા કરતાં; કોઇ પણ મુસલમાનને ગાદીપર બેસાડવો એ યોગ્ય લાગે છે. ” આ સાંભળી રાણીભવાનીએ કહ્યું કે,—“ હું તમારૂં બોલવું સત્ય માનું છું. પણ ગાદીએ બેઠા પછી મીરજાફર પણ સુરાજ દૌલાની પેઠેજ ક્રુરતા અને ઘાતકીપણાથી વર્તે તો પછી આપણે શું કરવું ? ” રાજા રાજવલ્લભે કહ્યું કે;—“ અમે તે બાબતનો પણ વિચાર કરી રાખ્યો છે. મીરજાફરને અંકુશ નીચે રાખવાને માટે ઇંગ્રેજની મદદ લેવાનું અમે નક્કી કર્યું છે. તે ઘણી બળવાન જાત છે. તેમ તેઓ ફક્ત વેપારીઓ છે, તેઓ રાજ્ય મેળવવાની ઈચ્છા કદી રાખતાજ નથી. જો આપણે તેઓને વેપારમાં સારો નફો અપાવીશું, તો તેઓ આપણને ખુશીથી મદદ કરશે. તેઓની મદદથી આપણે હમેશાં મીરજાફજરને આપણા અંકુશ તળે રાખી શકીશું, ” તે પછી જગતશેઠે કહ્યું,—“ સુરાજદૌલાએ ઈંગ્રેજના કિલ્લાનો નાશ કર્યો છે, તેથી તેઓ આપણને મદદ કરી તેઓને શિક્ષા કરવાને તૈયાર થશે ” આ સર્વ હકીકત સાંભળી રાણી ભવાનીએ કહ્યું કે,—“ હું માત્ર સ્ત્રી જાતિછું, અને તમને આવા ગુંચવણ ભરેલા રાજપ્રકરણી કાર્યમાં શીખામણ આપવાને લાયક નથી; તોપણ ધારોકે ઇંગ્રેજ લોકો મરેઠા જેટલાજ અન્યાયી અને લોભી થયાતો શું કરવુ ? તેઓ રાજ્યકારભારનો સ્વાદ ચાખવાથી વખતે પોતાનો વેપાર ભૂલી જાય અને રાજા થવાની ઈચ્છા કરે તો તે વખતે આપણે શુ કરવુ ? અને તે વખતે આપણાથી તેના ઉપર કેવી રીતે અંકુશ રાખી શકાશે ? તેઓ મરેઠા કરતાં પણ વધારે દૂર દેશના પરદેશી છે. આપણે તેમના વિષે કાંઈ પણ જાણતા નથી. હું મીરજાફરને માટે કહેતી નથી, કે મરેઠાને માટે પણ કહેતી નથી. તેમ ઇંગ્રેજને માટે પણ વિચાર આપતી નથી ” એ રીતે જ્યાંસુધી મીરજાફરને ગાદીએ બેસાડવાની રાણીભવાનીએ સંમતી આપી નહોતી; ત્યાંસુધી એ સંવાદ ચાલ્યા કર્યો હતો. પછી રાણી

ભવાનીએ ખુશીથી હા પાડી; તોપણ તેણે પોતાની સમતી આપતાં કહ્યુંકે,-મ્હારાજાઓ ! હું તમારી સમતી પ્રમાણે ચાલવાને તૈયાર છું, તોપણ મારૂં મન કહેછે કે;—આ ફેરફાર આ દેશને માટે બિલકુલ સારો નથી. છેવટે ઇગ્રેજો સર્વોપરી થશે ! જ્યારે આપણે આપણામાંના કોઇને ગાદીએ બેસાડવાને એકત્ર થઇ શકતા નથી, તેમ મરેઠા ઉપર વિશ્વાસ રાખી શકતા નથી; ત્યારે કોઈ પણ મુસલમાનને ગાદીપર બેસાડવાને બદલે ઇગ્રેજોને ગાદી આપીદો. તે લોકો સારા છે; આપણને આપણુ નસીબ અજમાવી જોવાદો. " તે પછી રાજા કૃષ્ણચદ્રે કહ્યુ કે,-" આપણને મીરજાફર સાથે આપણુ નસીબ અજમાવી જોવાદો. જો પછી તે ક્રુર થશે, તો પછી ઇગ્રેજોને બોલાવીશુ " આ સર્વમાં રાણી ભવાનીના વિચારો કેવા ઉચ્ચ અને દીર્ઘ દષ્ટિવાળા હતા, તે વાંચનારાઓના સમજવામાં આવશે. આ પછી સવાદ બધ કરી, સર્વેએ મીરજાફરને ગાદીએ બેસાડવાની યુક્તિ રચવા માંડી. તેમાં અ તે ઇ. સ, ૧૭૫૭ માં પ્લીસીની લડાઈ થઇ. તે વિષે હિદુસ્તાનનો ઇતિહાસ વાંચનારાઓ સઘળું જાણતા હશે. સુરાજદૌલા હારી નાશી ગયો, અને મીરજાફર ઇગ્રેજોને મળી ગયો. પ્લાસીના યુદ્ધમાં રાણીભવાની પોતાનુ લશ્કર લઈને આવી હતી અને આ લડાઈમાં તપાસ રાખતી હતી. લડાઈ પૂરી થયા પછી પોતાના લશ્કરને લઇ નાટોર આવી હતી. કલૈવ નવાબનો ખજાનો કબજે કરી મીરજાફરને ગાદી આપી પાછો કલકત્તે આવ્યો હતો.

રાણીભવાની બહુજ ઉચ્ચ પ્રકારના વિચારવાળી હતી. તેણે બહુ ડહાપણ વાપરીને રાજ્યની વ્યવસ્થા કરી હતી તેના રાજ્યમાં સઘળે સલાહ અને સપ ચાલતો હતો. સારા સારા દિવાનો અને અધિકારીઓ રાખ્યા હતા. તે જ્યાં સુધી જીવી ત્યાંસુધી તેના રાજ્યમાં સઘળે આનદ આનદ વ્યાપી રહ્યો હતો તેણીએ પાછળથી એક શમકૃષ્ણ નામે દત્તપુત્ર લીધો હતો અને તેને સઘળી રાજ્યસત્તા સોંપી હતી. પોતે પવિત્ર ગગાના કિનારા ઉપર ભક્તિમાંજ દિવસ ગાળવાનો નિશ્ચય કર્યો હતો. મુર્શિદાબાદથી થોડે દૂર પવિત્ર ગગાના કિનારા ઉપર તેમણે એક ભભકાબધ મહેલ બધાવી ફરતો બાગ બનાવ્યો હતો તેની આસપાસ ધીમે ધીમે એક ગામ વસી ગયુ હતું ત્યાં રહીને તે નિરતર ઈશ્વર ભક્તિ કરતી હતી.

નિત્ય ગરીબ લોકોને અન્નવસ્ત્ર આપવામાં તેણે ઘણોજ પૈસો ખરચ કર્યો હતો. સંસ્કૃત ભાષાને પણ તેણે ઘણુજ ઉત્તેજન આપ્યું હતું. હજારો દેવળો બધાવ્યાં હતાં. પાણીની તગી મટાડવાને ઘણાં તળાવો બધાવ્યાં હતાં. કાશી-બનારસમાં અનેક દેવળો અને ધર્મશાળાઓ બધાવી હતી. તે દરવર્ષે ઉદારતામાં પચીશ લાખ રૂપિયા ખરચતી. ઈશ્વર ભક્તિમાં નિરંતર કાળ ગુજારી ધર્મનાં અનેક પરોપકારી કાર્યો કર્યાં. ઉત્તમ પ્રકારે વૈધવ્ય ધર્મ પાળી ધર્મશીલ સ્ત્રીઓમાં કીર્ત્તિ વધારી હતી. વગેરે મહત્ત કાર્યોથી તે બંગાલામાં સુદષ્ટાંત રૂપ

અમરકીર્તિ રાખી ઇ સ. ૧૮૦૩ માં ૭૯ વર્ષની ઉમરે દેવ લોકપામી. ધન્ય છે તેમને ! તેમના જેવી પવિત્ર વીરસતી સ્ત્રીઓ પુનઃ આ દેશમાં પેદા થાઓ ! ! !

ધન્ય છે ભારત વર્ષને ! કે જેમાં એવી એવી પવિત્ર સતી–દેવીઓ અવતાર લેતી હતી, અને જે પોતાના પદ પંકજથી આ ભૂમિને પવિત્ર કરતી હતી. તેની કીર્ત્તિનાં કિરણો અદ્યાપિ પર્યંત પૃથ્વીમાં ચોતરફ પ્રસરી રહ્યાં છે. એ શું ભારત-વર્ષની ઓછી મહત્તા છે ? ! !

દોહરો.

" મણી શેષ મસ્તક તણી, જીવ હોય નવ જાય;
તેમ પતિવ્રતને તજી, સતી શરણુ નહિ થાય. ૧
સૂર્ય ચંદ્રની આકૃતિ, કદી નહિ પલટાય,
ગતિ હઠે નહિ ગરૂડની, સતી શરણુ નહિ થાય. ૨
જાચે જાચક પ્રાણ જઇ, કરણુ નહિ અકળાય;
મરદ ડરે નહિ મરણુથી, સતી શરણુ નહિ થાય ૩
લલચાવે ધન લક્ષ્મીથી, રીઝવે અતિરાય,
પ્રભુ ડરાવે તોય પણ, સતી શરણુ નહિ થાય ૪
પાંચ સાત લાંઘણી પડે, સિંહ ઘાસ નહિ ખાય,
વૃતિ ન બદલે વીરની, સતી શરણુ નહિ થાય, " ૫





# દ્વિતીય–દર્શન.

## સ્ત્રીપુરુષનુંકર્ત્તવ્ય.

### સ્ત્રીનીઉત્તમતા.

" યુક્તિસાથ સલાહ આપતી નારી;
મધના તુલ્ય મીઠાશ, હૃદિ–મગજે પહોંચતી.
વાણી ચાંદી ચમકાર, દૃષ્ટિને ભેદે નાહી;
પણ જાયે ઠેઠ ઠેઠ, સુશિલતા સારી સાહી.
ઇર્ષા–વહેમનો નર, તજી મૂકે છે ગર્વને;
જેના વચનામૃતના બળે, તૂટે કોટો ગર્વનો. "



આ સંસારમાં સ્ત્રી એ સાચો સલાહકાર, સોબતી અને નમ્ર ભાર્યા છે. ભાર્યા શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ મિત્ર ગણાય છે. ધર્મ અર્થ અને કામ એ ત્રણે તેની સહાયતાથી સાધી શકાય છે. ભવસાગર તરવાની ઇચ્છા રાખનારને તે મૂળ આધાર રૂપ છે. તેનું સરળ હૃદય અને પ્રેમ એ ગૃહધર્મનો સુખદાયી પદાર્થ છે; એટલુંજ નહિ પરંતુ એ વંશ વૃદ્ધિનું મૂળ છે. પુરૂષ એ પ્રજાનો ઉત્પાદક અને સ્ત્રી એ પ્રજાની પોષક છે. સ્ત્રી ઘરની શોભામાં વૃદ્ધિ કરે છે. તેથી તે ગૃહલક્ષ્મી ગણાય છે. ઘરમાં તેની અને લક્ષ્મીની વચમાં કશો તફાવત રહેતો નથી. મીઠા વિનાનું અન્ન જેમ સ્વાદે ફીકું લાગે છે, તેમ તેના વગરનો ગૃહસ્થા-

શ્રમ ફીકો લાગે છે, તેના વગર સસારમાં પુરૂષને ઘણી ઉદાસીનતા રહે છે. આબરૂ ઓછી ગણાય છે, અને ચિત્ત ભમ્યા કરે છે. તે પુરૂષની અર્ધાંગના ગણાય છે, જેમ અર્ધું શરીર બગડવાથી કામ કરવું મુશ્કેલ થઇ પડે છે, તેમ સ્ત્રી વગરના પુરૂષને સસારનાં કામ કરવામાં ઘણી અડચણો ભોગવવી પડે છે. શાસ્ત્રમાં પિતા કરતાં માતાનો દરજ્જો શ્રેષ્ઠ ગણેલો છે. ઘરમાં કોઈ માંદુ પડે છે, તો પિતા કરતાં માતાને પ્રથમ સભારે છે. અરે મા ! ઓમાં ! એમ બોલી યાદ કરે છે. ઘર તે ઘર નથી, પણ ગૃહણી-ઘરની સ્ત્રી તેજ ઘર છે. સ્ત્રી વિના ઘર અરણ્ય જેવું લાગે છે, માટે ઘરમાં પહેલી પદવી સ્ત્રીની છે. આર્યોમાં સ્ત્રીની પદવી પહેલી ગણેલી છે તેનો પ્રત્યક્ષ પુરાવો એછે કે,—સ્ત્રી પુરૂષ—એમાં સ્ત્રીને પ્રથમ બોલવામાં આવે છે માબાપ, લક્ષ્મીનારાયણ, સીતારામ રાધાકૃષ્ણ, ઉમા શકર, ઇત્યાદિ દંપતીનાં નામોમાં સ્ત્રીને પહેલી પદવી આપેલી છે; એજ તેની ઉત્તમતા દર્શાવી આપે છે.

સ્ત્રીની ઉત્તમતા એ તેની અંદર રહેલા ઉત્તમ ગુણોને લઇને છે. તે દયાળુ લાગણીની અને નીતિને ચાહનારી છે. તેનામા મર્યાદા, રસિકતા, મધુરતા, સહન શીલતા, કોમળતા અને મનોહરતા, વગેરે કેટલાક ઉત્તમ ગુણો છે. તેથી પુરૂષને તેની સલાહ અને સહાયતાની જરૂર છે. તે વિપત્તિને વખતે ધીરજ અને ચતુરાઇથી દિવસો કાઢે છે. પુરૂષને પડતી દશા આવતાં, તેનાપર ઘણાં દુ:ખો આવી પડેછે, ત્યારે તેની ધીરજ ઓછી થઇ જાય છે અને શું કરવું અને શુ ન કરવુ એ કાંઇ સૂઝતું નથી, તે વખતે સ્ત્રીમાં રહેલા ધૈર્ય, સુશીલતા અને હિંમત વગેરે મહત્ત ગુણો એકદમ પ્રકાશિ નીકળે છે, તે વડે એ પોતાના નિરાશ થયેલા અને શોકમાં પડેલા પતિને અનેક પ્રકારે સહાયક થઇને હિંમત આપી ખુશી રાખે છે. સ્ત્રીમાં આવી અમૂલ્ય શક્તિ હોવાને લીધે તે પુરૂષને ભૂષણરૂપ છે. તે પુરૂષના કઠોર હૃદયને કોમળ કરે છે, જ્યારે તેના તિક્ષણ ગુસ્સાને કોઈ શાંત કરી શકતુ નથી, ત્યારે તેની પ્રેમાલ પત્નીજ શાંત કરે છે. મંદવાડ વખતે સેવા કરે છે. જ્યારે મંદવાડને લીધે પુરૂષનો સ્વભાવ ચીડીઓ થઈ જાય છે; ત્યારે તેનાં કઠોર વચનો કોઇ સહન કરી શકતું નથી, પણ તેની પ્રેમાળ પત્નીજ સહન કરી સર્વ પ્રકારે યોગ્ય સંભાળ લેછે. તેની સેવા કરવાની પ્રીતિ ભરેલી રીતિથી અરધો મંદવાડ તો એમજ ઓછો થઇ જાય છે. તેના નમ્ર, ધૈર્ય, સ્નેહાળુ અને મધુર વચનામૃતો ઔષધોની ગરજ સારે છે. તેના કોમળ હાથ શરીરપર ફરતાં સઘળાં દુ:ખો દૂર થાય છે. પોતાના ઉત્તમ ગુણોથી પતિને સ્વર્ગીય સુખ આપે છે. તેજ વિશ્રાંતિનુ ઠામ છે, તેનાજ વડે પતિ શોભે છે અને તેના વડેજ સંસાર સુખદાયી થાય છે. રૂપ, યૌવન, માધુર્ય અને કોમળતા એ સ્ત્રીનુ ઉત્તમ બળ છે. તે પોતાના પ્રેમવડે કામથી થાકેલા પતિને વિશ્રાંતિ આપે છે. સ્ત્રીઓ યુક્તિ શોધવામાં

કુશળ ગણાય છે, ગૃહકાર્યમાં કારભારી તરીકે કામકાજ કરવામાં, બાળકોને ઉછેરી શિક્ષણ આપવામાં, માલમિલ્કતની વ્યસ્થા કરવામાં, કુટુંબ અને પરોણાની આગતાસ્વાગતા કરવામાં ઉંચા પ્રકારના વર્તનથી દૃઢ શક્તિ ધરાવે છે; એટલુંજ નહિ પણ પોતાની સારી સમજ, તત્પરતા, માયાળુતા, ઉદ્યોગતા, અને સાવધપણાથી આવ ાં વિઘ્નો દૂર કરીને કાર્યો પાર પાડે છે. સ્ત્રીઓમાં આવા ઉત્તમ ગુણો હોવાથી તે સાધ્વી—સતી—માતા—આયા—ગૃહરક્ષક—અને—આચાર્યા વગેરે પદવીને લાયક થાય છે.

સ્ત્રી એ સસારનું નુર—તેજ છે. તે પતિ અને કુટુંબની શોભામાં વૃદ્ધિ કરે છે, એટલુંજ નહિ પણ તે સાસરા, પિયર અને મોસાળ ત્રણે કુળની શોભાને વધારે છે. ઘણાજ પ્રખ્યાત્ વિદ્વાન માણસોનો એવો વિચાર છે કે,—" આખી પ્રજાની માનસિક અને શારીરિક શક્તિ ઉપર પિતા કરતાં માતાની અસર વધારે થાય છે. તેનો પુરાવો એ છે કે ઘણુ કરીને હાલના સઘળા વિદ્યા હુન્નરાદિમાં પ્રખ્યાત થએલા પુરૂષો વધારે માનસિક અને દૈહિક શક્તિવાળી માતાને પેટેજ અવતરેલા છે. " દુનિયાનુ સુખ કે દુ ખ, ઉન્નતિકેપડતી, વિજ્ઞાનકેઅજ્ઞાન, સુધારો કે બગાડો, એ સર્વેનો આધાર ગૃહરાજ્યમાં સ્ત્રી જે સત્તા ચલાવે છે તેના ઉપર ઘણે દરજ્જે રહેલો છે. પુરૂષના ગુણદોષની પરીક્ષા કરવામાં સ્ત્રી જેવી હુશિયાર હોયછે, તેવા પુરૂષો હોતા નથી. માટે સ્ત્રી એ પુરૂષ પરીક્ષાની કસોટી રૂપ છે. આ સસારમાં મનુષ્ય માત્રનો પ્રથમ અને ખરો ભોમીયો સ્ત્રીઓ છે. તેજ બાળકોને સારૂ શિક્ષણ આપી, દુનિયામાં **માનવરત્ન** પેદા કરે છે સ્ત્રીનું પ્રફૂલ્લિત મૂખ, તેનારૂપની સુદરતા અને તેના હૃદયનો સ્નેહ એ સર્વ સંસારના તાપથી તપેલા પતિના ચિત્તને શીતળ કરેછે સુશિળ સ્ત્રીઓના ઉત્તમ સદ્ગુણોથીજ સર્વ દેશની સ્ત્રીઓના ચરિત્ર પુરૂષના ચરિત્ર કરતાં પવિત્ર છે. સસારમાં પુરૂષને સ્ત્રીના સુખ વગર બીજાં અનેક પ્રકારનાં સુખ પણ રૂચિકર થતાં નથી. પુરૂષને સસારમાં બીજાં ગમે તેવાં દુ ખ હોય પણ જો તેને સ્ત્રી તરફનુ સુખ હોયતો તે બધાં દુ.ખ વિસરી જાય છે. આર્ય શાસ્ત્રોમાં—**स्त्रियोदेव्यो गृहश्रियः**–સ્ત્રીઓને દેવી અનેલક્ષ્મી રૂપ ગણેલી છે. ખ્રિસ્તી ધર્મમાં પણ સ્ત્રીઓને માનને પાત્ર ગણી પ્રથમ પદે મૂકેલીછે. તેઓ **મેરી**ના ઉપર પૂજ્ય અને ભક્તિ ભાવ ધરાવેછે. ભારતવર્ષમાં પણ આર્યમાતા— **લક્ષ્મીજી**, **પાર્વતીજી**, **સીતા**, **સરસ્વતી**, અને **સાવિત્રી** આદિ દેવીરૂપ પૂજ્ય ગણાયછે. આવી રીતે સર્વ દેશમાં અને સર્વ ધર્મમાં સ્ત્રીઓ પોતાના ઉત્તમ ગુણોને લઇ મહત્તાને પામી, માનને પાત્ર ગણાયેલીછે. તે અબળા—બળ વગરની કહેવાય છે, તે તેની નિર્બળતા બળની ખોટને લીધે નથી, પણ એ તો સુદર, સૂક્ષ્મ અને કોમળ રચનાનું બીજું નામ છે. તેની અંદર તો ઘણુજ બારીક બળ રહેલુ છે. તે મનને વિષે જુદી

છે. અંતર્દષ્ટિ, કલમા, પ્રેરણા, દયા, અને જે કાંઇ રસિક, રૂડું, પ્રેમી અને સુદર હોય છે, તેનું ભાન તેનામાં વધારે છે. વળી કહેલુ છે કે;—

ટાળે દુ:ખ પાળે ઘર સઘળું, સભાળે શુભ નાર;
પુણ્ય સહાય પ્રજા ઉપજાવે, પોષણુ કરે અપાર.

ઇત્યાદિ મહાન્ગુણોથી તેની ઉત્તમતા સિદ્ધ થાય છે. એવી ઉત્તમતાને લઇને જ આર્ય શાસ્ત્રોમાં જણાવેલું છે કે.—**यत्रनार्यस्तु पूज्यन्ते रमन्ते तत्रदेवताः** "સ્ત્રીઓ જે ઘરમાં માન પામે છે, તે ઘરમાં દેવતાઓ સતુષ્ટ થાય છે," "સ્ત્રીના આંસુથી જે ઘરની જમીન ભીની થાય છે, તે ઘરમાં કલ્યાણ નથી. સ્ત્રીના પ્રસન્ન મુખની શોભાજ ઘરનો અંધકાર દૂર કરે છે." અહો ! સ્ત્રીની કેટલી બધી મહત્તા છે ? આ મહત્તા અને ઉત્તમતાને લઇનેજ તે પુરૂષના માનને પાત્ર છે, અને કલ્યાણની ઇચ્છિાવાળાએ ગણવી પણ જોઇએ. સ્ત્રીઓએ પોતાની ઉત્તમતા જાળવી રાખવા માટે પોતાની અંદર રહેલા ગુણો ખીલવવાનો પ્રયાસ કરવો જોઈએ. જેનાવડે તે વિશેષ મહત્તા મેળવી ધન્યતાને પામશે અને જીવન સાફલ્ય કરી શકશે.

## સ્ત્રીપુરૂષના અધિકાર.

આ સૃષ્ટિમાં કુદરતના નિયમ પ્રમાણે પ્રાણીમાત્રને સમાન હક છે—એટલે ખાવુ, પીવું, ઉંઘવું, આનદ લેવો અને સુખ દુ:ખ ભોગવવાને સમભાગી કરેલાં છે એ વાજબી છે; પરતુ સ્ત્રીજાતિને ઈશ્વરે એવી રીતની બનાવેલીછે કે તેમની સ્થિતિ–( ઋતુપ્રાપ્તિ, ગર્ભાવસ્થા, સુવાવડ ) શરીરની રચના–( કોમળતા, સુદરતા, વગેરે. ) સ્વાભાવિક મનનું બળ અને શક્તિ વગેરે ઉપર વિચાર કરતાં, તે કદી પણ સર્વ પ્રકારે પુરૂષની બરોબરી કરવાને સૃજાયેલી નથી. ઘર જોકે સ્ત્રીપુરૂષ બનેથી મડાય છે ને ચાલે છે, પણ તેમાં પુરૂષના શરીરની રચના, સ્થિતિ, સ્વાભાવિક મનનું બળ અને શક્તિ વગેરે જોતાં પુરૂષનો અધિકાર મોટો છે. પુરૂષની બુદ્ધિ અને નીતિ ઉપર ઘરની મોટાઇનો તથા સુખનો આધાર છે અધિકાર એ કામપરથી જણાય છે, કાંઈ શરીરના કોઈપણ પ્રકારના ચિન્હો ઉપરથી જણાતો નથી. પુરૂષ ઉપર સ્ત્રીના ભરણ પોષણ અને રક્ષણનો બોજો રહેલો છે. તેથી પુરૂષ સ્વતત્ર છે અને સ્ત્રી તેમને તાબે રહીન કાર્ય કરવાને યોગ્ય છે. જો બનેના હક સમાન હોત અને સમાન પણે કાર્ય કરવાને સૃજેલાં હોત, તો શા માટે ઇશ્વર બનેના શરીરની રચના સરખી ન કરત ? શું તેમને તેમ કરવાની તેટલી શક્તિ નહોતી ? શું તેમણે અન્યાય કર્યો છે ? કદી નહિ, તે જે કરે છે તે વિચારીને ભૂલ રહિત કરે છે. તેમની રચનામાં ખામી કાઢવાને

કોઇ પણ સમર્થ નથી. પ્રભુ જેને જેવું ઘટીત છે, તેને તેવુ આપે છે. પુરૂષ ઘરનો રાજા છે અને સ્ત્રી ઘરનો કાર્યભારીછે. સ્ત્રી ગૃહરાજ્યનાં કાર્યો કરવાનેયોગ્ય છે, તો તેના શરીર અને મનની રચના તેવીજ કરી છે. સ્ત્રીના શરીરની રચનાવગેરે જોતાં તે ઘરની શીતળ છાયામાં બેસીને શાન્તચિત્તે બાળરક્ષણ, બાળશિક્ષણ, ગૃહવ્યવસ્થા વગેરે ગૃહરાજ્યને યોગ્ય કામો કરવાને સર્જેલી છે, અને પુરૂષના શરીરની રચના વગેરે જોતાં, તે વધારે શ્રમ ભરેલાં બહારનાં કઠણ કામો કરવાને યોગ્ય સર્જેલ છે જો સ્ત્રી સમાનતા મેળવી પુરૂષના જેવાં કઠણ કામો કરવાને બહાર પડશે, તો તેનાથી કદી પણ સારાં થઇ શકશે નહિ, તેમ પુરૂષ સ્ત્રીના જેવાં કામો કરવાને ચાહશે, તો તે પણ જોઇએ તેવાં કરી શકશે નહિ. બને જુદાં જુદાં કાર્યો કરવાનેજ સર્જાયેલાં છે અને તેઓ દરેક પોતપોતાનાં કાર્યોમાં સ્વતત્ર જેવાંજ છે. આર્યશાસ્ત્રમાં કહેલું છે કે;—

**प्रदेयाऽदाय भागनेया क्षेत्रं भार्याऽबला तथा**
**विधेया प्रमदा रामा भीरुः भोग्यानतोमता ॥**

સ્ત્રી **પ્રદેય**—દેવાનો પદાર્થ છે. જેમ કોઈ પદાર્થ દાનમાં આપવામાં આવે છે, તેમ કન્યાદાન અપાય છે. કોઈ પદાર્થને દાનમાં આપ્યા પછી તે દાન લેનારો પોતાની મરજીમાં આવે ત્યાં લઇ જાય છે તેમ કન્યાદાન કર્યા પછી જમાઇ તેને પોતાને ઘેર અગર પોતે જ્યાં તેડી જવા ધારતો હોય ત્યાં તેડી જાય છે પુરૂષ કાંઇ દાનમાં અપાતો નથી કે તેને પરણ્યા પછી સ્ત્રી પોતાની મરજીપ્રમાણે લઈ જતી નથી. વળી **દાયભાગ**—એટલે માબાપની મિલ્કતમાંથી સરખો હિસ્સો પુત્રીને મળતો નથી. સમાન હક હોતતો શા માટે ન મળે ! વળી સ્ત્રીને **નેયા** કહી છે—એટલે તે નયન-લઇ જવાને યોગ્ય છે. પરણતી વખતે વર જાન લઇને કન્યાના માબાપને ત્યાં આવે છે, કાંઇ કન્યા આવતી નથી. જેમ પક્ષી ઝાડપર ફળ લેના આવે છે, ને તે લઈ પોતાની મરજી પડે ત્યાં જાય છે, તેમ વર પરણીને સ્ત્રીને લઇ જાય છે, કાંઈ વરને કન્યાના બાપને ત્યાં રહેવું પડતું નથી. વળી સ્ત્રીને **ક્ષેત્ર** કહી છે-એટલે સ્ત્રી ગર્ભધારણનુ સ્થાન છે અને પુરૂષ **ક્ષેત્રપતિ** કહેલો છે. વળી સ્ત્રીને **ભાર્યા** કહી છે-એટલે ભરણ પોષણ પામવાને યોગ્ય છે અને પુરૂષ **ભર્ત્તા**—એટલે સ્ત્રીનું ભરણપોષણ કરનાર છે. પુરૂષ ઉપર ભરણપોષણનો ભાર હોવાથી સ્ત્રીને એ તરફની કશી ચિંતા રહેતી નથી. વળી સ્ત્રીને **અબળા** કહી છે—એટલે બળ વિનાની છે. નિર્બળનું રક્ષણ કરવું એ બળવાનનું કામ છે, તેમ પુરૂષને સ્ત્રીનુ રક્ષણ કરવું પડે છે. સ્ત્રીને **વીધેયા** કહી છે—એટલે ઢાંકવા લાયક છે. પુરૂષતો એક લગોટી વાળીને કે એક ધોતીઉ પહેરી ફરેતોએ ચાલે, પરંતુ સ્ત્રીથી લગોટો વાળી ફરાશે

નહિ, તેને તો સર્વ અગ ઢાંકવાને વસ્ત્ર જોઇએ છીએ. સ્ત્રીને પ્રેમદા કહી છે–એટલે પ્રેમ દેનાર છે. જોકે પ્રેમ બનેમા હોય છે, પરતુ સ્ત્રીના કોમળ હૃદયમાથી પ્રેમનો પ્રવાહ વિશેષ વહે છે. સ્ત્રીને રમા કહી છે–એટલે સ્ત્રી એ પુરૂષને રમણુ કરાવનાર છે. સ્ત્રીને ભીરૂ કહી છે–એટલે સ્ત્રી બીકણુ છે. બીકણુથી નિર્ભયપણે રહી શકાતુ નથી. માટે તેને પોતાનું રક્ષણુ કરનારની જરૂર પડે છે. તેથી રક્ષણુ કરનાર પતિને આધિન રહેવું પડે છે. વળી દુનિયામાં પેઢી વગેરેની ગણુત્રી પુરૂષ ઉપરથી થાય છે, સ્ત્રી ઉપરથી થતી નથી. જે છોકરાં થાય છે તેને ઉપયોગ સ્ત્રી પુરૂષ બનેને એક સરખો છે, છતાં સ્ત્રી એકલીને ગર્ભ પીડા ભોગવવી પડે છે, પણ પુરૂષને ભોગવવી પડતી નથી. જો સ્ત્રીને ૪–૫ માસ ગર્ભની પીડા ભોગવવી અને પુરૂષને ૪–૫ માસ ભોગવવી એમ કદી હોત તો એ ઠીક, પરતુ આમાંનું તો કશુએ ઇશ્વરે બનાવ્યુ નથી. જો સરખો હક ઇશ્વરને આપવો હોતતો આમ તે શા માટે ન કરત? ઇત્યાદિ રીતે વિચાર કરતાં જણાય છે કે; સ્ત્રીને પુરૂષપર ઘણો આધાર રાખવો પડે છે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે–સ્ત્રી ભોગ્ય છે અને પુરૂષ ભોગતા છે. ભોગતાનો અધિકાર શ્રેષ્ઠ હોય છે એ સૌ કોઇ જાણુતા હશે. ભોગ્ય પરતત્ર છે અને તેનો અધિકાર ઓછો લેખાય છે. કદી સમાન હક ગણી શકાય નહિ.

સ્ત્રી પુરૂષ બને પરસ્પર અર્ધાગ છે અને બને મળીને એક આખુ અંગ ગણાય છે. શરીરના અરધા અંગથી કદી સારૂ કામ થઇ શકતું નથી જો બને અગ યોગ્ય અને સારાં હોય તેજ સારૂ કામ થઇ શકશે. સ્ત્રી પુરૂષ બનેની સહાયતાથીજ સસાર સુખરૂપે ચલાવી શકાશે, એકલાથી કદીપણુ સુખકર થશે નહિ. માટે બનેએ પોત પોતાની પ્રકૃતિ અને શક્તિ પ્રમાણે કામો કરવાં જોઇએ આ પ્રમાણે છતાં સ્ત્રીઓને સમાન ગણી પુરષનાં જેવાંજ કાર્યો કરાવી શું સસારમાં ખલેલ પહોંચાડવી છે? શુ પુરૂષનાં જેવાં કઠણ કાર્યો કરાવી કોમળ છે તેને કઠોર બનાવવી છે? શું તેમનામાં મધુરતા, પ્રેમ, અને સુદરતા છે તેનો નાશ કરવાનો છે? શું સ્ત્રી, પુરૂષના જેવી કઠણ કાર્યો કરવાને શક્તિવાન છે? કદી નહિ. ત્યારે સમાન હક માટે વૃથા હોહા કરી સ્ત્રી પુરૂષમાં ચચળતા આણી શા માટે બનેનાં મન ભ્રમિત કરવાં જોઇએ? મન ભ્રમિત કરવાથી ઘણુ નુકશાન થાય છે, તેનો ખૂબ વિચાર કરવો જોઇએ. જે ખરેખર સદ્ગુણી નીતિજ્ઞ સ્ત્રી હશે, તેતો કદી પણુ પોતાની યોગ્યતા છોડી પતિથી સ્વતત્ર થવા ઇચ્છશે નહિ. તેતો પતિને આધિન રહી ગૃહ કાર્યભાર રૂડી રીતે બજાવવામાંજ પોતાનુ સુખ અને કલ્યાણુ સમજશે. પતિથી સ્વતત્ર થયેલી સ્ત્રીથી કદી પણુ સારૂ પરિણામ આવતુ નથી. આપણા દેશમાં લાખો વર્ષથી સ્ત્રીઓ પતિને આધિન રહી વર્ત્તે છે તો સુખી છે. હશે કોઈ અજ્ઞાન સ્ત્રી પોતાની અજ્ઞાનતાથી અગર અજ્ઞાન મૂર્ખ પતિથી

દુઃખી; તો એવાં અજ્ઞાન સ્ત્રી પુરૂષને કેળવણી આપી સુધારવાં જોઇએ તે વાજબી છે, કે તેથી તેઓ સુખી થાય. અથવા જે જે સ્ત્રીઓમાં ઉંચા ગુણો નથી; તેમને તેવી ધર્મ નીતિવાળી અને પ્રેમાળ બનાવવા પ્રયત્ન કરવો તે ઘટીત છે. સુપ્રસિદ્ધ ઇંગ્રેજ વિદ્વાન સર વિલ્યમહંટરે પોતાના ભાષણમાં આ દેશની સ્ત્રીઓ વિષે કહેલુ છે કે;—" સ્ત્રીઓને આપવાની છુટના સબંધમાં જે કેટલાક અંકુશો હિંદુસ્તાનમાં સ્ત્રીઓ ઉપર મૂકવામાં આવે છે, તેને હું છેકજ ધિક્કારી કાઢતો નથી અને છેક ધિક્કારવા લાયક છે પણ નહિ; કારણ કે જેમ અંકુશોથી સ્ત્રીઓની છુટમાં ખલેલ થાય છે, તેમ એમ પણ છે કે સ્ત્રીઓનું રક્ષણ કરવાનું કામ હિંદુસ્તાનના લોકો પૂરેપૂરી રીતે અને યુરોપના લોકોના કરતાં પણ વધારે સારી રીતે બજાવે છે. જે પ્રમાણમાં ઇંગ્લાંડમાં સ્ત્રી ગુન્હેગારો અને બંધીવાનો જોવામાં આવે છે, તેના પ્રમાણમાં હિંદુસ્તાનમાં સ્ત્રી ગુન્હેગારો અને બંધીવાનોની સખ્યા હિંદુસ્તાનની વસ્તીના પ્રમાણમાં છેક નહિ જેવીજ છે. વળી હિંદુસ્તાનની સ્ત્રીઓને દારૂપી છાટકી થવાનો દેખાવ તો કદી પણ જોવામાં આવતો નથી, પણ ઇંગ્લાંડમાં તો હજારો સ્ત્રીઓ દરરોજ છાટકી હાલતમાં જોવામાં આવે છે. વળી દેશી સ્ત્રીઓની એટલી તો સભાળ રાખવામાં આવે છે કે તેઓને કદી પણ ભૂખમરાની હાલતમાં આવવું પડતું નથી અને નઠારાં કર્મો કરી પેટ ભરવું પડતું નથી. આ બાબતમાં તો હું ધારૂંછું કે ઇંગ્લાંડની સ્ત્રીઓ હિંદુસ્તાનની સ્ત્રીઓની સુખી હાલત જોઇ તેમની અદેખાઇ કર્યા વગર રહેશે નહિ, " હવે જેઓ યુરોપિયન સુધારાને ધોરણે આ દેશમાં સ્ત્રીઓમાં સુધારો કરાવવા માગે છે; તેમણે આ ઇંગ્રેજ વિદ્વાનના વિચાર મનપર લેવા જોઇએ. પારકાનું અંદરથી ગમે તેવુ હોય પણ ઉપરથી ચળકતું ને ટાપટીપવાળું હોય તે સારૂં અને પોતાનું અંદરથી ગમે તેવું સારૂ, પણ ઉપરથી ચળકતું ન હોય તે નઠારૂં ગણવું એ ખોટું છે.

આ દેશની સ્ત્રીઓ શું પોતાના ગૃહકાર્યમાં પોતાની મરજી માફક કામ કરતી નથી? શું તેમની ધર્મકાર્યમાં સહાયતા લેવામાં આવતી નથી? શું તેમને પોતાનાં સગાં વ્હાલામાં જવા આવવાની છુટ નથી? શું તેઓ વિવાહ અને બીજા ઉત્સવોમાં ભાગ લઇ શક્તી નથી? શું તેમને કુટુંબ કે નાતે જાતનાં કાર્યોમાં જવા આવવાની પરવાનગી નથી? શું પતિ પત્ની વ્યવહારિક કાર્યોમાં સહાયક થતા નથી? શું સ્ત્રીઓ પોતાની સાહેલીઓ સમાતે દેવ દર્શન કરવાં જતી નથી? આ પ્રમાણે સર્વ પ્રકારની છુટ છે, ત્યારે હવે સ્ત્રીઓને કઇ પ્રકારની છુટ નથી? જે સ્ત્રીઓને છુટ નથી એમ ધારતા હોતો તે તેમની અજ્ઞાનતાથીજ હશે અગર સ્ત્રી પુરૂષ બંને અયોગ્ય અને મૂર્ખ હશે, તેથીજ એમ જણાતું હશે. બાકીતો સ્ત્રી પુરૂષો પોત પોતાના અધિકાર પ્રમાણે પોત પોતાના

કાર્યમાં સ્વતંત્ર જેવાંજ છે. આ ઉપરથી એમ ન સમજવું કે મારો મત સ્ત્રીઓને ગુલામ કે દાસી જેવી ગણવાનો છે. મારો મતતો સ્ત્રીઓ સુધરી સદ્ગુણી થઈ પોતાનો પ્રાચીન સુખદાયક રંગ જમાવે એ જોવાનો છે. મારો વિચાર તેમને દાસી નહિ, પણ ઘરની **દેવી** રૂપ અથવા **લક્ષ્મી** રૂપ ગણવાનો છે અને તેમને યોગ્ય માનપાન આપી સંતુષ્ટ રાખવાનો છે, તથા તેમની ગૃહકાર્યચાં જે યોગ્ય સ્વતંત્રતા છે, તેવી રાખવાનો છે અને ન હોય ત્યાં અપાવવાનો છે. સ્ત્રીઓ પોતાના પતિ સાથે દરિયા કિનારે કે બીજા યોગ્ય સ્થળે જાય આવે એમાં કશું ખોટું સમજતો નથી. એવી રીતતો પ્રાચીન કાળે પણ આર્યોમાં હતીજ અને થાય એ ઠીકજ છે. પ્રાચીન પ્રસિદ્ધ **દિલીપ** રાજા પોતાની સ્ત્રી સાથે રથમાં બેસી ફરવા નીકળેલો, તે વખતે રસ્તાની શોભા જોતો જાય છે તેનું વર્ણન રઘુવંશમાં કરેલું છે. **રામ**, સીતા સાથે વન વગેરે સ્થળે ફરેલા છે, **પાંડવો** દ્રૌપદી સાથે સભામાં અને વનમાં ગયેલા છે. **તારામતિ** હરિશ્ચંદ્ર સાથે, **નળ** દમયંતી સાથે **વીરમતી** જગદેવ સાથે, **રાજેશ્વરી** જશવંતસિંહ સાથે, એમ અનેક ઋષિ મુનિઓ અને રાજાઓ પોતાની સ્ત્રી સાથે ફરવા જતા અને હજુ પણ કેટલેક ઠેકાણે એવો રીવાજ પણ હશે. તેમ હજુ લોકો જેમ જેમ સમજતા જશે, તેમ તેમ ખરી રીતે વર્ત્તતા જશે, એમાં કાંઈ બોલવા જેવું નથી. પરંતુ સ્ત્રીઓને પુરૂષથી સાવ સ્વતંત્ર બનાવી પુરૂષનાં જેવાં કામો કરાવવાં અને તેમને પોતાની મરજી પ્રમાણે ચાલવા દેવી એતો કદી સારૂં ગણાશે નહિ. ખરી સુધરેલી સ્ત્રીતો એજ કહેવાશે કે જે પોતાના તનની સાથે મનની વૃત્તિને પૂર્ણપણે કેળવી સદ્ગુણી બનશે અને પ્રાચીન કાળની સાધ્વી સ્ત્રીઓનાં જેવાં ઉત્તમ કાર્યો કરી જગતમાં પોતાની કીર્તિનો જયધ્વજ ફરકાવશે તેજ. બાકી ખોટી સ્વતંત્રતાના ગુણો દેશમાં વધારવા ફાંફાં મારવાં એતો સ્ત્રીઓને રાક્ષસી રૂપ બનાવવા જેવુંજ છે. આર્ય શાસ્ત્રકારોએ જણાયેલું છે કે,—" બાળપણમાં માબાપ પાસે, જુવાનીમાં પતિ આધિન રહેવું અને વૃદ્ધાવસ્થામાં પતિ ગત થયો હોય તો પુત્રને વશ રહેવું, પણ સ્ત્રીઓએ સ્વતંત્ર પણે કદી ચાલવું નહિ સ્ત્રીએ માબાપ, ધણી અને છોકરાંથી જુદા રહેવાની કદી ઇચ્છા કરવી નહિ તેઓની સાથે વિયોગ રાખવાથી પિયર અને સાસરા બંને કુળની નિંદા થાય. " શાસ્ત્રકારોએ જે દર્શાવ્યું છે તે પૂર્ણ વિચાર કરીનેજ હશે. કાંઇ તેમને દાસી જેવી ગણવાને કે તેમના પર અન્યાય ગુજારવાને દર્શાવ્યું નહિ હોય, જ્યાં સ્ત્રીઓનો માન મરતબો જાળવી ઉત્તમ ગણવા જેવું જણાયું છે, ત્યા તેવી આજ્ઞા લખી ગયા છે. સ્ત્રીની ઘરમાં સર્વથી પહેલી પદવી ગણેલી છે; અર્થાત્ તેનું સુખ પહેલું જોવું જોઇએ એવી આજ્ઞા કરી છે.—' સ્ત્રીઓ જે ઘરમાં માન પામે છે, તે ઘરમાં દેવતાઓ સંતુષ્ટ થાય છે. " આવા પ્રકારની અનેક આજ્ઞાઓ કરેલી છે, છતાં આર્યગૃહ—

સસારમાં નકામા ભવાડાઓ ઉભા કરવા એ કદી સારૂં નથી.

આ દેશની સ્ત્રીઓને સમાનતાના હક અપાવા ઇચ્છનારાઓએ વિચારવાનું છે કે જે દેશની સ્ત્રીઓનું અનુકરણ કરવા ચાહોછો, તેજ દેશની પ્રખ્યાત ઈંગ્રેજ સ્ત્રી મીસ. **મેરી કારપેન્ટર,** મીસ. **ફ્લારેન્સનાઇટીગેલ** અને **જેનઆસ્ટન:** વગેરેના જેવી સુજ્ઞ સ્ત્રીઓ એટલે લગણુ બતાવી ગઇછેકે—"સ્ત્રીઓ પુરૂષના પડખામાં રહીને ગૃહકાર્ય કરવે યોગ્યછે. તે કોમળ, નાજુક અને લાવણ્યમયીછે, તેને પુરૂષના જેવાં સાહસ કરવાને ઇશ્વરે સરજેલી નથી." આ શું તેમનું કહેવુ ખોટું છે? સ્ત્રીઓ પસે પુરૂષના જેવા કઠણુ કામો કરાવી તેમના હૃદયમાંથી પ્રેમના ફુટતાં અંકુરોને દબાવી દેવા ન જોઇએ. જો પ્રેમના અકુરોને ફુટતા દબાવી દેવામાં આવશે. તો ઘણુંજ માઠાં પરિણામો આવશે. યુરોપના જે દેશોમાં સ્ત્રીઓના હક સમાન ગણી તેઓને જે પુરૂષના જેવાં કામો કરવાની છુટ આપી છે, તેમણે સારાં ફળ ચાખ્યાં નથી. તે વિષે ડા. **સ્માઈલ્સે**—ધીયુનિયન પત્રમાં ફકરો લખ્યો છે, તેનો ટુંક સાર એ છે કે.—" એ રસમે લોકોની ઘર સબધી હાલતમાં ઘણું નુકસાન કર્યુંછે. ઘર રૂપી પવિત્ર ધામના ઉપર એ રસમે હુમલો કરીને કુટુંબની સસારિક ગાંઠો તોડી નાંખી છે, પુરૂષની પેઠે સ્ત્રીઓએ કામ કરવાથી સ્ત્રીઓને પોતાના સ્વામિ, અને છોકરાંઓને પોતાના માબાપ પાસેથી છીનવી લીધાં છે. તેમાં વિશેષ કરીને સ્ત્રીનું વર્ત્તન હલકુ કરી નાંખવાનું તેનુ વલણુ વધારે થયું છે. સ્ત્રીનું કાર્ય ગૃહ–કાર્યને લગતી પોતાની ફરજો બજાવવાની છે, તે એકે પોતાના ઘર ખટલાની વ્યવસ્થા રાખવા વગેરે ને લગતાં કામો કરવાના છે, પણુ કારખાનું તેણીને આ ફરજોથી દૂર કરે છે. તેથી ઘર તે કહેવા લાયક ઘર રહેતું નથી. છોકરાં રખડતાં રઝળતાં અને અશિક્ષિત નીવડે છે. પ્યારની તિક્ષણુ ધાર બુઠ્ઠી થઈ જાય છે, તેથી સ્ત્રી એ પુરૂષની ગૃહમિત્ર, સલાહકાર, સોબતી અને નમ્રભાર્યા રહેતી નથી. પણુ તેની સાથે મહેનત કરનાર અને મજુર સોબતી બને છે. શીળગુણનું ઉત્તમ વર્તન અને વિચારોમાં વપરાતી સભ્યતા તેનો વારંવાર નાશ કરનારી માઠી અસરોને આધિન તેણીને રહેવુ પડે છે. કુમારીઓ સગત, નિયમો અને વિવેક બુદ્ધિના કાબુ વિના ઉગતાંજ સ્વતત્રતાની લાગણી ગૃહણુ કરવા માંડે છે અને તુરતજ પોતાના સોબતીઓના દુર્ગુણો તેમાં દાખલ થાય છે. જે સહવાસમાં તેઓ રહે છે તેમનો શારીરિક અને નીતિ સબધી વા તેમને લાગે છે અને તેમની પ્રાણુજન્ય વાસનાઓને ઉશ્કેરે છે. ખરાબ દૃષ્ટાંતોની અસર તેઓમાં પ્રસરે છે અને તેથી વધતાં વધતાં અગણિત ખરાબીઓ વધે છે," આ શું તેનું કહેવું ગેર વાજબી છે? કદી નહિ; અરે! પેલુ ખુના ખરાબીવાળુ **ફ્રેંચરેવોલ્યુશન** એ પણુ સ્ત્રીઓની પવિત્ર સત્તાની ગેર હાજરીને લીધેજ ઉત્પન્ન થતી સસારિક ખરાબીઓથી થયું હતું, એ કોનું અજાણ્યુ છે? સ્ત્રીઓને અયોગ્ય સ્વતત્રતા એ કેટલી બધી ખરા-

બીનું મૂળ છે, તે વિષે અનેક વિદ્વાનો પોતાના અભિપ્રાય આપી ગયા છે; છતાં ખોટી ધુનમાં આવી મચ્યા રહેવું એ મહા હાનિકારક છે. માટે સુજ્ઞ સ્ત્રી પુરૂષોએ પોત પોતાના નિર્મિત કાર્યોમાં જોઇતો સુધારો કરી ગૃહરાજ્યને સુખકર અને શોભાયમાન બનાવવું જોઇએ. સ્ત્રીઓએ યોગ્ય કેળવણી લઇ સદ્ગુણોનો વધારો કરવો, પતિને પ્રિય થવું અને નીતિ ધર્મના નિયમો પાળી સ્ત્રી રત્ન—સાધ્વી—સતી—દેવી એવું ઉત્તમ પદ મેળવવું, એજ શ્રેયકર અને આલોક પરલોકમાં સુખ દાયક છે.

## સ્ત્રીઓની આચારનીતિ.

આ સંસારમાં સાફલ્યતા મેળવવા સદ્ગુણી સ્ત્રીએ પરણ્યા પછી જેમ બને તેમ વધારે કાળ પોતાના પતિની સાથેજ ગાળવો અને તેમની આજ્ઞાને અનુસરી ચાલવું. પ્રાત કાળમાં પતિનાં પહેલાં ઉઠી દાતણ કરી મુખ સ્વચ્છ કરવુ, જળ વડે શરીર શુદ્ધ કરી ઇશ્વર સ્મરણ કરવું. પછી ઘરમાથી શય્યા ઉપાડી વાસીદુ વાળવુ અને ઘર લીપી શુદ્ધ કરવું. વાસણો માંજી જળથી ધોઈ પાકશાળાનાં પાત્રો પાકશાળામાં અને બીજા તેમની યોગ્ય જગ્યાએ ગોઠવવાં. પ્રભાતનુ કાર્ય પૂરૂં કરી, પછી નિત્ય ઉપયોગમાં આવતા પાત્રો, પીવાના રસો, ભોજનસામગ્રી અને વાપરવાના પૈસા સભાળીને જોઇતી સઘળી વસ્તુઓ એકઠી કરવી. ભોજન તૈયાર કરીને પતિ, સાસુ, સસરા આદિને જમાડી જમવું રસોઇ, જમતા જમાડવાનુ, અઠવાડનુ અને ચૂલા અબોટનું કામ પૂરૂ કર્યા પછી ઘરની અંદર કયા પદાર્થ છે અને કયા થઈ રહ્યા છે તેની તજવીજ કરવી. નવા પદાર્થો જરૂર હોય તો તે અથવા જે પદાર્થ થઇ રહ્યાથી તેની જરૂર હોય તો તે મગાવી સભાળથી ભરી રાખવા. મોસમમાં ભરી રાખવાના દાણાની યોજના પણ સમયોચિત કરવી. હરેક કામ વિચારીને કરવું, કોઈ કામ માથા ઉતાર—વેઠ સરખું કરવું નહિ. દેશ ચાલ પ્રમાણે રાત્રે વાળુ કરી રહ્યા પછી સર્વ વાસણ માંજીને ઠેકાણાસર મૂકવાં, દાણા દુણી વગેરે કાંઇ ઉઘાડુ, અવ્યવસ્થિત કે જ્યાં ત્યાં રખડતુ રહે નહિ, એટલા સારૂ "ઢાંકો ઢુંમો" કરવો. સમય સર સર્વ બાળકોને પથારી કરી સુવાડવાં. સર્વના સુતા પછી પોતે સુવું, પરંતુ પોતાના સુવાની પૂર્વે પરમેશ્વર પ્રતિ પોતાનાં સર્વ કર્મો રજુ કરી ભૂલ ચૂક માટે ક્ષમા માગવી અને આ મનુષ્ય દેહથી રૂડાં કાર્ય કરાય તથા તેમાંજ પ્રવર્તમાન થવાય તેવી પ્રાર્થના કરવી. તે પછી શાંત, નિર્વિકાર તથા જીતેંદ્રિય થઇને શયન કરવું—નગ્ન સુવુ નહિ, પણ વસ્ત્ર પહેરીને સુવું.

પતિના ગૃહમંદિરમાં સુખે કે દુઃખે સદાકાળ સંતોષથી રહેવું, ઘર બાર અને પોતાના સર્વ સુખનો આધાર સાસરીઆં પર રહેલો છે, એમ સમજી સુજ્ઞ સ્ત્રીએ ભૂલે ચૂકે પણ સાસરીનો તિરસ્કાર કરવો નહિ. માબાપના મહેલ કરતાં સાસરાની પર્ણ કુટીમાં પરમાનદથી રહેવું. ઘરનું કામકાજ અધુરૂં મૂકી કે પૂરૂં કરીને પણ પરઘેર તડાકા મારવા જવુ નહિ જરૂર પડતાં પિયર જવું, પણ ત્યાં વધારે નિવાસ કરવો નહિ. જ્યાં પતિ જાય ત્યાં તેમની આજ્ઞાથી સાથે જવું. યથાશક્તિ સ્વામી જે રીતે ભરણ પોષણ કરે તેમાં સતોષ માનવો. પકવાન્ન કરતાં પણ સાદા ભોજનથી સતોષી રહેવું, ઉંચે સ્વરે બોલવું નહિ, તતડીને બોલવું નહિ, બહુતાણી બુમો પાડવી નહિ, કટુ ભાષણ કરવુ નહિ, પાડોશીની કે બીજાની સાથે વિવાદ કરવો નહિ અને વિવાદ થાય તો કટુ વચનો બોલવાં નહિ. સદ્‌ગુણી સ્ત્રીએ ઘરમાં ઘણો નકામો ખર્ચ કરવો નહિ, ધર્મ અને અર્થથી વિરૂદ્ધાચરણ કરવું નહિ; પ્રમાદ, ઉન્માદ, રોષ અને ઇર્ષાનાં વચનો બોલવાં નહિ કોઈની નિંદા કરવી નહિ; ચાડી, હિંસા, વિષય, મોહ, અહકાર, ગર્વિષ્ટતા, નાસ્તિકતા, સાહસ, ચોરી અને દભનો ત્યાગ કરવો સ્વામીના સુખ દુ ખમાં તેમજ તેની ઘણી ખરી મહેનતમાં ભાગ લેવો. તેની સેવા કરવી પતિના નશીબમાં કાંઈ માઠો ફેરફાર થાય તો તેવી અવદશામાં ગભરાઈ ન જતાં, કે હિંમત હારી માથે હાથ દઈ નિઃશ્વાસ નહિ નાંખતાં, પતિને અનેક પ્રકારે દિલાસો આપી શાન્ત પાડવો અને ઇચ્છવુ કે;—" જો પરમેશ્વર અમને એક બીજાને માટે જીવતાં રાખે તો ગમે તેટલું દુઃખ અને ગમે એટલો ભય આવી પડે, તોપણ હું મારા મનથી સર્વોપરી સુખ સમજીશ. " એવી રીતે સ્વામિ ભક્ત સ્ત્રીએ સમજવું જોઇએ. પ્રેમવતી, મોટા મનવાળી સ્ત્રીના સયોગથી પતિ વધારે સુખ ભોગવે છે અને તેનું સસારિક સુખ સપૂર્ણ થાય છે. પતિની જીદગીમાં ફેરફાર થવાથી તે નાઉમેદ થાય તો તેને ટકાવી રાખવા હિંમત અને ઉત્તેજન આપવું. ગૃહસ્થાશ્રમમાં કોમળ પ્રેમ રૂપી–સૂર્યનો પ્રકાશ પાડી તેના દુઃખનું હીમ ઉડાડી દેવું. મહાન્ કાર્યોના ઉદ્‌ભવ અને સિદ્ધિમાં પણ ગૃહસ્થાશ્રમનો આનંદ એ જીંદગીનો પાયો છે. એવો ગૃહસ્થાશ્રમ બનાવવા સાધ્વી સ્ત્રીએ હમેશાં કાળજી રાખવી.

ગૃહસ્થાશ્રમ સુશોભિન અને સુખમય કરવા, જો પત્ની કાળજી રાખતી નથી; તો પતિને વિશ્રામ લેવાને માટે સૌથી સ્વચ્છ, સૌથી મિષ્ટ, સૌથી ખુશનુમા સ્થળ–બાહ્ય સસારનાં સકટ અને દુઃખમાંથી નાશી છૂટવાના સ્થાન રૂપ ન કરે તો પ્રભુ એ બાપડાને સહાય કરે; કેમકે એ ખરેજ ઘર વિનાનો જાણવો ! ઘરતે સ્ત્રીનું રાજ્ય છે, તેનું જગત્ છે;—ત્યાં તેણે પ્રેમથી અને નરમાશની સત્તાથી અમલ ચલાવવો દૈવયોગે પતિ તોફાની પ્રકૃતિનો હુલડી મળી આવ્યો હોય તો મોટું મન રાખવાથી તે જેવો શાન્ત પડે છે, તેવો બીજા કશાથી શાન્ત પડતો નથી.

સ્ત્રીનું મોટું મન જોઇ તેને વિશ્રાંતિ, સંતોષ અને સુખ મળશે. મગજ અને મનની શાન્તિ વાળી સ્ત્રી પતિને ઉત્તમ સલાહકાર થઇ પડે છે. કારણ કે જ્યાં તેની અનાશ્રિત બુદ્ધિ ખોટે રસ્તે જવાની તૈયારીમાં હોય; ત્યાં એવી સ્ત્રી પોતાની સ્વભાવ—સિદ્ધ કળ વડે તે પતિને ખરે રસ્તે દોરી લઈ જાય છે. વિઘ્ન અને વિપત્તિના વખતમાં સ્વામીને ટેકા રૂપ થઇ પડવું અને જ્યારે દુઃખનો દરિયો ઉલટે અથવા વિધાતા ધુરકીયાં કરે; ત્યારે પતિને દિલાસો દેવામાં પાછી પાની કરવી નહિ. જુવાનીના વખતમાં પતિને સુખ અને શણગાર રૂપ થઇ પડવું. પ્રૌઢાવસ્થામાં જ્યારે સંસારનાં સુખનાં સમણાં હવામાં ઉડી ગયાં હોય છે અને સંસારના સાચા વ્યવહારમાં રહેતા હોઇએ; તે વેળાએ સુજ્ઞ સ્ત્રી—દેવીએ પતિને એક નિષ્ઠાથી સહાયક થઇ પડવું વૃદ્ધાવસ્થાના અસ્થિર સમયમાં શાન્તિદાયક અને આનંદ આપનારા થઇ પડી, ઇશ્વર ભક્તિ કરવામાં એક ઉત્તમ સહાયકારક થઈ પડવું આવી આચારનીતિ વાળી સ્ત્રી આ લોકમાં અમર યશ મેળવી ધન્યતાને પામે છે.

---

## પવિત્રગૃહ—સંસાર.

આ સંસારમાં સ્ત્રી પુરૂષના ઉત્તમ વર્તનથી ગૃહ-સંસાર પવિત્ર થાય છે. તેમાં ગૃહ-રાજ્યના ખાસ સ્થાનમાં સ્ત્રીવર્ગ જે સત્તા ચલાવે છે, તે ઉપરજ જગતના સુખ દુઃખનો, જ્ઞાનાજ્ઞાનનો અને સુધારા કુધારાનો ઘણે અંશે આધાર રહેલો છે. સારી સ્ત્રીઓની સત્તા તેજ પૂરતી રીતનો સુધારો છે પુરૂષ મનુષ્યત્વની તોલનશક્તિ છે અને સ્ત્રી તેનું લાગણીવાળું મન છે. પુરૂષ તેનુ બળ છે અને સ્ત્રી તેની શોભા, તેનો શણગાર ને તેનુ બળ છે અને સ્ત્રી તેની શોભા, તેનો શણગાર ને તેનુ વિશ્રામ ઠામ છે, જેમ પૃથ્વી ઉપરનુ વાતાવરણ માણસના દેહને પોષણ આપે છે, તેમ સારી જનેતાએ નીતિનું એવુ તો નિર્મળ વાતાવરણ ઉત્પન્ન કરે છે કે તેથી માણસની નીતિ દેહને પુષ્ટી મળે છે ભલો સ્વભાવ, માધુર્ય અને માયાળુપણું એ સર્વ સમજથી વાપરીને એક શાણી સ્ત્રી તેના કુટુંબીઓને ખુશ મિજાજની ખુશબોથી ઘેરી લે છે અને તેના પ્રતાપથી આખા ઘરમાં શાન્તિ અને સંતોષ પ્રસરી રહે છે. તેથી એવા સ્થાયમાં મહા પવિત્ર અને ઉત્તમ પુરૂષત્વની પ્રકૃતિવાળાં માણસોનો સારો પાક ઉતરે છે. ગમે તેવું ગરીબ ઘર હોય, પણ તેમાં સદ્‌ગુણી, કરકસરવાળી, હસમુખી અને સુઘડ સ્ત્રીનું રાજ્ય હોય તો તે સુખનું, સદ્‌ગુણનું, અને નિરાંતનું પવિત્ર સ્થાન થઇ પડે છે ગૃહસંસારમાં પ્રત્યેક ઉમદા સંબંધનું ત્યાં સ્વરૂપ સિદ્ધ થાય

છે, એવું પવિત્ર ઘર અનેક આનંદદાયક ને સ્મરણ રાખવા યોગ્ય પ્રસંગોથી પુરૂષને પ્રિય થઇ પડે છે. તે પ્રેમી હૃદયનું પવિત્રસ્થળ સંસાર-સાગરના તોફાનમાંથી નીકળી આવવાનું આશ્રયસ્થાન, શ્રમિત થએલા માણસનું વિશ્રામ ઠામ, દુઃખમાં દિલાસો લેવાની જગા, આબાદીના સમયમાં માન-અભિમાન રાખીએ એવું ઠેકાણું અને સર્વ સમયે આનંદનુ ધામ એક રૂડી સ્ત્રી-દેવીના પ્રતાપથી બની રહે છે. સ્ત્રીઓ પોતાનાં છોકરાંનાં લક્ષણ ઘડવામાં જે અસરકારક સત્તા ચલાવે છે, તે ઘણે ભાગે બહાર દેખાવ દેતી નથી, પણ પોતાના એકાંત ગૃહ-સંસાર અને કુટુંબ કબીલાના શાન્ત સ્થળમાં કર્ત્તવ્યતાના પવિત્ર માર્ગમાં સ્થાયી મહેનત અને ધૈર્યતાવાળા આગ્રહથી તે પોતાનુ ઉત્તમ કાર્ય પૂર્ણ કરે છે. ગૃહ-સંસારની અંદર સ્ત્રીમાં કામ પાર પાડવાની શક્તિ હોય, તેથી તેનું સ્ત્રીત્વ ઘટતુ નથી, પણ દરેક વ્યવસ્થાપૂર્વક વર્ત્તનારા કુટુંબના સુખ અને કલ્યાણને માટે એ ગુણ કેટલેક દરજ્જે જરૂરનો છે. કામકાજની ટેવ માત્ર વેપારને અંગેજ જોઇએ એમ નથી; પણ સંસારના સઘળા વ્યવહારમાં તે કામ આવે છે. દુકાન ચલાવવામાં જેટલે દરજ્જે કામકાજ કરવાના ગુણોનો ખપ પડે છે, તેટલેજ દરજ્જે ગૃહ—સંસાર ચલાવવામાં તેની જરૂર પડે છે કામ કરવાની શૈલી બારીક વ્યવસ્થા, ઉદ્યોગ કરકસર, મન ઉપર અખત્યાર રાખવાની શક્તિ, કળ, જ્ઞાન અને અમુક કાર્ય પૂરૂં કરવાને અમુક સાધનો કામે લગાડવાની શક્તિ, એ સઘળા લક્ષણોની એ બંનેમાં જરૂર પડે છે. એ સઘળા ગુણો કાર્ય સિદ્ધિમાં તત્ત્વ રૂપે રહેલા છે. જે સ્ત્રીઓને પોતાનો ગૃહ-સંસાર સુખમય અને પવિત્ર કરવો હોય, તેમણે એ ગુણો મેળવવા જોઇએ.

પુરૂષે ગૃહ-સંસારમાં સદા સૌજન્ય રૂપી વસ્ત્ર સજવાં. તેમણે એવી નરમાશ અને એવી ચતુરાઇથી ગૃહ—રાજ્ય ચલાવવુ કે તેથી ઘરમાં પ્રેમ અને કર્તવ્યનો વાયુ પ્રસરી રહે પોતાની જીંદગીના જે જાહેર કર્ત્તવ્યો છે તે બીજાને ગમે એવા ગંભીર અને અગત્યનાં લાગતા હોય, તો પણ પોતાના કુટુંબનાં જુદાં જુદાં સગાંઓનો પણ પોતાના ઉપર હક હોવાથી તેમની સાથે માયાળુપણાનાં કામો કરવાંજ જોઇએ. જે પુરૂષનો પ્રેમ ગૃહસંસારથી સજીવન થયો છે, તે કંઇ તેટલા સાંકડા ગોળમાંજ પોતાની સહૃદયતા રોકી રાખતો નથી. તેને પ્રેમ તેના કુટુંબમાં પ્રસરે છે અને ત્યાંથી જગતમાં વિસ્તરે છે પુરૂષે ખરી વિશ્રાંતિ અને ખરૂં સુખ ભોગવવુ હોય તો તેની સ્ત્રીએ તેના ગૃહ-સંસારમાં સહાયક થવું જોઇએ; એટલુંજ નહિ પણ તે તેના દિલની-પ્રાણની-આત્માની પણ સહચરી હોવી જોઇએ. જે સ્ત્રીનુ ઘર પ્રેમનુ સ્થાન નથી, તે વિશ્રાંતિનુ સ્થાન કેમ કરીને થાય? મગજને વિસામો અને દિલને શાન્તિ તો પ્રેમ-વૃત્તિની નરમ અસરથીજ મળી શકે છે. ગૃહિણીમાં ઉછળતો આનંદ અને ઝગારા મારતો ચળકાટ હોય, તેનાં ક-

રતાં ચોખ્ખી સમજ, હસમુખાપણું અને મનોત્સાહનાં લક્ષણો તેનામાં હોવાં જોઇએ અને વેગવાળી પ્રકૃતિના કરતાં સુશીલ સ્વભાવ પસંસા કરવા જોગ છે; જે ઘરમાં કજીઆ કકાસ કે કડવાં વેણુ સાંભળવામાં આવે નહિ, કોઈ આળસુ જણાય નહિ, પ્રત્યેક માણસ પોતાનું કર્તવ્ય ઉત્સાહ અને આનંદથી કરતું હોય, પોતાની સુશીલતાથી સૌનાં મન હરી લીધાં હોય, બાળકો બળ, બુદ્ધિ, વિવેક, વિનય અને મર્યાદામાં ઉત્તમ જણાતાં હોય, તે ઘર ખરેખર પવિત્ર સ્વર્ગ ધામ સરખું દિસે છે.

રાજ્યકાર્યભાર જેમ ઘણાંનાં મન મેળવીને ચલાવવો પડે છે, તેમ ગૃહ-સંસાર પણ ઘણાંનાં મન સાચવી તપાસીને સમાધાનીથી ચલાવે છે. કેટલાંક કામથી પરહેજ રહેવું અને કેટલાંક કામમાં બીજાને પરહેજ રાખવાં પણ ખરાં, વેઠવું પણ ખરૂં અને સબુરી પણ રાખવી પરસ્પર ખામીઓ જોવામાં આવે તેથી એમ કહેવાની મતલબ નથી કે તે એબ ઉપર આપણે આંખ મીંચીને ચાલવું તે ખામીઓ સારા સ્વભાવથી ખામોશ રાખીને ખમવી જોઇએ તેને યોગ્યપણે સુધારવી પણ જોઇએ. સઘળા ગુણો કરતાં સારો સ્વભાવ એ ગૃહિણીના ગૃહસ્થાશ્રમમાં બહુજ નભે છે અને બહુજ સારાં ફળ આપે છે. સાથે વળી મનને વશ રાખવાની જો શક્તિને ટેવ હોય તો તેથી ધીરજ આવે છે. તેથી સહન કરી શકીએ છીએ અને ક્ષમાશીલતા રાખી શકીએ છીએ. પતિપત્નીએ પરસ્પર જે કહેવું હોય તે મ્હેણાં મારવાના ચડસ સિવાય કહેવું અને ક્રોધનો વીજળી ચમકારો ચાલ્યો જાય; ત્યાં સુધી મનને વારી રાખવું. ' મીઠો જવાબ ગુસ્સાને ઉતારી નાંખે છે." માટે ગુસ્સાને ઉતારવા મીઠાસ ભરેલો જવાબ આપવો. પુરૂષે ગૃહ-સંસારમાં ખુશમિઝાજનો, માયાભાવનો ખામોશનો અને પાકી સમજનો ઉપયોગ કરવો

સ્ત્રીએ પોતાનો ગૃહ-સંસાર સુશોભિત, પવિત્ર અને સુખમય કરવા કાળજી રાખવી પતિને વિશ્રામ લેવા માટે ગૃહ-સંસાર સૌથી સ્વચ્છ-પવિત્ર, સૌથી મિષ્ટ, સૌથી ખુશનુમા સ્થળ બનાવવાને સ્ત્રી જો કાળજી ન રાખે તો ખરેજ સંસારનાં દુ:ખમાંથી છુટવાને તે પુરૂષ ઘર વિનાનો છે! સુશીળ સ્ત્રી મોટાં મોટાં સંકટને વખતે પતિને ગૃહ-સંસારમાં ઘણી કામની થઈ પડે છે. તે હમેશાં અતિ નરમાશ વાળી છતાં પ્રસંગ આવતાં તે દૃઢ અને જાગ્રત બની જાય છે, તે ખબર ન પડે તેમ તપાસ રાખ્યા કરે છે. અડચણોને વખતે સ્વસ્થ અને શાન્ત બની પતિને એવા સમયમાં સુશીલ, શાન્ત અને મજબુત કરે છે. પોતાના સંતાનનું કેવા પ્રકારે સાંત્વન કરવું તે નિરંતર વિચાર્યા કરે છે અને પોતાના પતિ ઉપરનો પ્યાર વધારવાનો પ્રયત્ન કરે છે. રૂડા પતિએ પોતાની ધર્મ-પત્ની સાથે આબરૂ ભરેલી વફાદારીથી, માયાળુપણાથી અને ધર્મ-નિષ્ઠાથી વર્તવું જોઇએ. શાણપણ અને પ્રીતિભાવથી ગૃહ-સંસારની લગામ પકડી સહાય થવું. પત્નીને સમજાવીને ઘરમાં

અમલ ચલાવવો; તેમાં પણ જે કામ આબરૂ અને ફાયદા ભરેલું હોય તેજ તેમની પાસે સમજાવીને કરાવવુ તેના બહારના દેખાવ કરતાં તેના આત્મા અને તેની આબરૂને વધારે ચાહવુ, તેને ઘટતુ માન આપવુ, પોતાના સદ્ગુણનું બીજ તેના હૃદયમાં રોપવું, જુવાનીનું રૂપ ઉમર વધતાં ઉતરે તોપણ તેનાપરની આસક્તિ ઓછી કરવી નહિ. પ્યારથી પોષવી, તેના ઉપર અત્યંત પ્રેમ રાખવો. તેને એક રૂપાળી પૂજવા યોગ્ય પૂતળી માફક ગણીને લાડ લડાવવાં એમ નહિ, પણ પ્રભુને દરમીઆન રાખી એક પોતાના સંસારના ખરા સહાયક-જન તરીકે તેને ગણીને ચાહવું. બંનેના ધર્મ-સંયોગથી પેદા થયેલાં બાળકોને ચાહવુ, તેના પ્રત્યેનાં કર્ત્તવ્યો બજાવવાં અને ધર્મથી ભરપૂર ગૃહ—સંસાર પવિત્ર અને સુખમય થઇ ચળકી રહે છે તથા તે ઘર સ્વર્ગ સમાન શોભિ નીકળે છે.

## ખરૂંસંસારસુખશાથીમળે.

આ સંસારમાં સ્ત્રી પુરૂષ અનેક પ્રકારનાં સુખ ગણે છે અને અનેક રીતે એક બીજાને સુખી સમજે છે. કેટલાંક સ્ત્રી પુરૂષો એમ સમજે છે કે ફલાણી સ્ત્રી પાસે અગર ફલાણા પુરૂષ પાસે ઘણી દોલત છે, માટે તેઓ ખરાં સુખી છે કેટલાંક એમ સમજે છે કે ફલાણી સ્ત્રીને આટલાં બધાં છોકરાં છે માટે તે ખરી સુખી છે. કેટલાંક એમ સમજે છે કે ફલાણાં સ્ત્રી પુરૂષ વાડીને ગાડીથી મોજ માણે છે, માટે તેઓ ખરાં સુખી છે. એમ અનેક રીતે લોકો એક બીજાને ખરાં સુખી સમજે છે, પરતુ એ સમજવામાં મોટી ભૂલ કરે છે. ઉપર મુજબની સુખી સ્થિતિ તે ખરેખરી સુખી ગણાતી નથી. પૈસા ટકા, આબરૂ ઇજ્જત, અને બચ્ચાં કચ્ચાં વગેરેથી ભરપૂર છતાં બિચારાં કેટલાંક માણસો બેચેનીમાં પોતાના દિવસો ગુજારે છે, ત્યારે ખરૂ સુખી કોણ ? એ જાણવુ જરૂરનું છે. ખરૂં સુખ પતિપત્નીની માયાળુ પ્રકૃતિ, પરસ્પર પ્રેમ, એક બીજાને નિરતર મદદગાર થવુ, અને પરસ્પર મધુર વચને બોલાવવું; એટલુંજ નહિ પણ એક બીજાને સુખે સુખી અને દુઃખે દુઃખી થવુ તેનુંજ નામ ખરૂ સુખ. ખરેખરા સસાર સુખનું દૃષ્ટાંત રૂપ ખરૂ ચિત્ર એક ખેડુતને જોવાથી મળી આવશે. ખેડુત આખો દિવસ ખેતરમાં કામકાજ કરી સાંજને વખતે પોતાને ઘેર આવે છે, તેને તેની સ્ત્રી પોતાના ખુશનુમા બાળકને હાથમાં લઈ આનદી ચહેરે સામી મળવાને જાય છે પોતાના પતિના ઉપરનો કેટલોક બોજો હલકો કરવાને તેની ખાંધ ઉપરનો ભારો ઉચકી લઇ, પ્યારી સ્ત્રી પોતાને માથે મૂકે છે. તે સ્ત્રી પોતાની મધુર વાણીથી પતિનો થાક ઓછો કરવાની

કોશિશ કરે છે. તનદુરસ્ત અને શાહાણું બાળક કૂદકો મારી પોતાની માતાના હાથમાંથી બાપને ગળે વળગવા દોડે છે. એ આનદકારી દેખાવથી બાપ ખુશી થાય છે. ઘરમાં આવી શાંત ચિત્તે અમૃતમય વાણીથી ખેતી સંબધી વાતચિત કરી સાથે બેસી ખોરાક ખાય છે.

બેનો ! આવો ચિતાર જોયાથી કોનુ હૃદય આનદ નહિ પામે ? કોને પોતાની સસારી સ્થિતિનુ ભાન નહિ થાય ? કોને તેમના સુખી સસારની સ્થિતિ જોઇ આશ્ચર્ય નહિ થાય ? બેનો ! ગરીબ મહેનતુ ખેડુત જેવા લોકો જે ખરેખરૂ સુખ ભોગવે છે, એવાં સુખ ભોગવવાથી સમજુ બેનો બેનશીબ રહે એથુ થોડુ સતાપ ભરેલુ છે ? પ્રિય બેનો ! એ ખેડુતની સ્ત્રીઓ કરતાં તમને તો એક બાજો વધારે ફાયદો મળે છે. એ બિચારી સ્ત્રીઓનેઆખો દિવસ પેટને ખાતર કામે જવુ પડે છે; પરતુ તેવી હાલ તમારી નથી. તમારે તો ખાવા પીવાનું અને પહેરવા ઓઢવાનું ઘણીજ થોડી મહેનતે મળે છે. તમારા પતિ, પુત્ર અને ભાઇઓ તમારે જોઇતું સઘળું પુરૂ કરે છે. પોતાની શક્તિ મુજબ કોઈ રીતે તમોને ઓછુ લાગવા દેતા નથી, છતાં તમો તમારા પતિ, પુત્ર અને ભાઇને ખુશી રાખવાને તજવીજ કરો નહિ, તો પછી તમારા કુટુંબમાં ખરૂં સુખ ક્યાથી આવે? પતિ બિચારો આખો દિવસ પોતાના ધધા રોજગારમાં કામકાજની મહેનતથી ગભરાયેલો થાકેલો અને કંટાળેલો ઘેર આવે, ત્યાં તે પોતાની સ્ત્રી, બેન અને માતાને રીસાએલાં કે ઉતરી ગયેલાં મૂખે દેખે, ત્યારે તે બિચારાને ઘરમાં આશા એશને બદલે ઉલટી પીડા થઇ પડે કે નહિ ? તેનો પ્રિય બેનો ! તમારે વિચાર કરવો ઘટે છે. આખા દિવસની હેરાનગતિ ભોગવી કટાળેલો ઘેર આવે, ત્યાં વળી સાસુ વહુના અને નણદ ભોજાઇના કજીઆ ચૂકવવા બેસે. એટલે ગરીબ બિચારા પતિની પૂરેપૂરી કમબખતી જાણવી.

બેનો ! તમો પોતે સમજતીઓ નથી કે તમારી એવી ચાલથી કેટલી અને કહેવી ખરાબી થાય છે ? જે પતિના મન ઉપર રાત દિવસ સસાર સંબધી અને બીજી કાળજી લાગેલી હોય છે, તેથી તેઓની આવરદા ટુકી થઇ જાય છે અને બિચારો વગર મોતે તથા વગર કારણે ફક્ત કાળજીનો માર્યો આ દુનિઆ છોડી વહેલો ચાલ્યો જાય છે, એવા બનાવો એક કરતાં વધારે વાર બનેલા સાંભળ્યા છે. માટે તે ઉપર વિચાર કરતાં માતા, બેન, અને પત્નીની ખરી ફરજ છે કે પોતાના પતિ, પુત્ર અને ભાઇને સઘળી પ્રકારે સુખ આપવું. જે સ્ત્રીઓ પોતેજ પતિ, પુત્ર અને ભાઇને દુખી અને હેરાન કરેછે, એ ગુન્હો કઇ જેવો તેવો નથી તે ઉપર ડાહી સ્ત્રીઓએ ધ્યાન આપવુ જોઇએ.

બેનો ! ઉપરની હકીકતથી તમારા ધ્યાનમાં આવ્યું હશે કે ખરેખરૂ સુખી કોણુ છે ? પૈસા ટકા વગેરે તમામ બાબતોનું સુખ છતાં એ એક સંસાર

સુખ ન હોયતો તે સઘળું નકામું અને બોજા રૂપ છે. એક મહાન્ ગ્રંથકારે કહ્યુ છે કે;—" એક મુગટધારી રાજા અને શાનશાહો કરતાં ગરીબડી ઝૂપડીમાં રહેનાર અને દાળ, ભાજીખાનાર તથા જાડુ પાતળુ વસ્ત્ર પહેરનાર શખ્સ **જેના ઘરમાં સલાહ, સંપ અને પ્રેમ** હોય છે, તે ઘણોજ ખુશી અને સુખી જણાય છે. " ખરૂં સુખ પૈસા ટકા વગેરેમાં નથી, પણ સલાહ, સપ અને પ્રેમમાં છે. તેથીજ ખરૂં સુખ મળે છે, માટે તેવો લાભ તમારા પતિ, પુત્ર અને ભાઈઓને આપવા મહેનત કરો. જેથી કરી દેશીઓની સસારી સ્થિતિ જે હાલ ઘણે દરજ્જે ખરાબ ગણાય છે, તે સારી થઈ સર્વ પ્રકારે સુખી થાય. હે ઇશ ! ભારતવર્ષની સ્ત્રીઓના અત કરણમાં એવી સદ્‌બુદ્ધિની પ્રેરણા કર ! ! !

## સાચાપતિનાંલક્ષણ.

આ સસારમાં પતિ ગૃહસ્થાશ્રમનો જે રીતે આરભ કરશે, તે ઉપર તેના સુખ દુઃખનો આધાર છે. ગૃહણી તરીકે એક સારી સ્ત્રી મળેલી હોય, પણ નબળા, ક્રુર, ઉડાઉ અને લફ્ંગા પતિથી સારી સ્ત્રી એક ખરાબ પત્ની અને માતા નિવડશે. જાતિસ્વભાવ ઉપરાંત પત્નીમાં જે કાંઈ ગુણ કે અવગુણ દાખલ થાય છે, તે પતિના સારા કે નઠારા લક્ષણનીજ અસર છે. માટે જે પતિ ગૃહ—સંસાર સુખમય કરનાને હમેશાં સદાચરણે ચાલે છે, ખરચનું ધોરણ સ્થિતિને અનુકુળ અને ઉપડી શકે એટલુ રાખવાને પત્નીના મનમાં ઉતારે છે. પત્નીની માંદગી વખતે દુઃખ કે ભયમાં તેમની પાસે બેસીને તેમની સભાળ લે છે, તેમની સઘળી ઇચ્છા લક્ષમાં લે છે, તેમના મનની શાન્તિ માટે આતુરતાથી યત્ન કરે છે, તેને આરામ કરવાને અને બચાવવાને શ્રમ લઇ ખર્ચ કરે છે, અને તેના દુઃખની વખતે પોતાની ચિતાની તેને ખાત્રી કરી આપે છે. એવે પ્રસગે ગમે એવું અગત્યનું કામ હોય, તોપણ તજીદઇને ઘરબહાર જતો નથી, વર્ણવી ન શકાય એવાં કામો કરીને તેની ખાત્રી કરી આપે છે, કે પોતે તેની આરોગ્યતા અને માનસિક શાંતિને મોટી કીંમતી ગણે છે, તેમજ એવી ખાત્રી કરી આપે છે કે, તે જે કહે છે તે તેના દરજ્જાને નીચો પાડવાને નહિ પણ પરિણામે વધારવાને કહે છે.

જે પતિ પરણ્યાં પહેલાં જેવાં વચનો, દૃષ્ટિ અને રીતભાત રાખતો; તેવીજ રીતે પરણ્યા પછી પણ રાખે છે. ખોટો વિનયકે તેની મૂર્ખતા તરફ ખુશી બતાવવી એવી હલકી વર્ત્તણુક રાખીને પ્રેમ બતાવવાને બદલે ખરેખરી રીતે ભલાઇનું કામ કરી તેના ઉપર ખરો શુદ્ધ પ્રેમ બતાવે છે. અગત્યની બાબતનો

અગાઉથી બંદોબસ્ત કરી દે છે, બીજા ઉપર ગમે એટલો મિજાજ જાય છે, પણ પોતાની ધર્મપત્ની ઉપર મિજાજ કોઇ પ્રકારે જવા દેતો નથી. સત્યતા અને શુદ્ધ બુદ્ધિથી તેનાં ઘટે તેટલાંજ વખાણ કરે છે. વચનોથી નહિ પણ કૃત્યોથી પત્નીનાં અંતઃકરણને ખાત્રી કરી આપે છે કે, જગતમાં સર્વ વસ્તુઓ કરતાં તેણીની તન્દુરસ્તી, આયુષ્ય અને સુખને વધારે કીમતી ગણે છે. તેમાં મુખ્યત્વે કરીને જ્યારે જીંદગી થોડા કે ઘણા ભયમા આવી પડી હોય, ત્યારે આ વાતની વિશેષ ખાત્રી કરી બતાવે છે. કામના વખત સિવાય બાકીનો વખત પત્નીના સમાગમે ગાળે છે. વગર કારણે પોતાનું ઘર છોડી એકક્ષણ પણ નકામા ટલ્લા દેવા જતો નથી, પણ નવરાશના વખતમાં પત્ની અને છોકરાઓ પાસે જ્ઞાનના પુસ્તકો અને વર્ત્તમાન પત્રો વાચી કે વચાવી તેમના જ્ઞાનમાં વધારો કરે છે, છોકરાંઓ ઉપર પ્રેમ ભાવ બતાવે છે, ઘરમાં ચાકરો હોય, તો પણ વખતે બાળકોને હાથે જમાડે છે, રમાડે છે, શિક્ષણ આપે છે અને સાથે સૂવાડે છે. પત્ની સાથે માયાળુ પણાથી વર્તે છે, તેને અયોગ્ય છુટ આપી મોઢે ચડાવતો નથી કે ગુલામ જેવો થઇ રહેતો નથી. તેની અયોગ્ય સત્તા તળે દબાઈ રહી લોકોમાં અપકીર્ત્તિ થાય તેમ કરતો નથી, તેમ તેને દાસી નહિ પણ ધર્મ—પત્ની ગણે છે, એટલુજ નહિ પણ સસારનો ખરો સહાયક, દિલની—પ્રાણની—આત્માની સહચરી ગણી માન અને સતોષ આપે છે. તેની વાત લક્ષ પૂર્વક સાભળી તેને સમજાવી બનતા સુધી તેના મનનુ સમાધાન કરે છે. મિત્રો, ઓળખીતાઓ અને સોબતીઓને પસદ કરવાના કામમાં પત્નીની સલાહ લક્ષપૂર્વક સાંભળે છે, કેમકે પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે તીક્ષ્ણ દૃષ્ટિવાળી હોય છે, તે પેહેલી ઓળખાણે તેનો ઘણો થોડો ભરોસો કરે છે, તે પુરૂષો કરતા વધારે શકાશીલ હોય છે. એકજ ધધાના માણસોથી અને પ્રતિજ્ઞા ઉપર કહેલી વાતોથી તે ભાગ્યેજ ઠગાય છે, તે વધારે સાવધાન કાનથી સાભળે છે, વધારે તીક્ષ્ણ દૃષ્ટિથી મોઢાનો ચ્હેરો નિહાળે છે અને ખાસ પ્રસંગોમાં તેમના વહેમોને વાસ્તે દરગુજર કરતાં, આવા પ્રકારની વાતોમાં તેમના અભિપ્રાયો અને દલીલો ધ્યાનમાં લેવા જેવી હોય છે તે લક્ષમાં લઇને વર્ત્તે છે.

જે પતિ પોતાની ધર્મ-પત્નીને લગ્નની પવિત્ર પ્રતિજ્ઞાથી સોંપેલો પ્યાર બીજી પરાઇ સ્ત્રીને કદિપણ આપતો નથી કોઇ કારણથી પત્નીનું મન વહેમાય તો તેનુ મન શાંત પાડવાને યોગ્ય ઉપાયો કામે લગાડે છે. વગર કારણે ધર્મ—પત્નીને પરાયા પુરૂષોના રક્ષણ તળે સોપતો નથી. જાણી જોઇને પોતાની ધર્મ—પત્નીને જુદી પાડતો નથી; પોતાની સ્ત્રીની સોબતમાં ફરવામાં અને તેની સાથે વાત કરમાં શરમ ગણતો નથી પોતાની પત્નીની શાંતિ માટે બનતો પ્રયત્ન કરવો એ પોતાની પવિત્ર ફરજ સમજે છે. પોતાની પત્નીને બેચેની ઉત્પન્ન થાય એવુ સાહસ માથે લઇ પરાઇ સ્ત્રી સાથે વાતો કરી ઇચ્છા અને ખોટા ગર્વને

તૃપ્ત કરતો નથી કે સોબતમાં રહેતો નથી. પોતાની સ્ત્રીના મનમાં અદેખાઇની લાગણી ઉત્પન્ન થવા ન પામે, તે માટે પોતાના કૃત્યથી તેને બતાવી આપે છે કે દુનિયાપરની બીજી કોઈ પણ વસ્તુ કરતાં તેને વિશેષ ચાહે છે. પત્નીના મનમાં પોતાના સદ્વર્ત્તનની છાપ પાડવાને યત્ન કરે છે. આ દેહ ધર્યાનું સાર્થક કરવા તેમને સાથે લઇ ઇશ્વર ભક્તિ કરે છે અને પરણતી વખતે કરેલી પ્રતિજ્ઞાઓ પૂર્ણપણે પાળે છે. આવા ગુણ લક્ષણવાળો પતિ તેજ સાચો પતિ ગણાય છે અને તેજ સસાર સુખનો ઉત્તમ લ્હાવો લઈ ધન્યતાને પામે છે.

## સાચીપત્નીનાંલક્ષણ.



સંસારમાં અર્ધાંગના રૂપ ગણાયેલી સાચી પત્ની તેજ કે, જે પોતાના વ્હાલા પતિને પ્રાણાધિક માની અહોનિશ તેના હિતમાં ભાગ લઈ, સુખ દુઃખમાં સામેલ રહે છે, અને જે રીતે તે સુખ અને સતોષ પામે તેમ કરવા કાળજી રાખે છે. સૌથી ગરીબ ઘરમાં પણ તે સદ્ગુણી સ્ત્રી ઉદ્યોગી રહી કરકસરથી ચાલી, આનદી અને સ્વચ્છપણે ઘરનું ઉપરીપણું ચલાવી, તેને તે વિશ્રાંતિ, નેકી અને સુખનુ ધામ બનાવી દે છે. તે ઘરમાં કુટુબને લગતી દરેક યોજના નજરે પડે છે. ઘણા એક સંજોગોથી આ ઘર માણસને વ્હાલુ લાગે છે, કારણ કે અહી અતઃકરણને આશ્રય મળે છે, સંસાર સમુદ્રના તોફાનો થકી રક્ષણ મળે છે, શ્રમ કર્યા પછી આરામ લેવાનું એ વિશ્રાંતિ સ્થાન છે, વિપત્તિનો દિલાસો અને સપત્તિનો મોભો છે તથા સર્વકાળમાં સર્વથા આનદ આપનારૂં એજ છે. સાચી પત્ની પોતાનું કામ ઘર કુટુબના શાંત એકાંત વાસમાં જારી પ્રયત્ન અને સહનશીલ ખંત પણાથી પોતાનો ધર્મ સમજીને બજાવે છે. યુક્તિઓ શોધવામાં, કામકાજ કરવામાં અને તે વ્યવસ્થાપૂર્વક ચલાવવામાં ઉત્તમ અને ઉંચા પ્રકારનાં વર્ત્તનથી દ્દઢ શક્તિ ધરાવે છે. છોકરાં ઉછેરવાં અને તેને શિક્ષણ આપવું, ગૃહરાજ્ય ચલાવવું અને સ્થાવર જંગમ મિલ્કતની વ્યવસ્થા કરવી આ સર્વ કાર્યો તે ફતેમદીથી પાર પાડે છે. તે સારી સમજ, તત્પરતા, માયાળુપણું, ઉદ્યોગ અને સાવધપણું એ ગુણોથી દરેક વિઘ્નો દૂર કરવાને તે શક્તિમાન થાય છે અને તેણીએ વેઠેલાં દુઃખ અને કાળજીનો ઉમદા બદલો એ મળે છે કે, પોતાનાં બાળકોને સંસારમાં આગળ પડતાં જોવાને ભાગ્યશાળી થાય છે. આવી સ્ત્રી જે પુરૂષને મળે છે તે પૂર્ણ ભાગ્યશાળી છે અને તેજ સ્ત્રી સાચી પત્નીપણાને યોગ્ય છે.

સાચીપત્ની પતિને વિશ્રાંતિ અને ખરૂં સુખ આપવાને ગૃહ—સંસારમાં સહાયક થઇ પડે છે; એટલુંજ નહિ પણ તેના દિલની-પ્રાણની-આત્માની પણ સહચરી થઈ રહે છે. પતિને ગૃહસ્થાશ્રમની ખટપટમાંથી અને વિશેષ કરીને કરજના ફાંદામાંથી બને તેટલો મોકળો રાખે છે. તે પતિની આંખ અને તેની રૂચિને ગમતી થઈ પડે છે; ચિંતા અને ગભરામણથી ઘેરાયેલા ગૃહસ્થાશ્રમમાં ઘરમાં પ્રેમનો પ્રકાશ કરી મૂકી તેને વિશ્રાંતિનુ સ્થાન બનાવી દેછે. સાચી પત્નીનું મૂલ્ય તો હીરા અને મોતી માણેકથી એ વધારે છે, તેનાં વસ્ત્ર દઢતા અને આબરૂ છે. તે ભવિષ્યમાં સુખ અને આનંદ ભોગવે છે. તે પોતાનું મોં બોલવા માટે ઉઘાડે છે, અને તેના મુખમાંથી માયાળુપણાનાં ફુલ ઝરે છે. તે પોતાના પતિની રીતભાત સારી રીતે નજરમાં રાખે છે. પોતે આળસુ રહીને રોટલો ખાતી નથી. તેનાં સતાન રોજ સવારમાં ઉઠી તેને આશિર્વાદ આપે છે; તેનો સ્વામી પણ તેની તારીફ કરે છે અને ગુણ ગાય છે.

સાચી પત્ની પોતાનાં ઉત્તમ લક્ષણો પ્રીતિદ્વારાએ તે બીજાઓના સંબધમાં આવતાં બહાર બતાવી આપે છે. તે એક ઉછેરનારી, અને પોષકદેવી, માયાવી સૃષ્ટિ વડે માણસ જાતને મળી છે. તે નિરાધારને આધાર આપે છે અને જેને આપણે ચાહીએ છીએ તેને પાળે છે ને પોષે છે. તે પોતાના ગૃહ-મંડળમાં શશિવત્ પ્રકાશે છે, તે પોતાની મૂળ પ્રકૃતિથીજ દયાળુ, સુશીળ, ધૈર્યવાન અને આત્મ-સયમી હોય છે. તે પ્રેમાળ, આશાવતી અને વિશ્વાસુ હોવાથી જ્યાં દૃષ્ટિ ફેરવે છે, ત્યાં રોશની પ્રકાશિ રહે છે, તેની આંખ દીલગીરી ઉપર પડતાં આનદ પ્રાપ્ત થાય છે, તે દુઃખમાં યુક્તિ સાથે સારી સલાહ આપે છે. તેના મીઠાશ ભરેલાં વચનોથી મગજમાં ટાઢક વળે છે. મધુર વચનામૃતરૂપી ચમત્કાર અને સુશીળતાના બળથી પતિના ઈર્ષા, વહેમ અને ગર્વના કાંટાને તોડી નાખે છે. તે નિર્બળતાને સહાયતા, પડેલને ટેકો અને દુખીને દિલાસો આપે છે. તે ગૃહરાજ્યને પ્રેમ, માયા અને નરમાશની સત્તાથી ચલાવે છે. તેનામાં ચોખ્ખી સમજ, હસમુખાપણું, મનોત્સાહ, સુશીલતા અને સુકુમાર સ્વભાવ વગેરે ઉત્તમ ગુણો હોય છે. તે સિવાય આનદી મશ્કરો સ્વભાવ, ખુબસુરતી, બોલુ બોલુ કરી રહેલી આંખો, સુદર અગ, લટકતી ચાલ, કેળવણી અને કુળ વગેરે હોય છે. સાધ્વી પત્ની પોતાના સદ્‌ગુણો વડે કોઇ સમયે ચૈતન્ય આપવામાં, કોઇ સમયે શાન્ત્વનતા આપવામાં અને કોઇ સમયે હુકમ આપવામાં શક્તિવાન હોય છે. ઉન્મત્ત પુરૂષને સચેતન, શોકમાં પડેલાને શાંત અને નિયમમાં રાખે છે. તોફાની પતિને આજ્ઞાધીન કરવો એ ઉત્તમ પત્નીના શ્રેષ્ટત્વનાં લક્ષણો છે. તે પોતાના સૌન્દર્યનો ગૃહકાર્યમાં અને સ્વામીને સારે માર્ગે સ્થિર રાખવામાં ઉપયોગ કરે છે, તે પોતાની હાજરીથી સ્વામીના ચિંતાગ્નિને ટાઢો પાડે છે અને મીઠા

સ્વભાવરૂપી મોહનમંત્રથી તેના ચીડીયાપણાને એક ફુંકની સાથે ઉડાવી દેછે, સંસાર યાત્રાના ઘણાએક અમિત પ્રવાસમાં ફરી ફરી ઉત્સાહથી મહેનત કરવાને હિંમત આપી આગળ ચલાવે છે; એટલુંજ નહિ પણ પતિને ચોમેર આશા અને ખુશ મિજાજની હવાની લહેરો પેદા કરી દેછે. શાથી મંગળ થાય અને શાથી અમંગળ થાય એ સર્વના ઉપર લક્ષ રાખે છે. પેદાશ પ્રમાણે ખર્ચ કરી ભવિષ્ય માટે એકઠુ કરી રાખે છે. ઘરની સર્વ વસ્તુની ખબર રાખે છે. પોતે સર્વ કાર્ય નજરે જોતી રહે છે અને ભવિષ્યમાં જેની જરૂર જણાય તેનો પહેલાંથી બદોબસ્ત કરે છે. સર્વ બાજુએ નજર રાખ્યાથી ખર્ચ વધારે ન થાય માટે તેની આંખ સર્વ તરફ ફરતી રહે છે. દાસ દાસી અને ઘરનાં માણુસો સર્વદા સાવચેત રહે અને કોઈ જાતના અન્યાય કાર્ય કરવાની હિંમત કરે નહિ તેની તજવીજ રાખે છે. ઘરમાં સર્વદા શાંતિ અને સુખથી પૂર્ણ રહે, સર્વ કામ જેથી સારી રીતે થાય, સ્વામીનુ અને કુટુબનુ જેથી સન્માન અને સુનામ કાયમ રહે તેનાં ઉપર નજર રાખે છે તાબેના માણુસો ઉપર દયા પ્રકાશ કરેછે, તેની ખાવા પીવાની તજવીજ રાખે છે અને દુ:ખને વખતે સહાય કરે છે. તાબેનાં માણુસો અને ઘરનાં માણુસો ભયથી રહી માન્ય રાખે; માટે કોઇ પણ પ્રકારની ચપળતા નહિ રાખતાં ગભીર રહે છે કુટુબની બરદાસ લેવામાં નિમગ્ન રહે છે. તે પોતાના સદ્વર્ત્તનના દાખલાથી બાળકોનુ વર્ત્તન સુધારી તેઓ અણુસારાથીજ તાબે થઇ માન આપે એવાં સુશીલ કરે છે, એટલુંજ નહિ પણ તેઓ રત્નરૂપ નીવડી દુનિયામાં ઉપયોગી થઈ પડે એવાં બનાવવા યત્ન કરે છે. આવા ગુણ–લક્ષણુ વાળી સાચી પત્ની આ લોકમાંયશ અને પરલોકમાં પરમ ગતિને પામે છે.

---

## સંસારમાંસાચોસ્નેહીકોણ ?

પ્રિય બેનો ! આ સસારમાં તમારો સાચો સ્નેહી કોણુ ? તમે આ ભવ રૂપી મહાસાગરમાં સસાર–વ્યવહાર રૂપી વહાણુમાં બેસી મુસાફરી કરો છો, તે વહાણુનો સુકાની કોણુ? અને તેમાં સુખરૂપી હોકાયંત્ર ઉપર નજર રાખી તે ચલાવનાર કોણુ ? તમારી માએ નહિ, બાપે નહિ, બેને નહિ અને ભાઇએ નહિ, પણુ માત્ર એક સાચો સ્નેહી તમારો પતિજ છે. એ પતિ જેનો તમે જોઈ, મોહિને જીદગીની દોરીની છેલ્લી ગાંઠ સુધી સુખ અને દુઃખની વેળાએ તમારા કઠમાં પ્રાણુ હોય ત્યાં સુધી તમારો કરીને જમણો હાથ ઝાલ્યો છે; તેજ પતિને તમારે જમણે હાથે ઘણાં સ્ત્રી પુરૂષો સમક્ષ

દેવ અને ધર્મ ગુરૂની સાક્ષીએ પ્રતિજ્ઞા કરી કોલ આપ્યો છે, તેજ તમારો સાચો સ્નેહી. તેજ તમારો વાલી; તેજ તમારો મદદગાર, તેજ તમારો પાલણહાર; તેજ તમારાં માણેક, મોતી, હીરા અને સોનુ, તેજ તમારા હાથ, પગ, આંખ, કાન અને નાક વગેરે આખું શરીર અને તેજ તમારૂ સર્વસ્વ છે. હવે કહો કે તમે તેને સુખ દીધુ તે કોને દીધુ? તમે તેનું ભલુ કર્યું તે કોનું કર્યું તમે તેનુ બુરૂં કર્યું તે કોનું કર્યું? તમે તેને ધિક્કાર્યો તે કોને ધિક્કાર્યો? અરે ભલી બેનો! તે સઘળું તમનેજ. તમે તમારા જમણા હાથે ડાબા હાથમાં સોઇ ભોકો, તમારે હાથે તમારી આંખમાં કાંકરા નાખો અને તમારે મોઢે કાચનો કડકો ગળો; તેથી જેવું તમને દુ:ખ અથવા સકટ થાય, તેવુજ તે છે. જેવુ તમે તેને કરશો, તેવું તમને થયા બરાબર સમજો. અરે! એવો જે તમારો પતિ તેની સાથે શુ તમે સઘળી રીતે વાત ચિત નહિ કરો? શું તમે તેની સાથે બેસી ભોજન નહિ લીઓ? અને શું તમે તેની સાથે નહિ ફરો? ખરેખર સર્વ કરવુજ જોઇએ. કેટલીક સ્ત્રીઓ!ને એવી ચાલ હોય છે કે ઘરમાંની કાંઇ પણ વાત પતિને કહેવી નહિં અને પૂછે તો કહે કે, " સ્ત્રીની વાત સ્ત્રીઓ જાણે." પોતા ઉપર કાંઈ આવી પડયું હોય, તો તે જેમ તેમ કરીને પોતેજ ખસેડે છે અને ન ખસેડી શકાય તો ફસાઈ પડી બમો પાડે છે. કાંઇ અવળુ પડે તો પતિની સાથે કજીઓ કરવો, તેને કચવાવવો, શક્તિ ઉપરાંત ઘરેણાં લૂગડાં લેવરાવી કરજદાર કરવો અને તેને આબરૂ હીન કરવો, એ શુ સારી પત્નીને યોગ્ય છે? નહિજ. ત્યારે વિચારો કે એવો અંતર તમે કોની સાથે રાખો છો? શું તમારા પતિ સાથે કે કોઈ તમારા આ ભવના શત્રુ સાથે? ખરેખર તે તમારે શુ થાય છે? અને તમે તેને કેવો ગણો છો? તમે તેને શુ કહો છો? અને તમે તેને શુ માનો છો? એ સર્વ વિચારો અને પછી સમજીને તમારા સસારના સાચા સ્નેહી પતિ સાથે વર્તો.

સ્ત્રીમાં ગમે તેવા ઉત્તમ ગુણો હોય, પણ જો તેનામાં પોતાના પતિ ઉપર ખરો પ્યાર જોડવાની આવડત નહિ હોય, તો શુ તેને સ્ત્રીનું નામ આપવું ઘટીત છે? નહિજ. દરેક સ્ત્રીની મુખ્ય ફરજ એ છે કે જે પોતાનો પતિ હોય અથવા જેને પોતાનો પતિ કરવાનુ વચન આપેલુ હોય, તેને અંત:કરણથી ચાહવો, તેને સસારનો ખરો સોબતી અને સાચો સ્નેહી જાણવો અને તેનેજ ઇશ્વરથી બીજે દરજ્જે જીદગીના અંત સુધી માનવો અને સેવવો. જે સ્ત્રી પોતાના પતિ સાથે નીમક હરામી કરે છે અને જે પ્રતિજ્ઞા કરી આપેલું વચન તોડે છે, તેણે પ્રભુનો નિયમ તોડવાથી તેણે પ્રભુની સાથે નીમકહરામી કરી તેનુ વચન તોડયુ સમજવુ પછી તે ગમે તેવી સ્થિતિમાં હોય અથવા પાછળથી આવે પણ જે ઇશ્વરી નિયમ પ્રમાણે લગ્ન સબધથી જોડાએલી અને પ્રતિજ્ઞા કરી વચન આપેલું છે. તે જીંદગીના અત સુધી પાળવું એ તમારૂં કર્તવ્ય છે.

એમાંજ તમારી શોભા છે, એમાજ તમારૂ માન, એમાંજ તમારૂ સુખ અને એ-માંજ તમારી કીર્ત્તિ છે હે ઈશ ! અમારી બ્હેનોને સદ્બુદ્ધિ આપો અને તેમનુ કર્ત્તવ્ય બજાવવા સમર્થ કરો ! ! !

## સ્ત્રીનીપવિત્રતા.

આ દેશમાં જન-મડળના સુખને અર્થે સ્ત્રીની અદર પવિત્રતાની ઘણીજ જરૂર છે. સ્ત્રીની પવિત્રતા અહી શરીરને નહિ પણ મનને લાગુ પડે છે. સ્ત્રીનુ મન પવિત્ર એટલે મલિન વિચારથી વિમુક્ત હોવુ જોઇએ. પવિત્રપણુ-પૂર્ણ શિયળપણાનો ગુણ સ્ત્રીમાં એટલો બધો અગત્યનો છે કે તે વિના કોઇ સ્ત્રી પત્ની થવાને યોગ્ય નથી. પરાયા પુરૂષની સાથે પોતાના વ્યવહારમાં સ્ત્રીએ અમર્યાદ-નિર્લજ્જ વર્ત્તનનો ત્યાગ કરવો જોઇએ અને અસત્ય ઇસારો સાંભળી તેણે પો-તાની દૃષ્ટિ નીચી કરવી જોઇએ, એટલુજ નહિ પણ એવી સભ્યતા તરફ તેનું લક્ષ નહોતું તથા એક લાકડાના થાંભલાને વિકાર—સ્વાભાવિક ફેરફાર થાય, તો તે પોતાના ચ્હેરાપર અસર થાય, એવું તેણે તે પ્રસગે મુખાકૃતિથી બતાવી દેવુ જોઇએ. એક દુરાચારી સ્ત્રીની ઓળખાણ પણ અણગમતી છે, તો પત્ની તરીકે તેવી સ્ત્રી કેટલી નિદાને પાત્ર હોવી જોઈએ ! સ્ત્રી જાતિની પવિત્રતાનાં લક્ષણો તપાસવામાં બારીક ધ્યાન આપવાનુ છે. આ માટે પરણનારે તેમજ માબાપોએ બહુ ધીરજ રાખી સબધ બાંધવો જોઈએ.

જન—મડળની સ્થિતિ પવિત્ર અને સદ્ગુણયુક્ત રાખવાને માટે સ્ત્રીએ પવિત્ર અને સદ્ગુણી રહેવુ જોઇએ. હૃદયવર્ત્તન અને વિવેક—બુદ્ધિને ડાગ લાગે એવા સઘળાં કામ વિષ—ઝેરની પેઠે તજવાંજ જોઇએ, નહિ તો જો એકવાર તે વિષ ચૂસાયુ, તો તે પૂરેપૂરૂ કદી પણ પાછુ બહાર નીકળી શકતુ નથી, પણ અદરથી મનને બગાડે છે અને ભવિષ્યની જીંદગીના સુખને પણ થોડે યા ઘણે દરજ્જે કડવુ કરી નાખે છે. માટે પવિત્ર સ્ત્રીએ જેમ બને તેમ પોતાની રીતિ, કૃતિ અને ઇચ્છાઓ એવાં રાખવાં કે નિરતર પોતાની પવિત્રતા જળવાઈ રહે તે સ-ર્વથી પતિની પ્રેમ—ભક્તિની સાથે લોકહિતાર્થ વિના બીજું કાંઇ થાયજ નહિ, જ્યારે એમ થાય ત્યારેજ એક ભાવ સારી રીતે સિદ્ધ થાય છે, અને મરતાં સુધી એક બીજાની જુદાઇ જરા પણ થાય નહિ. જુદાઈ શરીરથી તેમ મનથી પણ થાય છે. શરીર એક બીજાથી જુદાં હોય છે, પરતુ મન એવુ એક થએલું હોય છે કે તેથી શરીરની જુદાઈ નહિ જેવી થઇ જાય છે શરીરથી તેમ મનથી જ્યારે સર્વથા ઐકય સિદ્ધ થાય છે, ત્યારેજ સ્ત્રી પુરૂષનો સબધ દીપે છે, ફળ

દાતા થાય છે અને જગતને ઉપયોગી થાય છે. તે પવિત્ર—સતી સ્ત્રીઓનાં ચરિત્રો વાંચવાથી જણાશે કે તેમણે મનસા, વાચા, અને કર્મણાથી એવું કાંઈ કર્યું નથી, કહ્યું નથી કે વિચાર્યું નથી કે, જેમાં તેમના પતિ સાથેના એક ભાવનું કાંઇ પણ પ્રયોજન ન હોય; જેનાથી પતિની સાથેનો માનસિક કે કાયિક એક ભાવ તૂટે, અને જેટલું જેટલું પતિનું વિસ્મરણ થાય, એટલું બધુ કામ વ્યભિચાર એટલે જુદાઇ ગણાય છે, અને તેમાંથી નિત્ય પોતાને પાપ અને સર્વ દુઃખ પેદા થાય છે. આ પ્રકારે જુદાપણાથી મુક્ત રહી અજુદાપણુ સિદ્ધ કરવુ એ સ્ત્રીના ઉપરજ મુખ્ય આધાર રાખે છે. સ્ત્રીએ પોતાના પતિ વિના બીજા કોઇ પરપુરૂષ સાથે મૈત્રી કરવી કે, તેની ગેરહાજરીમાં પ્રસગ પાડવો એ વાત સારી નથી.

સસારમાં બધી વાત વિશ્વાસને આધારે ચાલે છે; જો સ્ત્રી પુરૂષને પરસ્પરના એક ભાવનો વિશ્વાસ હોય, તો તે અન્યોઅન્યના ગમે તેવા સમાગમોથી અવિશ્વાસ લાવતાં નથી. કામ પ્રસગે પુરૂષો સાથે વાતચીત કરવી પડે, તેમાં કે તેવા ઉત્તમ પુરૂષોના સબધમાં કાંઇ પાપ નથી, પણ તેમ થવાથી જ્યાં કોઈ પણ રીતે પોતાના પતિના મનમાં અવિશ્વાસ પેદા થાય એવુ હોય, ત્યાં તો એવી વાત વિશેષે તજવી. એકાન્તે પોતાના પતિ વિના કોઈની સાથે બહુ પરિચય પાડવો સારો નથી. પવિત્ર સ્ત્રીને તો પોતાનો પતિ નિરતર પોતાની પાસેજ છે; એટલે એકાન્ત છેજ નહિ, તેને કોઇના સમાગમની અપેક્ષા નથી. આમ છે ખરૂ, તોપણ પતિની સાથે રહી સસારના કાર્યો કરવામાં પુરૂષ કે સ્ત્રીઓના સમાગમમાં ફરવુ પડે, ત્યાં કોઇ રીતે કોઇનો અનાદર થાય એવી વર્તણુક કદાપિ રાખવી નહિ. સબધથી, વ્યવહારથી, સ્નેહથી, અને કામથી, કશાથી પણ પોતાના અને પતિના એક ભવમાં જરા પણ વિક્ષેપ પડે એવુ કરવું નહિ; એજ ઉત્તમ પવિત્રપણું અને એજ ઉત્તમ સુખ છે. તેજ અતિ બુદ્ધિમાન, વીર્યવાન અને પવિત્ર પુત્ર, પુત્રીની માતા થાય છે અને તેવીજ માતાઓ થકી જન–મડળ શાન્તિ કર અને સુનિયમિત થશે. હે પ્રભુ ! જન–મડળની ઉન્નતિ અર્થે આ દેશની બાળાઓને પવિત્ર મનની કર ? મગળ હો ! ! !



## સ્રીપુરૂષનીઅપવિત્રતા.

જગતમાં મહા પાતકરૂપ અપવિત્ર ગણાતા અધર્માચરણુ—વ્યભિચારનો દોષ એ સ્રીપુરૂષ બેઉને અતિ નિષિધ, ભયકર અને અન્યાય કર્મ છે; એટલુંજ નહિ પરતુ એ દોષ કર્યાથી પરમ પવિત્ર વિવાહની ગાંઠ એકીવારે તૂટી જાય છે. વિવાહ કરતી વખતે એક બીજાં જે પ્રતિજ્ઞાઓ લઇને બધાયાં છે. તે આ વિષયની પ્રતિજ્ઞા સર્વથી બળવત છે; પરતુ તે ભગ કરવાથી બીજી સઘળી પ્રતિજ્ઞાઓનું મૂળ કાપવા જેવું થાય છે. સ્રી પુરૂષ પરમ પવિત્ર પ્રેમની જાળમાં બધાઇને તથા સુકોમળ કમળની કળીના જેવા સરળ સ્વભાવનાં બાળકોવાળાં થઇને વર્ણવી ન શકાય, એવાં આશ્ચર્યકારક સુખામૃત રસના ભોક્તા થઈ શકે છે. તે ઉપરની પ્રતિજ્ઞા તોડે તો તે સુખના ઉપર હમેશાંને માટે પાણી મૂકવા જેવું થાય છે. જે નરાધમ આવા પરિશુદ્ધ કુટુંબનું અમૂલ્ય સુખ એકીવારે હરણુ કરે છે, તેનાં કરતાં બીજો મહા પાપી દુરાચારી નથી. જે નરાધમ કામ—રિપુને વશ થઇને કોઇ સ્રીનુ ધર્મ રૂપી ધ્રન ચોરે છે; તેના પાપની તુલનામાં ચોર તથા લૂટારાનુ પાપ પણુ ઓછું માનવું જોઇએ. તે કેવળ દપતીનું પ્રેમરૂપી ધન ચોરે છે; એટલુંજ નહિ પણુ તેઓમાં પ્રેમાંકુર ફરી ઉત્પન્ન થવાની શક્તિ સુદ્ધાંનો પણુ નાશ કરે છે. જે માણુસ તેઓની પ્રીતિ હરણુ કરવાનુ મનમાં ધારે છે, તે તેમનાં પ્રીતિથી બધાયલા પવિત્ર સુખ ભોગનો અંત લાવે છે; તેનો કશો વિચાર કર્યા વગર જે પોતાની અસત્ય કામના પૂર્ણુ કરવાને તૈયાર થાય છે, તેનાથી શુ કોઇ બીજાં દુષ્કર્મ નહિ થઈ શકે ? જે માણુસ કામ—રિપુને તૃપ્ત કરવા માટે આવો અસત્ય માર્ગ ગ્રહણુ કરે છે, તેણે મનમાં પોતાની સ્રી છોકરાંની તેવી ખરાબ પ્રવૃત્તિ થવાનો સંભવ જાણુવો. જ્યારે કોઈ માણુસ કોઇ ગૃહસ્થનું નિષ્કલક ગૃહ કલકિત કરવાને તૈયાર થાય છે; ત્યારે તેણે પોતાના ઘરને પણુ તેવા કલકનો બનાવ બનવાના સભવ તરીકે જાણુવું જોઇએ. જેવાં પોતાનાં આચરણુ, તેવાં સ્રી છોકરાંઓનાં પણુ દેખાદેખી થાય છે. એ રીતે અધર્માચરણુનો વધારો થવાથી દેશમાં વર્ણુસકર પ્રજાની વૃદ્ધિ થતી જાય છે; વગેરે રીતે તે દેશને ભારે હાનિ કરનાર મનુષ્ય ગણુાય છે.

પ્રજાની નીતિ ભ્રષ્ટ કરનાર અધર્માચરણુીને તેના મહા પાતકનું ફળ મળ્યા વગર રહેતું નથી. તે પાપાચરણુી મનુષ્યનું પુણ્ય જનિત ઉત્તમ સુખ નાશ પામે છે. પાપથી મલિન થએલા સકલ્પ વિકલ્પના દુઃખથી દુઃખિત થાય છે. લોક નિંદા, બળનો નાશ, વીર્યની હાનિ, રોગોત્પત્તિ, પૈસાનો નાશ, વગેરે ઘણી જાતના અનિષ્ટ બનાવો બને છે. જે કુટુંબમાં આવા ખરાબ બનાવ બને છે; ત્યાં ઈર્ષા, કલેશ અને દુઃખ રૂપી આગ સર્વદા સળગતી રહે છે. જેઓ આ

દુષ્કર્મમાં લાગેલાં છે, તેઓનું શરીર ધીરે ધીરે અસુખાકારી તથા અંતઃકરણ નિસ્તેજ થઇ જાય છે, તેનાં છોકરાં માતાપીતાના સર્વ દોષો મેળવી જન્મે છે. ઘણી જાતના અનર્થો કરી અપરાધી માબાપને કલેશ આપે છે. પરિણામે તેઓનું આખું કુટુંબ દુરાચારી થાય છે, તેમની આબરૂ જાય છે, નિંદા થાય છે, ખરાબ હાલતમા આવી પડે છે અને સર્વ ઠેકાણે ધિકકાર ફિટકાર પડે છે, અને ઇશ્વર કોપે છે. આ દુનિયામા સુખ મળતુ નથી અને પર દુનિયામાં નર્કમાં પડે છે, વગેરે રીતે આ મહાપાતકની સજાની હદ નથી.

આ પાતક રૂપી અધર્માચરણનો દોષ પુરૂષ કરતાં સ્ત્રીને વધારે છે. સ્ત્રીના અપવિત્રાચરણથી મોટુ કલક લાગવા ઉપરાત ઘણા મનુષ્યોને દેખીતુ મોટુ નુકશાન થાય છે. પુરૂષો કરતા સ્ત્રીઓ વધારે શરમાળ અને કોમળ છે. કુદરતજ તેમને એવી કોમળ થવાને ફરમાવે છે ઇશ્વર રચિત સૃષ્ટિના નિયમ વિરૂદ્ધ અપરાધ કરવાથી તેમનો તિરસ્કાર થાય છે. જે દેશોમાં એક કરતાં વધારે સ્ત્રીઓ પરણવાની છુટ છે, ત્યા પણ ઘણા પતિ કરવાની છુટ નથી, ત્યાં એક પુરૂષ ઘણી સ્ત્રી પરણે તે રીતને અસભ્ય ગણવામા આવતુ હોય એમ જણાતું નથી; પણ એક સ્ત્રીને બે પતિ હોવાનો વિચાર ત્રાસ ઉત્પન્ન કરે છે. સ્ત્રી દુરાચારથી પુરૂષ કરતા વધારે ભયકર અપરાધિ ગણાય છે, એ તમામ સુધરેલા દેશોના લોકો પણ આ સ્થાપિત ભેદનો સ્વીકાર કરે છે. આ દોષથી અપરાધિ થયેલા પુરૂષની આબરૂ ઓછી થાય છે, નિંદાય છે, પણ મડળીમાંથી બાતલ કરવામાં આવતા નથી. પણ સ્ત્રીઓને તો એવા અપરાધ માટે બાતલ કરવામાં આવે છે, કારણ કે જે સ્ત્રીએ આવો અપરાધ કદિ કરેલો હશે, તેના સહવાસમાં રહીને આબરૂદાર કુટુંબની પરણેલી કે કુવારી કોઈ પણ સ્ત્રી પોતાની આબરૂને જોખમમાં નાખવાને ઇચ્છશે નહિ, કેમકે લૌકિક નિર્ણયથીજ સિદ્ધ થયુ છે કે એ અપરાધ જીંદગી સુધી જાતિબહારની શિક્ષાનો એની મેળેજ સમાવેશ કરે છે. કેટલાક માણસો એવી દલીલ કરશે કે પુરૂષ દુરાચાર-વ્યભિચારમાં આશક્ત હોય, તો તેમાં કઇ બહુ દોષ નથી, પરતુ સ્ત્રી ભ્રષ્ટ થયાથીજ સર્વ દોષ શા માટે? આના જવાબમાં કહી શકીએ છીએ કે,—સ્ત્રીની પેઠે પુરૂષનો દુરાચાર દોષ કોઇ પણ રીતે માફ કરવા જેવો નથી, તોપણ પુરૂષ બીજી સ્ત્રીમાં ઉપગત થયાથી જો ગર્ભોત્પાદન થાય તો તેનાથી તેની પોતાની તેવી હાનિ થતી નથી. પણ તે સ્ત્રી અને તેના સબધીઓને તો મોટી વિપદ્દમાં આવવુ પડે છે, વગેરે કારણથી જણાય છે કે સ્ત્રીનો દુરાચાર સમાજમા ઘણોજ દોષયુક્ત તરીકે ગણાયો છે. તેથીજ તેમને એવા પાતકથી બહુ સભાળી ચાલવાનુ જણાવેલુ છે. પુરૂષ જો આવા અધર્માચરણથી પોતાના નિરપરાધિ સબંધીઓ ઉપર અપકીર્તિનું કલક આણે છે, તો સ્ત્રીના અધર્માચરણથી કેટલી અપકીર્ત્તિ, કેટલુ અપમાન અને

કેટલું દુઃખ ઉત્પન્ન થવાનું ? તે સ્રીનાં પોતાનાં માબાપ, પતિનાં માબાપ, તેનાં પીયરિયાં અને સારરિયાં, સગીઓ અને સખીઓ એ સર્વ તેના અપમાનનાં ભાગીદાર થાય છે; ત્યારે તે સ્રીનાં છોકરાંની શીદશા થવાની ? તે પોતાના પાપાચરણને માટે તેમની પાસે કેવી રીતે પશ્ચાત્તાપ કરવાની ? તેવા માતા પિતાને માન આપવાની તેમને આજ્ઞા કરી નથી. એવી સ્રીતો ઉલટી પોતાનાં છોકરાં તરફના તિરસ્કાર, અપમાન અને ફિટકારને પાત્ર ઠરે છે. તેના કરતાં વિશેષ કશો હક તે તેમના પર ધરાવી શક્તિ નથી એ કુદરતી સબંધ તોડનારી સ્રીજ છે. તે પોતાનાં છોકરાંને કલંકિત કરે છે. જેઓ એકવાર તેણીના શરીરનો ભાગ હતાં, તેઓના ઉપર તેણીએ નિંદાની છાપ મારી છે. કુદરતજ તેને પોતાની સત્તાની બહાર કાઢી મૂકે છે. પ્રથમ પોતાની પ્રાણ તુલ્ય ગણવાને જે સતાનોને તે ફરમાવતી હતી, તે સતાનોને તે લોકોના તિરસ્કારમા તેણી લાવી મૂકે છે. અહા ! કેટલી મોટી હાનિ ? અને કેટલી મોટી બદનામી ? અરે ! ક્ષણિક સુખ માટે જે આવી મોટી હાનિ અને અપકીર્ત્તિ વહોરી લેછે, તેને ધિકકાર છે ! ! !

**શકામાં સભાળ**—અપરાધિ સ્રી પુરૂષોમાં સ્રીનો અપરાધ ઘણો ભયકર છે, અને તેની શિક્ષા પણ ઘણી છે. તેથી તેને અપરાધિ ગણી દેવામાં અથવા તેનાપર શક લાવતાં પહેલાં ઘણી સાવચેતી રાખવાની છે. આવો શક લાવતાં પુરૂષોએ બહુજ ધીરજ રાખવી. પૂર્ણ ખાત્રી કર્યા વગર એકદમ તેમના ઉપર શક લાવવો એ સારૂ નથી. ખાત્રી થયે સ્રી ઉપર પતિને ઇર્ષ્યા થાય છે, અને તેનો ત્યાગ કરે છે. તે ઉપરાંત સ્રી ઉપર અધમતા, અપ્રમાણિકપણુ અને દુરાચરણીનો આરોપ આવે છે. પતિનો મૂકેલો આરોપ તેને પોતાનાં સમાજમાંથી દૂર કરે છે વળી સ્રીજાતિની પવિત્રતા સાથે જે કૃત્યોને સંબધ છે, તેવા કૃત્યમાંથી તેને જીંદગી સુધી બાતલ રહેવુ પડે છે અને મરણ સુધી બદનામીનો બટ્ટો આવે છે. માટે પોતાની સ્રી ઉપર આવા દોષોનો શક લાવતાં બહુજ ધૈર્યતા રાખવી, સભાળથી ખાત્રી કરવી, અને તે પછીથીજ યોગ્ય શિક્ષા માટે પગલુ ભરવુ એ વધારે ઉત્તમ છે.

**અપવિત્રતાની શિક્ષા**—અપવિત્ર ગણાતાં સ્રી પુરૂષો જન—મડળની પવિત્રતા અને સદ્ગુણનો નાશ કરનારાં છે. માટે તેમને દેશમાં નુકસાન કરનારાં અપરાધી ગણી શિક્ષા કરવી જોઇએ. આવા અપવિત્ર સ્રી પુરૂષોને સમાજ—મડળમાં માન આપવુ કે સત્કાર કરવો નહિ, સહવાસ રાખવો નહિ, વિશ્વાસ કે ભરૂસો કરવો નહિ અને નિકટ સબંધમાં આવવુ નહિ. આવા અધર્માચરણીઓ જાણે છે કે અમારા અપરાધની વાત કોઈ જાણતું નથી; પરતુ એ તેમની મોટી ભૂલ છે. ઇશ્વર સર્વમાં વ્યાપી રહ્યો છે, તેજ બીજાના આત્મામાં પ્રેરક રૂપે જણાવી દેછે; એટલે તેવા અધર્માચરણીઓના અંતકરણમાં જે વાત રમી રહી હોય છે, તે

બીજા લોકો તેની મુખમુદ્રા અને રીતભાત ઉપરથી જાણી લેછે અને પછી શિક્ષા બદલ તેની નિંદાને તિરસ્કાર થાય છે. જન—સમાજમાં જોઇએ તેવું માન મળતું નથી; વગેરે હાનિ થાય છે. માટે દરેક સુજ્ઞ સ્ત્રીપુરૂષે પોતાના કુટુંબના અને જન—મંડળના હિતને અર્થે તેમણે આવું અપવિત્ર ગણાતું અધર્માચરણ કદિ પણ કરવું નહિ. હે પ્રભુ ! અમારા ભારતવર્ષમાં સ્ત્રીપુરૂષોને સદ્દબુદ્ધિ પ્રેર ! અને પવિત્ર કર ! ! !

## સ્ત્રીની માંદગી વખતે પતિનું કર્તવ્ય,

આ સંસારમાં સ્ત્રી એ પતિની જીંદગી સાથે નિકટ, જાથુ, અને મજબુત સબંધથી જોડાયેલી છે. ગૃહ—સંસારમાં સઘળા સુખનો મુખ્ય આધાર સ્ત્રીપર છે તેના સુખ આગળ બીજાં બધાં સુખ લુખાં છે. સ્ત્રી એ જગતજનની છે. તે એક ફળદ્રુપ વૃક્ષ સમાન છે. તેનાપર પતિનો, સગાં સંબધીનો અને ભવિષ્યની પ્રજાનો પરમ આધાર છે. એકવાર જે બાળા, તે બીજી અવસ્થામાં વનિતા અને ત્રીજી અવસ્થામાં બચ્ચાની માતા થાય છે. સતાનનાં રૂપ, બળ, બુદ્ધિ અને સ્વભાવનો સઘળો આધાર તેની માતાની તનદુરસ્તી અને તેના વર્તનપર છે. મનુષ્ય જાતિની ઉન્નતિને અર્થે, અને સસાર સુખદાયક થવા સારૂ કુળવધૂ તથા માતા તરીકે શું શું કર્તવ્ય છે, તે સ્ત્રીઓએ જાણવુ જોઇએ જો કે વધૂ તરીકે પોતાના હક ભોગવવાની અને માતા થવાની સ્ત્રીઓમાં કુદરતી ઇચ્છા છે; પરંતુ એ અધિકાર કેટલો બધો જોખમદાર છે અને તનદુરસ્તી સાથે તેનો કેટલો બધો નિકટ સંબધ છે, એ તેમણે સારી પેઠે જાણવુ જોઇએ; એટલુંજ નહિ પરંતુ પતિએ તેમાં સહાયક થઈ જેટલી ન્યૂનતા હોય તે પૂરી કરવી જોઇએ; કેમકે પોતાની સ્ત્રીને માંદગી થયા પછી તેને મટાડવાની દોડાદોડ કરવા કરતાં; માંદગી ઉત્પન્ન થતી અટકાવવાની કોશેષ કરવી એ ઉત્તમ છે સ્ત્રીની તનદુરસ્તી જાળવવી, તેની તબીયતની ફિકર રાખવી, તેની ભૂલ થતી હોયતો તે ટાળવી અને તેને હરેક પ્રકારે સુખી રાખવી એ પતિની ફરજ છે. સર્વ પ્રકારે તેમની તનદુરસ્તીની સંભાળ રાખ્યા છતાં કદી–દૈવ ઇચ્છાએ કોઇ અકસ્માત્ કારણથી માંદી થાય, તો તે વખતે સુજ્ઞપતિએ તેમની પથારી પાસે બેસી તેની સંભાળ લેવી, તેની સઘળી ઇચ્છાઓ પર લક્ષ આપવું, તેમના મનની શાંતિ માટે આતુરતાથી યત્ન કરવો, તેને આરામ કરવા અને બચાવવા માટે શ્રમ લઇ ખર્ચ કરવો, એ સર્વપર પુર્ણ લક્ષ આપવું જોઇએ.

સુજ્ઞપતિએ જાણવું જોઇએ કે પોતાની સ્ત્રી એ બધા શ્રમને લાયક છે, તેના પર પ્રીતિભાવ અને માયાળુપણું બતાવવુ જોઇએ; અને તે માયાળુપણું તેના મંદવાડના વખતમાં તો અવશ્ય બતાવવું જોઇએ. પોતાની સ્ત્રી ભયભરેલી માંદગીમાં હોય, ત્યારે જે પતિ બેફિકરો થઇ ફરે છે, તેને ખરેખરો મૂર્ખ જાણવો; એટલુંજ નહિ પરંતુ જંગલી માણસ કહેવો જોઇએ. જ્યારે માણસ માંદુ હોય છે, ત્યારે તેના ઉપર થોડુ લક્ષ રાખવાથી તે બમણું દુખી થાય છે. જ્યારે સારે વખતે સ્ત્રી જાતિની સ્વભાવિક રીતે સામાન્ય લાગણી પુરૂષના કરતાં વિશેષ તિક્ષ્ણ હોય છે, ત્યારે તેમના મંદવાડમાં તેમની લાગણી કેવી તીક્ષ્ણ હોવી જોઇએ ? અને એ મંદવાડમાં જ્યારે તેમનો પતિ તેમને માટે થોડી કાળજી રાખે; ત્યારે તેમના મનમાં કેવડુ મોટું દુઃખ ઉપજતું હશે ! જો તમને તમારૂં અંતઃકરણજ એવી સલાહ આપતું હોય; તો દરેક પ્યારના શબ્દથી અને માયાળુ વર્ત્તનથી તમારી સ્ત્રી ઉપરના તમારા પ્રેમનું નિર્મળપણુ સાબિત કરી આપો. તેમાં તમારા તરફથી તમને દલીલની અપેક્ષા રહેવી નહિ જોઇએ. તમારી કસોટી થવાનો આ યોગ્ય પ્રસંગ છે ખાત્રીથી માનજો કે આવા પ્રસંગોથી તમારી સ્ત્રીના મનમાં તમારા વર્ત્તનની જે છાપ પડે છે, તે છાપ તેના મનમાંથી કદીપણુ ખસતી નથી. આ અસર જો સારી પડી હશે તો તે તમારા ધંધાના એક લક્ષ હરિફોની ઇર્ષા કરતાં તેણીની ઇર્ષામાંથી તમારૂં વધારે સારી રીતે રક્ષણુ કરી શકશો. આવા પ્રસગે બને એટલું ખરચ કરવામાં પાછો પગ દેશો નહિ. ઇશ્વરે જેવાં સાધનો આપ્યાં હોય, તે સાધનોવડે બનતા સર્વ ઉપાયો યોજવા જોઇએ; કેમકે જો પૈસાનો ઉપયોગ આવા કામમાં કરવામાં નહિ આવે, તો તે પછી પૈસા શું કામના છે ? બધા ઉપાયો કરીને પણુ પોતાની ધર્મપત્નીના મદવાડ વખતે તેના તરફ સપૂર્ણુ લક્ષ આપવું, એ તેમને પ્રસન્ન રાખવાનો સૌથી મોટો ઉપાય છે.

માંદા મનુષ્યનુ દુઃખ દૂર કરવા પુર્ણુ કાળજી રાખવી, કે તેમનું કેટલુંક દુખ ઓછું કરવાનો એક સર્વોત્તમ ઉપાય છે જો તેમાં શુદ્ધ બુદ્ધિથી લક્ષ રાખેલુ હશે, તો તેની અસર માંદા મનુષ્યના મનપર ઘણીજ ઉંડી પડવાની. સારવાર કરનારની ખરી કાળજીથી દરદીને હિંમત આવે છે. અને દિલાસો મળે છે. તેથી દુઃખી મનપર શાંતિની અસરથાય છે અને તેમની અસર તનપર થાય છે; આવી રીતે ઘણો ફાયદો થાય છે. માટે જે કામ આપણે પોતે કરી શકીએ, તે કામનો આધાર બીજા ઉપર રાખવો નહિ શરીરનાં સઘળાં દુઃખોમાં મનને ઘણું કામ કરવું પડે છે. યાદ રાખવું કે પરિણામ ગમે એવું આવે, પણુ તેનો સારો બદલો મળવાનો. આવા મંદવાડના પ્રસંગે તે દરેક શબ્દ અને દરેક દ્દષ્ટિપાતનું નિરીક્ષણુ કરે છે. પતિના સ્નેહ અને મમતાની ખાત્રી થવાનો અથવા તેમના ઉપર હમેશને માટે વ્હેમ ઉત્પન્ન થવાનો આ ખરેખરો પ્રસગ છે. તેમાં જેટલી બે કાળજીથી

ખામી રાખવામાં આવશે, તેટલી પોતાનેજ પરિણામે સુખમાં હાની સમજવી, એટલુજ નહિ પણ તે એક ખરેખરા પતિપણાને યોગ્ય નથી એમ ગણાશે. માં સુજ્ઞપતિએ પોતાની ધર્મપત્નીની માંદગી વખતે તન, મન, અને ધનથી તેમનુ દુઃખ દૂર કરવાનો પ્રયત્ન કરવો એ તેમનુ કર્ત્તવ્ય છે અને એજ તેમને સુખદાયક છે.

## પતિએ કેવું આચરણ રાખવુ ?

ગૃહ—સસારમા સહચારી પતિની વાણી, રીતભાત ચાળા અને તેમની સારા વિચાર કરવાની રઢણુ, એ સર્વ પત્ની અને છોકરાં ઉપર વધારે અગર થોડી પણ અસર કર્યા વિનાં રહેતાં નથી. પત્ની પોતાના પતિની રીતભાત સારી રીતે નજરમાં રાખે છે. શારીરિક પ્રકૃતિની પેઠે માનસિક ગુણાગુણ પણ છોકરાંઓમાં ઉતરે છે. જેવો સગ મળે છે, તેવોજ પાસ લાગે છે, કેમકે સ્વભાવિકપણેજ મનુષ્ય જાતિમાં એક બીજાની ચેષ્ટા કરવાનો ગુણ રહેલો છે, અનેચેષ્ટા નિરંતરઅભ્યાસથીવર્ત્તણુક રૂપે એક રૂઢ માર્ગ થઇ પડે છે પતિ જો નમ્ર સ્વભાવનો, પ્રમાણિક કરકસર વાળો, માયાળુ, પ્રેમી, ધાર્મિક, ન્યાયશીળ, પરોપકારી, દયાળુ, ઉદ્યોગી, કળા કૌશલ્યનો ઉત્સુક અને સદાગૃહી હશે, તો પત્ની અને છોકરાંને પણ તેવા થવાનુ સુજશે, કદી જો તે અભિમાની, દુષ્ટ વિચારનો, કામી, ક્રોધી, એકલપેટો, ઉદ્ધત, ઇર્ષ્યાવાન, પારકાનું સુખ જોઇ બળાપો કરનારો અને અપ કાર વાળી બુદ્ધિનો હશે, તો તેમની પત્નીને છોકરાં પણ તેમના અપરિચયર્થ તેમના જેવાંજ થશે. આ પ્રમાણે હોવાથી પતિએ પોતાના આચરણ સારાં કરવ બહુ કાળજી રાખવાની છે. તેમણે સુશીળતાથી ઘરમા સૌનાં મન હરી લેવાં જોઇએ. ગૃહ-સંસારમાં સદા સૌજન્યરૂપી વસ્ત્ર સજવા. ગૃહ—રાજ્ય એવીતો નરમાશ અને ચતુરાઈથી ચલાવવુ કે તેથી ઘરમાં પ્રેમ અને કર્ત્તવ્યનો વાયુ પ્રસરી રહે. કુટુબના જુદા જુદાં સગાંઓના માયાળુપણાનાં નાના નાના કામો કરવ જોઇએ. જેવો પ્રેમ ગૃહ—સસારમાંથી સજીવન થાય છે. તે કઇ તેટલામાંજ પોતાની સહૃદયતા રોકી રાખતો નથી, પણ તેનો પ્રેમ તેના કુટુબમાં પ્રસરે છે અને ત્યાંથી જગતમાં વિસ્તરે છે. પતિએ નાના નાના સદ્ગુણો ખૂબ કાળજી રાખી ઉછેરી કેળવવા જોઇએ. નમ્રતા, ધૈર્યતા, ગરીબાઇ, સમીદષ્ટિ, પરસ્પર સહાયતા, આમ્રવૃક્ષની પેઠે નીચા નમવુ, હૃદયની કોમળતા, આનદીસ્વભાવ, અંત:કરણનુ મીલનસારપણુ, જનદયા, કોઈએ આપણો બિગાડ કર્યો હોય, તે માટે

ક્ષમાશીલતા, સાદાઇ, નિષ્કપટપણું, દુઃખમાં ગભરાઇ ન જતાં ધૈર્યતા રાખી દૂર કરવું. સુખમાં ફુલાઇ ન જવું, હિમત રાખવી, ધર્મને ધારણ કરવો, વિવેકને વિસારવો નહિ; વગેરે સઘળી જાતના સદ્ગુણો ગ્રહણ કરવા જોઇએ. દુષ્ટ વિચાર દૂર કરવા અને સુવિચારનુ અનુકરણ કરવું એ પોતાના હાથમાં છે. તેમજ ખોટો મમત પકડી રાખવો કે, ખોટે માર્ગે મન લગાડવું અથવા સારો આગ્રહ રાખી સત્કાર્ય પાછળ મડયા રહેવું, અને સુમાર્ગે હૃદયને ચોંટાડવું, એ સર્વ આપણી મરજી ઉપર રહેલુ છે. આપણે માટે જગતને જેવું બતાવવુ હોય, તેવું આપણે ગ્રહણ કરવું જોઇએ સુખની ઇચ્છા રાખવા વાળો પતિ ચાહેતો પ્રમાણિકપણાથી આબરૂ સાથે પોતાથી બની શકે તેટલી કાબેલિયતથી પોતાનો સસાર ચલાવી શકે, તેને કુદરત તરફથી જે બક્ષિસો મળી હોય, તેનો ખરાબ ઉપયોગ ન કરતાં; તે પોતે ધારેતો સારો ઉપયોગ કરી શકે, તે જો પોતાના મનપર લેતો નાનામાંનાની અને ઝીણામાં ઝીણી વસ્તુમાં પણ ઇમાનદાર, ઇનસાફી, સાચો, અને નિમક હલાલ નીવડી શકે; જે સદ્ગુણો દરરોજ ખપમાં આવતા હોય, તેજ સદ્ગુણો બધા કરતાં વધારે સત્તા ચલાવે છે.

સારા ગણાતા પતિનાં આચરણ એ છે કે,-તે પોતાની અર્ધાંગના ઉપર પ્રીતિ રાખે છે, પોતાનાં છોકરાંઓ ઉપર મમતા રાખે છે, પોતાના મિત્રો સાથે દઢભાવથી રહે છે, તે ક્ષમાશીલ હોય છે, પોતાનુ વચન પાળવામાં ઇનામદાર હોય છે, નિકટ સબધમાં આવનારાઓની સાથે ભલાઇથી ચાલે છે, તેવો પતિ પોતાની પત્નીની આબરૂ ભરેલી તુલના કરે છે, શાણપણ અને પ્રીતિભાવથી ગૃહ-સસાર ચલાવે છે, પત્નીને સમજાવીને અમલ ચલાવે છે, તેમાં પણ જે કામ તેની આબરૂ અને ફાયદા ભરેલુ હોય તેજ સમજાવીને કરાવે છે. તેના બહારના દેખાવ કરતાં તેના આત્માને અને આબરૂને વધારે ચાહે છે, તેના સદ્ગુણો જોઇને તેના પર આશક્ત રહે છે. પોતાના સદ્ગુણોના બીજનું રોપણ કરે છે. પોતાના જે જે ઉજળા યશ અને મહિમાવતા લક્ષણો હોય છે, તેનું તેજ તેના ઉપર પાડી, તેનુ પ્રતિબિબ તેનામાંથી પરાવર્ત્ત પામીને ઉજેશ આપે એમ કરે છે. ઘર ખરચનો વહિવટ તેમને સોપે છે. તેના ઉપરની પ્રીતિમાં એવી તો દઢતા રાખે છે કે તેની જુવાની અને તેનું રૂપ તેમની ઉમર થયે ઉતરે; તોપણ તે ઉપર ન્યૂનતા નહિ બતાવતાં વિશેષ આશક્તપણુ બતાવે છે. તેમને દિલાવર પ્યારથી પોષે છે, તેને ચાહવું તે એક રૂપાળી પૂજવા યોગ્ય પૂતળીની પેઠે લાડ લડાવવાં એમ નહિ, પણ પ્રભુને દરમિયાન રાખીને આ સસારનો ખરો સોબતિ ગણી ચાહે છે. દુનિયામાં જે અનિયમિત ઢગધડા વગરની વિષય વાસનાનો જે જોસ થઇ આવે છે, તેના ક્ષણિક પ્રેમ કરતાં પોતાનો પ્રેમતો સ્વધર્મના સાચા નિયમો ઉપર બધાયેલો રાખી તેનાપર અત્યત અધિક બળથી પ્રવર્ત્તે છે, તેમના

અને પોતાના ધર્મ-સયોગથી પેદા થયેલાં પ્રિય બાળકોના કરતાં પણ જે પેદા કરનાર, પાલણ પોષણ કરનાર અને અતે પોતામાં મેળવી લઇ શાન્તિનુ શ્રદ્ધાપૂર્વકભક્તિ સુખ આપનાર મગળમય પ્રભુના પ્રત્યે નિરતર દૃઢપ્રીતિ રાખી કરે છે અને ઘરનાં સૌને કરાવે છે. પોતાની પત્ની અને છોકરાંને પોતાનું ઘર આકર્ષક લાગે એમ કરે છે, તેમને ધર્મ પ્રમાણે ચાલવાની પ્રથમથી ટેવ પાડીને તેઓ આ લોક પરલોકમાં સુખી થાય તેમ કરે છે. ઘરનાં માંદા માણસોને ઘણીવાર દવાના કરતાં વધારે ફાયદો કરે એવા દિલાસા ભરેલા અને માયાળુ શબ્દો બોલે છે. કુટુબનાં માણસોને સુખી બનાવવા તેઓ એક બીજા સાથે વિવેક અને સભ્યતાથી વર્ત્તે એમ કરે છે. ઘરમા ચિડિયો બાપ, હમેશાં વાંક કાઢતી મા, વઢકણી વહુ, વહી ગયેલો છોકરો અને રઝળતી છોકરી હશે, તે ઘરમાં ગમે તેટલો સુખકારક સરસામાન હશે, બાગ બગીચો અને સુખ આપનારી અનેક વસ્તુઓ હશે, તોપણ તે ઘર સમજવુ નહિ; એ બરાબર સમજી રાખી ઉપરના દોષો પોતાનાં ઘરમાં પ્રવેશ કરવા ન પામે તેમ કરે છે. બાળકો તરફ કઠોર વર્તણુક રાખવાથી અને કઠોર શબ્દો બોલવાથી તેમનાં મન ઉંચા થાય છે અને ઘર તેમને અણગમા ભરેલુ લાગે છે, એ બરાબર ધ્યાનમાં રાખી કઠોરતાથી વર્ત્તતો નથી બહારનાં કામોથી નવરાશ મળ્યે ઘરમા રહી પોતાની સ્ત્રી અને છોકરાં સાથે આનદમા વખત ગુજારી કુટુબનુ સુખ વધારવાને ચાહે છે. બાળકોને સજા કરવાને બદલે સમજાવે છે, સુધરવાનુ કહેવાને બદલે તેમની ભૂલ વિષે ખાત્રી કરી આપે છે, તેમની લાચારીનો લાભ લઇને અયોગ્ય માર મારતો નથી, પત્નીના દોષો કાઢયા કરતો નથી સ્વાર્થી અને એકપેટા વિચારથી નહિ ચાલતાં એક બીજાની મરજીનો વિચાર કરી બનેનુ હિત જોઇ સુખી થાય એમ કરે છે ઘર બહાર જતી વખતે પોતાની પત્ની સાથે ગુસ્સે થઈ જતો નથી, અને રાત્રે ઘેર આવીને ગુસ્સા વાળુ મેં તેને દેખાડતો નથી પતિપત્ની સાથે ગુસ્સે થતાં નથી, સ્વાર્થીપણાથી દૂર રહે છે, કુટુબનું સુખ વધારવા કાળજી રાખે છે, વાંક થયો છે એવી ખાત્રી થાય નહિ, ત્યાં સુધી વાંક કાઢતો નથી, ઠપકો દેવો હોય તો ધીમેથી અને હેત બતાવીને દેછે. ટીકા કરવાની જરૂર પડે તો તે પ્યારથી કરે છે. આગલી ભૂલોને માટે મેણા મારતો નથી, બીજાને દુખ લાગે એવા કડવા શબ્દો બોલતો નથી, ખૂબસુરતી અથવા બહારના દેખાવ ઉપર નહિ મોહતા પોતાની સ્ત્રીના અંદરના ગુણોને વધારે ચાહી સુખ માને છે. કોણ જાણે વખતે એ પોતાના આખરના શબ્દો નિવડે, એમ ધારી ઘર બહાર જતી વખતે મીઠા શબ્દો બોલી નીકળે છે. પોતાની પત્નીને માટે જે સકટ વેઠયાં હોય તે કહી બતાવતો નથી, પોતાની સ્ત્રી અને છોકરાં માટે જે અગવડો વેઠે છે તે રાજી ખુશીથી, ખરા મનથી અને જણાવ્યા વગર ખમે છે. એક

બીજાનાં દુ ખને વખતે અ ત.કરણથી લાગણી બતાવે છે એક વખત ઠગાયાનુ માલમ પડશે તો ફરી તે ભરોસો કરશે નહિ, એમ સમજી રાખી પોતાની સ્રીને કદી ઠગતો નથી. જે વાત પતિપત્નીના ખાસ અનુભવની કે જાણની હોય, તેમાં એક બીજાની સલાહ લેછે. આફતને વખતે એક બીજાને દિલાસો આપી દુ.ખ ઓછું થાય એમ કરે છે. એકલાં ન હોય ત્યારે અથવા બીજાનાં દેખતાં એક બીજાના સંબંધની વાતો કરતો નથી કોઇ પણ વખતે એક બીજાની સાથે ઉતાવળે બોલતો નથી કામનો સારો વિચાર કર્યા છતાં તેમાં ભૂલ થાય છે તો તે યાદ લાવતો નથી. પરસ્પર એક બીજાની ઇચ્છાને તાબે થવાને યત્ન કરે છે.

સારો પતિ રાત્રે વાળુ કર્યા પછી બહુજ જરૂર વગર ઘર બહાર જતો નથી, પણ જે પતિ રાત્રે વાળુ કર્યા પછી ઘેર ન રહેતાં શેરીઓમાં અગર ઓ-ળખીતાઓને ત્યાં ફર્યા કરે છે અને સુવાના વખત પહેલાં પાછો આવતો નથી, તે પરણેલી જીદગીનુ ઘણું ઉમદા અને આર્શિવાદ રૂપ સુખ જાણી બુજી ગુમાવે છે, એ બરાબર યાદ રાખી રાત્રિએ બહાર નહિ ફરતા પરણેલી જીદગીનુ ખરૂ સુખ લેછે શરીર કોમળ કરવા કરતાં હૈયુ કોમળ કરવાને કાળજી રાખે છે. ગજા પ્રમાણે મળેલામાં સંતોષથી રહે છે. કારણ વગર કઇ પણ બોલતો નથી. સદ્-ગુણથી જન—મડળની આપણા પ્રત્યે શુભ વાસના થાય છે, અને તેઓ માન પ્રતિષ્ઠા આપે છે એવું સમજી વર્ત્તે છે. સત્ય, સાચવટ, અને પ્રમાણિકપણાને વળગી રહી દરેક કાર્ય કરે છે. પોતાના અંતર્યામીને પૂછી હમેશાં ચાલે છે. પોતાની વાણીમાં અને પોતાની દરેક કૃતિમાં અ તર્યામીની આજ્ઞા પ્રમાણે વર્ત્તે છે. પોતાની હમેશની ફરજો દેખીતી સાધારણ અને ધુળ ગજા જેવી લાગતી હોય, તોપણ તે કેવી રીતે અદા કરે છે, તે ઉપરથી તેની ખરી તુલના થઇ શકે છે. પતિની ખરેખરી ચાલગત તેનાં ગૃહ-સંસારમા જેવી જણાઇ આવે છે, તેવી બીજી કયાંએ જણાતી નથી. તે ગૃહ—સસાર ઉપર કેવી રીતે અમલ ચલાવે છે, તે ઉપરથી તેનું વ્યવહારિક ડહાપણ વધારે સારી રીતે જણાઇ આવે છે, અને એજ સ્થળે એના સાચા ગુણો દેખાઈ આવે છે. જે પતિમાં આવાં આચ-રણો હોય છે, તે પતિપણાને યોગ્ય છે અને તેનોજ સસાર ખરેખરો સુખ રૂપ થઇ શોભિ નીકળે છે. માટે સુજ્ઞ પુરૂષોએ સારા પતિં તરીકે ગણાવાને ઉપર જણાવેલાં આચરણો રાખવાં જોઇએ અને તેમ થશે તોજ ગૃહ—સસાર સ્વર્ગ સમાન સુખ આપનાર થઇ જીદગીનું સાફલ્ય કરવામાં સાધન ભૂત થશે. વિજય ! વિજય હો ! ! !

# પતિપત્નીમાંકેવોપ્રેમજોઇએ ?

આ સંસારમાં પ્રેમ એ ઇશ્વરે આપેલું સત્ય ધન છે; એટલુંજ નહિ પરંતુ તે આ જગતનું જીવન છે. તે આ દુનિયાની વસ્તુ નથી. એ સ્વર્ગની સામગ્રી છે. એના વિના એક પળ પણ ચાલી શકતું નથી, પણ માતાનો સ્નેહ ન પામ્યાથી મનુષ્ય કયાં રહી શકત ! કેવું આશ્ચર્ય ! એક પ્રીતિ કેટલા ભાવથી પ્રકાશિત થઇ છે. માતાનો સ્નેહ, સન્તાનની ભક્તિ, સતીનો પ્રેમ, આના જેવા મધુર ભાવ જગતમાં ઘણાજ થોડા છે. જે પ્રેમનું મૂળ તે પ્રીતિ સ્વરૂપમા બધાયેલું છે, તેજ સ્વર્ગીય છે, તેજ ચીરસ્થાયી છે. પશુઓ પણ પોતાનાં બચ્ચાને ચાટે છે, પરંતુ તેઓનુ ચાટવુ અને માણસના ચાટવામાં ઘણોજ ફેર છે. મનુષ્ય આત્મા વાળો જીવ છે. માણસે જયારે ઇશ્વરની પાસેથી આવુ શ્રેષ્ટ ધન મેળવ્યુ છે, ત્યારે તેનો સદ્વ્યવહાર કરવામાં પ્રાણુ તોડ યત્ન કરવો જોઇએ. પ્રીતિનો ગેર ઉપયોગ કરવો એ નર્ક છે. પવિત્ર પ્રીતિ પરમેશ્વરની છબી સ્વરૂપ છે. તેથી આપણે તેને જોઇ શકીએ છીએ. નિર્મળ પ્રીતિજ આ દુ ખમય સસારમા સ્વર્ગ આણે છે મનુષ્યના મુખને દેવની સુંદરતામાં શોભાવે છે. એ પુષ્પની સુગધીના જેવી મનોહારી છે અને ચદ્રમાના સુશીતળ કિરણની પેઠે સ્નિગ્ધ કારી છે. ચદ્ર કિરણ જેમ કદરૂપાને પણ સુદર કરે છે, તેમ પ્રીતિ પણ પોતાના સુકોમળ શાન્ત પવિત્ર ભાવથી મહા પાપીના હૃદયને ભેદી પ્રકાશિત કરે છે. પ્રીતિ સર્વને પોતાની પેઠે સુંદર કરવામાં મશગુલ છે, એ નિ સ્વાર્થ છે. જેનું હૃદય આવી પ્રીતિનુ મદિર છે, તેજ ખરા મનુષ્યના નામને યોગ્ય છે, તે આ લોકના ઉચા આસન ઉપર બેઠેલો છે અને પરલોકમાં દેવતાઓનો સહવાસ મેળવે છે પ્રેમજ જગતને ચલાવે છે, ઘટના ચક્રમાં ફરતો માણુસ—પિતા, માતા, સ્ત્રી અથવા પુત્ર, પુત્રી ગમે તે હોય–સર્વે આ શક્તિથી ખેચાય છે તેનાથી છીન્ન થયાથી મનુષ્યનુ હૃદય શૂન્ય બનત, જગતનો મોહ જતો રહેત, સુદર સસાર જગલ જેવુ થઈ જાત, પ્રેમ જગતનો આદિ ધર્મ છે. પ્રેમ સુદર અને પવિત્ર છે, પ્રેમ એ માણસનો સર્વથી ચઢીયાતો અને પરમોત્કૃષ્ટ ગુણ છે. દયા, ભક્તિ, સત્યનિષ્ઠા, ન્યાય પરતા અને ઉદારતા એ સર્વ પ્રેમથી ઉત્પન્ન થાય છે. પ્રેમી માણસનુ હૃદય સ્વર્ગીય પ્રકાશથી પૂર્ણ છે. તે પાપથી ત્રાસ પામે છે, દુ ખની છાયા તેને સ્પર્શ કરતી નથી, વગેરે રીતે જોતાં પ્રેમ એ ખરેખર સ્વર્ગનો ભાવ છે.

આ સૃષ્ટિમાં ઇશ્વરે સ્ત્રી અને પુરૂષ એવા મનુષ્યના બે ભાગ કર્યા છે. પુરૂષ સ્ત્રીને પ્રેમ કરે છે, તેને લીધે તેણે તેને રમણિય અને સુદર બનાવી જ

ગતમાં મોકલી છે. સ્ત્રી પુરૂષ ઇશ્વરની ઇચ્છાથી બંધનમાં બંધાયેલાં છે. પતિ-પત્નીનો પ્રેમ સુંદર સુખમય છે. પતિ પોતાની પત્નીને સામાન્ય સ્ત્રી તરીકે ગણતો નથી; પ્રેમી પત્નીનો અવાજ ગાઢો હોય, તોપણ પતિને તેનો અવાજ કોકિલના અવાજ જેવો લાગે છે, તેનું મુખ ખરાબ હોય તોપણ પ્રેમિકને પ્રફુલ્લ કમળ જેવું ભાસે છે. પ્રેમિકની આગળ પૃથ્વી સ્વર્ગ છે, સંસાર બગીચો છે. સર્વ પદાર્થ શરદ પુનેમ જેવા ગણાય છે. પ્રેમી પતિ પોતાની પ્યારીની દીર્ઘહાયથી સઘળે અંધારૂં થએલું જુએ છે. પ્રિય પત્નીના આંસુથી હૃદય ભેદાય છે. ઇશ્વરે સ્ત્રીને આવી રીતે મનુષ્યની સહચરી કરી છે. આવો પ્રેમ—વિશ્વપ્રીતિનો પાયો છે. કુટુંબપર પ્રીતિ રાખવી એ પ્રેમનો કેન્દ્ર છે. તેનાથી પ્રેમ ચારે બાજુ-પ્રસરે છે. કુટુંબ કોમળતાનો આધાર છે, શાંતિનો રક્ષક છે, વિશ્વ પ્રેમનો શિક્ષા ગુરૂ છે, તે જગતનો નિયમ છે, તેજ વિશ્વને ચલાવનાર છે. પોતાના ઘરના ઉપર પ્રેમ કર્યા પછી પોતાના કુટુંબ ઉપર, પછી પોતાની જાતિ ઉપર. પછી દેશ ઉપર અને પછી જગતપરની માનવજાતિ ઉપર પ્રેમ કરતાં શીખે છે, સ્ત્રી પુરૂષની પ્રીતિરૂપી બંધન સિવાય સ્થાયી કુટુંબ થઈ શકતુ નથી. સ્ત્રીનું હૃદય પ્રીતિનું પ્રિય નિવાસ છે. પ્રીતિમાં સ્ત્રીનુ જીવન છે અને સ્ત્રી બાલ્યકાળથી લઇને મરવા સુધી પ્રીતિની પૂતળી છે.

જગતમાં સ્ત્રી પુરૂષ પરસ્પર જ્યાં સુધી પ્રેમ રસથી એક રંગી થયાં નથી, ત્યાં સુધી તેઓ સંસારમાં પોતાના અનુભવ સંબંધે પરિપૂર્ણ ગણાય નહિ. જ્યાં સુધી પુરૂષે પ્રેમ જાણ્યો નથીઃ ત્યાં સુધી તે પુરૂષ નથી. તેમ સ્ત્રીએ પણ જ્યાં સુધી પ્રેમ જાણ્યો નથી, ત્યાં સુધી તેને સ્ત્રી ન જાણવી. એક બીજાને પરિ-પૂર્ણ કરવાને બંનેની આવશ્યકતા છે. પ્લેટોનો એવો મત હતો કે,—" પ્રેમિ-જનો એક બીજામાં પ્રતિબિંબ ખોળે છે અને પ્રેમ તો મૂળ મનુષ્યનું વિખુટું પડેલુ અર્ધ અંગ છે. તેવા બીજા અર્ધ અંગ સાથે સંયોગ કરેછે. " પ્રેમ-રૂપી ઇશ્વરી વિકારને લીધે જગત તાજું અને જુવાન રહ્યું જાય છે. પ્રેમવિકાર યુવાવસ્થા ઝગઝગીત કરી મૂકે છે અને વૃદ્ધાવસ્થાના શીતળ ચંદની આસપાસ સુખશાંતિનું શ્વેત કુંડાળું કરે છે પ્રેમ—વૃત્તિ પોતાની પાછળ જે અજવાળું નાંખે છે. તેથી વર્તમાનને તેજોમય કરે છે અને પોતાના કિરણો આગળ નાંખ-વાથી ભવિષ્યના ભારને હળવો કરે છે જે પ્રેમ, પ્રસંશા અને સાનંદાશ્ચર્યમાંથી ઉત્પન્ન થાય છે. તેથી તે માણસનાં આચરણ ઉચ્ચતર અને પવિત્રતા આપનારાં થાય છે. એવો પ્રેમ માણસને આત્મ દાસત્વમાંથી છોડાવે છે. તેના પ્રભાવથી સુશીલતા, સહૃદયતા, પરસ્પર વિશ્વાસ અને શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. સ્ત્રી—પુરૂષનો સંયોગ થવામાં પરસ્પર માત્ર માન અને ગણના ઉપરાંત બીજું ઘણું વિશેષ હોય છે. જે પ્રેમ લાગણી ઉપર એ સંયોગનો આધાર રહે છે. તે અત્યંત ઉંડી અને

કોમળહોય છે. એવી પ્રેમ લાગણી માંહે માંહે સ્ત્રીઓમાં કે માંહોમાંહે એકલા પુરૂષોમાં કદી પણ હોતી નથી.

પુરૂષ પ્રેમના દરવાજામાં થઇને આનંદની, અનુકંપાની અને મનુષ્યરક્ષકતાની નવી દુનિયામાં પ્રવેશ કરે છે. અને તે નવી દુનિયાને પોતાના ઘરમાંજ અનુભવે છે. જો ગૃહસ્થાશ્રમ ચલાવવામાં પ્રેમ પ્રધાનપણે ન હોય, તો તેવો ગૃહસ્થાશ્રમ અતિ દુઃશહ જુલમનુ જગલ થઇ પડશે. જે પુરૂષનો પ્રેમ ગૃહ—સસારથી સજીવન થયો છે, તે કઈ તેટલા સાંકડા ગોળમાંજ પોતાની સહૃદયતા રોકી રાખતો નથી. તેનો પ્રેમ તેના કુટુબમા પ્રસરે છે અને ત્યાંથી જગતમાં વિસ્તરે છે. ગૃહસ્થાશ્રમના પ્રેમ—પથ્યથીજ પુરૂષનું હૃદય ઉત્તમ રીતે નિયમમા વર્ત્તે છે. ઘર તે સ્ત્રીનું રાજ્ય, તેની જાગીર અને તેનુ જગત્ છે,—ત્યાંથી તે પ્રેમથી, માયાથી, અને નરમાશની સત્તાથી અમલ ચલાવે છે કોઇપણ પુરૂષ મૂળ પ્રકૃતિએ તોફાની હોય, અને દૈવયોગે તેનો ગૃહસ્થાશ્રમ જો કોઈ મોટા મનની પ્રેમી સ્ત્રી સાથે સધાય તો તે જેવો શાન્ત પડશે, તેવો બીજા કશાથી નહિ પડે તેવી સ્ત્રીથી તેને વિશ્રાતિ, સતોષ અને સુખ મળે છે. સ્ત્રીના ઉત્તમ લક્ષણ તેની બુદ્ધિમાં વસતાં નથી, પણ તેની પ્રીતિમા વસે છે ચિંતા અને ગભરામણથી ઘેરાયેલા ગૃસ્થાશ્રમમાં જે સ્ત્રીનુ ઘર પ્રેમનુ સ્થાન નથી, તે વિશ્રાંતિનુ સ્થાન કેમ કરીને થાય ! મગજને વિસામો અને દિલને શાન્તિ તો પ્રેમ—વૃત્તિની નરમ અસરથીજ મળી શકે છે. સ્ત્રીની પ્રીતિ કેવી છે, તે વિષે કવિએ કહ્યુ છે કે,—

> સન્નારીની પ્રીત, શ્રાન્તનો થાક ઉડાડે,
> સન્નારીની પ્રીત, તૃષાર્ત્તની તૃષા મટાડે;
> સન્નારીની પ્રીત, મિષ્ઠ વિશ્રાંતિ આપે,
> સન્નારીની પ્રીત, સુખને શાન્તિ વર્ષે,
> સન્નારીની પ્રીતિ-બાગમાં ભ્રમર-પુરૂષ ભમતો ફરે,
> પુષ્પોની છાયામાં છતાં, આનદે ગુંજ્યા કરે. ૧

આ જગતમાં જનસમૂહના જે નાના મડળમાં આપણે રહેતા હોઇએ તેને પ્રેમથી પોષવું એ બધાં જગત્-પ્રેમનુ બીજ સમજવુ પ્રેમિક પ્રેમ બધનથી એવાતો બધાયલાં રહે છે કે, એક બીજાનો વિયોગ થતા પ્રાણ તજી દેવાની પણવાર લગાડતાં નથી. તેમનો પ્રેમ જળને માછલાના જેવો હોય છે. માછલું જેમ પાણીથી વિખુટુ પડતાંજ તરફડીને તરત મરણ પામે છે, તેમ પ્રેમિ સ્ત્રી પુરૂષ એક બીજાનો વિયોગ સહન કરી ન શકતાં વખતે પ્રાણ શુદ્ધાં પણ તજી દેછે. **સરફ્રાન્સિસબર્ડેટ** પોતાની અર્ધાંગનાના મરણથી એવો તો મહાભારત શોકમાં ગિરફતાર થઈ ગયો કે, સર્વ પ્રકારના ખાનાપીવાનો આગ્રહથી ત્યાગ કર્યો અને ઘરમાથી તે બાઇના શબને ભૂમિ—દાહ માટે લઈ જતાં પહેલાંજ તેનો

દેહ પડ્યો. અને પતિ પત્ની બને એકજ કબરમાં જોડાજોડ સૂતાં. તેવીજ રીતે સાધ્વી પ્રેમી સ્ત્રી પણ પોતાના પતિનો નિરતરનો વિયોગ સહન કરી શકતી નથી. જ્યારે **સરઆલ્બર્ટમોર્ટન** મરણ પામ્યો, તે સમયે તેની સ્ત્રીને એટલીતો દીલગીરી થઇ કે તે થોડીજ વારમાં તેની પાછળ ચાલી અને તેની જોડે હમેશને માટે સૂતી. એ વિષે **વોટને** બે પદ્ય લીટી લખી છે, તેમાં તેનો સઘળો સાર આવી જાય છે.

સ્વામી સ્વર્ગ સાંચર્યો, પત્ની એકલી થાય,
એકલુ રહેવું નવ ગમ્યું, પતિ પાછળ સતી જાય.

આહા ! કેવો પ્રેમ ! તેવીજ રીતે વૉશિંગટનના મરણના ખબર તેની પ્રિય સ્ત્રીને થયા, ત્યારે તે બોલી કે,—" લો, ચાલો, ઠીક, હવે સૌ પતી રહ્યું, હું જલદીજ તેની પાછળ જઇ પહોચીશ; મારે હવે વિશેષ દુ:ખ ભોગવવાનાં રહ્યાં નથી." એમ કહેતાંજ તેના પ્રાણ ચાલ્યા ગયા આહા ! કેવો પ્રેમ !! ખરેખર પ્રેમી પતિપત્નીનો પ્રાણ એકજ રૂપ હોય છે. ધર્મપત્ની **કારોલાઇન** કહે છે કે; —" એક સુંદર સાયકાળની ગુલાબી રોશનીમાં અમે પરણ્યાં, અમારા બેનાજીવબનેનાં હૃદય એક થયાં," **મી હર્ડરે** પણ હર્ષના ઉભરાથી જાકોબીને લખ્યું છે કે,—" મારી ભાર્યા મારી જીવન–દોરી, મારા સુખનુ મૂળ અને દિલાસાનું ઠામ છે અમારા મનમા જે ઉડતા ક્ષણિક વિચારો સ્ફુરે છે અને અમને તાજુબીમાં નાખે છે, તેમાં પણ અમે બે એક છીએ " આહા ! ધન્ય છે આવાં પ્રેમીને !! ભારતભૂમિની અંદર પણ આવા પવિત્ર પ્રેમી પતિપત્નીના ઘણા દાખલા મળી આવે છે પ્રેમી પતિપત્ની પરસ્પરને પ્રાણ સમાન ગણે છે, ચાહે છે અને માને છે. એકને અનુકુળ પ્રતિકુળ તે બીજાને અનુકુળ પ્રતિકુળ થઇ પડે છે. તેઓ દેહથી જુદાં જણાય છે, પણ પ્રાણથી જાણે એકરૂપ જેવાજ હોય છે. તેઓ એકને સુખે સુખી અને એકને દુખેદુખી થાય છે. સતી **તારામતી**એ પોતાના ધર્મ સ્વરૂપ પતિ **હરિશ્ચંદ્ર** સાથે શરીરની છાયા પ્રમાણે રહી, તેના હિત માટેજ પરઘેર દાસી થઈ રહી, વિયોગ થયો, ઘણાં દુ:ખ ભોગવ્યાં, આવી સ્થિતિમા દિલાસારૂપ એકના એક પુત્ર **રોહિત**નુ મરણ થયું, તેને બાળવા મસાણનુ ભાડું દેવા આજ્ઞા થઈ, તોપણ પતિપરથી જરા પણ પ્રેમ ઓછો કર્યો નહિ, એટલુંજ નહિ પણ છેવટ પતિને હાથેજ મરવાનો વખત આવ્યો, તોપણ નહિ ગભરાંતાં પૂર્ણ પ્રેમ બતાવી બોલી;—" પ્રાણપતિ ! તમારા હાથથી મારા ગળામાં નાંખેલી તરવાર પણ મને મોતીની માળા જેવી લાગશે, માટે ચિંતાતુર ન થતાં તરત ઘા કરો. " અહા ! કેવો નિર્મળ પ્રેમ !! પ્રેમને લીધેજ જેવી પોતાના પ્રાણની દરકાર નથી, તેવી પતિ પોતાનો ધર્મ બજાવે તેની દરકાર છે ! આ શું ઓછો પ્રેમ ? સતી **પદ્મણી**

પોતાના પતિ જયદેવના મરણ સમાચાર સાંભળતાંજ શબવત થઇ પડી હ
**ઉભયકુમારી** આપેલી મુદતે પતિ આવી નહિ પહોંચવાથીજ પ્રાણરહીત
પડી હતી. **સુગ્રા**ના પરદેશ જતા પતિને જોતી જોતી રહી, પણ તે વારે જ
દેખાતો બધ પડયો કે, તેના પ્રાણ પણ જતા રહ્યા ! **સીતા**એ અનેક સં
ભોગવ્યાં પણ પતિપરથી પ્રેમની જરા પણ ન્યૂનતા કરી નહોતી. પતિપત્
હૃદય પ્રેમરૂપી હીરની ગાંઠથી એવાં તો સજડ સધાઇ જાય છે કે એકને જે [
અપ્રિય, તેજ બીજાને પ્રિય અપ્રિય થઇ પડે છે. તેઓના પ્રાણ એક રૂપ જે
થયેલા હોય છે; એટલુજ નહિ પરતુ એક બીજાના હિતને માટે પોતાના પ્રાણ
પણ દરકાર રાખતાં નથી **મહાસતીપાર્વતી** પોતાના પિતા દક્ષપ્ર જાપતિ
**શિવજી**નો દ્વેષ કર્યો, એ જોઇ પિતા પ્રત્યે કહ્યું કે,—“ તમે મારા પતિ શિવ
નો દ્વેષ કરો છો, માટે તમારાથી ઉત્પન્ન થયેલા આ કલેવર—શરીર પણ મ
કામનું નથી, તેથી હું છોડી દઉં છું. ખરાબ અન્ન ભૂલથી ખવાયુ હોય, તો
ઓકી કાઢવુ એમ ધર્મ શાસ્ત્ર કહે છે.” એટલુ બોલતાંજ પ્રાણ ત્યાગ કર્યો હ
અહો ! કેટલો બધો પ્રેમ ? ઇત્યાદિ સતીઓના ઘણા દાખલાઓ છે.

જે રીતે સતી સ્ત્રીઓએ પતિપ્રત્યે પ્રેમ બતાવ્યો છે. તેવીજ રીતે પ[
પુરૂષોએ પણ પોતાની પત્ની પત્યે પ્રેમ બતાવ્યાના ઘણા દાખલાઓ પ્રસિદ્ધ છે. **સ**
**પાર્વતી**એ જ્યારે પ્રાણ ત્યાગ કર્યો, ત્યારે **શિવજી** એ આવી દક્ષયજ્ઞનો
કર્યો, અને પોતાની પ્રિયપત્ની **સતી**ના અસ્તિની પોટલી બાંધી તીર્થે તીર્થ
હતા અને છેવટ હિમાલય પ્રત્યે તે ફરી મળતા સુધી અઘોર તપ કર્યું
એ વાત જયત્ પ્રસિદ્ધ છે **ઉભયકુમારી** પ્રાણ રહીત પડેલી જોઈ, તેનો
**પ્રતાપસિંહ** પણ પ્રાણ રહીત થયો હતો. સુવતાને પ્રાણ રહીત થયેલી સાં
**હેમચદ્ર** પાછો વળી આવ્યો, અને પ્રિયપત્નીનુ શબ ખોળામાં લેતાંજ .
રહીત થયો હતો ! તેમજ **ગૌતમે** **અહલ્યા** માટે, ઋતુધ્વજે **મદાલસા** મ
અને **પુરૂર્વા**એ ઉર્વશી માટે કર્યું હતુ, એ કોનું અજાણ્યુ છે ? પ્રા
ભારતવર્ષમાં આવાં પવિત્ર પ્રેમી દપતીતાં સુદષ્ટાંતો ઘણાં મળી આવે છે. ધ
છે આવાં પવિત્ર પ્રેમી દપતીને ! અને ધન્ય છે તેમના જન્મને ! કે તેઓ
જગતમાં પ્રેમી તરીકે જન્મી લોકોને શિક્ષણરૂપ સુદષ્ટાંત્ આપી ગયાં છે ! આ
પવિત્ર પ્રેમ તેજ ખરેખરો પ્રેમ છે. આવો પ્રેમજ જીવન રૂપ, અમૃતરસ,
ધન અને પરમાત્મા સાથે સમિલન કરાવનાર સાધન છે. આવો જે ઉત્તમ પ
પ્રેમ તે દરેક પતિપત્નીએ ગ્રહણ કરવો જોઇએ. આવા પ્રેમથીજ હૃદયે
અને પ્રાણે પ્રાણ જોડાઇ જઇ એક રૂપ થવાં જોઇએ, આવાજ પુર્ણ પ્રે
એક બીજાના સુખે સુખી અને દુખે દુખી થવુ જોઈએ. અને આવાજ પ્રે
દેહ—આત્મા—પ્રાણથી સહાયક થવું જોઇએ. જે ઘરમાં આવાં પ્રેમી પતિ પ

હશે, તે ઘર સ્વર્ગ સમાન શોભિ નીકળશે અને આવાજ પ્રેમ પ્રકાશથી ઝળકી રહી કુટુંબમાં, જાતિમાં અને દેશમાં સઘળે નિર્મળ સુખનાં ઝરણુ વહેતાં કરી સર્વત્ર આનંદ ઘન વર્ષાવી શકાશે; એટલુજ નહિ પરતુ તેની સાથે આ લોકમાં અમર યશ અને પરલોકમાં પરમાત્માની પ્રાપ્તિ કરી શકાશે. હે ઈશ ! આ દેશનાં સ્ત્રી પુરૂષોમાં આવો પવિત્ર પ્રેમ પ્રેર ? અને પ્રાચીન સુખદાયી સ્થિતિ આપ ? મંગળ ! ! મગળહો ! ! !

## પતિપત્નીનાગુણોનીથતીઅસર.

જગત્ નિયંતા મહાન્ કૃપાળુ પરમ મંગળમય પ્રભુનો એવો નિયમ છે કે, જે જેના નિરતર ગાઢ સબધમાં જોડાઇને રહે છે, તે તેના ગુણદોષ સ્વાભાવિક રીતેજ ગ્રહણ કરે છે; જેમકે અમૃતવેલી આંબા લીબડા કે થોરને વિંટાઈ રહે છે, તો તેનામાં તેવા ગુણો આવે છે; તેમ મનુષ્યમાં પતિ પત્નીનો જેવો ગાઢ સબધ હોય છે, તેવી તેમને પરસ્પરના ગુણદોષની જબરી અસર થાય છે. પતિને વિંટાઈ રહેલી પત્નીના આચરણની અસર પતિના આચરણપર થાય છે. પત્ની જો ઉત્તમ પ્રકૃતિની હશે,તો તે પોતાના પતિને ઉત્તમ ગુણવાન કરશે. પણ જો તે અધમ પ્રકૃતિની હશે, તો તે તેને નીચ ગુણનો કરશે, અધમ સ્વભાવવાળી પત્ની મળવાથી પતિની સહૃદયતા નિર્જીવ થઇ જાય છે, તેનું ચૈતન્ય—બળ ઉડી જાય છે અને તેનું જીવન બેડોળ બને છે; પણ જો ઉત્તમ સ્વભાવવાળી પત્ની મળી હોય છે, તો તે પતિની પ્રેમ—વૃત્તિ સંતોષાય છે. તેથી તેની નીતિ—બળવાળી થઇ પ્રકૃતિ સુદઢ થાય છે, અને તેને એ રીતે વિશ્રાંતિ મળવાથી તેની બુદ્ધિ સચેત થાય છે; એટલુજ નહિ પણ ઉત્તમ ગુણવાળી પત્ની મળવાથી તેના પતિના ઉદ્દેશ અને કાર્યો જાણવામાં ન આવે તેમ ઉત્તમ બનતાં જાય છે; પણ નીચ પ્રકારના ધોરણવાળી પત્ની મળવાથી ખબર ન પડે એવી રીતે તેઓ અધમ થતાં જાય છે. આ સત્ય સિદ્ધાંતની ડટોકવીલ ઉપર ગંભીર અશર થઇ હતી. તેનો એવો મત હતો કે;—" સુસ્વભાવની અને ઉમદા ધોરણના સસ્કારવાળી સ્ત્રીના સહવાસથી તેના પતિને આખી જીદગી જેવી સહાયતા મળે છે, તેવી બીજા કોઇનાથી મળતી નથી મેં મારી જીદગીમાં જોયું છે કે, નબળા મનના માણસોએ લોક કલ્યાણના ખરેખર સદ્‌ગુણો દાખવ્યા છે; તેનું કારણ એટલુંજ કે તેમને પડખે ઉમદા લક્ષણવંતી સ્ત્રી બેઠેલી હોય છે, તે તેના સ્વા-

મિના જાહેર જીવન-માર્ગને પુષ્ટિ આપે છે અને સાર્વજનિક સ્વધર્મ સબંધી તેના ધણીના વિચારો ઉપર પુષ્ટિદાયક સત્તા ચલાવે છે, પણ એનાથી ઉલટા બનાવો મારા જોવામાં વધારે આવ્યા છે. તેમાં મહાન્ અને ઉમદા પ્રકૃતિની સ્ફુરણાવાળા પુરૂષો સાંકડા મનની સ્ત્રીઓના સબધમાં આવવાથી નીચ સ્વાર્થ-શોધકો થઇ જાય છે; કારણ કે તેવી સ્ત્રીઓ એશઆરામના નબળાઇ લાવનારા ઇશ્કને વળગી રહે છે અને એવા માણસોના મનમાંથી સ્વધર્મ અથવા કર્તવ્યનો મહાન્ ઉદ્દેશ કેવળ લય પામેલો હોય છે એક વિદ્વાન કહે છે કે,-"મારી સ્ત્રીની પુષ્ટિદાયક હિંમતથી, તેના સ્વભાવની એક સરખી સમતાથી અને તેની વર્તણુકના ઉમદાપણાથી મને દિલાસા રૂપ શાન્તિ અને આશ્રય મળ્યો છે પરમેશ્વરે મને જે સઘળાં સુખ આપ્યાં છે, તેમાં મારી નજરમાં મોટામાં મોટુ સુખ એ છે કે, મારી સ્ત્રી **મેરી** મને મળી આવી મારાં મોટાં સકટની વેળાએ તે મને કેવા કામની છે, તેનો ખ્યાલ પણ તમારા મનમા આવી શકે એમ નથી. તે હંમેશાં અતિ નરમાશવાળી છતાં પ્રસગે તે દ્દઢ અને જાગૃત બની જાય છે. મને ખબર પણ ન હોય, એમ તે મારી ચોકી કર્યા કરે છે અને જે મુશીબતોથી હુ ગાભરો બની જાઉ છુ, તેમાં તે સ્વસ્થ અને શાન્ત રહે છે અનેએવે વખતે તે મને સુશીલ, શાન્ત, અને મજબુત કરે છે." બીજા એક પત્રમાં પોતાના મિત્રને તે જણાવે છે કે,-"તમારા પોતામાં જે સૌજન્ય હોય, તેનુ સપૂર્ણ પતિબિંબ જે સ્ત્રીના આત્મામાં સાહજિક-સ્વાભાવિક રીતેજ પડે અને વળી તેમાં સુષ્ઠુત્વની વૃદ્ધિ થાય, તેવી પત્નીના સતત્ સહવાસમાં મારા રહેવાથી મને જે સુખ સાંપડયું છે, તેનું મારાથી બયાન થઇ શકે એમ નથી. પણ જે કૃત્ય મને પૂરેપૂરૂં વાજબી અને ખરૂ લાગે, તે જયારે હુ કહું કે કરૂ, ત્યારે હુ મારી મેરીની મુખમુદ્રા ઉપર એવો તો સાભિમાન સતોષ જોઉ છુ કે તેથી હુ ઉચ્ચદશા અનુભવુછું, વળી જયારે અતર્યામી મને કોઇ કૃત્યને માટે ઠપકો દેતો હોય, તે વેળાએ મારી પ્રિયાનું મુખાર્વિન્દ તરતજ કરમાઇને શ્યામ થઇ જાય છે જો કે તેના મન ઉપર હુ મોટી સત્તા ભોગવુ છુ ખરો, તોપણ મને કહેતાં આનદ થાય છે કે તેની મને માનયુક્ત બીક રહે છે અને હુ હાલ તેના ઉપર જેવો આશક છું, તેમને તેમ હુ જયાં સુધી તેનો પ્રેમ-રસ પીતો રહીશ, ત્યાં સુધી કોઇ પણ ખોટા કામમાં હુ ખેંચાવાનો નથી, એમ મારી ખાત્રી છે" અહા ! કેવી અસર ! તેમજ પત્નીનાં આચરણ જો નીચ પ્રકારના હોય છે, તો તેની ખરાબ અસર પણ તેનો પતિ અટકાવી શકતો નથી

પુરૂષ—પ્રકૃતિમાં જે ઉત્તમતા હોય, તેને તેની સ્ત્રી જો પોષીને આગળ ન વધારે, તો તે જલદીથીજ તેને પોતાની અધમ હાલતમા લાવીને પછાડશે એ પ્રમાણે જોતાં પુરૂષને સરસમા સરસ બનાવવો કે બગાડવો એ તેની સ્ત્રીનાજ

હાથમાં છે. તેનામાં એ પ્રમાણેની શક્તિ રહેલી છે, તેનો દાખલો **બનિયનના** જીવન ઉપરથી મળી આવે છે. તે રડીબાઝ કસારો પીતળના ભાગાવુટા વાસણને સમારવાનો ધધો કરતો હતો. તેવામાં તે તેની નાની ઉમરમાં એક સારા માબાપની સુપાત્ર, જુવાન, કુમારીકાને પોતાને સારે નશીબે પરણ્યો. તે પોતેજ જણાવે છે કે–" એ સ્રીના માબાપ ધર્મ–નિષ્ટાવાળાં ગણાતાં હતાં. તેમની દીકરી ઉપર પરમેશ્વરની દયાથી મારી નજર ગઇ એ સ્રી અને હું એ બંને જોગાં થયાં, ત્યારે જેવાં જોઇએ તેવાં અમે ગરીબ હાલતમાં હતાં. અમારા બુનેમાંથી કોઇની પાસે ઘરના રાચ રચીલામાં એક રીકાબી કે એક ચમચો સરખો મળે નહિ, તોપણ એ સ્રીની મિલ્કતમાં બે ચોપડીઓ હતી. એક તો ' **ભલા માણસને સ્વર્ગે જવાનો રસ્તો** ' અને બીજી '**ધર્મનાંઆચરણ**' એ બે તેનો બાપ મરતી વખતે આપતો ગયો હતો. આ અને એવી બીજી સારી ચોપડીઓ વાંચવાથી અને પોતાની સ્રીની માયાભર્યા અમલના પ્રતાપથી બનિયન તેના દુરાચરણમાંથી ધીમે ધીમે તર્યો અને શાન્તિ—સુખના માર્ગ ઉપર પળ્યો. "

પતિના આચરણપર જેમ પત્નીનાં ગુણોની અસર થાય છે; તેમજ પત્નીના આચરણપર પણ તેના પતિના સારા કે નઠારા આચરણની અસર થાય છે. જો પતિમા ઉજળાયશ અને મહિમાવત લક્ષણો હશે, તો તેનું તેજ પત્નીના હૃદયમાં પડે છે, અતે તેનુ પ્રતિબિંબ તેનામાંથી પરાવર્ત્તન પામીને ઉજેશ આપેછે. ગૃહિણી તરીકે એક સારી સ્રી મળેલી હોય, પણ પતિ જો નબળો, ક્રૂર ઉડાઉ અને લપંગો હશે, તો સારી સ્રી પણ એક ખરાબ ગુણની નીવડશે જાતિસ્વભાવ ઉપરાંત પત્નીમાં જે કાંઇ ગુણ કે અવગુણ દાખલ થાય છે, તે પતિના સારા કે નઠારા આચરણની અસર છે. જેમ નદી સમુદ્રમાં ભળે છે; ત્યારે સમુદ્રના ગુણ નદીમાં આવે છે, તેમ પતિના ગુણ કે અવગુણની અસર પત્નીને થયા વગર રહેતી નથી. **અક્ષમાળા** નીચકુળની સ્રી હતી, પરતુ **વશિષ્ટ** ઋષિ જેવા મહાત્મા સાથે પરણાવાથી તેનાઉત્તમ સહવાસે તેમાં ઉત્તમ ગુણો આવ્યા હતા. તેથીજ તે શ્રેષ્ઠતાને પામી હતી તેમજ સારગી નામે સ્રીને મદપાળ પરણ્યો હતો. સારગીમાં સારા ગુણો નહોતા, પરતુ મદપાળ જેવા ગુણી પતિની સોબતથી તેનામાં ઉત્તમ સદ્‌ગુણો આવ્યા હતા અને તેને લઇ તે મહાન્‌પણાને પામી હતી. માટે જે પુરૂષ આ સસારમાં સુખસપત્તિ મેળવી પરમ સદ્‌ગતિને પામવાની ઇચ્છા રાખતો હોય, તેમણે પોતાની અદર સદ્‌ગુણોનો સગ્રહ કરવો, કે તેની અસર પોતાની પત્નીને પણ લાગે, તેમજ સ્રીએ પણ પોતાની અદર સારા ગુણોનો સગ્રહ કરવો કે, તેની અસર પતિના આચરણપર થાય. એ રીતે પતિપત્ની બને સદ્‌ગુણ સપન્ન થવાથી બાળકો પણ તેવાંજ થશે અને તેનો પવિત્ર પ્રકાશ આખા કુટુંબ ઉપર પડી દીપી નીકળશે. જેને લઇ તે ધન્યતાને પામી અમરયશ મેળવશે.

## સુજ્ઞપતિનાંપત્નીપ્રત્યેવચન.



દુનિયાંપરના:સર્વ દેશોમાં પ્રાચીનકાળે આપણો ભારતવર્ષ પવિત્ર દેવભૂમિ ગણાતો હતો. તેમાં વસનારા આર્યો બળ, બુદ્ધિ, વિદ્યા અને પવિત્રતાઇ વગેરેમાં શ્રેષ્ઠ હતા. તેમની રીતભાત ઉત્તમ હતી. તેઓની જીવન ભાવના અને લગ્ન ભાવનાનું સ્વરૂપ ભવભૂમિનાં માલતીમાધવ અને ઉત્તમરામચરિત્રમાંથી જણાઇ આવે છે કે,—" પુષ્કળ વિદ્યા પ્રાપ્ત કરવી એ પરિણામે તત્ત્વ નિશ્ચય કરવા માટે, પૈસો પ્રાપ્ત કરવો એ પરમાત્માના યજન અર્થે અને લોકોપયોગી કાર્ય અર્થે, લગ્ન કરવુ એ કામ વાસના માટે નહિ, પણ પુત્ર અર્થે; અને આયુષ્ય એ તપ અર્થે. વળી લગ્ન એ કેવળ પુત્ર અર્થે રસ હિન ગ્રંથિ નથી, પણ સુખ દુ:ખ સર્વ અવસ્થાઓમાં એક હૃદયનુ વિશ્રાન્તિસ્થાન, અને ઘડપણુ પણ જેનો રસ ઘટાડી શકતુ નથી આવી લગ્ન ગ્રથિ છે. " અતિ પ્રિય વસ્તુ, મિત્રો, સર્વ બધુઓ, સર્વ કામનાઓ, ભડાર અને જીવન—એ સર્વ સ્ત્રીને પતિ છે અને પતિને સ્ત્રી છે. સુજ્ઞ પતિ પોતાની ધર્મપત્નીને કેવા ભાવથી જુએ છે, તેનો ઉત્તમ ચિતાર એક બગાલીના ઇંગ્રેજી લેખમાં આપેલો છે. તેમાં એક સુજ્ઞ પતિએ પોતાની ધર્મપત્ની પ્રત્યે જણાવ્યુ છે કે,—

"પ્રિયા ! હુ તમને અજ્ઞેય ચમત્કારરૂપે જોઉ છુ. આપણુ લગ્ન થયું તે પહેલાં તું મને કેવળ અણુજાણી હતી, પણ હવે મારી સખી થઈ છે ! મને તારી જાણુ ન હતી અને તને મારી જાણુ ન હતી. તારૂ ઘર ત્યાં અને મારૂ ઘર અહી હતું. હવે મારૂં ઘર તારૂં થયુ છે, અને મારૂ સર્વસ્વ તારૂ થયું છે, અને આપણા સંતાન તને માતા અને મને પિતા કહે છે. "—

" પ્રિયા ! પહેલાં આપણે બે ભિન્ન હતાં, હવે આપણે એક થયાં છીએ, અને એકમાં બને સમાયાં છીએ. એ કેવો અજ્ઞેય ચમત્કાર છે ! તેનો ભેદ કોણ સમજાવશે ? જેમનાં હૃદય એક બીજાથી કેવળ વેગળાં હતાં તેમની વચ્ચે આવો ગાઢો સબધ કોણે બાંધી આપ્યો ? ખરેખર જગતના અધિપતિ પરમાત્માએ આપણો મિલાપ કરાવ્યો. શા શારૂ, તે હું જાણુતો નથી. કેવી રીતે, તે પણ હું જાણુતો નથી. ઇશ્વરના છૂપા વ્યવહારની કોને સમજ પડે છે ? તેની શોધ કોઇથી થતી નથી. "—

" હે પ્રિયતમે ! હુ તને ખાતરીથી કહુ છું કે તારી સાથે મારૂં લગ્ન કેમ અને કેવી રીતે થયું તેની મને ખબર નથી. તું ઇશ્વર કૃપાની પાંખ ઉપર બેસીને એકાએક મારી પાસે આવી એમ મને લાગે છે. મેં મારા મન વિષે વિચાર્યું કે આ નારી કોણ હશે ? ત્યારે અદરથી શબ્દ થયો કે, 'તારા આયુષ્ય

ક્રમમાં તને આનંદ આપવા તથા સહાય કરવા એને પ્રભુએ મોકલી છે; એ તારા હર્ષ શોકમાં ભાગ લેનાર ઇશ્વર દૂત છે, એનો સ્વીકાર કર, એને નમન કર, એને તારૂં અર્ધાંગ જાણ. એવા શબ્દ મેં સાંભળ્યા અને હું તે પ્રમાણે ચાલ્યો, પણ એવાતનો ભેદ મારાથી સમજાયો નહિ; અને હજુ સુધી સમજાયા વગર રહ્યો છે."

' પ્રિયા ! તારા મુખ ઉપર જ્યારે મારી પ્રથમ દૃષ્ટિ પડી, ત્યારે મારા મન વિષે વિચિત્ર ભાવ ઉત્પન્ન થયો; મારૂં હૃદય તારા ભણી ખેંચાયું, ખરેખર જેણે તને મોકલી, તેણે આપેલા વિજળીના તારવડે ખેંચ્યો. નહિ તો મને એનો ભાવ કેમ થયો ? આ ભાવ " પ્રેમ" કહેવાય છે. પ્રેમ એટલે શુ ! મને તેનુ ભાન છે. પણ એ શુ છે તે મારાથી કહી શકાતું નથી. તારા ઉપર મારો પ્રેમ છે; એટલે અગાધ ભાવવૃત્તિથી હું તને જોઉછુ. આસિવાય બીજુ કઇ હું જાણતો નથી. આ વિશાલ લોકમાં તારા ઉપર મારો જેટલો પ્રેમ છે તેટલો પ્રેમ બીજા કોઇ ઉપર કેમ નથી ? શુ તારા જેવું બીજું કોઇ ભલુ નથી ! બીજું કોઈ કેળવાયેલુ નથી ? ત્યારે માત્ર તુંજ મારા હૃદયને કેમ આકર્ષણ કરે છે ? અહા ! પ્રેમ એકાગ્ર કરવા તથા મારૂં હૃદય ખેંચવા તનેજ બળ આપ્યું છે. નહિ તો તારાથી તેમ થાત નહિ. મારા ઉપર તારી આ છૂપી સત્તા ચાલે છે, તે તારા પ્રભુએજ તને આપી છે. "—

કૈલાસની સુંદર પુત્રિ ! તારા પરમ પિતાએ તને મારા હૃદયના તાર સાથે બાંધી છે, અને તેથી ઇશ્વરમયપ્રેમે જોડાઈને હું તારો અને તું મારી છે. ઇશ્વરમય પ્રેમ ! એમ મેં કહ્યું ? હા, લોક ગમે તેમ કહે, પણ લગ્નનો ખરો પ્રેમ પવિત્ર છે. પતિ પત્નીનો પ્રેમ ઈશ્વરમય છે. એ વિષે કોણ સંશય લેશે ! જેઓ એ પ્રેમને પાશવભાવ ( પશુભાવ ) ગણે છે, તેઓ મહા પવિત્ર પ્રભુનું અપમાન કરે છે."—

" હે પ્રિયતમ આત્મા ! તારે વિષે મારો પ્રેમ પશુઓના જેવી પ્રેરણાએ થાય છે એમ હોય ? નહિજ, જે પ્રેરણાથી એક અમર આત્મા બીજામાં ગર્ક થાય છે તે સાત્વિકજ છે. "—

" મારી સખિ ! આપણો ભાવ સાત્વિક છે એવી તું સાક્ષી પુર. આ નાસ્તિક જમાનામાં—આ ભ્રષ્ટ સમયમાં એવી ખાત્રી કરવાની જરૂર છે. માટે તે ખાત્રી આપણે બેધડક આપવી જોઈએ. પ્રભુની આજ્ઞા વગર તારે વિષે મારો પ્રેમ થાય નહિ. તને ભાવથી જોવાની શક્તિ મને પ્રભુએ ન આપી હોત, તો તેવો ભાવ થાતજ નહિ. આપણને એકત્ર કરનાર પ્રેમથી થયેલો સંબંધ, ભાવ બલ, ધર્મ અને આનંદ એ સર્વ પવિત્ર છે. જ્યારે તું પ્રથમ મારી પાસે આવી, અને લગ્નની ચોરીમાં મારી પાસે ઉભી રહી, ત્યારે લગ્નનો જે હાર મેં તને પ

હેરાવ્યો, તે મારા દેહના ગળામાં નહિ પણ તારા આત્માના ગળામાં પહેરાવ્યો તને નારીને નહિ પણ તારા આત્માને હુ પરણ્યો. હુ તને પરણ્યો તે મઝા ભોગવવા નહિ, પણ તું સ્વર્ગમાંથી આદેશ લઇને શાશ્વત સ્થિતિના માર્ગમાં મારી સાથે યાત્રા કરવા આવી તેથી પરણ્યો. "—

" પ્રિયા ! આપણને પરમાત્મા તરફથી એવી અચલ અને પ્રત્યક્ષ આજ્ઞા મળી છે કે તમે આ સસારના વ્યવહાર તથા પ્રપચની વચ્ચે સ્વર્ગમય ગૃહરૂપી, પવિત્ર, અને સતોષી કુટુબરૂપી, સાધુના મઠરૂપી રચના રચો તુ મારીસમક્ષ સ્વર્ગના અદ્દસ્ય આભૂષણ સજેલા આત્મારૂપે, ઇશ્વિર ભક્તિમાં મારા પ્રિય સાક્ષીરૂપે, સાત્વિક સૃષ્ટિમાં મારી વિશ્વાસુ સખીરૂપે ઉભી રહી છે. તારે વિષે સાત્વિક પ્રેમ રાખવો અને ઇશ્વિર સેવામાં તારી સાથે ભાગ લેવો એ તારા પતિનુ ધર્મ્ય કર્તવ્ય છે. પ્રતિદિન ગૃહસસારનુ કામ આપણે કરતાં હોઇએ, ત્યારે પણ ઇશ્વરની પવિત્ર વાડીમાં આપણે સજોડે શ્રમ કરીએ છીએ એમ માનવુ "—

" પ્રિયા ! આપણો પ્રેમ સાત્વિક અને ઇશ્વિર ભજનથી ભરપૂર છતાં શુ તે ઓછા દીલવાળો છે ? નહિ ખરેખર, એવા માણસ હોય છે કે જેઓ વૈરાગ્ય ભાવથી પ્રભુની સેવા કરવા સારૂ પોતાની સ્ત્રી ઉપર તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે વળી બીજા એવા માણસો છે કે જેઓ પોતાની સ્ત્રીને રાજી રાખવા સારૂ ધર્મ અને ઇશ્વરપરથી લક્ષ ઉઠાડી દે છે. "—

" હે પ્રિયતમ સખિ ! હુ એવો મત સ્વીકારતો નથી. હુ એવી વૃત્તિમાં ભાગ લેતો નથી. જોતુ ઇશ્વિર દત્ત છે તો હુ તારો તિરસ્કાર કેમ કરૂ ? એવો તિરસ્કાર કરવો એ પાપ છે તારે વિષે આદરપૂર્વક ભાવ રાખવો એ ધર્મ છે. હુ તારી સાથે ઇશ્વરની સ્તુતિ કરીશ. હુ તારી સાથે પરમ પિતાની સમક્ષ બેસીશ. તું તારા મધુર રાગે તેના ગુણ ગાઇ મારા હૃદયને હર્ષમય કરજે. સઘળી સ્વાર્થી ચિતા અને સઘળા મલિન વિચાર, ગર્વ, ક્રોધ, વહેમ, અને સઘળી દુષ્ટ પ્રેરણા, હલકાઇ, વ્યર્થ આનદ, અને લોભ એ સઘળાનો તું ત્યાગ કરજે, અને અલ્પતા તથા નમ્રતા રૂપી વૈરાગ્ય વ્રત લેજે. તુ આપણા કૈલાસ પતિની પૂજા સેવા કરવામાં અને સસારનાં નાનાં મોટાં કર્તવ્ય કર્મ કરવામાં નિરતર મારી સાથે સામેલ રહેજે એથી આપણે એક આત્મા રૂપે પ્રભુમાં સર્વદા નિવાસ કરીશું અને હર્ષ તથા શાતિ નિરતર આપણને પ્રાપ્ત થશે, આપણો પ્રેમ ઉત્તરોત્તર વૃદ્ધિ પામીને નિર્મળ વૈરાગ્ય ભાવ રૂપે તથા અચલ સાત્વિક મૈત્રી રૂપે થાઓ."—

" પ્રિય ! ઇહલૌકિક તથા વિષયી વૃત્તિ વાળા પતિને પોતાની પત્ની ઉપર ખરો ભાવ હોતોજ નથી માત્ર સાત્વિક વૈરાગ્ય વૃત્તિ વાળાનેજ ખરો પ્રેમ અને આગ્રહી ભાવ થાય છે, કેમકે એ ભાવ પ્રભુદત્ત છે. એવો ભાવ આપણી વચ્ચે થાઓ ? "—

" હે સાત્ત્વિક આત્મા ! હું આ જણાવું છું, ત્યારે તારા દેહનુ રૂપ અને તારી ઇહલૌકિક સામગ્રી અલોપ થઈ જાય છે, અને માત્ર સ્ત્રી આત્મા—સાત્ત્વિક સ્ત્રી આત્મા—સિવાય બીજું કંઈ રહેતું નથી. ધન્ય છે એ દર્શનને ! સાત્ત્વિક પતિ અને સાત્ત્વિક પત્ની એ બે મહાન્ માતાના ખોળા ઉપર ધ્યાન વૃત્તિમાં ગર્ક થઇને બેઠા છે ! "

" પ્રિયતમા ! ઈશ્વર તને આશિષદે ! "

અહો ! ધન્ય છે આવાં દૈવી સાત્ત્વિક પતિ પત્નીને ! જે દેશમાં આવા પવિત્ર દૈવી દંપતિ ઉત્પન્ન થાય છે તે દેશને પણ ધન્ય છે ! હે ઇશ ! આ દેશમાં આવાં પવિત્ર મનનાં દૈવી દપતિની વૃદ્ધિ કર ? મંગળ હો !!!

## સ્ત્રીઉપયોગીનીતિમાળા.

આ સસામાં સ્ત્રીને સાચો સ્નેહી અને ભવસાગર તરવામાં સાચો સહાયક પતિ છે. માટે નિરતર તેના ઉપરજ પ્રેમ અને વિશ્વાસ રાખવો—સ્ત્રીએ પોતાની સખી ઉપર વિશ્વાસ રાખી ઘરની સઘળી છુપી વાત જાહેર કરવી નહિ. જે જાહેર કરે છે, તે પોતાનીજ એબ ઉઘાડે છે અને તેથી તે નબળા મનની સ્ત્રી ગણાય છે. ઉત્તમ સ્ત્રીએ પોતાના પતિની ખામીઓ પવિત્ર નજરથી જોઇને પોતાના હૃદયરૂપી ભડારમાંજ ભરી રાખવી, અને તેની આબરૂ તેમની જીદગી કરતાં પણ વધારે અમૂલ્ય ગણવી.—ઉત્તમ સ્ત્રીએ પતિની ખામીઓ પોતાના હૃદયરૂપી ભડારમાં ભરેલી હોય, તે યોગ્ય અવસર આવતાં, પતિને જણાવી સુધારવા પ્રયત્ન કરવો, પણ સભાળ રાખવી કે ખામીઓ જણાવતાં તેના મનને ખોટું લાગે નહિ; જ્યારે તેનું મનરજન થએલું હોય, ત્યારે પ્રસગોપાત હિતની વાતો કાઢી મીઠાસ અને પ્રેમભરેલાં વચને જણાવવુ કે તેને ખરી અસર થાય સ્ત્રી ગમે તો શ્રીમત હો કે ગરીબ પણ એક ઉદ્યોગી સ્ત્રીના ઘરમાં પેસતાંજ તે સ્વર્ગ સમાન સુશોભિત લાગશે દરેક વસ્તુની વ્યવસ્થાસર ગોઠવણી અને સુઘડતાઇથી સઘળું ઝાકઝમાળ થઇ રહ્યું હશે. ઘરમાં સર્વ વસ્તુની સુંદર રચના જોઈ આનદ ઉપજશે, અને તે કામથી કંટાળી ગયેલા પતિને વિશ્રાંતિનું ધામ લાગશે—અહકાર, કામ અને ક્રોધનો સર્વથા ત્યાગ કરી પતિનું મન રજન કરવા સુજ્ઞ સ્ત્રીએ ધ્યાનમાં રાખવું.—પોતે ગાયન તથા નૃત્ય કરવામાં કુશળ, રૂપવતી છતાં પણ પોતાના સરખા રૂપવાન પુરૂષને જોઇ જે સ્ત્રી વિકાર પામતી નથી, પર પુરૂષ સાથે ઠઠ્ઠા મશ્ક-

રી કરતી નથી. હસાવે કે વગર કારણે બોલાવે તોપણ હસતી કે બોલતી નથી કે સામી દૃષ્ટિ પણ કરતી નથી, વગેરે ઉત્તમ લક્ષણ વાળી સ્ત્રીને સતી જાણવી. —સતી સ્ત્રીને પોતાના પતિ સિવાય બીજો પુરૂષ ગમે તો દેવ, ગાંધર્વ કે મનુષ્ય હોય તોપણ પ્રિય નથી.—પતિ ક્ષેત્રમાંથી, વનમાથી કે ગામમાંથી ઘેર આવે, ત્યારે સ્ત્રીએ ઉઠી ઉભા થઇ, તેના મો આગળ જળપાત્ર મૂકી તેનો સત્કાર કરવો—સ્ત્રીએ પતિને પ્રસન્ન મૂખે વખતસર ભોજન આપવુ અને પતિ ભોજન કરવા બેસે, ત્યારે કંઈ અપ્રિય બોલવું નહિ, પણ આનદકારી વાત કરવી—પતિએ ઘર ખરચ સારૂ જે ધન આપ્યું હોય, તેમાંથી ઘરનો ખરચ કાઢતાં બચાવ કરતાં જવું. કોઇ પ્રકારે અસતોષ રાખવો નહિ, પારકી વાતો કરવી નહિ, ઘણું હસવું નહિ, તેમ રોષ તથા ક્રોધનો ત્યાગ કરવો—પતિનું મન રંજન કરવા સારૂ દાંત ઘસીને ઉજળા રાખવા, ચોળીને ન્હાવું અને સુગધી તેલ લગાવવું. સ્વામી જે વાત કહે તે આદર સહિત સાંભવી, તેના બોલી રહ્યા પહેલાં પોતે કાંઈ બોલવુ નહિ.—સ્વામી બોલાવે કે તુરત શયનગૃહમાં ઉત્સાહથી જવું, પતિ ગાયન કરે ત્યારે આનદયુક્ત મનથી અને ઉત્સાહથી તે સાંભળવુ, અને પોતે પણ પતિને આનદ આપવા ગાતા રહેવુ મન, વાણી અને દેહે કરી સંયુક્ત સ્ત્રીએ મુખ કમળ પ્રફુલ્લિત રાખી સ્વામી પાસે જવુ—સ્વામી કોઈ કારણ સર તિરસ્કાર કરે, નિંદા કરે, તો પણ પતિવ્રતા સ્ત્રીએ કલેશ કરવો નહિ. બુમ પાડી રડવું નહિ. તેમ તેના સામુ બોલવુ નહિ, ઘરમાંથી નાશી જવુ નહિ સગાં સંબધીને ઘેર ઉત્સવમાં જવું હોય, તો રજા લઇ જવુ, ત્યાં ઘણીવાર ન રોકતાં તરત ઘેર પાછાં આવવું—સ્વામી પરદેશ ગયો હોય, ત્યારે સાસુ, નણદ વગેરે ઘરની વડીલ સ્ત્રીઓ પાસે સુવું, વખતો વખત સ્વામીના સમાચાર મેળવતા રહેવુ, ઉત્તમ વસ્ત્રાલકાર ધારણ નહિ કરતાં, સ્વચ્છ સાદા વસ્ત્રો પહેરવા. તિલક કરવુ નહિ, અજન આંજવુ નહિ, સુગધી પદર્થોનો ત્યાગ કરવો, નખ તથા કેશની ટાપટીપ કરવી નહિ.—સ્ત્રીએ એક વસ્ત્ર પહેરી ફરવું નહિ, ઉંચે સાદે બોલવુ નહિ, મરજીમાં આવે ત્યા રઝળવુ નહિ, પરપુરૂષના અગ ચાંપવા નહિ. ખડખડ હસવું નહિ, અને પરપુરૂષની મશ્કરી કરવી નહિ, વગેરે દોષો સ્ત્રીઓને દુઃખ આપનારા કહ્યા છે, તેનો ત્યાગ કરવો—સ્ત્રીએ ઘરનાં સાહિત્ય ઠેકાણે રાખવાં, ઘરનાવ્યાપારમાં કુશળતા મેળવવી, સદા પ્રસન્ન રહેવું—સ્વામીનુ પ્રિય અને ભલુ કરવામાં યુક્ત તથા સારા આચરણવાળી જીતેન્દ્રિય એવી સ્ત્રી આ લોકમાં કીર્ત્તિ અને પરલોકમાં ઉત્તમ ગતિને પામે છે.—સારૂ થાય તેથી ઘણુ મલકાઈ જવું નહિ; તેમ માઠુ થાય તેથી છેક દિલગીર થવું નહિ. પૈસાટકાની ભીડ પડે ત્યારે મુઝાવુ નહિ, તેમ ધર્મપણ તજવો નહિ.—સત્ય, નમ્ર, પ્રિય અને હિતકર વાકય સાધ્વી સ્ત્રીએ બોલવાં. પોતાની બડાઈ અને પારકાની નિંદા કરવી નહિ. પ્રાણી માત્ર ઉપર દયા રાખવી, પરમાર્થે

ઉપર પ્રીતિ રાખવી અને પવિત્ર મનથી રહેવું—સ્વામીને અનુકુળ હોય, દુષ્ટ ભાષિણી ન હોય, ચતુર હોય, સાધ્વી તથા પતિવ્રતા એવા ગુણથી યુક્ત સ્ત્રી સાક્ષાત્ લક્ષ્મી જાણવી. લક્ષ્મી તે લક્ષ્મી નથી, પણ જે પવિત્ર, ચતુર, પતિને અનુકુળ વર્તનારી અને હમેશ મીઠા બોલી સ્ત્રી છે તેજ લક્ષ્મી છે.—જે સ્ત્રી કામકાજમાં કુશળ, ડાહી, પુત્રવાળી, પતિવ્રતા અને પતિ એજ જેના પ્રાણ છે એમ સમજતી હોય, તેજ સ્ત્રી ધર્મચારિણી સમજવી—પતિ બહારથી ઘેર આવે ત્યારે ઉઠી ઉભા થવુ, તે બોલે તે નમ્રતાથી સાંભળવું. તેના પગ તરફ દૃષ્ટિ રાખવી, તેને આસન આપવું, તેની સેવા કરવી, તે સુવે ત્યારે સુવુ અને ઉઠયા પહેલાં ઉઠવું એ ઉત્તમ કુલીન સ્ત્રીના ધર્મ છે—સ્ત્રીએ પિતા, સ્વામી કે પુત્રથી પણ જુદાં થવાની ઇચ્છા કરવી નહિ, કારણ તેમ કરવાથી તે બંને કુળ નિંદાને પાત્ર કરે છે.—પતિ જીવિકા આપીને પરદેશ ગયો હોય, તો સ્ત્રીએ નિયમમાં રહીને જીવવું અને ન આપી ગયો હોય, તો ઉત્તમ શિલ્પાદિ ધધો ઘરમાં મર્યાદાપણે શીયળ સાચવી કરવો, એ ઉત્તમ સ્ત્રીનો ધર્મછે. સાચી પત્ની તેજ કે જે પતિ અને સગાંવહાલાંઓને સુખમાં રાખવાને પોતાની સર્વથી ઉત્તમ ફરજ સમજે છે; પતિને રાજી રાખવામાં પોતાને કાંઇ દુઃખ હોય તે પણ ભૂલી જાય છે; તેજ સ્ત્રીનું ખરૂ બળ સમજવુ.—જે સ્ત્રી પતિના ગુસ્સાની વખતે સામે ન થતાં, તે શાન્ત થતાં સુધી સહન કરી લે છે, તેજ શાન્તમૂર્ત્તિ ઘરને સુખનુ ધામ બનાવી દેવા સમર્થ બને છે—જે સ્ત્રી પતિનાં કરાવેલાં—ઘરેણાં, લુગડાં, પછી તે ગમે તેવાં હલકાં ને ઓછી કીમતનાં હોય, તોપણ તેને પોતાના મનથી અમૂલ્ય અને ઉત્તમ સમજે છે તથા સતોષથી પહેરીને પતિને અધિક સંતોષ પમાડે છે, તેજ પત્ની ખરી અર્ધાંગના અને ઉત્તમ સ્ત્રી છે.—જે સ્ત્રી પતિના મદવાડમાં પોતાને જેટલું દુઃખ લાગે, તેનાથી ઓછું દુઃખ દેખાડે છે અને તેની માવજતમાં પોતાનુ સપૂર્ણ ચિત્ત લગાડે છે, તેજ ઉત્તમ સ્ત્રીનું લક્ષણ છે.—સ્ત્રીએ ગૃહકાર્યનાં કર્ત્તવ્યો કરતાં પતિપ્રત્યેનું કર્ત્તવ્ય ભૂલવું નહિ. પતિ પોતાનાં કામકાજમાં આખો દિવસ મહેનત કરીને સાંજે થાક્યો પાક્યો ઘેર આવે છે, ત્યારે પોતાની સ્ત્રીનું હસતું મુખ જુએ અને પ્રેમથી પરિપૂર્ણ મધુર વાણીથી તેને આદર મળે, એટલે આખા દિવસનો થાક ઉતરી જાય છે. માટે ઉત્તમ સ્ત્રીએ તે પ્રમાણે વર્ત્તિ પોતાનો ધર્મ બજાવવો.—જે સ્ત્રી એમ સમજે છે કે પુરૂષોને પૈસા પેદા કરતાં કઇ મહેનત પડતી નથી, અને અમે ઘરમાં આખો દિવસ વૈતરૂ કરીએ છીએ, આવી રીતે સમજનારી સ્ત્રી ખરેખરી મૂર્ખ સમજવી, કારણ પુરૂષોને પૈસા પેદા કરતાં કેટલી કેટલી જાતની વિટંબનાઓ વેઠવી પડે છે, કેવા પ્રકારની મહેનત કરવી પડે છે, કેવા કેવાં માણસોનાં મન રાખવાં પડે છે, સ્ત્રી, છોકરાંનાં સુખ માટે કેવી કેવી જાતની ચિંતાઓ તેના મન-

માં ધોળાયા કરે છે, વગેરેનું તેવી સ્ત્રીને ભાનજ હોતું નથી; પણ સમજુ સ્ત્રી આવું કદિ મનમાં લાવતી નથી, તે પતિની ઇચ્છાને અનુસરીને હમેશાં વર્ત્તે છે, તેના સુખમાંજ પોતાનું સુખ અને તેના આનંદમાંજ પોતાનો આનંદ માને છે. આવી રીતે વર્ત્તનારી સ્ત્રીનું ઘર ગમે તેવું ગરીબ હોય, તોપણ તે સ્વર્ગના જેવુ સુખ પોતાના પતિને આપી શકે છે અને પોતે ભોગવે છે.—જે પાપાચારી સ્ત્રી પાપ કર્મ કરીને મનમાં સમજે છે કે મારૂં પાપકર્મ કોઇ જાણતું નથી; પરતુ તે દેવતાઓ જાણે છે અને અતરમાં જે આત્મા—પુરૂષ વસે છે તે પણ જાણે છે માટે પાપનો સકલ્પ પણ ન કરવો, પણ પુણ્ય કર્મનો વિચાર કરવો. —સ્ત્રીએ નિયમાનુસારે ધર્માનુષ્ઠાન કરવું, ધર્મ સાધનવિના જીવનની સાફલ્યતા નથી. ધર્મ એજ મૃત્યુના પછી પણ અનુગામી થાય છે. બીજા સર્વનો આ શરીરની સાથે વિનાશ થાય છે. માટેજ પોતાના સહાય વાસ્તે ક્રમે ક્રમે ધર્મનો નિત્ય સચય કરવો.—સ્ત્રીએ શીલવ્રત પાળવું, એ તેનો પરમ ધર્મ છે, તેનો જે ભગ કરે છે, તે સ્ત્રીને દારૂણ યમલોકની પ્રાપ્તિ થાય છે.—જે સ્ત્રી મન, વચન, અને દેહ સયત થઇને સ્ત્રીધર્મ પાળે છે. તે આ લોકમાં શ્રેષ્ઠકીર્ત્તિ અને પરલોકમાં પરમ ગતિને પામે છે.—સ્ત્રીએ નીતિધર્મ પાળી પોતાના જીવનનુ સાર્થક કરવુ એ તેમનુ કર્ત્તવ્ય છે. સ્ત્રીઓને નીતિથી વર્ત્તવા વિષે કહ્યું છે કે—

## ગરબી.

" ઓરા આવો શિવશકર ભોળા "—એ રાગ.

બેનો તમે નીતિ પ્રીતે પાળો, અંગે થકી અવગુણ સહુ ટાળો,
તો નવ જુવો દહાડો દુખવાળો. બેનો ટેક. ૧
નીતી થકી લાજ વધે જગમાં, મળે બહુ માન મહાજનમાં,
નીતી થકી દુખ ન આવે તનમાં. બેનો. ૨
નીતી સમુ સૂખ નથી કાંઈ, વિચારી જુવો નિજ ચિત્ત માંહી;
શોભે ભલી નીતી વાળી બાઇ બેનો. ૩
નીતી તણી સાડી અધિક શોભે, જોઇ જન મન અતિશે લોભે,
બીજું પટ એ સમુ નહિ શોભે. બેનો. ૪
આભૂષણ નીતી તણાં ધારો, કદી નહીં ઉરથી તે ઉતારો;
સફળ થશે તેથી આ જનમારો બેનો. ૫
શોભે સહુ નીતિ થકી નિત્યે, એથી જન માન દિયે પ્રિત્યે;
વીચારી જુઓ બેની ચિત્તે. બેનો. ૬
અનીતીથી લાજ બધે જાશે, જગે અતી ફટફટ તે થાશે;
પ્રભૂ તેના પર ખરો ખીજાશે. બેનો. ૭

માટે નીતિ પાળવી હિતધારી, કદી નવ મૂકવી વીસારી;
હૈયે હરનિશ ગણવી પ્યારી. બેનો. ૮
પ્રભૂ રીઝે રાખ્યાથી નીતી, અથાગ ધરે જનપર પ્રીતી;
સ્થાપે જો હૃદયે સુનીતી. બેનો. ૯
એવી નીતીથી નિત્ય લાભ મળે, સંસારના તાપ તમામ ટળે;
વિનતી જો લલ્લુની ચિતમાં ધરે. બેનો. ૧૦

## સ્ત્રીએસ્વભાવકેવોરાખવો ?

આ સંસારમાં સ્ત્રી પુરૂષના સુખ દુઃખનો અને હૃતેહ અહૃતેહ પામવાનો મુખ્ય આધાર તેમના સ્વભાવ ઉપર રહેલો છે. જેનો સ્વભાવ નમ્ર, ધૈર્યતાવાળો, ક્ષમાશીલ, વિચારશીલ, અને સામા મનુષ્ય પ્રત્યે માયાળુ હોય છે તે સુખી થાય છે. **ભલુ કરવાથીજ ભલુ થાય છે.** એ વચન સત્ય છે. ખુશનુમા ચહેરો, હસમુખો સ્વભાવ, રૂડી વિવેક બુદ્ધિ ધર્મપર આસ્તા, સ્વર્ગની પ્રાપ્તિની આશા, દુશ્મનો પ્રત્યે દયાભાવ, એ સર્વ ઉત્તમ જીંદગી કરવાના ઉપાયો છે. આવા ઉપાયો છતાં જે મનુષ્ય શોક સંતાપ સાથે સ્નેહ બાંધે છે, તે હાથે કરીને દુઃખને પસંદ કરે છે. પોતાની જીંદગી ઉત્તમ કે કનિષ્ઠ કરવી એ પોતાના હાથમાં છે. તેમાંથી સુખ કે દુઃખ મેળવવુ એ ઘણેભાગે આપણા ઉપર આધાર રાખે છે. સુખી કે દુઃખી થવાની ટેવ પાડવી એ આપણી પસંદગી ઉપર છે.

**હસમુખોસ્વભાવ**—આસ્વભાવ ઘણો ઉત્તમને ઉપયોગી છે. જો કે ઘણેભાગે આ સ્વભાવ મૂળ પ્રકૃતિ ઉપર આધાર રાખે છે, પણ તેને બીજી ટેવની પેઠે કેળવી શકાય છે. હસમુખો આનંદી સ્વભાવ જીંદગીના ઉપયોગનું મોટું સાધન છે અને સદાચરણનો મોટો રક્ષક છે. આ સ્વભાવવાળી સ્ત્રી ઘણા માણસને પોતાની તરફ આકર્ષી શકે છે અને ધારેલુ કાર્ય પાર મૂકવા સબળ થઈ શકેછે. હસતા મુખવાળી સ્ત્રી જે ઘરમાં હોય તેને ઉત્તમ સુખ છે. જેના મન ઉપર નાની નાની નિરાશાઓની અસર થતી નથી, જેનો સ્વભાવ, ચાલ ચલણ અને નીતિ એ સર્વ ધનવાન છતાં જરા પણ બગડતાં નથી; એવી સ્ત્રી મોટા દુઃખને વખતે પણ સુખનો પ્રકાશ કરી દે છે—સ્ત્રીના હસતા મુખની, તેના કામકાજની ચાલચલણની અને દેખાવની જાદુઇ અસર આસપાસને લાગ્યા વગર રહેતી નથી. એવી સ્ત્રીનાં બાળકો જ્ઞાન મેળવવાની ખરી ઇચ્છાથી આનંદ પામી રોજ

નિશાળે જાય છે. તેનો પતિ ધંધામાં ફતેહ મેળવવાની ઈચ્છાથી જાય છે અને આખો દિવસ કામ કરીને બીજા લોકોથી ગમે એટલો કટાળેલો અને હેરાન થયેલો હોય છે; તોપણ તેના મનમાં પોતાની આરામ આપનારી સ્ત્રીની હાજરી પ્રકાસ્યા કરે છે. ઉત્તમ માયાળુ મનની હસમુખી સ્ત્રી ઉદ્યોગમાં લાગેલા પતિના બળને વધારી તાજુ કરે છે. જો તમે હસતા મુખના, માયાળુ મનના અને સારી રીતે ધંધે રોજગારે લાગેલા પુરૂષને જોશો, તો તમને દશમાં નવ દાખલા ઉપરથી જણાશે કે તેને ઉપર જણાવેલા ગુણવાળી સ્ત્રી હોવી જોઈએ.

**આનંદીસ્વભાવ**—એ પણ સ્ત્રીઓની અંદર ઘણો અગત્યનો ગુણ છે. આ સંસારમાં જે લાલચો ફસાવે છે, તેને જીતવાનું ઉત્તમ સાધન આનંદી સ્વભાવજ છે. સદ્‌ગુણરૂપી રોપાને ઉછેરવા માટે એજ ઉત્તમ પ્રકારની જમીન છે. જેનાથી અંતઃકરણને તેજ મળે છે, તે ગુસ્સાને ઢીલો પડવા દેતો નથી; એટલુંજ નહિ પણ તે દાન ધર્મની દોસ્ત, ધૈર્યની ધાવ અને ડહાપણની માતા છે. તથા બુદ્ધિ અને નીતિનું ઉત્તમ પ્રકારનું પુષ્ટીકારક ઔષધ છે ડૉ. **માર્શલ હૉલે** તેના એક દર્દીને કહ્યું છે કે,—" સઘળા ઉત્તેજક ઓષડોમાં સૌથી સરસ દવા આનંદી સ્વભાવ છે. " **સુલેમાને** પણ કહ્યુ છે કે,—" ખુશ મિઝાજની તબીયત દવાની માફક ફાયદો કરે છે " માટે સ્ત્રીએ આનંદી સ્વભાવ રાખવો જોઈએ. આનંદી સ્વભાવનો સાચો પાયો પ્રેમ અને ધીરજ ઉપર છે. માટે એ ગુણોવાળા પણ થવું જોઇએ **પ્રેમીસ્વભાવ**—આની અંદર બીજાને પોતાની તરફ ખેંચવાનો મોટો ગુણ રહેલો છે. " પ્રેમ આપવાથી પ્રેમ લેવાય છે. " આપણે કોઇના ઉપર પ્રેમ કરીએ, તો તે આપણા ઉપર પ્રેમભાવ બતાવ્યા વગર રહેશે નહિ. પ્રીતિ પ્રીતિને જાગૃત કરે છે અને પ્રીતિભરેલા માયાળુપણાને પેદા કરે છે. તે પ્રીતિ બીજાઓને માટે આશા ભર્યા અને સખાવતના વિચારોને જન્મ આપે છે. પ્રેમ અને દયાશીલ, સુશીલ અને સત્યમય હોય છે. પ્રીતિ સારી વસ્તુને પીછાણી શકે છે; પ્રીતિ હરેક વખતે સૌથી ઉજવળ બાજુ ભણીજ જુએ છે અને તેનું મુખ હમેશાં સુખ તરફવળેલુ હોય છે પ્રીતિ સુખકારક વિચારોને ઉત્તેજન આપે છે અને આનંદ–લહેરમાં રમણ કરે છે પ્રીતિ કંઈ ખર્ચ માગતી નથી, તોપણ તે અમૂલ્ય વસ્તુ છે. આ ગુણ ઘણોજ મહત્તા ભરેલો છે. **ધૈર્યતાવાળોસ્વભાવ**—જે આપણા જીવન સુખનું અને જીવન—જયનુ એક મુખ્ય કારણ છે, તેની પણ ઘણી અગત્ય છે. આ સ્વભાવની સાથે આનંદી સ્વભાવ પણ હોય છે. **જૉર્જહરબર્ટ** કહે છે કે;—" જેની ઈચ્છા એવી છે કે, બીજાઓએ મારી સેવા કરવી, તેણે ધીરજ રાખવી જોઇએ. ધૈર્યતા સઘળા કાર્યને હાથ કરશે. " વિદ્યા–શાસ્ત્રના મહાત્માઓ ઘણેભાગે ધીરજવાળા, મહેનતુ અનેખુશ મિજાજી હોય છે. **ગાલિલીઓ** અને **ન્યૂટન** વગેરે. તેમજ

**સીતાજી, દમયંતિ અને દ્રોપદી** વગેરે એવા સ્વભાવવાળાં હતાં. તેમને માથે મોટાં સંકટ આવી પડ્યાં હતાં; તોપણ તેમણે સ્વસ્થ મનથી સઘળું સહન કર્યું હતું. ખરેખર દુઃખને વખતેજ આ ગુણની પરીક્ષા થાય છે, અને તેમાં ફતેહ પામી કીર્તિ સંપાદન કરે છે. તેની સાથે સ્ત્રીએ માયાળુ સ્વભાવ પણ રાખવો જોઇએ.

**માયાળુસ્વભાવ**—એ ગુણ મનુષ્યને પોતાની તરફ ખેંચે છે. તેવા સ્વભાવવાળી સ્ત્રી જ્યાં જાય છે, ત્યાં માન ભરેલો આવકાર મેળવે છે. માયાળુપણું સામા માણસમાં પણ માયાળુપણું ઉત્પન્ન કરે છે. માયાળુપણું કઠોર વચન કરતાં વધારે ખરચ માગતાં નથી. માયાળુ વચનથી માયાળુ કૃત્યો થાય છે અને તેનું મિષ્ટ ફળ—સુખ મળ્યા વગર રહેતુ નથી. માયાળુપણ જગતમાં એક મોટી સત્તા છે. ફ્રેંચમાં કહેવત છે કે,—"**માણસોમીઠાશથીવશથાયછે.**" માયાળુ લાગણીનાં માણસો સંસારનાં કામ કરવામાં ચચળ હોય છે અને ફતેહ પામે છે. માયાળુ ભરેલાં વચનો બોલવામાં કીમત બેસતી નથી, તેનો ઉચ્ચાર કરતાં વાર લાગતી નથી, અને મીઠાસ ભરેલાં વચનો બોલવામાં જીભને, હોઠને કે શરીરને કોઇપણ પ્રકારનું દુખ થતુ નથી માટે સર્વ સાથે માયાળુપણાથી સાલસપણે વર્ત્તવાનો સ્વભાવ રાખવો જોઇએ **સાલસસ્વભાવ**—એ ગુણ સ્ત્રીઓએ ધારણ કરવો જોઈએ. એ ગુણ વિના કોઇ પણ ઘરસુખી થતું નથી. એ ગુણ ફુલોની પેઠે આપણને ખુશ કરે છે, પતિ કામથી થાકેલો ઘેર આવે, ત્યારે સાલસ સ્વભાવની સ્ત્રીના ધીમા સાદના ખુશી ભરેલાં વચનો કેવાં મીઠાં લાગે છે ? તે તેને આરામ અને સુખ આપે છે. તેથી તે સુખી થાય છે અને જીંદગીના દુઃખ ભૂલી જાય છે. સાલસ સ્વભાવથી આખા કુટુંબ ઉપર સારી અસર થાય છે. ખૂબસુરતી કરતાં તે માણસને વધારે વશ કરે છે અને જીંદગીની આખર સુધી તેનુ બળ રહી જાય છે. **સત્યબોલવાનોસ્વભાવ**—સ્ત્રીઓને તે ઘણોજ કીમતી ગુણ છે. સત્ય બોલનારનો સૌ ભરૂસો કરે છે, તેનો સર્વ કામમાં જય થાય છે. સૌ લોકો તેનાપર વિશ્વાસ રાખે છે અને આ લોકમાં સુખ અને પરલોકમાં પણ કલ્યાણ થાય છે. માટે સત્ય બોલવાનો સ્વભાવ રાખવો, પણ અસત્ય જૂઠું બોલવાનો સ્વભાવ રાખવો નહિ. જૂઠું બોલવું એ સૌથી નીચ ગુણ છે. તે માણસને અંતે બગાડે છે અને નાશ પમાડે છે. સ્ત્રીમાં તે ગુણ હોવો મહા કમકમાટ ભરેલો ને નુકશાનકારક છે. તેથી તે પોતાનું વજન હલકું કરેછે, પછી તેના સાચા બોલવાપર પણ પતિને કે બીજાને ભરૂસો રહેતો નથી અને ધીરે ધીરે ધિક્કારને પાત્ર થાય છે. પતિ પત્ની વચ્ચે પ્રીતિની ગાંઠ તૂટી જાય છે. પાપ અને દુઃખનાં મોજાં ઘરના પવિત્ર સુખ ઉપર ફરી વળે છે. માટે સત્ય બોલવાનોજ સ્વભાવ રાખવો. તેની સાથે સ્ત્રીઓએ નમ્રતાનો ગુણ પણ

ગ્રહણ કરવો જોઇએ. **નમ્રસ્વભાવ**—આ ગુણથી મનુષ્યનું મન વશ થાય છે, પણ કઠોરતાથી થતું નથી જેમ પાણી અગ્નિના કોપને ટાઢો પાડે છે, તેમ નમ્ર વચન ક્રોધને શાન્ત પાડે છે, માટે નમ્રતા રાખી સર્વ માણસો જેમ પોતાનાંજ હોય, તેની પેઠેજ તેમની સાથે વિવેકથી બોલવુ ચાલવુ. સર્વેની સાથે પરમાર્થી લાગણી ધરાવવી. **પરમાર્થી—પરગજુ સ્વભાવ**—આ સ્વભાવવાળા મનુષ્યો પોતાના સુખમાં વધારો કરે છે જે પ્રમાણમાં બીજાને સુખ આપે છે, તેના પ્રમાણમાં તે પોતાના સુખનો પણ ખજાનો વધારે છે. ઉદાર દીલનાં માણસો આ પારકો અને આ પોતાનો વિચાર લાવતાં નથી. તેને તો આખી પૃથ્વી પોતાનું કુટુંબ અને આત્મબધુ છે, વગેરે વિચાર કરી તન, મન અને ધનથી શક્તિ પ્રમાણે પરમાર્થ કરતા રહે છે, ભૂખ્યાને અન્ન, તૃષાતુરને જળ, રોગીને દવા અને આશ્રય વગરનાને ધર્મશાળા વગેરે રીતે પોતાના દ્રવ્યનો સુઉપયોગ કરે છે. તેમજ સર્વ પ્રાણીઓને અભય અને દુ ખમાં સહાયતા આપે છે. પરોપકાર સમાન એક પણ પુણ્ય નથી. માટે સુજ્ઞ સ્ત્રીએ આવો સારો સ્વભાવ ધારણ કરવો જાઈએ કદી પણએકલપેટાપણુ રાખવુ ન જોઇએ **એકલપેટાપણું અને શકાશીલત્વ**—આ સ્વભાવ મનુષ્યોને ઘણો હાનિકારક છે. આ સ્વભાવના મનુષ્યોને પોતાની જાત સિવાય બીજું કોઇ પણ વ્હાલુ હોતુ નથી. આવા સ્વભાવનાં મનુષ્યોને તો જગતના રખડતાં મનુષ્યો સમજવાં જોઇએ **અહભાવ, શંકાશીલત્વ અને એકલપેટાપણુ**-આ સ્વભાવ જો માણસની જીદગીના સોબતી થાય, તો તેઓ મહાદુ ખદાયક થઇ પડે છે માટે આવો સ્વભાવ ગ્રહણ કરવો નહિ. **ફિકર—ચિંતા—**વાળો સ્વભાવ પણ હાનિકારક છે. તેમા જીવ રાખ્યાથી મનમાં તે મોટુ રૂપ પકડે છે દુનિયામાં કટાળીને કાયર થઇ જઇએ છીએ, તેનું ખરૂં કારણ માની લીધેલું દુ ખ છે, ફિકર ચિતાથી તન, મન પ્રતિદિન નબળાં પડતાં જાય છે. તેથી સઘળુ સુખ અને મનની શાતિ નાશ પામે છે માટે આવો, હાનિકારક સ્વભાવ ગ્રહણ કરવો નહિ, પણ સદા આનદમાંજ રહેવુ. **ક્રોધીસ્વભાવ**—એ મહાહાનિકારક છે. ક્રોધ એ મનુષ્યને વગર અગ્નિએ બાળે છે. અનેક સુકૃત્યને નાશ પમાડે છે, અને દુ ખ સાગરમા ઝીપલાવી દેછે, આવા સ્વભાવનુ મનુષ્ય કોઇને વ્હાલુ થતુ નથી, તેવા આવેશમાં શુભાશુભનુ ભાન રહેતું નથી અને તેથી અને પસ્તાવાનુ કારણુ ઉત્પન્ન થાય છે. માટે ક્રોધ ન કરવાની ટેવ પાડવી જોઇએ નજીવી કે સહજ વાતમાં ખીજવાઈ જવું નહિ, સહન શીલતા રાખવી, ખમવાની અને ખામોશ રાખવાની ટેવ પાડવી જોઇએ. **આશારાખવી**—આ સ્વભાવ પણ ઘણો ઉપયોગી છે. બધાં સુખ, અને બધા દિલાસામાં મુખ્ય સુખ અને છેવટનો મુખ્ય દિલાસો આશામાંછે. આશાએ ગરીબનો મોટો મદદગાર છે, અને તે ગરીબ માણુસનો રોટલો છે. આશાથી-

જ મનુષ્ય મહાન્ કાર્યોનો આરંભ કરે છે અને અપાર યત્ને પાર મૂકે છે. માટે આશા એ ઉત્તમ ગુણ છે, અને તે ગ્રહણ કરવા લાયક છે. આ સર્વે ઉપરથી સિદ્ધ થાય છે કે સ્ત્રીઓએ આવા ઉત્તમ સ્વભાવવાળાં થવુ જાઇએ. જેનાથી ઉત્તમ પ્રકારના સુખની પ્રાપ્તિ થશે.

## સ્ત્રીએરીતભાતકેવીરાખવી ?

આ સંસારમાં સ્ત્રીના સારા નરસાનો આધાર તેની રીતભાત ઉપર છે. સારી રીતભાત એજ સ્ત્રીને પોતાનાં કાર્ય સિદ્ધ કરવામાં મોટી સહાયતા છે; તે વગર નિષ્ફળ થાય છે રીતભાત એ સ્ત્રીની અંદરની પ્રકૃતિનું બહારનું સ્વરૂપછે. તેના ઉપરથીજ તેની રેણી, શોખવૃત્તિઓ અને સ્વભાવ જણાઈ આવે છે. એટલુંજ નહિ પણ તે કેવી સોબતમાં રહે છે, તે પણ દર્શાઇ આવે છે. જેનાં અંતઃકરણની વૃત્તિઓમાંથી ઉત્તમ રીતભાત સ્ફુરે છે, તેવી સ્ત્રીને તે કાંઈ ઓછા સુખનુ સાધનન સમજવુ. એ રીતે જોતાં અંતઃકરણની વૃત્તિ, તે તેની સ્વાભાવિક શક્તિઓએ મેળવેલી કેળવણીના જેટલીજ અગત્યની છે, એટલુંજ નહિ પણ તે સ્ત્રીની રૂચિ અને લક્ષણો ઘડવામાં ઉપયોગી થઈ પડી રસ્તે ચઢાવે છે. તેથી વિવેક, વિનય, અંતર્દષ્ટી અને શાણુપણુ આવે છે. સારી રીતભાત એટલે બીજી સ્ત્રી કે પુરૂષ માટે જે અંતરૂથી દરકારવાળી લાગણી થઇ હોય, તેને બહારનાં ચિન્હોથી બતાવવું તે. રૂડી રીતભાત—એટલે સારૂં વર્તન. રૂપાથી પૂતળી અને આનંદ આપે એવી તસવીરો કરતાં સારી રીતભાતથી ઉત્તમ આનંદ પ્રાપ્ત થાય છે

સ્ત્રીએ શરીર અને મનની અનેક પ્રકારની શ્રેષ્ઠતા સંપાદન કર્યા છતાં કેટલીક બહારની રીતભાતે એવી જાડી અને જંગલી જેવી હોય છે કે, તેમના ઉત્તમ ગુણો લોઢાની પેટીમાં રાખેલા સુવર્ણની પેઠે કવચિતજ જણાઇ શકે છે. બહારની રીતભાતથી પોતાની અંદરની ઉત્તમતા સહેજે જણાઈ આવે, એવી વર્તણુક રાખવાની જરૂર છે. સારી રીતભાત એ ઉત્તમ કેળવણી, ઉત્તમ કુલ અને ઉત્તમ કુશલતાની નિશાની છે. જો કે કેટલીકવાર દુષ્ટ સ્ત્રી બહારના ડોળ ડમાકથી બીજાને છેતરી શકે છે, પણ તેનો ઢોંગ લાંબો ટકતો નથી જે ખરેખરી ઉત્તમ સ્ત્રી છે તેની રીતિ કૃતિ સ્વભાવિક રીતેજ સરળ હોય છે. કેટલીક એવી હોય છે કે સામાને ઉપકાર કરે, પણ ઉપકાર પામનારને માઠુ લાગે; તેમ બીજી કેટલીક એવી પણ હોય છે કે જે માગેલા ઉપકારની ના પાડે, તોપણ સામાને રાજી કરીને રજા દે છે. આ બંને સ્ત્રી બહુ સારી હોય, પણ તેમનામાં જે અંતર

પડયો તે માત્ર તેમની રીતભાતની કેળવણીને લીધેજ છે; જેનામાં ઉત્તમ પ્રકારની સદ્દવૃત્તિ રાત દિવસ રમી રહી હોય છે, તેનામાં ઉત્તમ પ્રકારની રીતભાત પણ સહજ આવી રહેલી હોય છે. બહારની રીતભાત સારી રાખવી એનો અર્થ એવો નથી કે અંદર તેવો વિચાર ન હોય, તોપણ બહારથી ગમે તેવું ડોળકરી બતાવવું. રીતભાતમાં પણ એવો નિયમ છે કે, રીતથી અંતરૂની સદ્દવૃત્તિ સિદ્ધ થઇ શકતી હોય તેજ ઉત્તમ ગણાય છે.

રીતભાતનો મુખ્ય નિયમ એ છે કે;—અંતરની સદ્દવૃત્તિને બહારના આચારમાં જણાવવી એવી રીતે જણાવવામાં જરા પણ કૃત્રિમતા આવી જવી ન જોઇએ. જે થાય તે બધુ સહજ રીતેજ થવુજ જોઇએ, અને તેમ કરવામા જરા પણ છૂપો સરખોએ પ્રયાસ પડતો હોય એમ જણાવું જોઇએ નહિ. આટલી વાત લક્ષમાં રાખવાથી ઘણીક ઉત્તમ રીતભાત શીખી શકાશે. સારી રીતભાતમાં શરીર, મન, અને વાણી એ ત્રણેને સંભાળવાનાં છે. સર્વથી પહેલી વાત તો એજ છે કે એ ત્રણે એક સરખી રીતે સાથેજ ચાલવાં જોઇએ. **શરીરનીરીતભાત**-એક પણ લહેકો, કે તેના ઉપરનાં ઘરેણાં કે પોશાખ, તેમાંની એક પણ વસ્તુ એવી નથી કે જે તે શરીર, અને મનની અવસ્થા વિષે પણ કાંઇ સૂચના કરી શકે નહિ. શુદ્ધ વૃતિવાળી સ્ત્રીએ શરીરને બહુ સ્વચ્છ રાખવુ, અને કોઇ સ્થળે બેઠાં કે ઉભાં હોઇએ, ત્યા શરીરના અવયવોને સહજરીતે સુખ પડે તેવી સ્થિતિમાં રાખી, હાથથી કે પગથી કશા આળસવાળા ચાળા કર્યા કરવા નહિ. શરીર ઉપર ઘરેણાં, લુગડાં આછાં પાતળાં મળે તેવાં પહેરવાં, પણ તેમને અત્યત સ્વચ્છ રાખવાં, અને એવાં ઠાઉકી રીતે ગોઠવીને કાળજીથી પહેરવાં કે તેમાં પહેરનારની ચતુરાઇ અને કાળજી રાખવાની ટેવ સહજ જણાઇ આવે. ઘરેણાં લુગડાં પહેર્યા પછી તેમને કોઇ જુએ તો ઠીક, એવી ઇચ્છાથીજ બહાર પડતાં રાખવાં નહિ, તેમ ઘરેણાં લુગડાં પહેરી તેના સામુ જો જો કરવું નહિ, લુગડાના રગમાં ને ઘાટમાં તથા ઘરેણાના ઘાટમાં પણ ઉચા વર્ગના લોક જેવું પહેરતાં હોય તેને અનુસરવુ અને છત પ્રમાણે આછુ પાતળુ વાપરવુ.

**મનનીરીતભાત**-શરીર પછી મનની સભાળ રાખવાની છે. કોઈ ઠેકાણે વાતચિતમાં અથવા વ્યવહારમાં વિના કારણ, આપણુ મન સામા સાથે અપ્રસન્ન છે એમ જણાવવાની ટેવ સારી નથી. આપણને પોતાને દુઃખ હોય તો તે બીજાના ઉપર નાંખવાનો આપણને હક નથી ગમે તો તે સમયે સ્ત્રીમડળ ભેગુ થઇ બેઠુ હોય તેમાં ન બેસવુ એજ વધારે સારૂ છે, પણ બેસવું પડે તો તે મડળીના ચાલતા આનદમાં આપણી અપ્રસન્નતાથી વિઘ્ન કરવું એ નઠારા સ્વભાવનું લક્ષણ છે. સારી સોબતમાં બેસવુ અને તેમાં જે પ્રસગ ચાલતો હોય તેમાં ભળી જવું. કોઇ સારી સ્ત્રી વખતે કાંઇ ભૂલ કરે, તો તેમની ભૂલ સુધારવા બહુ પ્રીતિને ન-

રમાથથી વાત કરવી, પણ તે સ્ત્રીનુ મન ભગ થાય તેવો કશો ઘાટ કરવો નહિ. સામુ માણસ વાત કહેવા માંડે કે તે સાંભળવી નહિ અને વચમાં પોતાની મોટાઇની વાતો ગોઠવવી કે આડો લવારો કરવો એ ઘણું હલકાઇનું કામ છે; તેમ વાત કહેવામાં પણ પોતેજ બધી વાત કહે કહે કરવી અને બીજાને બોલવાનો વખતજ આપવો નહિ એ પણ નઠારી ટેવ છે. વાત કહેવી અને સાભળવી તેમા સર્વે સ્ત્રીઓ ભાગ લે તેમ કરવુ, પણ આપણેજ સર્વમાં હોશિયાર છીએ એમ જાણી, ગમે તેવો લવારો કરી બીજાને બોલવા ન દેવાં એમ કદી પણ કરવુ નહિ. વળી વાત કરવામાં પણ જે વિષયનુ પોતાને જ્ઞાન ન હોય, તો તે વિષય ડોળવા બેસવું નહિ જે વાતની પોતાને ખબર ન હોય તે વાત સ્પષ્ટ કહી દેવી કે મને ખબર નથી. તેમ સ્ત્રીમડળમા કોઇનુ મન દુઃખાય અગર ત્યાં કોઇ ન હોય તેનુ પણ મન દુ ખાય એવુ કશુ કરવું નહિ. ઘરમાં કે બહાર ગમે ત્યાં પણ તમારી શક્તિ પ્રમાણે અને નીતિ પ્રમાણે બીજાને ઉપયોગી થવામાં સર્વદા આગળ રહેજો. સર્વ પ્રકારે નમ્રતા રાખવી બહુ સારી છે, પણ જયાં આગળ તમે કશા હિસાબમાં નથી એમ મનાતું હોય, ત્યાંથી સર્વદા દૂર રહેવામાં શોભા છે.

**વાણીનીરીતભાત**–આ રીતે શરીરની અને મનની રીતભાત ઉપરાંત વાણીનીરીતભાત ઉપર પણ ઘણુ લક્ષ આપવાનુ છે શરીરની કઢગી રીતથી કે મનના સાંકડાપણાથી એટલી બધી હાનિ થતી નથી, તેટલી વાણીથી થાય છે. તરવારના ઘા રૂઝાય છે, પણ વાણીના ઘા રૂઝાતા નથી, એટલુજ નહિ પણ તે જીવતા સુધી સાંભળે છે. માટે એવો નિયમ રાખવો કે,—જરૂર જેટલુજ બોલવુ, પૂછે તેનોજ ઉત્તર આપવો, અતિશય લવલવ કર્યા કરવી નહિ, બોલવુ તેમા પણ જે સાર હોય તે થોડા શબ્દોમા સમાવી દેવો સાભળેલી અગર અનુમાનથી કલ્પેલી વાતને જાણુતા હોઇએ તે કરતાં ઓછી કહેવી જે નિશ્ચય વાત જાણુતા હોઇએ અને પ્રત્યક્ષ જોઈ હોય તે યથાર્થ કહેવી જે બોલવુ તે સ્પષ્ટ રીતે બોલવું, પણ ગાળા ચાવી ચાવીને સામાને શકા પડે એવી રીતે બોલવુ નહિ. વાણી એવી રાખવી કે જેથી સર્વને પ્રીતિ થાય, એક પણ કડવો શબ્દ તેમા વાપરવો નહિ. કડવામાં કડવી વાત પણ મીઠી રીતે કહેવી. બોલવામાં હલકી સ્ત્રીઓ જેવા શબ્દો વાપરે છે તેવા શબ્દો વાપરવા નહિ, કેમકે તેથી તમારી સોબત હલકી છે એમ સાબિત થાય છે અને તેથી તમે સારા મનુષ્યને વિશ્વાસને પાત્ર થતાં નથી. કોઈને ગાળ દઇને બોલાવવુ નહિ. સારી સદ્દગુણી સ્ત્રી કદાપિ પણ સોગન ખાઈ ને વાત કરતી નથી. સોગનખાઇને વાત કરવાની ટેવ હોય તે કાઢી નાખવી. કોઇની નિંદા કે કોઇની કાંઇ ખોડનો ઇશારો આવે એવુ પણ બોલવું નહિ. સ્વભાવિક રીતે જેવુ બોલી શકતાં હોઈએ તે કરતાં વધારે ચીપી ચીપીને કદાપિ પણ બોલવું નહિ તેમ અસભ્યપણે કે તોછડાઇથી પણ બોલવુ નહિ. કોઇને દુઃખ લાગે એવાં કડવાં

વેણ બોલવાં નહિ, પણ હમેશાં મીઠાશ ભરેલાં વચનો બોલવાં. હલકામાં હલકા મનુષ્યને પણ ધિક્કારવું નહિ, કોઇનું અપમાન થાય એવું કરવું કે બોલવું નહિ, તેમ કોઇની પણ ખુશામત કરવી નહિ. સાધારણ ગરીબ અને શ્રીમંત એ સર્વની સાથે મળતાવડાપણાથી વર્તવું. જો તમે માન મેળવવા ચાહતાં હો તો બીજાને તમે માન આપો, અને તેમની વાત ધીરજથી સાંભળો. બીજાની વાત ધીરજ રાખી કાન દઇ સાંભળવી એ પણ તેને માન આપ્યા બરોબર છે અને તેથી પોતે પણ માન મેળવે છે. મોજને ખાતર પણ મશ્કરીમાં અસભ્ય વચનો બોલવાં નહિ. પદવી, કુળ, પૈસા કે જન્મભૂમિનો અહંકાર દર્શાવવો નહિ. પોતાનાં પરાક્રમ કે ધંધાનો પણ અહંકાર કરવો નહિ. મર્યાદશીલ, નિરાભિમાની અને નિર્દંભી રહેવું, પતરાજ કરવા કરતાં કામ કરી બતાવવામાં, ગપાટા મારવા કરતાં ધાર્યું કામ પાર મૂકવામાં પોતાના સુલક્ષણનું સ્વરૂપ બતાવી દેવું મનપર અંકુશ રાખવો. સારી રીતભાત અથવા સૌજન્યતા ઉચ્ચ કુળમાં જન્મવાથી, સારી રીતે ઉછરવાથી, અને ચઢતા દરજ્જાના માણસોમાં ફરવાથી આવે છે. માયા ભરી મનોવૃત્તિ, સહૃદયતા અને તેજસ્વિ ચેતન શક્તિ જોડાયેલાં હોય, તો છેક ગરીબ સંસારને પણ તે શ્રેષ્ઠ કરીને દીપાવી મૂકે છે. સારી રીતભાતથીજ સ્ત્રી દીપી નીકળે છે અને કઠોર સ્વભાવ અને તોછડાઇ ભરેલી રીતભાતથી ધિક્કારને પાત્ર થાય છે. માટે સુજ્ઞ સ્ત્રીઓએ સદા શરીર, મન અને વાણીથી વિવેક, વિનય, નમ્રતા, મીઠાશ ભરેલાં વચનો, મર્યાદશીલ, સભ્યતા, અને માયાળુંપણું વગેરે સદ્વર્તનવાળી રીતભાત રાખવી સારી રીતભાતથી તમોને સૌ કોઇ ચાહશે, માનશે, પ્રીતિ બતાવશે અને પૂજ્યભાવ જણાવશે અને તેથી તમો સુખી થઇ ધન્યતાને પામશો.

## સ્ત્રીએ સહવાસ કેવો રાખવો ?

આ દુનિયામાં જન્મી સ્ત્રીએ જો શ્રેષ્ટ ગણાઇ મહાનપણાને પામવું હોય, તો તેમણે સારી સ્ત્રીઓના સહવાસમા રહેવું જોઇએ. સારા સહવાસમા રહેવાથી મનુષ્યના મનમાં સારા વિચાર આવે છે. કપટી ચોરટી, લુચ્ચી, દારૂડી, દુરાચરણી દગલબાજ, નિંદાખોરી, ખટપટી, વઢકણી અને અદેખી, વગેરે દુર્ગુણી સ્ત્રીના સહવાસથી ગમેતો નિર્મળ મનની સ્ત્રી હશે, તોપણ તેના જેવી ગણાશે, એટલુંજ નહિ પણ તેમના દુર્ગુણોની થોડી ઘણી પણ અસર થયા વગર રહેશે નહિ. તેમજ સદાચરણી સ્ત્રીના સહવાસમાં તેમની ગણના સારાપણામાં થશે, એટલુંજ નહિ પણ તેમના શ્રેષ્ટ ગુણોની સારી અસર

થયા વગર રહેશે નહિ, કેમકે મનુષ્ય જેવા સહવાસમાં રહે છે, તેવી તેની અસર તેના આચરણના બધારણ ઉપર થયા વગર રહેતી નથી, કારણ કે મનુષ્ય મૂળથીજ નકલી પ્રાણી છે. તે જેના સહવાસમાં આવે છે, તેમની રીતભાત, બોલવા ચાલવાની ઢબ; હાથ અને મોંના ચાળા અને વિચાર કરવાની ટેવની થોડી ઘણી પણ અસર થયા વગર રહેતી નથી. જે માણસો કેટલાંક વર્ષ સુધી એક ઘરમાં સાથે રહ્યાં હોય છે, તેઓ ધીરે ધીરે એક બીજાનાં જેવાં બની જાય છે, તે એટલે સુધી કે લાંબી મુદતે તેમને જુદાં જુદાં ઓળખી શકીએ નહિ. જૉર્જહરબર્ટે કહ્યું છે કે;—" તમે સત્સમાગમ રાખશો, તો તમે પણ તેવાંજ ગણાશો." જૉર્જહરબર્ટની મા પોતાના દીકરાઓને સુરસ્તે દોરવાને માટે વારવાર કહેતી કે; —"આપણે જેવા ખોરાક ખાઇએ, તેવુ પોષણ આપણા શરીરને મળે છે; તેવીજ રીતે સારાં નરસાં માણસોની સાથે વાતચિતનો વ્યવહાર રાખવાથી અને તેમનો દાખલો નજરે જોવાથી આપણો આત્મા પણ સદ્‌ગુણનો અગર દુર્ગુણનો પાસ એ માલૂમપણે ગ્રહણ કરે છે " માટે સારા સોબતીઓના ખરેખરા ઉત્તમ ગુણો હોય તેજ લેવા. તેમનો વિવેક, તેમની ચાલ, તેમના મધુર શબ્દ, અને તેમની વાતચિત કરવાની ઉત્તમ ઢબ ગ્રહણ કરવી; પણ તેમનામાં કાંઇ દુર્ગુણ હોય તે ગ્રહણ કરવા નહિ. **સોબત તેવી અસર** એ કહેવત પ્રમાણે—સુઘડ ફુવડની સાથે, મર્યાદશીલ લપટની સાથે, ક્રોધી શાન્તની સાથે અને વિદ્વાન મૂર્ખની સાથે સ્વાભાવિક રીતે મેળાપ રાખી શકશે નહિ, પણ કદી જવા આવવાનો સબંધ થઇ જાય છે, તો તેના આચરણ અધમ થયા વગર રહેતાં નથી. એવા માણસોની સાથે વાતચિત પણ ઘણી નુકશાન કરેછે. તેથી કદી તરત ખરાબ અસર થશે નહિ, પણ તેનાં બીજ મનમાં રહી જાય છે અને એવી વાતોના કરનારા પાસેથી તેની વાતો પણ સાથે ચાલી આવે છે—તેનાં ખરાબ અંકુર ભવિષ્યમાં ફુટયા વગર રહેતાં નથી. સદ્‌ગુણી સ્ત્રી પુરૂષનો સહવાસ થતાંજ આપણે તેને ચાહીએ છીએ, માન આપીએ છીએ, અને તેનાં વખાણ કરીએ છીએ, પણ દુર્જન સ્ત્રી પુરૂષને જોતાંજ તેનાથી દુર રહેવાની ઇચ્છા થાય છે અને તેમને દેખી આપણા મનમાં ત્રાસ છુટે છે; એટલુંજ નહિ પણ એવાં સ્ત્રી પુરૂષ સાથે વાત કરવી એ પણ ભયકર નુકશાન જેવી લાગે છે. એક વિદ્વાને કહ્યું છે કે;—" ઉચ્ચસદ્‌વૃત્તનીય સ્ત્રી પુરૂષો સાથે તમે રહો, તો તમે જાણેનીચેથી ઉંચે ચઢતા હો અને તમારામાં જાણે જ્યોતિ–પ્રકાશ પડતો હોય એમ તમને લાગશે, " કવિએ કહ્યું છે કે;—

કદાપિ કાળીયા કનેજ, ધોરિ ધોળિયો વસે;
વળે ન વાન તોય, સાન સગ જેવી શીખશે.

સદ્‌ગુણીની સોબતથી સદ્‌ગુણની અસર થાય છે અને દુર્ગુણીની સોબતથી

દુર્ગુણની અસર થાય છે. માટે દુષ્ટ દુરાચારી સ્ત્રી પુરૂષની કદી પણ સોબત કરવી નહિ. જેવી સગત તેવુ ફળ મળ્યા વગર રહેતુ નથી. સ્વાર્થી માણુસો સાથે વ્યવહાર રાખ્યાથી પણ ઘણુ નુકશાન થાય છે. કારણુ કે એવા સહવાસથી મન કઠોર, સુસ્ત, ભેદવાળુ અને એકલપેટુ થઈ જાય છે તેથી ખરી માણુસાઈ અને ઉત્તમ આચરણુને થોડુ ઘણુ અડચણુકારક થઈ પડે છે. ડાહ્યા, સારા અને અનુભવી સ્ત્રી પુરૂષનો સહવાસ રાખવાથી આપણા મનને ઉત્તેજન મળે છે અને આપણુ હૃદય વિકાશને પામે છે એવા સહવાસથી સસાર સબધી આપણું જ્ઞાન વધે છે, તેમના ડહાપણુના ભાગીદાર થઇએ છીએ, તેમના અનુભવનો લાભ લઇએ છીએ અને તેમણે જે જે દુ ખ વેઠયુ હોય, તે શિક્ષણુરૂપ હોવાથી આપણુને ધડો મળે છે શાણુા અને સહજેરીવાળા સ્ત્રીપુરૂષના સહવાસથી આચરણુના બધારણુ ઉપર અતિ અમૂલ્ય અસર થયા વગર રહેતી નથી. તેથી આપણા સાધનોનો સમુદાય વધે છે, કામકાજમા વિશેષ ચાતુર્યતા આવે છે, આપણા સકલ્પ દઢ થાય છે અને શક્તિ વાપરવાને સમર્થ થઇએ છીએ, એટલુજ નહિ પરતુ બીજાને દષ્ટાંતરૂપ થઇ શકાય છે. સત્સગ એ અવચ્છિન્નપણે સારૂ ફળ આપ્યાજ કરે છે, તેમજ દુ સગ વિષે ઉલટુ જાણુવુ. સુશીલ, શૂરા, સાચા, અને મોટપવાળા વગેરે સદ્દગુણી સ્ત્રીપુરૂષના દર્શનથી સામા માણુસને તેના ગુણુની વીજળીની માફક અસર થાય છે, તેના ગુણુ કીર્ત્તન ગાવા મડી જાય છે અને તેના ઉપર પ્રીતિ ઉત્પન્ન થાય છે, એટલુજ નહિ પણુ તેના મહાન્ ગુણો વખતો વખત સ્ફુર્યા કરે છે. કોઇ મહાન્ સ્ત્રી પુરૂષ જીવતા હોય અને તેની સામે આપણા કુવિચારો દર્શાવતા જેમ આપણે શરમાઈ જઇએ, તેમ તેવા સ્ત્રી કે પુરૂષની **પ્રતિમા—મૂર્ત્તિ**-ઉપર આપણી નજર પડવાની સાથે આપણા નઠારા વિચાર તરત જતા રહે છે. **શિવ પાર્વતી,** વિષ્ણુ લક્ષ્મી, રામ સીતા, વગેરેની મૂર્ત્તિનાં દર્શન થતાજ કયો મનુષ્ય કુતર્ક કરતો ઉભો રહેશે? કોના મનમાં એ વખતે તેમના મહાન ગુણોનો ભાવ ઉત્પન્ન નહિ થાય ? કયાં સ્ત્રી પુરૂષો તેમના નિર્મળ પવિત્ર ગુણુનું કીર્ત્તન કરતા ઉભા નહિ રહે ? રેહેશેજ. તેમના પ્રત્યે સદ્ભાવ ઉત્પન્ન થશેજ. આપણા ઘરમા કોઈ ઉમદા મનનાં સારાં સ્ત્રીપુરૂષની **છબી—તસવીર**—લટકાવી રાખી હોય, તો તે પણુ એક જાતની સોબત છે. તેથી આપણા મનમાં તેને વિષે વિશેષ લાગણી થાય છે. તેની આકૃતિ નિહાળતાં આપણે જાણે તેના નજીકના સગા થતા હોઇએ, એમ આપણુને લાગે છે. આપણા કરતાં ઉચ્ચ અને સરસ પ્રકૃતિની સાથે આપણો સબધ જોડનાર આ એક કડીરૂપે છે, અગર જો કે આપણે આપણા નાયક—દેવતાના ધોરણુ સુધી પહોચી શકીએ નહિ, તોપણુ કેટલેક દરજજે તેનુ ચિત્રિત મૂખ—પૃષ્ઠ આપણા આગળ નિરંતર રહેવાથી આપણુને આધાર મળે છે, અને આપણામાં કૌવત આવે છે એ

રીતે જોતાં જે મહાન્ સ્ત્રી પુરૂષોએ મહાન તર્ક અગર મહાન કૃત્ય કરીને પ્રસિદ્ધિ મેળવી છે, તેમના સ્મરણથી આપણી આસપાસ જાણે તે વેળાએ પવિત્ર વાતાવરણુ ઉત્પન્ન થતો હોય એમ લાગે છે અને આપણા હેતુ તથા ઉદ્દેશ જાણુવામાં ન આવે, તેમ જાણે ઉન્નત થતા હોય એમ લાગે છે. **પુસ્તકો**—એ પણ એક જાતની સોબત છે. જે જેવાં પુસ્તકો વાંચશે, તેમનામાં તેવા ગુણો આવશે. તેમ પુસ્તકની પસદગી ઉપરથી પણ તે સ્ત્રી પુરૂષના ગુણ લક્ષણુની પરીક્ષા થઈ શકે છે. જેવી જેની ઇચ્છા કે લાગણી હશે, તે તેવાં પુસ્તકો ગ્રહણ કરશે. માટે સ્ત્રીઓએ સારાં પુસ્તકોનો સગ્રહ કરી તે વાંચવાં જોઇએજ. તેથી તેનામાં ઉત્તમ ગુણો ઉત્પન્ન થશે

એ રીતે દુર્જનનો ત્યાગ કરીને ધાર્મિક, નીતિવાન, સત્યવાદી, સુશીલ, સરળ, કુલીન, વિનય, વિવેકી, દયાળુ, ક્ષમાવાન, અને પરોપકારી વગેરે સદ્ગુણ સપન્ન સ્ત્રી પુરૂષની સોબત કરવી. સત્સગ એજ ખરેખર પારસમણિરૂપ છે. સજ્જનની સગતિજ આ લોક અને પરલોક સુધારવાના સાધનરૂપ થઈ પડે છે. માટે નિરતર સારી સોબત રાખવી.

## સંસારોપયોગીડહાપણ.

"વ્યક્તિ ભાવના પ્રાણુમાં, ફરિફરિ કરી પ્રવેશ,
મનુષ્ય શાણુ થાય છે, એમાં નહિ સદેહ.
એવા ગૃહ–બળજોરથી, જેવા નિજના હાલ,
તેવો ઘાટ ઘડાય છે, જેવો ઘરનો માલ"

આ સસારમાં સુખની આશા રાખનાર સ્ત્રીએ પોતાનો વ્યવહાર ડહાપણથી ચલાવવાનો છે સસારોપયોગી ડહાપણુ અનુભવની શાળામાંથી શીખાય છે પ્રથમતો આ દુનિયા નવી અને ચળકતી લાગે છે, પણ જેમ જેમ સસારમાં આગળ ચાલતાં જઈએ છીએ, તેમ તેમ ઘણા અંધકારવાળાં મેદાનો નજરે પડે છે તેમાં મોહ, માયા, દુ:ખ, મુશીબતો અને વળી અધુરામાં પુરૂ આફતો અને પરાજયનાં નદી નાળાં ઓળગવાં પડે છે. એ સર્વનો પ્રસગ આવ્યે સુખ દુ:ખ, સફળતા નિષ્ફળતા અને લાભ હાનિની સમજ પડી સારાસારનો અનુભવ થાય છે. અનુભવ જીંદગીને જગતમાં કસોટી મળ્યા વગર થતો નથી અને અનુભવ વિના ડહાપણુ આવતું નથી. સસાર વ્યવહારના પ્રત્યેક દિવસના કામકાજમાં ભળવાથી અને તેના કાર્યોમાં ભાગ લેવાથીજ માત્ર અનુભવ મળી વ્યવહારપયોગી ડહાપણુ શીખાય છે, ત્યાંજ કામકાજ

કરવાની કસરત મળે છે અને ત્યાંજ ધૈર્ય, ઉદ્યોગ અને સહનશીલતાની કેળવણી મળે છે અને તેથીજ આપણાં લક્ષણો ઘાટ ઘડાઇને મજબુત થાય છે. સંસાર વ્યવહારમાં જે જે વિઘ્ન, વિપત્તિ અને મોહ માયાના અંતરાય નડે છે, તેની સાથે આપણે જેવી રીતનું યુદ્ધ મચાવીએ છીએ, તે પ્રમાણે આપણી તેપછીની જીંદગીને રંગ લાગેછે અને ત્યાંજ આપણે વિપત્તિની કસોટીને આધિન થઇએ છીએ. તેથી આપણને જે આત્મ અનુભવની શીખામણ મળે છે, તે અભ્યાસની ઓરડીમાં, એકાંતમાં, જંગલમાં કે સાધુ સતોની ઝુપડીમાં ભરાઈ બેસવાથી મળતી નથી. માટે આ જગતમાં સ્ત્રીએ કાંઇપણ માલવાળા થવુ હોય, તો પ્રત્યેક દિવસના કામકાજમાં,લોભ—લાલચમાં અને કલેશ—કકાશમાં પોતાનાં આચરણ અડગ અને દૃઢ રહે તેમ કરવું જોઈએ, તથા દરેક દિવસના વટ વ્યવહારમાં પોતાની વર્ત્તણુકને ધસારો લાગે તે ખમવાને શક્તિમાન થવું જોઇએ. સસારમાં જેમ જેમ અનુભવ થતો જાય છે, તેમ તેમ ડહાપણમાં વધારો થતો જાય છે.

આ સસારમાં જેમ જેમ ડહાપણ વધતું જાય છે, તેમ તેમ તેના અનુભવના વિસ્તારને લઈ, તેનો ઉતાવળો અને અધીરો સ્વભાવ સુધરતો જાય છે. જેની અંદર સારી કેળવાયેલી સમજ હશે, તે પોતાના અધીરા અને આકળા સ્વભાવને લીધે અનેક જાતના ગુચવાડામાં પડી જતાં ઘણુ કરીને બચી જશે. અજ્ઞાન સ્ત્રી અત્યત અક્ષમાવાન અને અસહનશીલ હોય છે, અને સુજ્ઞ કસાયલી અનુભવી સ્ત્રી નિરતર એક સરખી રીતે મહા ક્ષમાવાન અને સહનશીલ જણાય છે. મોટા મનની ઉદાર દીલની સ્ત્રી પોતાના વ્યવહારિક શાણપણાને લીધે બીજાં મનુષ્યોની ભૂલચૂકને રહેમ નજરથી જતી કરે છે સર્વ બાબતમાં યોગ્યાયોગ્યતાનો નિર્ણય કરવામાં એ ગુણ સબધ રાખે છે. સાચુ કામ કરવાનું અને તે સારી રીતથી કરવાનું તે ડહાપણથી તોલન કરે છે. વળી તે કરવાના ઉપાય, ક્રમ, સમય અને પદ્ધતિની પણ તે ગણતરી ડહાપણથી કરી શકે છે. જે સ્ત્રી સસારોપયોગી ડહાપણ મેળવવાની ઇચ્છા રાખતી હોય, તેમણે જે સ્ત્રીઓએ અનુભવ લઇ ડહાપણ મેળવેલુ હોય, તેમની પાસેથી તેમના અનુભવનો લાભ લેતા જવો, તેમાં તેમની મદદ માગતાં લજવાવુ નહિ. જે સ્ત્રી બીજા પાસેથી શીખતી નથી અને પોતાના મનથી બહુ ડાહી સમજે છે, તે સ્ત્રી કોઈ સારૂં કે મોટું કામ કરવામાં પાર પડી શકતી નથી. તેમણે પોતાનું મન અને અતઃકરણ ખુલ્લુ રાખવું, અને પોતાના કરતા જે વધારે ડાહી અને અનુભવી સ્ત્રી હોય, તેમની સહાયતાથી શીખવાને કદી પણ શરમાવું ન જોઇએ. સ્ત્રી અનુભવથી ડાહી થઇ હોય છે, તેના પોતાના અવલોકનમાં જે આવેલુ હોય છે, તે સર્વનો લાભ લેતા રહેવુ. શાણી સ્ત્રી યોગ્ય ઉપાયો આદરીને પોતાનાં કાર્ય સિદ્ધ કરવાને પ્રયત્ન કરતી રહે છે, પરતુ તે નિષ્ફળતાને માટે પણ તૈયારજ રહે છે. તે પોતાની વૃત્તિ-

ઓમાં સુખાનંદને રમણ કરવા દેછે, પણ દુ ખ આવી પડે છે, ત્યારે તેને પણ ધીરજ રાખીને તાબે થાય છે, અને ખુશમિજાજથી નિરતર ખરે રસ્તે કામમાં મડી રહે છે. પોતે જેમના સબધમાં આવે છે, તેમના ઉપર અતિશય આશા રાખીને રહેતી નથી, પણ સકટ વેઠીને પણ પોતાનું કાર્ય સિદ્ધ કરવા મડી રહે છે. વગેરેથી તેના ડહાપણમાં વધારો થતો જાય છે. ડાનિયલે કહ્યું છે કે:—

દુઃખ દરિયાની સફર, સુલભ માર્ગો દર્શાવે;
દુ ખ દરિયાની સફર, શાણપણ પણ શીખવાડે

અનુભવથી મેળવેલું ડહાપણ ઘણુ નુકશાન વેઠીને મેળવેલુ હોય છે. લાંબે રસ્તે અથડાયા પછી ટુકો રસ્તો શોધી કાઢવો એ ચમત્કારિક દુ ખ છે, એ આપણે અનુભવથી જાણીએ છીએ. ડહાપણ મેળવવામાં માત્ર એક અનુભવવાળું ડહાપણ બહુ ઉપયોથી થઈ શકતું નથી, પણ બહુ ઉપયોગી થવાને માટે તો દરેક સ્ત્રીએ મનને કેળવણી આપી જ્ઞાન સપાદન કરવુ જોઇએ. આવી રીતે મેળવેલા ડહાપણવાળી સ્ત્રીને પોતાને, પતિને અને કુટુબને ઘણી ઉપયોગી અને લાભકારક થઇ પડે છે.

## સાસુવહુનાકજીયા કયારેમટે ?

સંસારમાં કુટુબની અદર સલાહ અને સપ એ ઉત્તમ સુખનું સાધન છે, પરતુ હતભાગ્ય ! આપણાં ગૃહ—સસારમાં હાલ જોઇએ તેવો સલાહ અને સપ કયાં છે ? કેટલાક ઘરમાં નિરંતર સાસુવહુના ઝઘડા જોવામાં આવેછે. સાસુ જાણે હું વહુને દબાવી રાખુ અને વહુ જાણે હું સાસુને તરણા તુલ્ય રાખુ. આ શુ થોડા ખેદની વાત છે ? જયાં સુધી પરસ્પરનો મરતબો અને દરજ્જો જાણવામાં આવશે નહિ, અને જયાં સુધી પરસ્પરની ફરજ સમજી વર્ત્તવામાં આવશે નહિ, ત્યાં સુધી ઝઘડા બધ પડી સુખ થવાનું નથી. વહુઓએ સમજવુ જોઇએ કે ગૃહ સસારની અંદર સર્વે સ્ત્રીમડળમાં સાસુ એ વડીલ, અનુભવી અને પતિની માતા છે. તેથી તેમનો દરજ્જો અને મરતબો સર્વના કરતાં શ્રેષ્ઠ છે. એ શ્રેષ્ઠતા અને અનુભવને લઈ અમારાં સાસુજી કોઇવાર તાણીને બે બોલ કડવા કહે તો અમારા લાભ ખાતર કહે છે એમ સમજવું જોઇએ તેઓ કોઈવાર ગુસ્સે થાય છે, તો તે અમારા વાંકથીજ થતાં હશે સાસુના સઘળા યોગ્ય હુકમો અમારે માથે ચડાવવા એ અમારો ધર્મ છે, એમ સમજી તેમના યોગ્ય હુકમોને માન આપી માથે ચડાવવા લાગે. વળી વહુઓ એમ સમજે કે નણદો એ અમારી બેન જેવી છે, તે થોડો વખત રહી

સાસરે જવાની છે, માટે તેમને સર્વ પ્રકારે સજી રાખવાં એ અમારી ફરજ છે. વળી વહુ એમ જાણે કે સાસુ ને નણંદો સાથે હળી મળી એક ઠેકાણે રહેવાથી ફાયદોજ છે. સાસુથી છુટાં પડી એકલાં અથવા જુદુ ઘર માંડવાથી ઘણી ખરાબી છે. વળી એમ સમજે કે અમારી સાસુ તે અમારી માતાજીજ છે. અમારા પ્રાણપતિને ઉછેરવા અને કેળવવામાં તેમણે ઘણાં દુ:ખ વેઠી શરીર ઘસાવી નાંખી લોહીનું પાણી કર્યું છે. અમે જે આજે સુખ ભોગવીએ છીએ, તે પતિને લઈનેજ અને પતિ એ તેમની માતુશ્રીને લઈનેજ છે, તો અમે સઘળાં સુખ ભોગવીએ છીએ અને હજુ પણ તેમની આશિષથીજ ભોગવીશું. અમારી ખરી માતાજી હાલ સાસુજીજ છે. માટે સાસુનાં વચનો માતાના પ્રમાણે જ માનવાં જોઇએ અને તેમની આજ્ઞા પ્રમાણે વર્ત્તવુ જોઇએ. વળી વહુ એમ સમજે કે સાસુજીને જે કાંઇ દુ:ખ થાય, તે પોતાને થયા બરાબર છે. અમે નબળી હાલતમાં સાસુને આધારેજ પડયા હતાં અને હાલ પણ તેમનેજ આધારે છીએ. અમારૂં સર્વ પ્રકારે સારૂં ભલી સાસુજીથીજ થયુ છે અને થશે. વળી વહુ એમ સમજે કે સાસરે કામ કરવામા કોઇ પ્રકારે એબ જેવુ નથી, પણ કામ કરવામાં શોભા છે અમારી સાસુજીએ ઘણો વખત કામ કરી શરીર ઘસાવી નાંખ્યુ છે, તો હવે અમારા આવ્યા પછી તેને વિશ્રાન્તિ આપવી એ અમારૂં કામ છે અમારી સાસુ બેસી રહી અમારી પાસે બધુ કામ કરાવ્યા કરે, તે માત્ર અમને હુશિયાર કરવા અને અમે સ્ત્રી તરીકે વધારે ઉપયોગી થઇ પડીએ, એટલા માટેજ કરાવે છે. તે કાંઈ શેઠાઇ કરવાને કે સાહેબી ભોગવવાને કરાવતાં નથી. જ્યારે વહુઓ પોતાના રાઇ જેવડા નાના દુ:ખને પર્વત જેવડાં મોટાં દુ:ખ બતાવવાથી હાથ ઉઠાવે અને પારકા ઘરની ખણખોદ કરનારી સ્ત્રીઓ આગળ પોતાના ખરાખોટા રોદડા રડવામાં હલકુ અને નીચ કામ સમજે વળી એમ સમજે કે અમે જે હાલ વહુ દાખલ તેમના હાથ નીચે રહેલાં છીએ, તેથી કોઇવાર સાસુના અણઘટતા ઠપકા પણ સાંભળવા જોઇએ અને એ।। ઠપકાથી મનમાં કાંઇ પણ ખોટુ લગાડવુ ન જોઇએ. વળી તેઓ એમ સમજે કે સાસુ હોય તે કદી બે કડવાં વચન પણ કહે એમાં નવાઇ પણ નહિ, એમ સમજી મોટુ મન રાખી જ્યારે ફરે અને વર્ત્તે ત્યારેજ સાસુ વહુના કજીઆઓ અરઘો અરધ ઘટી જાય.

વહુઓએ જેમ સાસુઓને માતા સમજી જેવી રીતે વર્ત્તવાનું છે, તેવીજ રીતે સાસુઓએ પણ પોતાના પ્રિય પુત્રની અર્ધાંગના વહુઓ જે પોતાના પુત્રના સુખ દુ:ખમાં ભાગ લેવાને આવેલી છે, તેમને પોતાની દીકરી જેવી પ્રિય ગણી વર્ત્તવુ જોઇએ. સાસુઓ એમ સમજે કે અમારી વહુઓ હજુ અનુભવ વિનાની અને અણસમજુ છે. તે જેમ વધારે ટીચાશે અને બત્રીશ ઠોકર વાગશે. ત્યારેજ બત્રીશ લક્ષણી થઇ હુશિયાર અને ડાહી થશે. માટે તે જો કોઇ વખત આડી

ચાલે તો તેની દરગુજર કરવી એ અમારો ધર્મ છે જયારે સાસુઓ એમ સમજે કે આપણે વહુને ઘરમાં લાવ્યા છીએ, તે કાંઇ માત્ર ઘરનુ કામકાજ કરવા ગુલામડી ખરીદ કરેલી નથી, પણ આપણા ઘરના માણુસ દાખલ મદદ કરવા અને આપણા સુખ દુઃખમા ભાગ લેવા આવેલી છે જયારે સાસુઓ એમ સમજે કે આપણી વહુઓ આપણે ત્યાં સુખ લેવાને આપણા ઘરમા આવેલી છે, માટે જેમ બને તેમ તેમને સુખ આપવુ એ અમારૂ કામ છે. જયાં સાસુઓ પોતાના પુત્રની વહુઓને પોતાની દીકરી બરોબર જાણે અને એમ સમજે કે રાત દિવસ નજીવી વાતોમા વહુઓ સાથે તકરાર કરવામા મારી શોભા નથી જયારે સાસુઓ એમ સમજે કે વહુ અને દિકરા સાથે હળીમળીને સલાહ સંપથી રહેવામાંજ શોભા અને માન છે અમારી વહુનુ માથુ દુઃખ્યુ તો તે અમારી દીકરીનુ દુઃખ્યા બરોબર છે તથા અમારા દીકરા ઉપર જેમ અમારૂ જોર અને હક છે, તેમજ તેમની પત્નીનો પણ હક છે જેમ અમે અમારા દીકરાથી સુખ અને ખુશાલી ભોગવવાની ઉમેદ રાખીએ છીએ, તેમજ અમારી વહુઓ પણ રાખતી હશે, માટે તેમને તેવા સુખ પાસે રહીને અપાવવા એ અમારી ફરજ છે વળી સાસુઓ એમ સમજે કે અમારી કેટલીક આડી ચાલ ભલી વહુઓ સહન કરી લે છે, તેમ અમારે પણ કોઇ વખત તેમની આડી ચાલ માલમ પડે તો સહન કરી લેવુ જોઈએ જયારે કેટલીક વહુઓ કાછડો ભીડીને અમારી સાથે કામ કરવાને લાગે છે અને મદદ કરે છે, તેમ અમારે પણ તેમને કામ કરવામાં મદદ આપવી જોઇએ જેમ કેટલીક સાસુઓ પગ ઉપર પગ ચડાવી વહુઓ ઉપર હુકમ ચલાવી સાહેબી ભોગવે છે, તેમ અમારે કરવુ એ શરમ અને જુલમાત ભરેલુ છે એમ સમજવુ જોઇએ જયારે સાસુઓ વહુઓના નજીવા અથવા મોટા વાંકો ક્ષમા કરતા શીખે, નજીવી વાતોમા ગુસ્સે થઈ જવાનો અટકાવ કરે અને વહુઓને તોછડા નામથી બોલાવતા કચવાય તથા વહુઓને પોતાની દીકરી બરોબર જાણી એમને હલકા નામથી બોલાવતાં શરમાય જયારે સાસુઓ નવરાશના વખતમા પોતાની વહુઓને પોતાના પડખામા બેસાડી તેમની સાથે મીઠી મીઠી વાતો કરે, વિનયથી મધુર વચને શીખામણ આપે, અને છેવટ સાસુઓ એમ સમજે કે, " હોદ્દો ભોગવે તે ગોદે પણ ભોગવે " અથવા અમે સાસુ દાખલ જે વડપણ અને હુકમત ભોગવીએ છીએ તેથી કોઇવાર વહુઓના પણ અણઘટતા ગોદા ખમવા પડે, એમ સમજી ઠંડા બરફ જેવી શાંત બની, દરિઆ જેવડુ મોટુ પેટ રાખીને જયારે સાસુઓ વર્ત્તે, ત્યારે સાસુ વહુના કજીઆ એકદમ મટે માટે સાસૂ વહુઓએ પોતપોતાનો ધર્મ સમજી નિરંતર વર્ત્તવુ જોઇએ. એવી રીતે વર્ત્તવામાજ શોભા અને સુખ છે,

---

## માઅનેછોકરાં.



"અરે બાઈ! છોકરાં કયથી?" આ વાકય આપણે ઘણી સ્રીઓને બોલતા સાંભળીએ છીએ, પરંતુ એ ઉપરથી એક અગત્યનો પ્રશ્ન ઉઠે છે કે, છોકરાં સૌને ગમે છે કુદરતેજ દરેક સ્રીના મનમાં પોતાની ઓલાદ વધારવા અને બાળકો તરફનું સુખ પામવાની ઇચ્છા મેલેલી છે. બાળકો તે ભવિષ્યકાળની આશા અને વર્તમાનકાળની ગમત છે. બાળકો તે બુઢાપાનો ટેકો અને જુવાનીનુ સુખ છે. બાળકો ઉમ્મરે પુગ્યા બાદ સુખનાં સાધન અને ઉમ્મરે પુગ્યા અગાઉ સંતોષ પામવાનુ મૂળ છે. બાળકો એ સુખી ઘરની દીવાલ અને ગરીબ માણસની દોલત છે ખરેખર બાળકો ગુલાબ જેવાં છે. તેઓ આ સંસારનો રસ્તો સહેલાઇથી કાપવા અને સંકટ રૂપી કાંટાવાળા માર્ગ ઉપર સુખ રૂપી ફૂલો પાથરવા જાણે જન્મેલાં છે. તેતો માત્ર બાળકનાં બચપણનું સુખ છે, પણ જયારે તેઓ જીવીને મોટા થાય છે, ત્યારે તેઓ ભવિષ્યમાં પોતાની ખાનદાની શોભાવે એવા થવાને કેટલાંક માબાપ પ્રભુ પાસે માગતાં હશે! કેટલાક માબાપ પોતાનાં બાળકો સાજા તાજા અનેસુખી મૂકી પોતે તેમની અગાઉ મરણ પામવાને પણ ચાહતા હશે! બીજી તરફ જોઈએ તો વળી કેટલાંક માબાપ બાળકો ઉત્પન્ન થવાની આશામાને આશામાં ચિંતાતુર રહેતાં હશે, અને કેટલાંક માબાપે પુત્રપુત્રીને ઉછેરવામાં પોતાના લોહીનુ પાણી કર્યું હશે; તોપણ તેઓ તેમાં નિષ્ફળ થયાથી નિરાશ અને નાઉમેદ થયાં હશે ખરેખર, આ બાળકો વિષેની હકીકત એ ઘડી બેસીને વિચારવા યોગ્ય છે.

આપણે સર્વે આગળ બાળક હતા અને સર્વે પોતાની જીંદગીને માટે માબાપનાં આભારી છીએ. આગલા વખતનાં માબાપની મહેરબાની અને રક્ષણથી આપણે હાલના વખતનાં માબાપ થયાં છીએ અને તે હાલના વખતનાં માબાપો ઉપર આવતા વખતના માબાપોનો આધાર છે જેઓને પેટે પ્રભુએ બાળકોની બક્ષીસ કરી છે તેઓ પોતાને ભાગ્યશાળી સમજે છે તેમાં પણ જેમનાં બાળકો સારાં નીવડે છે, તેઓને સૌથી વધારે ભાગ્યવાન જાણુવા બાળકો સારાં હોય તોજ બાળકો-અને નહિતો માબાપનાં પેલા ભવનાં વેરી સમજવાં. કેટલીક માતાઓ કહેતી માલમ પડે છે કે, "આવાં બાળકો પેટે જન્મ્યાં ન હોતતો સારૂ" એ શું? અમે પૂછીએ છીએ કે માબાપ ઘણા વર્ષ સુધી ચાહીને પ્રભુ પાસે બાળકો માગે છે, અને પછી તેઓને આવી રીતે શાપ દેવો પડે છે. એ શું? આપણી ઘણી સ્રીઓ બાળકો જણવાની ઉતાવળથી સાધુ, ફકીરને ઘેર ભ-

ટકી તરેહવાર ધુતમ ધાતમ કરતી ફરે છે, દોરા ચીઠી કરાવે છે અથવા જોષિઓને બોલાવી જન્મોત્તરી દેખાડવા મચી રહે છે અથવા ભાડુતોના ઘરમાં અનેક ચીજો નાંખી આવી અનેક પ્રકારની પાપી અને હસવા સરખા વહેમો કરે છે; તોપણ અફસોસ કે જ્યારે તેઓને બાળકો અવતરે છે અને તેમને ઉછેરવામાં પોતાના શરીરને ઘસાવી નાખે છે અને લોહીનુ પાણી કરે છે; ત્યારે તેજ બાળકો નઠારા નીકળે એ શુ કાંઈ નાનુ સરખું અને જેવુ તેવું દુ.ખ સમજવુ! નહિ, નહિ—તે દુ ખ કેમ ખમાએ ? પેટનાં બચ્ચાં પેટને ખાય એ જોઇ શકાય નહિ! પ્રભુ એવું દુ ખ દુશ્મનને પણ નહિ દેખાડે ?

આપણા દેશની કેટલીક ભોળી સ્ત્રીઓ આવો વિચાર જણાવે છે અને ફરિયાદ કરે છે, પરંતુ તેવી સ્ત્રીઓ એમ નથી સમજતી કે પોતાનાં બાળકો જે નઠારાં અને નકામાં નીકળે છે એમાં પ્રભુનો કાંઈ પણ વાંક નથી, તેઓનાં બાળકો રોગિષ્ટ અને માંદા હોય, તે કાંઇ પ્રભુ કરતો નથી. પ્રભુ કોઇ પણ માણસનું બુરૂ ચાહતો નથી, છતાં " પ્રભુ એવુ દુ.ખ દુસ્મનને નહિ દેખાડે " એવું કહેવું એ એક લેખે ગુન્હા ભરેલું છે. પ્રભુ એવુ કાંઇ દેખાડતો હોય એમ વિચાચારવું એજ તે મહાન્ કૃપાળુ પ્રભુને અપમાન આપવા શરખુ છે, તેને બદલે એમજ કહેવુ ઘટે છે કે જે બુરાઇ થાય છે, તે માણસથીજ થાય છે. ઘણી સ્ત્રીઓ પોતાનાં પુત્ર પુત્રીઓને જ્યારે તેમને થોડી કેળવણી પામેલાં અને થોડુ કમાનારાં જુએ છે, અને જ્યારે ઇગ્રેજનાં બાળકો સફેદ દુધ જેવી ચામડીના, હાથ પગ ભરેલા, ગુલાબ સરખા ગાલો, બોલવા ચાલવાની ઝડપ, સુઘડ અને હાજર જવાબી જુએ છે; ત્યારે તે સઘળું જોઇને વિચારે છે કે, " પ્રભુએ આપણાં બાળકો એવાં શા માટે ન કર્યાં ? અને એ લોકોનાં બાળકો ઉપર એટલી બધી બક્ષીસની રેલમછેલ શા માટે કરી ?" પરતુ એ વિચાર તેમનો ભૂલ ભરેલો છે પ્રભુની નજરમાં સર્વે ધર્મ, નાત, જાત, અને લોક એક સરખાંજ છે. તે બધાને સરખુ આપે છે, જેવુ સીદીને તેવુજ ઇગ્રેજને, જેવુ હિંદુને તેવુજ પારસીને, જેવુ મુસલમાનને તેવુજ યાહુદીને આપે છે. જે કાંઇ દીકરાને તેજ દીકરીને પણ આપી મોકલે છે, પરતુ પછી તેને વાપરવા ઉપર તેની સારી માઠી સ્થિતિનો આધાર છે. બાળકોને વાપરનાર, ઉછેરનાર, અને કેળવનાર માબાપ છે. તે ઉપરથી એવુ સિદ્ધ થાય છે કે બાળકો સારાં અગર નઠારાં, સુખી અગર દુ ખી નીવડે છે, એ સઘળાનો આધાર તેમના માબાપ ઉપર રહેલો છે. માબાપ પોતે જેવાં હોય છે, તેવાં છોકરા જન્મે છે અને પછી જેવી રીતે ઉછરે છે અને કેળવે છે; તેવાં તે થાય છે. માટે છોકરાં સારાં અગર નઠારાં થવાનો સઘળો આધાર માબાપ ઉપર છે.

આ સિવાય આપણાં ઘરોમાં કેવો દેખાવ નજરે પડે છે તે તપાસીએ. કેટલાંક ઘરમા બાળકો સુખી, આનદી, તનદુરસ્ત, જોરાવર અને વિવેક વિનય

વાળાં જોવામાં આવે છે, કેટલાક ઘરમાં બાળકો બોલકણાં, હાજરજવાબી, ખુશમિજાજી અને બુદ્ધિવાન જોવામા આવે છે. કેટલાક ઘરમા બાળકો માબાપને દરરોજ ઘરમાં આવતાં જતાં અને ઉઠતાં પગે લાગે છે, આજ્ઞા પ્રમાણે વર્ત્તે છે, મર્યાદા રાખી બોલે છે અને શાન્તતાથી ઉઠે છે, બેસે છે, અને પાસે ઉભાં રહે છે. કેટલાક ઘરમાં બાળકો શરમ અને અદબથી બોલે ચાલે છે, સ્વચ્છ અને સુઘડતાઇથી હરેફરે છે, અને કોઇ ઘરમાં આવે કે જાય તેને વિવેકથી નમન કરી માન આપે છે તથા બોલાવે છે. વિગેરે સદ્‌ગુણવાળા બાળકો આપણે ઘણાં જોઇએ છીએ, પરન્તુ કેટલાક ઘરમા તો બાળકો દુખી, દરિદ્રી, અટકચાળા, ટળવળતા, કકલાણ કરતા, આમતેમ દોડતા, બુમરાણ પાડતા, ગાળો દેતા, કજીઆ કરતા, રડતા, બુમ પડાવે, ગાળો દેવાડે, રડાવે, માબાપની ખાંધે ચઢી બેસે, અવિવેકી, અમર્યાદી, તોછડા, વિગરે દુર્ગુણી ઘણા બાળકો જોવામા આવે છે આ બધાનુ કારણ શુ ? આ સવાલનો કોઇ ખરો જવાબ આપશે ? ખરેખર, અમે તો ધારીએ છીએ કે આપણા ઘરોમા આ સરસ કરતા નરસ ચિતાર વધારે જોવામા આવે છે એનુ કારણ શુ ? માતાઓ શુ પોતાથી બનતી સભાળ લીએ છે ? નહિ આપણી ભોળી સ્ત્રીઓ એમ સમજે છે કે અમે સભાળ લઇએ છીએ, પણ તેઓ અજાણપણે ઘણી કસુર કરે છે, એ તેઓ સમજતી નથી ટુકામા કહીએ તો બાળકને ઉછેરવાની અને તેઓને બરોબર કેળવણી આપવાની હજુ માતાઓમા પૂરેપૂરી શક્તિ આવી નથી તેથીજ ઉપલે દેખાવ નજરે પડે છે. માટે બાળકોને સારા કાબેલ, નેક, અને સમજુ થાય એવા કરવાને માટે જરૂરનુ એ છે કે, તેઓની માતાઓને કેળવણી પ્રથમ મળવી જોઇએ એ વિષે **માર્ટીન** નામનો એક વિદ્વાન જણાવે છેકે,—"જો એક ટોળાની હાલત તપાસવી હોય, તો આપણે એટલુજ પૂછવાનુ કે, ત્યા સ્ત્રીની પદવી કેવી છે ? કેમકે માણસની આખી જીંદગી ઉપર તેઓની સત્તા છે" વળી **મોન્ટેસકુઈન** નામના ગ્રથકારનો એવો વિચાર હતો કે,—જેમ એક સચાની અંદરની કમાન તપાસવા વગર માત્ર બહારથી તેને જોઇનેજ મત આપવો એ ભૂલ ભરેલુ છે તેમજ લોકોની હાલત તપાસતી વખતે તેઓની માતાઓની હાલત તપાસવા વગર મત આપવો એ ભૂલ ભરેલુ છે"—**બાળકોનેઉછેરવા** અને **કેળવવા** સબધી બાબત એટલીતો અગત્યની છે કે તે વિષે ઘણુ લખવા જેવુ છે તે અમે "**સતીમંડળ ભા. ૧ લામાં**" કેટલુક ઉપયોગી વિવેચન કરેલુ છે. તે સુજ્ઞ સ્ત્રી પુરુષોએ ધ્યાન પૂર્વક વાચી લક્ષમા લેવુ, પરતુ એટલુ યાદ રાખવુ જોઇએ કે દેશની અદર પુત્ર પુત્રીઓની હાલતનો સઘળો આધાર દેશની માતાઓ ઉપર છે માટે માતાઓને સુધારવા પ્રયત્ન કરવો એ દરેક દેશહિતકારી મનુષ્યનો ધર્મ છે પ્રખ્યાત **નેપોલયન** બોનાપાર્ટે કહેલુ છે કે,

> કહે નેપોલિયન દેશને, કરવા આબાદાન,
> સરસ રીતતો એજ છે, દો માતાને જ્ઞાન.

## સંતાનસંરક્ષણ.



આ સારરમા સતતી એ મોટુ સુખ છે, તે ઘરની શોભા વધારે છે. બાળકો વિનાનુ ઘર તે દિપક વિનાના ઘર અથવા તો અમાવાસ્યાના અધકાર જેવુ છે ખરેખર બાળકો ઘરનાં અમૂલ્ય ર નો છે. તે સ્ત્રીઓનુ માન વધારે છે, અને પતિ પત્નીનો પ્રેમ સુદઢ કરે છે સતતી વિનાના મનુષ્યો ઘણુ કરી લગભગ અપ્રેમી, શોકાતુર, તેજહિણ, અને કામ કરવાના ઉમગ વિનાના હોય છે બેશક ! સતતીથી અમૂલ્ય લાભો મળે છે સારી સતતી સુખ અ પે છે, પણ ખરાબ દુ ખ આપે છે માટે શરૂઆતથીજ તે ઉપર માબાપે લક્ષ આપવાની અગત્ય છે બાળકો ઉછેરી સારા કરવા એ માબાપનો ધર્મ છે એ ધર્મ બજાવવાને તેમને માત્ર ખાવા પીવા અને વસ્ત્રાદિકથી રાજી રાખવા તેનુ નામ બાળ સરક્ષણ નથી, પરતુ જેનાથી તેમની વર્ત્તમાન શારીરિક અને આત્મિક ઉન્નતિની સાથે ભવિષ્યની શારીરિક અને આત્મિક ઉન્નતિ થાય, તેને ખરૂ સતાનસરક્ષણ કહે છે સતાન સરક્ષણ ત્રણ પ્રકારનુ છે. **શારીરિકરક્ષણ**, **શારીરિકશિક્ષણ** અને **માનસિક રક્ષણ**. બાળકને પ્રાણ સમાન ગણી તન, મન અને ધનથી દેશકાળ અને પ્રકૃતિને અનુસરી તેમનુ શરીર નિરોગી રહે અને મજબુત થાય, તેવા પ્રકારના ખાવા, પીવા અને વસ્ત્રો વિગેરે નિયમ પ્રમાણે આપવા તેને **શારીરિકરક્ષણ** કહે છે.—બ્રહ્મચર્ય, ઉત્તમ ભોજન, શુદ્ધ જળ, શુદ્ધ હવા, અજવાળુ, ગરમી, પ્રકાશ, ટાઢ, તાપ, અને વરસાદ ઈત્યાદિમા વર્ત્તવાના નિયમો, માદક પદાર્થનો નિષેધ દેશકાળ અને પ્રકૃતિને અનુસરી આહાર વિહાર કરવો, દુષ્ટ પ્રાણીઓથી બચવુ, સીધા ચાલવુ, સીધા ફરવુ, દોડવુ, કુદવુ, ખેલવુ, ખોદવુ, ફાડવુ, હલેશા મારવા વિગેરે જે રીતે શરીરના અગો કસાય એવા કસરતના નિયમો, ઇત્યાદિથી જે રીતે શરીરનુ રક્ષણ થાય, તેવા પ્રકારના શિક્ષણને **શારીરિકશિક્ષણ** કહે છે —ભય, શોક, ગ્લાની, ક્ષોભ, અને ત્રાસ વિગેરે મનની લાગણીની અસર શરીરને નુકશાનકારક થાય નહિ, એવા પ્રકારના રક્ષણને **માનસિકરક્ષણ** કહે છે. જેમ જેમ બાળકોની શારીરિક શક્તિ વધતી જાય તેમ તેમ તેમને શારીરિક રક્ષણ, શારીરિક શિક્ષણ અને માનસિક રક્ષણ આપતા જવુ જોઇએ આ પ્રમાણે નિયમસર સતાનોનુ સરક્ષણ કરવાથી તેઓ નિરોગી, બળવાન અને મજબુત વગેરે સર્વ પ્રકારે શ્રેષ્ઠ થશે આ વિષે વધારે વિવેચન વિસ્તારથી સમજ પૂર્વક "**સતીમડળ ભા૦ ૧ લામાં**" કરેલુ છે. તે લક્ષ પૂર્વક વાચી ધ્યાનમા લેવુ અને તે પ્રમાણે વર્ત્તવુ તેથી બાળકો ઉત્તમ થશે બાળક ઉછેરવા વિષે કહ્યુ છે કે,—

## ગરબી.

" રમવા આવોનેરે, નરભે થયા નદલાલ, રમવા આવોનેરે"—એ રાગ.
વિનતી ધારાનેરે, વા'લી બેની ધારો ધ્યાન, વિનતી. ટેક,
જો ન ધારો તો નાદાન, વિનતી ધારોને.
બાળ ઉછેરવાં કેવી રીતે, કેમ પાળીપોષી રાખવાં પ્રીતે;
ચોટાડો કહું તે હું ચિત્તે. વિનતી. ૧
નિત્ય બાળકને પ્રીતે નવરાવો, ધ્યાન રાખી શૈયામાં સુવરાવો;
કોપીને નહિ કવરાવો, વિનતી. ૨
ચોખ્ખુ શરીર હમેશાં રાખો, જેવી તેવી શય્યામાં નવ નાંખો,
ભાંડણુ વેણુ ન ભાખો. વિનતી. ૩
પે'રાવવાં પટકુળ નિત્ય સારાં, સાફ કરો ધોઇ લાગે નહારાં,
સુખ પામે બાળ બિચારાં, વિનતી. ૪
હેત હૈયે ધરિને ધવરાવો, ભૂખ્યુ થયુ એમ મનમાં લાવો·
પણુ એમા નિયમ બજાવો. વિનતી. ૫
ખત ધરી ખવરાવવુ ખાવુ, પણુ ન એમાંયે નિયમ બા'રજાવુ,
ખવરાવતાં ન ખીજાવુ વિનતી ૬
હઠ કરે એવી ન ચાલ ચલાવો, માગે જે સારી જણુસ તે મગાવો,
એ રીતે બાળ રીઝાવો. વિનતી ૭
જો કદી માગે તે જણુસ નઠારી, તો તેને ઠપકાથી રાખવું વારી,
પણુ રોવરાવો ન મારી. વિનતી ૮
કજીઓ કરે એવો બાળને ધારો, અનુભવી ઉપદેશ આપવો સારો,
પીટયો કદી ન પોકારો. વિનતી. ૯
મારવાથી બાળ ડઠ્ઠર થાશે, ઉલટુ ધરી ઉર ખેદ ખીજાશે,
રીઝાવતાં ન રીઝાશે વિનતી. ૧૦
મારશે એવુજ મનમા તે ધારે, બીક બીજી ન ગણે કોઈ વારે,
કકાસ કરતાં ન હારે વિનતી. ૧૧
માટે બેની નહિ બાળને મારો, શાંતીથી મનવી સુબોધ દ્યો સારો;
સુખનો તો આવશે આરો. વિનતી. ૧૨
ઘરમા ભુંડુ કદી વેણુ ન ભાખો, દેખી શીખે બાળ એ ઉર રાખો;
બગડે બાળક ભવ આખો વિનતી. ૧૩
બાળકને ટેવ બોલેલુ બોલે, પેટનો પડદો બધે જઈ ખોલે,
બોલનો તોલ ન તોળે. વિનતી. ૧૪
રમત નીતીની રમે બાળ નિત્યે, ઉપદેશ એવો ઉતારવો પ્રિતે,

ચોંટાડી રાખે ચિત્ત. વિનતી. ૧૫
બાળક રમત રમે જો નઠારી, તો તેને ધમકીથી રાખવું વારી;
નહિ તો હાલત છે અકારી. વિનતી ૧૬
માતાનો ઉપદેશ હોય જો સારો, તો બાળ ઉદ્યોગ ન કરે નઠારો,
સુખમાં કાઢે જનમારો. વિનતી ૧૭
પાઠ નીતીનો અહોનિશ આપો, મન તણો મેલ કળે કરી કાપો;
સુબોધ શાંતીથી સ્થાપો. વિનતી. ૧૮
ગાળ નઠારી કોને નવ દેવી, નિત્ય શિખામણ આપવી એવી,
હાજરી હરનિશ લેવી. વિનતી. ૧૯
ચોરી ચાડીમાં પાતક ભારી, ટેવ એવી નવ રાખે નઠારી,
ઉપદેશ દેવો વિચારી. વિનતી. ૨૦
ઉઠી સવારમાં દાતણુ કરવુ. માતાપિતાનુ વચન શિર ધરવુ,
પછિ નિશાળે પરવરવુ. વિનતી ૨૧
નિશાળે જઇને નીતિથી ચાલે, આજ્ઞા ગુરૂની અહોશિન પાળે,
ઉલટી રીતે ન કો કાળે. વિનતી ૨૨
શીખે નવું નવુ સ્નેહ ધરીને, ઘેર આવે ત્યારે પૂછો ફરીને,
તો જાય નહિ વિસરીને. વિનતી. ૨૩
નિશાળથી છુટીને ઘેર આવે, રમવાનુ જો કદી મનમાં તે લાવે;
પણ આજ્ઞા માગીને ભાવે વિનતી. ૨૪
એવી રીતે બાળને બેની રાખો, તો બાળનો સુધરે ભવ આખો:
લલ્લુ કહે સુખ ચાખો. વિનતી. ૨૫

## બાળકોનેધર્મનીતિનું શિક્ષણ.

આ જગતના ઉત્પન્ન કરનાર પરમ કૃપાળુ પરમેશ્વરે ધર્મનીતિને મનુષ્ય પ્રાણીના હૃદય મદિરમા મજબૂત રાખેલી છે, પણ તે મનુષ્યની પ્રકૃતિને આધારે છે. જ્યાં સુધી આ દેશને પાશ્ચમાત્ય કેળવણીનો રંગ લાગ્યો નહોતો, ત્યાંસુધી નીતિ અને ધર્મ પરસ્પર પૂજ્યભાવ અને સ્નેહ ભાવથી વર્તતાં હતાં, પરતુ તે કેળવણીનો રંગ જેમ જેમ ચઢતો ગયો, તેમ તેમ ધર્મ અને નીતિમાંથી પૂજ્યભાવ અને સ્નેહભાવ અદશ્ય થતા ચાલ્યાં. ભેદભાવ ટાળી એકરૂપ થવા મથતાં નીતિ એજ ધર્મ; સિવાય ધર્મને માટે જે છે તે સઘળું ધતીંગ અને ભોળા લોકોને ફસાવી પોતાનું કાર્ય સાધી લેવા માટે છે; એવી

રીતે ધર્મ ઉપર કુતર્કરૂપ કાળુ વાળુ છાઇ આવ્યુ, પણ સત્યનો એવો નિયમ છે કે તેના પર ગમે એટલુ આવરણ આવી પડે, તોપણ તેના તેજવડે તે આવરણને દૂર કરી મૂકે છે, અને પ્રકાશ થઈ રહે છે. આપોના પૂજ્ય અને જ્ઞાની ઋષિઓએ ધર્મ અને નીતિના સ્વરૂપો જાણી લઇ તેઓને ક્રમાનુસાર ગોઠવ્યા છે. ધર્મ એ વૃક્ષ રૂપ છે અને નીતિ તેની છાયા રૂપ છે સૂર્યના તેજથી તપતા માણસને છાયાનો આશ્રય સુખકારક થશે, પણ જે મિષ્ટ અમૃત ફળો વૃક્ષની ઉપર લટકે છે, તે ચાખવાથી જે આનદ થાય છે, તે આનદ આગળ છાયાનો આનદ તુચ્છ છે. તેવીજ રીતે વ્યવહારમા મચી રહેલા માણસને નીતિથી છાયા જેટલુ સુખ મળશે, પણ ફળ જેટલુ તો નહિજ જો ધાર્મિક હશે તોજ તે અમૃત ફળના રસનુ પાન કરી શકશે સત્ય રીતે જોતા નીતિ એ વ્યવહારને માટેજ છે અને વ્યવહારથીજ તેનુ પોષણ થઇ શકે છે કેવળ વ્યવહાર ચલાવવા માટે ધર્મમાથી નીતિને અકુરરૂપે બહાર ખેચી કાઢવામા આવી છે, તેને જો ધર્મરૂપ આશ્રય નહિ હોય તો તે ટકી શકે જ નહિ ખરેખર જોતા ધર્મરૂપી પોતાની માતુશ્રીનો આશ્રય જ્યારે છોડી દે છે, ત્યારે એની સ્થિતિ નાશ પામે છે નીતિથી વ્યવહારિક ઉન્નતિ થઇ શકે છે અને જ્યા સુધી આ સ્થૂળ દેહ છે ત્યા સુધી તેનો આનદ ભોગવી શકાય છે, પણ ધર્મથી પારમાર્થિક ઉન્નતિ થઇ શકે છે અને તેથી જે સુખ પ્રાપ્ત થાય છે, તે ચિરકાળ સુધી રહે છે સ્થૂળ અને સૂક્ષ્મદેહનો નાશ થવા છતા પણ તે સુખનો નાશ નહિ થતા અખડ આનદ અનુભવાય છે ખરેખર તેજ સુખ સપાદન કરવાની સર્વને જરૂર છે, અને તે ધર્મવડે મેળવી શકાય છે

(૧) **ધર્મનુંશિક્ષણ**—ઇશ્વરનુ અસ્તિત્વ, તેના ઉપર પ્રેમ, તેની પ્રાર્થના પરલોકનો ભય, સ્વજાતિ ઉપર સ્નેહ અને પ્રાણીમાત્ર ભાઇ સમાન છે, વગેરે આ સઘળા ધર્મ શિક્ષણના કાર્યો છે ધર્મપ્રવૃત્તિ ઉત્તમ પ્રકારે નહિ ખીલ્યાથી માણસો સદેહવાળા અને ભ્રાંતિવાળા થાય છે માટે ખગામ ધર્મમા વિશ્વાસ હોવો એ સારો છે, પણ નાસ્તિકપણાની બુદ્ધિ ઘણીજ અનર્થકારક છે. શાસ્ત્રજ્ઞ, કુદરતી ન્યાયવાન અને ધીર પ્રકૃતિના માણસો નાસ્તિક બુદ્ધિવાળા હોવા છતા, પણ નીતિ અને ધર્મતત્વનુ મૂળ છેદન નહિ કરતા પોતાના કામ કરવામા સમર્થ થાય છે, પણ વગર શીખેલા અથવા થોડુ ભણેલાઓ તેવા ભાવવાળા થવાથી હરેક વખતે શરીર, આત્મા, સ્વજન અને જન—મડળને પાપરૂપ વિષવાળા બાણથી સદા વિધે છે હાલમા આપણા દેશના બાળકો સ્કુલમા દાખલ થઇને બાળપણના ધર્મ સસ્કારો ધીરે ધીરે ભૂલી જાય છે, અને જ્ઞાન વિરૂદ્ધ આગલા વિચારના ઉપર અશ્રદ્ધા ઉત્પન્ન થાય છે તેને ધર્મ વિષયમા કોઇ પ્રકારનો ઉપદેશ મળતો નથી તેથી ભણેલા વર્ગમા ઘણાક માણસો ધર્મ વિષયમા એ

પરવા જોવામાં આવે છે. આવી સ્થિતિ થવી એ બહુજ હાનિકારક છે. ધર્મ વિષયમાં ઘણીજ ગડબડ થયાથી કોઇ સમાજ કાયમ થઇ શકતો નથી. ધર્મ સંબંધી ઘણા મતભેદો જોવામાં આવેછે, પણ મૂળતત્વમા સર્વનો એક મત જોવામાં આવે છે. ઇશ્વર સર્વ શક્તિમાન છે, તેના ઉપર ભક્તિ રાખવી જોઇએ, તેની સૃષ્ટિ આ જગત્ છે, માણુસો ભાઈ સમાન છે, વગેરે આ સાધારણ તત્વો બધાના એક સરખા છે. અને તે સર્વ કબૂલ કરેછે તેથી તેનુ શિક્ષણ આપવું, એ કોઇ સપ્રદાયને બાધ કરતા નથી માટે ઇશ્વિરની ઉપાસના, માણુસ માત્ર ઉપર દયા, અને ન્યાયપૂર્વક વ્યવહાર કરાવવોજ જોઈએ. તેમ ન કર્યાથી માણુસની વર્તણુક સુધારવાના વિષયમાં ખરૂ ફળ મળતું નથી. માટે બાળકનો જન્મ થાય, ત્યારથી જ ઉપર લખેલા નિયમો પળાવવા જોઇએ, અને બાળક સર્વદા પવિત્ર અને સદાચારી માણુસોની સોબતમાં રહે. તે માટે વધારે મહેનત કરવી જોઇએ. વળી બાળકોને ધર્મનુ શિક્ષણ આપવામાં આપણે પોતે તેવા ધર્મવાળા થઈ પ્રત્યક્ષ દાખલો લે તેમ કરવુ જોઇએ. પ્રાણી માત્ર ઉપર દયા કરવી, એમ કહેવા કરતાં તે આપણુનેજ કોઈ લૂલા, આંધળા વગેરે દુ ખી માણુસોને બોલાવી સતોષનાં જુએ, તેમજ આપણે હમેશા ઇશ્વિરની ભક્તિ, પ્રાર્થના કરતા હોઇએ અને તે પ્રત્યક્ષ જુએ. આવી રીતે કરવાથીજ તેમના અત:કરણમાં દયાનો સચાર ઉત્પન્ન થશે અને ત્યારેજ તેને ઇશ્વર પ્રત્યે ભક્તિભાવ ઉત્પન્ન થઇ પ્રાર્થના કરવાની ખરી લાગણી થશે. આપણી જેવી વૃત્તિ તેમની નજરે પડે છે, તેવીજ તેમની વૃત્તિનું ચચળપણુ ઉપજેછે માટે જેવુ કહેવુ તેવુજ પ્રત્યક્ષ કરી બતાવી, એમના અ ત:કરણમાં સચોટ છાપ પડે તેમ કરો. એમ કરવાથીજ બાળકો ધર્મભાવવાળાં થશે

(૨) **નીતિનુંશિક્ષણ**—નીતિ એ સમાજ સ્થિતિનુ કારણ છે લોકો નીતિ વગરના થયાથી લોક સ્થિતિનો નાશ થાય છે મિથ્યા ઠગ બાજી, કુસપ, દ્વેષ, અને હિંસા, વગેરે નીતિ વિરૂદ્ધ લોક નિદિત કાર્યો જેટલાં વધે છે, તેટલાં જન—મડળમાં દુ ખ અને પશ્ચાતાપ વગેરે કલેશકારક બાબતોનો વધારો થાય છે. માણુસની કામ કરવાની બે પ્રકારની પ્રકૃતિ જોવામાં આવે છે, કમાવાની ઇચ્છા અને ભોગવવાની ઇચ્છા આ સર્વ સુખ મેળવવાની ઇચ્છાને તાબે થઇ માણુસો પોત પોતાનુ હિત કરવા વળગેલાં છે, અને યથાશક્તિ ધન, માન, અને યશ મેળવી પોતાનો નિર્વાહ કરેછે કમાવાની ઇચ્છા વગેરેને વશ રાખવી જોઇએ, નહિતો સીમા ઓળગી સસારને હાનિ કરશે. માટે તેમને ઉત્તમ પ્રકારે ખીલવવી જોઇએ અને તેને અનુકુળ શિક્ષણ આપવું જોઇએ. નીતિની વૃત્તિયો ઉત્તમ પ્રકારે ખીલ્યાથી મનુષ્ય અતિ પવિત્રરૂપ ધારણ કરેછે. બાળકને નીતિવાન કરવાં તેના હૃદયમાં નીતિની સચોટ છાપ પડે એમ કરવું જોઇએ. જુઠુ, છળકપટ, દુરાચાર, દુર્વ્યસન, વગેરે સર્વ ખરાબ છે, માટે તેવી રીતે વર્ત્તવું નહિ. એવા પ્ર-

કારે કેવળ શબ્દદ્વારા ઉપદેશ કરવાથી બાળક નીતિવાળું થશે નહિ, પણ તેને જે કાંઈ શીખવવું તે પ્રત્યક્ષ દૃષ્ટાંત આપીને બતાવવું. કાને સાંભળેલા શબ્દ કરતાં આંખે જોએલાનું જ્ઞાન દૃઢ થાય છે. માટે તેને પ્રત્યક્ષ ઉદાહરણ આપીને ઉપદેશ કરવો. વળી જેમ સંગતનું ફળ મનુષ્ય માત્રને થાય છે, તેમ બાળકને પણ થાયછે. માટે તેમને સારી સોબતમાં રાખવાં જોઈએ. તેમ માબાપે સારાં આચરણ કરી દેખાડવાં જોઈએ. એટલુંજ નહિ પણ સારા આચરણોથી થતા લાભ અને દુરાચરણથી થતા ગેરલાભ બતાવી ઉપદેશ કરતા રહેવું. આવી રીતે કરવાથી છોકરાઓ નીતિવાળાં થશે અને માબાપ આ સંસારમાં ખરૂં સુખ ભોગવવાને ભાગ્યશાળી થશે. બાળકોને ધર્મનીતિનું શિક્ષણ આપવા પ્રયત્ન કરવો એ દરેક માબાપ અને જનહિતકારી મનુષ્યોનો ધર્મ છે.

## માની શિખામણ.



પ્રિય પ્રમોદ ! વ્હાલી મનોરમા ! તમો બને બાળકોને સદ્ગુણી જોઇને મને ઘણો આનંદ થાય છે. મેં આજ સુધી તમોને ઉછેરવા અને કેળવવા જે યત્ન કરેલો, તે સફળ થયેલો જોઇ, હું મને કૃતાર્થ થઈ માનું છું, અને ઇચ્છું છું કે તમારા જેવાં બાળકો દેશમાં સર્વનાં

થાઓ. પુત્ર પ્રમોદ ! આજે તારી પ્રિય બેન મનોરમા આપણાથી છુટી પડી સાસરે સિધાવવાની છે. માટે માતા તરીકે મારો જે ધર્મ છે, તે ધર્મ પ્રમાણે મારે તમોને શિખામણ આપવાની છે. તે તમો લક્ષ આપી ભાઇ બેન સાંભળો;— પ્રિય બાળકો ! આ જગતમાં મનુષ્યની જીંદગી ટુંકી અને ક્ષણભંગુર છે. તેનો છેડો એકાએક ક્યારે અને કેવી રીતે આવશે, તેથી આપણે તદ્દન અજ્ઞાન છીએ, માટે જીંદગીનો જેમ સારો ઉપયોગ થાય, તેમ કરવાની અમૂલ્ય તક ખોશો નહિ. પરમેશ્વરે મનુષ્યને જે ઉત્કૃષ્ટ ગુણોથી ભૂષિત કર્યા છે. તેમાં ધર્મસર્વ કરતાં મોટો છે. પ્રભુએ ભૂમડળના પ્રાણીઓને ઇંદ્રિક સુખ ભોગવામાં સમર્થ કર્યા છે, તેમાં મનુષ્યને જ્ઞાન અને ધર્મ લાભના અધિકારી કરી સર્વ કરતાં શ્રેષ્ટ કર્યા છે. આ બે વિષયમાં સફળ થવાથી મનુષ્યનું યથાર્થ મહત્વ ઉત્પન્ન થાય છે. સુખ જેનું વર્ણન ન થઇ શકે એવો સ્તુતિપાત્ર પદાર્થ છે; પરતુ ધર્મ સ્વરૂપ–રત્ન જ્યોતિ તેના કરતાં પણ સેંકડો દરજ્જે ઉત્કૃષ્ટ છે. માટે આ ધર્મ રૂપ પરમ પદાર્થનુ સ્વરૂપ શુ છે અને કયા કયા કર્મ યથાર્થ ધર્મવાળાં છે, તેનો બરાબર વિચાર કરી વર્ત્તવુ એ મનુષ્યનુ સર્વ પ્રકારે શ્રેષ્ટ કર્ત્તવ્ય છે. સાધારણ રીતે કેટલાંક કર્મને સત્કર્મ અને કેટલાંકને અસત્કર્મ કહે છે. ભૂખ્યાને અન્ન આપવુ, અજ્ઞાનને જ્ઞાન આપવુ, વિપત્તિમાં ફસાયેલા માણસને તેમાંથી ઉદ્ધાર કરવો, ઉપકારીને તેનો બદલો વાળવો; આ સર્વ સત્યકાર્ય છે, અને બીજાની વસ્તુ ચોરવી, બીજાને દુઃખ દેવુ, ઠગવુ, અને નરહત્યા વગેરે હિંસા કરવી, આ સર્વને અસત્કર્મો તરીકે મનુષ્યો જાણે છે. માટે અસત્કર્મોનો ત્યાગ કરી સત્કર્મો કરતાં રહેવું જોઈએ.

પ્રિય બાળકો ! કુટુબના માણસોનું, સગાંવ્હાલાં, મિત્રો અને જન–મંડળનું જેટલું સુખ વધારી શકાય તેટલુ વધારવાનો ઉપાય કરવો. જ્ઞાનોપદેશ અને ધર્મોપદેશ, વગેરે શુભકર ઉપાયોથી સર્વને સુખી કરવાનો પ્રયત્ન કરવો. કડવાં વેણ અને કઠોર વ્યવહારથી બીજા માણસો નિર્થક દુઃખિ ન થાય તેમ કરવું ક્રોધને સમાવવો; વિનયને વધારવો, કોઇનો યથાર્થ દોષ કહેવાની વેળાએ મૂખથી નીઃરસ શબ્દ નહિ કાઢતાં દયા અને વાત્સલ્ય ભાવનો પ્રકાશ કરવો. રોગી અને ગરીબની ઝુંપડીમાં જઇને તેઓનાં દુઃખ રૂપી અગ્નિમાં દિલાસા રૂપી શાંતિ જળનું સીંચન કરવું, ઇત્યાદિક રીતે સર્વનું કલ્યાણ કરવુ અને સુખ આપવાનો યત્ન કરવો. ગુણી, માની, વિદ્વાન, ધાર્મીક, અને રાજા વગેરે જેનો જેટલો ઉત્કૃષ્ટ ગુણ જોવા કે સાંભળવામાં આવે છે, તેટલી તેના ઉપર શ્રદ્ધા, માન અને ભક્તિ ઉત્પન્ન થાય છે, પરંતુ એ સર્વ કરતાં વધારે શક્તિવાન, અપાર ગુણવાન અને અપાર માનને યોગ્ય પરમ કરૂણાકર મંગળમય પ્રભુ જેવો ભક્તિને પાત્ર છે, તેવો બીજો કોઈ પણ નથી. માટે તેની આશ્ચર્ય કારક અગાધ શક્તિ વગેરેનો વિચાર કરી નિરતર તેની ભક્તિ કરતા રહેવું એ મુખ્ય કર્ત્તવ્ય છે

પ્રિય બાળકો ! શરીરની સુખાકારી ના કરતાં બીજો સુખનો વિષય એકે નથી. શરીર અસુખાકારીમાં હોય તો શારીરિક અને માનસિક કોઇ જાતનાં સુખ ભોગવી શકવાને સમર્થ થઈ શકાતું નથી. શરીર અને મનનો એવો નિકટ સંબંધ છે કે, શરીર તનદુરસ્ત અને સબળ હોય તો મનપણ તનદુરસ્ત અને સ્ફુર્તિવાળું થાય છે, તેમ મન સતેજક અને પ્રફુલ્લ થયાથી શારીરિક તનદુરસ્તી પણ ઘણીજ સહજ થાય છે, બેઉની સુખાકારી એ બેઉને લાભકારક છે અને બેઉની અસુખાકારી એ બેઉને હાનિકારક છે મન શોકાતુર થયાથી શરીર પણ દુર્બળ થાય છે. શરીર પીડિત થાય છે, તો મન કટાળે છે, ક્રોધાયમાન થાય છે અને કાંઈ પણ આનંદકારી લાગતું નથી. માટે જીવનના રક્ષણ માટે, કુટુંબના પાલન કરવા માટે, પરોપકાર કરવા માટે અને પરમ પિતા પ્રભુની ભક્તિ કરવા માટે, તનદુરસ્તી મેળવવા પ્રયત્ન કરતા રહેવુ પ્રેમભાવથી મોહોલ્લાના સર્વે માણસોના ભલાનો વિચાર કરવો. પ્રેમી થવાથી તમે જોશો કે પાડોશીઓ તમારે માટે દુ:ખી થશે અને તમારા દુ ખથી તેઓની આખમાથી આંસુ પડશે માટે પ્રેમ અને સ્વાર્થ ત્યાગ એજ વશીકરણ મત્ર છે. આ મત્રથી આડોશી પાડોશીનાં હૃદય અને મનને હરણ કરવાં જોઇએ. પરોણા—અતિથિનો અસકોચ મનથી અન્ન પાનાદિકવડે સત્કાર કરવો, સરળ મનથી મળવુ અને સૌજન્ય દેખાડવુ જોઇએ. જન – મડળમાં રહીને બીજા સાધારણ મનુષ્યની વિદ્યા, બુદ્ધિ અને ધર્મ વગેરે સર્વ વિષયની ઉન્નતિ કરવાનો યત્ન કરવો એ સર્વ પ્રકારે કર્તવ્ય છે. પોતાનુ અને પોતાના કબીલાનુ ભરણપોષણ કરી ચૂપ થઇ બેસવું એ મનુષ્યનું કર્ત્તવ્ય નથી. માટે પોતાનાં નિત્યનાં કર્મ સપૂર્ણ કરી જેટલો વખત મળે, તેટલો વખત સ્વદેશની દ્રવ્ય વૃદ્ધિનો યત્ન કરવા બુદ્ધિનો ઉપયોગ કરવો, એ મનુષ્યનુ અવશ્ય કર્ત્તવ્ય કર્મ છે. આપણા ભારતવર્ષની ઉન્નતિ થતી નથી તેનુ કારણ શુ ? તેનું મુખ્ય કારણ એક તો એ છે કે,—આ દેશના સર્વ લોક જે જ્ઞાન મેળવે છે, તે પ્રમાણે ચાલતા નથી. એમનુ સર્વ ડહાપણ ભાષણોમાંજ, કૃતિમાં કાંઈ નહિ. એ કારણથી આપણા દેશના લોકો વિષે આવોજ અભિપ્રાય થઈ ગયો છે કે, "એમને ચાલવા કરતાં બોલવાનુ વધારે આવડે છે." સર્વ જ્ઞાન અને ઉપદેશ મેળવ્યા પછી જો તે પ્રમાણે કાર્ય થાય નહી, તો તે સર્વ જ્ઞાન અને ઉપદેશનું કાંઈ પણ ફળ નહિ માટે તમો જ્ઞાન અને ઉપદેશ મેળવી તે પ્રમાણે કાર્ય કરવા યત્ન કરજો. સમય એ અમૂલ્ય ધન છે. જીંદગીના સર્વ કાર્ય સમય ઉપર આધાર રાખે છે માટે વખતનો ઉપયોગ બહુજ સાવધતાથી કરવાનો છે. ગયો વખત પાછો આવતો નથી, જેટલી ઉમ્મર વધે છે, તેટલો જીવનનો વખત જાય છે અને તેટલા આપણે મૃત્યુની પાસે જઇએ છીએ. એ કારણથી જેટલા દિવસ આ પૃથ્વી ઉપર રહીએ તેટલા દિવસ સત્કર્મોમાં સમય ગાળવો વખત અને જીંદ-

ગીમાં કાંઇ ફેર નથી એમ કહીએ તો ચાલે; કારણ કે વખત મળીને જીંદગી થાય છે. જે થોડો ઘણો વખત સત્કર્મમાં જાય તેજ જીવન, અને જેટલો વખત આળસમાં જાય તે મૃત્યુ. કોઇ માણસે સો વર્ષ જીવીને પાંચ વર્ષજ સત્કર્મ કર્યાં હોય, તો તે પાંચ વર્ષ જીવ્યો કહેવાય. માટે વખત નકામો ગાળવો એ પોતાના પ્રાણનો ઘાત કર્યા જેવું છે. માટે બને તેટલો વખત સત્કર્મમાં ગાળવો.

પુત્રી મનોરમા ! તને મેં સ્ત્રીધર્મ સમજાવેલ છે, તોપણ તારે આજે સાસરે જતાં મારે તેમાંનું કેટલુક ફરી આ વખતે યાદ આપી કહેવું જોઇએ કે; તું નિત્ય નિદ્રામાંથી પરોઢીએ ઉઠી ઇશ્વરને યાદ કરી દતધાવન વગેરે કરજે, પછી સ્નાન કરી જે પરમ પિતાની કૃપાથી રાત્રિ નિર્વિઘ્ને કાઢી તેનું સ્મરણ કરી ઉપકાર બતાવજે ભોજન કરી બીજી સ્ત્રીઓની પેઠે નિદ્રા અને વૃથા વાતમાં વખત ગુજરીશ નહિ, પણ વાંચવા, લખવા, શીવવા, ભરવા, કે ગુંથવાનો મહાવરો રાખજે, વચ્ચમાં જરા આરામ લેતી રહેજે. પછી સાંજનાં ગૃહકાર્ય અને ભોજન કરી શય્યા તૈયાર કરજે, તે પછી પતિ સાથે આનદ વિનોદમાં કે વાંચવામાં થોડો વખત ગુજારજે. રાત્રે નિદ્રાવશ થતાં પહેલાં જગત્પતિનો આખા દિવસના સુખને માટે શ્રદ્ધા ભક્તિ સહિત ઉપકાર માનજે, અને અજાણતાં કઇ પણ પાપ જેવુ થયુ હોય, તો તેનો પશ્ચાતાપ કરી તેની પ્રાર્થના કરજે, કે તે તને પાપથી મુક્ત કરે તે પછી વખતસર શયનગૃહમાં જઈ પ્રભુ ઉપર વિશ્વાસ રાખી નિર્ભયપણે નિદ્રાવશ થજે. એ રીતે વખતનો ઉપયોગ કર્યાથી તું પાપથી દૂર થઇ દિન પ્રતિદિન ધર્મ પંથમાં આવશે.

પુત્રી ! કોઈ વખતે ગીત કે ગાયન ગાવા જેવી રૂડી અને મનને આનંદ પમાડે એવી બાબતપર લક્ષ રાખતી રહેજે. સ્ત્રી જાતિમાં કુદરતી રીતેજ ગાવાની સારી હલક હોય છે. ગાવાને પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે લાયક ગણાય છે. માટે એ લાયકી ભરેલો ગાવાનો હુન્નર મેળવવામાં કસર રાખીશ નહિ. જો સંજોગ બને અને તારા પતિની મરજી હોય તો જુદા જુદા રાગની પેટીઓ ( હારમોનિયન, પ્યાનો વગેરે. ) અને એવાજ રાગનાં બીજા વાજીત્રો બજાવતાં શીખજે; પરતુ યાદ રાખજે કે આખા દીવસની સસારની જંજાળમાંથી પરવારીને ઘરમાં આવેલા પતિને મીઠી હલકનાં મધુર ગાયનથી રજન કરવામાં જેટલી તુ ઉપયોગી થઇ પડશે, તેટલી બીજા કશાંથી થવાની નથી. માટે તું તારા પતિને ગાયન વગેરેથી રજન કરવાની ઘણી કાળજી રાખજે.

પુત્રી ! મનુષ્ય જેવું સદ્દગુણથી શોભે છે, તેવું ઘરેણાં લુગડાંથી શોભતુ નથી. સદ્દગુણ હોય તો ગમે તો સારાં ઉચ્ચાં વસ્ત્ર અને ઘરેણાં પહેર્યાં ન હોય તોપણ તે શોભિ નીકળી સર્વ ઠેકાણે વાહ વાહ કહેવરાવે છે. ઉત્તમ વસ્ત્રાલકાર પહેર્યા હોય અને પોતે દુર્ગુણી હોય, તો તે સર્વ ઠેકાણે અપમાન અને ધિક્કારને

પામે છે. માટે તું સારાં લુગડાં ઘરેણાં પહેરવા ખત નહિ રાખતાં સદ્‌ગુણથી દીપાવાની ખત રાખજે. કેટલીક સ્ત્રીઓ દેખાદેખી સારાં સારાં લુગડાં ઘરેણાં પ હેરવા પાછળ ખત રાખે છે, એટલુંજ નહિ પણ ફલાણી જાતનુંજ અને ઉંચુંજ લુગડું પહેરવું અથવા ફલાણી જાતનુંજ ઘરેણું ઘડાવીએ તો ઠીક, એવી ટેવ રાખી ધણીને પજવે છે અને નકામા ખર્ચના બોજાતળે ઉતારે છે. માટે તું એવી ટેવ રાખીશ નહિ અને ધણીને પજવી એવા નકામા ખર્ચના બોજાતળે ઉતારીશ નહિ. માત્ર મર્યાદા દાખલ અને સુઘડતાઇને ખાતર જેમ બને તેમ સાફ સ્વચ્છ અને સ્થિતિને અનુકુળ મર્યાદા જળવાય એવાં લૂગડાં પહેરજે.

પુત્રી ! તારી બેનપણીઓ પસદ કરવામાં ઘણીજ સભાળ રાખજે. જે ગુણવાન. ડાહી, વિવેકી, અને નીતિવાન વગેરે સદ્‌ગુણી અને સારાં સ્વભાવની હોય, એક બીજાની વાત પેટમાં રાખી શકે એવી સમજણવાળી હોય, તોછડી ન હોય, એક બીજાના કામમાં ભાગ લે એવી હોય, જેની કીર્ત્તિ સારી હોય, કોઇ ઠેકાણે નિંદાતી ન હોય, ચાલચલણ જેના વખાણવા લાયક ગણાતાં હોય, વગેરે સદ્‌ગુણ જોઈ પરીક્ષા કરી બેનપણી કરજે. જો કોઇ પ્રકારે તેના વિષે વહેમ પડે તો તેમની સોબતથી દૂર રહેજે.

પુત્રી ! તારૂં શરીર અને કપડા સ્વચ્છ રાખજે, સ્વચ્છ રહેવાથી શરીર આરોગ્ય રહે છે, મન આનદમાં રહે છે અને આયુષ્યની વૃદ્ધિ થાય છે, ઘર, શરીર, અને કપડાની સ્વચ્છતા અને અસ્વચ્છતા વગેરેપરથી મનુષ્યની ચતુરાઈ અને પવિત્રતાઇ વગેરેની પરીક્ષા થઈ શકે છે. માટે તુ હમેશાં ઘર, શરીર, કપડાં અને રાચરચીલાં વગેરે સામગ્રી સ્વચ્છ અને સુદર રાખવા કાળજી રાખજે.

પુત્રી ! આ મારી સર્વ શિખામણ ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્ત્તતી રહેજે, અને સર્વ ઠેકાણે તારા સદ્‌ગુણથી વાહ ! વાહ ! કહેવરાવી મારા મૂખને ઉજ્જવળ કરજે. તેથી તું સુખી થઇ તારા જીવનનુ સાર્થક કરી શકીશ.

પુત્રી ! તારે આખો ભવ તારા પતિ અને સાસુ સસરા સાથે ગાળવાનો છે અને એજ તારા વધારે વાલેશરી છે. જો કે તે વિષે મેં તને શિક્ષણ આપેલુ છે, તોપણ આજે તને ચાલતી વખતે મારે છેવટ વધારે ભાર દઇ એ વિષે જે કહેવાનુ છે તે તુ સાંભળ,—

## પુત્રીશિક્ષા.

" આજ કોંતલ રાયનાં કુવરીને શણગારો સજની "—એ રાગ.

શાણી તું સીધાવર્તા સાસરે શુંણ ડાહી દીકરી,
શુંણ ડાહી દીકરી, નીતી ભરી, શીક્ષા ખરી,
દઉં આ ઘડી, મોદ ભરી,

શીળવતી થાજે સુલણી, શુંણુ ડાહી દીકરી. શાણી. ટેક.
સાસુ સસરાની પ્રીતે, સેવા કરજો શુભ રીતે;
બેટા કંઈ કામ બતાવે, કરીએ તે પુરાભાવે;
(એતો હુ સૌ સમજુછું !)
ભણીએ ના કો દી નકારોરે, શુંણુ ડાહી દીકરી. શાણી. ૧
વારૂ પડે જો કંઈ વાંક, છાનો નવ રાખીએ ટાંક;
પૂત્રી પણુ દાસત્વ દાખી, મૂખેથી માગીએ માફી;
(માજી મને નહિ કેહું પડે !)
જેથી લાગીએ સૌને પ્યારારે શુણુ ડાહી દીકરી. શાણી. ૨
વડીલના સામે વા'લી, ઉંચા સ્વરવડે ઉચ્ચારી;
બોલીએ ન મીઠી મારી, સૂ વિનય વીવેક ધારી,
(માજી હું આપની કેળવેલી છુ !)
માનીએ સૌની મરજાદરે, શુંણુ ડાહી દીકરી. શાણી. ૩
શીખામણુ દેતાં સારી, ધરીએ ન દ્વેષ લગારી;
સૌને મદ ટાળી તમામ, બોલાવીએ મોટે નામ,
(માજી ! એતો મા તેવીજ દીકરી હા !)
કરીએ ન વાદ વિવાદરે, શુણુ ડાહી દીકરી. શાણી. ૪
બેટા દુરીજનથી બીજે, સાહેલી કુસગ ન કીજે;
સ્વામી આદે સૌને જમાડી, પછી જમવું નીત દાડી;
(મારાં વા'લાં માજી ! બહુ સારૂં)
સૌને સૂવાડી જો શયનરે, શુણુ ડાહી દીકરી. શાણી. ૫
પતીને પ્રભૂ તુલ્ય જાણી, સેવા કરજે તું શાણી;
બોલાવે જો પ્રીય પ્રાણુ, હાંજી કહી વદીએ વાણુ;
(માજી ! હું કદાપી નહિ ભૂલું)
સતીનો એ ધર્મ પાવનરે, શુંણુ ડાહી દીકરી. શાણી ૬
સ્વામીને શરણે રૈયે, ઇચ્છાવીણુ ક્યાંએ ન જૈયે;
નેહે નાથજીને નીહાળી, રાજી રાખીએ મારી વ્હાલી;
(માજી ! આપની શિખામણુ અમૃત તુલ્ય છે)
ગણી તન મન ધન તમામરે, શુણુ ડાહી દીકરી. શાણી ૭
છે તું પૂત્રી પઢેલી, નીતી રીતીમાય ઠરેલી;
માટે કરીને શૂભ કાજ, વધારજે વૃદ્ધની લાજ;
(વારૂ માજી ! પણુ મને વેહી તેડાવજો હાં !)
જેથી રાજી રે' રૂડા રામરે, શુણુ ડાહી દીકરી. શાણી. ૮

આ સાંભળી પુત્રી માતાને દ્દીકરજોડી સ્તુતિ કરવા લાગી કે;—

## માતૃસ્તોત્ર.

" ગોકુળીએ લઈ ચાલો, ઓધવરાજ અમને " એ રાહ.

પ્રણુમુ પ્રણુમુ હે માત તમને, ચરણુ કમળ શીશ નામી. પ્રણુમુ. ટેક.

લઘુ વયમાંથી મૂને કિધ મોટી, સકટ સહન કર્યા મા કોટી;
જયારે હુંય હતી છેક છોટી, પ્રણુમુ માત તમને.— ચરણુ. ૧
લાખો તેં લાડલડાવ્યાં કોડે, આપ્યુ આણીને માગ્યુ મેં જે મોંડે;
મૂને પોષી મા પૂત્રની ગોડે. પ્રણુમુ— ચરણુ ૨
પાંચ વરસની હું થઇ જયારે, માડી બેસાડી નીશાળમાં ત્યારે;
મૂને ભણુવા ધરી ભાવ ભારે. પ્રણુમુ— ચરણુ ૩
ભાવ થકી ભલી વીદ્યા ભણુવી, ટેવ નઠારી તમામ તજવી,
આપી સાચું ઘરાણુ શોભાવી. પ્રણુમુ— ચરણુ. ૪
લોકની નીદા ન લેશ ગણી, જેથી ભલી વીધ હુંય ભણીરે;
ગુણુ તારા શકુ શુ ગણીરે. પ્રણુમુ— ચરણુ. ૫
પામર સ્થીતી છતાં માત મારી, સકટ વેઠી શરીર અપારી;
મૂને કેળવી કીધ આભારી. પ્રણુમુ— ચરણુ. ૬
મારો સુધાર્યો તમે જનમારો, આભાર એ અગણીત તમારો,
નહી પુત્રી થકી વળનારો. પ્રણુમુ— ચરણુ. ૭
નામ દીવાળી અવીચળ રાખ્યુ, માડી મુને તે અક્ષય ધન આપ્યુ,
દૃખ આ દિન પુત્રીનુ કાપ્યું. પ્રણુમુ— ચરણુ. ૮
સુધા સમાન આ શિક્ષા તમારી, માજી કહો કેમ જાય વીસારી,
પૂરી પુત્રીને કીધી આભારી. પ્રણુમુ— ચરણુ ૯
આપની શિક્ષા મેં ઉર ઉતારી, વાલાં માજી વીસરૂ ના લગારી,
ઉચરૂ સત્ય આગળ તારી. પ્રણુમુ— ચરણુ, ૧૦
વીનયવડે ઉચરી મૂખ હાજી, રાખીશ સૌના સદા મન રાજી,
મુને કે'વુ પડે નહી માજી. પ્રણુમુ— ચરણુ. ૧૧
આ જે ભણી હું તે કરૂણા તમારી, મારે માટે સહ્યાં સકટ ભારી,
ભૂલે પા'ડ એ પૂત્રી નઠારી. પ્રણુમુ— ચરણુ. ૧૨
પ્રેમથી પત્ર પાઠવજો માતા, જાણી કુશળ પામુ સુખ શાતા;
રખે માવડી વીસરી જાતાં. પ્રણુમુ— અચળ. ૧૩

# ઉત્તમવરકન્યાશોધવાનીરીત.



આ જગતમાં જન્મી શારીરિકબળ, બુદ્ધિ, આયુષ્ય અને સુંદરતા વગેરેમાં ઉત્કૃષ્ઠ થવુ હોય અને વશમાં તેવાં ઉત્કૃષ્ઠ બાળકો પેદા કરી સર્વ પ્રકારનુ સુખ ભોગવવુ હોય તો—પ્રથમ ઘણીજ સાવચેતીથી લગ્ન સબધ જોડવો જોઇએ. લગ્ન સબધ જોડતા પહેલાં પ્રથમ વરકન્યાના વશની, તેના માબાપની અને પછી વરકન્યાની પરીક્ષા કરવી જોઇએ. આ પરીક્ષા પરસ્પર વરકન્યાએ, માબાપે અથવા સગા વહાલાઓએ કરવાની છે. જો પરીક્ષા કરવામાં બેદરકાર રહી ભૂલ કરવામાં આવશે અને લાકડે માંકડુ વળગાડી દેવામા આવશે, તો આખી જીદગી ખરાબ થઇ પસ્તાવા જેવુ થશે. પ્રાચીનકાળે આ વિષે બહુ બારીક તપાસ કરવાનો રિવાજ હતો, પરતુ અર્વાચીન અજ્ઞાનતાથી એ વિષે બહુ તપાસ કે વિચાર કરવામાં આવતો હોય એવુ જણાતુ નથી, એ ઘણુ ખેદની વાત છે. માત્ર એક દિવસના સુખને માટે બજારમાં શાક લેવા જઇએ છીએ, તો સારા નરસાનો વિચાર ને તપાસ કરી, જે સારૂ હોય તે ગ્રહણ કરીએ છીએ, પણ આતો આખી જીદગીના સુખનો વિચાર કરવાનો છે, તેમાં લોકો બેદરકાર જોવામાં આવે છે એ બહુજ હાનિકારક છે. ઉત્તમ ઝાડનાં ફળ ઉત્તમ થાય અને નિસ્તેજનાં નિસ્તેજ થાય એ સ્વાભાવિક છે, તેમ લાંબી ઉમ્મરનાં, બળ બુદ્ધિમાં શ્રેષ્ટ, ધાર્મિક અને નિરોગી માબાપનાં બાળકો તેના જેવાં થાય અને ખરાબ ગુણવાળાનાં ખરાબ થાય છે. માટે પ્રથમ વરવાળાએ કન્યાના વશની, તેના માબાપની અને પછી કન્યાની પરીક્ષા કરવી જોઇએ. કન્યાવાળાએ વરનાવંશની, તેના બાપની અને પછી વરની પરીક્ષા કરવી જોઇએ. જો કે—**"સતીમંડળ ભાગ ૧ લામાં" પતિ તરીકે કેવા પુરૂષને પસદ કરવો? પત્ની તરીકે કેવી કન્યા પસદ કરવી? કન્યાની દેવ પરીક્ષા** એ વિષયોમાં જાણવા યોગ્ય ગુણ, લક્ષણો અને ચિન્હો વગેરે આપેલાં છે; પરતુ તેમાં જે બાબત આવેલી નથી; તે આ નીચે ઉપયોગી ધારી આપેલી છે.

**વંશપરીક્ષા**—વશના ગુણ અને રોગ વગેરે વારસામાં ઉતરવાનો ઘણુંકરી સભવ રહે છે. માટે વશ પરીક્ષા આમાં જણાવેલા નિયમે કરવી જોઇએ. **વરકન્યાના પુર્વજો**—વિદ્યા, ખ્યાતિ અને ધર્મ વગેરેમાં ઉત્તમ હતા કે નહિ. **વરકન્યાના વંશમાં**—ઉતરતો—ક્ષય, કોઢ, ગરમી, હરસ, ઉન્માદ, ફેફરૂ, હિસ્ટીરિયા અને મધુપ્રમેહ વગેરે કોઇ રોગ હતો અથવા છે કે .નહિ વરકન્યાના માબાપના વશમાં લાંબી ઉમરે કે ટુકી ઉમરે મરણ પામે છે તે જાણવુ જોઇએ,

કેમકે તેથી તે વધારે વર્ષ અગર થોડાં વર્ષ જીવશે તેનુ અનુમાન થઈ શકે છે. **માબાપની પરીક્ષા**—વરની પરીક્ષા કર્યા પછી તેમના માબાપની પરીક્ષા કરવી જોઇએ, કેમકે માબાપનાં જેવાં છોકરાં થવાને સભવ રહે છે. માટે આ નિયમો ધ્યાનમાં રાખવાના છે. **કન્યાનીમાનીપરીક્ષા**—માત્ર પિતાનું શરીર અને વિદ્યા, બુદ્ધિ આદિ પ્રકૃતિ જોઇ સતોષ પામવાનુ નથી, પરંતુ વધારે માતાના શરીરની અને પ્રકૃતિની ખાત્રી કરવી જોઇએ, કેમકે કન્યા માતાના ગુણ ઘણુંકરી ગ્રહણ કરે છે. માતા કેટલી મુદતે ગર્ભ ધારણ અથવા ગર્ભપાત કરે છે તે જાણવુ જોઈએ, કેમકે માતા જો ૫ કે ૭ વર્ષે ગર્ભ ધારણ અથવા ગર્ભપાત કરતી હશે, તો કન્યાએ પણ તેજ નિયમે ગર્ભ ધારણ અથવા ગર્ભપાત કરવાનો સભવ છે—માતા કેટલી ઉમ્મરે ઋતુમતી થયેલી તેપણ જાણવું જોઇએ, કેમકે કન્યા પણ તેજ નિયમે ઋતુમતી થવા સભવ રહે છે—માતા દયાળુ, નીતિવાન, પતિપ્રેમી, ધાર્મિક, બુદ્ધિશાળી, હિંમતવાન અને કરકસરવાળી વગેરે સદ્દગુણી છે ? કે કજીઆળી, ચોરટી, વ્યભિચારણી, નિર્દય, નાસ્તિક, ક્રુર, અને બુદ્ધિહીન વગેરે ખરાબ વર્તણુકની છે ? તે જોવુ જોઈએ, કેમકે કન્યાની અંદર માતાના ગુણ દોષ ઉતરવાનો વધારે સંભવ છે.—માતા શરીરે રોગી છે કે નિરોગી ? દુબળી છે કે મજબૂત બાંધાની ? વગેરે ખાત્રી કરવી જોઇએ, કેમકે માતાના શરીરની તાશીર કન્યાની અંદર ઉતરવાનો સભવ છે. **વરનાપિતાની પરીક્ષા**—વરના પિતાનુ શરીર અને મનની પ્રકૃતિ કેવી છે ? તે જાણવુ જોઇએ, કેમકે પિતાના ગુણ પ્રમાણે પુત્ર ઘણુ કરી ચાલે છે. માટે વરના પિતાની પરીક્ષા કરવી જોઇએ.—વરનો પિતા જો પોતાની સ્ત્રી પ્રત્યે અણબનાવ અને પ્રેમ વિનાનો જોવામાં આવે, તો તેના પુત્રને પણ પોતાની સ્ત્રીના ઉપર પ્રેમ ઉપજવાનો થોડો સભવ છે, પિતા લપટ, દારૂડીઓ, ચોર, વ્યભિચારી, નાસ્તિક, નિર્દય, ક્રુર, અને ક્રોધી વગેરે ખરાબ વર્તણુકનો હશે, તો તેનો પુત્ર પણ ઘણુ કરી તેવોજ થવાનો સભવ છે—પિતા જો ધાર્મિક, નીતિવાન, દયાળુ, બુદ્ધિશાળી વિદ્વાન, સત્યવાદી, પરોપકારી, અને ઉદ્યોગી હશે તો પુત્ર પણ ઘણુ કરી તેવોજ થાય છે—પિતા શરીરે મજબૂત, નિરોગી અને બળવાન હશે, તો પુત્ર પણ ઘણુ કરી તેવોજ થવાનો સભવ છે—વરકન્યાના માબાપ અને તેના કુળમાં ઉપર જણાવેલા કોઇ પણ જાતના દોષ હોવા જોઇએ નહિ, પરંતુ કોઈ પણ પ્રકારના દોષ વિનાનુ કુળ મળવુ કઠણુ છે, તોપણ જેટલા દોષ ઓછા હોય તેટલુ વધારે સારૂં છે—વરકન્યા બેઉના કુળમાં એકજ પ્રકારના દોષ હોવા જોઈએ નહિ; કેમકે વરકન્યા બેઉ એકજ પ્રકારના દોષવાળાં સાથે જોડાવાથી ઘણીજ હાનિ થાય છે.

**વરકન્યાનીપરીક્ષા**—ઉપરની પરીક્ષા કર્યા પછી વરકન્યાની શારીરિક અને માનસિકપરીક્ષા કરવીજોઈએ. **શારીરિકબાબતમાં**—તનદુરસ્તી,

અવયવ, ધાતુ. ( વાત, પિત, કફ અને મેદ તથા લોહી ), સૌંદર્ય-રૂપ સુંદરતા અને ઉમરનો તપાસ કરવો. **માનસિકબાબત**—ચારિત્ર—આચરણ, વિદ્યા, બુદ્ધિ અને ધર્મભાવ, એ વિષે તપાસ કરવો જોઈએ. **તનદુરસ્તીનાંલક્ષણ**—જેઓ થાક્યા વગર શરીર અને મનની ઘણી મહેનત કરી શકતાં હોય અથવા તેવી મહેનતથી થાક ચઢતો હોય તો તે થાક તરત દુર કરી શકતાં હોય, ક્રોધ વગેરે મનના વિકારોને ઉત્પન્ન થવા ન દેતાં મન વશ રાખી શકતાં હોય, ઈંદ્રિયવૃત્તિયો વશ રાખતાં હોય, દુષિત અને ઝેરી પદાર્થથી દૂર રહેતાં હોય, શીતળા અને મેલેરિયા વગેરે ઉડતા રોગની તરત અસર થતી ન હોય, વગેરે એવાં લક્ષવાળાં વરકન્યા તનદુરસ્ત રહેવાનો સભવ છે. **અતનદુરસ્તીલક્ષણ**—જેનું અગ ઘણું મોટું, ઘણુંજ પાતળુ, હાડકાનો માળો અને તેની બનાવટમાં દોષ ખાવાપીવા, પહેરવા અને હવાના ફેરફાર વગેરે સામાન્ય કારણથી શરીર અને મન બગડી આવે, થોડીક મહેનત કરવાથી પણ થાક ચઢી આવે અને થાક લાંબી મુદતે ઉતરે, સહેજ કારણથી ક્રોધ, શોક અને દુઃખ ઉત્પન્ન થઇ આવે; શીતળા, મેલેરિયા, વગેરે ઉડતા ચેપી અને ઝેરી રોગની અસર સ્હેજ કારણથી લાગુ પડી આવે. આ સર્વ લક્ષણોવાળાં વરકન્યા તનદુરસ્ત રહેતાં નથી.--વરકન્યામાં બીજા બધા ગુણ હોય, પણ આરોગ્યતા વિનાનાં હોય, તો તેઓ સબધ કરવાને યોગ્ય નથી, કેમકે મનુષ્યની અસુખાકારીનો દોષ તેના શારીરિ અને માનસિક ઘણી જાતના ગુણોને નકામા કરી નાખે છે. **અવયવનો વિચાર**--શરીરના કોઇ ભાગ સબધી કોઇ દોષ—લુલો, આંધળો, બહેરો, ખુધો અને મુગો વગેરે આ દોષ કુદરતી હોય અથવા જન્મ્યા પછી કોઇ રોગને લીધે થયા હોય, અને તે જો કાયમ હોય, તો શરીરની ખુબસુરતી અને શરીરની સ્વાભાવિક ક્રિયામાં હાનિ થાય છે. **ધાતુની બાબતમાં—વાત-વાયુપ્રકૃતિનાં ચિન્હ**—વરકન્યાનુ શરીર—કૃશ, ઉંચાઇ મધ્યમસર, માથુ શરીરના પ્રમાણમાં મોટુ, કપાળ મુખમડળના પ્રમાણમાં નાનુ, રગ ફીકો અને લોહી વગરનો, આંખ ગાઢ કાળા રગની, વાળ જાડા અને કાળા, મુખમંડળ ચચળ, ચામડી પ્રબળ સ્પર્શાનુભવવાળી, માંસના લોચા કઠણ, જલદી ચાલનાર, લોહી ઝડપથી ફરવાને લીધે માથુ ગરમ અને હાથ પગ ઠડા, કોઈનુ માથું અને શરીર ઠડુ તથા હાથ પગ ગરમ, આ સર્વ વાયુપ્રકૃતિનાં ચિન્હ છે.—આ પ્રકૃતિના માણસમાં ન્યાયાન્યાયનો વિચાર કરવાની સૂક્ષ્મબુદ્ધિ હોય છે, પરતુ વિચાર કામમાં આણવાનુ મુશ્કેલ ભરેલુ સમજે છે. સર્વ કામ જલદીથી કરે છે, ઠડી અને ગરમી સહન કરી શકે છે, બીજી ધાતુવાળાના જેટલાં ઉમરે વધતાં નથી. આ પ્રકૃતિનાં માણસોને—અજીર્ણ, બધકોશ, ઝાડા થવા, પેટની વેદના, શરીરની પીડા, ન્યુમોનિયા અને ઉન્માદ ઇત્યાદિ રોગ થવાનો સભવ છે. **પિતપ્રકૃતિ-**

**નાં ચિન્હ**—આ પ્રકૃતિવાળાના શરીરના ભાગ અને મુખમંડળ સુગઠિત, માંસના લોચા કઠણ, રંગ કાળો, અને લોહી ફરવાની ક્રિયા સારી, સ્થિર ભાવના, અને ઉત્સાહી હોય છે. શારીરિક અને માનસિક ઘણી મહેનત કરવાને શક્તિ ધરાવે છે. આ પ્રકૃતિવાળાને— અજીર્ણ પિત્તની પિડા, હરસ, ઈત્યાદિ રોગ થવાનો સંભવ છે. **કફ અને મેદ પ્રકૃતિનાં ચિન્હ**-આ પ્રકૃતિવાળાનું શરીર ઘણુંજ જાડું, માથું મોટું, હાથ મોટા, હાથની પોચી મોટી, હાથની હથેળી મોટી, અને શરીરના બીજા સાધા મોટા તથા જાડા હોય છે. તેની ચામડી કોમળ, રંગ સ્વચ્છ, આંખો ચળકતી પીળી, અને ધુસર રંગની હોય છે. વાળ અને રૂવાડાં ઘણાં બારીક અને સ્વચ્છ હોય છે. હોઠ જાડા અને લોહી વગરના હોયછે. મુખમંડળ મોટું, શરીર ભારે. દાંતસ્વચ્છ સફેદ હોય છે. આ પ્રકૃત્તિવાળાનું યૌવન ધીરે ધીરે ખીલે છે, વિચારશક્તિ મંદ હોય છે, બોલવાની છટા થોડી હોય છે, સ્મરણ શક્તિ ઉત્તમ હોય છે, વિવેકશક્તિ ઘણી હોય છે, વિચાર ન્યાયને અનુસરતો હોય છે, પાડોશીઓની સાથે વ્યવહાર જ્ઞાન અને ઉત્સાહ યોગ્યરીતે હોય છે. આ પ્રકૃતિનાં માણસો ઘણુકરીને થોડા આયુષ્યવાળાં હોય છે, તેઓનો માનસિકભાવ શારીરક અવસ્થાના કરતાં ચઢીયાતો હોય છે. શરીર જેવું જાડું હોય છે તેવું મજબુત હોતું નથી આ પ્રકૃતિવાળાને—સહેજસાજ કારણથી રોગ થાય છે. દુર્બળતા અને શોચ વગેરે રોગ તેઓને ઘણું કરી ઉત્પન્ન થાય છે **લોહીપ્રકૃતિનાંચિન્હ**—જેના શરીરમાં લોહીનો ભાગ વધારે હોય છે, તેનું માથું શરીરના કરતા નાનું, મુખમંડળ ચપટું, કપાળ મોટું, અને કેટલાકનું પાછળથી ઢળતું હોય છે, છાતી પહોળી, ગંભીર અને લાંબી હોય છે, ઉભા રહેવાથી ફુટી પેટની સમાનતામાં રહે છે, આખા શરીર ઉપર ચરબી થોડી હોય છે, શરીર પુષ્ટ, લોહીથી પૂર્ણ, રંગ સફેદ, વાળ સૂક્ષ્મ, અને વળેલા, ચામડી કઠણ, શરીરના માંસના લોચા જણાઇ આવે છે, દાંત મજબુત અને પીળાશ મારતા હોય છે પચાવવાની અને મહેનત કરવાની શક્તિ ઘણી હોય છે, માનસિક વૃત્તિ સારી હોય છે, બોલવાની શક્તિ અને બુદ્ધિ સારી હોય છે. તેઓ સહનશીલ, સંતોષ ચિત્તવાળા, સરળ ભાષણ કરનાર અને હિંમતવાન હોય છે. આ પ્રકૃતિવાળાને—દાહ, દાહજ્વર, રક્તસ્રાવ, કલેજાનું દરદ, અને ફેફસાની વ્યાધિ થવાનો સંભવ છે **રૂપસુંદરતાનોવિચાર**—સુંદરતા કોને કહે છે, તેનો નિર્ણય કરવો ઘણો મુશ્કેલ છે, કેમકે કોઇ લાલ હોઠને, કોઇ ગૌર વર્ણને, કોઈ પોપટની ચાંચની પેઠે વળેલા નાકને અને કોઇ મોટી આંખને સુંદરતા કહે છે, માટે શરીરની સુંદરતા નક્કી કરવાનું કામ વરકન્યાની પોતાની મન પસંદગી ઉપર રાખવું યોગ્ય છે. આ પુરૂષે પરસ્પરના મનને ગમતાં સૌંદર્યવાન હોવાં જોઈએ, કેમકે તેઓ પરસ્પરના સૌંદર્યમાં ખેંચવાથી સહજ પ્રેમ ઉત્પન્ન થાય

છે. જો તેઓમાં સ્ત્રી કદરૂપી હોય છે, તો તે પુરૂષને પ્રીતિદાયક થતી નથી, તેમ પુરૂષ પણ કદરૂપો હોય તો તે કદી પણ સ્ત્રીનો ચિત્તહારક થઇ શકતો નથી. જ્યાં એવી રીતે હોય ત્યાં સ્ત્રી પુરૂષમાં ખરોપ્રેમ ઉત્પન્ન થવાનો થોડો સભવ છે. આ વખતે વરકન્યાએ બે વાત ધ્યાનમાં રાખવાની છે, તે એ કે,—તેઓએ પોતપોતાની રૂપ-સુંદરતાના જેવા અને યોગ્ય સુંદરતાની ઇચ્છા રાખવી.—તનદુરસ્તી અને સારો સ્વભાવ વગેરે સદ્ગુણ એ બહારના સૌંદર્યતાના કરતાં વધારે ઉત્તમ અને કીંમતી છે. કન્યા ગમે તેવી કુળવાન હોય, પણ જો ગરીબ સ્થિતિની હોય તો તે પસદ કરવી નહિ, કેમકે ઉચ કુળનું કાંઈ બજારમાં નાણું આવતુ નથી. તેમ એકલા સોનાના ઢગલાને જોઇને કોઇ હલકા આચરણવાળાં કુળની કે તદન કદરૂપીને પરણવું નહિ, તેમ ઢીગણી કે મૂર્ખ સ્ત્રીને પણ પરણવું નહિ. દુરાચરણી માતાની પુત્રી ગમે તો સ્વરૂપવાન હોય, તોપણ તે સાથે લગ્ન કરવુ મહા ભયકર છે, કેમકે માતાના ગુણદોષ પુત્રીમાં આવે છે જે સ્ત્રીનું મન મલીન વિચારથી મુક્ત હોય તે પરણવા યોગ્ય છે, કેમકે પવિત્રપણું—પૂર્ણ શિયળપણાનો ગુણ સ્ત્રીમાં ઘણો અગત્યનો છે તે વિના કોઇ સ્ત્રી પત્ની થવાને યોગ્ય નથી. સ્ત્રી જાતિના ગુણ લક્ષણો તપાસવામાં બહુ ધ્યાન આપવાનું છે. માટે બહુ વિચાર કરીને સૌદર્યતાની પરીક્ષા કરવી જોઇએ. **ઉમરનોવિચાર**—સારાં બાળકો ઉત્પન્ન કરવાની ઇચ્છા રાખનારે ઓછામાં ઓછી કન્યાની ઉમર ૧૬ વર્ષની અને વરની ૨૫ વર્ષની હોવી જોઇએ. તેથી ઓછી ઉમરે વિવાહ થવો જોઇએ નહિ વર કન્યામા ઉમરનુ છેટુ સાધારણ રીતે ૮ થી ૧૦ વર્ષનું રાખવુ જોઇએ આ પ્રમાણે લગ્નસબધ થવાથી જન-મડળની શારીરિક અને માનસિક દુર્બળતા ધીરે ધીરે ઓછી થશે અને બાળકો બુદ્ધિવાન, બળવાન અને લાંબી અયુષ્યનાં થશે માટે આ નિયમે વરકન્યાની ઉમરની પરીક્ષા કરી સબધ જોડવો જોઇએ.

**માનસિકબાબતમાં—આચરણનો વિચાર**—વરકન્યા શુદ્ધ આચરણનાં હોવાં જોઇએ. સ્ત્રીપુરૂષનો પ્રેમ મરણકાળ સુધી કાયમ રહીને ઘણાં પ્રકારનાં સુખ આપે છે. તેનુ મૂળ સ્ત્રીપુરૂષનો નિર્મળ સ્વભાવજ છે. જો સ્ત્રી પુરૂષ ખરાબ ગુણનાં હોય તો ઘણીજ હાનિ થાય છે. માટે સારો સ્વભાવ હોવો જોઈએ અને સર્વ જનમાં પ્રિય હોવા જોઇએ. વરકન્યા—પડોશીઓમા પ્રિય હોય, વિનય તથા વિવેકી ગણાતા હોય, વગેરે આચરણની ખાત્રી આજુ બાજુના પાડોશીઓથી કરવી જોઇએ. **વિદ્યાઅનેબુદ્ધિનોવિચાર**-વરકન્યાની અદર વિદ્યા અને બુદ્ધિ એ બેઉ સાથે હોય તે બહુજ ઉત્તમ વાત છે; પરતુ બેઉ સાથે ન હોય તો તેના કરતાં કેવળ બુદ્ધિ હોય તોપણ ઘણું સારૂં. કેવળ વિદ્યાવતી સ્ત્રી ઘણુકરી સુગૃહિણી થઇ શકતી નથી એવુ સુધરેલી અગ્રેજ

જાતિ પણ આજકાલ માને છે. માટે કન્યામાં સસાર—વ્યવહારને ઉપયોગી વિદ્યા જ્ઞાન ન હોય તો ચાલે, પરતુ તે બુદ્ધિવાન તો હોવીજ જોઇએ. બુદ્ધિવાન સ્ત્રીથી પતિ અને કુટુંબને આનંદ અને ફાયદો થાય છે. બુદ્ધિશાળી સ્ત્રીથી પતિને સાંસારિક બાબતમાં ઘણી સહાયતા મળે છે. **ધર્મનોવિચાર**— વરકન્યા સાથે રહી ધર્માચરણ કરે, માટે બેઉનો એકજ ધર્મ ઉપર ભાવ હોવો જોઇએ. બેઉ એક ધર્મ પાળનારાં હોવાને લીધેજ સ્ત્રીનું બીજું નામ—**સહધર્મિણી** પડ્યું હશે જેવી પતિની ધર્મવૃત્તિ હોય, તેવીજ સ્ત્રીની ધર્મવૃત્તિ હોવાથી ઘણોજ લાભ થાય છે. માટે લગ્ન સબંધ જોડતાં પહેલાં બેઉનો ધર્મ એક છે કે નહિ તે નક્કી કરવું જોઇએ વરકન્યા એક ધર્મનાં હોવાથી બેઉમાં ધર્મનીતિ પ્રવર્ત્તશે અને ધર્મ વિરૂદ્ધતાથી ઉપજતાં દુખ કમી થશે તથા ભવિષ્યનો વશ ધાર્મિક થશે.

આ ઉપર જણાવેલા સર્વ નિયમો પ્રમાણે વરકન્યાની પરીક્ષા કરવી. આ પરીક્ષાથી જે વરકન્યા ઉત્તમ જણાય, તે સાથે લગ્ન સબધ જોડવો. આવી રીતે ઉત્તમ સબધ જોડાયાથી સ્ત્રીપુરૂષ સસારમાં ઉત્તમ સુખ ભોગવી શકશે અને તેમાંનાં બાળકો બળ, બુદ્ધિ અને આયુષ્યમાં શ્રેષ્ટ ઉત્પન્ન થશે. માટે વરકન્યાનો સબધ જોડતી વખતે ઉતાવળ નહિ કરતાં ધીરજથી પરીક્ષા કરી સબંધ જોડવો એ સુજ્ઞ માબાપનુ કર્ત્તવ્ય છે.

---

## ગૃહકાર્યચલાવવામાંજોઇતાગુણો.

---

ગૃહ-સસારમાં સ્ત્રીની મુખ્ય ફરજ એ છે કે તેણે ગૃહકાર્ય, બાળરક્ષણ અને બાળશિક્ષણનું કામ ઉત્તમ પ્રકારે કરવુ તેમાં સદ્‌ગુણાદિ નીતિના ગુણો ઉપરાંત વિદ્યાહુન્નરની કેળવણી અને કાર્યકારીપણાના ગુણની જરૂર જેટલી એકમાં છે, તેટલીજ બીજામાં પણ છે. બાળશિક્ષણની સાથે ગૃહકાર્યનો એટલો નિકટ સબધ છે કે જો એકની આવડત હોય, તો બીજાની હોવીજ જોઇએ, પણ જો ક્ષણભર એમ ધારીએ કે, કોઈ સ્ત્રી બાળશિક્ષણપરજ ફક્ત ધ્યાન આપતી હોય અને ગૃહકાર્યમાં જોઇતા, ગુણો જે—વ્યવસ્થા, ક્રમ, ઉદ્યોગીપણુ, હિસાબ, અને કરકસર, ઉત્યાદિ ન વાપરતાં, તેથી બેદરકાર રહે તો બાળકને અપાતી કેળવણી અપૂર્ણ ગણાશે. માતાના સદ્‌ગુણ અને સદ્‌વર્ત્તનમાંજ બાળકની કેળવણી પ્રત્યક્ષ મૂર્ત્તિમાન બિરાજે છે અને તેનું પ્રતિબિબ બાળકના મગજમાં ફોટોગ્રાફની માફક એવી રીતે પડે છે કે તે પાછું જીવતાં સુધી નાશ પામતું નથી. માટે સ્ત્રીની અદર જેટલી વિદ્વતાની જરૂર છે.

ટલીજ ગૃહકાર્ય સારીરીતે કરવામાં જોઇતા ગુણોની જરૂર છે. વળી વિદ્યા, વિવેક અને આવડત, તેમજ બીજા સદ્દગુણો બાળકેળવણી અને ગૃહકાર્યમાં એક સરખી રીતેજ અગત્યના છે. બાળક પોતાની માતાને ગૃહકાર્યમાં જેવા ગુણો સહિત પ્રવર્ત્ત થયેલી જોશે, તેવા તેમાં પણ આવશે અને તે તેની કેળવણીનો એક મોટો ભાગ ગણાશે. ઘર એક જાણે રત્નો ઉત્પન્ન કરી તેને ઘસી, ઓપી ઝળકતાં મૂલ્યવાન બનાવવાનુ કારખાનુ છે પુરૂષ આ ઘર રૂપી કારખાનાનો માલેક છે, ને સ્ત્રી તેને વ્યવસ્થાપૂર્વક ચલાવનાર તત્રી ( મેનેજર ) છે. માલેક પોતાની સર્વ કમાઇનો પૈસો એ કારખાના ( ઘરમાં ) માં થાપણ દાખલ રોકે છે અને તત્રી પોતાના તન મનનુ સર્વ સામર્થ્ય તેમાં વાપરે છે. માટે તે પણ એ કારખાનામાંથી થતા લાભ હાનિના ભાગીદાર છે. હરેક કારખાનાની ઉપજમાં જેમ સ્વાર્થ અને પરમાર્થ બને લાભ રહેલા છે.—એટણે ધણી તેથી થતા નફાનો ભોગવનાર થાય છે, અને લોકો તેથી ઉત્પન્ન થતી વસ્તુનો લાભ લે છે; તેમજ આમાં પણ છે. સુખ, શાતિ, આરામ અને આનદરૂપી નફાના ભોગી માલેકને તત્રી બને ભાગીદાર થાય છે અને સુપુત્ર સુપુત્રીરૂપી રત્નોનો લાભ જગતને મળે છે. આ રત્નોને ઉત્પન્ન થયા પછી કેળવણીરૂપી સઘાડાપર ચડાવી, ઘસી, ઓપીને દુનિયામાં દીપી નીકળે એવાં બનાવવાં એ ઘણુ કરી તત્રીના હાથમાં હોય છે ઘરરૂપી કારખાનાનો સઘળો આધાર અને તેના માલેકનો સઘળો વિશ્વાસ તત્રી ઉપર હોય છે માટે એવુ ઉત્તમ કારખાનુ ( ઘર ) ચલાવવામાં જોઇતા ગુણો માતારૂપી તત્રીએ ધારણ કરવાં જોઈએ.

સ્ત્રીએ ઘર કામકાજમાં ઉત્તમ પ્રવિણતા મેળવવી જોઇએ. આ ગુણ એક સ્ત્રીને તેના સ્ત્રીપણાને યોગ્ય છે, એટલુજ નહિ પરતુ દરેક સુવ્યવસ્થિત કુટુબના સુખ અને કલ્યાણ માટે એક રીતે અત્યત અગત્યનો છે કામકાજની ટેવ માત્ર ધધા રોજગારમાં ઉપયોગી છે એમ નથી, પણ જીદગીના દરેક ચાલુ કાર્યમાં જ્યાં રચના, ક્રમ, અગમચેતીથી તૈયારી અને છેવટે તેને પાર પાડવું એ ગુણો તે સર્વ કામ લાગે છે એક વ્યપારીની પેઠે દુકાનની વ્યવસ્થા જેટલે દરજ્જે કામકાજનો વિષય છે, તેટલેજ દરજ્જે ઘરકામની વ્યવસ્થા પણ છે. એમાં **ધોરણ, બારીકનજર, ક્રમ, ઉદ્યોગ, કરકસર, કવાયદ, આવડત** અને તેને પરિણામે પહોંચાડવાને જોઈતી ઉપયોગી **યોજનાશક્તિ**, એ ગુણો જોઇએ. આ સઘળા ગુણો કામકાજના તત્વ માંહેલા છે અને તેટલા માટે પોતાના અગમાં તેની ટેવ પાડી તેમને કેળવવાની નીરૂર છે જે સ્ત્રી પોતાનાં કાર્યમાં ફતેહમદ નીવડવાને ચહાતી હોય, એટલે પોતાના ઘરને સુખરૂપ બનાવવાને જે સ્ત્રીઓ ઇચ્છતી હોય, તેણીને તે ગુણ ઘણા જરૂરના છે. તે જેટલા પુરૂષોને પોતાના ધધારોજગારમાં અગત્યના છે, તેટલાજ સ્ત્રીઓને પણ છે **ધોરણ**–

એ કામકાજનુ જિગર છે, તે ઘર કામમાં અતિ અગત્યનુ છે. ધોરણ રાખવાથી દરેક કામના અંતઝટ આવે છે ગોંધળ અને ગભરાટ એ તેની આગળથી દોડતાં નાશે છે. **સમયપાલકતા**—એ કામકાજને માટે જરૂરને ગુણ છે. તે ધોરણની સાથેજ રહેતો આવે છે, તે વગર ધોરણ ચાલે નહિ સમય ચૂકનાર સ્ત્રી પોતાના પતિને અણગમો ઉત્પન્ન કરેછે; કારણ કે તે ઘણો કાળ રોકીને આગલાને ચીઢ ચડાવે છે. તેથી તેને એમ લાગે છે કે આ સ્ત્રીને તે વધારે તત્પરતાવાળી આપણે શી રીતે કરીએ ! ધધારોજગારવાળા માણસને વખત એ પૈસો છે, પણ કામકાજવાળી સ્ત્રીને ધોરણ એ તેનાથી એ વધારે કીમતી છે—તે શાતિ, સુખ અને ઘરની આબાદી છે **અગમબુદ્ધિ**—એ પુરૂષોની પેઠે સ્ત્રીઓને પણ કામકાજમાં જરૂરને ગુણ છે એ ગુણ તે ઉપયોગમાં યોજેલુ ડહાપણ છે તે કેળવાએલી વિવેક બુદ્ધિથી આવે છે. હરેક વસ્તુ ઘટીત અને બંધબેસ્તી યોજવામા અને ખરૂ કામ ખરે રસ્તે કરવાને ડહાપણથી વિચાર કરવામાં તે કામ લાગે છે. કઇપણ કામ કરવામાં—સાધન, ક્રમ, વખત, અને ધોરણની ગણત્રી એનાથીજ રખાય છે. જ્ઞાનથી અનુભવમાં પુષ્ટી મળે છે અને અનુભવથી અગમબુદ્ધિ આવે છે.

સ્ત્રી દરરોજને સસાર ચલાવવાને યોગ્ય થાય, તે માટે તેમને કામકાજના ગુણની કેળવણી લેવાની જરૂર છે. વળી ઘરની હકુમત બરાબર ચાલવામાં, છોકરાંની દાઇઓ, શિક્ષકો અને કેળવનાર તરીકે પૂરતી સહાય અને શક્તિ આપવાને તેમને મનની કેળવણી લેવાની પણ ઘણી અગત્ય છે **હિસાબ**—એ પણ સ્ત્રીઓને ગૃહકાર્યમાં પહેલુ અને અગત્યનુ સાધન છે. જે સ્ત્રીને હિસાબ ઉપયોગી ગણિતનુ કઇપણ જ્ઞાન નથી હોતુ અને સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર વિષે કઇ સમજતી નથી, તો પછી તે આવક ખરચને હિસાબ રાખી શકતી નથી. જેમ તેમ રાખવા જાય છે તો વારંવાર ભૂલો થાય છે. તેથી ઘરમાં વખતો વખત તકરારો અને ઝઘડાનુ મૂળ ઉત્પન્ન થાય છે. જે સ્ત્રી પોતાના ગૃહકાર્યના સબધમાં આવતા ગણિતના સાદા નિયમ સમજતી નહિ હશે, તેને હાથે ભોળપણને અજ્ઞાનપણાને લીધે ઘણો ખરચ થવાને. તેથી તેના કુટુંબની શાંતિ અને સુખમા મોટી ખલેલ પડે છે. માટે ઉપયોગ જેટલું ગણિત જાણવું જોઇએ **નીતિઅનેબુદ્ધિ** -ઘર સસારમા હમેશાં નીતિ અને બુદ્ધિને ખપ પડે છે. તેને કેળવવાની જરૂર છે. ઉછરતી પ્રજાની કેળવણી પ્રભુએ સ્ત્રીને સોપી છે અને નીતિને બુદ્ધિનુ બધારણ શરીરના બધારણમાં વાસ કરીને રહે છે શરીરની, મનની અને નીતિની સપતિનુ સુખ, ઘરમાં કુદરતના કાયદાઓને અનુસરીને ચાલવાથીજ પ્રાપ્ત થાય છે. એ સ્ત્રીએ સમજીને તે પ્રમાણે વર્તન કરવાની ઘણી અગત્ય છે એ કાયદાઓના જ્ઞાનથી શરીરની આરોગ્યતાનાં અને બુદ્ધિ તથા

નીતિની આરોગ્યતાના સુખ પોતાના કુટુંબમાં જાળવી શકાય અને તે માટે **સ્ત્રીએકુદરતનાકાયદાનેઅનુસરીવર્તવું** જોઇએ. આવા કાયદાનુ જો જ્ઞાન ન હોય, તો માતાની બાળક પ્રતિ મમતાનુ પરિણામ એ થાય છે કે બાળકો વહેલાં મરણને આધિન થાય છે. તેનુ કારણ એકતો—કુદરતના કાયદા વિષેમાતાનું અજ્ઞાન, બીજું—મનુષ્ય શરીરના બધારણ વિષેમાતાનુ અજ્ઞાન, ત્રીજુ–સ્વચ્છ હવા અને પાણીના ઉપયોગનું અજ્ઞાન, અને ચોથુ–તદુરસ્તીને માફકનો ખોરાક તૈયાર કરી વાપરવાની કળાનુ અજ્ઞાન એજ છે.

જગત્ નિયંતા પ્રભુએ સ્ત્રીને એક અવિચારવાન દાસી કે માત્ર પુરૂષની ફુરસદનું ખુબસુરત પૂતળું કે રમકડુ કરી રાખવાના હેતુથી સૃજેલી નથી. તેને સ્વાર્થ તેમજ પરમાર્થ બને માટે સૃજેલી છે અને જે જવાબદારીની ફરજો જીંદગીમાં તેને માથે મૂકેલી છે, તેમાં કેળવાયેલા મગજની અને માયાળુ અંતઃકરણની જરૂર છે. તે કઈ ક્ષણિક સુખના ( ઠાઠ માઠ, મોજ મઝા વગેરેના ) સાધન મેળવવાની કુશળતાથી પૂરૂ થતુ નથી. એવા ગુણ જો કે જુવાની અને ખુબસુરતીમાં આનદને ઉત્તેજન આપે છે, તોપણ તે પોતે આનદ આપનાર છતાં, જીદગીનાં ખરેખરાં કાર્યોમાં થોડાજ ઉપયોગી પડે છે. કેળવાએલી બુદ્ધિવાન સ્ત્રીએ ગૃહકાર્યમાં ઉપયોગી થઇ પડી—કાર્ય સાધકતામાં વધારો કરવો. તેથી વિચાર કરવાની શક્તિ આવશે, અને અગાઉથી વિચાર કરવાનું સૂઝશે. સસારમાં અનેક અકસ્માત્ બનાવો બને છે, તેને આગળથી જાણી લેવાને અને તેનો આગળથીજ બદોબસ્ત કરવાને શક્તિવાન થવુ જોઇએ. પોતાના છોકરાંનાં લક્ષણ ઘડવામાં અને ગૃહ—સસાર તથા કુટુબ કબીલાનાં શાન્ત સ્થળમાં કર્તવ્યના પવિત્ર માર્ગમાં સ્થાયી પ્રયત્ન અને ધૈર્ય વાળા આગ્રહથી પોતાનુ ઉત્તમ કામ પૂર્ણ કરવુ. ઘરનું કામકાજ કરવું, પોતાનો ઘર સસાર ચલાવવો, છોકરાંઓ ઉછેરવા ને કેળવવાં, પેદાસને જોઈ વિચારીને કરકસરથી વાપરવુ, ઘરમાં ખુટતી ચીજ મગાવીને સગ્રહ કરવી, પોતાના પતિનો ખરો સોબતી અને સાચો મિત્ર થઈ રહેવું, આચારવિચારનુ સલજ્જાપણુ રાખવુ અને શીયળને સરસ રીતે સાચવવું. એ પ્રમાણે હમેશાં ઉપયોગી કામ ધધામાં રોકાએલા રહેવાની ટેવ સુખ સપત્તિને માટે અવશ્યની છે. **ઉદ્યોગી**—રહેવાની ટેવ જો સ્ત્રીઓમાં ન હોય, તો તે નિરુત્સાહમાં, કામ વિના ઉપજેલા થાકમાં અને નિરુપયોગીપણામાં ડુબે છે, તેમનું માથું દુઃખે છે અને જ્ઞાનતતુઓને કઈકને કઇ પણ વ્યાધિ થયાજ કરેછે. માટે સુજ્ઞ સ્ત્રીઓએ હરેક કામ ઉત્સાહ અને ખતથી કરવાની ટેવ રાખવી જોઇએ પોતાના ઘરની ઝીણી ઝીણી બાબતો નિયમમાં લાવી તેનુ છેવટ આવતાં સુધી તે ઉપર તેણે નજર રાખવી જોઇએ. દરેક વસ્તુને કોઇ યુક્તિને પદ્ધતિસર ગોઠવી રાખવી. પોતાના ગૃહ–રાજ્યના તાબામાં પોતાની જેજે પ્રજા હોય, તે સર્વ ઉપર સાણપ-

ણુથી સત્તા ચલાવી તેમને કાબુમાં રાખવી. જે સ્ત્રી યથાસ્થિત રીતે પોતાનો ગૃક-સસાર ચલાવવાની ઈચ્છા રાખતી હોય, તેનામાં—ઉદ્યોગ, આગ્રહ, શૈલી, અકુશ, દીર્ઘદષ્ટિ, શાણુપણુ, વ્યવહારોપયોગી કાબેલીયત, મનુષ્ય લક્ષણુની પરીક્ષા અને રચના રચવાની તથા વ્યવસ્થા કરવાની શક્તિના ગુણ હોવા જોઈએ. એજ ગુણો હરકોઈ પ્રકારનું કામ પૂરતી રીતે બજાવવામાં ઘણાજ અગત્યના છે. તે સુજ્ઞ સ્ત્રીઓએ સપાદન કરવા અને ગૃહ-સસાર સારીરીતે ચલાવી સુખરૂપ બનાવવો એ તેમનુ કર્ત્તવ્ય છે.

## ઘરકામનીવ્યવસ્થા.

જગત્ નિયતા પ્રભુએ આ સૃષ્ટિની રચના વ્યવસ્થાસરજ રચી છે. સૂર્ય ચદ્ર. તારા અને પૃથ્વીનું ફરવુ, સૂર્ય ચદ્રનું ઉદય અને અસ્ત થવુ, દરેક ઋતુઓનું આગમન; ટાઢ; તાપ અને વર, સાદનું પડવુ, એ સઘળુ નિયમસરજ થયા કરે છે. જ્યાં જોશો ત્યાં તેની રચના વ્યવસ્થાસરજ જણાશે કોઈ પણ ઠેકાણે ગેરવ્યવસ્થા માલુમ પડશે નહિ. આ સૃષ્ટિ વ્યવસ્થાને લીધેજ હમેશ કાયમ રહેલી છે અને ઉત્તમ વ્યવસ્થાને લીધેજ તેની રચના સુદર લાગે છે. તેમ આ સસારમાં ઘર એ ગૃહસ્થાશ્રમી મનુષ્યની સૃષ્ટી છે. તેનાં સસારિક, ઘરઆરિક, અને વ્યવહારિક કામોમાં પણ એજ નિયમ લાગુ પડે છે એ નિયમસર ગૃહ-સસાર સુખમય થઈ શોભિ નીકળે છે ઘર સાથે પુરૂષો કરતાં સ્ત્રીઓનો સબધ વધારે છે. તેથી ઘર કામની વ્યવસ્થા કરવાનું મુખ્ય કામસ્ત્રીઓનુ છે સસાર-વ્યવહારમાં વ્યવસ્થાને લીધે ફતેહ થવાય છે. કામની વ્યવસ્થાસર ગોઠવણીથી મહેનત સહેલી અને આનદમય થાય છે. થોડી પેદાશ છતાં હુશિયારી અને ડહાપણુવાળી સ્ત્રી વ્યવસ્થાવડે કુટુબને સુખ આપે છે, અને તેવા ગુણુના અભાવવાળી સ્ત્રીથી ગમે તેટલી અધિક આવક છતાં પણ અવ્યવસ્થાથી ઘર કુટુબ દુઃખી થાય છે ઘર અને કુટુબના સુખ સાધનોને અવ્યસ્થિત રાખનારી સ્ત્રી કદી બીજા કામમાં ફતેહ મેળવી શકે, તોપણુ કામ પરત્વે વિચાર કરતાં તે અધિક પ્રશસા પાત્ર નથી, કારણુ કે તેના અગનું મુખ્ય કામ ઘર અને કુટુબના સુખસાધનોની વ્યવસ્થા રાખી વ્યવસ્થિતપણે ઉપભોગ થાય તેમ કરવાનુ છે કોઈ પણ વસ્તુ કે સાધનો સપાદન કરવાનુ કારણુ ઉપભોગ છે સમાજ વ્યવહારમાં કામ કરી પુરૂષો પોતાને માટે અને કુટુબને માટે સુખ સાધનો સપાદન કરી સ્ત્રીઓને ઘણે અશે સુપ્રત કરે છે. સ્ત્રીનું કામ પતિએ મેળવેલાં સુખ સાધનોનું રક્ષણુ કરવાનું અને કુટુબનાં સુખ માટે જરૂર પડે

ત્યારે ઉપયોગમાં તરત લેવાય તેમ કરવાનુ છે. ઉપયોગમાં લેવાની વસ્તુ વ્યવસ્થિતજ જોઇએ; કારણુ કે જ્યારે જોઈએ ત્યારે તેનો ઉપયોગ કરી શકાય. વ્યવસ્થા સાધનની જાતપર અને પ્રથક પ્રથક વસ્તુની યોગ્ય ગોઠવણુ કરવી જોઈએ. જાતપર એટલા માટે કે સાધન બગડે નહિ અથવા બગડવાનો આરભ થાય તેવી સ્થિતિપર જવાને લાયક થાય નહિ. પ્રથક પ્રથક વસ્તુની ગોઠવણુ એટલા માટે થવી જોઇએ કે જ્યારે જોઇએ ત્યારે ઉપયોગમાં લેવાને ખોળવાની જરૂર પડે નહિ. બીજી કોઇ રીતે બગડે નહિ. બહારથી સારો દેખાવ રહે, અને તેનો નાશ થવાનો ભય રહે નહિ. વળી વ્યવસ્થા કરવાના સબધમાં એક બીજી બાબત પણુ ધ્યાનમાં રાખવાની છે. મન શુદ્ધિથી હૃદય શુદ્ધ થાય છે, અને મન શુદ્ધિનો આધાર શરીર શુદ્ધિ, સ્વચ્છતા અને નિયમિત ગોઠવણુ પર રહેલો છે. જ્યાં બિલકુલ સ્વચ્છતા કે વ્યવસ્થા નથી, ત્યાં બિલકુલ ચે'ન કે ફુરસદ નથી, અવ્યવસ્થિત અને સ્વસ્છ જગોમાં સુવિચાર આવતા નથી, તેમજ ઘણા વિચાર આવે એવું શાંત અને પ્રફુલ્લિત મગજ રહેતું નથી; બહારની ઉપાધિઓ મગજપર નઠારી અસર કરી વિચાર શૂન્ય બનાવી દેછે. વિચાર શુદ્ધિ અને વિસ્તાર માટે તો આકાશમાં ઝુકી રહેલી પણુ અસ્વચ્છ અને અવ્યવસ્થિત હવેલી કરતાં. પ્રાચીન સમયના ઋષિમડળની જમીન સાથે વાત કરતી પણુ સ્વચ્છ અને વ્યવસ્થિત પર્ણકુટીઓ કે ગરીબ લોકની ઝુપડીઓ વધારે સરસછે. અવ્યવસ્થા એ સ્વચ્છતાનો લગભગ અભાવ છે. વ્યવસ્થાથી કામ કરવાને ઉમગ રહે છે, વખત બચે છે, માલમિલ્કતનું સરક્ષણુ થાય છે, અને જ્યારે જોઇએ ત્યારે નાહક દોડાદોડી કરવાની જરૂર પડતી નથી. કહ્યું છે કે—" ઉતાવળા સો બાવળા, ધીરા સો ગભીર, " કામની વ્યવસ્થાસર ગોઠપણુ કરી હોય તો ઉતાવળ કરવી પડતી નથી, અને દોડા દોડમાં કામ કરવાથી થતો ત્રાસ અને અડચણુ વેઠવી પડતી નથી. ઉતાવળના બોજાથી મગજ થાકીને ઘસડાઈ જાય છે. જે કામ આનદ ભરેલુ હોય, તે ઉતાવળ કરવાથી વેઠ જેવું લાગે છે, સ્વભાવ મળતાવડો થવાને બદલે ચિઢિયા સ્વભાવની અસર ઘરના બીજા સર્વ માણુસો પર થાય છે, કઠોર વચનો સાંભળવાથી ઘરના માણુસો બેદિલ થાયછે. આ સર્વેનું કારણુ માત્ર બરાબર વ્યવસ્થા રાખી હોતી નથી તેજ છે. જે સ્ત્રી કામ પૂરૂં કરવાને દરેક પળે ઉતાવળ કરતી હોય છે; તેનેજ નિરૂત્સાહી થવું પડે છે. નિત્યનાં કામકાજ આનદ અને ઉત્સાહથી કરવાને પદ્ધતિસર ગોઠવણીની બરોબરી કરે એવું બીજું કાંઇ નથી.

કામની વ્યવસ્થામાં દરેક ચીજને માટે વખત અને જગો મુકરર કરેલાં હોય છે, તો તેથી દોડાદોડી કરવી પડતી નથી; એટલુંજ નહિ પણુ એ રીતે કામની વ્યવસ્થા કરવાની ધીમે ધીમે ટેવ પડે છે અને તેથી પરિણામે ઘણો

લાભ થાય છે. ઘર કામમા મુખ્યત્વે કરીને-ઘરકુટુબને નહાવાના સાધનોની વ્યવસ્થા-પૂજાના સાધનોની વ્યવસ્થા, રસોઇના કામની વ્યવસ્થા, ભોજનના કામની વ્યવસ્થા-મુખવાસની સામગ્રીની વ્યવસ્થા-કપડાની વ્યવસ્થા-દાગીનાની વ્યવસ્થા -વાસણોની વ્યવસ્થા, બિછાના વગેરે સાધારણ ઉપયોગનાં સાધનોની વ્યવસ્થા, ખોરાક અને તેના સાધનોની વ્યવસ્થા-પાણી, હવા અને અજવાળુ, સ્વચ્છ અને શુદ્ધ મળે તેવી વ્યવસ્થા, શયનગૃહની વ્યવસ્થા, ગૃહવાટીકાના કામની વ્યવસ્થા, સંગ્રહ કરેલી વસ્તુઓની સગવડ, ઘર ધધાની વ્યવસ્થા, લેવડ દેવડની વ્યવસ્થા, હિશાબ લખવાના કામની વ્યવસ્થા, પશુપક્ષીના કામ સબધની વ્યવસ્થા, પરોપકાર વગેરે ધર્મનાં કામની વ્યવસ્થા, બાળરક્ષણ અને બાળશિક્ષણનાં કામની વ્યવસ્થા, દળવુ, ખાંડવુ, ભરવુ, ગુથવુ અને શીવવું વગેરે સ્ત્રીઓને ઘણાં કામ કરવાનાં છે, તેમાંનાં ઘણાંખરાં કામ વિષે **સતીમંડળ-ભાગ-૧લામાં—ઘરવ્યવસ્થા**ના વિષયમાં વિસ્તારથી વિવેચન કરેલુ છે. તે જીજ્ઞાસુઓએ વાંચી જોવુ. આ સર્વ ઘર કામની વ્યવસ્થા સ્ત્રીઓને કરવાની છે. તે સર્વ ઉત્તમ પ્રકારે અને ત્વરાથી શી રીતે થઇ શકે, તે તેમણે જાણવુ જોઇએ.

સ્ત્રીએ આ સર્વ કામની વ્યવસ્થામાં કલાકોની ગોઠવણ, **કામની વિગત અને વહેંચણ** કરી બધાં કામ નિયમસર કરવાં જોઇએ. એક વખતે એકકામ પૂરૂં કરીને બીજી વખતે બીજુ કરવુ. એમ કરવાથી ઘણા કામ સારાં થઇ શકે છે. તેમજ કામ સહેલથી અને આનદથી થઇ શકે છે. પદ્ધતસર કામ કરવાની રીતથી કામ સફાઇ બધ થાય છે; એટલુજ નહિ પણ સહેલુ, બરોબર, અને સપૂર્ણ થાય છે. તેથી આનદ ઉપજે છે ઘરમાં વ્યવસ્થા વગર કામ કરવાથી અમુક વખતમાં જેટલુ કામ થાય, તેના કરતા વિશેષ કામ તેટલાજ વખતમાં વ્યવસ્થાથી થઇ શકે છે. એકી વખતે એકજ કામ તરફ ધ્યાન રાખવાથી તે વધારે જલદી, વધારે સહેલાઇથી અને વધારે સારૂ થાય છે. એકી વખતે એક કામ કરવાની રીત રાખવાથી, એકી વખતે બેત્રણ કામ કરવાની રીતના કરતાં આખા દિવસમાં વધારે કામ થશે. કામમાં ફતેહ પામવા ઇચ્છનારી સ્ત્રીઓએ નીચે જણાવેલા નિયમો પાળવાથી ઘણોજ લાભ થશે,

દરેક ચીજને માટે જગો રાખો અને દરેક ચીજને તેની યોગ્ય જગોએ ગોઠવી રાખો.—દરેક કામને માટે વખત નિમો અને તે દરેક કામ તેને માટે નિમેલે વખતે કરો,—દરેક કામ યોગ્ય વખતમાં કરો—દરેક કામ સૌથી સરસ રીતે કરો.—જેમ કામ કરતા જાઓ તેમ તેનો દરેક ભાગ સપૂર્ણ રીતે કરો.—બીજું કામ શરૂ કરો તે પહેલા પહેલુ પૂરૂ કરો.—તમે કરેલુ કામ તથા તમારાં કામ કરવાનાં સાધન વ્યવસ્થાસરમૂકો.-કામ કરી રહ્યા પછી તમારાં દરેક કામ કરવાનાં સાધન સાફ કરો.— રાત્રે દરેક કામનાં સાધન અને રાચ તેને યોગ્ય ઠેકાણે મૂકો.—હમેશ યાદ

રાખજો કે જે શરતોએ આપણને જીંદગી આપવામાં આવી છે, તેમાં મહેનત પ-ણ એક છે.—વખત એ સોનું છે, એક પળ પણ વૃથા ગુમાવશો નહિ; દરેક પળનો હિસાબ રાખજો.—જે કામ આજ થાય એવુ હોય, તે કાલે કરવા મુલતવી રાખશો નહિ—જે કામ તમે જાતે કરી શકો એવું હોય તે બીજાને કરવાનું કહેશો નહિ.—કોઈ બાબતને એવી નજીવી ગણી કાઢશો નહિ કે તેપર ધ્યાન આપવું યોગ્યજ નથી.—તમારા કામકાજમાં ઘણામાં ઘણી વ્યવસ્થા રાખજો.—તમારી જીંદગીની આખર ઘડી સુધી મહેનત કરજો—કદી પણ કામ વિના આળસુ બેસી રહેશો નહિ.—તમારા હાથને માટે કંઇ ઉપયોગી કામ ન હોય તો તમારા મગજને કેળવવા બેસજો.—હમેશાં કામની અંદર સત્ય બોલજો.—તમારાં કામથી તમારી આબરૂને ખરી રીતે ધોકો લાગે નહિ તે ધ્યાનમાં રાખજો.—નિત્ય સાંજે આખા દિવસમાં જે જે સારાં કામ કર્યા હોય તેની નોંધ કરતા રહેજો—કોઈ પણ પ્રકારનાં કામની હોડ બકશો નહિ.—ઘરના કામની વ્યવસ્થામાં ફતેહ પામવાનો આધાર મનના કેટલાક સ્વભાવિક અને કેટલાક મેળવેલા ગુણોપર આધાર રાખે છે. માટે આવા જણાવેલા અગત્યના ગુણો ધારણ કરી તે પ્રમાણે વર્તજો—મિતાહાર ખાન પાન વગર તનદુરસ્તી હોઇ શકે નહિ. સદ્ગુણ વગર વ્યવસ્થા હોઈ શકે નહિ, અને કામની વ્યવસ્થા અને ધર્મ વગર સુખી હોઇ શકે નહિ—આપણી જીંદગીનો ઉદ્દેશ ડહાપણથી, વિચારથી અને સત્યધર્મથી રહેવામાં સમાયેલો છે. માટે સત્યધર્મપર ધ્યાન રાખી ઘર કામ સારી રીતે નિયમસર વ્યવસ્થાથી કરશો તો આ સસારમા ફતેહ પામશો.

## કુટુંબવ્યવસ્થા.

ભારતવર્ષના આર્યોની કુટુંબવ્યવસ્થા ધર્મનીતિના ધોરણપર રચાયેલી છે. આવી ઉત્તમ વ્યવસ્થા પ્રમાણે વર્તવાથી તેઓમાં પરસ્પર સ્નેહ, સપ, મમતા અને શાંતતા હતી, એક બીજાના સુખે સુખી અને દુઃખે દુ.ખી રહેતા હતા. ધારેલુ મોટુ કાર્ય કુટુંબના એકસપી એકત્રબળને લઈ સત્વર પાર પાડી શકતા, અને કોઇ પણ શત્રુ સામે થવા હિમત કરી શકતો નહોતો; વગેરે રીતે તેઓ સપૂર્ણ સુખી હતા; પરતુ આર્વાચીન વિપરીત કાળને લીધે એ ઉત્તમ ધર્મ નીતિ છિન્ન ભિન્ન થઈ ગયેલી છે, જેને લઇ કેટલાંક કુટુંબમાં પરસ્પર સ્નેહ, મમતા, સપ, અને શાંતતા જોવામાં આવતાં નથી. જોઇએ તે પ્રમાણે માતાપર મમતા, પિતા પર પ્રેમ, ભાઈપર ભરસો, સાસુ સસરાપર

સ્નેહ, પતિપર પરમભક્તિ, ભાણેજ ને બેનપર હેત, પુત્ર પુત્રીપર આત્મવત્ સદ્ભાવના, અને દેરાણી જેઠાણીમાં ઐક્યતા જોવામાં આવતાં નથી. જ્યાં જોઇશું ત્યાં સ્વાર્થ, દ્વેષ, વેર અને કલેશનું પ્રબળ આધિક દીઠામાં આવે છે. તેથી કરી એકત્ર કુટુંબનું જે બલ સસાર વ્યવહારમાં ઘણા ઉપયોગનું, મહત્વનું અને સુખ દાયક હતું, તે બળ તુટી જવાથી સસાર વ્યવહાર પરસ્પરને દુ:ખદાયક થઇ પડ્યો છે; જ્યાં કુટુંબમાં પરસ્પરના ધર્મ પ્રમાણે વર્ત્તવામાં ન આવે, ત્યાં કુટુંબની સ્થિતિ ખરાબ થઈ દુ:ખ દારિદ્ર ભોગવે એમાં આશ્ચર્ય પણ શું ? અને ત્યાં શત્રુઓ તેઓને હેરાન કરવા તત્પર થાય એમાં શકા પણ શાની ? વૃક્ષ ગમે તેવું મોટુ, બળવાન અને દ્દઢ હોય, તોપણ જો તે એકલુ હોય તો તેને વાયુ ક્ષણમાત્રમાં ઉખેડી શકે છે, પણ જો ઘણાં વૃક્ષો ભેળાં અને પોતાના જથામાં સાથે રહ્યાં હોય, તો તેઓ એક બીજાના આશ્રયથી પ્રબળ વાયુને પણ સહન કરે છે અને કશી પણ આંચ આવતી નથી. વાયુ જેમ એક વૃક્ષને નષ્ટ કરી શકે છે, તે પ્રમાણે ગુણવાન મનુષ્ય પણ જો કુટુંબથી એકલો રહે, તો શત્રુઓ તેને હાનિ કરવા શક્તિમાન થાય છે. માટે કુટુબથી સ્નેહ, મમતા અને સપ તજી તેનાથી છુટા પડી જવાની કદીપણ ઇચ્છા કરવી નહિ કુટુબ વ્યવસ્થા વિષે આર્યશાસ્ત્રકારોએ જે ધર્મ નીતિ બતાવી છે, તે ઘણીજ ઉત્તમ અતે લાભદાયક છે. તે ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્ત્તવાને ઉપયોગી થઇ પડે, માટે તેનું થોડુ વર્ણન આ નીચે આપેલુ છે,-દરેક કુટુબમા માતાપિતા જીવતાં હોય ત્યાં સુધી પુત્ર વૃદ્ધ હોય તોપણ પરતત્ર ગણાય છે—માતાપિતામાં પણ માતા કરતાં પિતા શ્રેષ્ઠ ગણાય છે, પિતા ન હોયતો માતા શ્રેષ્ઠ ગણાય છે, માતા ન હોય તો વડીલભાઈ શ્રેષ્ઠ ગણાય છે—વડીલભાઇને સ્વતત્ર જાણવો.—મોટાઈ એ ગુણ અને અવસ્થાથી ગણાય છે.—પુત્રે પિતાની સઘળી સ્ત્રીઓની સાથે માતાની પેઠે વર્તવું, અને પોતાની આવકના સરખા ભાગ પાડી તેમાથી સર્વ માતાઓનું પોષણ કરવુ.--પિતા પુત્રને અને તેની વહુને શિક્ષા કરવાને સ્વતત્ર છે; પરતુ પુત્રને વેચવા અથવા દાન તરીકે આપવાને સ્વતત્ર નથી—સઘળા પુત્રો નિરતર પરાધિન છે, પરતુ બહુધા તેઓ સ્વતંત્રની પેઠેજ વર્ત્તે છે તેઓને શિક્ષણની બાબતમાં, પિતાની સાથે વિચાર કરવામાં, દાન દેવામાં અને ન દેવામાં સ્વતંત્ર જાણવા.--પિતા એ મણિ, મોતી, વગેરે જંગમ ધનસપત્તિનો સ્વામી ગણાયછે—તેને માટે યથેચ્છ વર્ત્તવાને શક્તિમાન છે, પરતુ સર્વ સ્થાવર ધનનો પિતા કે પિતામહ કોઇપણ સ્વામી ગણાતો નથી.—સ્ત્રી, પુત્ર, અને દાસ આ ત્રણે પરાધિન છે, તેઓ જે ધન મેળવે છે, તે ધન તેના સ્વામિનું ગણાય છે. જે ધન જેના હાથમાં હોય છે, તેનેજ તેનો સ્વામિ જાણવો નહિ; કારણ કે ચોરી વગેરે કરવાથી એક મનુષ્યનું ધન શું બીજાના હાથમાં જોવામાં આવતું નથી ? માટે ધનનું

સ્વામિત્વ શાસ્ત્રાધારેજ ગણાય છે, પરંતુ અનુભવથી પણ તે ધન તેનું છે એમ મનાતું નથી. જો તેમ મનાતુ હોયતો આ મનુષ્ય આનુ ધન ચોરી ગયો એમ કહેવું યોગ્ય ગણાય નહિ --જે પુત્રે પિતાના ધનની સહાયના વિના જે જે સ્થાવર અને જંગમ ધન મેળવ્યુ હોય, તેણે તે ધન પોતાની ઇચ્છાનુંસાર ભોગવવું અને ભાઇઓએ તેમાંથી ભાગ પડાવવો નહિ —માતા, પિતા, ભ્રાતા પુત્ર, પત્ની, કન્યા, બેન, પુત્રવધૂ, અને ભાઇઓની સ્ત્રીઓ સાથે વિવાદ કરવો નહિ.—મોટો ભાઈ પિતા તુલ્ય છે; ભાર્યા અને પુત્ર પોતાના શરીર પ્રમાણે છે અને કન્યા એ કૃપાને પાત્ર છે. માટે તેમના તરફથી કંઈ દુખ થાય તોપણ સહનતા રાખવી.— પિતા પરલોક ગયાથી મોટાભાઇએ પિતાસ્વરૂપ થઇને નાનાભાઇઓનું વૃત્તિ વિધાન તથા તેઓનું પ્રતિપાલન કરવું.--નાનાભાઇએ પિતાના પ્રમાણે મોટાભાઇની આજ્ઞા પાળવી, અને તેમના પ્રતિ ભક્તિ દેખાડવી તથા તેની પછવાડેજ વર્તવું.-- મોટાભાઇની ભાર્યા, નાનાભાઇને ગુરૂપત્ની પ્રમાણે છે અને નાનાભાઈની ભાર્યા મોટાભાઇને પુત્રવધૂ પ્રમાણે છે.—મોટી બેન, મોટાભાઇની ભાર્યા, અને બાલ્યકાલે જેના સ્તનનું પાન કર્યું હોય તે માતા પ્રમાણે છે.—પ્રાણ જવાની તૈયારી હોય તો પણ માતા, પિતા, સ્ત્રી, પુત્ર, અને સગાં વ્હાલાંઓનો પરિત્યાગ કરી પોતે ખાવું નહિ —ભાઇ, બેન, ભઈના પુત્ર, ભાઇની સ્ત્રી, વગેરે કુટુંબીનુ પાલન કરવું અને તેઓને સતોષી રાખવાં —પોતાની પત્નીનું પ્રતિપાલન કરવું. વસ્ત્રાલંકાર વગેરેથી સતુષ્ટ પમાડવી.—પુત્રોને વિદ્યાભ્યાસ કરાવવો અને સ્વજન તથા બન્ધુવર્ગની રક્ષા કરવી એ સનાતન ધર્મ છે —પિતા અને માતાને સાક્ષાત્ પ્રત્યક્ષ દેવતાસ્વરૂપ જાણી સર્વ પ્રયત્નથી સર્વદા તેઓની સેવા કરવી - કુલવાન સત્પુત્રે પિતા માતાને મૃદુ વાક્ય કહેવું, સર્વદા તેઓનુ પ્રિય કાર્ય કરવુ અને તેઓની આજ્ઞામાં રહેવું -- માતા અને પિતાથી પુત્રો ઉત્પન્ન થાય છે તેથી તેઓ પિતા અને માતા એ બેઉને સમાન છે. માટે પુત્ર ઉપર પિતાનું જે પ્રમાણે સ્વામિત્વ છે, તેજ પ્રમાણે માતાનું પણ સ્વામિત્વ છે તેમાં સશય નથી.—સતાનના જન્મમાં માતા પિતા જે ક્લેશને સહન કરે છે, તેનો બદલો સો વર્ષે પણ પુત્રોથી વાળી શકાનો નથી.— પિતામાતા પુત્રને વિષે યશ, કીર્ત્તિ, ઐશ્વર્ય, સતાન, અને ધર્મની આશા કરે છે; માટે જે પુત્ર માતાપિતાની આશા પૂર્ણ કરે છે તે ધર્મજ્ઞ છે.—જે પીતા, માતા અને વડીલભ્રાતાની સેવા કરે છે અને કદાપિ તેઓના ઉપર દ્વેષ કરતો નથી. તેને સ્વર્ગલોકમાં ઉત્તમ સ્થાન મળે છે.—પિતાએ ચાર વર્ષ પર્યંત પુત્રનું કેવળ લાલન પાલન કરવું, ત્યાર પછી સોળ વર્ષ સુધી તેને ગુણ અને વિદ્યા શિખાડવાં, વીશ વર્ષ પછી તેને ઘરના કામોમાં જોડવા અને ત્યાર પછી તેઓના પ્રતિ મિત્ર ભાવે વ્યવહાર તથા સ્નેહ કરવો — કન્યાનું પણ એ પ્રમાણે પાલન કરવું. અતિ યત્નથી શિક્ષણ આપવું અને તેને ધન રત્નની સાથે સુપડિત વરને આપવી.—

વિદ્વાન પિતાએ કન્યાનું કાંઈ પણ મૂલ્ય લેવુ નહિ. લોભથી જો લેતો તે સતાન વેચનારો થાય છે —પોતાના કુલ ( કુટુંબ ) ને ઉત્કર્ષ પમાડવાની ઇચ્છા હોય તો ઉત્તમ ઉત્તમની સાથે સબંધ કરવો અને અધમ અધમનો ત્યાગ કરવો.—કુળમાં કોઈ અનર્થકારી પાપાત્મા પુરૂષ જન્મે છે તો તે કુળની અપકીર્ત્તિ કરે છે અને કીર્ત્તિને વિનષ્ટ કરે છે.—જે ભાઇઓ પિતાના ધનનો વિભાગ કરવાની ઈચ્છા કરે છે અને ધનમાં મોહિત થઇ જઇને પરસ્પર વિરોધ કરે છે; એ મહા હાનિકારક અને અધર્મ છે —જે સ્વાર્થી ભાઇઓ પોત પોતાનો ભાગ લઈ જુદા થવામાં વિરોધ કરે છે, તો અમિત્રો મિત્ર રૂપ થઇ તેઓમાં પરસ્પર દ્વેષ વધારે છે. પછી જ્યારે તેઓ વેરી થાય છે. ત્યારે શત્રુઓ અને દ્વેષીઓ તે છિદ્રમાં ફાવે છે અને તેથી ભેદ પામેલા ભાઈઓનો નાશ જલદી થાય છે.—ભાઇઓએ વિભાગ પાડી બનતાં સુધી છૂટા પડવું નહિ, કદી કોઇ કારણથી વિભાગ પાડી છૂટા પડવાની જરૂર પડે, તો ધન છે ને નથી, એમ ગણી તે પર મોહિત ન થવુ. ધન કરતાં ભાઇઓનો સબધ શ્રેષ્ઠ છે, એમ ગણી મોટુ મન રાખવું. પણ પરસ્પર વિરોધ કરવો નહિ ભલે ભાઇ છે, તેની પાસે હશે તો પણ કોઈ વખતે તેજ કામ આવશે, એવી લાગણી રાખી સતોષથી રહેવું, પણ જો તે માટે કોઇ પણ દ્વેષી મનુષ્ય અવળુ સમજાવે અને એક બીજામાં વિરોધ પમાડવા જેવું બતાવે, તો તે તરફ જરા પણ લક્ષ આપવું નહિ, એ સુજ્ઞ ભાઇઓનો ધર્મ છે અને તેનેજ ખરા ભાઇઓ સમજવા,—જે પેટ ભરો મનુષ્ય ગુરૂ અને બધુઓનો પરિત્યાગ કરી પોતે ભોજન કરે છે, તે આ લોકમાં નિંદનીય અને પરલોકમાં નરક ગામી થાય છે—કુટુંબ પરથી સ્નેહ, મમતાને છોડી જે એકલો રહેવા ઇચ્છે છે અને પોતાનોજ સ્વાર્થ તાકે છે, તે પરિણામે દુઃખી થાય છે.—ઘણા લાંબા અને સમપરિમાણના તતુઓ જેમ પોતાના ઘણા ઘણા—જથાને લીધે ઘણા પરિશ્રમો સહન કરી શકે છે, તેમ જો કુટુંબના દરેક માણસ સપસપી સ્નેહ અને મમતાથી સાથેજ રહે છે, તો તેઓ મહાભારત કામ કરવાને પણ શક્તિવાન થાય છે.—સાસુ સસરા એ માતા પિતા સમાન હિતસ્વી છે. માટે સસરાને પિતા સમાન અને સાસુને માતા સમાન સમજી તેની સેવા કરવી. તેની સાથે ઉંચે સ્વરે બોલવું નહિ.સભ્યતાને નમ્રતાથી ચાલી તેમની આજ્ઞા પાળવી, કોઈ રીતે તેમને માઠુ લગાડવુ નહિ. તેનાપર પ્રેમ રાખવો, તેની તનદુરસ્તી જાળવવા, ખાવા પીવા અને વસ્ત્રાદિથી યત્ન કરી ભક્તિપૂર્વક સેવા કરવી અને મદવાડના વખતમાં તન, મન, ધન અને વચનથી સેવા કરવી.—જ્યારે વહુના તરફથી સાસુ સસરાની માન મર્યાદા સચવાય છે, ત્યાને કુટુંબના અને બીજાં મનુષ્યો પણ તેના પ્રત્યે તેવી દૃષ્ટિથી જુએ છે, અને તેમની કીર્ત્તિ વધે છે. માટે તેમને સેવાથી સતુષ્ટ કરવાં.—સાસુ સાસરાએ વહુને પોતાની પુત્રી પ્રમાણે

ગણી સર્વ પ્રકારે તેનાપર સ્નેહ ભાવ રાખી વર્તવુ, **દિયર**—દિકરા તુલ્ય માનને યોગ્ય છે અને જેઠ એ સસરા સમાન છે માટે તે સાથે સભ્યતાથી વર્તવુ. કદી પણુ તેમના પ્રત્યે ધિક્કાર અને દ્વેષ પ્રકાશ કરવો નહિ જેમ **સીતા** લક્ષ્ણુના ઉપર પુત્ર સમાન પરમ સ્નેહ કરતાં હતાં, તેમ દિયેરના ઉપર સ્નેહ ભાવ રાખવો વળી જેમ **લક્ષ્મણુ** સીતાને માતા તુલ્ય ગણી ભક્તિ કરતા હતા, તેમ મોટાભાઈની સ્ત્રી પ્રત્યે ભક્તિ રાખવી વળી જેમ લક્ષ્મણુની પત્ની **ઉર્મિલા** રામચદ્રજીને સસરાજી સમાન ગણી તેના ઉપર પરમ ભક્તિ કરતી હતી, તેમ જેઠના પ્રત્યે ભક્તિ કરવી.—**દેરાણી જેઠાણી**—દેરાણીએ જેઠાણીને સાસુ સમાન ગણી માન આપવુ અને જેઠાણીએ દેરાણીને પોતાની પુત્રી સમાન ગણુવી. નાના મોટાની રીત પ્રમાણે વિવેકથી વર્તવુ પરસ્પર એક્યતા, સપ અને સ્નેહ રાખવો. જેવી રીતે **સીતા** અને **ઉર્મિલા** પ્રેમ ભાવથી એક રૂપ રહેતાં હતાં અને એક બીજાના સુખે સુખી અને દુઃખે દુખી થતાં હતાં, તેવી રીતે સપ સપીને રહેવું એક બીજાના કાર્યમાં મદદ કરવી. એક બીજાનાં છોકરાઓને પોતાનાં છોકરાંની પેઠે પ્રેમ ભાવથી ચાહવું અને લાડ લડાવવાં. પોતાનાં પુત્ર કે પુત્રીથી તેઓને જુદાં સમજવાં નહિ તેઓનું ભલુ થાય તથા સુખી થાય તેમ કરવા યત્ન કરવો.—**નણુદ**—પતિની મોટી બેન એ વડીલ તરીકે ગણાય છે અને સાસુને અભાવે સાસુ સમાન માન અને ભક્તિને પાત્ર છે. તેમની માન મર્યાદા જાળવી તેમની સાથે સ્નેહ અને સભ્યતાથી ચાલવું, નાની નણુદ એ બેન સમાન છે તેના પર સ્નેહ રાખવો, હરેક પ્રકારે તેમનું કલ્યાણુ ચાહવુ, તેમનું કોઈ પ્રકારે મન કચવાય તેમ ન કરતાં, સતોષ પામે તેમ કરવું. જેવો તમારો તમારા પિયેર ઉપર હક છે, તેવોજ તેનો તેના પિયેર ઉપર હક છે, એમ સમજી તેના પર સદ્ભાવના રાખવી અને આનદ રહે તેમ કરવું.—ભાણેજ, ભાણેજી, ભત્રિજી વગેરેને પોતાનાં છોકરાં સમાન ગણી તે સાથે સારી રીતે વર્ત્તો અને પ્રેમભાવ રાખો—**કુટુબમાં**—માબાપ વગરનાં બાળક, બાળિકાઓને સારી રીતે મદદ કરો, સ્નેહભાવ લાવી હરેક રીતે તેમનું ભલુ થાય તેમ કરો; કેમકે કુટુબમાં નિરાધારને આધાર આપવો, એ ધાર્મિક અને દયાશીલનું કર્ત્તવ્ય છે.—કુળમાં—કુટુબમાં કાકા, કાકી, વગેરે વડીલો અને તેમનાં છોકરાંઓ વગેરે જે કુટુબી જનો ગણાય છે, તેમાં જેની સાથે જેવો વ્યવહાર રાખવો જોઇએ, તેની સાથે તેવા વિવેક મર્યાદાવાળા વ્યવહારથી વર્ત્તો—જે કુટુબ આવી વ્યવસ્થા નીતિ પ્રમાણે વર્ત્તે છે, તે કુટુબમાં સુખ, સમૃદ્ધિ અને લક્ષ્મીનો વધારો થાય છે અને તે કુટુબ પ્રતિષ્ઠિત થાય છે.—જે કુટુંબી જનો પરસ્પર ધર્મ નીતિને ધ્યાનમાં રાખી આ સસાર વ્યવહાર ચલાવે છે અને એક બીજાનું સુખ ચાહે છે, તે કુટુંબ સર્વ પ્રકારે શ્રેષ્ઠતાને પામી પરમ આનદને મેળવે છે અને ધન્યતાને પામે છે.

---

# સ્ત્રીજાતિની સૌંદર્યતાનીમહત્તા.

" રગ બેરગી ફુલ જયમ, વિવિધ રગ ઓપાય,
તેમજ અબળા કોમપર, વિવિધ રગ સોહાય;
તેના વિધ વિધ રગથી, પુરૂષ વર્ગ મોહાય,
નાજુક તે અબળા સુધી, નમ્રપણે સોહાય, "



આ જગતમાં કેટલીક વસ્તુઓ સુંદર અને કેટલીક બદસુરત નામથી ઓળખાય છે. જેનાથી અત કરણુ ખેંચાય અને જેમાં તલ્લિન થઇ જવાય તેને સુદર અને જેનાથી અ ત કરણુમાં ધિક્કાર છુટે તે કદરૂપ કહેવાય છે. મનુષ્યનુ હૃદય સ્વભાવિક રીતેજ સૌંદર્ય તરફ્ આકર્ષાય છે. સૌંદર્ય એ પ્રેમનો હમેશનો સોબતિ છે. સુદર સ્ત્રીના સહવાસથી પ્રેમ ઉત્પન્ન થઇ સુખ મળે છે. સુખ મેળવવુ એજ મનુષ્ય જીવનનો ઉદ્દેશ હોય છે. જગતમાં જે કાંઇ કામ કરવામાં આવે છે, તે સુખ મેળવવા માટેજ કરવામાં આવે છે. સુખની શોધ કરવી એ મનની સ્વભાવિક ગતિ છે. સુખ સિવાય મનને બીજે કોઇ ઠેકાણે રહેવાની ઇચ્છા થતી નથી, પરતુ તે સુખની જગ્યા સુંદરતા છે. સુંદરતાને દરેક પગલે મનની ગતિ ઉત્પન્ન થાય છે અને તે સુદરતાના સુખની સાથે મળી જઈ રમે છે અને આનદ પામે છે આ સૃષ્ટિમાં એવી કોઇ જગ્યા નથી કે, જે ઠેકાણે સુદરતાને કોઇ ચાહતું ન હોય, એવુ કોઈ મનુષ્ય નથી કે જે સુદરતાથી સુખી થતું ન હોય. સુદર પદાર્થને જોવા માટે સર્વ આતુરતા બતાવે છે. બધા દેશમાં સુંદરતાની તૃષ્ણા બળવાન છે. મનુષ્ય માત્ર સુદર પુષ્પો, સુંદર પશુ પક્ષીઓ, સુંદર કીટ પતગો અને સુદર વૃક્ષ વેલાઓ જોવાને ઇચ્છે છે, એટલુજ નહિ પણ મનુષ્ય—મનુષ્યના સુદર રૂપને જોવાને બહુ ઇચ્છે છે. એ માટે બધે ઠેકાણે અને બધા સમયમાં સુંદર મુખનો જય છે.—સુદરરૂપની અધિક મહત્તા છે. વિચાર કરવાથી જણાશે કે, જે મનના ભાવને આપણે પ્રેમ કહીએ છીએ, તે માનસિક ગુણોથી જેટલો એકદમ નથી થતો, તેટલો બહારની સુદરતાથી ઘણું કરી થતો જોવામાં આવે છે.

ઇશ્વરે મનુષ્યના બે ભાગ કર્યા છે-સ્ત્રી અને પુરૂષ. પુરૂષ એ સ્ત્રીને પ્રેમ કરે છે; તે માટે તેણે સ્ત્રીને સુંદર બનાવીને જગતમાં મોકલી છે. સુંદર મુખ જોવાથી જે આનંદ ઉપજે છે, તે સામાન્ય મનુષ્ય પણ જાણે છે. મનુષ્યનું

સુંદર મુખ—તે પ્રકૃતિના સૌંદર્યની સીમા છે અને અંતર્જગત્‌નું દર્પણ છે. બ્હારનું સૌંદર્ય અંદરના સૌંદર્ય સાથે મળે છે; ત્યારે કોને પ્રેમ થતો નથી ! સુંદરતા એ સ્ત્રીના સદ્‌ગુણની અંદર એક ઉપયોગી સદ્‌ગુણ છે. ઓછા સ્વરૂપવાળી કેટલીક સ્ત્રીઓ કહેશે કે, સુંદરતા એ માત્ર ચામડીનો રંગ છે, તે વાત ખરી છે; પરંતુ સુંદરતાનો ગુણ પસંદ કરવા જેવો છે. ચિત્રો ફક્ત રંગ અને કલમનીજ કારીગરી છે, તોપણ તે આપણું મન હરણ કરે છે. જગત્‌માં સ્વરૂપવાન સ્ત્રીઓ કરતાં કદરૂપી સ્ત્રીઓ ઘણું કરી વધારે દુર્ગુણી હોય છે, તે વૈદ્યક શાસ્ત્રથી પણ સિદ્ધ કરી શકાય છે. કેટલાક કહેશે કે સ્ત્રીની સુંદરતાને વશ થવું એ અજ્ઞાનતાનું કામ છે; પરંતુ એ સર્વને મુગ્ધ કરનારી સુંદરતાની તૃષ્ણા આ સંસારમાં ઘણાં સારાં કાર્યો કરે છે, તે તેઓ જાણતા નથી. જ્યારે જોવામાં આવે છે કે જગત્‌નું ઉત્કૃષ્ટ કરવું એ પ્રકૃતિનો સર્વથી મોટામાં મોટો ઉદ્દેશ છે; અને જ્યારે સમજાય છે કે, સુંદરમાં સુંદરનો મેળાપ થયાથી ભવિષ્યની ઉત્પન્ન થતી પ્રજા ઉત્કૃષ્ટ થાય છે, ત્યારે સુરૂપમાં સ્વાભાવિક રૂચિ ઉત્પન્ન થાય છે. જે સૌંદર્ય મનુષ્યાકૃતિમાં સંપૂર્ણતાએ પહોચે છે, તેનાજ મનુષ્યો ઉપાસક છે. સ્વરૂપવાન સ્ત્રી સૌનાં મન આકર્ષે છે. તે જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં તે આનંદ અને ઉત્સવ કરી મૂકે છે; અને સઘળી વસ્તુ તેને સુગમ થઈ પડે છે. છેલ્લા સૈકામાં ઈંગ્લાંડમાં **એલીઝાબેથ** પોતાની સુંદરતાને માટે ઘણીજ પ્રખ્યાત થઇ ગઈ છે. તે **હેમિલ્ટન** નામે ડ્યુકને વરી હતી. તે વિષે **હૉરેસપોલ** કહે છે કે;—" શુક્રવારને દિવસે જ્યારે ડચેસ હેમિલ્ટન દરબારમાં આવીને બેસતી, ત્યારે તેમને જોવા મેળાવડો એટલો બધો ખીચોખીચ ભરાતો હતો કે દીવાનખાનામાં ભરાયેલા અમીર વર્ગને પણ તેના તરફ દૃષ્ટિ કરવા ખુરશી અને મેજપર ચઢી ઉભા રહેવાની જરૂર પડતી હતી. તેમને ગાડીમાં ચઢતાં જોવાને લોકોનાં ટોળેટોળાં તેમના ઘરનાં બારણાં નજીક ઉભાં રહેતાં અને જ્યારે તેઓ નાટકશાળામાં જવાનાં છે એવું જાણવામાં આવતું, ત્યારે લોકો આગળથી જઇ પોતાની બેઠકો લઇ લેતા. યોર્કશાયરમાં તેમને સવારમાં પોતાની ગાડીમાં ચડતાં જોવાને આજુબાજુ ઘણાં માણસો ભરાતાં હતાં. " વળી જણાવેલું છે કે. " પંદરમીસદીના ફ્રાન્સના ઇતિહાસમાં **પોલીન ડીવીગીર** નામની સદ્‌ગુણી અને નિપુણ કુમારીકાનું નામ પ્રસિદ્ધ છે; તેણીએ પોતાની સૌંદર્યમય અનુપમ કાન્તિથી પોતાના સમકાલીન મનુષ્યોની પોતાના તરફ એટલી બધી આસક્તિ ઉશ્કેરી હતી કે તે પોતાની બારીમાં જે વખતે બેસતી, ત્યારે ટુલુસ શહેરના રહેવાસીઓ તેને જોવાને એટલા તો ભેળા થતા કે એકબીજા સાથે અથડાઈ પડતા. " આ સર્વ દૃષ્ટાંતથી આપણા મનનું સમાધાન શા માટે કરવું જોઇએ ? આ વશીકરણ આપણે જાણીએ છીએ. નિર્બળ આંખો ગમે તેટલો વખત સૌંદર્યથી ભરપૂર આંખો તરફ જોઇ રહેશે, તથાપિ તેને

ધ્રુજા થવાની નથી. તેમનાં દષ્ટિપાત અને વચન વડે તેઓ આપણી અણુઘડતાને સુધારી નાંખે છે. અતિ ગભીર અભ્યાસી ઉપર પણ તે માનસિક અસર ઉત્પન્ન કરેછે તે આપણે જાણીએ છીએ. તેની બુદ્ધિ તે સુધારીને ચોખ્ખી કરે છે, અને જે નિરસ અને વિટંબણાથી ભરપૂર છે, તે આનદથી કેમ પૂરૂં કરવું તેની રીત તે આપણને શીખવે છે. આપણે તેમની સાથે વાત કરીએ અને આપણું સાંભળે એવી આપણને વૃત્તિ થાય છે એમને પરિશ્રમિત કરવાની આપણને ધાસ્તી રહે છે, અને વાતચીત કરવાની એવી સુગમતા એથી આપણને આવી જાય છે કે, આપણી બોલવાની શૈલીજ પછી એવી બની જાય છે. સઘળા ઉચ્ચ સૌંદર્યમાં નીતિનું તત્વ પણ હોય છે, એવી સૌંદર્યવાળી સ્ત્રીઓ સપૂર્ણ શ્રેષ્ટતાએ પહોંચે છે. ઇસ્લામીઓ કહે છે કે,—" સૌદર્યના આખા અંબારનો બે તૃતિયાંશ પરમેશ્વરે હવાને આપ્યો." સૌંદર્યથી ભરેલી સ્ત્રી પોતાના ઉન્નતસાથીને વશ કરે છે અને તે જેના જેના સબધમાં આવે છે, તેનામાં મમતા, આશા અને ઉન્નત ભાવ ઉત્પન્ન કરતી દેવી છે, વગેરે રીતે જોતાં સૌંદર્યતાની અધિક મહત્તા છે. માટે સ્ત્રીઓએ પોતાના બાળકો સ્વાભાવિક સુદરતાવાળા ઉત્પન્ન કરવાને માટે **રજોદર્શન અને ગર્ભાવસ્થા** વખતે પોત.ના હૃદયમાં સુંદરતાની સચોટ છાપ પાડવી જોઇએ. તે વિષે વિશેષ અમે "**સતીમંડળ ભાગ ૧ લામાં**" જણાવેલુ છે. તે ધ્યાનમાં લઈ તે પ્રમાણે વર્તવું જોઇએ.

## સૌંદર્યતાદર્શાવવાનીચાલતીરીત.



જગતમા સૌંદર્યતાની અધિક મહત્તા છે અને તેનો આદર છે તેથી સુધરેલી કે જગલી જાતિઓની સ્ત્રીઓ સ્વાભાવિક રૂપ લાવણ્યતામાં સતોષ નહિ પામતાં, શરીરના અનેક પ્રકારનાં સંકટ અતિ ધૈર્યતાથી સહન કરીને પણ પોતાની ખુબસુરતી દર્શાવવાને યત્ન કરે છે. જુદા જુદા દેશની સ્ત્રીઓએ જુદી જુદી પ્રકારે પોતાના મનથી સુદરતા માની લીધી છે અને તે પ્રમાણે કરતી જોવામાં આવે છે. શીદણો મોટા હોઠની ઇચ્છાથી સર્વદા હોઠ તાણીને ઝુલતા કરેછે. પોલિનેશિયા બેટની સ્ત્રીઓ દાંતને ઘસીને નાના કરે છે. અમેરિકાના ઇડિયનો તીક્ષ્ણ હથિયારથી આખા શરીર ઉપર ટાંચણાં—છુદણાં ભોંકે છે. અસાગિરાજની સ્ત્રીઓ મોટુ કપાળ કરવાને બાલ્યકાળથી માથાનો ઉપલો ભાગ દબાવીને લલાટ મોટુ કરે છે. અમેરિકામાં રહેનારી એક જાતની સ્ત્રીઓ ચપટુ કપાળ કરવાની ઇચ્છાથી બાળિકાના કપાળ ઉપર લાકડાનાં પા-

ટિયાં બાધે છે. ચીનના આબરૂદારની સ્ત્રીઓ નાના પગની ઇચ્છાથી બાળપણુ માંથી લોઢાના જોડા પહેરે છે; વગેરે જગલી જાતિઓમાં આવી અનેક રીતિઓ ચાલે છે. સુધરેલી જાતિઓમાં પણુ સુદરતા વધારવાની ઇચ્છા કઈ ઓછી નથી. જે અગ્રેજ જાતિ સુધારાના શિખર તરીકે પોતાને ગણે છે, તેઓની સ્ત્રીઓ કમરને પાતળી કરવા માટે તદુરસ્તીની મહા હાનિ થવા છતાં બાળપણુથી ત્યાં કસીને પટા બાંધી રાખે છે. આપણી સ્ત્રીઓ અલકાર પહેરવા કેવી ધૈર્યતાની સાથે નાક, કાન વિધાવે છે અને સોયો ભોંકાવી છુદણાં—ત્રાજવાં પડાવે છે, તે સૌ કોઇ જાણે છે.

ખરેખર આ સર્વ વિષયપર વિચાર કર્યાથી જણાય છે કે સર્વ દેશમાં સર્વ જાતિની સ્ત્રીઓ અગ શોભાવવામાં વધારે ધ્યાન આપે છે. ઘણે ઠેકાણે જોવામાં આવ્યું છે કે, જગલી જાતિની સ્ત્રીઓ ટાઢથી શરીરનું રક્ષણુ કરવાને વસ્ત્ર પણુ પહેરવાની દરકાર નહિ કરતાં, શરીરપર ઉલ્કાં પહેરવા માટે અનેક પ્રકારનાં સ-કટ સહન કરે છે. હાૅમ્બોટ કહે છે કે,—અમેરિકાની જગલી સ્ત્રીઓ શરીરના સુખ સાધનમાં દૂર થઇને પણુ અગ શોભાને માટે એક મહિના સુધી કષ્ટ સહન કર-વામાં પાછી હઠતી નથી. તેઓની સ્ત્રીઓ અચિત્રિત થઇને ઘરમાંથી બહાર જ-વાને શીલતાથી વિરૂદ્ધ સમજે છે. મુસાફરો કહે છે કે, જગલી જાતની સ્ત્રીઓ કપડાના કરતાં રગીન કાચ, ભાગેલા ચળકતા પથ્થરા, સુવાળી અને ઘાટદાર છીપો તથા કોડા કોડીઓ ઇત્યાદિ પદાર્થો વધારે આતુરતાની સાથે લે છે અને શરીર પર ધારણુ કરે છે. હિદુસ્તાનમાં ત્રિપુટાની પાસેના દેશમાં કુકી નામની જગલી પશુના જેવી એક જાતિ વસે છે. તેઓ ઘણુ કરીને નગ્ન રહે છે. પરંતુ ચળકતા પથ્થરા, સુચિત્રિત કોડીઓં અને કોડાં, પક્ષીનાં સુદર પીછા માથા ઉપર તેમજ ગળામાં બાંધે છે. કેવળ જગલી જાતિજ નહિ પણુ સુધરેલી જાતિની સ્ત્રીઓ પણુ ખુબસુરત તરીકે લોકોમાં ઓળખાવા માટે વધારે આતુર હોય છે. તેઓ પોતાના જીવનનો ઘણો ખરો ભાગ શરીરને ઠીક ઠાક કરવામાં ગાળે છે. જગલી જાતિનું વર્ણુન વાંચવાથી અને સુધરેલી જાતિની રીતિ જોયાથી એ સિદ્ધ થાય છે કે, શીલતાની ખાતર પોષાકનો વ્યવહાર ચાલવાની પહેલાં સૌંદર્ય વૃદ્ધિ અને પ્રશસા મેળવવાની ખાતર અલકાર પહેરવાની રીતિ ફેલાઈ હતી. વળી આપણે જોઇએ છીએ કે, સુધરેલી જાતિઓમાં પણુ વસ્ત્ર મજબૂત અને શરીરને ઉપયોગનાં થયાં છે કે નહિ, તે ન જોતાં વસ્ત્રની ઉજવળતા અને સૌંદર્યતા ઉપર વધારે નજર રાખે છે. ફાવે છે કે નહિ, તે ન જોતાં કટ સારા થયા છે કે નહિ તેના ઉપર વધારે ધ્યાન આપે છે. આ ઉપરથી જણાય છે. કે શરીરનું સૌંદર્ય વધારવાની ઇચ્છાથીજ વસ્ત્ર પહેરવાની ઉત્પત્તિ થઇ છે. આગળ જણાવ્યા પ્રમાણે સ્ત્રીઓ સૌંદર્યની વૃદ્ધિ કરવાની ઇચ્છાથી નાના પ્રકારના અલકારો પહેરે છે.

અંગ્રેજ સ્ત્રીઓ વધારે અલંકારો પહેરતી નથી; પરંતુ તેઓનું ધ્યાન રૂપઅંગની સુંદરતા અને ઉત્તમપણા ઉપર વધારે હોય છે. તેમજ જુદા પ્રકારના પાઉડરો અને વિવિધ મિશ્રણોથી પણ કેટલીક સ્ત્રીઓ શરીર સુશોભિત કરવાના ઉપાયો લેતી જોવામાં આવે છે. આપણા દેશની સ્ત્રીઓને વસ્ત્રપર જેટલી જોઈએ તેટલી પ્રીતિ નથી; પરંતુ તેઓને હાથ, પગ, નાક, કાન અને ડોકના વિવિધ પ્રકારનાં અલંકારો—ઘરેણાં પહેરવાની વધારે ઇચ્છા હોય છે. આ પરથી સિદ્ધ થાય છે કે સર્વ દેશની સ્ત્રીઓને શરીરની સુંદરતા વધારવાપર વધારે પ્રીતિ હોય છે અને પોતે માની લીધેલી રીતિ પ્રમાણે કરતી જોવામાં આવે છે.

---

## ખૂબસુરતીજાળવવા–વધારવાનાઉપાય.



આ પૃથ્વી પરના સર્વ દેશમાં ખૂબસુરતીનો મોહ અને મહિમા વધારે છે. સર્વ દેશની સ્ત્રીઓ તે માટે વધારે આતુર જોવામાં આવે છે; તેમજ આ દેશની સ્ત્રીઓ પણ તેવીજ ચાહેના રાખે છે અને પ્રયત્ન કરે છે. જો કે પ્રભુ કૃપાથી જેને સ્વભાવિક રીતે ખૂબસુરતી પ્રાપ્ત થયેલી હોય છે, તેવી તો ઉપાયો લેવાથી પ્રાપ્ત થતી નથી; પરંતુ તેનાથી જે ખૂબસુરતી હોય છે તે જળવાઇ રહે છે અને બદ સુરતીમાં સુધારો થઇ શરીર અને ચેહેર સુશોભિત થાય છે. માટે જો સ્ત્રીઓ ઇચ્છે તો પોતાના ડોળ ડમાકને, દેખાવને, ચેહેરાને, ચાલવાની રીતને અને શરીરના બાંધાને ખૂબસુરત બનાવી શકે છે. જો તેઓ મનપર લેતો પોતાની ચામડીને નાજુક, નરમ, અને સુંવાળી કરી શકે, અને હાથને સફાઇદાર ઘાટવાળા કરી શકે. જેમ એક હબસનુ બચ્ચું નાનું, બેડોળ અને ઘાટઘુટ વગરનુ હોય છે, તેને ઉછેરતાં દમામદાર ખૂબસુરતીમાં ખીલેલું મન મોહન બની શકે છે, તેમ એક નાની વયની બાળિકાની ચોકસ સભાળ અને જતન લે, તો પોતાની બાલ્ય કાળની બદસુરતી તે જુવાનીમાં દૂર કરી નવી ખૂબસુરતી ઉમેરવાને શક્તિવાન થઇ શકે છે, કદી એમ કરવાનું નહિ બની શકે તેવુ જણાતું હશે, પણ જ્યારે મહેનત લેશો અને તેનુ પરિણામ સારૂ જોશો, ત્યારે કહેશો કે, ખરેખર તેમ પણ થઈ શકે છે; પરતુ તેમાં સારી પાચન શક્તિ સર્વથી મોટુ કામ બજાવનારી છે. યુરોપ અને અમેરિકામાં ખૂબસુરત બનવાનુ શિક્ષણુ આપવામાં આવે છે અને હજારો સ્ત્રીઓ તે સિક્ષણુ લે છે. તે શિક્ષણુના પરિણામથી સર્વથી બદસુરત છોકરી પણ આનદ પામે છે.

મી. સુજીનીસેંડો કહે છે કે,—"દરેક સ્ત્રી ખૂબસુરત બનવાનો હક ધરાવે છે અને દરેક સ્ત્રી ખૂબસુરત બની શકે છે, પણ તેણીએ ફક્ત એકજ નિયમ હમેશાં ધ્યાનમાં રાખવાનો છે, તે એકે શરીરને ચાલુ કેળવણી આપવી." હાથને હમેશાં ઢાંકેલા રાખવાથી જેમ હાથની ચામડી બગડે છે, તેમ વળી આખો વખત તડકામાં રાખવાથી પણ તેની ચામડીને નુકશાન પહોંચે છે. હાથની ચામડી નાજુક નરમ અને સુંવાળી રાખવાનો ફક્ત એકજ ઉપાય છે અને તે એકે તેને ગરમ પાણીએ ધોયા કરવા. હાથથીજ કામકાજ બજાવ્યા કરવું અને સાદુ ખુશબો વિનાનુ તેલ તે ઉપર વખતો વખત લગાડવુ ખુશબોથી નુકશાન થાય છે તે યાદ રાખવું. ચામડીનો રગતો પ્રભુએ બનાવ્યો હશે તેજ રહેવાનો. સોમણુ સાબુ ચોળવાથી સીદીભાઇ ગોરા બનવાના નથી, પણ યોગ્ય ઉપાયોથી ચામડી સુંવાળી સુશોભિત અને નરમ વગેરે ફેરફાર થઈ કાન્તિ દીપે છે. સુંવાળી ચામડી કોઇ પણ રીતે આંખને અણગમતી થતી નથી, પણ ખરબચડી ગોરી ચામડી કંટાળો ઉપજાવનારી થાય છે. હાથને મજબૂત મુઠીવાળી ઉંચા નીચા થોડીવાર હલાવ્યા કરવાથી ભરેલા ઘટ્ટ બને છે અને વાંકા ચુંકા સૂપડા જેવા બનવા પામતા નથી. પગની માવજત પણ તેવીજ લેવાની છે. આખો વખત મોજા, અને બૂટમાં દબાઇ રહેલા પગ સોહામણા હોતા નથી તેને ખુલી હવાની જરૂર છે. દિવસમાં એક કલાક પણ ઉઘાડા-ખુલ્લા પગે લીસી જમીન ઉપર અથવા ગાલીચા ઉપર ચાલવું જોઇએ. પગ પાવડા જેવા મોટા હશે તો તે ટાઇટ બૂટ પહેરવાથી નાના થવાના નથી, પણ નકામાં આંગળાં અકડાઇ જઈ દુ:ખવા લાગશે અને આટણુ-પણુ પડવાથી પગે ચાલતાં દુ:ખશે. નાનાં બાળકના પગ જુઓ, આંગળાં સહેજ છૂટાં હોય છે અને રોનકદાર લાગેછે, પણ આંગળાં એકઠાં થઇ ગયેલાં કચરાયલાં અને ભચડાએલાં કેવાં લાગે ? ગરદનની મરોડ એક નવાઈ જેવી કસરતથી હસ જેવી સુંદર બને છે. માથા ઉપર પાણી ભરેલી મટકી લઇ, દરરોજ એકેક કલાક જે છોકરી ચાલશે, તેની ગરદન ઉત્તમ થશે. હાલ કેટલીક સ્ત્રીઓની ગરદન જેવી જોઇએ તેવી દેખાતી નથી અને માથુ ખભામાં પેસી ગયું હોય તેવુ લાગે છે, તેનું કારણ શુ ? જ્યારે કુટુબની વૃદ્ધ વડીલ સ્ત્રીઓ પાણી ભરવા જતી હતી અને માથા પર મટકી મૂકીને ફેરા ખાતી હતી; ત્યારે તેમની ગરદનનો લહેકો જોવા જોગ લાગતો હતો, પણ આજે કેટલીક સ્ત્રીઓને મટકાને બદલે મોટા વાળનો બોજો માથાપર છે, પણ ગરદન તો હલકો બોજો છતાં દબાતી જાય છે. માટે ખાત્રીથી માનજો કે એજ મટકીનું બેડુ તમારા ગાલ અને કપાળને ખૂબસુરત બનાવશે. ફીકા બેસી ગયેલા અને સુકાઇ ગયેલા ગાલ દવાના પીવાથી કદી પણ ગુલાબના ગોટા જેવા ઉપસવાના નથી, યા તો પાઉડરના લેપ કરવાથી કુદરતી જેવા ખૂશનુમાં રતાશ પકડવાના નથી, માત્ર માથાને

કેળવવાની જરૂર છે, તે પ્રમાણે જો થશે તો ગાલની કરમાએલી કળી ખીલશે.

અર્વાચીન કાળમાં યુરોપ, અમેરિકા વગેરે સુધરેલા દેશની સ્ત્રીઓ પોતાની ખૂબસુરતી જાળવી રાખવાને અને તેમાં વધારો કરવાને તથા શરીર સુશોભિત બનાવવાને જુદી જુદી પ્રકારના પાઉડરો, મિશ્રણો, લેપો અને સાબુઓ વાપરે છે અને તેને લઈ આ દેશની પણ કેટલીક સ્ત્રીઓ તેનો ઉપયોગ કરવા લાગી છે. જો કે આ ઉપાયો આ દેશની સ્ત્રીઓને અનુકુળ કે પ્રતિકુળ છે તે વિષે કંઈ કહી શકાતું નથી, પરતુ તે દેશના શોધકોએ શોધી કાઢેલા છે અને તેનો ઉપયોગ તેઓ કરતા જણાય છે, એટલુજ જણાવી તેમાંના થોડા ઉપાયો આ નીચે આપેલા છે. ઇંગ્લાંડનું એક વૈદ્યક પત્ર જણાવે છે કે,—**ખૂબસુરતીજાળવી રાખવાને અને તેમાં વધારો કરવાને શારૂ તથા તવાયેલું શરીર આસુદું કરવાને**—વરસાદના ત્રીશ ગ્યાલન ( ૧. ગ્યાલન=૭ા શેર ) પાણીમાં ત્રણ શેર મધ મેળવીને નહાવુ—વરસાદનુ પાણી ન મળે તો સ્વચ્છ ત્રીશ ગ્યાલન પાણીમાં એક ચમચો એમોનિયા, એક મુઠી નીમક અને બે ચમચા સોડાખાર અને છેલ્લે તેમાં ત્રણ રતલ મધ નાંખવુ આ સર્વ જણસો નાંખીને પછી તેને મજબૂત હાથે છુંદવી જોઇએ, કારણ કે મધની ચીકાશ શરીરને અનુકુળ થઇ પડતી નથી. પાણીને ગરમ કર્યાવગર મધ તેમાં મસળી શકાતુ નથી તે ધ્યાનમાં રાખવું. એવા પાણીએ નહાવાનો વખત રાતના સુવાની પહેલાં જણાવેલો છે અને તેમાં પા કલાક ગાળવો જોઇએ —દૂધે નહાવાથી પણ ખૂબસુરતી વધે છે અને શરીર સુંવાળુ થાય છે.—કેટલાંક માણસોના ચેહેરા ઉપર તડાકામાં ફરવાથી કાળી છાંટો પડી જાય છે. તેથી ચેહેરાની શોભામા ઘટાડો થાય છે. પુરૂષોના ચેહેરા કરતાં સ્ત્રીઓનો ચેહેરો વધારે કોમળ હોવાથી તેનાપર ઘણી જલદી તેવી છાંટ પડી આવે છે. તે છાંટ કાઢવાનો સર્વથી સહેલો અને ઉત્તમ ઉપાય એ છે કે, ચહેરા ઉપર દુધની મલાઇ ઘસીને ચોપડવી. દુધની મલાઇ ચેહેરા ઉપર લગાડતાં પહેલાં મોં ગરમ પાણીએ ધોવુ ને પછી લગાડવી. એમ બે ત્રણ દીવસ કરવાથી છાંટ નીકળી જશે —કેટલીક સ્ત્રીઓ પોતાના ચેહેરા ઉપર પાઉડર છાંટે છે. તે છાંટવાથી કાળી છાંટ ચામડી ઉપર પડતી અટકે છે.



# ખૂબસુરતીનેહાનિકારકશું છે ?



જગત્ નિયતા પ્રભુની કૃપાથી જેણે સ્વાભાવિક ખુબસુરતી સપાદન કરેલી હોય તેણે અને જેઓ થોડી ઘણી પણ સુંદરતા ધરાવતા હોય, તે સર્વેએ પોતાની સુદરતા જાળવી રાખવા માટે સ્વભાવ ઘણો સારો રાખવો જોઈએ, પરંતુ જલદી ઉશ્કેરાઈ જાય, દિલગીરીમાં આવી જાય; વગેરે સ્વભાવ ઘણો હાનિકારક છે. તેનું થોડુ વિવેચન ઉપયોગી ધારી અહીં આપેલુ છે,—માણસ જ્યારે પોતાનો **મિજાજખોઈનેતરતઉશ્કેરાઇ** જાય છે—ત્યારે તે પોતાનાં જ્ઞાનતતુઓના બળનો એક સારો જથો ખપાવી નાંખે છે, તેથી તેના જ્ઞાનતતુઓની ગોઠવણમાં ખામી પડે છે, અને તે ફેરફારની નોંધ ચેહેરો તરત લઈ લે છે તેથી તેની આંખો જુવાનીનો પોતાનો ચળકાટ તરત ખોઇ દે છે, અને તેના માંસના લોચાઓ ઢીલા થઇ જાય છે. તેનું પરીણામ એ આવે છે કે ચામડીની હેઠળના માંસના લોચા પોચા પડીને જ્યારે સંકોચાઈ જાય છે, ત્યારે તેના પ્રમાણમાં ચેહેરાની ચામડી સંકોચાતી નહિ હોવાથી તેમાં ખાડા અથવા સાધારણ શબ્દોમાં કહીએ તો કરચલી પડે છે. એટલા માટે જે સ્રીઓ અથવા પુરૂષો પોતાનો દેખાવ લાંબો વખત સુધી જુવાન જેવો રાખવા ઇચ્છતા હોય, અને જેઓ ખુબસુરત દેખાવાનો શોખ ધરાવતાં હોય, તેઓએ પોતાનો મિજાજ કદી ખોવો નહિ ચિતાથી માણસના ચોકસ અવયવો કામ કરતા બધ પડે છે અને તેના શરીરની ચામડી ચીમડાવા માંડે છે. **દીલગીરીભરીખબરઅનેબનાવથી**—તેના ચેહેરા ઉપર દિલગીરીની છાપ પડે છે, એટલે ચેહેરો ઝાંખો પડે છે. તેનું શરીર વાંકુ વળી જાય છે, અને તેના હાથ પગ ઢીલા થઇ જઇ તેનો ઉમગ અને ઉલટ સઘળું નરમ પડી જાય છે, એ રીતે મન અને ભેજાંની સ્થિતિથી શરીર ઉપર એવા ફેરફાર થાય છે, એટલુજ નહિ પરતુ માણસની હોજરી અને પાચન ક્રિયાના અવયવમાં પણ તેથી ફેરફાર થાય છે. **દીલગીરીઅનેઘાસ્તીથી** માણસના વાળ સફેદ થાય છે.—**દિલગીરી**ના પરિણામમાં આંખોમાંથી આંસુ પડે છે અને તેથી પણ આંખને ઈજા પહોચે છે.—**અત્યંતપસ્તાવાથી**—શરીરનું માંસ ગળાતું જાય છે. ગુસ્સાથી ચેહેરાની ચામડી ઝાખી પડે છે અને ચામડીની પાછળની લોહીની કોથળીઓમાં લોહીનો જથો એકદમ ધસી આવે છે. તેથી ચેહેરા ઉપર લોહી ધસી આવેલુ, ચેહેરાની રતાશથી જણાઇ આવે છે. તેથી કોઈવાર લોહીની નસો એટલી તો ચીકાર થઇ જાય છે કે તે ફાટીપણ જાય છે અને વખતે તે સખસ માથે લોહી ચડવાથી મરણ પણ પામે છે.—**શરમથી** ગાલ ઉપર લોહી ધસી

આવે છે. તેથી હૃદયની ચાલ ધીમી પડે છે અને શ્વાસોશ્વાસ પણ ધીરે ધીરે ચાલે છે.—**પ્યાર** અને **સારાનશીબ**ની કાંઇ પણ વાતથી—ચેહેરા ઉપર ઝળકાટ આવે છે, પગમાં ઝડપ આવી જાય છે, નાડી ઝડપથી દોડે છે અને શરીર વાંકુ વાળવાને બદલે સીધુ અને ટટાર થાય છે.—**બીક અને ગભરાટની** લાગણીથી શરીર પીળુ પડી જઇ કમળો થાય છે. **મગજનીકેળવણીઅનેરૂપ** —સ્ત્રી અને પુરૂષોનાં પુષ્કળ મગજો તપાસ્યા પછી એક શોધક ડાક્ટર એવા મત ઉપર આવ્યો છે કે, જેમ માણુસના મગજ ઉપર વધારે બોજો તેમ તેનું રૂપ ઓછું ! બહુ ઉંચા પ્રકારની કેળવણી લેતી સ્ત્રીઓને તથા પુરૂષોની ખટપટીઆ મહેનતુ અને મગજ મારીના ધંધાઓમા માથાં મારતી સ્ત્રીઓને ચેતવતાં તે કહે છે કે —જો સ્ત્રીઓ પોતાના મગજને વધારે કેળવશે અને વધારે તસ્દી આપશે, તો તેઓ ' અગ્લીહેલ ' બેડોળ ફૂવડો જેવી થઈ જશે ! દરેક બાબતમાં પુરૂષનાં કામ ઉઠાવી લેનારી " ઝારો " જાતિની સ્ત્રીઓ કે જેઓ દુનિયામાં વધારે કદરૂપી ગણાય છે, તેમનો દાખલો તે આપે છે. આ સર્વ બાબતો વિષે બહુ ધ્યાન રાખી વર્તવાનું છે. જેઓ પોતાની તનદુરસ્તી અને ચેહેરાની સુંદરતા જાળવવા ઇચ્છતાં હોય, તેમણે ઉપર જણાવેલા અવગુણકારી સ્વભાવનો ત્યાગ કરી હમેશાં મન શાંત અને આનદમાં રાખવુ જોઇએ.

## સ્ત્રીનીખૂબસુરતીનોઉપયોગ.



સૃષ્ટિ સરજનહાર પરમકૃપાળુ પ્રભુએ સ્ત્રીને સુદરબનાવી આ જગતમાં મોકલી છે. સ્વરૂપવાન સ્ત્રીનાથી મોટો લાભ એ થાય છે કે, તે સ્વાભાવિક રીતેજ પોતાના પ્રાણપ્રિય પતિને રજન કરે છે. સુદર સ્ત્રીની સાથે સુદર પતિનો મેળાપ થવાથી ભવિષ્યમાં છોકરાં સુંદર અને શ્રેષ્ટ થાય છે. માંદાં અને ખોડીલાં માણુસોનાં બાળકો તેનાં જેવાંજ થાક છે અને વિનાશ પામે છે. જ્યારે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે, પતિ પત્ની પરસ્પરની ચિંતા અને સ્વાર્થની અસખ્ય સાંકળોથી એક બીજામાં આશક્ત થાય છે અને છોકરાં તેમને સૃષ્ટિના એક મજબુતમાં મજબુત પ્રેમ રૂપી બધનથી એકત્ર બાંધે છે, ત્યારે આ અવસ્થામાં શોભા બહુ અગત્યતા ધરાવતી નથી,પરતુ પરણ્યા પછીના જુવાનીના દિવસોમાં જ્યારે કુંવારાની શ્રમણા કરતી ભ્રકુટીઓ પરણેલાના કપાળમાં હજુ ભાગ્યેજ વિરામ પામેલી હોય છે; ત્યારે જે સ્ત્રીની સાથે તે જન્મપર્યન્ત રહેવાને વચનથી બધાયેલો છે, તે સ્ત્રીના મુખસિવાય બીજી વધારે સુદર સ્ત્રીની મોહક મુખકૃતિ જોવી, એ તેને

માટે ભય ભરેલી વાત છે. સુદરતા એ કેટલેક અંશે રૂચિની બાબત છે; કેમકે જેને એક વખાણે છે તેને બીજો વખોડે છે; તોપણ એવી કેટલીક વસ્તુ છે કે જેને બધા માણુસો વખાણે છે. એ વસ્તુમાંથી થોડી પણ સ્રીમાં આવેલી જોઇને પતિ ખુશી થાય છે, તે સુરૂપને માટે મલકાય છે, તેના ધારવા પ્રમાણે લોકો એમ માનશે કે તેનામાં કાંઇક માલ હોવો જોઇએ. સ્વરૂપવાન સ્રીનો પ્યાર સહેલાઇથી શિથિલ થઇ જતો નથી. તેમના પ્રેમનો દીવો વધારે ઝળકાટથી બળેછે અને પ્રકાશે છે. યુવાન પુરૂષે ખાત્રીથી માનવું કે એક યુવાન સુંદર સ્રીનો વ્હાલ અને કદરૂપી સ્રીનો પ્યાર એ બન્નેના વચ્ચે ઘણો અતર છે. અક્કલ અને તત્વજ્ઞાન ગમે તેમ કહેતાં હોય, તો પણ પુરૂષ આ બીજી સ્રીની સાથે એક રાત વશીને જેટલી ખુશીમાં સવારે ઉઠશે, તેના કરતાં પણ વિશેષ ખુશીમાં પહેલી સ્રીના સમાગમ પછી ઉઠશે. એ રીતે છે તોપણ સુજ્ઞ પુરૂષે પરણ્યા પછી પોતાની સ્રી જેવી હોય તેવી સાથે ન્યાયથી ચાલવું જોઇએ અને તેમ કરવામાંજ ઇશ્વરરાજી છે.

સુંદર સ્રીની મુખમુદ્રા કરતાં સુંદર સ્વરૂપ વધારે સારૂં છે અને સુંદર સ્વરૂપ કરતાં સુંદર રીતભાત વધારે સારી છે. રૂપાળી પૂતળી અને ખુશનુમા તસ્વીરો કરતાં સુંદર રીતભાત વાળી સ્રીથી ઘણોજ આનદ ઉપજે છે. કોઈ પણ સુજ્ઞ પુરૂષ માત્ર રૂપની ખાતરજ ખરેખરો કોઇ પણ સ્રીને પરણુતો નથી. પ્રથમતો રૂપનો મોહ બળવાન છે ખરો, પરતુ પછી તેમાં થોડોજ માલ કે દમ માલમ પડે છે. આ ઉપરથી શરીરના રૂપની ગણુના ઓછી છે, એમ અમારૂં કહેવું કે સમજવું નથી, પરતુ બીજાં બધાં લક્ષણો બરાબર હોય, તો ખૂબસુરત ઘાટ અને રૂપાળી કાન્તિ એ આરોગ્યતાનુ ચિન્હ છે અને સપૂર્ણ સુખ આપનાર ગણાય છે, પણ સારા સ્વભાવ વિનાની રૂપાળી પૂતળીને પરણવું અને સુંદર હૃદય વૃત્તિ અથવા સુસ્વભાવની શોભા વગરની પરીને પરણવુ એ બહુજ દુઃખ દાયક અને ભૂલ ભરેલું છે. જેમ ઉત્તમમાં ઉત્તમ સૃષ્ટિલીલાનો સુંદર દેખાવ હમેશાં જોવાથી મનને કંટાળો આવે છે, તેમજ મહા સ્વરૂપવાન કાન્તિમાં જો સુંદર સ્વભાવ પ્રકાશતો ન હોય, તો તેથી પણ આપણે ધરાઇ જઈને કંટાળીએ છીએ. આજે જે શરીરની કાન્તિ ખૂબસુરત દેખાય છે, તે પછી બીજે દિવસે સાધારણુ જેવી લાગે છે. જો સુદરતાની સાથે સુંદર લક્ષણો હોય તો તે વસતઋતુની પેઠે વધારે ખિલી નીકળી હમેશાં પ્રેમરસ પાય છે. આવા પ્રકારની ખૂબસુરતી જેમ જેમ ઉમર વધતી જાય છે, તેમ તેમ વધતી જાય છે અને કાળ પણ તેવી ખૂબસુરતીનો નાશ કરવાને બદલે પાકેલા ફળની પેઠે મિષ્ટ કરે છે, પરણ્યા પછી સ્રીપુરૂષ એક વર્ષ વિત્યા બાદ એક બીજાના રગ રૂપ ને માટે ભાગ્યેજ વિચાર કરે છે અને તેઓ રૂપાળાં છે કે નહિ, તે ઉપર કવચિતજ નજર કરે છે, પણ તેઓ એક બીજાના સદ્‌ગુણુને ધ્યાનમાં રાખ્યા વગર કદી પણ રહેશે નહિ. રૂપની સાથે

ગુણ હોય તોજ તે સ્ત્રી વધારે શોભિ નીકળે છે, માન પામે છે અને સુખી થાય છે. માટે સ્ત્રી પુરૂષોએ એકલા રૂપ ઉપરજ નહિ રાચતાં, તેની સાથે સદ્ગુણોની વૃદ્ધિ પર વધારે ધ્યાન રાખવું, એજ તેમને ઉત્તમ આનંદ અને સુખ આપનાર છે.

---

## સ્ત્રીઉપયોગીચાતુર્યજ્ઞાન.



પરમ પિતા પ્રભુની એવી આજ્ઞા છે કે, પતિ પત્નીએ પરસ્પર નિકટ, જાણુઅને મજબુત સબંધથી જોડાઇને સંસાર સુખ ભોગવવાં અને પરલોક પ્રાપ્તિ અર્થે પરસ્પર સહાયક થવું પતિએ જેમ ઉત્તમ સહાયક થવાને નિર્વાહ વિગેરે માટે ઉપયોગી વિદ્યા અને ચાતુર્યજ્ઞાન મેળવી યોગ્ય થવુ જોઇએ, તેમજ પત્નીએ પણ ઘરમાં રહી પતિને સુખ આપે એવાં ઉપયોગી કાર્યો મર્યાદપણે કરવામાં કામ લાગે, એવી વિદ્યા અને ચતુરાઇનું જ્ઞાન મેળવવું જોઈએ. આવું ઉપયોગી જ્ઞાન મેળવવાને સ્ત્રીઓએ પરણ્યા પહેલાંપિતાને ઘેર અને પરણ્યા પછી પતિને ત્યાં રહી પ્રયાસ કરવો જોઈએ. આવા જ્ઞાન વિના સ્ત્રી પત્નીપણાને યોગ્ય ગણાતી નથી. જે સ્ત્રી પત્નીપણાને યોગ્ય થવા પ્રયત્ન કરતી નથી, તે સ્ત્રી પોતાના પતિ અને કુટુંબને યોગ્ય થવા પ્રયત્ન કરતી નથી. પતિ અને કુટુંબને પ્રિય થવા સ્ત્રીઓએ ચાતુર્યજ્ઞાન મેળવવુ ઘણુ અગત્યનુ છે, માટે તેમણે શું શુ જાણવુ જોઇએ, તેનુ ઉપયોગી ટુક વર્ણન આ નીચે આપેલુ છે. **સ્વાભાવિક જ્ઞાન**—વિનય-વિવેક રાખવો, લજ્જા ધરવી, શિયળ સાચવવુ, પતિમાં ચિત્ત ચોંટાડવુ, માબાપને ઘેર ઝાઝી ભક્તિ ન રાખવી, મેળા, નાટક, ચેટકાદિ પ્રસગે એકલા ન જવું. વડિલોની સેવા કરવી અને તેમની આજ્ઞા પાળવી, આદિ સ્વાભાવિક જ્ઞાન મેળવવુ. **ગૃહકાર્યસબધી જ્ઞાન**—કર કસર કરવી, પરઘેર જઇને ઘરનાં છિદ્ર ન ઉઘાડવાં, નિર્ધનતાં ન દર્શાવવી, ઘરની સંપત્તિ શુદ્ધ રાખવી, વાસણ કુશણુ અને ઘર સ્વચ્છ રાખવું, વસ્ત્રાલકાર સંભાળવાં, બાળક ઉછેરવાં અને કેળવવાં, કુટુબના વડિલોનુ કામ ઉપાડવું, ચાકરો ઉપર સત્તા રાખવી, ઘર ધંધામાં પ્રવિણ રહેવુ, ઘરમાં આવતાં જતાં માણસો આગળ ઘરનુ નાક રાખવું અને તે બધુ જાતે મર્યાદા પાળી કરવુ. દિવસ વિત્યે શૃગારશાળામાં પતિના ઉપર રાજય ચલાવવુ. લોકોના બોલ સ્હી જવા, ઘરમાં જૂલમ અને અપમાન ખમતાં ગમ ખાઇ જવી, પોતાના દુઃખને ગણવું નહિ, મન અને પેટ બે મોટાં રાખવાં ઇત્યાદિ. **પતિરંજનકરવાનુંજ્ઞાન**—મુખ પ્રસન્ન રાખવુ, પતિ ઘેર આવે તે વેળાએ સત્કાર કરવો. સ્વાદીષ્ટ રસોઇ બનાવી પીરસવી, મુખવાસ બનાવી આ-

પવો, શણગાર સજી બતાવવો, કવિતા અને પુસ્તકો પસદ કરી વાંચવાં, પતિને રૂચતી રમત ગમત કરવી, ગાયન કરનુ અને વાજીત્ર બજાવવું, મધુરી વાણી બોલવી, ક્રુર કહિણુ વાણીનો કટાળો આણવો, પતિના દોષ ગણકારવા નહિ, દરેક કામમાં પતિને યોગ્ય સલાહ આપવી, પરાયા પુરૂષ સાથે હાસ્ય રહિત વાત કરવી, પતિના દોષ બતાવતાં વિનય દર્શાવવો, પણ ક્રોધ કરવો નહિ. આનદ વિલાસમાં સતોષ આપવો, વિગેરે જ્ઞાન પતિરજન કરવા માટે ઉપયોગી છે. **અંગશોભા-વધારવાનુંજ્ઞાન**—હસગતિએ ચાલવુ, પગના ઘુઘરા ધમકાવવા, કાળા ભમર જેવા કેશ રાખવા, કઇક ગોરાપણું અને કઇક સ્યામતા દર્શાવવી, દાંત દાડમની કળી કે મોતી જેવા રાખવા, નાક સાફ તેજસ્વી રાખવુ, પિનપયોધર રાખવા, અધર—હોઠ અમૃત ભરેલા રાખવા, ગાલ તથા હોઠપર તલ પાડવા, અંગ મધમધતું રાખવુ, વિગેરે જ્ઞાન અગ શોભા વધારવા માટે ઉપયોગી છે. **શણગાર સજવાનું જ્ઞાન**—દાંતે મજ્જન દેવુ, ચોળી સાડી પહેરવી, ચાંલ્લો કરવો, સેથો સમારવો, વેણી ગુથવી, નેત્રાંજન કરવું, અગરાગ તથા મુખરાગ ( શરીરપર સુગધી લગાડવી અને પાન ચાવવુ. ) કાન પર તથા વેણીમાં પુષ્પ ખોસવાં નથકે ફુલ પહેરવું, કકણ પહેરવાં, ગળામાં માળા પહેરવી, કટીમેખલા પહેરવા, પગે લગર, સાંકળાં, તોડા અને કાંબી પહેરવાં, નેત્ર ચચળ છતાં સ્થિર રાખવાં, વિગેરે જ્ઞાન શણગાર સજવા માટે ઉપયોગી છે. **ગાનતાનનુંજ્ઞાન**—એમાં ગાવુ કેવા પ્રકારે, તાન કેવા પ્રકારે મારવુ, અને સપ્તસુર વિગેરે જ્ઞાન જાણવા લાયક છે. **વાદ્યવગાડવાનું જ્ઞાન**—એના ચાર ભેદ છે. તપ, આનક, સુશિત અને ઘન. **તપ**-તારવડે લાગે તે. જેવાકે-સીતાર, તાઉસ, સારગી, રૂબાબ, મોરચગ. **આનક**—ચામડુ મઢેલુ હોય ને વાગે તે, જેવાકે,-ઢોલ, મૃદગ, પખાજ બાયુ, ડફ, ડમરૂ. **સુશિત**—પવન ભરાયાથી વાગે તે, જેવાકે,-રણશીગડુ, મુરલી, સીસોટી, પાવો. **ઘન**—ધાતુના રણકારાથી અવાજ થાય તેવાં વાજીત્ર. જેવાંકે-ઝાંઝ, ઘુઘરી, ઘટ, કરતાલ વિગેરે. આ સર્વમાંથી જેટલુ જ્ઞાન મેળવી શકાય તેટલુ મેળવવું. વાજીત્ર વગાડવાના જ્ઞાનથી પતિ અને પોતાના આનદમાં વૃદ્ધિ થાય છે અને આનદની વૃદ્ધિથી આયુષ્ય વધે છે. **નૃત્યજ્ઞાન**—એમાં લાસ્ય અને તાંડવ એવા નાચવાના બે ભેદછે. તાડવ નૃત્ય એ શિવજી કરેછે. લાસ્ય નૃત ગુજરાતની સ્ત્રીઓ સારી રીતે જાણતી હતી અને કર્ણાટકની સ્ત્રીઓ અદ્યાપિ સુધી જાણે છે. અર્વાચીન અગ્રેજ સ્ત્રીઓ તેમાં કુશળ છે. નૃત્ય વિદ્યા સર્વોપરી છે. પ્રાચીનકાળે **પાર્વતીજી, શકુન્તલા, ઊર્વશી,** વગેરે જાણતી હતી. આ જ્ઞાન સ્ત્રીઓએ મેળવવું જોઇએ. **નાટયજ્ઞાન**—આ જ્ઞાનથી મનુષ્ય ગમે તે પ્રસંગે ગમે તેવા હાવભાવ દર્શાવી શકે છે. તે કરૂણા, હાસ્ય, રૌદ્ર, અને વીરરસ

વગેરે દર્શાવી મનની ઇચ્છા પાર પાડે છે. તેમજ નાચીને અંગના ૭ ભાવ દર્શાવી શકાય છે. **ચિત્રવિદ્યાનુંજ્ઞાન**—ચિત્રવિદ્યા એ સર્વોપરી છે. એમાં ૭ બાબત જાણવા યોગ્ય છે. જુદા જુદા રંગ કરવા, અવયવોનું પ્રમાણ જાણવું. ભાવ અને લાવણ્ય દાખલ કરવાની રીત જાણવી. શાદસ્ય—આબેહુબ છબી બનાવવી. પીછીની બનાવટ ને ચોખાપણું, ચિત્રનું કદ; એ રીતે ખુબીદાર ચિત્રો કાઢવાં, તે જ્ઞાન સ્ત્રીઓને બહુ માન્ય ગણાય છે. પ્રાચીનકાળમાં **સીતા, શકુન્તલા, ચિત્રલેખા** વિગેરે ઘણી સ્ત્રીઓ ચિત્રવિદ્યામાં બહુ કુશળ હતી. આ જ્ઞાન સ્ત્રીઓને ઘણું ઉપયોગી છે. **કોતરવાનુંજ્ઞાન**—આ જ્ઞાનથી સ્ત્રીઓ કાગળ કે કેળપાત્ર વિગેરે ને કોતરી તેમાં રમ્ય ચિત્રો—હાથી, ઘોડા, પક્ષી, વિગેરેનાં ચિત્રો પાડવાં ને કાચ તથા ભોજપત્ર વિગેરેપર ટપકીઓ ચોંટાડી ચાંલ્લા બનાવવા. આ જ્ઞાનનો ઉપયોગ **શકુન્તલાએ** કર્યો હતો. **રંગપરિજ્ઞાન**—રંગ બનાવવાનુ અને રંગમડપની રચના કરવાનું જ્ઞાન સ્ત્રીઓએ જાણવુ જોઇએ. **ઉપકરણક્રિયાજ્ઞાન**—રાંધવા આદિનાં સાહિત્યો મેળવવાં તે. જેમકે ઘરમાં ૨૦ માણુસની રસોઇ કરવી હોય, તો ઘણીક સ્ત્રીઓને ખબર હોતી નથી કે પદાર્થો વજનમાં કેટલા કેટલા જોઇશે આવા જ્ઞાનથી વારવાર ઘરના પુરૂષને આ લાવજો અને તે લાવજો કહીને રજાડે છે, પણુ જે ચતુર સ્ત્રી જાણુતી હોય છે; તે સર્વે પદાર્થો કેટલા લાવવા તે સારી રીતે સમજાવે છે. વળી ઘણી સ્ત્રીઓને રાંધતાં રાંધતાં ઘણા પદાર્થ લેવાને વારવાર ઉઠ બેસ કરવી પડે છે. માટે જો આ જ્ઞાન હોયતો તેવી રીતે થાય નહિ. **રસોઈવિદ્યાનુંજ્ઞાન**-સ્ત્રીઓએ વિવિધ પ્રકારની રસોઈ સ્વાદીષ્ટ—ઉત્તમ પ્રકારના પદાર્થો બનાવવાનુ જ્ઞાન મેળવવુ જોઇએ. **માનવિધીજ્ઞાન**—સ્ત્રીઓએ બીજાને માન આપવાનુ અને પોતે માની થવાનુ જ્ઞાન સપાદન કરવું જોઇએ. **આજીવજ્ઞાન**-નિર્વાહ કેમ ચલાવવો તે સબધી જ્ઞાન. ઘરનો ધણી મહીને પચાસ રૂપિયા પેદા કરતો હોય, તો કેટલો ખરચ કરીને કેટલુ સીલકમાં રાખવુ, એ સ્ત્રીઓએ જાણુવુ જોઇએ. **પશુપક્ષીવિગેરેનુંવૈદું**—સ્ત્રીઓને આ જ્ઞાન ઘરમાં રહેતાં મનુષ્યો અને ઘરમાં પાળેલાં પશુપક્ષીઓને માટે ઘણું ઉપયોગી છે. **માયાકૃતપાખડજ્ઞાન**—પારકાનાં કપટને યથાર્થ રીતે જાણુવું અને કપટમાં પોતે પાવરધા રહેવુ, પણુ કોઇ સાથે પોતે જાણી જોઇને કપટ કરવુ નહિ. **લોકજ્ઞાન**—કોઈ સાથે સબધ પાડવો હોય તો તે કેવો છે—સારો કે નઠારો છે, તે જાણુવા સબધી જ્ઞાન બહુ જરૂરનું છે, કેમકે સ્ત્રીઓ ઘણી વખતે પરપુરૂષ, નીચકુળની ગણાતી સાધુડીઓ, સુયાણીઓ, વાંણુદાણીઓ, વૈદાણિયો, વેશ્યાઓ, માલણો અને ઘેર ઘેર ભટકતી સ્ત્રીઓના ફાંસામાં ફસાઈ પડે છે. માટે ઉપર જણાવેલાં હલકાં સ્ત્રી પુરૂષનો સ્ત્રીઓએ ભરૂસો કરવો નહિ. તે-

મજ તેમની સોબત કે સહવાસમાં રહેવુ નહિ, તેમજ ઢોંગી સાધુઓ, હાથ જોનારા ધુતારાઓ, ધૂર્તકામીઓ અને ભોગળભટીઆનો ભરૂસો કરવો નહિ. **સંવાહનજ્ઞાન** પતિના પાદ સેવવા, અગ ચાંપવું, માથું ચાંપવું તે જ્ઞાન. ઘણી સ્ત્રીઓને માથું અને પગ ચાંપતાં આવડતું નથી. તેથી કેટલીક વાર પુરૂષ કટાળી જાય છે, પણ આ જ્ઞાન જાણુવાથી પતિ પ્રસન્ન થાય છે. **શરીરસંસ્કારજ્ઞાન**–સ્ત્રીઓએ પોતાનુ શરીર સાબુ વિગેરે મેલ કાપનારી ચીજોથી ચોળી મસળી નાહી સાફ રાખવાનું જાણવુ જોઇએ. **કૈશલ્યજ્ઞાન**—ટીલી ટપકી, ચોટલા, ચાંલ્લા, કરવાનું જ્ઞાન અને માથું ગુંથવાનો સમાવેશ પણ તેમાંજ થાય છે. **પ્રસ્થિતાનુંગમનજ્ઞાન**–પતિ રીસાઈને ઉઠી ચાલ્યો જતો હોય, તો તેની પાછળ પાછળ જઇને પછી મનાવવો તે જ્ઞાન. **મંડળકાઢવાનુંજ્ઞાન**–ચોખા વિગેરેનાં મંડળ કાઢવાં એ ચતુરાઇનું કામ છે. આ જ્ઞાન હોયતો એક મુઠીભર રગ લઈ તે ભીત કે કોઈ પાટીયાપર એવી રીતે ફૂંકે કે તેથી હાથી, ઘોડા, પોપટ, મેના, વિગેરે ચિત્રો આબેહુબ પડે અને જોનારને અજાયબ લાગે. તેમજ ચોખા લઈ મદિરોમાં કે ઘર આંગણાંમાં સાથીઆ પૂરવા, લાગી બનાવવી, વિગેરે જ્ઞાન ચતુરાઇવાળુ છે. **પુષ્પાતરણજ્ઞાન**–ફુલો એવી રીતે પાથરે કે તેમાં હાથી, ઘોડા, ગાલીચા વગેરે પડે છે. પુષ્પનાં આસન બનાવવાં તે પણ આ જ્ઞાનનોજ ભાગ છે. **પુષ્પગુંથનજ્ઞાન**–ફુલના હાર, તોરા, વેંણી, વાડી, ચાદર, ચોટલો વિગેરે ગુંથવાનુ જ્ઞાન. આ જ્ઞાનથી ગમે તેવાં ફુલ ત્રણચાર દિવસ સુધી તેવાંને તેવાં રહે છે અને કામ પડે ત્યારે એક સ્થળેથી ઉઠાવી બીજે ઠેકાણે બીછાવે છે. તેમજ દેવપૂજન માટે જાતજાતની પુષ્પની માળા બનાવી જાણવી જોઇએ. **તરવાનુંજ્ઞાન**—સ્ત્રીઓને આ જ્ઞાન ઘણું ઉપયોગી છે. નદી, કૂવા. તળાવ અને સમુદ્રમાં તરવાથી શરીર સાફ થાય છે, શરીરને પૂરતી કસરત મળે છે અને કોઇ વખતે પોતાને અને બીજાને ડુબતાં બચાવવાને ઉપયોગી થઇ પડે છે. **ધનલક્ષ્મીએ** આવા જ્ઞાનથીજ સમુદ્રમાં પોતાનો અને વસ્ત્રાલકારનો બચાવ કર્યો હતો. **ક્રિયાવિકલ્પજ્ઞાન**–રાંધેલા પદાર્થો કેવા છે, તે આ જ્ઞાનથી જાણી શકાય છે અને ખાવામાં ચતુરાઈ જણાય છે. ચાર વસ્તુઓ એકઠી હોય ને કોઇ તેમાં ઝેર મૂકેતો પારખી કાઢે છે, તે આ જ્ઞાનનો લાભ છે. ભોજનના કેવા પદાર્થ કેટલા વખત સુધી બગડે નહિ, તે આ જ્ઞાનથી જણાય છે. આ જ્ઞાન ચતુર સ્ત્રી વિગેરેને ઘણું ઉપયોગીછે. **શય્યનરચનાજ્ઞાન**—શય્યનરચના ત્રણ જાતની થાય છે. નાયકરક્ત, વિરક્ત, અને મધ્યસ્થ, ( ઉત્કઠિત, નહિ ઉત્કઠિત અને મધ્યમ ઉત્કંઠિત ) ને પારખી શય્યા રચવી તે. વળી એવી શય્યા રચવી કે જેથી આહાર પાચન થાય. **ઉદકવાદ્યજ્ઞાન**—કર્ણાટકની સ્ત્રીઓ પાણીમાં મૃદગ બજાવે છે, તેમજ જળતરગ વિગેરે વાજીંત્ર વગાડવાં તે. આ જ્ઞાન મનરજન કરવાને બહુ ઉપયોગી છે.

**ભૂષણયોજનાજ્ઞાન**—દેશકાળ અનુસરીને શરીર ઉપર વસ્ત્ર, પુષ્પ અને ઘરેણાં વિગેરે ધારણ કરવાં તે ઘરેણાં પહેરવાનુ જ્ઞાન બે પ્રકારનું છે. સયોજ્ય અને અસયોજ્ય-મણી મોતીનાં ઘરેણાં તે સયોજ્ય, અને કડાં, કુંડળ, બગડી તે અસયોજ્ય. કોઈ કહેશે કે એમાં તે શું જ્ઞાન જોઇએ ? પણ કેટલીક સ્ત્રીઓ ઘણાં ઉમદાં આભૂષણ પહેરે છે, પણ તે ગમે તેમ ગોઠવેલાં હોય છે, જેથી જરાપણ શોભતાં નથી વસ્ત્રાભૂષણ રીતસર પહેરવાં કે તેથી સૌંદર્યને લાલિત્ય દીપી નીકળે છે. **કૌચુમારાશ્ચયોગજ્ઞાન**—કૃત્રિમ સૌંદર્ય દર્શાવવુ તે. આ જ્ઞાનથી પતિને ઘણો મોહ ઉત્પન્ન થાય છે અને તેથી અન્ય સ્ત્રીમાં રક્ત થતો નથી. સ્ત્રીનું કામ એજ છે કે પતિને રંજન કરવો અને દુરાચરણથી અટકાવવો. **હસ્તલાઘવજ્ઞાન**—હરેક કાર્ય કરતાં હાથની ચપળતા દર્શાવી તે, એટલે ટુંક સમયમાં કામ ઉકેલવાની હથોટી જોઇએ. **પ્રતીમાળાજ્ઞાન**—જે કોઇ કંઈ પુછે તેનો તત્કાળમાં નિર્વિલંબે ઉત્તર દેવો એ જ્ઞાન. કેટલાક લોકો પરસ્પર અત્યાક્ષરી-છેલ્લા શબ્દથી આરંભીને કંઈ પણ વાકય-કવિતા બોલે છે તે પણ આ જ્ઞાનનો વિભાગ ગણાય છે. આ જ્ઞાન જાણનાર બહુ યાદદાસ્ત શક્તિવાળુ થાય છે **તક્ષણજ્ઞાન**—શય્યન, પલગ, કબાટ, પાટલા, દીવો વિગેરે ઘરનાં સાહિત્ય શોભા માટે કેમ ગોઠવવાં તેનું જ્ઞાન **તર્કવાદજ્ઞાન**—આ જ્ઞાનથી અજાણી વસ્તુની પણ પરીક્ષા કરી શકાય છે અને ઘણો લાભ મળે છે. એ જાણવા માટે ગદાધરી, શિરોમણી અને મુક્તાવલી ગ્રથો શિખવા. **ધારણમાતૃકાજ્ઞાન**—યાદ રાખવાની વિદ્યા સ્ત્રીઓને પાચ બાબતો વધારે યાદ રાખવાની છે. વસ્તુ, ખજાનો, દ્રવ્ય, લક્ષણ અને ચિન્હ **છલીતયોગજ્ઞાન**—વેશ બદલીને બીજાને છેતરવાનું જ્ઞાન કોઇ સમયે પુરૂષનુ રૂપ ધારણ કરી ખોવાયેલા પતિને શોધવા માટે કામ લાગે છે પૂતના, શુર્પણખા, અને સોનરાણીએ આવાજ જ્ઞાનથી પોતાના પતિને મેળવ્યા હતાં **વસ્ત્રગોપનજ્ઞાન**— વસ્ત્ર પહેરવાની વિદ્યા. એમાં વસ્ત્રો એવા પ્રકારે પહેરવા કે કોઈ સમયે કોઇ દુષ્ટ પુરૂષ શિયળ લૂટવા આવે તો ફાવે નહિ. એ ત્રણ વસ્ત્રો એવા પ્રકારે પહેરવાં કે તે જણાય નહિ દ્રૌપદીએ એવાજ પ્રકારે ઘણા વસ્ત્રો પહેર્યાં હોય અને પછી ઇશ્વરે રક્ષણ કર્યું હોય તેમજ વસ્ત્ર સભાળવાની વિધિ પણ એજ વિદ્યામાં છે. **આકર્ષક્રીડાજ્ઞાન**—પતિને પ્રેમભાવથી પોતા પ્રત્યે ખેંચવાનુ અને લલચાવવાનું જ્ઞાન આ જ્ઞાનસ્ત્રીઓનેઘણુ ઉપયોગી છે.

**ધાતુવાદઅનેરત્નપરીક્ષા**—સોના, રૂપા અને રત્ન પરીક્ષાનુ જ્ઞાન સ્ત્રીઓને ઘણુ ઉપયોગી છે. તેમજ તાંબા, પીતળ વિગેરે જાતની ધાતુઓની પરીક્ષા જાણવી જોઇએ સાચાં રત્નો, ખોટાં રત્નો, બહુ મૂલ્ય વાળાં અને થોડા મૂલ્ય વાળાં વિગેરે રત્નોની પરીક્ષા. નવી ખાણ અને જુની ખાણના હીરા કેવા હોય તે પણ આ જ્ઞાનથી જાણી શકાય છે. આ વિષે અગસ્ત્ય મુનિએ "રત્ન

**પરીક્ષા**" નામે ગ્રંથ બનાવેલો છે. ધાતુઓની પ્રકૃતિ જાણવાથી કિમિયાથી છેતરાય નહિ. વળી ગૃહકાર્ય માટે ત્રાંબા પીતળની પરીક્ષા કરતાં આવડે છે. તેમજ વાસણુ કુશણુ લેવામાં કામ લાગે છે. માટી અને પથરામાં ભરાએલી ધાતુ શોધવી અને ગાળવા સબંધી રીત પણ તેમાંજ છે. **શુકસારીકાપ્રલાપન**—મેના, પોપટને શિખવવાનું જ્ઞાન. પોપટને અચરે અચરે રામ, રાધાકૃષ્ણ, રામ—સીતા, રામકૃષ્ણ ઈત્યાદિ મનુષ્ય પેઠે કેમ ભણાવવા અને તેઓને કામકાજ કેમ શીખવવુ. કેવા પ્રકારના તેમને ઔષધો આપવાં વિગેરે કાર્ય કરવામાં આ જ્ઞાનનો ઉપયોગ થાય છે આવાં મેના પોપટ ઘરનાં રક્ષક છે; એટલુજ નહિ પરંતુ તેઓ મનુષ્યની પેઠે કામ કરે છે લડાઈમાં કબુતરો પત્રો પહોંચાડે છે. શુક અને સારિકા કોઈનું ગુહ્ય જાણી આપણને જણાવે છે. સકટને વખતે સદેશો લઈ જઈ મદદ લાવી આપે છે. આ જ્ઞાન મેળવવા "**શુકસારીકાપ્રલાપન**" નામે ગ્રંથ છે તે જાણવો જોઈએ. **વૃક્ષાયુર્વેદ**—ગૃહસ્થના ઘર આગળ આંગણામાં બગીચો બનાવવાનું, કુંજો, લતામડપો વિગેરે બનાવવાનું જ્ઞાન ઘણું કામનું છે. ઝાડ કેમ વાવવાં, ખાતર કેમ નાંખવુ, વૃક્ષરોગનો કેમ નાશ કરવો, ફળફુલ વધારે કેમ આવે તે આ જ્ઞાનનો પ્રકાર છે વળી તેમાંથી ઘણી અદ્‌ભૂત વસ્તુ પણ જાણવામાં આવે છે. ગારૂડી ઝાડના પાંદડાં તોડી પાછાં ચોટાડી દઈ સ્તબ્ધ કરે છે, એ પણ આ જ્ઞાનનો પ્રકાર છે. જુદાં જુદાં વૃક્ષોમાંથી નિરનિરાળી વસ્તુઓ ઉત્પન્ન કરવી તે પણ આ જ્ઞાનથી જાણવામાં આવે છે વેપાર વણજ કરવામાં પણ આ જ્ઞાન ઉપયોગી છે. એ શીખવા માટે "**વરાહામહીર**" ગ્રથ અગત્યનો છે. **માર્જનકૌશલ્ય**—માથું ધોવુ, કેશ સ્વચ્છ કરવા, શરીરે માર્જન કેમ કરવુ, શરીરપર કીયા તેલ કીયા ભાગમાં લગાડવાં, વિનોદ પણ આનોજ ભાગ છે. વિનોદ જાણનાર ગમે તેવા દુશ્મનને પણ હસાવી શકે છે. નેતી અને ધોતી જે યોગની ક્રિયા પણ આમાં સમાવેશ થાય છે. આ જ્ઞાન શરીર આરોગ્યતા માટે ઘણુ ઉપયોગી છે. **ભરતભરવાં**—લુગડાં શીવવાં અને સાંધવાનું જ્ઞાન—આ જ્ઞાન સ્ત્રીઓને ચતુરાઇ માટે, તેમજ પોતાનો નિર્વાહ ચલાવવા માટે બહુ ઉપયોગી છે. **અર્થજ્ઞાન**—હમેશાં ધન મેળવવું, નિયમ પ્રમાણે બરાબર ચાલવુ, વ્યવહારમાં કુશળ થવુ, ઉપજ પ્રમાણે ખર્ચ કરવો, ઉલટ રાખવી, એ વિગેરેથી અર્થ જ્ઞાન મેળવી શકાય છે. **ધર્મજ્ઞાન**—પ્રાણી માત્ર ઉપર દયા રાખવી, પરોપકાર કરવો, દાન આપવું, ક્ષમા રાખવી, સમાનભાવ રાખવો, સત્યતા રાખવી, અને કૃપાવતપણુ રાખવુ, એ આઠ પ્રકારે ધર્મસપાદન થઇ શકે છે. **મોક્ષજ્ઞાન**—વિવેક સહિત પ્રેમ રાખવો, શાંતિ ધરવી, તૃષ્ણાનો ત્યાગ કરવો, સતોષ રાખવો, એકાંતવાસ કરવો, આત્મજ્ઞાન અને પરબ્રહ્મનુંજ્ઞાન મેળવવું એ વિગેરેથી મોક્ષ પ્રાપ્ત થાય છે. **સુખેચ્છાજ્ઞાન**—નમ્રતા રાખવી, પ્રિય બોલવુ,

ધૈર્યતા રાખવી, શાંતિ રાખવી અને પરલોકમાં જવા માટે વૈરાગ્ય રાખવો. આ જ્ઞાનથી સુખ પ્રાપ્ત થાય છે, **શીલજ્ઞાન**—સત્સંગ કરવો, બ્રહ્મચર્ય પાળવું, પતિવ્રતા રાખવી, સતગુરૂની સેવા કરવી, સદાચાર પાળવો, નિર્મળ શાસ્ત્રનું જ્ઞાન મેળવવું અને યશ મેળવવામાં પ્રેમ રાખવો. આ જ્ઞાનથી શીલસંપાદન થઇ શકે છે. આમાં જણાવ્યા પ્રમાણે પોતાથી બને તેટલું જ્ઞાન મેળવી જે સ્ત્રી પોતાની ચતુરાઇમાં વધારો કરે છે, તે સ્ત્રી ખરેખર ઉત્તમ પત્નીપણાને યોગ્ય થાય છે, એટલુંજ નહિ પરંતુ તેવી સ્ત્રી પોતાના પતિને પ્રિય થઈ પડે છે. પતિ જો દુરાચારી હોય છે તો તેને દુરાચારથી મુક્ત કરી પોતામાં એકરસ કરી શકે છે. ખરેખર આવી સ્ત્રી ઘરનો શણગાર, વૈભવની વિભૂતિ અને સંસારમાં સુખનું એક ઉત્તમ સાધન થઇ પડે છે અને ગૃહરાજમાં યશ, કીર્ત્તિ અને સર્વ પ્રકારે આનંદ આપનારી થાય છે. માટે સ્ત્રીઓએ ચાતુર્યજ્ઞાન મેળવવાનો પ્રયાસ કરવો જોઈએ.

---

## બુદ્ધિસુધારવા—વધારવાનોઉપાય.

> " ધન્ય ધન્ય પ્રભુ છે તને, તેં લીધી સભાળ;
> આપી માત પિતા મને, પ્રથમ દિધા સત્કાર
> ત્યાંથી ચાલ્યો ગુરૂકને, લેવા દિક્ષા સાર,
> અનેક રીતે દઇ જ્ઞાનને, ગણી બુદ્ધિને સાર. "



પરમકૃપાળુ પ્રભુએ આ સૃષ્ટિમાં સ્ત્રી, પુરૂષનુ જોડુ ઉત્પન્ન કર્યું છે. તેમણે જન્મ ધરી અનેક કાર્ય કરવાનાં છે. પશુ પક્ષીને પરમેશ્વરે બુદ્ધિ—વિચાર શક્તિ આપી નથી તેથી તે વગર વિચાર્યે કુદરતી સ્વભાવ પ્રમાણે પોતાનાં કાર્ય કરે છે, પરંતુ સ્ત્રી પુરૂષ પશુ પક્ષી નથી, પણ મનુષ્ય છે. મનુષ્ય માત્રને તર્કશક્તિ—બુદ્ધિ આપેલી છે. માટે જો સ્ત્રી પુરૂષ વગર વિચાર્યે કે બુદ્ધિનો ઉપયોગ કર્યા વગર કામ કરે, તો તે પશુ પક્ષી તુલ્ય ગણાય અને તેમની સર્વ ઇચ્છિા પણ ધુળ મળે. સ્ત્રી અને પુરૂષે એકજ જાતનું અને એકજ કાર્ય સર્વ પ્રસગે કરવાનું નથી. પુરૂષનુ મુખ્યકામ સર્વ પ્રસગે યોગ-જોઇતા પદાર્થો મેળવવાનું અને સ્ત્રીઓનું મુખ્ય કામ ક્ષેમ-તેની સભાળ રાખવાનું છે. ધનાદિ જોઇતા પદાર્થો બુદ્ધિનો વધારો કર્યા વિના બરાબર મેળવી શકસે નહિ; તેમજ સ્ત્રીઓપણ ઘરવ્યવસ્થા વગેરે કૃત્યો બુદ્ધિને કેળવ્યા વગર સારી રીતે

કરી શકશે નહિ. દરેક સ્ત્રી પુરૂષને પોતપોતાનાં કાર્યમાં પ્રવિણ થઈ સુખ પામવાની ઇચ્છા હોય છે; તેમને સંસારનાં સર્વ કામોમાં બુદ્ધિ વૃદ્ધિની જરૂર છે. બુદ્ધિનાં વધારાથી સ્ત્રી પુરૂષના ઉપયોગી પણામાં અને યોગ્યતામાં ઉમેરો થાય છે. તેથી તેઓ અગાઉથી વિચાર કરતાં શીખે છે. સંસારમાં અનેક અકસ્માત્ બનાવો બને છે, તેને આગળથી જાણી લેવાને અને તેનો આગળથી બંદોબસ્ત કરવાને શક્તિમાન થાય છે. સંસાર વ્યવહાર ચલાવવામાં નવીન અને સુધરેલી શૈલીઓ સૂઝે છે, અને દરેક રીતે બળની વૃદ્ધિ થતી જાય છે. દગાફટકા અને દગલબાજીમાંથી કોઇ નિર્દોષ અને અજ્ઞાન સ્ત્રી પુરૂષ જેટલું પોતાનું રક્ષણ કરી શકે છે. તેના કરતાં બુદ્ધિમાન પોતાનું વધારે મજબુતીથી અને નિર્ભયપણાથી રક્ષણ કરી શકે છે. ગૃહ—સંસારનાં સુખનો સઘળો આધાર સ્ત્રી ઉપર છે. તે જો ઘરનો સર્વ વ્યવહાર વગર અક્કલે ચલાવશે, તો સારી રીતે ચાલી શકશે નહિ, અને સારી રીતે ચાલશે નહિતો સુખની પ્રાપ્તિ શીરીતે થઇ શકશે? સંસારમાં ખરૂં સુખ બુદ્ધિના વધારાથીજ થઈ શકે છે બુદ્ધિના વધારાથીજ ધનાદિ સુખના પદાર્થો મળી શકે છે, તેનાથીજ મનુષ્ય જન—મંડળમાં અગ્રેસર પણું ભોગવે છે, તેનાથીજ તે જન—મંડળમાં માન અને કીર્ત્તિ મેળવે છે, તેનાથીજ તેને સૌ માણુસો જોઇ હરખાય છે, તેનાથીજ મનુષ્ય અગ્નિ, જળ, વાયું આદિ કુદરતી પદાર્થોને વશ કરી, વીજળી, તાર રેલવે, આગબોટ અને સૂક્ષ્મદર્શક યંત્ર, વગેરે શોધો કરી છે. તેના પ્રતાપથીજ અંગ્રેજ પ્રજા પૃથ્વીના ઘણા ભાગમાં રાજ જમાવી અતુલ્ય દ્રવ્ય મેળવી શકી છે. તેનાથીજ તેઓની સાંસારિક, વ્યાવહારિક અને રાજકિય ત્રણે સ્થિતિ ઉત્તમ દશામાં આવી શકી છે અને તેના વડેજ મનુષ્ય પ્રભુને પામી જીવન સાફલ્ય કરી શકે છે; વગેરે આ સર્વ બુદ્ધિનો પ્રભાવ છે.

**સંસારધંધા**—વ્યવહારમાં ફતેહ બુદ્ધિથી મળે છે. બુદ્ધિનું સ્થાન મગજ છે સૃષ્ટિનાં સર્વ કાર્યોમાં શરીરનું બળ નહિ, પણ મગજનું બળ સત્તા ભોગવે છે. માટે જો તેને સુધારી વધારે મજબુત, ઉમદા અને મોટું કરવામાં આવે, તો માણુસ જાતે સુધરે છે. મગજની શક્તિમાં વધારો નહિ કરવાથી તેની બીજી શક્તિમાં પણ ખરેખર વધારો થતો નથી. ધંધામાં સંપૂર્ણતા મેળવવાનો યત્ન કરવાથી મગજની શક્તિઓ એક સરખી રીતે ખીલે છે; એટલુંજ નહિ પણ શરીરનો દેખાવ પણ સારો થાય છે. જેમ મહેનત કરવાથી શરીર મજબૂત થાય છે, તેમ વિચાર કરવાથી મગજ મજબૂત થાય છે. શરીરની શક્તિને હદ છે, પણ મગજની શક્તિને કંઈ હદ નથી. મગજને કામ વગર ભૂખ્યે મારવાથી અથવા ચિંતા અને ફિકરવડે રીબાવવાથી નબળાઈ આવે છે. મગજ સુધારવાનો રસ્તો વિચાર છે અને વિચાર બુદ્ધિ વૃત્તિયોથી થઇ શકે છે,

**બુદ્ધિવૃત્તિયો**—ત્રણ પંક્તિમાં વહેંચાએલી છે. જે જે વૃત્તિથી બહારની વસ્તુની સત્તા તથા ગુણ એટલે આકાર તથા વર્ણ જાણવામાં આવે, તે પહેલી પંક્તિની છે—જે વૃત્તિયોથી વસ્તુનું સ્થાન, સંખ્યા અને જાતિ વિષયનો એક બીજાનો સંબંધ નિરૂપણ કરવામાં આવે, તે બીજી પંક્તિની છે અને–જેથી વિવેકનું જ્ઞાન ઉત્પન્ન થાય તે ત્રીજી પંક્તિની છે. આ વૃત્તિયો બહારની ઈંદ્રિયોના જેવી સર્વ માણસોમાં એક સરીખી હોતી નથી, કોઇ વૃત્તિ વધારે, તો કોઈ વૃત્તિ ઓછી હોય છે. બહારની ઈંદ્રિયોની જોડે અંતરની ઈંદ્રિયોની પ્રકૃતિમાં પણ સરખા પણુ છે. જેમ શબ્દથી કેવળ શ્રવણ ઈંદ્રિય અને પ્રકાશથી નેત્ર ઈંદ્રિય ચંચળ થાય છેઃ તેમ વિપત્તિ પડયાથી સાવચેત અને પારકાનું દુઃખ જોયાથી પરોપકાર વૃત્તિ ઉદિત થાય છે. જે નિયમથી બહારની ઈંદ્રિયોને કેળવવી જોઇએ, એટલે દરેક ઇંદ્રિય તથા વૃત્તિને પોતાનાવિષયમાં લગાડવી જોઇએ. પરમેશ્વરે આપણને જેવી માનસિક પ્રવૃત્તિ આપી છે, તે પ્રમાણે કામ કરવું જોઇએ. જ્યારે મનની કોઈ વૃત્તિને સબળ કરવી હોય, ત્યારે તે વૃત્તિની સાથે જે વિષયનો સ્વાભાવિક સંબંધ છે તે વિષયમાં તે વૃત્તિને લગાડવાથી ધારેલી સિદ્ધિ મળશે. તેમજ જ્યારે કોઇ વૃત્તિને નિસ્તેજ બળ વગરની કરવી પડે, ત્યારે એ વૃત્તિના ઉપભોગના વિષયોથી તેને છેટે રાખવી જોઇએ, કેમકે એ વિષયો આવ્યાથી તે ભોગવવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે. આ નિયમ મુજબ કામ કરવાથી આપણો ઉદ્યોગ સફળ થશે અને તેના વિરૂદ્ધ કર્યાથી નિષ્ફળ થઇશું. આ ઉપરથી સિદ્ધ થાય છે, કે દરેક માનસિક વૃત્તિના જુદા જુદા ઉપભોગના વિષયો છે, તેમને પોત પોતાના વિષય મળ્યાથી ઉત્તેજિત થાય છે. માટે વૃત્તિયોને સદા સારે માર્ગે વાળવી જોઇએ. વારવાર યોગ્ય રસ્તે વાળવાથી તે તે વૃત્તિયોની ઉન્નતિ થઈ શકે છે.

બુદ્ધિની વૃત્તિયો જ્ઞાનથી ખીલે છે. જ્ઞાન લેવાના જગત્માં ઘણા વિષયો છે. એક એક વિષયમાં ઉત્તમ પ્રકારે જ્ઞાન મેળવવું એ કંઈ થોડા વખતનું કામ નથી. સર્વ મનોવૃત્તિયોને થોડા વખતમાંજ ખીલવી જ્ઞાન સંપાદન કરી શકાતું નથી, પણ લાંબી મુદત સુધી ઉપદેશ, અધ્યન, અનુભવ, અવલોકન, અને વાંચન વગેરેથી ખરૂં જ્ઞાન મળે છે. ખરા જ્ઞાનથી બુદ્ધિ સુધરે છે, વધે છે અને નિર્મળ થાય છે. બુદ્ધિ એ હીરા સમાન રત્ન છે. જેમ ખાણમાંથી નીકળેલા હીરાને સધાડે ચઢાવી સાફ કરવાથી તે અધિક તેજસ્વી અને મૂલ્યવાન થાય છે, તેમ બુદ્ધિનું વિદ્યા જ્ઞાનમાં ખેડાન થવાથી તેનો અધિક પ્રકાશ થાય છે. કેટલાક માણસો અંગ્રેજી, સંસ્કૃત, ફારસી અને ગુજરાતી, વગેરે **ભાષા** શીખવાનેજ ખરી કેળવણી ગણેછે. પરંતુ ભાષા શિક્ષણ એ ખરૂં જ્ઞાન નથી, પણ તે જ્ઞાન મેળવવાનો ઉપાય માત્ર છે. ભાષા જ્ઞાનરૂપ ભંડારના દરવાજા સ્વરૂપ છે તે દરવાજો ઉઘાડીને જ્ઞાનની વખારમાં પ્રવેશ કરવામાં આવે છે. હમેશાં કેવળ દરવાજા ઉપર ઉભા રહે-

વાથી કેવી રીતે જ્ઞાન રૂપ મહા રત્ન મેળવી શકાશે? જ્ઞાન રૂપ રત્ન મેળવવાને યત્ન ન કરતાં કેટલાક માત્ર ભાષા શીખવામાં કાળ ગમન કરે છે, તેમને કદિ પણ સારો લાભ મળતો નથી. તેમ **ગણિત** અને **લખવાની** વિદ્યા પણ ખરૂં જ્ઞાન નથી. ગણિત વિદ્યા એ જ્યોતિષ્યાદિ કેટલીક વિદ્યા શીખવાને માટે જરૂરની છે, અને લેખન વિદ્યા મેળવેલા જ્ઞાનનો ફેલાવો કરવા માટે ઉપયોગી છે. જો જ્યોતિષ્યાદિ વિદ્યા શીખવાની તથા મેળવેલુ જ્ઞાન ફેલાવવાની જરૂર નહોત તો ગણિત અને લખવાની વિદ્યાની કંઈ પણ જરૂર રહેત નહિ. માટે ભાષા, ગણિત, અને લખવાની વિદ્યા આવડયાથી ખરા જ્ઞાનનું શિક્ષણ થતું નથી, પરતુ જે જે વિદ્યાનું શિક્ષણ લીધાથી બુદ્ધિમાં સુધારો વધારો થાય અને ભૌતિક, શારીરિક અને માનસિક નિયમો શીખાય તેને તથા જેનાથી કરૂણામય પ્રભુનો મહિમા જાણવામાં આવે, તેનેજ ખરી વિદ્યા અને તેનેજ ખરૂ જ્ઞાન કહે છે. બુદ્ધિવૃત્તિયોને ખીલવી સુધારવા વધારવા માટે આ નીચેના વિદ્યા જ્ઞાનના વિષયોનુ શિક્ષણ મેળવવાની ઘણી અગત્ય છે.

**ભાષા**—ભાષા શીખવાને માટે ઉપયોગી પુસ્તકો વાંચવાં, લખવાનો અભ્યાસ કરવો અને રચનાનુ શિક્ષણ લેવું, કેમકે આ ત્રણ વિષય જ્ઞાન મેળવવા અને ફેલાવવાના મોટા ઉપાયો છે. **ગણિત**—ગણિત, બીજગણિત, રેખાગણિત, વગેરે ગણિત વિદ્યા શીખવી જોઈએ, કેમકે જ્યોતિષ્ય, હિસાબ વગેરે કેટલીક વિદ્યા શીખવાને ગણિત વિદ્યાની જરૂર પડે છે ગણિતના અભ્યાસથી માણસ ચતુર થાય છે. **ભૂગોળવિદ્યા**—આ વિદ્યાના અભ્યાસથી દેશ, પરદેશ, નગર, ગામ, નદી, પર્વત અને સમુદ્ર વગેરે કુદરતી તથા મનુષ્ય કલ્પિત ચાર દિશાનુ જ્ઞાન દરેક દેશના મનુષ્ય અને પશુ પક્ષીની સમજ, હવા, પાણી અને જમીનના ગુણ, ત્યાં થતી વસ્તુઓની પેદાશ, આચાર, વ્યવહાર અને રાજ્યશાસન કેવી રીતનું સ્થાપેલુ છે, એ સર્વેનુ વિશેષ વૃત્તાંત જાણવામાં આવે છે. **પ્રાકૃતિકવિજ્ઞાન વિદ્યા**—આ વિદ્યા શીખવાથી જંતુ, વનસ્પતિ અને ધાતુઓનુ વિસ્તારથી વર્ણન જાણવામાં આવે છે, પરતુ કેવળ પુસ્તક વાંચીને ચૂપ બેસવાથી તેનું કંઈ સારૂ ફળ થતું નથી. જે સર્વ સામગ્રીનુ વર્ણન વાંચવામા આવે, તે પોતાની આંખે જોઇને તેના ગુણદોષની પરીક્ષા કરવી જોઇએ. આ અભ્યાસથી ગાઢ પ્રવેશ યોગ્ય થવાય છે. **રસાયનવિદ્યા**—આ વિદ્યાભ્યાસથી ચારે બાજુએ જેટલી વસ્તુઓ નજરે પડે છે, તે સર્વ કેવા પદાર્થના યોગથી ઉત્પન્ન થઈ છે. કયા કયા પદાર્થની સાથે કયા કયા પદાર્થ મેળવ્યાથી કેવો ગુણ ઉત્પન્ન થાય છે. એ સર્વ વિષયનું વિસ્તાર પૂર્વક વર્ણન રસાયણવિદ્યામાં કરેલુ છે. આ વિદ્યા શીખવાથી જડમય જગતમાં જગદીશ્વરનું આશ્ચર્ય કૌશલ્ય, તેની અનંત શક્તિ અને ઉત્તમ કાર્યની કુશળતા જાણવામાં આવતાં આનંદ થાય છે. **શારિરસ્થાનઅનેશા-**

રિરવિધાન—આ બે મોટી વિદ્યા શીખવાથી શરીરના પ્રત્યેક અંગના અવયવની જગા અને તે સબધી સ્વભાવિક નિયમનું જ્ઞાન મેળવી શકાય છે. આ વિદ્યાના જ્ઞાનથી જાણી શકાય છે કે કરૂણામય પરમેશ્વરે રોગ, આરોગ્ય અને જીવન મૃત્યુ ઘણું ખરૂં આપણા સ્વાધીનમાં રાખ્યુ છે. તેણે સ્થાપેલા શરીરના શુભકર નિયમો પાળવાથી આરોગ્ય સુખ ભોગવી શકાય છે. પદાર્થવિદ્યા—રસાયણ અને શારિરવિધાન વિદ્યાઓ શીખ્યાથી જડપદાર્થના ગુણો જાણવામાં આવે છે. એ સિવાય તેના બીજા ગુણો, એકમેકનો સંબધ, ગતિના નિયમો અને કાર્યની રીતિના વિષય એ સર્વ પદાર્થવિદ્યા દેખાડે છે. પાણી, વાયુ અને જ્યોતિ--તેજ–અગ્નિનો સ્વભાવ આ વિદ્યામાં વર્ણવેલો છે, શિલ્પ અને જ્યોતિષ આ વિદ્યાની અંદર છે આ વિદ્યાના શિક્ષણથી અંતઃકરણ પ્રસન્નતાથી ખીલે છે. બુદ્ધિ વૃત્તિયો સુધરે છે અને વધે છે. પરમેશ્વરની મહાન્ શક્તિ તથા જ્ઞાનના સેંકડો દૃષ્ટાત્ સસારના સર્વ સ્થાનમા જોવામા આવે છે, અને તેના સ્થાપેલા ભાૈતિક નિયમનું જ્ઞાન મેળવી તેનું પાલન કરવાથી આપણી ઉન્નતિ કરવાને શક્તિમાન થઇએ છીએ. ઇતિહાસ—આ વિષયનું પુસ્તક વાંચવાથી શા કારણથી દરેક દેશની પ્રજાનું પડી ભાગ્યુ તે જાણવામા આવે છે. તેથી પરમેશ્વરે જન—મડળની ઉન્નતિ કરવા માટે જે સ્વાભાવિક નિયમો સ્થાપેલા છે, તે પ્રત્યક્ષ જોવામા આવે છે અને વિચક્ષણતા ઉત્પન્ન થાય છે. મનોવિદ્યા તથા ધર્મનીતિ–આ બે વિદ્યાનુ શિક્ષણ લીધાથી મનુષ્યનો માનસિક સ્વભાવ, મનો, વૃત્તિયોનું પ્રયોજન અને ધર્મ સબધી કરવાનુ અને ન કરવાનું નિરૂપણ કરવામાં સમર્થ થવાય છે. પરમ કરૂણાકર પ્રભુ જે પાપની સજા કરનારો અને ધર્મનો બદલો આપનારો છે, તે આ વિદ્યાથી સ્પષ્ટ જાણવામાં આવે છે. આ શિક્ષણથી માણસ ગભીર થાય છે. પરમાર્થવિદ્યા—સૃષ્ટિ કાર્ય ઉપર વિચાર કરીને પૃથ્વી પતિ પ્રભુનુ સ્વરૂપ તથા અભિપ્રાયનો નિર્ણય કરી તેની ખરી આરાધના—ભક્તિનો ઉપદેશ આપવો, એ પરમાર્થવિદ્યાનુ પ્રયોજન છે શારીરસ્થાન, શારીરવિધાન, ધર્મનીતિ અને પદાર્થવિદ્યા, વગેરેનો વિજ્ઞાન શાસ્ત્રથી જેટલા નિયમોનો નિર્ણય થાય, તે સર્વ પરમકરૂણાકર પરમેશ્વરના સ્થાપેલા છે. મનુષ્યનું શરીર અને મનની સાથે એ સર્વ શુભકારક નિયમો સબધ રાખે છે. તેનું શ્રદ્ધા રાખી શિક્ષણ લઇ, તેને અનુસરતા વ્યવહાર કરવા. જો તેને અનુસરતા વ્યવહાર કરવામાં આવશે નહિ, તો પરમેશ્વરની આરાધના ઉત્તમ પ્રકારે થની નથી. આ સર્વ વિષય પરમાર્થ વિદ્યામા સામેલ કરી શિક્ષણ લેવુ અને તેને અનુસરતાં કામો કરવાનો અભ્યાસ કરવો જોઇએ. સાહિત્ય—સાહિત્ય પાઠથી ઘણોજ પવિત્ર આનદ અનુભવવામાં આવે છે, જો તેમાં પવિત્ર પારમાર્થિક વિષયનું વર્ણન કરવામાં આવ્યું હોય છે, તો તે અતઃકરણની સદ્પ્રવૃત્તિયો શુદ્ધ રીતે અપાર

આનંદ ઉત્પન્ન કરે છે. **ચિત્રવિદ્યા,—ગાયનવિદ્યા,—અને શિલ્પવિદ્યા**-પરમેશ્વરે મનુષ્યને ચિત્રવિદ્યા, ગાયનવિદ્યા, અને શિલ્પવિદ્યા વગેરે ઉપયોગી લોકરંજન વિદ્યા શીખવાની વિવિધ વૃત્તિયો આપી છે માટે જેનો જે વિષયમાં સ્વાભાવિક પ્રેમ અને શક્તિ હોય, તેને તે વિષય શીખવાથી આનંદ મળશે. એટલુંજ નહિ પણ તે ધંધાથી ધન પેદા કરી જીવિકા ચલાવી શકાશે.

આ સર્વ વિદ્યાના વિષયમાં મનુષ્ય માત્ર એક સરખી રીતે કુશળ થવા અસંભવિત છે અને તેમ થવાની ઘણી જરૂર પણ નથી, પરંતુ જેની જે વિષયમાં વધારે શક્તિ હોય તથા બીજાના કરતાં પોતાને વધારે શિક્ષણ લેવાની ઇચ્છા હોય, તેણે તે વિષયમાં વધારે અભ્યાસ કરવો તે સિવાય ઉપર જણાવેલી બીજી વિદ્યાઓનાં મૂળતત્વો શીખવાં જોઈએ. સાધારણ સ્ત્રી પુરૂષોએ પોતાના ધંધાને લગતી વિદ્યા શીખવી અને તે સિવાય બીજી વિદ્યાઓનાં મૂળતત્વો શીખવા જોઇએ. આ સર્વ વિદ્યાનું જ્ઞાન મેળવવાની પુરૂષોને જેટલી જરૂર જરૂર છે, તેટલીજ સ્ત્રીઓને પણ અગત્ય છે, કેમકે જન–મંડળનુ કલ્યાણ ઘણે ભાગે તેઓની કેળવણી ઉપર આધાર રાખે છે, તેઓ પણ પુરૂષની પેઠે માનસિક પરિશ્રમને સુખનો વિષય સમજી જ્ઞાન મેળવવા ચાહે છે. પ્રાચીનકાળે ભારતવર્ષમાં **ગાર્ગી** તત્વજ્ઞાનમાં કુશળ હતી. **લીલાવતી** ગણિતજેવા ગહન વિષયમાં પ્રવિણ ગણાતી હતી. તેના નામથી લીલાવતી નામે ગણિતનો ગ્રંથ ગુંથેલો પ્રસિદ્ધ છે. **ભડલી** ખગોળમાં, **ખન્ના** જ્યોતિષ અને ખગોળ વગેરેમાં, **સીતા** આત્મજ્ઞાન અને ચિત્ર વિદ્યામાં, **ચિત્રલેહા** યોગવિદ્યા, ચિત્રવિદ્યા અને ગાયનમાં **ઉર્વશી** અને **શકુન્તલા** ગાયન અને નૃત્ય કળામાં પ્રવિણ હતી. **સુલભા, મૈત્રેયી** અને **ચુડાલા** બ્રહ્મજ્ઞાન વગેરે પારમાર્થીક વિદ્યામાં પ્રખ્યાત્ હતી. આ સર્વ ઉપરથી સિદ્ધ થાય છે કે સ્ત્રી પુરૂષો બને કઠણ વિષયો શીખી શકે છે. તેઓને આવા ઉત્તમ વિષયોનું શિક્ષણ મળવાથી, સારાં પુસ્તકો અને વર્તમાન પત્રો વાંચવાથી, અવલોકન અને દેશાટનથી તેઓની બુદ્ધિ સુધરી નિર્મલ થાય છે, અને ધર્મ પ્રવૃત્તિયો પ્રફુલ્લિત થઈ મહાન્ મનની નીવડે છે. ભૂમંડળમાં આવી સ્ત્રીઓથી સુખ અને શોભાની હદ રહેતી નથી જન–મંડળમાં તેમનાં માન અને મર્યાદાની વૃદ્ધિ થાય છે. બાળકો સારી રીતે રક્ષિત અને સુશિક્ષિત થઈ રત્નરૂપ નીવડે છે. આવી શુદ્ધ–પવિત્ર ચરિત્ર વાળી સ્ત્રીઓના સહવાસથી મનનો ખેદ નાશ પામી સંસાર સુખરૂપ થાય છે. માટે સ્ત્રી પુરૂષોએ પોતાની બુદ્ધિ સુધારવા—વધારવા યત્ન કરવો જોઇએ.

## આનંદમેળવવાનોઉપાય.

આ દુનિયામાં આપણી આ નાશવત જીદગી ઉચ્ચતર સ્થાને જવાને સૃજેલી છે. માટે આ સસાર અને જીદગી ખુશમિઝાજ—આનંદ વૃત્તિથી પુરી કરવી જોઇએ, નહિતો કાર્યસિદ્ધિમાં આપણું ચાંચલ્ય કેવળ અટકી જશે, પરતુ આનદમા રહેવાની અને જીદગીનો ઉપભોગ બરોબર કરવાની ઇચ્છા સઘળાને થાય છે, પણ તેમ શી રીતે કરવુ, તે ઘણા થોડા જાણે છે. જીવિતનુ મહત્વ અને આનદ તેઓ બરોબર સમજતાં નથી. આપણે શરીર અને મન ચલાવીને આનદ મેળવીશુ, એવા અભિપ્રાયથી પરમેશ્વરે આખા જગત્‌ની સાથે માનવ પ્રકૃતિનો ઉપયોગી સબધ નિરૂપિત કરી મૂકયો છે. એ નિરૂપિત થયેલા સબધ પ્રમાણે બરાબર ચાલવાથી કેવો આનદ થાય છે, તેનું થોડુ વિવેચન આપેલુ છે.

આપણા શરીરની રક્ષા ખાધા સિવાય થઇ શકતી નથી. તેથી શારીરિક અને માનસિક મહેનત કરી અન્ન મેળવવુ જોઇએ. ટાઢ નિવારણને માટે કઈ સ્વભાવિક આચ્છાદન નથી, તેથી શરીર અને મનના પરિશ્રમથી વસ્ત્રો તૈયાર કરવાં જોઈએ, એવી રીતે શરીર અને મનને સારી રીતે પરિશ્રમમાં રાખવુ, એવો પરમેશ્વરનો અભિપ્રાય છે એમા કઈ સદેહ નથી. તેના નિયમને અનુસરી ચાલવાથી શરીરના અગ સબળ થશે, મનનીવૃત્તિઓ સતેજ થશે, અને અતઃકરણ આનદમાં રહેશે માણુસ હમેશાં એકનુ એક કામ કર્યા કરવાથી થાકી જાય છે માટે જગદીશ્વરે આપણને ઘણી જાતની મનોવૃત્તિનો આપીને નાનાં પ્રકારનાં સુખ ભોગવવાના અધિકારી કર્યા છે, પણ મનોવૃત્તિયોનો એવો સ્વભાવ છે કે, તેને સમાન પણે અધિક તેજસ્વિ કરી ઉત્સાહની સાથે ચલાવ્યાથી ઘણો આનદ આપે છે, પણ નિસ્તેજ અને નિશ્ચેષ્ટ થયાથી એટલો આનંદ મેળથી શકાતો નથી માટે શારીરિક અવયવની પેઠે મનોવૃત્તિને પણ ઉત્સાહની સાથે ચલાવવી, એ બેઉ આપણા આનદનુ કારણ છે જે ભાગ્યવાન માણુસની બુદ્ધિ વૃત્તિ સ્વાભાવિક તેજસ્વિ હોય છે અને વિદ્યાનુસીલનથી, ઉત્તમ રીતે કેળવાયેલી હોય છે. તે ઉત્સાહિત ચિત્તથી ચલાવી જેવો આનદ મેળવે છે, તેવો નિસ્તેજ બુદ્ધિવાળો માણુસ મેળવી શકતો નથી પરમેશ્વર પરાયણ વિદ્વાન સ્ત્રી પુરૂષો આ અખિલ સસાર રૂપ મહારાજ્યના એક એક પરમ શુભકર સુંદર નિયમ જાણીને જેવી રીતે ઘણો આનદ મેળવે છે, તેવી રીતે કુસસ્કારવાળા મૂઢલોકો મેળવવાને કદિ સમર્થ થતા નથી. આ સસારમાં જે સુશીલ સ્ત્રી પુરૂષ પોતાનુ કર્ત્તવ્યાકર્ત્તવ્ય સમજીને ચાલે છે અને એમ સમજે છે કે—બીજાં સર્વ માણુસો પણ મારા પ્રમાણે પરમેશ્વરનાં

પ્રિયપાત્ર અને સર્વ ઉપભોગનાં અધિકારી છે. માટે મારૂ પોતાનુ કાર્ય મને લાભ આપે એવુ થાય, પરતુ બીજાને તેમ કરવ થી હાનિ થતી હોય તો તે કામ મારે કરવું યોગ્ય નથી. મારે તો ઉલટો બીજાને યથાશક્તિ ઉપકાર કરવો એ મારો ધર્મ છે, એવુ સમજી ચાલવાથી અને ભક્તિ ગુણથી પરમેશ્વરના નિયમમાં દઢ શ્રદ્ધા થશે, અને તેનુ જ્ઞાન વિચિત્રશક્તિ અને મગળ સ્વરૂપ પ્રભુના ઉપર આધાર રાખવાથી તેનાપર અત્યત વિશ્વાસ થશે. એના વ્યવહારથી છેલ્લે અત કરણ આનદ-સુખમાં મગ્ન થશે સર્વે મનુષ્ય વર્ગનુ યથાશક્તિ ભલુ કરવુ, સર્વ સાથે ન્યાયસર ચાલવુ અને અન્યાય વરેવાર છોડી દેવો, એ પ્રમાણે કર્ત્તવ્યાકર્ત્તવ્ય સમજી જે કાર્ય કરશે તેનાથી લોકો સુખી થશે અને પોતે પણ સુખી થઈ પરમાનદ—સુખ અનુભવશે જે મૃત્યુશય્યાના ઉપર સુઇને કહી શકે છે કે, મે આખી જીદગી સુધી યથાશક્તિ પરોપકાર કર્યો છે, લોકોની સાથે જોઇએ તેવો વ્યવહાર કર્યો છે, મનની સાથે પરમેશ્વરની આરાધના કરી છે અને આ વખતે પણ પ્રભુના આનદ-સ્વરૂપમાં ચિત્તને સમર્પણ કર્યું છે. તેવા મનુષ્યનો મૃત્યુકાળ પણ આનદ સુખનો કાળ છે અને તેની મૃત્યુ શય્યા પણ આનદ સુખની શય્યા છે. જેણે આખા જન્મારામાં દુ ખીને અન્ન, તૃષાતુરને પાણી, રોગીને ઔષધ, અજ્ઞાનીને જ્ઞાન અને નિરાધારને સહાય, વગેરે પરહિતાર્થ આવું એક પણ પુણ્યનુ કાર્ય કરેલુ હશે, તેનો આનદસાગર કદિપણ સકાવાનો નથી તે જ્યારે જ્યારે તેમનુ સ્મરણ કરશે, ત્યારે ત્યારે તેનો આનદામૃત ઉછળશે. **સગાં, મિત્રો અને સખીઓ**—એ સર્વે પરસ્પર શીલતા અને ઉપકારનો બદલો આપવાવાળા હશે, એટલુજ નહિ પરતુ પરસ્પર પ્રત્યે કોઈ પણ જાતનો કઠોર વ્યવહાર ચલાવતાં નહિ હશે, એવાં પરમ હિતૈષી, ન્યાયવાન અને મર્યાદક સગાં, મિત્રો કે સખીઓ સાથે પ્રીતિ થવાથી અત કરણ સર્વદા પ્રફુલ્લિત રહી પરમ આનદ ઉદ્ભવશે. **સારીવાતચીત**—સારી વાતચીતને જીદગીના આનદમાં ઉચ્ચપદ આપેલુ છે તે એક વખાણવા જોગ કૌવતનુ ઔષડ છે. તેથી મન અને તન એ બેઉને ખોરાક ( આનદકારક વિશ્રાંતિ ) મળે છે. માટે સધ્યાકાળનો વખત આવી સારી રસિક વાતચિતમા ગુજારવાથી અતિ આનદ ઉપજે છે **વિશ્રાંતિમાટે ખુલ્લીહવામાં ફરવુંઅનેરમત ગમ્મત**—કરવી એ બહુ આનદ આપનાર છે આખો દિવસ શારીરિક અને માનસિક મહેનત કરવામા આવે, અને જો શરીરને મન ખીલે એવી આનદકારક રમત ગમ્મત કરી વિશ્રાતિ લેવામાં ન આવે, તો તે સ્ત્રીપુરૂષ નાજુક પ્રકૃતિનાં અને દુર્બળ થવાનાં માટે તેમા જે ફુરસદનો વખત ગાળવામાં આવે, તે કોઇ રીતે વખત વૃથા ગુમાવ્યો ગણાતો નથી માટે નદીઓમાં હોડી ચલાવો, વનમાં જઇ પુષ્પ તોડી એકઠા કરો, પથ્થર થઈ ગયેલા પદાર્થોનો સગ્રહ કરો, દરિયા કિનારા પરના શખ, કોડાં અને દરિયાઈ છોડવા વિગેરે ભેગાં કરો, ક્રિકેટ

—ફડીમાર અથવા ગોલ્ફ (ગેડીદડા) રમો, અથવા બીજી કોઈ પણ રીતે તાજી હવામા ફરી હરીને શરીરને કર્ કસરત અને તાજીહવા આપો. તેથી તમારૂં આરોગ્ય સુધરશે, તમારી ચિંતા, ફિકર અને જંજાળ નાશી જશે, અથવા કદ્ નહિ તો ઘણે ભાગે કમી થશે. કુદરત માણુસને શાન્ત પાડે છે અને તેનામાં કૌવત આણે છે તથા મનને વધારે સ્વસ્થ અને આનદી કરે છે. સૃષ્ટિના કળાકૌશલ્યનાં કામો, કવિતામાં ચલાવેલી કલ્પનાઓ, ધર્મનીતિવાળા ગ્રથો, ઈતિહાસના બનાવો, મનુષ્ય પ્રાણીની હાલની તથા પાછલા કામની રીતભાતો તથા ભવિષ્યની તેમની ઉમેદો, વગેરે આવી અનેક બાબતોમાથી મનોરજન–આનદ ઉપજેછે. **સૃષ્ટિસૌંદર્ય**-સૃષ્ટિના પક્ષીઓ અને જતુઓ, વૃક્ષો અને પાંદડાં, ફળ અને ફુલ, વૃક્ષ અને વાડપર ચઢેલી વેલો, સુનાગા વાદળાં, તેજ મારતો દરિયો, સરોવરનાં મોજાની લહેર, નદીપરનો ચળકાટ, ઘાસપર પડતી છાયા, રાત્રે દેખાતા ચદ્ર અને તારા સધ્યાકાળનો પ્રકાશ અને ક્ષીતિજમાં લીલા રગના આકાશની અદર પ્રકાશનાં રાતાં વાદળામાં આવેલી છાંટ, સ્વચ્છ તાજી હવા, ઘુઘવતો દરિયો, ગર્જના, વિજળીના ચમકારા, પક્ષીઓના મધુર રાગ અને કલ્લોલ, પૃથ્વી અને ઘુમટાકાર આકાશ, જગલો અને ખેતરો, તળાવો અને પર્વતો સુર્યોદય અને સુર્યાસ્તનો સમય, તે સર્વ જોનારને કેટલો આનદ આપે છે ? વન ઘટ્ટા તો વળી એથી પણ વધારે સુદર અને વધારે મોહક લાગે છે, તડકો એ આનદકારી છે, વરસાદ આપણને તાજા કરે. બરફ ઉલ્લાસ આણે છે અને ટાઢ મજબુતી આણે છે. આ સર્વથી જેવો આનદ થાય છે, તેવો નિર્દોષ આનદ—વગર ખરચનો આનદ— સુલભ આનંદ—અને તેની સાથે જયારે જોઈએ ત્યારે મેળવી શકાય તેવો આનદ બીજો કયો છે ? માટે સૃષ્ટિ સૌદર્યની ખુબી આપણે સમજવી જોઇએ અને આપણાં છોકરાંઓને સમજાવી આવો આનદ લે તેમ કરવુ જોઇએ સુદર ચિત્ર, સુશોભિત પાષાણુમય મૂર્ત્તિ, મનોહર મહેલ, સુદશ્ય ભૂમિખડ, અદ્‌ભૂત, અસાધારણ અને ઉત્તમ પ્રકારની સુદર વસ્તુઓ, સગીત ( ગાવુ, બજાવવુ અને નાચવું. ) સારાં નાટક, સારી નવલકથા અને આશ્ચર્યકારક દેખાવો, એ સર્વે મનને ઘણો આનદ ઉપજાવે છે **નિર્દોષહાસ્ય**—પરમેશ્વરે આપણા અત કરણને નિરતર ખુશ અને મડળને હસતુ રાખવાના હેતુથી પરિહાસ પ્રવૃત્તિ આપી છે. અખડ આનદ ઉત્પન્ન કરવો એ આ વૃત્તિનો હેતુ છે–માટે પવિત્ર મિત્રમડળ કે સખીઓમાં બેસી નિર્દોષ ઠઠા મશ્કરીથી તેમને હસાવી દોષ વગરના આનદમાં કાળ ગાળવો એ હિતકારક છે. એવા હસવાથી ઉત્પન્ન થતા આનદ વડે અત કરણને સુખ ઉપજે છે, પાચનશક્તિ પ્રબળ થાય છે, શરીર આરોગ્ય અને સ્વચ્છ રહે છે હસવાની સાથે મીઠી વાણીથી લોકોના દોષ પણ સુધારી શકાય છે, પરતુ યાદ રાખવું કે, વિષમય નુકશાનકારક મશ્કરીથી કોઇનુ મન દુ.ખાવવું એ મોટુ દુષણ છે. માટે

દુષણુ રહિત મશ્કરીથી આનદ લેવો. સારી તનદુરસ્તીથી શરીર અને મન આનંદમાં રહે છે અને આનદી સ્વરભાવથી આનદમાં રહે છે. મરજી પ્રમાણે વૈભવ ભોગવવાથી થતા આનદ કરતાં. આત્મ સયમથી વધારે આનદ મેળવી શકાય છે. કોઈ મનપસદ કામમાં રોકાઇ પ્રમાણિક પણે પૈસો પેદા કરવાથી મન આનદમાં રહે છે. ઇશ્વરપર ભરૂસો રાખનાર ધાર્મિક અને નીતિવાન માણુસને મરણુનું દુઃખ લાગતું નથી. શારીરિક દુખ નાશ પામે છે, એમ સમજી સદા આનદમાં રહે છે. જીવ બધનમાં પડયો છે—જ્યારે તે અન્નમય, પ્રાણુમય, મનોમય અને વિજ્ઞાનમય કોશ, પડદા—બધન તોડીને આનદમયને પામે છે, ત્યારે તેનેજ તેમાં કેટલો આનદ છે તેની સમજ પડે છે. જે પોતાના આત્માને રક્ષે છે, પ્રસન્ન રાખે છે, સાર્થક કરે છે, પુણ્ય પાપની બેડીથી છૂટે છે અને ખરૂં મેળવવાનુ તે મેળવે છે, તે પરમાત્માના પૂર્ણાનદને અનુભવે છે. આ સિવાય આનદ ઉપજાવે એવી સૃષ્ટિમાં અને સસાર વ્યવહારમાં અનેક બાબતો છે માટે જીદગીમાં આનદ ઉપજાવે તેવી બાબતો એક પછી એક મેળવતા રહેવુ, એ ઘણુજ અગત્યનું છે અને તેથી અનેક ફાયદા થાય છે.

## આનંદથીથતાલાભ.



જગત્ નિયતા પ્રભુનો એવો હેતુ છે કે મનુષ્ય માત્રે સૃષ્ટિની અંદર સુદર રચના વગેરેમાંથી આનદ લેવો અને તેથી થતા લાભ મેળવી જીદગી સુખમાં ગાળવી આવા લાભ તે કયા કયા તેનું થોડુ વર્ણન આપેલુ છે;—માનસિક આનદને લીધે શરીર આરોગ્ય રહે છે, આયુષ્ય વધે છે અને સુખમાં ઘણો વધારો થાય છે. જે માણુસ પોતાની જાતને આનદ પમાડી શકે છે અથવા પોતાતાનું મન રાજી થાય એવી રીતે કશામાં રોકી શકે, એવી આવડત વાળો હોય તે માણુસ વધારે સુખી અને પૈસાદાર છે એમ સમજવું. આપણા આનદ કરતાં આપણી દીલગીરી વહેલી ભૂલી જવાય છે. બાળપણુનો આનદ આપણામાં એવો તાજો રહે છે કે, જ્યારે તેને આપણે યાદ કરીએ છીએ, ત્યારે આનદ થાય છે. આનદ કારક વિચાર લાવવાની ટેવ પાડવાથી મગજ શાન્ત થાય છે અને ઉધ વહેલી આવે છે. આનદથી શારીરિક અને માનસિક શ્રમનો થાક દૂર થઇ તે બેઉ કામ કરવાને તાજાં થાય છે. માણુસના મનની સ્થિતિ તેના શરીરના બળ ઉપર ઘણી અસર કરે છે. દીલગીરીથી ગધાતો અને થોડો મળ નીકળે છે અને આનંદથી મળ સાફ અને ઘણો નીકળે છે. આનદથી શરીર પ્રફુલ્લિત થઇ સુદર અને શોભાયમાન થાય છે. જે કુટુબમાં બાપ આનદમાં રહી સાંજનો વખત ઘી

છોકરાં સાથે ઘરમાં ગાળે છે, તે કુટુંબનું સુખ ઘણુ વધે છે. આનંદ વૃદ્ધિથી કેટલાક ભારે રોગો મટે છે અને આયુષ્યમાં વધારો થાય છે, એવો વિદ્વાન ડાક્ટરોનો અભિપ્રાય છે. આનંદમાં રહેનારૂં અંતઃકરણ એ તેને પોતાને અને બીજાને પણ નિરંતર ઉત્સવ જેવું છે—ફ્લોરન્સનાઇટીંગેલના ઔષધના કરતાં તે દર્દી પાસે જઇને ઉભી રહેતી, તેથી કરીને પણ ઘણા દર્દીઓ સારા થયા હતા. આનંદમાં બેસી બાળગોપાળ સાથે ભોજન લેવું, એ પરણેલી જીંદગીમાંનું એક ઉત્તમ સુખ છે. આનંદ ભોગવનારા સ્ત્રી પુરૂષોને માથે જ્યારે કંઈ ભાર ઉઠાવવાનો આવે છે, ત્યારે તે પણ તેઓ ખુશ મિજાજથી વહે છે. તેમાં તેઓ કંઇ બડબડ ફડફડ કરતા નથી, ખીજવાતાં નથી, અથવા નકામા રોદડા રડીને પોતાનું બળ ગુમાવતાં નથી, પણ આનંદથી આગળ વધતા જાય છે. આનંદથી બુદ્ધિને તેજ આવે છે અને ખુબ સુરતીને પણ દીપાવે છે તે વિશ્રાંતિ તુલ્ય છે, તે કુદરતને પોતાનું કૌવત પાછુ મેળવી લેવાને સમર્થ કરે છે. તે ઉત્તમમાં ઉત્તમ ગુણ છે, તેથી માણસ નભે છે અને તેના વડે તે પોતાનાં કાર્યો ફતેહમંદીથી પાર પાડી શકે છે આનંદમાં રહેનાર સ્ત્રી પુરૂષની પ્રકૃતિ બગડતી નથી. તેનું શરીર કથળી જતુ નથી અને પાચનશક્તિ સારી રહે છે આનંદથી આપણામાં સારા થવાના જે ગુણો હોય છે, તે બધા પ્રફુલ્લિત થાય છે અને જીંદગી સુખરૂપ ભોગવી શકાય છે જેટલા જેટલા આનંદ કહેવાય છે, તે બધા આનંદનો સરવાળો બ્રહ્માનંદના એક લક્ષાંસની પણ બરોબર નથી આવો આનંદ ક્ષણવાર પણ જેને અનુભવવામાં આવે છે, તેને આ તમામ દ્વૈત પ્રપંચ અનાયાસે વિષ સમાન થઇ જઈ, છેવટ સાક્ષાત્કાર થઇ રહે છે બ્રહ્માનંદને પામનાર બીજા કોઇથી ડરતો નથી તેને પછી દુ:ખના ભાસનો લેશપણુ સંભવ નથી, તેજ સાચો આનંદ છે. એવો આનંદ જેણે મેળવ્યો છે, તેણેજ ખરૂ મેળવ્યુ છે, પછી તેને બીજાકશાની ઇચ્છા રહેતી નથી. ખરેખર આનંદજ દુનિયાનું તેજ છે અને આનંદજ જગતનુ સાર રત્ન ધન છે આનંદની તુલના કોઈની સાથે કરી શકાતી નથી માટે જે સ્ત્રી પુરૂષ પોતાના જીવનનો હેતુ સિદ્ધ કરવા ચાહતાં હોય, તેમણે સદા આનંદમાં રહી પોતાના આનંદમાં વૃદ્ધિ કરવા યત્ન કરવો જોઇએ.



# સ્ત્રીઉપયોગીકળાકૌશલ્યનુંજ્ઞાન.

" લેખન વાંચન ગાનને, નૃત્ય ભરત વાજિત્ર
રસોઈ ભણતર કાવ્ય, ઓટણુ શીવણુ ચિત્ર;
કુશળ કામિની શીખશે, હુનર કળા અનેક;
મેળવશે ધન માનથી, રાખી ટેક વિવેક."



આ સૃષ્ટિમા પરમેશ્વરે સ્ત્રી પુરૂષને એકઠાં રહી ગૃહ—સસાર ચલાવવામા પરસ્પરને સહાયક થવા માટે સૃજેલા છે, પરતુ પુરૂષ તન બળ, હૃદય બળ અને માનસિક બળથી યોગ્ય અને સ્ત્રી અયોગ્ય હશે, તો ખરી રીતે સહાયક થઇ શકશે નહિ જો કે તેનાં તન અને મનની સ્વાભાવિક રચના જોતાં, તે પુરૂષના કરતા થોડા શ્રમનાં કાર્યો ઘરમાં બેસી કરી શકે તેવી છે. માટે જો તેને ખરી સહાયક અને ઉપયોગી બનાવવી હોય, તો તેમને ગૃહકાર્ય વગેરેની સાથે વ્યવહારોપયોગી જીવિકા અને સુખ સપત્તિનાં સાધનો થોડા શ્રમથી ઘરમાં બેસી ઉપાર્જન કરી શકે, એવા કળા કૌશલ્યનું શિક્ષણ આપી કુશળ કરવી જોઇએ. એકલી હૃદય કેળવણીથીજ સર્વ વ્યવહાર સિદ્ધ થઈ શકશે નહિ. જ્યાં સુધી સમજશક્તિ અથવા બુદ્ધિ ઉંડી થઈ નથી; ત્યાં સુધી દેશકાળને અનુસાર વર્તન કરવામા સ્ત્રીઓ શકિતમાન થતી નથી. " થોડે પૈસે સુખી રહેવુ " વગેરે અર્થશાસ્ત્રના ઘણા સિદ્ધાંતો તેઓ સમજી શકશે નહિ. વિવેક બુદ્ધિ—હિત અહિત સમજવામાં તે બુઠ્ઠી બુદ્ધિની રહેશે અને ધનસચયની યુક્તિઓ સમજી શકશે નહિ. માટે તેવી સૂક્ષ્મ બુદ્ધિ લાવવા સારૂ તેમને તેવા અર્થ શાસ્ત્રનું પણ જ્ઞાન આપવુ જોઇએ આવા જ્ઞાન વિના ધનોપાર્જન કરવામાં પતિને તે ખરી સહાયક થઈ શકશે નહિ. જો તે સહાયક થઇ શકશે નહિ, તો ઘરમાં પતિ એકલો કમાય અને બીજાં ઘણાં બેઠાં ખાય, તો તે ઘર અતે દરિદ્રી હાલતમાં આવી પડશે. થોડી કમાણીવાળાનુ કુટુબ દુ ખી થાય એ દેખીતુ છે, કુટુબના સુખની ઇચ્છા રાખનારી સ્ત્રીઓએ તો પોતાને ઉપયોગી થઇ પડે, તેવી વિદ્યા અને કળા કૌશલ્યનું શિક્ષણ લેવુ જોઇએ. એવુ શિક્ષણ લઈ ઘરમાં બેઠાં ઉપયોગી હુનર કળાનાં કામો કરવાને મચ્યા રહેવું જોઇએ. કદિ ઘરધણી શ્રીમત હોય તોપણ તે તેને ઘરમાં ઉપયોગી જોઇતી વસ્તુઓ થોડે ખર્ચે તૈયાર કરી આપી શકશે અને એ રસ્તે ઘરમાંથી જતો પૈસો બચાવી શકશે. જો કદિ ઘરધણી

મધ્યમ સ્થિતિનો હશે, તો તેને તેવી સ્ત્રી પોતા ઘરમાં જોઇતી વસ્તુઓ થોડે ખરચે પૂરી પાડવા ઉપરાંત એવી ચીજોથી ધન પેદા કરી પતિની કમાણીમાં ઉમેરો કરવા સહાયભૂત થઇ શકશે અને તેથી ભવિષ્યની જીંદગી સુખમાં ગુજારી શકાશે, એટલુજ નહિ પણ દૈવઇચ્છાથી કોઈ વખતે આખા કુટુંબના નિર્વાહનો આધાર પોતાના એકલા ઉપર આવી પડે, તોપણ તે સ્ત્રી સુખેથી ઘર આગળ પોતાનું શિયળ સાચવી નીતિથી નિર્વાહ ચલાવી શકવાને શક્તિવાન થશે. વળી પોતે મેળવેલુ કળાકૌશલ્યનું જ્ઞાન પોતાની પુત્રીઓને પણ આપી શકશે. એમ ઉત્તરોત્તર હુન્નરના કામનો દેશમાં વધારો થતાં, આજે જે આપણા દેશનો પૈસો એવી વસ્તુથી તણાઇ જાય છે, તે અટકી દેશનો પૈસો દેશમાંજ રહેશે. અને પરિણામે આખો દેશ સુખી થશે.

પ્રાચીનકાળે આપણો ભારતવર્ષ અનેક વિદ્યા અને કળાકૌશલ્યમાં પ્રખ્યાત હતો. એ વખતે સ્ત્રીપુરૂષો ૧૪ વિદ્યા, ૬૪ કળા, અને ૭૨ ચાતુરી વગેરેમાં કુશળ હતાં, એવુ પાર્વતી, લક્ષ્મીજી, સીતા, દ્રૌપદી, તારા, દમયતી, મદાલસા શકુન્તલા, અને ચિત્રલેખા, વગેરે સતી સ્ત્રીઓના ચરિત્રો, ઇતિહાસ અને ધર્મશાસ્ત્રો વગેરેથી સિદ્ધ થાય છે. જેથી કરી તેઓ સર્વ પ્રકારે સુખી હતાં. જેની કીર્ત્તિનાં કિર્ણો અદ્યાપી પૃથ્વીમાં ચોપાસ પ્રસરી રહ્યા છે. જે દેશ સર્વ પ્રકારની વિદ્યા અને હુન્નર કળાથી ભરપૂર હોય છે. તે દેશ દ્રવ્યાદિ સમૃદ્ધિથી શ્રેષ્ઠ અને સુખી હોય છે, અને જે દેશ તેથી રહિત હોય છે, તે દેશ ધનહિન થઈ ગરીબી સ્થિતિમાં આવી પડે છે જે વખતે આપણા દેશમાં સર્વ પ્રકારની વિદ્યા અને હુન્નરકળા હતી, તે વખતે આપણો દેશ સર્વ પ્રકારની સમૃદ્ધિ બળથી ઝળકી રહ્યો હતો, પરતુ દૈવ ઇચ્છાથી વિપરીતકાળ આવતાં, આપણી સમૃદ્ધિના મોહપાસમા પડી અનેક વિદેશીજનો તેને હરણ કરવાને મથન કરવા લાગ્યા, અને પરિણામે સમૃદ્ધિ હરાઇ ગઈ તાબેદાર બન્યા વિદ્યા અને હુન્નરો નાશ પામ્યા અને ગરીબ સ્થિતિમાં આવી પડયા છીએ ઘણા કુટુબો દુ ખો સ્થિતિમાં દિવસ ગુજારે છે. આજે આપણા દેશમાં ઇંગ્લાડ, ફ્રાન્સ, જર્મની, જાપાન અને અમેરિકા વગેરે સુધરેલા દેશોમાંથી કરોડો રૂપિયાનો માલ આવે છે. તેમાં એ સુધરેલા દેશોની હુન્નરકળામાં કુશળ થએલી સ્ત્રીઓના હાથની બનાવેલી ચીજો જેવી કે,—મોજાં, ગલપટ્ટા, ગુથેલા રૂમાલ, ટેબલકલોથ, ભરતકામ, ચિત્રકામ, શીવણકામ, કોતરકામ, નેતરકામ, વિવિધ પ્રકારના રમકડા, કોર, ફીત, રેશમ, ઉન, સૂતર અને કાગળ વગેરેનાં રગીન સુદર અને મોહક ફુલો, વેલો, વૃક્ષો અને સુદર ગુચ્છાઓ, વગેરે અનેક પ્રકારની જણસો લાખો રૂપિયાની આવે છે અને બીજા દેશોમાં પણ જાય છે. તેથી એ લોકો ઘણુ દ્રવ્ય ખેચી જાય છે. શુ આપણા દેશની સ્ત્રીઓ તેવી થઇ ન શકે ? શુ તેમનામાં ઈશ્વરે બુદ્ધિ આપી

નથી ? આપી છે. પ્રાચીનથીજ ચાલી આવેલી રીતિ પ્રમાણે, જો કે તેમાં કાળે કરી બહુ ફેરફાર થઇ ગયો છે; તોપણ હાલની કેટલીક ઉદ્યોગી સ્ત્રીઓ પોતાના ગૃહકાર્યથી પરવારી આળસમાં વૃથા વખત નહિ ગુમાવતાં, પોતાની ફરજ અને સ્થિતિનો વિચાર કરી, પતિને ધન્ધારોજગારમાં સહાય આપતી રહે છે. કેટલીક ઉદ્યોગી અને હુશિયાર સ્ત્રીઓ ભરત ભરે છે અને ભરીને વેચે છે, કેટલીક કાતવા અને હીર કાઢવાનુ કામ કરે છે. કેટલીક સોનેરી--કસબ, રેશમ, ઉન, અને સુતરથી કેનવાસ અને જાડા કપડા ઉપર બૂટ, સ્લીપર અને ટોપીઓ ઉપર સુંદરવેલ, બુટ્ટા, ફુલ, ચકલાં, અને લેહેર, વગેરે ઘણી જાતનાં વિવિધ પ્રકારન ચિત્રો પાડે છે અને ભરે છે આવાં કામ મુબઈ, સુરત, ભરૂચ, અમદાવાદ, રાજકોટ, જામનગર અને ધ્રોલ, વગેરે શેહેરોમાં–પારશી, નાગર, કાયસ્થ, ક્ષત્રી, શ્રીમાળીબ્રાહ્મણ, વાણીયા, વગેરે સારા વર્ગની ઘણી સ્ત્રીઓ ભરે છે. અને ગુથે છે. જામનગરમાં હાલ એક યુરોપિયન સ્ત્રી રેશમી અને સુતરાઉ કાપડ ઉપર સુંદર ભરત ભરાવી જથાબધ ઇંગ્લાંડ વગેરે પ્રદેશોમાં મોકલાવતી. તે પ્રપ્રમાણે જુદે જુદે ઠેકાણે આપણા વેપારીઓની કપનીઓ ઉત્પન્ન થઇ, એ પ્રમાણે ભરાવી મોકલાવે તો તેઓ તેમાં સારો નફો મેળવી શકે અને તેથી આપણા દેશની સ્ત્રીઓને ઉત્તેજન મળી ઉદ્યોગ વધે, વગેરે રીતે જોતાં આપણા દેશની સ્ત્રીઓ બુદ્ધિવાન છે, અને જો તેમને હાલ સુધરેના ધોરણે નવીન હુન્નર કળા અને તેના યત્રો વગેરેનુ સચોટ શિક્ષણ આપવામાં આવે, તો તે પણ બીજા દેશોની સ્ત્રીઓની પેઠે સર્વ બનાવી શકે. હાલ ચાલતી કન્યાશાળાઓમાં તેને લગતું જે જુજ ઉપર ચોટીઉં શિક્ષણ આપવામાં આવે છે. તે જોઇએ તેવું ઉપયોગી, અને સચોટ નથી આપણો દેશ દિવસે દિવસે વધારે ગરીબી સ્થિતિમાં આવતો જાય છે. ઉદ્યોગ વગર ઘણા કુટુબ પાયમાલ થયાં છે, તેવા સમયમાં હવે બીજા ઉપર આધાર રાખી બેશી નહિ રહેતા, સત્વર ચેતવાની વધારે જરૂર છે. આપણા ઉપર હાલ ન્યાયવાન પ્રતાપી અગ્રેજ સરકારનું રાજ્ય છે, તેવા સમયમાં સ્વદેશ પ્રેમી દેશહિતેચ્છુ સુજ્ઞપુરૂષોએ ઉત્સાહ, આગ્રહ અને હિંમતથી આપણા દેશની સ્ત્રીઓને ઘરમાં બેસી કરી શકે, એવાં કળાકૌશલ્યજેવા સ્વતત્ર ધધાની કેળવણી આપવાનો પ્રયાસ કરવો જોઇએ દરેક શહેર કે ગામડાઓમાં સ્ત્રી ઉપયોગી હુન્નરોને લગતી સ્કૂલો સ્થાપન થવી જોઇએ જે મોટી સ્ત્રીઓ તેવી શાળામાં જઇ શકે નહિ, તેને માટે જુદી શાળાઓ કાઢવી જોઈએ અને તેવી શાળાઓમાં પણ જે ન જઇ શકે, તેને માટે એવું શિક્ષણ લેવા જે ખુશી હોય, તેમને ઘેર જઈ થોડો થોડો વખત શીખવી આવે તેવી સ્ત્રી શિક્ષકો રાખવી. આ પ્રમાણે યોજના કરી ઉપાયો લેવાથી સત્વર ધારેલો હેતુ પાર પડશે અને સ્ત્રીઓ ત્યારેજ પોતાના પતિને ખરી સહાયક થઈ, દેશને આબાદ કરવામાં સહાયભૂત થઈ શકશે.

સ્રીઓએ હરકોઇ ધંધો પસંદ કરતાં પહેલાં એટલુ યાદ રાખવાનું છે કે કોઇ ધંધામાં ઓછી મહેનતે ઘણી કમાણી, અને કોઇ ધંધામાં ઘણી મહેનતે ઓછી કમાણી હોય છે. જેમકે રેંટીઓ ફેરવી સૂતર કાંતનારી સવારથી સાંજ સુધી અડધો શેર સૂતર કાતે તો તે બે પૈસા રળે ! તેમજ દળનારી મોટા મળસકામાં ઉઠી સાડાત્રણ મણનો ઘંટીનો પથ્થરો ખેંચી રાત સુધી દળતાં, જો એકમણ દળેતો બે આના કમાય, પણ જો તેજ સ્રી તેના કરતાં ઓછી મહેનતે આખા દિવસમાં ફક્ત બે અંગરખાં કે કોટ શીવે અગર ટોપી કે કાંચળીનું ભરત ભરે તો તે બેશક વધારે પેદા કરી શકે વળી ચિત્રકળા, ગુંથનકળા કે વૈદકનો ધંધો જે સ્રીઓ સારી રીતે જાણતી હોય છે, તેતો કેટલાક પુરૂષના કરતાં પણ સારૂ પેદા કરી શકે છે. જે કેળવાએલી સ્રી છે, તેતો યુક્તિ પ્રયુક્તિથી તેના કરતાંએ સહેલા, સારા અને ઉપયોગી હુન્નર ધંધા વગેરેથી વધારે પેદા કરી શકે છે. આ સર્વપરથી સમજવામાં આવશે કે, જે ધંધાથી ઓછી મહેનતે વધારે પેદા થઇ શકે, તેવો ધંધો ગ્રહણ કરવો એ વધારે ફળદાયક છે માટે સુધરેલા દેશની સ્રીઓનુ અનુકરણ કરી, તેના જેવા ઉપયોગી હુન્નરો ગ્રહણ કરવા ખંત, આગ્રહ અને હિંમતથી પ્રયાસ કરવો અને પતિ તથા દેશને ઉપયોગી થઇ પડવુ એ દરેક સુજ્ઞ સ્રીનુ કર્ત્તવ્યછે.

## ઘરઉપયોગીહુન્નરકળા.



આ સંસારમાં ગૃહ-વ્યવહાર ચલાવવામાં કેટલીક સાધારણ ચીજોની પણ જરૂર પડે છે. એવી ચીજો વેપારી લોકો પોતાનો નફો વગેરે ખર્ચ ચડાવી પહોચે છે તેથી તેમા કેટલાક વધારે પૈસા ખર્ચ થાય છે. પરતુ જો સ્રીઓ તેવી ચીજો ઘરમાં બેસી બનાવી જાણતી હોય, તો એવે રસ્તે વધારે ખર્ચાતા પૈસા બચે છે, શ્રીમંત થોડે ખર્ચે તેવી ચીજો મેળવી શકે છે અને મધ્યમ વર્ગના ને તેવી ચીજો વડે પેદા કરેલા પૈસા નિર્વાહના કાર્યમાં કામ લાગે, છે એટલુંજ નહિ પરતુ કોઈ સ્રીને પોતાના ગુજરાનનો આધાર પોતાના એકલા ઉપરજ આવી પડે તો તે ઘરમાં બેઠી તેવા હુન્નરની ચીજો બનાવી તેના વડે પોતાનો નિર્વાહ સુખેથી ચલાવી શકે; વગેરે રીતે જોતા સ્રીઓએ બીજા હુન્નરોની સાથે પોતાને ઘરમાં ઉપયોગી થઇ પડે, તેવા હુન્નરો પણ શીખવા જોઇએ. આવા શિક્ષણ વાળી સ્રીઓ પોતાના પતિને ખરી સહાયક થઇ શકે છે. પરતુ હાલ સ્રીઓને આવુ જ્ઞાન આપવામાં આવતુ નથી, કે આપવાની કોઇ પણ પ્રકારની ગોઠવણ નથી. વળી એવા હુન્નર જાણનારાઓ પોતાની એકલપેટાઇથી

હુન્નરો ચોરી રાખે છે. તેથી પરિણામે દેશમાથી ઘણા હુન્નરો નાશ પામ્યા છે અને લોકોની સ્થિતિ ખરાબ થઇ છે. એ વિષે મી. સ્ટાંડેલા કહે છે કે—"યુરોપના લોકોમા હુન્નરો વધવાનુ કારણુ એ છે કે, તે લોકોને હુન્નરની જાણુ પુસ્તકો રાહે મળી શકે છે, અને હુન્નરનો પૂર્વ પ્રખ્યાત્ જે એશિયા, તેમાં તેનો નાશ થવાનુ કારણુ એ છે કે, તેના વતનીઓ તેને પુસ્તકો રાહે પ્રસિદ્ધ કરવાના હોંસીલા નથી. તેમ એકલપેટા અને મનના ચોર છે " આ શુ થોડી નામોશી છે ? જ્યાં સુધી આદેશમાં સ્વાર્થની સાથે પરમાર્થનો વિચાર કરવામાં આવશે નહિ, ત્યાં સુધી આદેશનો ઉદય થવો મુસ્કેલ છે જ્યાં સુધી પુરૂષોની સાથે સ્ત્રીઓને પણુ બીજી કેળવણી સાથે ઘર ઉપયોગી હુન્નર કળાઓનુ શિક્ષણુ આપી કુશળ કરવામાં આવશે નહિ, ત્યાં સુધી આપણો સસાર સુખ રૂપ થઇ શકશે નહિ માટે વિવિધ પ્રકારની કળાનુ સચોટ શિક્ષણુ મળે તેવી સગવડ થવાની ઘણી અગત્ય છે. આ નીચે નમુનારૂપે ઘર ઉપયોગી થોડી ચીજો બનાવવાની રીત ઉપયોગી ધારી આપેલી છે —

**સુગધીતેલબનાવવાનીરીત—લે.બાનનુંતેલ**—કોડીઓલોબાન ૭ ડ્રામ, આલીવનું તેલ ૧ પેંટ, લોબાનનો બારીક ભૂકો કરી તેલમાં નાંખી તે તેલની બાટલીને એક કલાક ગરમ પાણીમાં રાખી હલાવ્યા કરવી, પછી તેને એક દહાડો ઠરવા દઇ બીજી બાટલીમાં નાખી બુચ મારી રાખવુ **ગુલાબનાફુલનું તેલ**—ગુલાબના ફુલની તાજી પાંખડીઓ, આલીવ ઓઇલ ০।।। પેટ, પ્રથમ ગુલાબની પાદડીઓને જરા કચરી ૩ થી ૪ ઔંસ લેવી. એક વાસણુમાં નાખી ઉપર આલીવ તેલ રેડી મજબુત ઢાંકણુ ઢાકવુ પછી તે વાસણુને એક અઠવાડીયા સુધી તડકામાં અથવા ચુલાની ગરમ જગ્યાપર મૂકી રાખવુ પછી તે ફુલોને ચોળીને ગાળવુ એ પ્રમાણે જ્યાં સુધી તે તેલમાંથી ફુલનો વાસ આવે ત્યાં સુધી તાજા ગુલાબના ફુલની પાખડીઓ નાખી તડકામા થોડા દિવસ મૂકી ચોળીને ગળી લેવુ **મોગરાનુંતેલ**—આ તેલ પણુ ગુલાબના તેલની પેઠેજ બને છે **કપુરનુંતેલ**—કપુર તોલા ૨।।, મીઠુ તેલ શેર ૧।। લેવુ પછી કપુરને ઝીણુા કડકા કરી એક બાટલીમાં નાંખવા. પછી તેલને ગરમ કરી તેમાં રેડીને બાટલીને બુચ મારવો, તે કપુર પીગળી જાય ત્યાં સુધી બાટલીને હલાવ્યા કરવી. **ફુલેલતેલ**—પ્રથમ તલને થોડાક કલાક સુધી પાણીમા પલાળી મૂકે છે અને પછી તેનાં છોડાં ઉખેડી કાઢે છે, પછી એક માટીના વાસણુમા પહેલાં મોગરાના ફુલનું પડ અને પછી ઉપર તલનુ પડ, એમ એક પછી એક તળે ઉપર પડ વાસણુ ભરાય ત્યાં સુધી કરે છે. સૌથી ઉપરનુ પડ હમેશ ફુલનુ રાખે છે વાસણુનું મોઢુ પછી બધ કરે છે, અને પાચ કે છ દિવસ સુધી રહેવા દઇ ફુલ કાઢી નાંખે છે અને તલને સાફ કરેલી ઘાણીમાં પીલવાથી જે તેલ નીકળે છે,

તેમાં મોગરાના ફુલની ખુશબો આવે છે, તેને ફુલેલ તેલ કહે છે. આ તેલ રૂા, ૩ નુ શેર મળે છે **સુગંધરાયતેલ**—આ તેલ પણ મોગરેલની પેઠે બને છે એમા તલની સાથે મુખ્ય સુખડ, કપુર, અગર, ખસનું ધાસ અને ગુલાબના ફુલની પાંખડીઓ નાંખે છે. આ તેલ મોગરેલ કરતાં સસ્તું છે, તે રૂા. ૧ નુ શેર ૧॥ વેચાય છે, જો રાતું કરવુ હોય તો તેમાં હિંગળોક ઉમેરે છે.

**લુગડાંસાચવવાનીરીત—સુતરાઉલુગડાં**—સુતરાઉ લૂગડાં ધુમાડાને લીધે પાળાશ લાગી ઝાંખાં થઇ જાય છે માટે ધુમાડો ન હોય, તેવી જગ્યોએ પેટી કે કબાટમાં ધોઈ સકેલી ગડીબધ રાખવાં. તેને ઉધે, ઉથો કે કસારી વગેરે જીવજતુ નુકશાન કરે નહિ, માટે તેની વાળેલી ગડીમાં અગર માથે—**પડોપાં-દડી**—પડીની પડીકી રાખવી અગર **દેવદારનાં** બારીક છોંડાંને મલમલની કોથ-ળીમા ભરી કપડાના પડમાં રાખવી. અગર **ચણકબાબ** અગર **કાળીજીરીનો** ભૂકો રાખવાથી પણ જતુઓ નુકશાન કરતાં નથી. **રેશમીલુગડાં**—રેશમી કપ-ડાને ધુમાડાની જગ્યોએ રાખવાં નહિ, પણ સકેલી ગડી વાળી પેટી કે કબાટમાં રાખવા. ઉધે, ખેરી, કશારી કે ઉથો વગેરે જતુ નુકશાન કરે નહિ, માટે લુગ-ડાંના પડ માહે, ઉપર જે સુતરાઉ લૂગડામાં રાખવાની વસ્તુઓ જણાવી છે તે રાખવી અગર એરડાના મુળ કે કડવા લીબડના પાન મરી સાથે રાખવાં **ઉનનાં લુગડાં**—ઉનના લૂગડાને પણ ધુમાડા વાળી જગ્યોએ ન રાખતાં સારી ભેજ વગરની જગ્યોમાં પેટી કે કબાટમાં સકેલી ગડી પાડી રાખવાં, તેને ઉધે, પખો, ખેરી, કે કસારી વગેરે જતુ નુકસાન કરે નહિ, માટે તેના પર—સુકા લવડરના ફુલને પાથરવાં—અગર કાળીજીરીનો ભૂકો ભરભરાવવો—અગર કડવા લીબડાના પાનને મરી સાથે રાખવાં. પડોપાંદડી પણ ઉપયોગી છે. **સોનેરી—કસબના લુગડાં**—સોનેરી કોર છેડાવાળા, સોનેરી લપેટાનાં, કીનખાબનાં વિગેરે જેમાં સોનેરી આવેલી હોય, તેવાં લૂગડાને સકેલી ગડી પાડી ભેજ કે ધુમાડો ન હોય તેવી જગ્યોએ પેટી કે કબાટમાં રાખવા તેવાં કપડાને જતુઓ નુકશાન કરે નહિ માટે રેશમી અને ઉનના કપડાં રાંખવાને જણાવેલી ચીજો તેમા રાખવી,

**લુગડાંધોવાનીરીત—ફલાનેલના લુગડાં**—ફલાનેલના કપડાંને એક પ-હોળા વાસણમાં મૂકી તે ઉપર ગરમ ખળખળતું પાણી રેડવુ. પછી બીજા ગર-મ પાણીના વાસણમાં સાબુનુ ફીણ કહાડી, તેમાં મસળીને ધોવાં. તેથી ફલાનેલ નરમ તથા નવા જેવી સફાઇદાર થશે. **ઉનનાં**—બીજાં લૂગડાં પણ એજ પ્રમા-ણે ધોવાય છે **ધોળાં લુગડાં**—ધોળાં સુતરાઉ લૂગડાંને સોડાને સાબુના પાણી-મા પલાળી ધીમીધીમી આચે ઉકાળવાં—પછી ધોઇ નાખવાથી ઘણાંજ સફેદ થાય છે. **કાળા રંગેલાં લુગડાં**—કાળુ રગેલુ કપડુ ધોવા પહેલાં તેને પ્રથમ

પાણીમાં થોડો માયાંનો ભૂકો ભીંજાવી તેમાં પલાળી રાખવાં. પછી પાંચ ભાગ તેલ, અને પાંચ ભાગ ખારો—ઉસ, એ બેને મસળી એક પાણીથી ભરેલા ટબ કે કુંડામાં નાખવાં. તેમાં કપડાં ભીંજાવી રાખવાથી કાળાં કપડાંનો રંગ ઘણો સુધરે છે. તે પછી સારાં સ્વચ્છ પાણીએ ધોઇ નાંખવાં. **લાલરંગનાંબધરાશી વગેરેલુગડાં**—ગોળને પાણીમાં મેળવી તેમાં કપડાં બોળી રાખવાં પછી સ્વચ્છ પાણીએ ધોવાથી રંગ સારો રહે છે અને મેલ કપાઇ સ્વચ્છ થાય છે, **પાકા રંગનાંસાડીસાડલા**—વગેરે લુગડાં આ લુગડાંને અઓ ધોળીને કાંગી માટી વડે ધુએ છે તેથી તેનો રંગ ઝાંખો નહિ પડતાં સ્વચ્છ થાય છે **રેશમી, કાશ્મીરી અને આલપાકાનાં લુગડાં**—પાણી શેર ૨॥ ગરમ કરવુ તેમાં રૂ. ૦॥। ભાર ટકણખાર નાંખી ઉપરનાં લૂગડાં ધોવાથી ઘણાંસાફ થાય છે અને તેમનો ચળકાટ જતો નથી. રેશમી અનેઉનનાં લૂગડાં— અરીઠાના પાણીમા ભીજાવી,ધોવાથી પણ ચળકાટ નહિ જતાં સ્વચ્છ થાય છે. **નહિવાપરેલાંજુનાં લુગડાંનેનવા જેવાંકરવાની રીત**—તમાકુઔંસ ૨, તેને પાણી શેર ૧૦ માં ઉકાળી રાખવી પછી કપડાંને ટેબલ પર પથારી તે પર ઉપરનું પાણી બ્રસવડે લગાડવું. પછી સ્વચ્છ પાણીમાં ધોવાથી તમાકુની વાસ જતી રહેશે અને કપડું નવા જેવુ દેખાસે. **લુગડાંધોવામાટેએકસરસમિશ્ર**—ટરપીટન ઔંસ ૨, સ્પીરીટ ઓફ્ એમોનિયા ઔંસ ૩, એ બનેને ભેગાં કરી સારી પેઠે હલાવી રાખવાં, પછી સાબુ શેર ૦॥ એક તપેલામાં પાણી ભરી પીગાળવો. પછી એ બેઉ મિશ્ર ભેગાં કરી તેમાં કપડાંને કલાક ૨૪ ભીજાવી રાખવાં. પછી તેને સ્વચ્છ પાણીમાં ધોવાથી ટરપીટનની વાસ જતી રહી કપડાં સ્વચ્છ થશે.

**લુગડાંપરથીડાઘકાઢવાનીરીત—મખમલના લુગડાં**-ડાઘ પડેલા લૂગડાપર થોડુ ટરપીટન નાંખી ચોખા ફલાનેલના કપડાથી તે તેલ તદન સુકાઇ જાય, ત્યાં સુધી લુછી નાંખવું. જો તે ડાઘ નીકળે નહિ તો ફરીથી તેલ લગાડીને લુછવુ. જ્યારે ડાઘ નીકળી જાય, ત્યારે બ્રસથી તે ભાગ સારી પેઠે સાફ કરી, કપડાંને ખુલ્લી હવામાં વા ખાતાં કરવાં. તેથી ટરપીટન તેલની વાસ જતી રહેશે. **રંગીનરેશમીલુગડાપરનાડાઘ**—ફ્રેંચચાકનો ખાંડેલો ભૂકો લઇ તેને ડાઘવાળા કપડાંની ઉપર ઘસવો. પછી તે કપડાંને અગ્નિ આગળ અગર ગરમ ખળખળતા પાણીની રકાબી ઉપર મૂકવુ, એટલે ચીકાશને ગરમી લાગ્યાથી ઉકળી જશે અને ચાકનો ભૂકો તે ઉકળેલી ચીકાશને ચૂશી લેશે. પછી તેને બ્રસથી લુછી નાંખવું જો ચીકાશના ડાઘ રહેતો ફરી ઉપર પ્રમાણે ડાઘ જતાં સુધી કરવું **ઉનના લુગડાંપરનાડાઘ**—તમાકુ પીવાની પાઇપની મટોડીને ખાંડી બારીક ભૂકો કરી પાણીમાં પલાળી ચીકાશવાળા ડાઘ ઉપર ચોપડવુ. માટીનું પાણી જેમ સૂકાતું જશે, તેમ માટી તેલને ચૂશી લેશે. પછી તે કપડાંને બ્રસથી સાફ કરવું

જો **મીણુ અથવાચરબીના ડાઘ**—પડયા હોય, તો કપડાંને આતસ આગળ દૂરથી ધરવુ અથવા ગરમ કરેલુ લોઢુ થોડે દુરથી દેખાડવુ, એટલે મીણુ ઉકળી જશે. પછી કપડાંને ધવીને તે ડાઘ લુછી નાખવો **રંગનાડાઘ**- રગના ડાઘ કપડા ઉપર સુકાયા પછી નીકળી શકતા નથી. તેથી ડાઘ લાગે કે તરત તેની ઉપર ફ્લાનેલના અથવા બીજા નરમ કપડાથી સ્પીરીટ ઓફ વાઈન સારી પેઠે લગાડીને ઘસવુ અથવા ઇથર લગાડવો, એટલે ડાઘ નીકળી જશે, પણ જો ડાઘ સુકાઇને કઠણુ થયા હોય, તો તેની ઉપર સ્પીરીટ ઓફ ટરપીટન વારવાર લગાડી સાફ કરવુ. **શાહીઅનેલોઢાનાડાઘ**—કપડા ઉપર શાહી અગર લોઢાના ડાઘ પડયા હોય, તો ટારટરીક આસીડ અને ત્રણ ભાગ પાણી, એ બેઉને ભેગાં મેળવી, તેને ડાઘ વાળા ભાગ પર લગાડવુ. એટલે તે ડાઘ નીકળી જશે. જો ટારટરીક આસીડ ન મળે તો તેના બદલામા મ્યુરીયારીક આસીડ નાખવાથી પણ ડાઘ નીકળી જશે. **કસબનીકોરપરનાડાઘ**—સોનેરી—કસબની કોર, ટોપીઓ અગર પાઘડીના છેડા વગેરે પર ડાઘ પડયા હોય, તો તેની અસલ જલેહ પાછી લાવવા ગરમ કરેલો સ્પીરીટ ઓફ વાઇન બગડેલા ભાગ પર લગાડવો. કોર અને ટોપીઓ જો રેશમી કપડા પર ભરેલી હોય, અગર તેમા ઉનનું કામ કર્યું હોય, તો તેની હરકત નહિ ઉન અને રેશમનો રગ સ્પીરીટ ઓફ વાઈન લાગ્યા છતા જેવોને તેવોજ રહે છે **ડામરનાડાઘ**--જો કપડા ઉપર ડામરના ડાઘ પડયા હોય, તો તે ડાઘ લાગેલા કપડાના ભાગને તેલથી સારી પેઠે પલાળી સાબુથી ધોઈ નાખવુ પછી તડકામા વા ખાતુ કરવુ. **ગાડીનાપૈડાનીમળીનાડાઘ**—ડાઘ લાગેલા કપડાના ભાગને તેલથી સારી પેઠે પલાળી સાબુના પાણીથી ધોઇ નાખી વા ખાતુ કરવુ. **સોનેરીફીટનેસાફકરવાનીરીત**—સોનેરી ફીટ તથા લેશનો રગ ઝાખો પડી ગયો હોય, તેને સાફ કરવા માટે ફટકડીનો બારીક મેદા જેવો ભૂકો કરી, તેને બ્રસવડે ફીટ ઉપર ઘસીને લગાડવો **તમાકુનાડાઘ**-કપડા ઉપર તમાકુના થુકનો ડાઘ પડયો હોય, તો તે ડાઘની બને બાજુ ઉપર કળી ચુનાનો જાડો લેપ કરવો અને સુકાયા પછી સાફ કરી નાખવો **વારનીશનાડાઘ**—ધોળા અને રગેલા સુતર તથા ઉનના કપડા ઉપર હોય તો ટરપીટન લગાડી સાબુથી ઘસીને ધોવા. રેશમ ઉપર હોય તો બેનઝીન ઇથર અને સાબુવતી સભાળથી ચોખા પાણીમા ઘસીને ધોઇ નાખવા.

**તેજાબનાડાઘ**—ધોળા કપડાં માટે પાણી અને બ્લીચીગ પાઉડર અને સુતર, ઉન અને રગેલા કપડા માટે લાઇકર એમોનિયાને લગાડી ઘણા પાણીમાં ઘસીને ધોઈ નાંખવા. **ચાતથાફળનાડાઘ**—ઘણાજ ઉકળતા ચોખા પાણીમાં થોડોક ચાક નાખી તેમા કપડા ધોવાથી ચા તથા બીજા ફળના ડાઘ જશે. **મેસનાડાઘ**---સાબુના પાણીમા થોડા ટીપાં લીબુનો રસ નાંખી તે કપડાને લગા-

ડી થોડીવાર રાખી ચાર કલાક પછી ટરપીનટાઇન અને વિલાયતી સાબુવડે ધોવાથી સાફ થશે **ફળનારસનાડાઘ**—હાથ ઉપર ફળના રસના ડાઘ પડયા હોય તો પાણીમાં હાથ ધોઇ તેમને જરા લુછી થોડા ભીના હોય, તે વખતે તરતની સળગાવેલી ગંધકની દીવાસળીના ધુમાડાપર ધરવા, એટલે સઘળા ડાઘ જતા રહેશે. **ડામરનાડાઘ**—હાથપર ડામરના ડાઘ પડયા હોય, તેનાપર માખણ અથવા ઘી લગાડીને ઘસવા અને પછી ગરમ પાણીથી ધોઈ નાખવાથી ડાઘ જશે.

આ વિગેરે ઘણી બાબતો ઘરવ્યવહારમાં ઉપયોગી થઈ પડે તેવી છે. તેમનો ઉપયોગ સ્ત્રીઓ ફુરસદે કરતી રહેશે, તો ઘણો લાભ થશે.

## જીવનજાળવવાનાઉપાય.

આ જગતમા મનુષ્ય માત્રને સુખ પામવાની ઇચ્છા હોય છે. એ ઇચ્છા પૂર્ણ કરવાનુ મુખ્ય સાધન શરીર છે. શરીર એ એક યંત્ર જેવુ છે. અન્ન જળ વગેરે પદાર્થો તેને ચલાવનારી કળ છે. એ કળ વિના શરીર બરાબર ચાલી શકતુ નથી, એટલુંજ નહિ પણ ટકી શકતુ નથી માટે જીવનના આધાર રૂપ અન્નજળ વગેરે ખોરાકની બહુ જરૂર છે અન્નજળ વગેરેથી શરીર જેમ નિરોગી અને દીર્ઘાયુષી થાય છે; તેમ તેની અયોગ્ય વ્યવસ્થા રાખ્યાથી શરીર નાશપણ પામે છે. મનુષ્યના શરીરમાં વાત, પીત્ત અને કફ એ ત્રણ દોષ મુખ્યત્વે કરીને રહ્યા છે એ ત્રણ દોષ સમાન સ્થિતિમાં હોય, તો શરીરને જાળવી રાખે છે અને ઓછા અદકા થાય તો દેહનો નાશ કરેછે. આ દોષો દર બબે માસે ઋતુના બદલાવાથી ન્યૂનાધિક થાય છે. તે વખતે જો ઋતુને માફકસર ખાવા પીવાની સભાળ ન રહે, તો શરીર રોગોનું પાત્ર થઇ પડે છે. વર્ષની ઋતુઓ છ છે. એ ઋતુઓ જેમ જેમ બદલાતી જાય છે; તેમ તેમ આપણે આહારવિહારમાં પણ ફેરફાર કરવો જોઇએ. ઋતુના ફેરફાર રૂપ કુદરતી કાયદોજ આપણને સૂચવે છે કે દરેક ઋતુમાં તે તે ઋતુને માફક આવે, તેવી રીતે અહિત પદાર્થોનો ત્યાગ અને પથ્ય—હિત કારક પદાર્થોનું સેવન કરવું જોઇએ; પરતુ ઋતુના દોષ કયા અને તે ઋતુને અનુકુળ હિત અહિત પદાર્થો કયા કયા છે તે માટે ઋતુ અને પદાર્થોના ગુણ દોષ જાણવા જોઇએ. આવા જ્ઞાનની સ્ત્રી પુરૂષોને ઘણી જરૂર છે. તેમાં પણ સ્ત્રીઓને આવા જ્ઞાનની વિશેષ જરૂર છે. કેમકે રસોઇ વગેરેની વ્યવસ્થા કરવી એ સ્ત્રીઓનું કામ છે. તે જો આવા જ્ઞાનથી કુશળ થયેલી હશે, તો કુટુંબનાં માણ-

સોની પ્રકૃતિ પ્રમાણે પદાર્થોના ગુણદોષ જાણી ઋતુને અનુકૂળ ખાનપાન તૈયાર કરી આપશે અને તેથી તે કુટુંબીજનોને નિરોગી રાખવા ઘણી ઉપયોગી થઇ પડશે. આવા હેતુથી ઋતુઓના ગુણદોષ વગેરેનું ઉપયોગી વિવેચન આ નીચે આપેલું છે.

**ઋતુઓનાનિયમઃ— વર્ષનીઋતુઓ**—હેમત, શિશિર, વસંત, ગ્રીષ્મ વર્ષા અને શરદ એ ૭ ઋતુઓ ગણાય છે. તેમાં શિશિર, વસંત, અને ગ્રીષ્મ, એ ત્રણ ઋતુઓ—**ઉત્તરાયન** કહેવાય છે, અને-વર્ષા, શરદ, અને હેમંત, એ ત્રણ ઋતુઓ-**દક્ષિણાયન** કહેવાય છે. **ઉત્તરાયનમાં**--સૂર્ય દુનિયામાંથી રસકસ ચૂશી લે છે. પવન પણ વધારે અને રૂક્ષ થાય છે, તેથી એ ત્રણે ઋતુઓમાં રસપણ રૂક્ષ, કડવો, તુરો, અને તીખો થવાથી માણસોનું બળ પણ હીન થાય છે. **દક્ષિણાયનમાં**—રસ, અમ્લ, લવણ, અને મધુર થવાથી માણસોનાં બળની વૃદ્ધિ થાય છે. દેશપરત્વે ઋતુના હિસાબમાં ફેર આવે છે, તોપણ આપણા દેશમાં,—માગશર અને પોષની હેમત,—મહા અને ફાગણની શિશિર,—એમ બબે માસની અનુક્રમે ઋતુની ગણતરી કરે છે. પરંતુ ઋતુ વગેરેના ફેરફાર જોઇને,—કારતક અને માગસરની હેમત,—પોષ અને મહા માસની શિશિર,—ફાગણ અને ચૈત્ર માસની વસંત,—વૈશાખ અને જેઠ માસની ગ્રીષ્મ—અશાડ અને શ્રાવણ માસની વર્ષા,—ભાદરવો અને આસો માસની—શરદ ઋતુ એમ ગણતરી કરેલી છે.

**દરેકઋતુમાંશીરીતેવર્તવું ?--હેમત**—આ ઋતુ ઠંડી, સ્નિગ્ધ, તથા પદાર્થોમાં તીખાશ ઉપજાવનારી છે. તેમા જઠરાગ્નિ ઉદિપ્ત થાય છે. તેથી જો ખાસ પૌષ્ટિક ખોરાકનો ઉપયોગ કરવામાં ન આવે, તો શરીરનો રસ બળી જાય છે અને વાયુ કોપ પામે છે માટે તેમાં મુખ્યત્વે કરીને સ્નિગ્ધ—ચીકણા અમ્લ, લવણ અને મધુર રસનું સેવન કરવુ. સવારમાં જમવું શરીરે તેલચોળવુ, ગરમીમાં રહેવુ, ઘઉ, ચોખા, અડદ, વડા, નવુ અન્ન, તલ, ઉત્તમ કેસર અને કસ્તુરી, વગેરે ઉત્તમ પૌષ્ટિક પદાર્થોનુ સેવન કરવુ.

**શિશિર**—આ ઠંડી અને અત્યંત રૂક્ષ છે વાયુ અને અગ્નિને વધારે છે. તેથી આ ઋતુમાં પણ મુખ્યત્વે કરીને હેમંત ઋતુમાં જણાવ્યા પ્રમાણેજ વર્તવું.

**વસંત**—આ ઋતુ પદાર્થોમાં મધુરપણુ ઉપજાવનાર, સ્નિગ્ધ, તથા કફની વૃદ્ધિ કરનાર છે. શિશર ઋતુમાં જે મધુર અને સ્નિગ્ધ—ઘી, તેલ વગેરે ચીકણા પદાર્થોનું ભોજન કરેલુ હોય છે. તેથી શરીરમાં કફનો જમાવ થયેલો હોય છે, તે આ ઋતુમાં સૂર્યના કિરણોથી તપીને ઓગળે છે અને જઠરાગ્નિનાં પ્રસારીને તેના અગ્નિનો નાશ કરે છે તથા રોગોને ઉત્પન્ન કરે છે. માટે આ ઋતુમાંજ ઉલટી-રેચ વગેરે ઉપાયથી કફ ક્ષીણ કરવો. શરીરમાં કફ ઉપદ્રવ કરે, તે પહેલાંજ તેને યોગ્ય ખાનપાનથી દાબી દેવો. તે એવી રીતે કે—ચિકાશવાળા પ-

દાર્થો ખાવા છોડી દેના, ભારે, ઠંડા, ખાટા, અને મધુર પદાર્થોનો ત્યાગ કરવો, અને ધાણી, ચણા-દાળીયા, શેકેલા અન્નનો સાથવો, વગેરે હલકા, સૂકા, અને લૂખા પદાર્થો ખાવા. દિવસે સુવુ નહિ. રાત્રે જાગવુ, હોળી ઉપર આપણા લોકોમાં ધાણીચણા ખાવાનો અને રમતગમતનો જે રીવાજ નીકળેલો છે, તે આ ઉપરથી છે. માટે નિર્દોષ રમતગમત કરવી. જુનુ અનાજ ખાવું ગ્રીષ્મ—આ ઋતુરૂક્ષ, પદાર્થોમાં તીખાશ ઉપજાવનાર, અને પિત્ત કરનાર છે. આ ઋતુમાં પ્રતિ દિવસ કફનો ક્ષય થતો જાય છે અને ધાતુ વધતો જાય છે, માટે આ ઋતુમાં—ખારૂ, તીખુ, ખાટુ, કસરત અને તડકો એનો ત્યાગ કરવો, અને મીઠા, સ્નિગ્ધ—ચીકણા, ટાઢા, હલકા અને દ્રવરૂપ એનો ઉપયોગ કરવો, સાકર ખાવી, દુધ જમવુ, તરબુચ, ચીભડાં, ચદનનો લેપ. ટાઢું પાણી પીવું, સુવું, અને પખાનો પવન લેવો. વર્ષા—આ ઋતુ ઠંડી, અગ્નિને મદ કરનારી તથા વાયુને વધારનાર છે. ગ્રીષ્મ ઋતુમાં મનુષ્યનો અગ્નિમદ પડેલો હોય છે અને વળી વર્ષાઋતુમાં વાતાદિ દોષથી વધારે મદ થાય છે તેથી આ ઋતુમાં મદ થયેલા અગ્નિને પ્રદિપ્ત કરવો, રેચથી શરીર શુદ્ધ કરવું, જુનું ધાન્ય ભોજનમાં વાપરવુ. વર્ષાદની હેલી હોય ત્યારે ખારૂ, ખાટુ, સ્નિગ્ધ—ચીકણા, સુકુ, હલકુ અને મધ મેળવેલું ભોજન કરવુ. નદીનું પાણી વપરાશમાં લેવું નહિ હદથી જાદે શ્રમ તથા સૂર્યનો તાપ લેવો નહિ અને દિવસે સુવુ નહિ આ ઋતુમાં શરીરની ભીનાશ થઈ જાય છે. માટે—તીખા, કડવા, અને તુરા પદાર્થોનું સેવન કરવુ, શેક લેવો, દહી ખાવુ હોય તો મરી વગેરે ગરમ પદાર્થો મેળવી ખાવું, ઘઉ, ચોખા, અને અડદ ખાવા કુવા તથા વર્ષાદનું અધર ઝીલેલું પાણી પીવું. તેમાં પેલા વર્ષાદનું પાણી બાદ કરવુ. શરદ—આ ઋતુ ગરમ, પિત્ત કરનાર અને મધ્યમ બળ આપનારી છે આ ઋતુમાં ભૂખ સારી પેઠે લાગે છે. માટે મધુર, તુરા, અને કડવા રસ તથા ટાઢા અને હલકા પદાર્થોનું સેવન કરવુ. પિત્ત પ્રકૃતિવાળા માણસે રેચ લેવો. દહી ખાવુ નહિ, બરફનું સેવન કરવું નહિ, અને તડકો લેવો નહિ. સૂચના—અમુક ઋતુમાં અમુક રસનું સેવન કરવું નહિ. એમ જે કહેલુ છે તે ઉપરથી એમ નહિ સમજવુ કે બીજા રસોનો તમામ ત્યાગ કરવો; પરતુ સઘળા રસોનું સેવન કરવુ, પણ તે તે ઋતુને અનુકુળ પડતા રસોનું વિશેષ સેવન કરવુ અને બીજાનુ બહુજ થોડુ કરવું.

**પ્રકૃતિઅનુસારઆહારવિહાર;**—ઋતુ અને પ્રકૃતિ પ્રમાણે અનજળ વગેરે પદાર્થોનું સેવન કરવાથી અને વર્ત્તવાથી શરીર નિરોગી રહી દીર્ઘાયુ થાયછે. અનજળ વગેરે પદાર્થો ખાવાપીવાથી વાયુ, કફ અને પિત્ત એ ત્રણ દોષો પ્રગટ થાય છે; તેનું વધતા ઓછાપણુ થયે ઘણા રોગો ઉત્પન્ન થાય છે. માટે પ્રકૃતિને અનુસરી આહાર વિહાર કરવો જોઇએ વાત—વાયુ;—જેના શરીરમાં

વાયુ વધારે હોય તેણે વાલ, ચોળા, ચણા, તુવેર, વગેરે વાયુ કોપાવનાર વાયડા પદાર્થો ખાવાપીવા નહિ કફ—કફ પ્રકૃતિવાળાએ એટલે જેના શરીરમાં કફ દોષ વધારે હોય તેણે ઘી, ગોળ, ખાંડ, સાકર, વગેરે કફને કોપવનારા ટાઢા ને ગળ્યા પદાર્થો ખાવા પીવા નહી. પિત્ત—જેના શરીરમાં પિત્ત દોષ વધારે હોય, તેણે—મેથી, વત્યાક—રીંગડા, તેલ, મરચા, હીંગ, અને બાજરી વગેરે પિત્ત કોપાવનારા—તીખા, ખારા, અને ગરમ પદાર્થો ખાવા પીવા નહિ એજ રીતે—વાત કફ, પિત્તકફ અને વાતપિત્ત, વગેરે શરીરની પ્રકૃતિ જાણવી જોઇએ. અને તેજ પ્રમાણે પદાર્થોના ગુણ દોષ જાણી ખાવા પીવામાં લેવા જોઇએ. આવા પ્રકારના જ્ઞાનની ખામીને લીધેજ અનેક વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. માટે તેવા જ્ઞાનની ઘણી જરૂર છે

## ઘરઉપયોગીપદાર્થજ્ઞાન.



સ્ત્રીઓએ જીવન જાળવવાના નિયમો જાણ્યા પછી તેમણે ખાવાપીવાના ઉપયોગી પદાર્થોનુ જ્ઞાન મેળવવુ જોઇએ આ માટે ઘરમાં ઉપયોગમાં આવતા કેટલાક પદાર્થોના ગુણ દોષ સ્ત્રીઓને જાણવા ઉપયોગી ધારી આ નીચે આપેલા છે.

**અનાજ,—ઘઉં**—મધુર, ટાઢા, વાયુ, પિત્તને હરનાર, પૌષ્ટિક, ભારે, કફ કરનાર, બળ આપનાર, દસ્ત ઉતારનાર, જીવન રૂપ, અને રૂચી આપનાર છે **બાજરી**—રૂક્ષ, રૂચીકરનાર, દસ્ત રોકનાર, બળ આપનાર, હલકી, તીક્ષ્ણ ગરમ, પિત્તને કરનાર, વાયુ અને કફને હરનાર છે **જાર**—હલકી, વયુ કરનાર પિત્ત તથા કફને હરનાર, બળ આપનાર, અને રૂચી કરનાર છે **ચોખા**—મધુર સ્નિગ્ધ, સ્વરને સારો કરનાર, વાયુ તથા કફના થોડા ભાગવાળા, ટાઢા, પિત્ત હરનાર, હલકા, દસ્તને રોકનાર, કફ તથા પિત્તને હરનાર, ઓછા પચન વાળા નેત્રને હિતકારી અને તાવને મટાડનાર છે **અડદ**—ભારે પાકમાં મધુર, સ્નિગ્ધ, રૂચિ ઉપજાવનાર, વાયુને તોડનાર, મળને સિથળ કરનાર, તૃપ્તિ કરનાર મળ અને મૂત્રને વધારનાર, ધાવણ વધારનાર, મેદ કરનાર, પિત્ત તથા કફ વધારનાર છે **તુવરનીદાર**—તુરી, રૂક્ષ, મધુર, ટાઢી, હલકી દસ્તને રોકનાર વાયુને ઉત્પન્ન કરનાર, સ્વરને સારો કરનાર, પિત્ત, કફ, અને લોહી બિગાડને મટાડનાર. **ચોળા**—ભારે, મધુર, તુરા તૃપ્તી આપનાર, દસ્ત ઉતારનાર લૂખા, વાયુ કરનાર. રૂચિ કરનાર, ધાવણ વધારનાર અને બળ આપનારછે. **વાલ**—મધુર

લૂખા, પાકમાં ખાટા, ભારે દસ્ત ઉતારનાર, તુરા, ધાવણુ વધારનાર અને પિત્ત, રૂધિર, મૂત્ર, વાયુ અને આફરો તથા દાહ કરનાર છે. તથા વિષ, કફ અને સોજાને હરનાર છે. **મઠ**-વાયુ કરનાર, દસ્તને રોકનાર, કફ તથા પિત્તને હરનાર, હલકા, કૃમિકરનાર અને તાવનો નાશ કરનારછે. **મસુર**—શીતળ, હલકી, પિત્ત તથા રૂધિરને મટાડનાર, રૂક્ષ, વાયુ કરનાર, દસ્તને રોકનાર અને તાવને મટાડનાર છે. **ચણા**—ટાઢા, રૂક્ષ, હલકા, તુરા, દસ્તને રોકનાર, વાયુ કરનાર, અને પિત્ત, રૂધિર, કફ તથા તાવને મટાડનાર છે. **વટાણા**-મધુર, લૂખા, અને ટાઢા છે **મકાઈ**-મધુર, રસમાં કડવી, તુરી, બહુજ રૂક્ષપણુ કરનાર, કફ તથા પિત્તને હરનાર, રૂચિ ઉપજાવનાર, દસ્તને રોકનાર, ટાઢી અને લૂલાપણુ. તથા પાંગળાપણુ કરનાર અને વાયુનો અત્યંત પ્રકોપ કરનાર છે. **કળથી**—તુરી, પિત્ત તથા રૂધિરને કરનાર હલકી, દાહ કરનાર, પશીનાને રોકનાર અને શ્વાસ, ઉધરસ, કફ વાયુ, હેડકી, પથરી, આંખનુ ઉપસવુ, સળેખમ, મેદ, તાવ તથા કૃમિને મટાડનાર છે. **તલ**—રસમાં તીખા, મધુર, તુરા, ભારે, પાકમાં તીખા, સ્વાદિષ્ટ, સ્નિગ્ધ, કફ તથા પિત્તને મટાડનાર, બળ આપનાર, કેશને સારા કરનાર, મૂત્રને થોડુ કરનાર. ચામડીને હિતકારી, ધાવણુ વધારનાર, દાંતને સારા કરનાર, વ્રણુ મટાડવામાં ઉપયોગી, દસ્તને રોકનાર, વાયુને હણુનાર, અગ્નિને પ્રદિપ્ત કરનાર, અને બુદ્ધિને આપનાર છે. તલની બધી જાતોમા કાળાતલ સર્વોત્તમ છે. **સરસવ**—રસમાંને પાકમાં તીખા, સ્નિગ્ધ, કડવાસવાળા, ગરમ, કફ તથા વાયુને હરનાર, રૂધિર, પિત્ત અને અગ્નિને વધારનાર, ચળ, કોઢ અને પેટના કૃમિને મટાડનાર છે. **રાઈ**—કફ તથા પિત્તને હણુનારી, તીક્ષ્ણુ ગરમ, રક્તપિત્ત કરનારી, કાંઈક રૂક્ષ, અગ્નિને પ્રદિપ્ત કરનાર, અને ચળ, કોઢ તથા પેટના કૃમિને મટાડનાર છે **સામો** શોષણુ કરનાર, રૂક્ષ, વાયુ કરનાર, અને કફ તથા પિત્તને હરનાર છે **રાજગરો**—મધુર, રૂક્ષ, રૂધિર, પિત્ત અને કફને મટાડનાર છે ટાઢો, હલકો, તુરો, અને વાયુનો પ્રકોપ કરનાર છે.

**શાકનાપદાર્થ.**—**પટેટાં**—ટાઢા, મળને રોકનાર, મધુર, ભારે, મળ તથા મૂત્રને રોકનાર, બળ વર્દ્ધક અને જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર છે. **રતાળુ—શકરીયાં**—બળ આપનાર, સ્નિગ્ધ, ભારે, પૌષ્ટીક, કફ કરનાર, મળને રોકનાર, અને તેલમાં પકાવી ખાવાથી બહુ સારૂ તથા રૂચી કરનાર છે. **સૂરણુ**—જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, રૂક્ષ, તુરૂ, ચળ કરનાર, તીખુ, મળને રોકનાર, સ્વચ્છ, રૂચિ ઉપજાવનાર, હલકુ, અને કફ તથા હરસને મટાડનાર છે બરોળ અને ગોટાને પણુ મટાડનાર છે. દાદર, રક્તપિત્ત, અને કોઢના રોગવાળાને હિતકારક નથી. **મુળા**—નાના મૂળા ગરમ, રૂચિ ઉપજાવનાર, હલકા, પાચક, ત્રણુ દોષને હરનાર, તાવ તથા શ્વાસનો નાશ કરનાર, અને નાકના રોગ, કંઠના રોગ તથા

નેત્રના રોગને મટાડનાર છે. **મોટામુળા**—રૂક્ષ, ગરમ, અને ત્રણે દોષને ઉત્પન્ન કરનાર છે. એજ મુળાને તેલમા પકાવી ખાધા હોય તો ત્રણે દોષનો નાશ કરનાર થાય છે. **ગાજર**—મધુર. તીક્ષ્ણ, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર હલકુ, દસ્તને રોકનાર, અને રક્તપિત્ત, હરસ, સગ્રહણી, કફ, તથા વાયુને મટાડનાર છે. **ગુવાર**—રૂક્ષ, ભારે અને કફકારક છે અગ્નિ દીપક, સારક અને પિત્તહર છે, પણ વાયુકારક છે. **કારેલાં**—કડવાં અને કફ, વાત, રૂધિર વિકાર, પરમો, વાત અને પાંડુરોગને મટાડનાર છે. દસ્ત લગાડનાર, હલકાં, કફ, પિત્ત અને કૃમિને મટાડનાર છે **કાકડી**—ટાઢી, રૂક્ષ, દસ્તને રોકનાર, મધુર, ભારે, રૂચિ કરનાર, રક્તપિત્ત અને ઉલટીને હરનાર, મૂત્ર અને બસ્તિને શોધનાર. **પાકેલી કાકડી**—તૃષા અને પિત્તને કરનારી તથા વાયુ અને કફને હરનારી છે. **પરવળ**—પાચક, પ્રિય લાગે એવુ, હલકુ, અગ્નિને પ્રદિપ્ત કરનાર, સ્નિગ્ધ, ગરમ, અને ઉધરસ, લોહી બગાડ, તાવ, ત્રણે દોષ, અને કૃમિને મટાડનાર છે. **ટીડોરાં—ગીલોડાં**—મધુર, ટાઢાં, ભારે, સ્તંભન, તુરાં, મળને ઉખેડનાર, રૂચિકર, આફરાને કરનાર, અને પિત્ત, લોહીનો બીગાડ તથા વાયુને મટાડનાર છે. **વાલોર**—રસમાં મધુર, ટાઢી, ભારે, બળ આપનાર, અને વાયુ તથા પિત્તને જીતનાર છે. **રીંગણાં—વત્યાક**—મધુર, તીક્ષ્ણ, ગરમ, પાકમા તીખાં, પિત્ત કરનાર, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, હલકા, અને તાવ, વાયુ તથા કફને મટાડનાર છે **કુટોલાં**—રૂચિ કરનાર, દસ્ત લગાડનાર, બહુજ ટાઢા, વાયુ કરનાર, રૂક્ષ, મૂત્રને વધારનાર, અને પિત્ત, કફ તથા પથ્થરીને મટાડનાર છે. **ઘીસોડાં—તુરીયાં**—કફ, હરસને હણુનાર, રક્તપિત્ત તથા વાયુનો નાશ કરનાર છે **ગલકાં**—સ્નિગ્ધ, રક્તપિત્ત અને વાયુને મટાડનાર છે **પ્રહકોળુ**—પુષ્ટિ કરનાર, ભારે, અને પિત્ત લોહીનો બીગાડ તથા વાયુને મટાડનાર છે. **લુણી**—રૂક્ષ, ભારે, વાયુ તથા કફને હરનાર, ખારી, હરસને મટાડનાર, અગ્નિને પ્રદિપ્ત કરનાર, ખાટી અને મદાગ્નિ તથા ઝેરને મટાડનાર છે. **કાંદા—ડુગળી**—બળવર્દ્ધક, તીખી, ભારે, મધુર રૂચિ કારક, કફ તથા નિદ્રા ઉત્પન્ન કરનાર. ક્ષય, ક્ષીણુતા, ઉલટી, કોલેરા, અરૂચિ સોજો, રક્તદોષમાં હિતકારક છે, **કોબી**—ધાવણ વધારનાર, મધુર, કૌવતને આપનાર છે **અળવી**—રક્તપિત્તને મટાડનાર, મળને રોકનાર, અને વાયુનો પ્રકોપ કરનાર છે, **ટાંકો**—વાયુ કરનાર, ટાઢો, કફ કરનાર, દસ્ત લગાડનાર, ભારે મળને રોકનાર અને શ્વાસ, પિત્ત, લોહી બીગાડ તથા કફને મટાડનાર **તાંદળજાની ભાજી**—હલકી, ટાઢી, રૂક્ષ, મળ તથા મૂત્રની પ્રવૃત્તિ કરનાર, રૂચિ કરનાર, અગ્નિને પ્રદિપ્ત કરનાર, વિષને હરનાર અને પિત્ત, કફ તથા લોહી બીગાડને મટાડનાર છે **મેથીની ભાજી**—ગરમ, રૂચિ કરનાર, અગ્નિને પ્રદિપ્ત કરનાર કફને મટાડનાર અને પિત્તને કરનાર છે. **દુધી—નઈ**—મધુર, ધાતુ વર્દ્ધક, ટાઢી

પૈષ્ટિક, ભારે, કફ કરનાર, ઝાડાને બધ કરનાર અને ગર્ભનુ શોશણ કરનાર છે.

**મસાલાનાપદાર્થ.—જીરૂં**—કફ અને વાતહર, રસમાં તીખું, રૂક્ષ, હલકુ, ચક્ષુને હિત અને ઉલટી તથા ઝાડાનો નાશ કરનાર છે **ધાણા**—તુરા, મૂત્રને પેદા કરનાર, હલકા, કડવા, તીખા, રેચક, અને તૃષા, દાહ, શ્વાસ, ઉધરસ, કૃમિ, ચુંક, બદહજમી, તાવ, અને કફને મટાડનાર તથા પાચક છે. **સુવા**--તીખા, મધુર, વાતહર, અગ્નિમદત્તા, અને કફને મટાડનાર છે, તથા તાવ, કફ, શૂળ, નેત્રરોગ, ચુક, અને પિત્તને કાઢી નાખી સોજા : મટાડનાર છે. **વરીયાળી**—કફહર, વાતહર, અને શળ, આમાતિસાર, અગ્નિનું મદપણુ અને કૃમિદોષનો નાશ કરનાર છે. તથા વિષ્ટાને બાંધનાર, પાચક, ગરમ અને ઉધરસ, ઉલટી, કફ અને પવનને મટાડે છે. **મેથી**—વાયુને હરનાર, કફ ને તાવનો નાશ કરનાર, સ્તનનુ લોહી સુધારી ધાવણ ઉત્પન્ન કરનાર, પૈષ્ટિક, પિત્તને કાઢી લોહી સુધારનાર છે. **વધારણી--હીંગ**—ગરમ, પાચક, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, રૂચિ કરનાર, શૂળ, અજીર્ણ, ગોળો, પેટને આફરો, કૃમિ, વાયુ અને કફને મટાડનાર છે, પિત્તને વધારે છે. તથા શ્વાસહર, ભૂખ લગાડનાર અને તીખી છે. **હળદર**--તીખી, કડવી, લુખી, ગરમ, વર્ણને સારો કરનાર, અને કફ, પિત્ત, ચામડીના રોગ, પ્રમેહ, રૂધિરના રોગ, સોજા, પાંડુ રોગ, અને વ્રણને મટાડનાર, છે. **મરી**—તીક્ષ્ણ, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, કફ તથા વાયુને મટાડનાર, ગરમ, પિત્ત કરનાર, રૂક્ષ અને શ્વાસ, શળ તથા કૃમિને મટાડનાર છે. **સુંઠ**--રૂચિકર, આમ વાત હણનાર, પાચક, તીખી, હલકી, સ્નિગ્ધ, પાકમા મધુર, કફ, વાયુ તથા મળબધને તોડનાર છે, ગરમ, સ્વરને સારો કરનાર, ઉલટી, શ્વાસ, શૂળ, ઉધરસ હૃદય રોગ, સોજા, હરસ, પેડુનુ ચડી આવવુ અને પેટની અદરના પવન એ દરદોને મટાડનાર તથા ગ્રાહી છે. **આદુ**—દસ્તને ભેદનાર, ભારે, ગરમ, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, તીખું, રૂક્ષ, અને વાયુ તથા કફને મટાડનાર છે. **કોકમ**—કાચુ કોકમ–ખાટું, ગરમ, વાયુને હણુનાર, કફ તથા પિત્તનો નાશ કરનાર છે. **પાકુ કોકમ**—હલકુ, તીખુ, તુરૂ, ખાટુ, ગરમ, રૂચિ ઉવજાવનાર, રૂક્ષ, અગ્નિને પ્રદિપ્ત કરનાર, કફ અને વાયુને કરનાર, તરસ, હરસ, સગ્રહણી, ગોટા, શૂળ, છાતીનો રોગ, કૃમિને મટાડનાર અને મળને સુકાવનાર છે. **આંબલી**--કાચું ફળ–ખાટુ, ગરમ, વાયુને હણુનાર, કફ, પિત્ત અને રૂધિરને કરનાર છે. **પાકુફળ**—અગ્નિને પ્રદિપ્ત કરનાર, રૂક્ષ, મળને ખસેડનાર, કફ અને વાયુને મટાડનાર નાડીઓને પકડનાર, તરસ, હેડકી, કૃમિ રોગ અને ઉલટીને મટાડનાર છે. **લીંબુ**—ગોળ લીંબુ ખાટુ, વાયુને હણુનાર, અગ્નિને પ્રદિપ્ત કરનાર, પાચક, હલકુ, કૃમિનો નાશ કરનાર, પેટની પીડાને મટાડનાર, રૂચિઉપજાવનાર, વાત, પિત્ત, કફ અને શૂળવાળાને પરમ હિતકારી છે. એ લીંબુ ત્રણુદોષ, અગ્નિ,

ક્ષય અને વાયુ સબંધી રોગ ઝેરથી પીડાતાને, મદાગ્નિવાલાને, દસ્તની કબજીયત વાળાને અને કોલેરાવાળાને એ લીંબુ દેવુ જોઇએ. **લશણુ**—તેમાં ખટાસ સિવાય પાંચે રસ છે. પુષ્ટીકારક, ધાતુવર્દ્ધક, સ્નિગ્ધ, ગરમ, પાચક, દસ્ત ઉતારનાર પાકમાં ને રસમાં તીખુ અને મધુર છે ભાગેલાને સાંધનાર, કઠને સારો કરનાર, ભારે, પિત્ત અને રૂધિરને વધારનાર, બળઆપનાર, બુદ્ધિ સારી રાખે છે. રસાયન રૂપ, છાતીના રોગ, જીર્ણુ તાવ, પેટના શૂળ, દસ્તની કબજીયત, ગોટો, અરૂચિ, ઉધરસ, સોજા, હરસ, કોઢ, અગ્નિનુ મંદપણુ, જીવડા, વાયુ, શ્વાસ અને કફને મટાડનાર તથા નેત્રને હિતકારી છે. લશણુ ખાનારે મહેનત, તડકો, ક્રોધ, બહુજળ, દુધ અને ગોળ એટલા પદાર્થોનો ત્યાગ કરવો.

**મેવા--ફળવર્ગ—કેરી**—કાચી કેરી ઉષ્ણ, ખાટી, રૂચિકર, ગ્રાહી તથા રૂક્ષ છે, પિત્ત, વાયુ, કફ અને રક્ત દોષને ઉત્પન્ન કરનારી છે. પણ કઠ રોગ, વ્રણ, અતિસાર અને પ્રમેહમાં સારી છે. **પાકીકેરી**—ધાતુવર્દ્ધક, કાંતિકારક, માંસ અને બળવર્દ્ધક છે. કાંઈ કફ કારક હોવાથી તેના રસમાં જરા સુંઠ નાખી ખાવામાં આવે છે. **જાંબુ**—મળને કબજ કરનાર, મધુર, વાયુને કફનો નાશ કરનાર, રૂચિ ઉપજાવનાર અને પરમાને મટાડનાર છે. **બોર**—ખાટુ હોય કે મીઠૃ હોય તોપણુ તે કફ કરનાર છે. ઉધરસ, તાવને પેદા કરનાર છે. છુટથી ખાવા લાયક વસ્તુ નથી. **દાડમ**--તે સર્વોત્તમ ફળ છે એ ત્રણે દોષમાં હિતકારક છે, અતિસારના રોગને મટાડે છે **કેળાં**—ભારે, શિતળને, રૂચિકારક અને પિત્ત નાશક છે. બળ અને ધાતુ વર્દ્ધક છે, તૃપ્તિ કારક, માંસ વર્દ્ધક, પણ કફ કર્તા છે તૃષા, ગ્લાની, પિત્ત, રક્ત વિકાર, પરમો, ક્ષુધા, અને નેત્ર રોગનો નાશ કરનાર છે. **આંબળાં**--તુરાં, ખાટાં ગુણે રસાયન, પિત્ત શામક, ત્રિદોષહર, સારક. બળવર્દ્ધક, બુદ્ધિ દાયક છે ધાતુ સુધારક, પૌષ્ટિક, સ્મૃતિ આપનાર અને ટુકામાં સર્વોત્તમ ગુણ ધરાવનાર ફળ છે. **નારંગી**—મધુર, રૂચિકર, શીતળ, પૌષ્ટિક, જઠરાગ્નિ પ્રદિપ્ત કરનાર. હૃદયને હિતકારક ત્રિદોષ હારક, શૂળ અને કૃમિનાશક, મદાગ્નિ, ખાસી, વાયુ, પિત્ત, કફ, ક્ષય, શોષ, અરૂચિ, ઓકારી વગેરે વ્યાધિમાં પથ્ય છે. ખાટી નારંગીનો ત્યાગ કરીને મીઠી નારંગી ખાવી. **દ્રાક્ષ**—સુકી કાળી દ્રાક્ષ સર્વ પ્રકૃતિ અને સર્વ રોગમાં હિતકારક છે, તે મધુર, તૃપ્તી કરનાર, નેત્રને હિતકારક અને ઠંડી છે. ભ્રમનાશક અને દસ્ત સાફ લાવનાર છે. પેશાબને પણ છુટથી લાવે છે. પૈષ્ટિક છે. લોહી વિકાર, દાહ, શોષ, મૂર્છા, તાવ, શ્વાસ, ખાસી, ઉલટી, સોજો, વાત રક્ત વગેરે વ્યાધિને હરનાર છે. **મીઠાંલીંબુ**—સ્વાદિષ્ટ, મધુર, તૃપ્તિકારક, રૂચિકારક, હલકાં, કફ, વાયુ, ઉલટી, ઉધરસ, કઠ રોગ, ક્ષય, પિત્ત, શૂળ, ત્રિદોષ, મળસ્તભન કોલેરા, આમ વાત, ગુલ્મ અને કૃમિનો નાશ કરનાર છે. **ખજુર**—પૌષ્ટિક, સ્વાદિષ્ટ, મધુર,

ડો, ગ્રાહી, લોહી સાફ કરનાર, હૃદયને હિતકારક. ત્રિદોષહર, શ્વાસ, શ્રમ, ક્ષય, વષ, તૃષા, શોષ અને અમ્લપિત્ત જેવા ભયકર રોગમા તે હિતકારક છે. તે ચવામાં ભારે અને કૃમિ કારક છે. માટે નાના બાળકોને ખજુર ખાવા દેવો નહિ. **સીતાફળ**—મધુર, સીતળ, અને પૌષ્ટિક છે, પણ કફ અને વાયુને કરનાર છે. **જામફળ**—સ્વાદિષ્ટ, શીતળ, રૂચિકરનાર અને ત્રિદોષહર છે, પણ તીક્ષણ છે. ભારે છે, કફ કારક છે, અને વાયુ કરે છે **સફરજન**—મધુર, રૂચિકર, હૃદયને હિતકર, શીતળ, ગ્રાહી અને પિત્તહર છે. તે અતિસારના રોગમાં પથ્ય છે. **અંજીર**—ટાઢા અને ભારે છે. રક્તદોષ, દાહ, વાયુ અને પિત્તનો નાશ કરનાર છે. **નાળિયેર**—અતિ મધુર, સ્નિગ્ધ હૃદયને હિતકારક, પૌષ્ટીક, રક્તપિત્ત હરનાર, અને વીર્ય વર્દ્ધક છે. **તળીયાં—સકરટેટી**—ચીભડાનાં કાચા ફળ વાયુ અને કફને કરનાર છે. તથા પાકાફળ—વળી વિશેષ વાયુને કફકારક છે **કોઠીઆં**—સ્વાદે સારાં છે, પણ ત્રણ દોષને ઉપજાવે છે. **કાલીંગાં-તરબુચ**—દાતને રોકનાર, ટાઢુ, ભારે, અને દષ્ટીની શક્તિ, પિત્ત અને વીર્યને હરનાર છે. **પાકુતરબુચ**—ગરમ પિત્ત કરનાર અને કફ તથા વાયુને મટાડનાર છે. **શણ**—વીર્યને વધારનાર, બળ વર્દ્ધક, ટાઢી, ભારે અને તરસ, મૂર્છા, ભ્રાંતિ, મેદ, ક્ષય, ત્રણે દોષ, તથા લોહી બીગાડને મટાડનાર છે. **બદામ, ચારોળી, પસ્તાં,**—એ ત્રણે વસ્તુઓ હિતકારક છે. બદામ મગજપર ખાસ કરીને અસર કરે છે, પણ કડવી બદામ ઝેરની અસર કરે છે માટે ખાતી વખતે સભાળ રાખવી બદામ પચવામાં ભારે છે, પણ મગજને તર કરી બુદ્ધિ વધારે છે.

**ખાનપાનનાબીજાપદાર્થો,**—**સાકર**—મધુર, પૌષ્ટીક, ટાઢી, કફકારક, વાયુ અને પિત્તને હરનાર, લોહીના બીગાડને મટાડનાર, હલકી અને વીર્યને વધારનાર છે. **ખાંડ**—મધુર, નેત્રને હિતકારી, પૌષ્ટીક, ટાઢી, કફકારક, વાયુ અને પિત્તને હરનાર, સ્નિગ્ધ, બળ આપનાર, ઉલટીને મટાડનાર છે. **સાકરીયાંખાંડ**—જે ખાંડ દાણાદાર રેતી જેવી આવે છે તે—બહુ મધુર, કફકારક, રૂચિ કારક, વાયુ, પિત્ત, લોહી બીગાડ, બળતરા, મૂર્છા, ઉલટી અને તાવને મટાડનાર છે તથા બહુ ટાઢી અને વીર્યને વધારનાર છે. **ગોળ**—વીર્યને વધારનાર, ભારે, સ્નિગ્ધ, વાયુને હણુનાર, મૂત્રને સાફ કરનાર પિત્તને અત્યત હરનાર, અને મેદ, કફ, કૃમિ તથા બળને વધારનાર છે. **જુનોગોળ**—હલકો, પથ્ય, અગ્નિને વધારનાર, પિત્તને હણુનાર, મધુર, વાયુને હણુનાર, અને લોહીને સ્વચ્છ કરનાર છે **નવોગોળ**—કફ, શ્વાસ, ઉધરસ, કૃમિ અને અગ્નિને વધારનાર છે. **ઘી**—રસાયનરૂપ, મધુર, નેત્રને હિતકારી, અગ્નિને પ્રદિપ્ત કરનાર, બુદ્ધિને વીર્ય વર્દ્ધક, જીવન આપનાર, શરીરને કોમળ કરનાર, બળ અને કાંતિને વધારનાર, મળને ખસેડનાર, મેદ તથા કફનો વધારો કરે છે. ભેંસના કરતાં ગાયનું ઘી વિશેષ ગુણકારક છે. **માખણ**

—ગાયનું માખણુ હિતકારી છે, બળ વર્દ્ધક, વર્ણુ સુધારે છે, અગ્નિપ્રદિપ્ત કરે છે તથા દસ્તને રોકે છે, તથા વાયુ પિત્ત, લોહી બીગાડ, ક્ષય, તરસ અડદીઓ વા તથા ઉધરસના રોગમાં ફાયદો કરે છે. **ભેંસનું**—માખણુ-વાયુ ને કફ કરે છે, ભારે છે, દાહ,પિત્ત અને શ્રમને મટાડે છે. મેદ અને વીર્યને વધારે છે. વાસી માખણુ-ઉલટી, હરસ, કોઢ, કફ અને મેદને ઉત્પન્ન કરે છે. **દુધ**—મીઠું, ટઢુ, પિત્તહર, પોષણુકારક, દસ્ત સાફ ઉતારનાર, બળ અને વીર્યને વધારનાર છે જીવાડનાર, બુદ્ધિને સારી કરનાર, જુવાનીને સ્થિર કરનાર, આયુષ્ય વધારનાર, રસાયનરૂપ, ક્ષુધાતુર, બાળક અને વૃદ્ધને તૃપ્તી આપનાર, ક્ષિણુ થયેલાને હિત કારક, જીર્ણુજ્વર, ભ્રમ, મૂર્છા, માનસિક રોગ, શોષ, હરસ, ગુલ્મ, ઉદરરોગ, પાંડુ, પેશાબના રોગ, રક્તપિત્ત, થાક, તૃષા, દાહ, છાતીના રોગ, શૂળ, આફરો, અતિસાર. ગર્ભશ્રાવ વગેરે ઘણા રોગમાં અતિ હિતકારક છે. **કાળીગાયનુંદુધ** —વાતહર અને વિશેષ ગુણુકારી છે. **રાતીગાયનું દુધ**—વાતને પિત્તહર છે. **ધોળીગાયનું દુધ**—જરા કફકારક અને ભારે છે. **ભેંસનુંદુધ**—તેમાં ગાયના દુધના જેવાજ ઘણા ખરા ગુણુ છે. ફેર એટલો કે તે દુધ ગાયના દુધથી વધારે મીઠું, વધારે ધાટુ, વધારે ભારે, વિશેષ વીર્યવર્દ્ધક, કફ કરનાર, અને નિદ્રા વધારનાર છે માંદા માણુસને ભેંસના કરતા ગાયનુ દુધ પથ્ય છે **બકરીનુંદુધ**— તુરૂ, મધુર, ટાઢું, હલકુ, રક્તપિત્ત, અતિસાર, ક્ષય, ઉધરસ, અને તાવના રોગમાં હિતકારક છે. **ગાડરનુંદુધ**—ખારૂ, મીઠું, ગરમ, પથરીને મટાડનાર વીર્ય, પિત્ત અને કફને ઉત્પન્ન કરનાર અને વાયુને મટાડનાર છે. **સર્વદુધ**—ઉનુ કરીનેજ ખાવુ, બગડેલુ કે વાસી દુધ ખાવુ લાભકારક નથી. **ગાયનુંદહીં**—મધુર, ખાટુ, રૂચિકર, પવિત્ર, અગ્નિ પ્રદિપ્ત કરનાર, પુષ્ટિ કરનાર અને વાયુને મટાડનાર છે દહીમાં ગાયનુ દહી અધિક ગુણોવાળુ .છે. **ભેંસનુંદહી** —બહુ સ્નિગ્ધ, ચિકણું, કફ કરનાર, વાયુ અને પિત્તને મટાડનાર, પાકમાં મધુર શરદી કરનાર, વીર્યને વધારનાર, ભારે, અને લોહીને બિગાડનાર છે. **બકરીનુ દહીં**—ઉત્તમ, દસ્તને રોકનાર, હલકુ, ત્રણે દોષને ટાળનાર, અગ્નિને પ્રદિપ્ત કરનાર અને શ્વાસ, ઉદરસ, હરસ, ક્ષય તથા દુબળાપણુ એ ઉપર હિતકારી છે. **સૂચના**—હેમંત, શિશિર અને વર્ષા એ ત્રણ ઋતુમાં દહી ખાવુ સારૂ છે, પણુ શરદ, ગ્રીષ્મ અને વસંત એ ત્રણ ઋતુમાં દહી ખાવુ ઘણુ કરીને સારૂ નથી રાત્રે પણુ દહી ખાવુ નહિ, તેમ નિયમ વિરૂદ્ધ પણ ખાવુ નહિ, **છાશ**—પાણી નહિ નાંખતાં ઉપરના ચિકાશવાળા ધાટા ભાગ સહીત વલોવેલુ દહી—**ધોળવું** —કહેવાય છે. તે સાકર નાંખી ખાવાથી આંબાના રસના જેવા ગુણુ થાય છે. ઉપરનો ચિકાશવાળો ભાગ કાઢી નાંખી પાણી વગરજ વલોવેલુ દહીં—**મથીત**-

કહેવાય છે—તે વાયુ અને પિત્તને હરનાર કફ અને પિત્તને તોડનાર છે. ચોથા ભાગનુ પાણી નાંખીને વલોવેલુ હડી—**તક્ર** કહેવાય છે-તે દસ્તને રોકનાર. તુર, ખાટુ, પાક અને રસમા મધુર, હલકુ, ઉષ્ણવીર્ય, અગ્નિને પ્રદિપ્ત કરનાર, તૃપ્તિ આપનાર, વાયુનો નાશ કરનાર, સગ્રહણી, હરસ વગેરે રોગને હિતકારકછે. તક્ર પૃથ્વી ઉપર માણસોને સુખ આપનાર છે. અરધો અરધ પાણી નાંખેલી છાશ—કફ કરનાર, બળને વધારનાર, અને આમ ભાગને અત્યત ટાળનાર છે વલોવીને જેમાંથી માખણ કાઢો લીધુ હોય અને ઘણુ પાણી નાંખીને કરેલી હોય તે **છચ્છિકા** કહેવાય છે—તે ટાઢી, હલકી, પિત્ત, શ્રમ અને તૃષાને મટાડનાર, વાયુને ટાળનારી અને કફને કરનારી છે **લુણ** નાખીને ઉપયોગમાં લેવાથી અગ્નિ પ્રદિપ્ત થાય છે.

**મુખવાસનાપદાર્થો,—સોપારી**—મુખવાસ તરીકે સારી વસ્તુ છે, પણ તે બહુ થોડા પ્રયાણમા લેવાયતોજ લાભ કારક છે. જો વધારે પ્રયાણમાં લેવાય તો—દાંતના પારાને બગાડવા ઉપરાંત તેમાં જે એક દોષ રહેલો છે તે થોડા લોકો જાણતા હશે, સોપારીમાં શરીરનાં સાંધાઓને તથા ધાતુઓને ઢીલી કરવાનો સ્વભાવ છે. માટે બહુજ થોડી ખાવી ભોજન કરીને જરા મોંમાં નાખી ચાવીને ફેકી દેવી, વધારે ખાવી નુકશાન કારક છે. કફને બગાડે છે. **નાગરવેલનાં પાન**—તાજા અને મોમા ગરમી ન કરે એવાં જોઇએ વ્યસન તરીકે જેવા મળ્યાં તેવાં ખાવાથી લાભને બદલે હાનિ કરે છે પાનમાં કાથા ચૂનાનુ યોગ્ય પ્રમાણ આવવુ જોઇએ તેમ આખો દિવસ ચાવ્યા કરવા નહિ બહુ પાન ખાવાથી શરીર, આંખનુ તેજ, વાળ, દાત, જઠરાગ્નિ, કાનની ઇંદ્રિ, રૂપ, અને બળ એ સર્વને હાનિ પહોચે છે. **એળચી-તજ-લવીંગ જાવંત્રી**—એ સર્વ મુખવાસમાં વપરાય છે. એળચી ખરી ગરમી આપે છે, અને મુખને સુવાસિત કરે છે. તજ અને લવીગ પણ થોડા પ્રમાણમાં સારાં છે, પણ મુખવાસ તરીકે આ બે વસ્તુઓ વારવાર ખાવાથી લાભ નથી. **ધાણા-વરીઆળી**—મુખવાસની અનેક વસ્તુઓમાં આ બે વસ્તુઓ વિશેષ પસંદ કરવા જેવી છે. તે દીપન પાચન હોઇને કોઇ પણ પ્રકારના દોષથી રહિત છે. મોમા સ્વાદ આપે છે અને કફને સુધારે છે. કેટલાક પાનની સાથે તમાકુ ખાય છે, પણ વિદ્વાનો તેને લાભ કારક ગણતા નથી.

**પ્રવાહીપદાર્થ,—તલનુંતેલ**—ભારે, સ્થિરતા કરનાર, બળ આપનાર. વર્ણસારો કરનાર. દસ્ત ઉતારનાર, અગોના સાધાઓને શિથિલ કરી રસ આદિ ધાતુઓના જોરને નરમ પાડનાર, તુરાશને મળતુ, વાયુ અને કફને મટાડનાર, ઉષ્ણવીર્ય, પુષ્ટિ આપનાર, રક્તપિત્ત કરનાર, ધાતુઓને ઉખેડનાર, વિષ્ઠા અને મૂત્રને બાંધનાર, ગર્ભાશયને સાફ કરનાર, અગ્નિને પ્રદિપ્ત કરનાર, બુદ્ધિને દેનાર,

પ્રમેહ કાનશળ, અને માથાના શળને મટાડનાર, શરીરમાં હલકાઈ કરનાર, ચોળવાથી ચામડી, કેશ અને ચક્ષુને હિતકારી અને ખાવાથી ચામડી, કેશ અને ચક્ષુને હિતકારી છે. માટે રીતસર ખાવુ **એરંડીતેલ**—તીક્ષ્ણ, ગરમ, અગ્નિને પ્રદિપ્ત કરનાર, ચીકણુ, ભારે ચામડીને હિતકારી, જુવાનીને સ્થિર રાખનાર, બુદ્ધિ, કાંતિ અને બળને વધારનાર, તીખુ, રસમાં મધુર, દસ્ત લગાડનાર, વિષમ જ્વર, છાતીમાં દરદ, વાસાનાં શળ, વાયુ સબધી પેટના રોગ, આફરો, ગોટો, કેડનું ઝલાઈ જવુ, વાયુ, લોહી બિગાડ, દસ્તની કબજીયત, સોજા, આમ અને અદરનાં ગુમડાંઓને મટાડનાર છે. **સરસવનું તેલ**—અગ્નિને પ્રદિપ્ત કરનાર, હલકુ, તીક્ષ્ણ. પિત્ત તથા રૂધિરને પાતળુ કરનાર, ચળ, કોઢ, કૃમિ, ચીતરી અને ગુમડાને મટાડનાર છે.

**પાણી;—નદીનુંજળ**—આ જળ રૂક્ષ, વાયુને વધારનાર હલકુ, અગ્નિને પ્રદિપ્ત કરનાર, શરદી કરનાર નથી. સ્વચ્છ, કફ અને પિત્તને મટાડનાર છે. જે નદીઓ પ્રબળ વેગવાળી અને નિર્મળ જળ વાળી હોય તેનાં પાણી હલકાં સમજવાં જે નદી શેવાળથી ઢકાએલી, મદ વેગ વાળી અને મલીન હોય, તેઓના જળને ભારે સમજવા. **ઝરણનું પાણી**—રૂચિ ઉપજાવનાર, કફને હણનાર. અગ્નિને પ્રદિપ્ત કરનાર, હલકુ, મધુર, વાયુ ઉપજાવનાર છે **તળાવનું-પાણી**—મધુર, તુરૂ, વાયુ કરનાર, વિષ્ટાને મૂત્રને બાધનાર, અને રૂધિર, પિત તથા કફને મટાડનાર છે **વાવનુંપાણી**—એ પાણી ખારૂ હોય તો પિત્ત કરનાર અને કફ તથા વાયુને હરનાર છે જો મીઠુ હોય તો કફ કરનાર અને વાયુ તથા પિતને હરનાર છે **કુવાનુપાણી**—જો મીઠુ હોય તો ત્રણે દોષને હરનાર છે, હિતકારી અને હલકુ છે જો ખારૂ હોય તો કફને તથા વાયુને હરનારૂ, અગ્નિ પ્રદિપ્ત કરનાર અને પિત્તને ઉપજાવે છે **વૃદ્ધસુશ્રુત** કહે છે કે,—"પોષ માસમાં સરોવરનુ, માઘમાં તળાવનુ, કારતકમા કુવાનુ, ચૈત્રમાં ધ્રો—ધુનાનુ, વૈશાખમાં ઝરણાનું, જેઠમાં જે જળ નીચી ધરતી ચીરી નાંખી મોટી ધારાથી વહેતુ હોય તેનુ ઔદભિદનુ, અષાડમા કુવાનુ, શ્રાવણમાં અનરિક્ષનું, ભાદરવામાં કુવાનુ, આસોમા ધુનાનુ, કારતકઅનેમાગશરમાં સર્વજળાશયનુજળહિતકારી છે.

**વિશેષહકીકત**—જેજે પદાર્થોમાં જેજે ગુણ અવગુણ રહેલા છે, તે પદાર્થોમાંથી બનાવવામાં આવતા પદાર્થોમાં પણ તે પદાર્થોનાજ ઘણા ખરા ગુણ દોષ હોય એ સામાન્ય નિયમ છે રાંધવાની ક્રિયા અને સસ્કારથી ઘણી વખતે ગુણમાં ફેરફાર થાય છે. દાખલાતરીકે-જુના ચોખાનો રાંધેલો ભાત હલકો છે. પણ તેના પુવા બહુજ ભારે છે ભાત હલકો છે પણ ખીચડી ભારે છે. થોડા પાણીમાં રાંધેલો ભાત જલદી પચતો નથી, પણ બહોળા પાણીમાં બાફેલો ભાત જલદી પચે છે. એ રીતે તેની ક્રિયાથી ગુણમાં ફેરફાર થાય છે તેમજ રાધવા-

ની યુક્તિ અને જુદી જુદી વસ્તુઓની મેળવણીથી શાક-તરકારી વગેરેના ગુણ-માં ફેર પડે છે. જે શાક વાયુ કરતા હોય છે, તે પુષ્કળ ઘી કે તેલમાં પકાવ-વાથી તેનો વાયુ કરવાનો ગુણ ઓછો થાય છે. ઈત્યાદિ રીતે પદાર્થોના ગુણ દોષ જાણી ઉપયોગ કરવાથી શરીર નિરોગી રહી દીર્ઘાયુષ્ય થાય છે.

## ઘરઉપયોગીપદાર્થપરીક્ષા.



ગૃહ-વ્યવહારમાં ઘણી વસ્તુઓનો ખપ પડે છે, તેમાં કેટલીક વસ્તુઓ વેચનારાઓ પોતાને વધારે નફો મેળવવા માટે તેમાં ભેળસેળ કરે છે. એવી ભેળસેળવાળી વસ્તુઓ જેવી કે દુધ, ઘી, તેલ, મધ વ-ગેરે ખાવાથી શરીરને નુકસાન કરે છે. કપડાં વગેરે ભેળસેળ વાળાં જે હેતુથી લીધાં હોયછે, તે હેતુ બરાબર પાર પડતો નથી, એટલુજ નહિ પરંતુ થોડી મુ-દત ટકે છે. વળી સાચાની કીમત લઇ ખોટી વસ્તુ આપી જાય છે. તેથી પણ વધારે પૈસા આપણા ઘરમાંથી તણાઇ જાય છે, વગેરે નુકસાન થાય છે. માટે સ્ત્રીઓએ પદાર્થોની પરીક્ષા કરતાં શીખવાની ઘણી જરૂર છે. તેવા જ્ઞાન વાળી સ્ત્રી એવા ઠગારાથી છેતરાતી નથી અને નુકશાનીમાંથી બચે છે. માટે આ વિ-ષેનું પણ વિશેષ જ્ઞાન મેળવતા રહેવું જોઈએ. આની અંદર થોડાક પદાર્થોની પરીક્ષા કરવાની રીત ઉપયોગી ધારી આપી છે.—**દુધનીપરીક્ષા**—દુધમાં ના-ઈટ્રીક આસીડનાં એક બે ટીપાં નાખતાંજ જો પાણીનો ભેગ હશે, તો દુધને પાણી છુટાં પડી જશે. **બીજીરીત**—દુધમાં આંગળી બોળી એક ટીપું જમીન પર કે અંગુઠાના નખ ઉપર મૂકવાથી દુધ ચોખું હશે તો ટીપું ગોળાકાર હાલ-તમાં રહેશે, જો પાણીનો ભેગ હશે તો તે ટીપું પ્રસરી જશે. **ખાંડનીપ-રીક્ષા**—રાતી ખાંડમાં રેતી ભેળવેલી આવે છે, તેમ ધોળી ખાંડમાં હાડકાની ભૂ-કી આવે છે. માટે એક ગ્લાસ પાણીથી ભરી તેમાં થોડી ખાંડ નાખી ચમચીથી હલાવીને પીગાળવી. પછી થોડો વખત એ ગ્લાસને મૂકી રાખવો. જો ખાંડમાં રેતી કે હાડકાનો ભૂકો અગર બીજી જાતની મેળવણી હશે, તો ગ્લાસમાં નીચે ઠરી જશે. **અથાણાનીપરીક્ષા**—અથાણાને સારા લીલા રંગનુ કરવાને માટે તેને ત્રાંબા સાથે ઉકાળે છે. અથવા ત્રાંબાના કે પીતળના વાસણમાં આખો દિવસ રાખી મૂકે છે. તેથી તેમાં ત્રાંબાનો કાટ ચડે છે. એવા અથાણામાંથી ત્રાંબુ શો-ધવા માટે—એક સુંવાળો પાલીસ કરેલો લોઢાના જાડા તારનો કડકો અથાણાના વાસણમાં થોડા કલાક મૂકી રાખવો. જો તેમાં જરા પણ ત્રાંબુ હશે તો તે

લોઢાના સળીયા ઉપર ત્રાંબાનો રગ ચડશે **ઘઉંનાઆટાનીપરીક્ષા**—થોડો આટો લઇ તેમાં થોડુ સલફ્યુરીક આસીડ નાંખી ભેળવી દેવું તેથી જો આટામાં ચાક ભેળવેલો હશે, તો તે ચાકમાથી કારબોનિક આસીડ બહાર નીકળી આટામાં ઉભરો આવશે જો કંઇ ભેળવેલુ નહિ હશે તો ઉભરો આવશે નહિ. **માખણની પરીક્ષા**—કેટલીક વખતે સસ્તા માખણમાં બોટ જાતના અનાજનો આટો અથવા ઘઉનો કે બીજી જાતનો આટો ભેળવે છે માટે તેમાંથી થોડા માખણને એક કાચની નળીમાં કે શીશીમાં તાવીને તપાસવાથી ભેળવેલી ચીજ છુટી પડશે અને ઠંડુ થયા પછી તેમાં ભેળવેલો પદાર્થ માલમ પડશે. **મધનીપરીક્ષા**—મધમાં ખાંડ અથવા સાકરની ચાસણી ભેળવીને વેચે છે. માટે મધનાં ૨૦ ટીપાં તથા પાણીના ૬૦ ટીપા લઇ, તેમાં થોડોક આલકોહોલ નાંખવો જો તે મધ ચોખુ હશે, તો આ રીતથી તે દુધના જેવુ સફેદ થશે, પણ જો તેમાં ચાસણીનો ભેગ હશે, તો તેમાંથી કાજી જેવો ભાગ છુટો પડી નીચે ઠરી જશે. **સુગધીતેલનીપરીક્ષા**--કેટલીક જાતના સુગધી તેલમા આલકોહોલ ભેળવે છે. તેથી તેવા તેલમાંથી ૧ ડ્રામ ગ્લાસમાં લઇ, તેમાં ૨ ડ્રામ વરાળનું કરેલું પાણી અગર ડીસ્ટીલ્ડૉટર નાખવુ જો તેમાં આલકોહોલનો ભેગ હશે, તો તે મેળવણી દુધ જેવી થઇ જશે. **પાણીનીપરીક્ષા**—પાણી વગેરે હરકોઇ વસ્તુમાં સોમલ હોય, તો પાણીમાં ગાળેલુ મોરથુથુનુ પાણી અને તેમાં થોડો કારબોનેટ ઓફ પોટાસનુ પાણી નાંખવુ. તેથી સોમલ મોરથુથુમા રહેલા ત્રાંબાની સાથે મળી પાણી નીચે ઠરી રહેશે અને પાણી લીલા રગનુ દેખાશે **સોનાનીપરીક્ષા**-કોઇ પણ જાતના દાગીના સોનાના છે કે બીજી ધાતુના છે, તે જાણવા માટે દાગીનાને કસોટીના પથ્થર ઉપર જોરથી ઘસવો તેથી તે ધાતુનો ઘસારો અથવા ડાઘ પથ્થર ઉપર પડશે પછી તે ડાઘ ઉપર જરા નાઇટ્રીક આસીડનુ ટીપુ મુકવુ તેથી જો ખરા સોનાનો દાગીનો હશે, તો તે ડાઘ જશે નહિ, પણ એમનો એમ પથ્થરપર રહેશે. જો ડાઘ જતો રહે તો સમજવુ કે એ સોનાનો દાગીનો નથી, પણ પીતળ અથવા બીજી ધાતુનો છે. **કોપરેલતેલની પરીક્ષા**—કોપરેલ તેલને સફેદ બીલોરી કાચના પ્યાલામાં ભરીને તપાસવુ જો તે તેલ સાફ અને ચોખુ પાણી જેવુ સફેદ દેખાય તો તે ચોખુ જાણવું જો તેમાં જરા પણ પીળાશ દેખાય તો હલકુ સમજવુ. **ગ્યાસલેટની પરીક્ષા**—ગ્યાસલેટ અગર પેટ્રોલ્યમ તેલ જલદીથી સળગી ઉઠે છે કે નહિ તે જાણવા-એક ગ્લાસ તેલથી પોણો ભરવો પછી તેમા ખળખળતું પાણી નાખી કાંઠા સુધી પૂરો ભરવો, પણ પાણી રેડતી વખતે ગ્લાસ પર સળગેલી વસ્તુ ધરવી. જો ગ્લાસમાથી નીકળતો બાફ તરત સળગે તો જાણવુ કે તે તેલ જોખમ ભરેલુ હોવાથી ખુલ્લુ મૂકવુ નહિ **અત્તરની પરીક્ષા**—એક સફેદ કાગળનો કડકો લઇ, તેનાપરઅત્તરનુ એકાદ ટીપુ નાંખવુ અને તે કાગળને બળ-

તા આગળ ધરવો, જો અત્તર ઉડી જાય તો તે સારૂ જાણુવુ. **હીંગની પરીક્ષા**—હીગના ગાંગડાને દીવાસળીથી સળગાવવો. જો તે કપુરની પેઠે એકદમ સળગી ઉઠે તો જાણુવુ કે તે હીગ ચોખ્ખી છે અને ન સળગે તો ભેગ સમજવો. **જાયફળનીપરીક્ષા**—જે જાયફળ સૌથી વજનમાં ભારે હોય, મોટાં હોય, અને સારાં સુગધીવાળાં હોય તે સારાં સમજવાં. **કોલનવૉટરની પરીક્ષા**—કોલન વૉટરની શીશીને ખૂબ જોરથી હલાવવી. તેથી ઉપર પરપોટા આવશે. જો તે પરપોટા થતાંજ તરત ફુટી જાય, તો તે ચોખ્ખું જાણુવું અને વાર લાગે તો હલકું ભેગવાળુ સમજવુ **હીંગળાનીપરીક્ષા**—એક ગ્લાસમાં જરા હીંગળો નાંખી. તેમાં ચોખો આસીટસ આસીડ નાંખવો. જો તેમાં ચાકનો ભેગ હશે તો ફીણુ કે ઉભરો આવશે—હીગળાને એક વાસણુ ઉપર મૂકી ગરમી લગાડવી. જો ચોખો હશે તો સઘળો બાફ થઈ ઉડી જશે અને એક રજ પણુ વાસણુ ઉપર રહેશે નહિ. જો સીદુરનો ભેગ હશે તો સીસાની ઝીણી કરકર રહી જશે. જો ગેરૂનો ભેગ હશે તો તે પણુ રહી જવાનો, કેમકે તેને બાફ થઈ ઉડી જવાને વધારે ગરમી જોઇએ હીગળાને ગરમ કરતાં જો તેમાંથી લસણુના જેવો વાસ નીકળે તો જાણુવુ કે સોમલનો ભેગ છે. **કલાઈકરેલા વાસણનીપરીક્ષા**—કલાઈ કરેલા વાસણુ ઉપર સફેદ કપડુ ઘસવાથી જો પેનસીલના જેવો કાળો ડાઘ માલમ પડે, તો જાણુવુ કે સીસાની મેળવણીવાળી કલાઇ વાપરેલી છે **સાબુનીપરીક્ષા**—સાબુને બનાવતી વખતે કેટલીક જાતની હલકી વસ્તુઓ ભેળવે છે. તે શોધી કાઢવાને તેવા સાબુની પાતળી કરચો કરી તેનો એક ભાગ લેવો પછી તે એક ભાગના વજન બરાબર ૬ ભાગ સ્વચ્છ સ્પીરીટ ઓફ વાઇનમાં નાંખીને બાટલીને બુચ મારવો અને તેને ગરમ જગા પર મુકી રાખવી. જો સાબુ સારો હશે તો તે બધો સ્પીરીટમાં પીગળી જશે. જો તેમા મટોડી અથવા રેતી ભેળવી હશે, તો બાટલીમાં નીચે ઠરી રહેશે. **ટરપીટનતેલની પરીક્ષા**—જો ટરપીટન તેલમાં બીજી હલકી જાતનું તેલ ભેળવેલુ હોય તો તેને શોધવા—એ તેલને સફેદ કાગળ અથવા કાપડા ઉપર થોડુ નાંખી તેને જરા આતસ આગળ રાખી ગરમી દેખાડવી, જો તેલ ચોખુ હશે તો વરાળ રૂપે ઉડી જશે અને કાગળ અથવા કપડા ઉપર કાંઇ પણુ ડાઘ રહેશે નહિ, જો ભેગ હશે તો તે પર ડાઘ પડી રહેશે. **રેશમનાકપડાનીપરીક્ષા**—નમુના તરીકે રેશમી કપડામાંથી નાનો કકડો કાપી લઈ તેને હાઇડ્રોકલોરિક આસીડમાં થોડી સેકંડ બોળી રાખવો, અથવા એ દવાનાં ટીપાં કપડાના નમુનાની વચમાં રેડવાં. હવે જો રેશમ ચોખ્ખું હશે તો પેલા કકડાની વચ્ચે એક કાંણુ પડેલુ જણુાશે. જો રેશમ તે દવાથી પીગળી જઈ ફક્ત દોરા રહેવાદે તો, તે ઉપરથી સમજવું કે રેશમમાં અમુક જાતનો ભેગ છે. **ફલાનેલના કપડાનીપરીક્ષા**—ફલાનેલના

કપડાંમાંથી થોડો કડકો કાપીને તેને પાપડ ખારના પાણીમાં ઉકાળવો. તેથી જો બધુ ઉન હશે તો તે પાણી સફેદ સાબુ જેવું થશે. જો સુતર તેમાં હશે તો પાણીનો રગ બદલાશે નહિ. **ઉનનાકપડાનીપરીક્ષા**—ઉનના કપડાનો એક કડકો લઈ, તેને એક પેટ એટલે ઔંસ ૧૦=૨૫ રૂ. ભાર પાણીમાં નાંખી, તે પાણીમાં ઔંસ ક્લોરાઇડ ઓફ લાઇમ ઉમેરવો. થોડી વાર પછી જોવાથી કપડાનો રંગ બદલાયેલો જણાશે, જેટલો ઉનનો ભાગ હસે, તેટલો પીળો પડી જશે, અને જેટલો સુતરનો ભાગ હશે, તેટલો સફેદ થઇ જશે. **લીલારંગનીસૂકીચાનીપરીક્ષા**—ચાને લીલા રગની દેખાડવા માટે ચીનના વેપારીઓ મોરથુથુનો રગ આપે છે, તે શોધી કાઢવા સારૂ ગ્રીન ચાને બાટલીમાં નાંખી તે ઉપર લીકવીડ આમોનિયા ૧ ભાગ અને પાણી ૦॥ ભાગ લઇ બેઉને મેળવી પેલી ચાવાળી બાટલીમાં નાંખવી પછી બાટલીને ખુબ હલાવવી. તેથી જો ચામાં મોરથુથુનો કાંઈ પણ ભાગ હશે, તો બાટલીમાંના પાણીનો રગ વાદળી થઈ જશે. **આટાનીપરીક્ષા**—આટો સારો છે કે નહિ અને તેમા કાંઇ બીજી વસ્તુનો ભેગ છે કે નહિ, તે જાણુવા સારૂ થોડોક આટો હાથમાં લઇ અરધી મિનિટ સુધી મસળીને લુદો વાળવો. તેથી જો તે સારો હશે તો તે છુટો પડશે નહિ અને તેમાં કાંઇ ભેગ હશે તો હાથમાંથી છુટો પડતાંજ વેરાઈ જશે. **પોસ્ટનીટીકીટનીપરીક્ષા**—પોસ્ટની ટીકીટ સારી છે કે રદ થયેલી છે, તે જાણુવા સારૂ ટીકીટ ઉપર ગ્યાસલેટનુ ટીપુ મૂકવાથી તેમાં છાપનો ડાઘ જણાતો નહિ હોય તો તે બરાબર જણાશે વગેરે એવી એવી ઘણી ઉપયોગી વસ્તુઓની પરીક્ષા કરતા સ્ત્રીઓએ જાણુવુ જોઇએ.

---

## ઘરઉપયોગીરસોઇકળા.

---

જગતમાં પ્રભુએ અનેક પ્રકારની વનસ્પતિ—અનાજ, ફળ, ફુલ, કદ, મૂળ તેજાના, મેવા, અને શાકભાજી વગેરે ખોરાકના પદાર્થો ઉત્પન્ન કર્યા છે. તેમાં કેટલાક પદાર્થો રાંધીને અને કેટલાક કાચાને કાચા ખવાય છે. મનુષ્ય સિવાય બીજા પ્રાણીઓના શરીરની રચના અને હોજરીનું બધારણુ એવું કરેલુ છે કે તેઓ પોતાનો ખોરાક કાચોને કાચો ખાય છે, તો પણુ તેમને પાચન થઈ શકે છે, પરતુ મનુષ્યનુ શરીર અને હોજરીનું બધારણુ એવા પ્રકારનુ કરેલુ છે કે તેમનાથી રાધ્યા વગરનો કાચો પદાર્થ જોઇએ તેવી

રીતે પાચન થઈ શકતો નથી; એટલુજ નહિ પરતુ વખને નુકસાન કરે છે. આવા કારણથી દયાળુ પ્રભુએ મનુષ્યને પોતાનું જીવન જાળવી રાખી વૃદ્ધિ કરવાને બુદ્ધિ આપેલી છે. તેના વડે પોતાનો ખોરાક કેળવી પકાવી તરેહ તરેહના સ્વાદ ભરેલા રસિક પદાર્થો બનાવી ખાય છે. તેથી શરીરને જોઈએ તેવુ પોષણ મળી શકે છે. ખાવા પીવાના પદાર્થો જુદા જુદા ગુણો ધરાવે છે. ખોરાક ખાવાપીવાથી શરીરમાં વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષો ઉત્પન્ન થાય છે. જો એ ત્રણે દોષો સમાન રહે છે, તોજ શરીર આરોગ્ય રહે છે, પણ જો ન્યૂનાધિક થાય છે, તો અનેક પ્રકારનાં રોગો પેદા થઈ શરીર બગડે છે. એ ન્યૂનાધિક થવાનો આધાર ઋતુઓના ફેરફાર અને ખાવા પીવાની વ્યવસ્થા ઉપર રહેલો છે. ઋતુઓના ફેરફારથી પ્રકૃતિમાં પણ ફેરફાર થાય છે અને જુદી જુદી પ્રકારે બનાવેલો ખોરાક ખાવા પીવાની સ્વભાવિક રીતે ઇચ્છા થાય છે. નિત્ય એકજ જાતનો ખોરાક ખાવામા આવે છે, તો ખોરાકનાં તત્ત્વો તેનાં તે હોવાથી પ્રકૃતિને માફક આવતો નથી, કારણ કે શરીરને પોષક જે જે જુદાં જુદાં તત્ત્વોની જરૂર છે, તે તે તત્ત્વો એકજ જાતના ખોરાકમાંથી મળી શકતા નથી તેથી કુદરતી રીતે જ જુદા જુદા તત્ત્વો વાળા સ્વાદ ભરેલા રસિક વિવિધ પદાર્થોખાવાની રૂચિ પેદા થાય છે. માટે વિવિધ પ્રકારની ક્રિયાથી બનાવેલા પદાર્થો ખાવા પીવાની ખાસજરૂરછે.

ખોરાકના પદાર્થોમાં કુદરતી રીતેજ અનેક તરેહના સ્વાદ ભરેલા રસો રહેલા છે, પરતુ તેમને ઉત્પન્ન કરવાની રસાયણિક ક્રિયા જેઓ જાણુતા હોય છે, તેઓજ તે બનાવી શકે છે. તેવી રીતે બનાવેલો સ્વાદ ભરેલો રસિક ખોરાક ઋતુ અને પ્રકૃતિને અનુકુળ ખાવાપીવામાં આવે છે, તો તન, મન વૃદ્ધિ પામી દીર્ઘાયુષ્ય થાય છે. પ્રાચીનકાળમાં **નળરાજા, ભીમસેન, રેણુકા, દ્રૌપદી** અને **અરૂંધતિ** વગેરે સ્ત્રીપુરૂષો રસવતી સ્વાદિષ્ટ રસોઇ કળા ઉત્તમ પ્રકારે જાણતાં હતાં, પરતુ અર્વાચીન એવા શિક્ષણની બહુ ખામી જોવામાં આવે છે. ઘરનાં માણસોની ખાવાપીવાની વ્યવસ્થા કરવાનો મુખ્ય આધાર સ્ત્રીઓપર રહેલો છે. જેમ પુરૂષોને વિદ્યા આવડવી એ આવશ્યક છે, તેમ સ્ત્રીઓને રસોઇ કરતાં આવડવી એ આવશ્યક છે. જેમ પુષ્કળ વિદ્યાવાળા પુરૂષને માન પ્રતિષ્ઠા મળે છે, અને તે તેનું ભૂષણ છે, તેમ સ્ત્રીઓને સારી રસોઇ કરતાં આવડે છે, તો તેની પ્રતિષ્ઠા વધે છે. પુરૂષોએ ઘરમા આણેલા પદાર્થો સારી રીતે તૈયાર કરી તેને જમાડવા એ સ્ત્રીઓનું કર્તવ્ય છે, સારો અને સ્વચ્છ ખોરાક ખાવાને મળવાથી પ્રકૃતિ નિરોગી રહે છે અને મન સતુષ્ટ થાય છે. સારી સ્વાદીષ્ટ રસોઇ કરનાર સ્ત્રી વળી કુટુંબમાં સર્વને વ્હાલી થઇ પડે છે. માટે પુત્રીઓને રસોઇ સારી કરતાં શિખવવી આવશ્યક છે. કોઇ પણ કળા એકદમ આવડવી કઠણ છે. સારી રસોઇ કરતાં આવડવાને ઘણા દિવસનો મહાવરો જોઇએ, તોપણ લક્ષ આપીને કાળજીથી રસોઇનું

કામ કરતાં કરતાં વહેલી સારી કરતાં આવડશે. રસોઈ સારી થવાને પ્રથમ સ્વચ્છતાની ઘણી અગત્ય છે. કયા પદાર્થમાં શું શું અને કેટકેટલું નાંખવું તે લક્ષમાં રાખવું. રસોઈ વખતો વખત કરવાને આળસ કરવી તે બિલકુલ કામની નથી. સારૂં પરીપક્વ ( ચડેલું અન્ન ) ખાવા ઉપર શરીર પ્રકૃતિ અવલંબીને છે. ઉત્તમ અને વિપૂલ અન્ન મળવાનાં સાધનો બધાને અનુકુળ હોતાં નથી, પરતુ સારી સુઘડ સ્ત્રી હોય તો વ્યવસ્થાથી અન્ન સારૂં રૂચિકર કરીને ખવડાવે છે. ઘણો ઉત્તમ ખોરાક જો ખાવાને મળે નહિ તો કાંઇ હરકત નહિ, પરતુ તે સ્વચ્છ અને પ્રસન્ન થાય તે રીતે તૈયાર કરેલો હોવો જોઇએ. રાંધેલા અન્નમાં મીઠાશ લાગવી જોઇએ, એટલુંજ નહિ પણ તે દેખાવમાં પણ ખરાબ ન જોઇએ, પણ તે જોતાંજ બરાબર તેનાપર મન ખેંચાય. આપણામાં કહેવત છે કે 'આંખને ભાવે તે મોંને ભાવે ' જે અન્ન જોતાવાંત સારૂં ન દેખાય તો તે ખાવાને મન પણ થાય નહિ. રસોઇ સારી દેખાવા માટે તેને સ્વચ્છ રાખવી જોઇએ, તેમ તેમાં કચરો વગેરે પડી ખરાબ ન થાય, તે તરફ પણ લક્ષ આપવું જોઇએ. રસોઈ સારી કરતાં આવડતી હોય, પણ જો તે તૈયાર કરતાં દુર્લક્ષ રાખી સ્વચ્છતા રાખવામાં ન આવે અને સાધનો નિર્મળ ન હોય તો તે રૂચે નહિ અને મહેનત પ્રમાણે ચીજ થાય નહિ. માટે રસોઇનાં સાધનોની પ્રથમ વ્યવસ્થા બરાબર રાખવી જોઇએ. રસોઈના પદાર્થો શી રીતે બનાવવા અને તેના સાધનો સ્વચ્છ રાખવા, વગેરેની થોડી હકીકત આ નીચે ઉપયોગી ધારી આપેલી છે.

**રસોઈનાંસાધનોનીવ્યવસ્થા**—રસોઈનાં વાસણો સારી રીતે અજવાળી લૂછી કરીને કટેવાળો કરી તૈયાર રાખવાં અને તેને વખતો વખત કલાઇ કરેલી હોવી જોઇએ. ચઢેલા પદાર્થોમાં મેલી કડછી ઘાલવી નહિ, વેલણ, કથરોટ, કડાઇ, તાવેથા અને ઝારાઝારી વગેરે સ્વચ્છ હોવા જોઇએ. ચોખા, દાળ વગેરે જણસો સારી રીતે વિણી, તેમ ધોઈ સ્વચ્છ કરી પછી તેને ચઢાવવી. શાક, ભાજી પણ વીણી, સારી રીતે ધોઇ સ્વચ્છ કરી પછી વઘારવાં. મેલા હાથ કશાને અડકાડવા નહિ. રસોઈના જોઈતા પદાર્થો ઉઘાડા મૂકવા નહિ. દહી દુધ, ઘી અને તેલ વગેરે પદાર્થને ઘણા સાચવવા, કારણ જરા કાળજી ન રાખવામાં આવે તો તે ખરાબ થાય છે પદાર્થ ચઢતી વખતે બળતણ તરફ ખાસ ધ્યાન રાખવું. તેમાં દુર્લક્ષ રાખવાથી પદાર્થ કાચો રહેશે તો તેનો સ્વાદ બગડશે અથવા બળીને ખાખ થઇ જશે મીઠું, મરચું, મસાલો વગેરે વખતસર નાંખવું; નહિતો સ્વાદ બગડશે. પદાર્થ ચઢતી વખતે ઘણી ઉતાવળ કે બહુ ધીમાશ રાખવી નહિ ચઢેલો પદાર્થ જમનારને પીરસતાં સુધી ઉનો રહેવો જોઇએ અને તે કુણાઈ ન જાય તેને માટે ઘણી ચીવટ રાખવી. તેમ કચરો કે રાખ ઉડી તેમાં ન પડે માટે સર્વ ઢાંકી રાખવાં. ચૂલા ઉપરના છાપરે ધુસ કે જાળાં ચોંટેલાં હોય તે

સાફ કરતાં જવા કે તે અને જીવજતુ ઉડીને રાંધેલા ખોરાકમાં પડે નહિ, વગેરે રીતે સારી વ્યવસ્થા રાખવી જોઇએ.

**रुचिप्रमाणेखोराकमांफेरफार**,—હમેશાં એકજ પ્રકારનો ખોરાક ખાવામાં આવવાથી માણસને અન્ન ઉપર અરૂચિ ઉત્પન્ન થાય છે માટે તેમાં કાંઈ પણ ફેરફાર કરવો જોઇએ પકવાન કે લાડુ, પૂરી રોજ કરવાં જોઇએ એમ નથી, કારણ કે એવા પદાર્થ રોજ કરી ખાવાને આપણી શક્તિ નથી અને તે રોજ પચે પણ નહિ. માટે કરવામાં સહેલા, ખાવામાં રૂચિકર અને સ્વાદિષ્ટ હોઇ જે ઘણા ખર્ચના ન હોય એવા પદાર્થ વારા ફરતી કરવા. દક્ષિણમાં એવા પદાર્થ જુદા જુદા પ્રકારના ચોખા બનાવે છે, કારણ કે તે દેશમાં ડાંગરનો પાક ઘણો હોય છે. તેવીજ રીતે આપણા દેશમાં કઠોળના જુદા જુદા પદાર્થ બને છે જેવાકે,—પાપડ, તીખીસેવ, ગાંઠીઆ, ભજીયાં, મેથીની ભાજીનાં ભજીયાં, દૂધીનાં ભજીયાં, મઠીયાં, અડદનાં વડાં, તીખાપૂડા, ઢોકળાં, અળવીનાં ભજીયાં, લુણીનાં ભજીયાં ઇત્યાદિ ઘણા પ્રકારનાં બને છે આવા પદાર્થ જે માણસની તબીયત નરમ હોય, તે ખાય તોપણ હરકત નહિ મદવાડમાંથી ઉઠેલા માણસના મ્હોંમાં અમી હોતી નથી, કઇ ભાવતું નથી, તેને આવા પદાર્થ કરી આપવાથી ભાવે છે અને તે ખાય છે. વળી ભાવતા પદાર્થ ખવાથી તે પચે પણ છે આજ પ્રમાણે બીજા પદાર્થો જેવાકે,—મગની દાળની ખીચડી, દાળ, તાંદળજો, કોળુ, ભીંડા, મેથી, સુરણ, મુળા, કોબી, પરવર, કારેલાં વગેરેનું કોરૂં શાક, કોકાંની અને ભોંયમગના દાણાને શેકી કરેલી ચટણી, આમચૂરની ચટણી, પચામૃત, રીગણાનાં રવૈયાં, આંબલી ને ગોળ નાખેલુ આમચૂર અને મીઠો લીમડો નાખીને કરલો સાર, સળગવાની શિગો, કાકડી કે કેળા નાખેલી કઢી, ચણાની દાળની અને મસાલાની દાળ—આમટી, મગ, મઠ, ચોળાનો સાર, એ પદાર્થોને વારા ફરતી રોજની રસોઇમાં ફેરફાર કરવાથી થોડીજ મહેનત પડે છે, અને અન્નનો અભાવો થતો નથી. તેથી શરીરમાં પણ ફાયદો થાય છે મનને રૂચિકર થાય અને સ્વાદ આપે એવાં પકવાનો, શાક, મુરબ્બા, મસાલા, ભજીયાં અને ચટણીઓ વગેરે સ્વાદિષ્ટ ભોજનો દિવાળી વગેરેના તહેવાર અને વિવાહ વગેરે શુભ પ્રસગે બનાવવાનો રિવાજ છે. માટે તેમાંના કેટલાક પદાર્થો શી રીતે બનાવવા તેની રીત આ નીચે ઉપયોગી ધારી આપેલી છે,—

**पकवानोबनाववानीरीत**,—**ખાંડનીચાસણીબનાવવાનીરીત**,—ચારશેર ચોખી ખાંડ; તેમાં શેર ૧ પાણી રેડવુ પછી એક કડાઇમાં નાખી ચૂલે ચડાવવું. તેમાં દુધ શેર ૧ થોડે થોડે અતરે છાંટતાં જવુ, એટલે ખાંડનો મેલ ઉપર આવશે, જેમ જેમ મેલ ઉપર આવતો જાય, તેમ તેમ ઝારાવતી કાઢી લેતા જવો. જ્યારે મેલ નિકળતો બધ થાય, ત્યારે તે રસ બીજા વાસણમાં એક

ઝીણા લૂગડાથી ગાળીને ભરવો તે ગાળેલો રસ ફરીથી કડાઇમાં નાંખી ચૂલે ચઢાવી તાવેથા વતી હલાવતા જવો, તાવેથાને વળગેલા રસને આંગળી અડકા ડી તે આંગળીની ચપટી દબાવી જોવી, તે ચપટી ઉઘાડતાં, આંગળી ને અં ગુઠા વચ્ચે જેટલા તાર થાય. તેટલા તારી ચાસણી જાણવી. જે પકવાનમાં જે ટલા તારી ચાસણીં નાંખવી હોય, તેમાં તેટલા તારી કરી નાંખવી. **અમૃતપાક**—ઘઉંનો મેંદો શેર ૧ લઈ તેને ઘી શેર ૦। નું મોણુ દેવુ, તેમાં ઉનું પાણી નાં ખીને મુઠીયાં વાળવાં. તે મુઠીયાં કડાઈમાં ઘી શેર એક નાંખી તળવાં તે લાલ થાય ત્યારે કહાડી લઇ ભૂકો કરવો. પછી ખાંડ શેર ૨ ની અઢી તારી ચાસ ણી કરી તે ભૂકો તેમાં નાંખવો પછી તેમાં બદામ, પસ્તાં, ચારોળી, એળચી વગેરે જે મસાલો નાંખવો હોય તે નાંખી ચોસલાં પાડવાં. **મહેસુરપાક**—ઘઉં નો મેદો ( ઝીણો લોટ ) શેર એક લઇને ઘી શેર ૦। નું મોણુ દેવુ. પછી કડા ઇમાં ઘી શેર ૧॥ નાંખી, તેમાં મેદો શેકવો, હલાવતાં હલાવતાં શેકાઈને લાલ દાણો થાય, ત્યારે ઉતારવો. પછી ખાંડ શેર ૨॥ ની કુચાપડતી ચાસણી કરી તે શેકેલા દળમાં નાંખવી, તેમાં જે મસાલો નાખવો હોય તે મરજી પ્રમાણે નાખવો ઠરે એટલે એક કથરોટમાં પાથરી ઉપર થાળી ફેરવવી પછી છરી વતી ચોસ લા પાડીને પછી તે ઉખેડી નાખવા. **મગજનાલાડુ**—ચણાનો લોટ શેર એક તેમા દુધ શેર ૦। અને ઘી પૈસા ૩ ભાર નાખી મોણુ દેવુ. પછી કડાઇમાં ઘી શેર ૧ નાંખી, તેમાં તે મોણુવાળો લોટ નાંખવો. તળે ખૂબ તાપ કરવો, તે લોટ હલાવતા હલાવતાં જ્યારે રતાશ પડતો દાણો પડે, અને માંહેથી ઘી છુટ વા લાગે અને સુરમ આવે, એટલે તેમા જરા દુધ છાંટી હલાવી ઉતારીને તેમ ખાંડ શેર ૧, ભેળવવી. પછી તેમા સાકરના કડકા, જાયફળનો ભૂકો, એળચીને ભૂકો, પસ્તાં, ચારોળી વગેરે મસાલો નાખવો અને લાડુ વાળવા. **ચણાનાવેસણનાલાડુ**—ચણાનો લોટ ચાળીને શેર ૧ લેવો, તેને ઘી શેર એક કડાઈમ નાખી તે લોટ શેકવો સારો શેકાય ને વાસ આવે ત્યાં સુધી શેકવો. તેમ ઘી છુટવા માંડે એટલે દુધ છાટી કડાઈ નીચે ઉતારી એક તાસકમાં કાઢી ના ખવો. પછી ખાંડ કે શાકર શેર ૧ ની અઢીતારી ચાસણી કરી, તે શેકેલા લો ટમાં નાખવી. તેને હલાવીને ઠરવા દેવો. કેશર નાંખવુ હોય તો ત્રણ માસા જ રા દુધ કે ચાસણીમાંજ ઘોળી ચાસણી ભેળુજ નાંખવુ. બદામ અને બે દાણ (દ્રાક્ષ) નવટાક અને એલચી અડધો તોલો વાટીને નાખવી. પછીલાડુબનાવવા **દળનાલાડુ**—ધઉંનો શેર ૧ સફેદ ઝીણો રવો, સાકર શેર ૨, ઘી શેર ૧, ત્રણ માસા કેશર—મશાલો નવટાક, એલચી તોલો ૦॥ **કરવાનીરીત**—**વેસણના** લાડુ પ્રમાણે. **બુંદીઅનેકણસાઈનાલાડુ**—ચણાનો ઝીણો લોટ શેર ૧, સા કર કે ખાંડ શેર ૨॥ ઘી શેર ૧।, દુધની કરવી હોય તો દુધ શેર ૨. **પ્રથ**-

મ લોટ ને ઘી શેર ૦। નુ મોણુ દેવુ, પછી પાણી શેર ૧। માં તે લોટને ડોહી બાસુદી જેવુ જાડુ કરવુ. તે સરખું હલાવી મેળવવુ પછી ચૂલા ઉપર કડાઈમાં ઘી નાખી, તે થાય એટલે બુંદી પાડવાને ઝારેથી એ મેળવેલા લોટની બુદી પાડવી. તે બુંદી તળાઇને રતાશ પડવા આવે કે બીજા બુદી કાઢવાના ઝારાથી તે કાઢી ને તાસકમાં નાંખવી. તે બુદી ગોળ અને અંદરથી પોચી થવી જોઇએ. જો મોણુ કમી હોય અગર પાણી કે દૂધ નાખી લોટનુ પીડુ જાડુ કર્યુ હોય, તો દાણો પોચો થતો નથી. પાતળુ હોય તો દાણો ચપટો અને લાબો થાય છે. કદી દાળ ખરાબ હોય તો પણ એમ થાય છે. એક બે ઘાણ થયા પછી ઝારાને ધોવો પડે છે, નહિ તો બુદી બરાબર પડતી નથી. બુદી પાડયા પછી ખાંડ શેર ૨॥ ની અઢીતારી ચાસણી કરી તેમા બુદી નાંખીને હલાવવી. કેસર નાંખવું હોય તો થોડી ચાસણીમાં મેલાવી, પછી બધી ચાસણીમાં નાંખી દેવુ. મસાલો બુદીમાં ચાસણી નાખીને પછી નાખવો પછી હલાવી ઠરે એટલે લાડુ વાળવા **મોતીચુર**—એની કૃતિ ઘણીખરી બુદીના લાડુ પ્રમાણે છે. તેમાં ઘી શેર ૧॥, સાકર અગર ખાંડ શેર ૩, કેસર ૪ માસા, મસાલો શેર ૦।, એલચી ૦॥। તોલો, મોતીચુરનો ઝારો બુદી પાડવાના ઝારાથી ઝીણા છિદ્રનો હોય છે, તે વડે મોતી સરખા ગોળ દાણા પાડવા અને કેસર મસાલો નાખવો. એટલુજ માત્ર વધારે છે. **લાકડસાઈ**—એની બનાવટ બુદીના લાડુ પ્રમાણેજ છે. તેમાં ચણાનો લોટ શેર ૫, ઘી શેર ૧, અને ખાંડ શેર ૩. તેના ઝારાનાં છિદ્ર બુદી પાડવાના ઝારાથી જરા મોટા હોય છે. તે વડે મોટી મોટી કળીઓ પાડવામાં આવે છે પછી તે તળાઇને રાતાશપર થાય, ત્યારે તેને ખાંડી ઝીણો દળ જેવો ભૂકો કરે છે. તેમાં ખાંડની ચાસણી કરી નાખે છે તે ઠરે એટલે તેમાં મસાલો નાખી લાડુ વાળવા. **ગુંદરપાક**—ગુંદર શેર ૧, લાવી તેના કડકા કરવા, તેને ઘી શેર ૧ માં તળવા, ફુલીને બરાબર તળાય એટલે તેનો ભૂકો ઝીણો કરવો, તેમાં ખાંડ શેર ૨ ની અઢી તારી ચાસણી કરી નાખવી. તેમાં મસાલો નાખવો. પછી તેને કથરોટમા ઠારી ચોસલાં પાડવાં. **જલેબી**—ઘઉનો મેદો—પરસુદીનો લોટ શેર ૧ લેવો, તેને ઘી શેર ૦। નુ મોણુ દેવુ, તેમાં દહીં ખટાશવાળુ શેર ૦॥ નાખવુ. પછી તેમાં પાણી જોઇએ તે પ્રમાણમાં નાખી તેને ખૂબ ધોળવું, તેને માટીના કોરા વાસણમાં દહીં શેર ૦। ચોપડી તેમાં ધોળેલો મેંદો નાંખવો. તેનો બસ બસીને ખાટો આથો આવે, ત્યાં સુધી રાખી મૂકવો. કેટલાક તરત આથો લાવવા વાસણને તડકે પણ મૂકે છે. આથો આવવાને એક બે દિવસ પણ લાગે છે. આથો આવ્યા પછી તેને ખૂબ હાથથી ધોળવુ. પછી એક છાછરી કડાઈમા ઘી શેર ૧॥ મૂકવુ, તે ઘી પાકીને તૈયાર થાય, એટલે તળીએ કાણાવાળી કાચલી અગર નીચે કાંણાવાળો માટીનો લોટકો અગર કાંણા-

વાળા લોટકામાં ઘોળેલા ખમીરને ભરી તેના કાણાં વાટે ઘીમાં ધાર કરી ગોળ ઘુંચળાં-ચકરડાં પાડતાં જવાં, તે ચકરડાં તળાઇને રતાશ પકડે એટલે ઝારાવડે તેને કાઢી લઈ, ખાંડ શેર ૨ ની મોળી ચાસણી એટલે બહુ પાકી ચાસણી કરવી નહિ. તે ચાસણીમાં પછી એ ચકરડાંને બે વાંસની સોટીઓથી પકડી બોળીને એક કથરોટમા મૂકવાં **સૂચના**—જલેબી તળીને કાઢી જોવી કે અદરથી પોલી છે કે નહિ, જો પોલી ન હોય તો તેના ઘોળેલા ખમીરમાં થોડુ ઘી નાખીને સારી પેંઠ ફીણવુ, ને ઘોળવુ, જો જાડુ હોય છે, તોપણ જલેબી પોલી થતી નથી, તેમ બહુ પાતળું હોય તો તે પોલી થાયછે ખરી, પણ ચપટી થાય છે અને ખરાબ દેખાય છે. માટે ઘોળેલુ ખમીર એવુ તૈયાર કરવુ કે જલેબી પોલી થાય અને તળાયા પછી તેનો આકાર ગોળ થાય, તોજ તેમાં અંદર ચાસણી જશે, નહિતો ચાસણી જશે નહિ, ઘોળેલુ ખમીર ચીકણું ન હોય તો અગર બરાબર ફીણેલું ન હોય તો જલેબી બગડી જાય છે ચીકાશ લાવવાને માટે શેર ૧ એકે અડદની દાળનો લોટ શેર ૦ા અને ચણાની દાળનો લોટ શેર ૦ા નાખે છે. તથા ચોખાનો લોટ પણ શેર ૦ા નાખે છે, પણ અડદનો લોટ નાખવો પડે તો ચોખાનો લોટ કમી નાખવો. જલેબી તળતી વખતે છીછરી કડાઈમાં જલેબી બૂડે એટલું ઘી મૂકવુ. કેશર ચાસણીમાંજ નાખવુ. તેથી રગ આવશે. જલેબી કડક હોયનો રગ સારો દેખાય છે અને સ્વાદિષ્ટ લાગે છે. ચાસણી પાતળી હોય છે, તો જલેબી નરમ પડે છે અને ઘણા દિવસ ટકતી નથી. ઈત્યાદિરીતે સભાળીને કરવી

**શીખડ**—દહી શેર ૫, ખાંડ કે સાકર શેર ૧ા, કેસર (નાંખે નહિ તોપણ ચાલે.) તોલા ૦ાા, ચારોળી તોલો ૦ાા, એલચી અને અડધુ જાયફળ. **કૃતિ**—સારૂં ચોખું દૂધ લઇ તેને ઉનું કરી મલાઇ રાખીને તેનો શીખડ કરે તો ઘણો ઉત્તમ થાય છે ઉના કરેલા દુધને કોરા માટીના કુડામાં જમાવી દેવુ. જામેલાં દહીંને રૂમાલમાં બાધી ટાગી મૂકવુ અથવા રાખોડી કે કોરી માટી પાથરી તેનાપર રૂમાલ પાથરી તે ઉપર દહી નાંખી મૂકવુ એટલે ચકતાં ન ભાગતાં પાણી હશે તેટલુ નિતરી જશે. દહી બહુ ખાટુ ન જોઇએ. પછી વાસણના મોંપર રૂમાલ બાંધી થોડા દહીમાં સાકર નાખીને છીણવુ. તૈયાર થયા પછી કેસર વાટીને દુધમાં અગર લીંબુના રસમાં મેળવી તેમાં નાંખવુ અને સારી રીતે એળવવુ. જાયફળ દુધમાં ઘસીને અને એળચી વાટીને નાખવી. ચારોળી વિણીને ભભરાવવી. દહીની ખટાશ, પાતળાશ અને ખાનારની મરજી પ્રમાણે ખાંડ થોડી ઘણી નાંખવી. હાથથી છીણવાને બદલે રવી ફેરવવાથી પણ થઈ શકે છે. હાથથી છીણ્યો કે રવીથી છીણ્યો તે કોઈ જાણી શકતું નથી. ખાંડ સ્વચ્છ અને ઝીણી હોવી જોઇએ **દુધપાક**—દુધ શેર ૧૦, સાકર કે ખાંડ શેર ૨, ચોખા શેર ૦ા, એળચી તોલો ૦ાા, બેદાણા (દ્રાક્ષ) નવટાંક, જાયફળ અડધુ, ચારોળી તો-

ા ર. કૃતિ—દુધ અડધું બળી જાય ત્યાં સુધી સાધારણ તાપથી ધીરે ધીરે ઢવું. ચૂલાપર દુધ મૂકયા પછી અર્ધા કલાકે ધોઇને કોરા કરેલાચોખાને ઘીનો ાથ દઇ દુધમાં નાંખવા. જોઇએ તે પ્રમાણમાં ચોખા બારી જઈ દુધ સાથે કંઇક મળી જવા આવે અને દુધ જોઇએ તે પ્રમાણમાં ઉકળી ઘટ થાય કે સાકર કે ખાંડ નાખવી અને એક ઉભરો આવે એટલે કડાઈ ઉતારવી. બદામને છોલી કડકા કરી આગળથી તૈયાર કરી રાખેલી હોય તે નાખવી, ચારોળી નાંખવી અને ટાઢો પડયા પછી જાયફળ દુધમાં ઘસીને અગર ઝીણું ખાંડીને નાખવું, એળચી વાટીને અને બેદાણ (દ્રાક્ષ) નાખવા. ઉનાળામાં દુધપાક ઉન્હો હોય ને બેદાણા નાખીએ તો તેથી તે બગાડવા સભવ છે. **કોપરાપાક**—કેસરમાસા ૩॥, બેદાણા (દ્રાક્ષ) નવટાંક, બદામ નવટાંક, ઘઉંનો રવો શેર ૦॥, સાકર કે ખાંડ શેર ૨॥ એક નાળિયેરને ભાંગી છીણવું એળચી તોલા ૦॥. કૃતિ—રવાના લોટને જુદો ઘીમાં શેકી પછી એકઠો કરવો. ચાસણી બેતારી કરી કેશર નાંખી તૈયાર કરી રાખવી. કોપરાને જરા ઘી નાખી તેને તાપ લાગી ડાઘ ન પડે તેમ કોરૂં થતાં સુધી ધીમે તાપે શેકવુ. પછી પહોળું કરી નાખી ટાઢુ પડવા દેવું, ચાસણી ત્રણ તારી થાય એટલે તેમાં શેકેલો લોટ અને છીણેલુ કોપરૂં મસાલા સુદ્ધાં અદર નાંખવું. બે ત્રણ પળ થાય, એટલે કથરોટને ઘીનો હાથ દઇ તેમાં સરખો રેડવો ટાઢો પડયા પછી સરખાં ચકતાં કાપવાં. **નાળિયેરપાક**—સાકર કે ખાંડ શેર ૨, નાળિયેર ૪. કેસરમાસા ૧॥, બદામ નવટાંક, એલચી તોલો ૦॥. કૃતિ—નાળિયેર છીણીને થોડુ ઘી નાખી તે કડક ન થાય, એવી રીતે ઘીમાં શેકવુ અને કોરૂં કરવુ, પછી ટાઢું પડવા દેવુ. ખાંડ કે સાકરની ગોળી વળે એવી ચાસણી કરી તેમાં કોપરૂં નાખીને એક ઉભરો આવવા દેવો. મસાલો નાખી કથરોટમાં ઘીનો હાથ દઇ સરખો સાધારણ જાડો થર પાથરવો અને ટાઢો પડયા પછી કાપીને ચકતાં કરવાં. છીણેલા કોપરાથી દોઢગણી સાકર કે ખાંડ લેવી જોઇએ. **બદામપાક**—બદામનાં બીજ શેર ૦॥, દુધ શેર ૦॥, ઘી તોલા ૨; કેશર માસો ૧, એળચી તોલા ૦।, ખાંડ કે સાકર શેર ૧॥, કૃતિ–બદામને પલાળી છોલવી. પછી ઘીમાં તળવી, ટાઢી પડયા પછી ખાંડવી. એટલે રવો થશે. ચાસણી ગોળી વળે એવી થાય એટલે તેમાં બદામનો રવો નાખી એક ઉભરો આવવા દેવો. એળચી, કેશર, નાખીને કથરોટમાં નાખવો. ઠર્યા પછી ચકતાં પાડવાં **મોનથાર—મોહનપાક**—ચણાનો લોટ શેર ૦॥। અને ઘઉંનો લોટ શેર ૦। એને મેળવીને એક શેરે પાશેર દુધનું મોણ દેવું. પછી કડાઈમાં ઘી શેર ૧॥ મૂકી, તેમાં તે મોણુંવાળો લોટ નાખી શેકવો. શેકાઇને જરા લાલ થાય એટલે ઉતારી તેમાં ખાંડ શેર ૨॥ ની ત્રણ તારી ચાસણી કરી તેમાં દળ નાખવું અને તેમાં મ-

સાલો નાખવો. પછી એક કથરોટમા ઠારી ચકતાં પાડવાં. **બદામ ને સાકરના રોટલા**—સાકર શેર ૧ લઇને ખુબ ઝીણી દળીને ચાળવી. પછી તેની બરાબર બદામનાં બીજને ઉના પાણીમાં નાખી છોતરાં ઉતારી ખૂબ બારીક ખાંડી એક રસ કરવાં. સાકર તેમાં નાખી તે બનેને એકઠી કરી કચરવી, તેને મસળી ઘઉની કણુક જેવી કરીને નાના નાના લુવા કરવા. પછી એક વેલણુને જરા ઘી ચોપડી જેના ઉપર રોટલા વણુવા હોય, તેના ઉપર પણુ ઘી ચોપડી પછી તે લુવો લઇ નાના રોટલા વણુવા પછી મોટી કથરોટમાં કાગળ પાથરીને તેમાં તે રોટલા એક એકને અડકે નહિ એવી રીતે મૂકવા પછી તે ઉપર એક બીજી કથરોટ ઉધી ઢાકવી. પછી તે કથરોટ જેટલી પહોળી હોય તેટલો પહોળો દેવતા પાથરશો અને ચારે બાજુ એક એક ઇંટનો કડકો મૂકી તે કથરોટ દેવતા ઉપર અધર રહે એવી રીતે મકવી અને ઉપર ઢાંકેલી કથરોટ ઉપર પણુ દેવતા પાથરવો તે અરધી ઘડી સુધી તે ઉપર રાખવો પછી તે ઉપરનો દેવતા કહાડી નાખી તે કથરોટ ઢાંકેલી ને ઢાકેલી એમની એમ ઉતારી એકાંતે રાખ-વી તે ટાઢી થાય એટલે ઉઘાડી જોશો તો તૈયાર રોટલા થયેલા દેખાશે. પછી તે રોટલા કહાડી લઇ બીજા વાસણુમા રાખવા. **ઘારીપૂરી**—ઘઉંનો મેંદો—પરસુદી શેર ૧, તેમા પાણી ખુબ મેળવી કણુક બાધવી, પછી માવો શેર ૦।, ખાંડ શેર ૦।, કોપરૂ છીણેલુ અધોળ અને ખસખસ તોલો ૧ એ સર્વેને માવા સાથે મેળવી મસળી લોચા જેવુ પુરણુ તૈયાર કરવુ પછી પેલી બાધેલી કણુકનો લુવો લઇ તેને વણી, તેમા માવા સાથે મેળવી તૈયાર કરેલુ પુરણુ મૂકી પછી તેની પુરણુ પોળાની રીતે પુરી જેવડુ વણુવુ એ પુરી ઘીમાં તળી લેવી તેને રતાશ પડવા ન દેવી. એ રીતે ઘારીપૂરી થાય છે. **ચંદ્રકળા**—ઘઉનો મેંદો શેર ૧, લઇને ઘી શેર ૦। નુ મોણુ દેવુ પછી પાણીમાં ખૂબ ઘોળીને ખીરૂ કરવુ પછી તે ખીરામા કેશર માસા ૨, એક તોલા પાણીમાં વાટીને તેમાં નાખવુ. અને વાલ ૧ બરાસ વાટી તે પણુ તેમાં નાખવુ. પછી એક વાટકીમાં શેર ૦॥ ને આશરે ખીરૂ લઇ કડાઈમાં ઘી શેર ૧ નાખી તેમાં તે વાટકીના ખીરાની થોડે થોડે ધાર કરવી. તે તળાઇને લાલ થાય, એટલે એક ઝારાથી કહાડી ખાંડ શેર ૨ ની ત્રણુ તારી ચાસણી કરી રાખી હોય, તેમાં બોળી કહાડવુ એ રીતે શેર એકના બે લેખે **માલપુઆ** ની માફક બનાવી કરવા તે ચદ્રમાના સરખા ગોળ ચકતાં કરી ચાસણી પાવી તેને ચદ્રકળા કહેછે. **સુર્ય-કળા**—અડદની દાળ શેર ૧. પાણીમાં એક રાત પલાળી રાખવી. પછી બીજે દિવસે તે પલાળેલી દાળ વાટી ફરીથી ઝીણી પરતવી, પછી એક લૂગડુ જાડુ મજબુત લેવુ, તેમાં જરા કાણુ પાડીને તે લૂગડામા એ તૈયાર ખમીર નાખવુ. પછી તેને ઉપરથી એકઠુ પકડવુ, પછી એક કડાઈમાં ઘી શેર એક નાંખી ચૂલા

ર ચડાવેલું હોય. તેમાં એ લૂગડામાં રાખેલુ ખમીર નીચોવવુ- તે લૂગડાને કાંણેથી
.ાર થાય, તે ધારનાં કુડાળાં-ધુચળાં—ચકરડાં પાડવાં. તે ચકરડાં તળાઇને
ાલ થાય, એટલે ઝારાથી કહાડીને ખાંડ શેર એની ત્રણ તારી ચાસણીમાં બોળી
.ાઢવાં. **બરફી**—દૂધનો માવો શેર ૮ લેવો. પછી ખાંડ શેર ૧૨ ની ગોળી પડતી
ચાસણી કરી તેમાં માવો નાંખી મેળવવો. પછી એક તાસકમાં નાખી ઠારવો.
ે ઠરે એટલે છરીથી કાપી ચકતાં પાડવાં. તે બરફી. **પેંડા**—દૂધનો માવો શેર
૮ લેવો, પછી ખાંડ શેર ૧૨ લઇ તેની ગોળી પડતી ચાસણી કરી તેમાં
માવો નાખવો. પછી હલાવીને તેમા મસાલો નાખવો, ઠરે એટલે શેર ૦ા ને
ાસરે પેંડા વાળવા **પતાસાં**—ખાંડ શેર ૪ ની ગોળી પડતી ચાસણી કરીને
ઉતારવી, પછી તે ચાસણીને ખુબ ધુંટવી. પછી એક લૂગડુ પાથરી તે ઉપર એ
ઘુટેલી ચાસણી એક ડબુમાં લઇ ટપકાં પાડવાં. તે ઠરે એટલે પતાસાં ઉખેડી
લેવાં. **રમકડાં**—ઉપર પ્રમાણે ચાસણી કરી ખૂબ ઘુટી જેવા આકારના બિબામાં
રેડવામાં આવશે, તેવા આકારનાં રમકડાં થશે પણ પોલાં રમકડાં કરવા માટે
પતાસાના જેવી ચાસણી કરવી અને નકોર રમકડાં કરવા માટે પાંચ તારી
ચાસણી કરવી. **કેશરીભાત—બીરંજ**—જુના ચોખા શેર ૧, સાકર શેર ૨,
કેશર માસા ૩, ઘી શેર ૦ા, બદામનાં બીજ નવટાંક, એળચી તોલો અડધો
લવીગ નંગ ૧૨, **કૃતિ**—ચોખા ધોઈ કોરા થાય એટલે ટાટ-તાસકમાં કાઢવા. વાટેલુ
કેશર ઘીમા મેળવીને હાથથી ચોખાને ચોળવુ અને પછી હાથ સાકરમાં લૂછી નાંખવા.
પછી ચૂલાપર ભાતની તપેલીમાં ઘી શેર ૦ા નાંખવુ તે ઉનું થયા પછી
તેમાં લવિંગ નાખવાં અને તે તતડે એટલે ચોખા નાંખવા. પછી કડછીના દાંડાથી
બે ચાર વખત ઉપર નીચે કરવા. પછી જોઇતું આધણ મૂકવુ. કેશર નકામુ જાય
માટે ચોખા ઓસાવી નાખતા નથી માટે આગળથી જોઇતુ પાણી મૂકવુ. ભા-
તની પેઠે ભાત ચડે એટલે તેને ઉતારી નાંખી ઉઘાડો મૂકવો, પછી સ્વચ્છ ખાંડ
કે સાકર ભેળવવી અને ફરી પ્રથમની માફક ભાત છુટો થતા સુધી અગ્નિના અગારા
કેટલોક વખત રાખવા, તરતજ મસાલો અને બાકીનુ ઘી નાંખી દેવું. તેમાં ચા-
સણી નાખીને ચોસલાં પણ પાડે છે. **ખારીપૂરી**—ઘઉનો મેદો—લઇ તેમાં
મોણુ દેવુ. પછી તેમાં થોડી હરદળ, મીઠુ, જીરૂ, મરચાનો ભૂકો, શેકીને વાટેલી
ખસખસ, છીણીને ઝીણુ કરેલુ શેકેલુ કોપરૂ એટલી ચીજ નાંખવી. પછી પાણી નાંખી
કઠણ કણક બાંધવી. ખુબ મસળી પછી તેની પૂરી જેવી પૂરી વણી ઘીમાં તળી
કાઢવી. તેલમાં પણ તળે છે, પણ તે તુરતજ ખાવાની હોય તો તેમ કરે છે,
**કચોરી**-મેદામાં મોણુ નાંખીને પાણી નાંખી બાંધવો, પલાળીને વાટેલી અડદની અને
મગની દાળ—છીણેલું ઝીણું કોપરૂ, મીઠુ, હળદર, લીલાં મરચાં નાખી બાફીને
પૂરણુ તૈયાર કરવું. પછી બાંધેલી કણકમાથી લુઓ લઇ તેમાં જોઇતું પૂરણભરી

વણીને ઘીમાં તળી કાઢવી ગળી કરવી હોય તો શેકેલો રવો, સાકર કે ખાંડ, એ. ળચી, કોપરૂ, ખસખસ એ સર્વનુ પૂરણુ તૈયાર કરવું અને ઘુઘરાની પેઠે બે લુઆ લઇ જુદા જુદા વણી તેમાં પૂરણુ મૂકી દબાવી ફરકીથી ગોળ કાપી ઘીમાં તળવા

**મુરબ્બા—કેરીનોમુરબ્બો**—સારી રેસા વગરની મોટી કેરી લાવી તેને લુછી નાંખવી. પછી સારી રીતે છોલી તે પાણીમાં નાંખવી. પછી લુછીનાંખીને ટોચવી, ટોચ્યા પછી કાપવા અને જોઇએ તેવડા કડકા કરવા. પછી કડકાથી બમણી ખાંડ લઇ તેની ચોખી ગોળીવળે એવી ચાસણી કરવી. પછી તેમાં કેશર નાંખીને કડકા નાખવા. એલચીને પણ જરા આખી ભાગી ખાંડી નાંખવી. **આંબળાનો મુરબ્બો**—મોટાં મોટાં વગરરેસાનાં આંબળાં શેર ૧ લેવાં. પાટલાપર તેમને મુકી સોયાથી સારી રીતે ટોચવાં. પછી ત્રણ શેર પાણીમાં એક ચમચો પલાળેલો ચુનો ભેળવી તેમાં તે નાંખવાં સાત આઠ કલાકે કાઢી લુછી ને કોરાં કરવાં. પછી ચુલાપર દોઢ શેર પાણીનું આંધણુ મુકવુ તે ખળખળ ઉકળવા માંડે એટલે તેમા આંબળાં નાંખવાં, એક મિનિટ સુધી રાખી વાસણ નીચે ઉતારી પાંચ મિનિટ ઢાંકી રાખવુ પછી ટોપલીમાં આંબળાં કાઢી લઇ કોરા રૂમાલમાં નાખી દબાવી રાખવાં. પછી ચુલા ઉપર ખાંડ કે સાકર શેર ૨ ની ચાસણી ગોળી વળે એવી થાય એટલે કેશર માસો ૧ નાંખી આંબળાં તેમાં નાંખવાં. પછી બે ઉભરા આવે એટલે નીચેથી દેવતા કાઢી નાંખવો અને વાસણ ચાર ઘડી ચુલાપરજ રહેવા દેવુ પછી તેમાં એલચી નંગ ૧૨ ના દાણા વાટી નાંખવાં ટાઢો પડ્યા પછી બરણીમાં ભરી મૂકવો.

**મસાલાબનાવવાનીરીત—શાકનોસાદોમસાલો**—ધાણા તોલો ૧, જીરૂ તોલો ૧, મરી તોલો ૧, લાલ મરચાં તોલો ૦॥. હીગ વાલ ૨, હળદર તોલા ૨, એ સર્વે લાવી પ્રથમ ધાણાજીરૂ એક વાસણમાં જરા શેકવાં. બાકીની ચીજોને ચાર ઘડી તડકે તપાવવી. પછી સર્વ ચીજો બારીક ખાંડી લાકડાના કે કલાઈ દીધેલા ડાબડામાં ભરી રાખવુ. **ગરમમસાલો**—લવિંગ, મરી, જીરૂં, શાહજીરૂં, જાયફળ, જાવત્રી, તજ, એળચી એ સર્વ ચીજો સરખે વજને લેઈ થોડી વાર તડકે તપાવવી પછી એકઠી બારીક ખાંડી ડાબલામાં ભરી રાખવી, **દક્ષિણીઆમટમસાલો ન. ૧.**—હળદર તોલા ૪, મેથી તોલા ૨, ધાણા તોલો ૧, જીરૂ તોલો ૧, ચણાની દાળ તોલા ૨, લાલ મરચાં ન. ૨, મરી તોલો ૧, લવિંગ તોલો ૧, જાયફળ તોલો ૦॥, એળચી તોલો ૦॥, એ સર્વે વસ્તુઓને તડકામાં તપાવી જુદી જુદી શેકવી અને દળવી. પછી જેમાં જોઇએ તેમાં વાપરવો, એ મશાલો પદર દીવસ સારો રહે છે. **દક્ષિણીમસાલો નં. ૨**—કાળાં મરી તોલા ૧, લાલ મરચાં ન. ૨. ધાણા તોલા ૦॥, તુવરની દાળ તોલા ૪, ખજુર તોલા ૦॥, એ સર્વે વસ્તુઓ જુદી જુદી જરા શેકવી. પછી

એકઠાં ખાંડી લાકડાના વાડકામાં ભરી રાખવાં પછી એક લીંબુનો રસ નીચોવવો. જ્યારે જોઇએ ત્યારે સુમારે વાપરવો. આ મસાલો આઠ દીવસ સારો રહે છે. **ભજીઆંનો મસાલો**—ધાણા તોલો ૧, જીરૂ તોલો ૧, મરી તોલો ૧, લાલ મરચાં તોલો ૦।।, હીંગ વાલ ૨, હળદર તોલો ૧, એ સર્વને થોડી વાર તડકે તપાવી ખાંડીને લાકડાના કઠોડામાં ભરી રાખવાં, તે ભજીયાં તથા ચણાના લોટની શેવમાં જોઇએ તે પ્રમાણે નાખવાં. **ચણાના લોટની શેવમાંની ઠુમસાલો**—ચણાના એક શેર લોટમાં મીઠું પૈસા ૧।। ભાર અને બે આમળાં ભરી ભજીયાંનો મસાલો અને પૈસા ૧ ભાર તેલનું મોણ દેવું એ પ્રમાણે જોઇએ.

આ પ્રમાણે બરાબર સમજી ચતુરાઇથી રસોઇ બનાવવામાં આવે છે, તો ખાવામાં બહુ સ્વાદિષ્ટ અને રસિક લાગે છે, એટલુંજ નહિ પરંતુ તેથી શરીરમાં પણ ઘણી પ્રકારનો ફાયદો થાય છે. માટે સુજ્ઞ સ્ત્રીઓએ પોતાની બુદ્ધિ વાપરી રસવતી રસોઇ બનાવવાની કળાનું શિક્ષણ લઇ કુશળ થવું એ તેમનું કર્ત્તવ્યછે.

## શારીરિક.

"શરીરે સુખી તે, સુખી સર્વ વાતે,
શરીરે દુ:ખી તે, દુખી છે સદા તે."

આ સંસારમાં અનેક પ્રકારનાં સુખ વગેરેનો લ્હાવો લેવાનું મુખ્ય સાધન શરીર છે. શરીરને નિરોગી રાખી તેનું સંરક્ષણ કરવું એ દરેક મનુષ્યનું કર્ત્તવ્ય છે. શરીરની આરોગ્યતા એ પ્રાણી માત્રને ઘણો મોટો આશિર્વાદ છે. આરોગ્યતા વિના રોગી શરીર કેવળ નિરૂપયોગી છે, એટલુંજ નહિ પણ ઉલટું બીજા મનુષ્યને પણ બોજારૂપ થઇ પડે છે આપણે આરોગ્ય હોઈએ છીએ, ત્યારે આપણું કામ બરાબર કરીએ છીએ અને બીજાને પણ મદદ કરી શકીએ છીએ મંદવાડ શરીરનું જોર હરી જાય છે. રાજમહેલમાં રહેનારો રાજા પણ જો રોગી હોય, તો તે દુખી સમજવો અને એક ગરીબ કંગાળ પણ નિરોગી હોય તો તે પોતાની ઝુપડીમાં પણ સુખશાંતિ ભરેલી જીંદગીનો અનુભવ લેતો જોવામાં આવે છે. ઘણાખરા લોકો મંદવાડ આવ્યા પછી ઉપાયો કરવાને દોડાદોડ કરે છે, પણ કેવી રીતે વર્ત્તવાથી મંદવાડથી દુર રહી શકીએ અને આરોગ્યતા જાળવી શકાય, એ વાત થોડાજ સમજે છે. આ તેમનું અજ્ઞાનપણું ઘણુંજ દુઃખદાયક છે. શરીરની સભાળ રાખવાના ઉપાયોના અજ્ઞાનતાથી મનુષ્યો પોતાના શરીરની તેમજ બીજાના શરીરની પણ ખરાબી કરે છે. આવી

ખરાબીથી બચવાને માટે તનદુરસ્તી જાળવવાના જેટલા નિયમો પોતાના સ્વાધીનમા છે, તેટલા નિયમો તો તેમણે પાળવા યત્ન કરવો જોઇએ, અને તેમ કરી અનેક પ્રકારના રોગોથી પોતાનો બચાવ કરવો જોઇએ. શરીર સંરક્ષણનું જ્ઞાન અને તેના નિયમો પાળવાનું શિક્ષણ કાંઇ કૉલેજો કે શાળાઓમાં અભ્યાસ કરવાથીજ મળે એવુ કઈ નથી. ઘર અથવા કુટુબ એ પણ સામાન્ય જ્ઞાન, શિક્ષણ, અને અનુભવની મોટી શાળા છે. શાળાઓ અને કૉલેજોમાં સુઘડતાના નિયમો શિખ્યા, છતાં પણ ઘરની શાળાના ચાલતા અભ્યાસને આધિન થવાની અથવા હળી જવાની જરૂર પડે છે. કુટુબના વડિલ–માબાપો એ ઘરની શાળાના શિક્ષકો છે. પરપરાથી ચાલતા આવેલા ખાનપાન, આચાર અને વિચાર પ્રમાણે માબાપો વર્ત્તે છે, અને બાળકો સર્વ વિષયમાં તેમનું અનુકરણ કરે છે. જે મા બાપ મેલાંઘેલા ફરે છે, તેમના બાળકોને સ્વચ્છ, રહેવાની ટેવ પડે નહિ તો તેમાં આશ્ચર્ય નથી. ખાવાપીવાની, કપડાની, સુવા બેસવાની અને એવી એવી ઘણી ટેવોનું બાળકો અનુકરણ કરે છે, એટલુજ નહિ, પણ એક કુટુબની અસર પાડોશીના કુટુબ ઉપર પણ થાય છે. માટે દરેક કુટુબના વડિલ–માબાપોએ પોતે શરીરસરક્ષણના નિયમો પાળવા, એ બીજાઓને નિયમો પળાવ્યા બરોબર છે. કહેવા કરતા કરી બતાવવાની વધારે સારી અસર થાય છે અને આરોગ્યતાના સબધમાં પણ એજ નિયમ લાગુ પડી શકે છે. માદા પડયા પછી સાજા થવાને માટે ઉપાયો કરવા, તેના કરતા માંદા ન પડવુ એ વધારે સારૂ છે. તે ,માટે શરીર સરક્ષણના ઉપાયો જાણવા જોઇએ હવા, પાણી અને ખોરાક એ ત્રણે તત્વો જીવન જાળવી રાખવાને ઉપયોગી છે. તેનુ અને તે સિવાય જીવનને ઉપયોગી જે જે બાબતો છે, તેને લગતું વિવેચન ઉપયોગી ધારી આ નીચેઆપેલું છે

**સ્વચ્છહવા**—જીવન જાળવી રાખવાને ખોરાક અને પાણી વિના તો આપણે કેટલાક કલાક ચલાવી શકીએ, પણ હવા વિના તો એક પળ પણ જીવી શકીએ નહિ માટે જીવન જાળવી રાખવાને હવાની પ્રથમ જરૂર છે. સ્વચ્છહવાના ઉપરજ મુખ્યત્વે કરી પ્રાણુનો આધાર છે પ્રાણી માત્ર શ્વાસ લે છે, ત્યારે પ્રાણવાયુ—ઓકિસજનને અદર લે છે અને કારબોનિક આસિડ ગ્યાસને બહાર કાઢે છે. ઝાડપાલો એથી ઉલટીજ ક્રિયા કરે છે વનસ્પતિ દિવસે કારબોનિક અદર ચૂસે છે અને પ્રાણવાયુને બહાર કાઢે છે તેથી પણ વાતાવરણની હવા નિર્મળ થાય છે રાત્રિએ વનસ્પતિ પ્રાણવાયુને અદર લે છે અને કારબોનિક એસિડ ગ્યાસને બહાર કાઢે છે. આવા કારણથી રાત્રિએ ઝાડનીચે અથવા ઝાડવાળા ઓરડામા સુવુ સલામતી ભરેલુ નથી. સ્વચ્છ હવા ઘણી લાભ કારક છે, માટે હમેશાં તે મેળવવાને દરેક મનુષ્યે થોડો વખત પણ બહાર ખુલ્લી હવામાં ફરવા જવુ જોઇએ. દિવસે ફરવાહરવાથી તાજી હવા મળી શકે છે, પણ રાત્રિએ

તાજી હવા ઘરમાં મળે એમ કરવુ જોઇએ તે માટે ઘરમાં બારી જાળી રાખવાં જોઈએ અને તે સુતી વખતે ખુલ્લાં રાખવા જોઈએ. તાજી સ્વચ્છ હવા શરીરના બગડેલા કાળા લોહીને સુધારી રાતુ અને સ્વચ્છ કરે છે, પણ બગડેલી અસ્વચ્છ હવા ઝેર રૂપ થઇ પડી, લોહીની સાથે મળી જઈ અનેક રોગને ઉત્પન્ન કરે છે. **હવાનેબગાડનારાંકારણો**—શ્વાસ વાટે નીકળી અશુદ્ધ હવા, ધુમાડો, બળતુ, દીવો, કચરો, ખાળકુડીઓ, મોરીઓ, જાજરૂ, શાકતરકારીના છોડાં અને સડેલો ભાજીપાલો, વગેરેના કોહોવાટથી, ઘર સાફસુફ નહિ કરતાં ગલીચી રાખવાથી, કોયલ્લાની ખાણો, રૂ, ઉન અને રેશમની મીલો કે કારખાનાં, લોઢાનાં કારખાનાં, ગાય, ભેંસ વગેરે પશુઓ બાધવાના તબેલા વગેરે હવા બગાડનારા છે. મલિન કચરો અને સડતી ચીજોમાં ઉડતી ઉડતી ખરાબ હવાથી આપણે એકદમ મરી જતા નથી, પણ એ રીતે લાબોકાળ એવી મલીન હવામાં રહેવામાં આવે તો અનેક રોગને ઉત્પન્ન કરી અતે મરણ પણ નીપજે છે. ઘણાં મૃત્યુ એવા કારણથી થાય છે, પણ તે આપણે પ્રત્યક્ષ જાણી શકતા નથી જે રોગથી મરણ નીપજે છે, તે રોગ શાથી થયો, એનો જો તપાસ કરવામાં આવે તો ઘણા રોગનુ કારણ ખરાબ હવાનુ નીકળી આવશે. જેમ થોડુ થોડુ ઝેર ( અફીણુ વગેરે ) કેટલેક કાળે સખત ઝેરનુ કામ કરે છે, તે પ્રમાણે થોડી થોડી ખરાબ હવાનુ જોર શરીરમાં મોટી ખરાબી કરે છે. માટે સ્વચ્છ હવા શ્વાસમાં લેવાય તેમ કરવુ જોઇએ સ્વચ્છ હવાજ શરીરની સુખાકારીનુ મુખ્ય સાધન છે. લોહી એજ જીવ અથવા જીવન છે, અને તે જીવન રૂપ લોહી સ્વચ્છ હવાથીજ સારૂ રહી શરીરમાં ફરે તોજ કામનુ છે. **હવાનાફાયદા**—સારી હવા લોહીને સ્વચ્છ કરી રોગને મટાડે છે અને ખરાબ હવા રોગને પેદા કરે છે. **ખરાબહવાથીથતીહાનિ**—મેલેરિયા જાતનો ઝેરી તાવ, ઝાડો, મરડો, કોલેરા, કમળો, આધાશીશી, માથું દુખવુ, મદાગ્નિ, અજીર્ણ, કબજીયત, વગેરે થાય છે, **અતિઠંડીહવાથી**—ઉધરસ, કફ, દમ, સસણી, સોજા, સધિવા, વગેરે રોગ થાય છે **અતિગરમહવા**—બળતરા, લુખસ, ઉનવા, કપાણુ, પ્રમેહ, પ્રદર, ભ્રમ, અધારાં, ચકરી, ફેર, વાતરક્ત, ઓરી, માતા અછબડા, કોલેરા, ઝાડો વગેરે થાય છે. માટે આ સર્વનો વિચાર કરી સ્વચ્છ હવા લેવી જોઇએ.

**પાણી**—આપણા શરીરના લોહીને સ્વચ્છ કરવા જેવી રીતે સ્વચ્છ હવાની જરૂર છે, તેવી રીને તેમને ફરતુ રાખવાને સ્વચ્છ પાણીની પણ જરૂરછે. આપણા શરીરમાં મોટો ભાગ જળ તત્વનો છે જે પાણી આપણે પીએ છીએ, તે લોહીમાં મળીને આખા શરીરમાં પ્રસરે છે. માટે જો પાણી ખરાબ હોય તો શરીરની તનદુરસ્તી બગડે છે. સ્વચ્છ પાણી, સ્વચ્છ હવા જેટલુજ જરૂરનુ છે. સારા પાણીની કીંમત કેટલાક લોક જાણે છે. પરદેશ જનાર જ્યારે માંદા પડે

છે, ત્યારે તે કહેછે કે પાણીના ફેરફારથી એમ થવું, પણ ઘણા લોકો પોતાના વતનમાંજ ખરાબ પાણીથી માંદા પડે છે. તે વાત તેઓ સમજી નહિ શકવાથી માત્ર પોતાના મ દવાડનો ઉપાય કરીને બેસી રહે છે, પણ માંદા પડવાનું કારણ શોધી તે દૂર કરવાનો ઉપાય કરતા નથી. માટે પાણી કેવુ છે, તેનો વિચાર કરી જે પાણી સ્વચ્છ અને પ્રકૃતિને માફક આવે તેવું હોય, તે પીવામાં લેવું જોઈએ કદિપણ અસ્વચ્છ કે બગડેલુ પાણી ઉપયોગમાં લેવું નહિ. **વરસાદનું પાણી**—સારીપેઠે બે ત્રણ વખત વરસાદ થઈ ગયા પછીનુ અધરથી ઝીલેલુ પાણી પીવા યોગ્ય છે. **નદીઓનુંપાણી**—જે મોટી નદીઓછે, તેનુ પાણી સારૂં છે, પણ જે નદીના પાણી ઉપર લીલ, શેવાળ, કચરો વગેરે જામેલાં હોય, જેની અંદર વૃક્ષના મૂળમાંથી પાણી આવતાં હોય, જેમાં વૃક્ષોનાં પાંદડાં પડયાં સડતાં હોય, જેને કિનારે લોકો મળમૂત્ર કરતાં હોય, કપડાં ધોતાં હોય અને ન-હાતા હોય, પશુઓને ધમારતા હોય અથવા જેમાં દોરો પડયાં રહેતાં હોય, એ સર્વ પાણી ખરાબ છે, તે પીવામાં લેવુ નહિ **ટાંકાનું પાણી**—ટાકાં બધ રહે-વાથી પાણી ખરાબ થાય છે તેનુ પાણી સ્વાદે મીઠુ હોય છે, પણ પચવામાં ભારે છે લોકોમા ટાકાના પાણીને ઘણી કરકસરથી વાપરે છે અને એમ કરતા જે પાણી સીલિકમા રહે છે તો તે કાઢી નહિ નાંખતાં, તેમાં નવા ચોમાસાનું પાણી મળવા દેછે. આ રીતે નવુ અને જુનું પાણી ભેગુ મળેલુ પીવાથી વ્યાધિ થાય છે **તળાવનુંપાણી**—તળાવનું પાણી ખુલ્લી હવામાં હોય, નિર્મળ હોય, માંહે કચરો, લીલ કે શેવાળ અગર કોઈ બીજી ચીજ પાણી બગાડે તેવી ન હોય અને સૂર્યનાં કિર્ણો માંહે પડયાં કરતાં હોય તે પાણી સારાં છે, પણ જે તળાવ કે તળાવડીમા લોકો કપડા ધોતાં હોય કે માંહે પડયાં રહેતાં હોય, કિ-નારાનાં વૃક્ષ વેલાનાં પાંદડા પડી સડતાં હોય તે પાણી ખરાબ છે. તે પીવાથી તનદુરસ્તી બગડે છે. **કૂવાનાંપાણી**—જે કૂવાની અદર સૂર્યની ગરમી પડતી હોય, ઉપરથી ખુલ્લો હોય, અદર વૃક્ષોનાં પાંદડાં પડતાં ન હોય, પક્ષીઓ મળમૂતર કરતાં ન હોય, તે પાણી પીવું સારૂ છે, પણ જેને કિનારે લોકો કપડાં ધોતાં હોય અને તે પાણી કિનારાની પોચી જમીન ગળીને અદર જતું હોય; માહે પાદડા પડતાં હોય, પક્ષીઓ ચરકતાં હોય, સૂર્યનાં કિર્ણો પડતા ન હોય તે પાણી પીવામાં સારૂ નથી. **ખાબોચીઆંકેખાડાનુંપાણી**—જે પાણી ભરેલું હોય, નિર્મળ હોય પણ વહેતુ ન હોય, તો તે પાણી તનદુરસ્તી બગાડે છે **સ્વચ્છ-પાણીનાફાયદા**—સ્વચ્છ પાણી કપડાથી ગાળીને પીવામાં લેવાથી શરીર આરે-ગ્ય રહે છે **ખરાબપાણીથીથતીહાની**—કોલરા, કૃમિ, તાવ, ઝાડો, કમળો, અરૂચિ, મદાગ્નિ, અજીર્ણ, કબજીયત, મરડો, ફિકાસ, નબળાઇ, દુર્બળતા, વગેરે રોગ થાય છે. **વિશેષખારવાળાપાણી**—પથરી, અજીર્ણ, મદાગ્નિ, કબજીયત,

લોહીબિગાડ, ગડગુમડ, વગેરે રોગ થાય છે. **વનસ્પતિકેબીજાસડતાંસેગવ ળાં પાણી**—આડો, તાઢીઓતાવ, કમળો, બરોડનીગાંઠ વગેરે ખરાબ પાણીથી ઘણા રોગ થાય છે, માટે સ્વચ્છ, નિર્મળ પાણી પીવું.

**ખોરાક** - જીંદગીને જાળવી રાખવાને ખોરાકની ઘણી જરૂર છે. મળ મૂત્ર અને પસીના રૂપે શરીરમાંથી જે જાય છે તે શરીરનો ક્ષય કહેવાય છે. માણસ જેમ જેમ વધારે મહેનતનું કામ કરે છે, તેમ તેમ તેના શરીરને વધારે ક્ષય એટલે ઘસારો લાગે છે. જેમ વધારે ઘસારો લાગે, તેમ તેને પોષણ પણ વધારે જોઇએ છીએ. બોલવામાં, ચાલવામાં, વાંચવામાં, અને આંખના મટકા સરખી ક્રિયામાં પણ શરીરમાંથી દર પળે ક્ષય થતો જાય છે. દર પળે જે જાય તેના બદલામાં બીજું નવું નાંખવામાં ન આવે, તો શરીરને ઘસારો લાગી અમુક મુદતે તેનો છેક નાશ થઇ જાય છે. શરીરના પોષણ માટે ખોરાકની ઘણી અગત્ય છે, પણ જો તેના **વજન, જાત,** અને ખાનારની **પ્રકૃતિનો** વિચાર કર્યા વિના લેવામાં આવે, તો તેજ ખોરાક રોગને ઉત્પન્ન કરનારો થઇ પડેછે. ખોરાકના વજન વગેરેનો સર્વને માટે એક નિયમ થઈ શકે નહિ. શરીરનો બાંધો, પ્રકૃતિ અને મહેનત ઉપર ખોરાકના વજન, જાત વગેરેનો આધાર છે. માટે દરેક માણસે પોતાના ખોરાકના વજનનો નિશ્ચય પોતાની મેળેજ કરી લેવાનો છે. શરીર અને મનના ઘસારાથી ખોરાક ખાવાની જે ઇચ્છા થાય છે, તેને ભૂખ કહે છે. દરેક માણસે પોતાને ભૂખ લાગ્યા પ્રમાણે ખોરાક લેવો જોઇએ. ખોરાક ઓછો લેવાથી શરીરને પૂરતું પોષણ મળતું નથી અને જોઇએ તેથી વધારે લેવાથી બરાબર પાચન થઇ શકતો નથી. ખોરાક જોઇએ તેથી ઓછો કે વધારે લેવાથી તનદુરસ્તી બગડી નાના પ્રકારના રોગ થાય છે.

**ખોરાકકેવોખાવોજોઇએ?**—શરીરની રચના લોહી, અસ્થિ, માંસ, મજ્જા અને ચરબીથી થયેલી છે. એ સર્વે ખોરાકના રૂપાંતરથી થાય છે માટે જે ખોરાક ખાઇએ તે લોહી, માંસ અને મજ્જા ઉત્પન્ન થઈ અસ્થિ વધી મજબુત થાય, એવા પ્રકારનો હોવો જોઇએ. ખોરાકને ત્રણ કામ કરવાનાં હોયછે;-(૧) શરીરની વૃદ્ધિ થવાને જે સાધનો જોઇએ તેની પૂર્તતા કરવી. (૨) શરીરમાં દર રોજ જેનો ક્ષય થાય છે તેની પૂર્તતા કરવી. અને (૩) શરીરમાં ગરમી રહી સ્નાયુની શક્તિ વધીને જ્ઞાનતંતુ મજબુત રહેવાને જે કઇ જોઇએ તેની પૂર્તતા કરવી. **ક્યાક્યાપદાર્થોક્યાક્યાવર્ગનેઉપયોગીછેતેની વિગત**—(૧) શરીરને પોષણ આપી માંસની વૃદ્ધિ કરનાર પદાર્થ-ઘઊં, બાજરી, જુવાર મકાઇ વગેરે અનાજ અને દહીં, છાશ વગેરે આ વર્ગમાં આવે છે, (૨) શરીરમાં ઉષ્ણતા—ગરમી આપનાર પદાર્થ—મનુષ્યના શરીરમાં ચરબીનો ભાગ હોવાથી તેમાં ઉષ્ણતા રહે છે. જે પદાર્થથી ચરબી વધે છે એ પદાર્થમાં-ઘી, દુધ,

માખણ, તેલ, સાકર, ખાંડ, ગોળ, કોપરૂ, બટાકા, રતાળુ વગેરે આ વર્ગમાં આવે છે. એવા પદાર્થ જે લોકો વધારે ખાય છે, તે દેખાવમાં લઠ્ઠ જેવા હોય છે. બાળકોને સશક્ત અને ઉંચા વધવા માટે બાળપણમાં તેનું શરીર લઠ્ઠ હોવું એ જરૂરનું છે. છોકરાં ગળ્યા પદાર્થ ખાય તો તેને નડે છે અને દાંત બગડે છે એમ કહે છે, પણ તે ભૂલ છે. જેમની પ્રકૃતિને માફક આવે છે તેને એ બહુ ફાયદા કરતા છે. બાળકોને ગળ્યા પદાર્થ બહુ ભાવેછે. તેથી શરીર લઠ્ઠ થાય છે અને તે વયમાં તેને તેવા પદાર્થ ઉપર પ્રીતિ પણ હોય છે. માટે છોકરાંઓને ગળ્યા પદાર્થ ખાવાને આપવા, પણ જમતી વખતે આપવા વચ્ચે એકલા ખાવાને આપવા નહિ મોટા માણસને જમતાં ગળ્યુ વધારે ભાવતુ નથી, પણ તેમને તેલ કે ઘીમાં તળેલાં પદાર્થ, શાકભાજી, ભજીયાં, મુઠીયા અને ફળ વગેરે ભાવે છે. તેથી તેમના શરીરમાં જોઇએ તેટલી ચરબી આ રીતે ઉત્પન્ન થાય છે, પણ આવા પદાર્થ વધારે ખાવાથી મેદ વધે છે, પણ બળ વધતું નથી. ઘઉ, બાજરી, જુવાર વગેરે ખાનારા જેવી સખત મહેનત મજુરી કરી શકે છે, તેવી ચરબીવાળા વધારે પદાર્થો ખાવાથી મહેનત મજુરીનુ કામ થઇ શકતું નથી. નાની ઉમરમાં તેમના વાળ સફેદ થઈ જાય છે અને મેદ વધવાથી કેટલાક રોગો પણ થાય છે. ટડા દેશમા-વધારે ગરમી ઉત્પન્ન કરનારા પદાર્થો ખાવાની જરૂર છે, વળી ગરમી સિવાય બીજા કેટલાક કાર્યો માટે શરીરમાં ચરબીની જરૂર છે, પણ હદ ઉપરાત શરીરમાં વધારે ચરબી હોય તોજ તે નુકશાન કરે છે. (૩) આ ત્રીજો વર્ગ વીર્ય વૃદ્ધિ કરનાર પદાર્થોમા—મીઠુ, મસાલા અને શાકભાજી વગેરે આવે છે, આ પદાર્થો રક્ત શુદ્ધિ થવાને પણ ઘણા ઉપયોગી છે. આપણા શરીરને તેવા પદાર્થની કેટલી જરૂર છે, તે જુઓ—ત્રીજા વર્ગના પદાર્થનો એક ભાગ, બીજા વર્ગના પદાર્થનો ત્રણગણો ભાગ, અને પહેલા વર્ગના પદાર્થના બેગણા ભાગની જરૂર છે. આપણા લોકમા ગોરસ ભોજન ઉત્તમ માનેલુ છે, તેનુ કારણ એ કે આપણું અન્ન વનસ્પતિમાથી નિર્માણ થએલુ છે. **ગોરસભોજન**—દુધ, દહી, છાશ, ઘી, માખણ એ પદાર્થો વિશેષે કરીને આવે છે. તે સુવાવડી, નાના બાળકો અને માદગીમાંથી ઉઠેલા માણસો આ પદાર્થ પુષ્કળ ખાધાવગર સુદૃઢ અને સશક્ત થઈ શકતા નથી. ચોખા એ ઘઉ, બાજરી વગેરે અનાજ જેવા પોષક નથી, પણ તેમાં ચરબી વધારવાનો એક ગુણ છે, તેને તુરની દાળ સાથે ઘી મેળવી ખાવાથી પોષક ગુણ વધે છે. શાકમાં શીંગો પણ ઉત્તમ છે. બરાબર પાકેલાં ફળ મળી શકે તો તે ખાવાને ઉત્તમ છે, પણ જો તે કાચાં હોય, ઉતરી ગયેલા કે બગડી ગયેલાં હોય તો તે નુકશાન કારક છે. મસાલા પણ માફકસર ખાવા. વધારે ખાવાથી હાનિ થાય છે. **સ્વચ્છખોરાક**—શુદ્ધ, સારો, પ્રકૃતિને અનુકુળ અને બરાબર રાધીને ખાધેલો ખોરાક શરીરનું પોષણ

કરે છે, પણ અશુદ્ધ—સડેલો, વાસી કે બગડેલો, કાચો, લુખો, અતિટાઢો, અતિગરમ, ભારે, અતિવધારે, અને અતિ થોડોખોરાક, આસર્વેરોગને ઉત્પન્ન કરે છે.

**ખાવુંશીરીતે?**—જે ખોરાક ખાવો તે બરાબર ચાવીને ખાવો નિમેલે વખતેજ ખાવો, અને બીજી વખતે ખાવા બેશીએ ત્યારે પહેલો ખાધેલો પચી ગયેલો હોવો જોઈએ. કામ કરતાં પહેલાં થોડુ ખાવાથી શરીરમાં બળ આવે છે અને તાવને દુર રાખે છે. બની શકે તો બપોરે ઉનો ખોરાક ખાવો. રાતે મોડુ ખાવાની ટેવ રાખવી નહિ ખોરાક ખાધા પછી થોડો આરામ લેવો. જમતાં જમતાં ઘણું પાણી પીવું નહિ, પણ જરૂર પડે તો અરધ ખોરાક ખાધા પછી વચમાં થોડુ પીવુ. તેમ ખોરાક ખાઇ રહ્યા પછી પણ ઘણુ પાણી પીવુ નહિ. ખોરાક ખાતા હોઇએ તેટલોજ અને પ્રકૃતિને માફકસર ખાવો ઇત્યાદિ ધ્યાનમાં રાખી ખોરાક લેવો જોઇએ

**અજવાળુ**—શરીરની આરોગ્યતા માટે સૂર્યનુ તેજ—અજવાળાની ઘણી જરૂર છે. અજવાળુ એજ સાક્ષાત્ તનદુરસ્તી છે, તેજ શોભા આપનાર, કુદરતી વૈદ, દિલાસો આપનાર અને દુનિયાના દુખ ભુલવનાર છે. સૂર્યનું તેજ જીન્દગી આપે છે, કારણ કે જો સૂર્યનું તેજ—અજવાળુ ન હોત તો જમીન ઉપરનાં તમામ ઝાડ, છોડવા કરમાઇ જઇને મરી જાતે–એટલે વનસ્પતિ કઇ પાકત નહિ એજ પ્રમાણે જીવતા જીવ ઉપર પણ તેની તેટલીજ અસર થાય છે, તેનાથી લોહીને પ્રાણવાયુ મળે છે અને આખુ શરીર તેથી સુધરે છે. તેનાથી કેટલાક રોગ મટે છે જેના ઉપર દવાની અસર થતી નથી, તેવા રોગ ઉપર સૂર્યના પ્રકાશની અસર જલદી થાય છે શરીર અને મોં ઉપર લાલી લાવનાર પણ તેજ છે. અધારાવાળા ઘરમા રહેનારાં માણસો શરીરે ફિક્કા અને માદા રહે છે અજવાળુ આંખને આનદ આપે છે. પક્ષી પણ ખુલ્લી હવામાં અને અજવાળામાં કલ્લોલ કરે છે, પણ તેને અધારા પાંજરામા પૂરી મૂકવામાં આવે તો તે હીજરાઇને મરી જવાનું. અજવાળાથી હવા સ્વચ્છ થાય છે, અને જીવજતુ દુર થાય છે. સ્ત્રીઓને ઓઝલપડદે રાખવાથી તેમને બહારની ખુલ્લી હવા અને સૂર્યના તેજનો લાભ મળી શકતો નથી. તેથી તેમના અને બાળકોનાં શરીર પીળાં પાકુવર્ણા થઇ જાય છે. લાંબી માંદગી ભોગવી ઉઠેલાને તો અજવાળુ જાણે નવો જીવ અને બળ આપતુ હોય એમ જણાય છે. જેના ઘરમાં અધારૂં હોય છે તેની તનદુરસ્તી સારી રહેતી નથી. કહેવત છે કે;—" જ્યાં અજવાળુ પ્રવેશ કરતું નથી ત્યાં વૈદ પ્રવેશ કરે છે " એટલે જ્યાં અધારૂ હોય છે ત્યાં રહેવાથી શરીરમાં રોગ દાખલ થાય છે. તેથી વૈદ કે ડાકટરની દવાકરવાની જરૂર પડે છે સૂર્યના તડકાથી ઘરની હવા સ્વચ્છ થવામાં મદદ મળે છે, મેલી–ગદી વસ્તુઓ નજરે પડે છે અને તેમને સાફસુફ કરવાનું સુઝે છે. માણ-

સના મોં ઉપર જે લાલી દેખાય છે તે સૂર્યના તેજમાંથીજ આવેલી છે. ઘરમાં સૂર્યનો તડકો અને અજવાળુ આવવાને માટે બારી જાળીઓ રાખવી જોઇએ. કે તેથી સૂર્યનું તેજ આખા ઘરમાં ફરી વળે. **અધારાથીથતીહાનિ**—અંધારામાં રહેવાથી આંખનું તેજ-કમી થાય છે. મન ઉદાશ રહે છે, હવા બગડે છે અને શરીરનું કદ પણ જોઇએ તેટલું વધતું નથી. ખાણ ખોદનારા ઘણો વખત અંદરજ રહેવાથી તેમાંના ઘણા ઠીંગણા રહે છે, અધારી કોટડીમાં પૂરેલા કેદીઓ વખતે આંધળા થયેલા માલમ પડયા છે, અધારામાં રહેનારની આંખ અજવાળાનું તેજ ઝીલી શકતી નથી, કેટલીક સ્ત્રીઓ સૂર્યનો ટડકો ઘરમાં આવશે, તો ઢાલીયા કે ઘોડીયાનો રગ ઉભરાઇ જશે એવી બીકથી બારીઓ બધ રાખે છે. અને સૂર્યના તડકાને આવતાં અટકાવે છે, તેથી તેમના ચહેરા ફિક્કા પડી જાય છે અને સ્વભાવ ચીડીઓ થાય છે માટે તનદુરસ્તીની ખાતર પવન અને સૂર્યના પ્રકાશને ઘરમાં આવવા દેવો. જેમ અધારાથી નુકશાન થાય છે, તેમ અતિ ગરમીમા ફરવાથી પણ નુકશાન છે; તડકે ફરવાની ટેવ ન હોય તેમણે તાપમાં બહુ હરફર કરવી નહિ.

**પોશાક**—દેશની હવા અને ઋતુ પ્રમાણે કપડાં બદલવાં જોઇએ. ઉત્તર હિંદુસ્તાનમાં ઉનાળા અને શિયાળાની ઋતુઓમાં જેટલો ફેરફાર થાય છે, તેટલો ફેરફાર દક્ષિણ હિંદુસ્તાનમા થતો નથી. આપણા સમશીતોષ્ણ દેશમાં અગરખાની અંદર એક ગરમ બડી પહેરવામા આવે તોપણ બસ છે. કેટલાક લોકો શરીર સરક્ષણ માટે સારાં જોઇએ તેવાં ઋતુને અનુસરતાં કપડાં પહેરવામાં લોભ કરે છે પણ તેમણે લૂગડામા કરેલી કરકસરનો એકીવખતે બદલો વળે છે. નબળાં છોકરાં અને નબળા સ્ત્રીપુરૂષના શરીરમાં ટાઢો પવન ભારે નુકશાન કરે છે માટે ઋતુને અનુસરતાં કપડાં પહેરવામાં લોભ કરવો નહિ. કપડાં ગમે તો ફાટાં તુટાં કે સાંધેલાં હોય તેની અડચણ નહિ, પણ તે સ્વચ્છ ધોયેલાં પહેરવાં જોઇએ. ગદા—મેલાં કપડાં પહેરવાથી તનદુરસ્તી બગડે છે પહેરવાના બધાં કપડાં ધોએલાં સાફ રાખવાં ઓછાડ, ચાદર, ઓશીકા, ગલેફ વગેરે પણ સ્વચ્છ રાખવાં. **જોઈતાંકપડાંનહિપહેરવાથીથતીહાનિ**—તગ કપડાં પહેરવાથી છાતી અને લીવર ઉપર દબાણ થવાને લીધે, તે અવયવો પોતાનું કામ બરાબર નહિ કરી શકવાને લીધે લોહી બરાબર ફરી શકતુ અટકે છે અને તેથી શ્વાસ નળીના તથા યકૃત-લીવરના રોગ પેદા થાય છે. ગરમ દેશમાં અગર ગરમ ઋતુમાં ઢીલા કપડાં પહેરવાં અને ટાઢી ઋતુમાં જરા તગ કપડા પહેરવાની જરૂર છે, પણ જો તે નિયમથી ઉલટી રીતે કપડાં પહેરવાથી ઉનાળામાં ગરમીનાં અને શિયાળામાં ટાઢીના રોગ પેદા થાય છે. મેલાં કપડાં પહેરવાથી ચામડીના રોગ થાય છે; એટલુજ નહિ પરતુ મેલાં અને ચીકણા કપડાં પહેરનારને ઉડતા ચેપી

રોગો લાગુ પડવાનો સભવ છે.

**નહાવું**—દરરોજ ચોળીમસળીને શરીરનો મેલ નાશ થાય તેવી રીતે નહાવું જોઇએ. કદીપણ માથે એમજ પાણી ઢોળીને ચોળ્યા વગર કે ગદા પાણીએ નહાવુ નહિ. શરીર કોરા સ્વચ્છ ટુવાલથી ઘશીને લૂછવુ જોઇએ. ગદા કપડાથી શરીર લૂછવુ લાભને બદલે હાનિ કરે છે. ટાઢા પાણીએ નહાવાથી શરીર અને મગજ મજબુત થાય છે, પણ જેનુ શરી નબળુ હોય, માંદગી હોય, અને ટાઢા પાણીએ નહાતાં શરીર ધ્રુજતુ હોય, તેણે ઉને પાણીએ નહાવું, દરરોજ નહાવાથી મનની શક્તિને તેજ આવે છે, શરોર હલકુ થાય છે અને મન આનદમાં રહે છે. નહાવાને માટે સવારનો વખત એશ છે. નહાવામા સ્વચ્છ નિર્મળ પાણી લેવુ જોઇએ. ગદા પાણીથી કોઈવાર શરીરમાં વાળા દાખલ થાય છે.તરવા માટે હોજ અને કુડ સારા છે. વખતે વખતે સાબુથી ચોળી મસળીને મેલ દૂર થાય તેમ નહાતા જવું જમ્યા પછી તરત નહાવુ નહિ તેમ પુષ્કળ થાક લાગ્યો હોય, ત્યારે કે તાવ હોય ત્યારે પણ નહાવુ નહિ. નહાતી વખતે ઠંડા પવનનો ઝપાટો ન લાગે તેવી જગ્યોએ નહાવુ, કેમકે તેથી શરદી થઈ તાવ આવે છે. નાહીને બીને કપડે તડકામાં ચાલ્યા જવુ જહિ. માથે ટાઢુ પાણી રેડવુ પણ ગરમ પાણી રેડવુ નહિ.

**કસરત**—શરીરના સ્નાયુઓ કસરતથી મજબુત થાય છે, લોહી ચોખુ થાય છે અને શરીર માંહેનો કચરો પરસેવા માટે બહાર નીકળી જાય છે. કસરતથી ખાધેલો ખોરાક પચીને સારી ભૂખ લાગે છે, યોગ્ય કસરત કરવાથી શરીર મજબુત થાય છે. બૂમ બરાડા પાડવાથી, કૂદવા વગેરેથી હાથ, પગ મજબુત થાય છે બૂમ બરાડા પાડવાથી અને ખડખડ હસવાથી પણ તનદુરસ્તીમાં સુધારો થાય છે ઘરની અદર લીધેલી કસરત કરતા ખુલ્લી હવામાં લીધેલી કસરત વધારે સારી છે. ભૂખે પેટે તેમજ ખાવા પછી તરત કસરત કરવી નહી. કસરત કરવાનો વખત સૂર્યાસ્તસમયે ક્રિકેટ અગર એવી બીજી દડાની રમત રમવાથી ઘણો લાભ થાય છે. કસરત તરફ લક્ષ નહિ આપ્યાથી અભ્યાસ કરતાં બાળક બાળકીઓ માંદા પડી જાય છે અને પરીક્ષામાં પણ બેસી શકતાં નથી. શરીરને કસરતથી ગતિમા મૂકવાથી શ્વાસોશ્વાસની ક્રિયા ઘણી ઝડપથી ચાલે છે અને તેથી બહારની હવા જથા બધ ફેફસામાં દાખલ થાય છે, અને અદરની ઝેરી હવા બહાર નીકળી જાય છે તેથી લોહી વધારે સારી રીતે સ્વચ્છ થાયછે. ચાલવાની કસરત સર્વોત્તમ છે ઝડપથી ચાલવાથી અને મહેનત કરવાથી પસીનો થાય છે. આ પસીનો તે શરીરની અદરનોગદોપદાર્થ સાથે લઇને બહાર નીકળેછે.

**સ્ત્રીઓએકેવીજાતનીકસરતકરવી ?**—કસરત એ આળસનો દુશ્મન છે અને આળસ એ તનદુરસ્તીનો દુશ્મન છે. તનદુરસ્તી કસરત વગર કદી

મેળવી શકાતી નથી. સ્ત્રીઓને કસરત માટે-ઘરનું કામ એ મુખ્ય છે, જેવું કે-પાણી ભરવું, દરણું દળવુ, ખાંડવુ, ઠામવાસણ માંજવાં, ઘર ઝાડી-ઝાપટી વાળીને સાફ રાખવા રાચ-રચીલા સભાળવાં, રસોઇ કરવી, ઇત્યાદિ એ બધાં કામમાં કસરત મળે છે ઘર ચલાવવાનો બોજો સ્ત્રીઓ જો યોગ્ય રીતે ઉઠાવતી હોય તો તેને કસરતની ફરજ બહુધા પાર પડે છે. વળી ગરીબ કુટુબની સ્ત્રીને ઉપરનાં કામ સિવાય-છાણુ મેળવાનુ, ઢોર માટે ઘાસ વાઢી લાવવાનુ અને બળતણુ એકઠુ કરવાનું એ વગેરે કામ હોય છે જે સ્ત્રીને કામમાં કસરત મળે છે, તે સ્ત્રીઓ સારી તનદુરસ્તી ભોગવે છે, અને તે તનદુરસ્ત બાળકને જન્મ આપે છે. જેની સ્થિતિ સારી છે અને ગરીબની પેઠે જેને અગ મહેનત કરવી પડતી નથી તેવી સ્ત્રીઓએ પગે ચાલી ફરવા જવુ ઘણુ ઉત્તમ છે. ચાલવાથી છાતી પહોળી થાય છે. ખભામાં જોર આવે છે, માંસની પીશીઓ મજબુત બને છે, ભૂખ લાગે છે, અને દસ્ત સાફ આવે છે. સગર્ભા હોય તેણે પગે ચાલી બહુ ફરવું સારૂં નથી તોપણુ તેમણે થોડું ચાલવું એ બહુ જરૂરનુ છે. તેથી તનદુરસ્તી જળવાય છે. ફરવાની કસરત સાંજ સવારની હોવી જોઇએ. દિવસના કામથી કંટાળેલા માણુસે સાજે ફરવા જવુ વધારે સુખદાયક છે, સ્ત્રીઓ જો પોતાની જુવાની ખીલતી રહેવાને અને દેખાવ સુદર રાખવાને ઇચ્છતી હોય, તો તેમણે શરીરને કસરત મળે એવા કામ કરવા જોઇએ. સ્ત્રીઓને કસરત નહિ મળવાથી તેઓનાં શરીર ફિકાં, નબળાં, અને માંદા રહે છે. ગરીબ લોક કરતાં પૈસાદાર અને એશઆરામ વાળા સુખીઆ લોકોનાં ઘરની સ્ત્રીઓ શરીરે ભાગ્યેજ સુખી હોય છે સ્ત્રીઓને હમેશાં બેશી રહેવાનુ હોવાથો-હાથ પગ ઠડા, ચહેરો ફિક્કો, શરીર તવાએલુ અને દુબળુ અથવા વાયુથી ફુલેલુ, નાડી નબળી, પેટનો ચડાવો, બદહજમી, છાતીમા દાહ, ખાટા ઓડકાર, હાથપગમા ધ્રુજ અને ચસકા, હિસ્ટીરીઆ, ઋતુ-દસ્તાનની ફરીઆદ એ સર્વ સ્ત્રીઓને પૂરતી અગ કસરત નહિ મળવાથી થાયછે,

**ઘર**—શરીરની તનદુરસ્તીનો આધાર ઘર અને તેની આસપાસની જગ્યા ઉપર રહેલો છે ગદકીવાળા ખરાબ લત્તાપર ઘર બાધેલુ હોય અગર ભાડે રાખેલુ હોય તે સારૂ નથી. કેટલાક સોઘા ભાડા સારૂ એવા ખરાબ લત્તામા ઘર ભાડે લેવા લલચાય છે, પણુ એવા ઘર છેવટે મોઘાં પડે છે માદગીને લીધે જે નુકશાન થાય છે, તે ભાડાના ફેર કરતાં ઘણુ વધારે હોય છે ઘણા ઘરની બાંધણી અને તેનુ સ્થળ હવાપાણી સારા નહિ હોવાથી તેમાં વસનારા લોકો વારવાર માંદા પડે છે તેથી અજ્ઞાન લોકો એવા કારણોનો વિચાર કરવાને બદલે કોઈ દેવ દેવી કે ભૂતપ્રેતનો ભય બતાવે છે, પણુ જો તપાસ કરે તો તે ઘરની બાંધણીમાંજ ખામી જણાશે રહેવાના ઘરમા ચારે દિશામાં બારી બારણાં હોવાં જોઇએ. જેથી જ્યારે જોઈએ ત્યારે અને જે દિશાનો તાજો પવન જોઈએ તે છુટથી આવી શકે

ધુમાડો એ ઘરમાં રહેનારાં માણુસોના મદવાડનુ કારણુ થઇ પડે છે માટે રસોડુ સુવા બેસવાના ઓરડાથી અલગ રાખવુ જોઇએ અને તેમાં ધુમાડાના નિકાશ માટે ધુમાડીઉ અને ખુલી જગ્યા રાખવી જોઇએ. ઘરના આંગણુાંમાં શાક ભાજીનો સડેલો પદાર્થ કે એઠવાડ નાખવો નહિ. એવી વસ્તુઓ ફેકી દેવા માટે ઘરપાસે એક માટીની કુડી રાખી તેમા તેવા પદાર્થ નાખવા અને દરરોજ સવારે કાઢી નાખવા જોઇએ. ઘરના આગણુામાં ઝાડા પેસાબની ગદકી થવા દેવી નહી. તેવી જગ્યાપર કોરી ધુળ પાથરવાથી તે ગદકી ને ચૂસી લેશે રહેવાના ઘરમાં ગાય ભેસ વગેરે પશુઓને બાધવાં નહિ, કેમકે તેઓ પોતાના શ્વાસથી અને છાણુ મૂતરથી ઘરની હવાને બગાડે છે. સુતી વખતે સુવાના ઓરડામાં દીવો રાખવો નહિ; કેમકે તે માણુસના ઉપયોગી પ્રાણુવાયુને બાળી નાખી ઝેરી હવા ઉત્પન્ન કરે છે. ઘરને વરસમાં બે વાર કળીચુનાથી ધોળાવવાં. કળીચુનાથી ઝેરી હવા નાશ પામે છે અને ઝેરી જતુઓ મરી જાય છે માટે સાફસુફ કરવામાં ચુનો વાપરવો સારો છે. માટીની ભીતો પણુ વરસમાં ત્રણુ ચાર વખતે માટીથી ધોળવી. ભોંયતળીયાં પણુ દર પખવાડીએ કે દર માસે લીપવાં જોએઇ ઓરડાઓ નિત્ય સવાર સાંજ વાળી સાફ કરતાં રહેવુ, છાપરે કે ભીતે જાળાં કે બાવાં બાઝેલાં હોય તે દૂર કરતા રહેવુ. ઘરમાં ભેજ કે શરદી રહે તેમ કરવું નહિ, કેમકે તેથી તનદુરસ્તી બગડી અનેક પ્રકારના રોગો થાય છે ઘરમાં ખુલ્લો પવન આવે તેમ કરવુ, સૂર્યનો તાપ અને અજવાળુ પણુ આવે તેમ કરવુ. તેથી ઘરની હવા સુધરી સ્વચ્છ થાય છે સુવાના ઓરડામાં તાજા પવનનો હર ફર થાય તેમ કરવુ ઘર સારી સ્વચ્છ ભેજ વગરની જગ્યો ઉપર બાંધવા, તેમ ઘરનુ ભોંયતળીયુ ફળીઆના ભાગથી બે ત્રણુ હાથ ઉચુ લઇ બાધવુ, વિગેરે પ્રકારનો વિચાર કરી ઘર બાધવાં અને સારી સગવડવાળા ઘરમા રહેવુ એ સુખાકારી ભરેલુ છે.

**ઊંઘ**—દિવસના ઘસારાથી શરીરમાં જે ખાધ આવે છે, તે ઘણે ભાગે ઊઘવાથી પૂરાય છે અને મગજને આરામ મળે છે, રાત્રિએ સારી ઉઘ લીધા પછી સવારમાં ઉઠીએ છીએ, ત્યારે શરીરમાં નવી જાગૃતિ આવે છે ઉઘ માટે રાત્રિનો વખત શ્રેષ્ટ છે. દિવસે ઉઘવાથી શરીરમાં મેદ વધે છે સારી ઉઘ મેળવવાનો સરસ ઉપાય શ્રમ છે નાના બાળકોને આઠ દશ કલાક અને તેથી મોટાને છ કલાક ઉઘ લેવાની જરૂર છે, ઉઘ અને શયનના સબધમાં લક્ષમાં રાખવા યોગ્ય નિયમો—ઉત્તર અથવા પૂર્વ દિશા તરફ માથુ રાખીને સુવુ સુવાની જગ્યા સ્વચ્છ, સ્વસ્થ ( એકાંત—ઘોંઘાટ કે ગડબડાટ વગરની ) અને સારી હવાવાળી હોવી જોઈએ. સુવાનુ બિછાનુ સ્વચ્છ હોવુ જોઇએ. મલિન સ્થળ અને મલિન બિછાનામાં માકડ ચાંચડ ઉપદ્રવ કરે છે અને ઉઘને ખલેલ પહોંચાડે છે

ઉઘાડી જગ્યામાં કે અગાસે સુવું નહિ. શરીરપર સીધો પવન ચાલ્યો આવે એવી રીતે પવનના ઝપાટા સામે સુવું નહિ. તેમ સુવાના ઓરડામાં બારી બારણાં બંધ કરીને સુવુ નહિ, કેમકે શ્વાસ લેવામાં તાજી હવાની જરૂર છે. ઘણા અભ્યાસથી, ઘણા વિચારથી, નિશો કરવાથી કે બીજા કારણથી મન ઉશ્કેરાયું હોય તો તરત સુવું નહિ. સુવાના પહેલાં માથાને ટડુ રાખવું, ગરમ હોય તો ટડા પાણીથી ધોવુ; પગના તળીયાં તેલથી ઘસાવી ગરમ પાણીમાં બોળવાં. હમેશાં મગજ ટડુ અને પગ ગરમ રાખવાની જરૂર છે. મોડુ સુવુ નહિ, તેમ ઘણુંખાઇને તરત સુવું નહિ. રાતે જલદી સુવુ અને સવારે વહેલું ઉઠવું. દુનિયાદારીની દિવસની ચિંતાઓ ચિત્તમાંથી કાઢી નાંખી રાતે સુઇ જવું. જમીનપર સુવા કરતાં બિછાનાપર સુવુ સારૂં છે. ઓસીકાં, ગલેફ, ચાદર, રજાઇ વગેરે સ્વચ્છ રાખવાં, કેમકે શરીરમાંથી નીકળતો મેલ તેમને ચોંટી રહે છે, તે નુકશાન કારક છે. મોઢાપર ઓઢીને સુવુ નહિ, કેમકે તેમ સુવાથી તાજી હવા શ્વાસમાં દાખલ થઈ શકતી નથી. શ્વાસ દ્વારે નીકળેલી ઝેરી હવાનો ફરી ફરી શ્વાસ લેવાય છે, તો તેથી તનદુરસ્તી બગડે છે. નાની ઓરડીમાં સ્ત્રી પુરૂષ અને છોકરાંઓ ખીચોખીચ સુવે અને તેમાં પૂરતી હવાની હરફર ન હોય તો તેમની તનદુરસ્તી બગડે છે. ઘરમાં પૂરતી ઉંઘ ન આવતી હોય તો જાણવું કે ઘરમાં હવાની જોઈતી હરફર નથી. રાત્રે વધારે ખાવાથી પૂરતી ઉંઘ નહિ આવતાં ખરાબ સ્વપ્નાં આવે છે. એ સ્વપ્ના એમ બતાવે છે કે મગજને બરાબર ચેન નથી, માટે સારી પેઠે ખાધા પછી તરત સુવુ નહિ. તેથી માથું ભારે થઇ જાય છે અને તનદુરસ્તી બગડે છે. શરીર ઉપર પવનના ઝપાટા આવે તેવી રીતે સુવાથી શરીરની ગરમી જતી રહી શરદી થઇ તાવ આવે છે તાવ અગર કોલેરા ચાલતો હોય ત્યારે તો ખાસ કરીને રાત્રિએ શરીર ગરમ રાખવાની સભાળ લેવી. ભોંયતળીએ ભેજ, શરદી, ભારે અને નઠારી હવા વિશેષ કરીને હોય છે, તેમ વિછી વગેરે જતુની પણ બીક રહે છે; માટે ભોયતળીએ સુવુ નહિ. તેથી ઘણીવાર મદવાડ આવે છે સુવાનો ઓરડો સાફ સ્વચ્છ હવા વાળો જોઈએ. તેમા સામાન કે અનાજનાં માટલાં વગેરે કાંઇ રાખવુ નહિ. સ્વચ્છ હવાવાળા ઓરડામાં ઉંઘ પૂરતી આવશે અને તનદુરસ્તી સુધરશે.

**વહેલાઉઠવું**—સવારે સૂર્ય ઉદય થયા પહેલાં ચાર ઘડી રાત્રિ હોય ત્યારે ઉઠવુ એ તનદુરસ્તીને માટે ઘણુજ સારૂ છે આંખ ઉઘડયા પછી પથારીમાં પડયા રહેવું એ સુસ્તાઇનુ લક્ષણ છે. મોડા ઉઠવાની ટેવથી તન અને મન નબળાં થાય છે, તેટલા માટે સૂર્યોદય પહેલાં ઉઠવુ ઉત્તમ છે આ બાબત ટેવની છે. એક વાર ટેવ પડશે એટલે પથારીમાં પડયા રહેવુ ગમશે નહિ. સવારમાં વહેલા ઉઠવાથી મન આનદમાં રહે છે અને દિવસનાં સર્વ કામને પહોંચી વળાય

છે. સવારનો વખત આનદ અને હુલ્લાશથી શરૂ થાય છે, તો પછી આખો દિવસ આનદમાંજ જાય છે. સવારનો વખત ખુશનુમા અને આનદી છે. આખા દિવસની હવા કરતાં સવારની હવા આનદ આપનારી, જોર આપનારી અને થાક ઉતારનારી છે. જો તમે તમારૂં શરીર તનદુરસ્ત રાખવા ઇચ્છતા હો તો સવારમાં વહેલાં ઉઠો, અને લાંબી જીંદગીની ઇચ્છા રાખતા હો તો સવારમાં વહેલાં ઉઠો, મોડા ઉઠનારનો ચેહેરો ઉદાસી લાગે છે, તેનું આખુ શરીર ઢીલું જણાય છે, અને તેને કાંઈ ચેન પડતું નથી. તેનું મોઢુ જોઇએ તો ફેફરી ગયેલું જણાય છે. એવાં સ્ત્રી પુરૂષને મદવાડ તુરત લાગુ પઢે છે.

**વ્યસન**—ચા, કાફી, દારૂ, ભાંગ, તમાકુ, તપખીર, અફીણ, વગેરે વ્યસનથી ભયંકર દરદો ઉત્પન્ન થાય છે. એ બધી વસ્તુઓ દવા તરીકે યોગ્ય રીતે વાપરવાથી ફાયદો કરી શકે છે, પણ નિત્ય વપરાસથી એટલે વ્યસનથી કાંઈ પણ ફાયદો કરવાને બદલે ઉલટુ નુકશાન કરે છે. એ દરેક વસ્તુઓ થોડો વખત ઉપયોગમાં લીધાથી તેનામાં માદક ગુણ હોવાને લીધે તેનું વ્યસન પડી જાય છે. વ્યસન તરીકે નિત્ય વાપરવાથી બુદ્ધિ અને હુશિયારીનો નાશ, સ્મરણશક્તિ, વિચારશક્તિ, અને પાચનશક્તિ નબળી પડે છે. અદહજમી, ક્ષય, લીવરનુ દરદ, ઝાડો કબજ અને મગજના જ્ઞાનતતુઓ નબળાં પડે છે, એ વગેરે દરદો થાય છે.

આની અદર જણાવેલા શરીર સરક્ષણના ઉપાયો પ્રમાણે વર્તવાથી શરીર આરોગ્ય અને દીર્ઘાયુષ્ય થાય છે. માટે દરેક સ્ત્રી પુરૂષે તનદુરસ્તી જાળવવા પ્રયત્ન કરવો એ તેમનું મુખ્ય કર્તવ્ય છે.

## સ્ત્રીઓનાખાસરોગોને–દવા.

આ સસારમાં સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય છે કે તેમણે સુંદર, સુઘડ, બળ બુદ્ધિમાં શ્રેષ્ટ અને તનદુરસ્ત પ્રજા ઉત્પન્ન કરવી. આવી પ્રજા ઉત્પન્ન કરવાને માટે તેમણે વૈદ્યકશાસ્ત્ર અને સદાચારના નિયમો જાણવા જોઇએ તથા એ નિયમો પ્રમાણે ચાલી પોતે અનેક રોગોથી મુક્ત રહી તનદુરસ્ત અને સદાચારી થવું જોઇએ. જો એ પ્રમાણે થાયતોજ સારી પ્રજા ઉત્પન્ન કરી પોતાના ઘર સૂત્રને સારી રીતે ચલાવી શકે, અને તેમ થાયતોજ પરિણામે શારીરિક અને માનસિક આધિઓ અને ઉપાધિઓ ઓછાં થાય; પરતુ ઘણા ખેદની વાત છે કે સ્ત્રીઓ આવા જ્ઞાનથી ઘણીજ અજ્ઞાન જોવામાં આવે

છે અને તેને લઇ અનેક રોગોને આધિન થઈ સંકટ ભોગવે છે. માટે સ્ત્રીઓને ખાસ ઉપયોગી વૈદ્યક શાસ્ત્રના જ્ઞાનની ઘણી જરૂર છે. જો કે કેટલાક રોગો પુરૂષો પ્રમાણે સ્ત્રીઓને પણ થાય છે અને તેને લગતી ચિકિત્સા વગેરે એક સરખીજ હોય છે. તે વિષે કેટલું વિવેચન વૈદ્યક શાસ્ત્રને આધારે " સતીમંડળ ભાગ ૧ લામાં ઘરઉપયોગી વૈદ્યક--એ વિષયમાં કરેલું છે. તે વાંચી ઉપયોગમાં લેવું સ્ત્રીઓના ખાસ-છુપા-ગુહ્યરોગો, જેની ચિકિત્સા ઉઘાડી રીતે થઇ શકતી નથી, તેમ સ્ત્રીઓ શરમ અને સંકોચથી ખુલ્લી રીતે વૈદ્ય કે ડાકટર પાસે પોતાના રોગની હકીકત જણાવી શકતી નથી, એટલુજ નહિ પરંતુ કેટલીકતો પોતાના પતિ કે વ્હાલા સંબંધીઓને પણ કહેતાં શરમાય છે. આવી અડચણોને લીધે તે પોતાના રોગોના ઉપચારો કરી શકતી નથી, તેથી તેવા કેટલાક રોગો વધીને તેનું પરિણામ વિપરીત આવે છે જો સ્ત્રીઓ રોગોના જ્ઞાનથી કુશળ થયેલી હોય તો તેઓ પોતાનો બચાવ કરવાના ઉપાયો લઇ શકે. સ્ત્રીઓના ગુહ્ય રોગો પર ઉપચાર કરવાને સ્ત્રીઓજ હોવી એ વધારે યોગ્ય છે, અને તેથીજ તેમને આવા જ્ઞાનની વિશેષ જરૂર છે સ્ત્રીઓને ઘણા છુપા રોગો થાય છે, તે સર્વનું અહીં વર્ણન કરેલું નથી, પરંતુ તેમાંના કેટલાક રોગોનું ઉપયોગી ટુંક વર્ણન વૈદ્યકશાસ્ત્રના આધારે આ નીચે આપેલું છે,—

**આર્ત્તવ—ઋતુદર્શનસંબંધીરોગો**—સ્ત્રીઓને રજોદર્શન બારમા વર્ષથી શરૂ થઇ પચાશ વર્ષ સુધી ઘણું કરી ચાલુ રહે છે અને દર માસે ત્રણથી પાંચ દિવસ સુધી રજ સ્ત્રાવ થાય છે રજોદર્શન દેશ, કાળ અને હવા વગેરે કારણોથી કોઇ સ્ત્રીઓને વહેલું મોડું પણ આવે છે તે વિષે વિશેષ વર્ણન **"સતીમંડળ ભાગ ૧ લામાં" રજોદર્શનના** વિષયમાં આપેલું છે તે સુજ્ઞ જીજ્ઞાસુ સ્ત્રીએ વાંચી જોવું, અહીં માત્ર તેને લગતા રોગોના કારણો, પ્રકાર, લક્ષણો અને દવાઓ આપેલી છે **કારણો**—બાળાઓ યુવાવસ્થાની પરીપકવ સ્થિતિમાં આવ્યા પહેલા અથવા શરીરની તનદુરસ્તી સારી ન હોય, એવા સમયમાં સંસારમાં નાખવાના હાનિકારક રીવાજથી ઘણી સ્ત્રીઓ ઋતુદર્શનના કંટાળા ભરેલા રોગને ભોગ થઈ પડે છે જ્યારે યુવાન બાળાઓ પ્રથમ રજસ્વળા થાય છે, ત્યારે તેની જોઇએ તેવી માવજત થતી નથી, જેવીકે—ઠંડી હવા, ભેજવાળી જગા, ઠંડા પાણીથી સ્નાન, ભીનાં કપડાં, ઘણો વખત ઉભા રહેવું, જલદી પચે નહિ એવો બોજા વાળો ભારે ખોરાક. ઘણો શ્રમ, ભય, ગુસ્સો, અતિ ગરમ, અતિ ઠંડા અને લુખા પદાર્થ ખાવા, વગેરે એ સર્વથી તેમને મુક્ત રાખવી જોઇએ, પણ અજ્ઞાન સ્ત્રીઓ તે વિષે કશો પણ નિયમ પાળતી કે પળાવતી નથી. તેથી રજોદર્શન બંધ કરવાના ઉપાયોથી, સંસારની વાતો કાચી વયમાં સાંભળવાને લીધે, અપકવ સ્થિતિમા દસ્તાન વહેલું આવવાથી, ગર્ભ રહ્યા પછી

યોગ્ય સભાળ ન રાખવાથી, અધુરે આવ થઈ જવાથી, સ્ત્રીઓ ખાનગી રોગોમાં કેટલીક અજ્ઞાન દાયણો-સુયાણીઓના હાથે ઉપાયો કરવાથી અને ગર્ભસ્થાનની કોઇ પણ વિકૃતિથી પણ ઋતુદર્શનને લગતા રોગો થાય છે. **રોગના પ્રકારઅનેલક્ષણ**—(૧) નષ્ટાવર્ત્તન-દસ્તાન બધ થવુ (૨) પીડિતાર્ત્તવ-ઋતુ આવ દુખાવ સાથે થવો. (૩) **અત્યાર્ત્તવ**—ઋતુઆવ જોઇએ તેથી વધારે થવો. આ ત્રણે પ્રકારે દસ્તાનને લગતા રોગો થાય છે.

**નષ્ટાર્ત્તવ**—આ રોગ થવાનુ કારણ—અવયવની સ્વાભાવિક ખામી, સ્ત્રી અંડની અલ્પતા અથવા અભાવ, વગેરે કારણથી ઋતુ પેદા થતું નથી અથવા પેદા થાય છે, તો પ્રતિબધને લીધે બહાર દેખાતું નથી ઘણો એશઆરામ, આળસ, ઘણી ઉઘ, ખરાબ હવા, અને ભેજવાળું ઘર, એ પણ આર્ત્તવ રોગનાં કારણો છે. **લક્ષણ**—દરેક માસે ઋતુ સમયે ઋતુ બહાર આવવાને યત્ન કરેછે, પણ બહાર પડી શકે નહિ. તેથી પેડુ, કમળ અને સાથળોમાં દરદ, શરીરમાં ધ્રુજ, ગળામા ગાંઠો, વખતે આંખો ઉઠે, પ્રદર, નાક અને મોમાંથી વખતે લોહીનો રસ્તો, હિસ્ટીરિયા, છાતીમાં ગભરામણ, દમ, મદાગ્નિ, ઝાડાનો કબજો, વગેરે થાય છે. **ઉપાય**—અવયવની કાંઈ પણ સ્વાભાવિક ખામી હોય તો તેનો તપાસ કરાવી ઉપાય કરવો ઝાડો કબજ હોય તો તે સાફ આવે એવી દવા લેવી. ગરમ પાણીની પીચકારી લેવી, ગરમ પાણીમાં બેસવુ, અથવા પેડુપર ગરમ પાણીનો શેક કરવો. **દવા**—(૧) એળીઓ અને હીરાબોળની સોગઠી પેરવી. (૨) એળીઓ, લોહ, કુવાર, ગુગળ, એ દવાઓ દસ્તાનના રોગોને મટાડે છે. માટે તે એકલી અગર બીજી દવાઓની સાથે લેવી. (૩) એળીઓ ૪ તોલા, હીરાબોળ ૨ તોલા, ગુલકદ ૫ તોલા, એ સર્વે મેળવી બબે વાલની ગોળી કરી દરટંકે એકેક ગોળી લેવી. (૪) ટંકણ ૧ વાલ, એળીઓ ૧ રતી, મપુર ૧ રતી, તેની ગોળી પાણી સાથે લેવી.

**પીડિતાર્ત્તવ**—**કારણ**—આ રોગ શારીરિક અને માનસિક નાજુકાઈ, ગર્ભસ્થાનનો વરમ, ઋતુઆવનો પ્રતિબધ થવાનુ કાંઇ ખાસ કારણ અને ગર્ભાશયમાં લોહીનો જમાવ, એ આ રોગના કારણો છે. **લક્ષણ**—ઋતુઆવ થતા પહેલાં એકાદ દિવસ અગાઉથી દરદ શરૂ થાય છે. કમરમાં સખ્ત શૂળ, માથામાં દરદ, પેડુમા ગાઠ જેવો જમાવ, તથા બોજો, ઋતુઆવ ઓછો કે વધતો આવે, બધપડે ને વળી આવે, અને તેની સાથે દરદ પણ તેના પ્રમાણમાં વધે ઘટેછે. હિસ્ટીરિયા, ઓડકાર, અને ઝાડાનો કબજો એ સર્વ આરોગનાં લક્ષણ છે.

**ઉપાય**—(૧) જે વખતે પીડા થતી હોય તે વખતે દસ્તાનની પીડા બેસાડવા માટે અફીણ અને કપુરનો ઉપયોગ કરવો. (૨) અફીણ ૨ ગ્રેન, અને કપુર ૪ ગ્રેન, તેની ૭ ગોળીઓ કરી એકેક બબે ગોળી ત્રણ ત્રણ કલાકે ખાવી. (૩) બેલા-

ડોના ૧૨ ગ્રેન, જસતાં ફુલ ૪૦ ગ્રેન, તેને મધમાં ઘુટી તેની ૪ સોગડી કરી દરરોજ એક રાત્રે પેરવી. (૪) ગરમ પાણીમાં બેસવુ. (૫) યોગરાજગુગળ એ પણ સ્ત્રીઓના ગર્ભાશય અને ઋતુના રોગને માટે ઉત્તમ ઉપાય છે.

**અત્યાર્ત્તવ**—ઋતુ દર્શન દરમાસે આવવાને બદલે થોડી થોડી મુદતે આવે, જોઇએ તે કરતાં વધારે સ્ત્રાવ થાય, અને ત્રણ ચાર દિવસ દેખાવાને બદલે વધારે દેખાયા કરે, તેને અત્યાર્તવ કહે છે. કારણ—યકૃત—લીવર, પ્લીહ, કેફસાના વ્યાધિ અને પાંડુ વગેરે દરદોમાં આ રોગ થાય છે. ગરમી તથા ગરમ ખોરાક ગર્ભાશયની અંદરની ગાંઠ, અગર મસા, ગર્ભાશયનું ખસવું, ગર્ભ ધારણ પછી ગર્ભ સુકાવાથી, અગર સુવાવડ પછી ઓરનો ભાગ રહી જવાથી આ રોગ થાય છે. **લક્ષણ**—દસ્તાન થોડે થોડે આવ્યા કરે અગર એક સરખું એકદમ વહીને બધ પડે, શરીર ખાલી પડે ફીકુ પડે, શ્વાસ, થોથર, ઉલટિ, મંદાગ્નિ, મનની વ્યાકુળતા અને ઝાડાનો કબજો. **ઉપાય—સ્થાનિકઉપચારો**—(૧) ઠંડા પાણીનું પોતું રાખવુ અથવા બરફ મૂકવો (૨) ફુલાવેલ ફટકડીના પાણીની પીચકારી મારવી (૩) પચવલ્કલ અગર ત્રિફળાના પાણીની પીચકારી કે પ્રક્ષાલન કરવુ. **અંદરનાઉપચારો**(૧) અફીણ ૧ ગ્રેનની બે ગોળી કરી એકેક ગોળી દર ત્રણ કલાકે ખાવી. (૨) સ્યુગર લેડ ૮ ગ્રેન, અફીણ ૧ ગ્રેન, ગુલકદ ૫ ગ્રેન, એ સર્વને મેળવીને તેની ૪ ગોળી કરી એકેક ગોળી ત્રણ કલાકે લેવી. દેશી દવાઓમાં અફીણ, આંબળાં. બોથમીજીરૂ, ટકણ, કહોળુ, ગુદરપાક, હીરાબોળ, ચદ્રપ્રભા, વગેરે દવાઓ લોહીને અટકાવે છે.

**હીસ્ટીરિયા**—દેશી વૈદ્યક શાસ્ત્રે આ રોગને વાત વ્યાધિમાં અને અંગ્રેજી વૈદોએ માનસિક—મગજના વ્યાધિમાં સમાવેશ કરેલો છે. ત્યારે અજ્ઞાન લોકો ભૂતનો આવેશ માનીને ભૂત કાઢવાના મૂર્ખાઈ ભરેલા ઉપાયો કરે છે. આ રોગ વિશેષે કરીને સ્ત્રીઓનેજ લાગુ પડે છે, અને કોઇ વખત નબળા મનના પુરૂષોને પણ લાગુ પડે છે. **કારણ**—ગર્ભાશયના વ્યાધિ, આર્ત્તવ—ઋતુદોષ, મનની નબળાઇ, ભય, શોક, ખેદ, અતિ વિષયાશક્તિ અને મનને ધકકો લાગે એવાં બીજા અનેક કારણોથી આ રોગ ઉત્પન્ન થાય છે. **લક્ષણ**—ખેચતાણ, હસવું, રોવુ, ધુણવુ, બૂમો પાડવી, ગોળો ચડવો, અવાચક થઇ જવુ, ઉલટી, "ઓહીયાં, ઓહીયાં" જેવા અવાજ થવા, એ તેનાં સામાન્ય ચિન્હો છે. આ રોગ વાળી સ્ત્રી ઘણી વખત જે ફરિયાદ કે દરદનુ કશું કારણ હોતુ નથી, તેને માટે તે ઘણીજ બૂમો પાડે છે. શરીરમા બળતરા નહિ છતાં બળુંછું, બળુંછું, કરીને પાણી માગે છે, તેને ખોટી વાસ આવે છે. જીભ બે સ્વાદ બને છે, ગોળો ચડે છે અને તે ગોળો ગળા સુધી ભરાઇને જાણે હમણાં પ્રાણ નીકળી પડશે, એટલું જોર કરે છે, શરીરે ગોટલાં ચડે છે, દાંત જડાઇ જાય છે, અવાજ બેસી

જાય છે, પેટ મોટુ થાય છે અને મહીના ચડયા હોય એવું લાગે છે. ઉપાય—આ રોગ થવાનું કારણુ હોય તે શોધીને તેનો ઉપાય કરવો, કારણુ શોધવા માટે એ દરદીનો સ્વભાવ અને સ્હવાસથી જાણીતા પાકા માણસથી તેની સાંસારિક સ્થિતિની સર્વ માહેતી મેળવવી એટલુજ નહિ પરતુ તેની કેટલીક ખાનગી વર્ત્તણુક અને વ્યસનોની પણુ બાતમી મેળવવી જોઇએ. સ્ત્રીઓને આ રોગ વિશેષ કરીને ઋતુ સબધી વિકારોને લીધે થાય છે. માટે ઋતુ સબધી જે ફરિયાદ હોય તે દૂર કરવા ઉપાય કરવા. સુખી ઘરની સ્ત્રીઓએ એશઆરામમાં ઘરમાં ગોંધાઇ નહિ રહેતાં ખુલ્લી હવામા ફરવુ અને શરીરને યોગ્ય શ્રમ આપવો. આ રોગ વાળી સ્ત્રીનું મન ઉશ્કેરાઇ ન જાય માટે તેને હમેશા પ્રસન્ન રાખવી, તેનાપર પ્રીતિ બતાવવી એ રોગના આ વેગ વખતે કરવાના ઉપચારો—મોં ઉપર ઠંડુ પાણી છાંટવું, નાક આગળ આમોનિયા કે બીજું ઉગ્ર નસ્ય ધરી જાગૃતિ આવે એવો ઉપાય કરવો. હાથ પગનાં તળીયાં ઘસવાં, બેશુદ્ધિ આવ્યા વિના વાયુનો ગોળો ઉપડયો હોય તો હીગ ગળાવવી અને દસ્ત સાફ આવે એવી રેચક દવા આપવી. યોગરાજગુગળ, રાસ્નાદિ કવાથ, અને ત્રિફળાદિ કવાથ, પણુ આપવાથી ફાયદો થાય છે.

પ્રદર—આ રોગ પોતે જુદો નથી; પરતુ આ કેટલાક રોગોનું ચિન્હ છે. સ્ત્રીને પાણી જેવો જરા જરા સ્ત્રાવ આવ્યા કરે છે. જેથી તે ભાગો ભીના અને લીલા રહે છે. જયારે કેટલાંક કારણોથી આસ્ત્રાવ વધે છે અને પ્રવાહની પેઠે બહાર પડી કપડાંને બગાડે છે, ત્યારે તેવા ઋતુસ્ત્રાવને પ્રદર, ધુપણી અથવા શરીરનું ધોવાવુ, એવી રીતે ઓળખવામાં આવે છે. કારણુ—સસાર ભોગવવામાં નિયમ કે હદ ન રાખવાથી, વારવાર ગર્ભ રહેવાથી, ઋતુસ્ત્રાવ બધ કરે એવી વસ્તુઓ વાપરવાથી, ગર્ભ રહેવાથી, બીજા રોગોને લીધે આવેલી નબળાઇથી, ઘણો સારો પૌષ્ટિક ખોરાક ખાઇ શરીરને યોગ્ય કસરત નહિ આપવાથી અને દારૂ વગેરે ગરમી પેદા કરનારી ચીજો બહુ વાપરવાથી આ રોગ પેદા થાય છે. લક્ષણુ—પાણી જેવી, અગર ઘાટી અને ચીકણી, ધોળી, પીળી કે મળગુગળી રસી વહેવી એ આ રોગનાં પ્રત્યક્ષ ચિન્હ છે ગુહ્ય ધાત ગુહ્ય માર્ગથી અને ગર્ભસ્થાનમાંથી એમ બે માર્ગેથી વહે છે. ગુહ્ય માર્ગની ધાત પહેલાં પાણી જેવી હોય છે અને બહાર આવતાં તેનો રગ દુધ જેવો અથવા પીળાશપર હોય છે, વાસ ખાટો અને જલદ હોવાથી વખતે તેના સ્પર્શથી સુંવાળા ભાગોમાં લાલાશ, બળત તથા ચળ ઉપડી આવે છે. આ પ્રકારના ધાતુસ્ત્રાવમાં માત્ર કમર તથા પેડુમાં જરા દરદ અને લાબે દહાડે નબળાઇ માલુમ પડે છે. ગર્ભસ્થાનની ધાત કમળના મોંમાંથી નીકળે છે, ત્યારે તે ઇંડાંની અદરના રસ જેવી હોય છે, પણુ બહાર આવતાં સાબુના ફીણુ જેવી અને વખતે પીળા રગની હોય છે. વખતે

બહુ ખાટી હોય છે. ગર્ભસ્થાન અને કમળ મુખના દીર્ઘ વરમથી આ રોગ ઉત્પન્ન થાય છે અને તેની સાથે મ થામા પીડા, મંદાગ્નિ, અરૂચિ, પેટમાં વાયુ, થાક, શ્વાસ, જીભ ઉપર મેલ, ફિકાસ, ઝાડાનો કબજો, છાતીમાં ફડક, ફેર, મુર્છા, વાંસામાં તથા જમણા પડખામા દરદ અને વખતે હિસ્ટીરીયાના જેવાં ચિન્હો થઈ આવે છે **અંદરનાઉપાય**—શ્વેત પ્રદરમાં સ્ત્રીને પૌષ્ટિક અન્ન અને ઔષધ આપવાં પૌષ્ટિક દવામા મુખ્યત્વે લોહકલ્પ દેવુ, મડુર ૧ રતી છાસમાં દેવુ. કિંવા લોહ ભસ્મ ઘી સાકરમાં અગર માખણમાં દેવી. સ્ત્રીને હવા બદલવા કહેવુ. કાળજાનો અગર બીજો કઇ રોગ હોય તો તેની દવા કરવી, આહાર વિહારમાં બહુજ નિયમિત રહેવુ અથવા સખ્ત પહેરેજી રાખવી. બાળક ધાવતુ હોય તો ધાવણ છોડાવવુ, યોગ્ય કસરત કે શ્રમ કરવો, ખૂલી હવામાં ફરવુ, ક્ષય વગેરે રોગ હોય તો ઉપાય કરવો. તનદુરસ્તી બગાડનારાં સર્વ કારણોનો અટકાવ કરવો અને તનદુરસ્તી વધારવાના સર્વ ઉપાયો કરવા મુસળી પાક, ગોખરૂ પાક, ગળોસત્વ, રસાયણ ચૂર્ણ, જીરાપાક, ચંદ્રપ્રભા, કોળુ, પાકેલા કેળા, ખેરી ગુંદર, શતાવળી, આસધ, મુસળી, તાલીમખાના, ગોખરૂ, ગળો, વગેરે સર્વ દવાઓ પ્રદર અને ધાતુસ્રાવ બંધ કરવા વાળી છે. **બહારનાઉપાય**—પંચવલ્કલના પાણીથી પ્રક્ષાલન અથવા તેની પીચકારી ( સ્ત્રીઓ માટે ખાસ જુદી પીચકારીઓ મળે છે, તે વાપરવી ) ત્રિફળાના પાણીની કે ઉકાળાની પીચકારી લેવી. માયાફળ એક તોલો લઇને તે અધકચરા વાટી એક શેર પાણીમાં નાખી કાઢો કરવો, તે ગાળી લઇ તેમા ફટકડી અને કાથાનુ ચૂર્ણ નાખી તેની પીચકારી મારવી. પતગલકડી, મોચરસ, અને ધાવડીના ફુલ એ સમભાગે લઈ શેર પાણીમા ઉકાળો કરી તેની પીચકારી મારવી **અંદરપેરવાનીદવા**—મુલતાની માટીનો ગોળી કરી પેરવી. માયાફળ, ફટકડી અને કાથાનુ ચૂર્ણ તેને એક બારીક કપડામા ઘાલી તેની પોટલી કિંવા લાબી કોથળી કરીને પેરવી

**રક્તપ્રદર—લોહીવા**—સ્ત્રીઓને ઘણીવાર શ્વેતપ્રદરને બદલે લોહીસ્રાવ કે પ્રવાહ થાય છે, તેને ફક્ત પ્રદર કહે છે આ રોગના ઉપાયો " શ્વેતપ્રદર " પ્રમાણે કરવા ઘણીવાર આર્ત્તવ-ઋતુદોષ ( અત્યાર્ત્તવ ) રક્તપ્રદર ગણવામા આવે છે અને રક્તપ્રદર તથા અત્યાર્ત્તવ એ બને ગર્ભાશયનાજ રોગ હોવાથી બને માટે એક સરખા ઉપાયો કરવામા આવે છે

**મુત્રમાર્ગનોવરમ**—મૂત્ર માર્ગમાં તીક્ષ્ણ વરમ એટલે દાહ સાથે સોજો થાય છે પરમાના ચેપથી અથવા ગરમ પદાર્થો ખાવાથી, દારૂ પીવાથી. મલીનતાથી અને સસારવિલાસમાં હદ નહી રાખવાથી આ રોગ થાય છે

**લક્ષણ**—ઉનવા, દાહ, ચળ, કમર તથા જાગમા દરદ, દસ્ત ઉતરતાં દરદ, અદર પ્રથમ સોજો અને પછી પરૂ જેવી રસી આવવા માંડે છે. જીર્ણ થયા પછી

આ દરદ પ્રદરનું રૂપ પકડે છે ઉપાય—અફીણના ડોડા તથા સોડા નાખી ઉકાળેલા ગરમ પાણીમાં બેસવુ. ગરમ પાણીનો પીચકારી લેવી અફીણુ અને સ્યુગરલેડ બબે વાલ કોકમના તેલમા મેળવી તેની ચાર સોગઠી કરી એકેક અંદર પેરવી. પ્રદર રોગમાં બતાવેલા પ્રક્ષાલનનો તથા પોતાનો ઉપયોગ કરવો એક હલકો જુલાબ લેવો. આ દરદ સારી રીતે મટતાં સુધી ખોરાક સાદો અને હલકો લેવો. ગરમ ખાનપાનનો છેક ત્યાગ કરવો.

**ગર્ભાશયનોવરમ**—સુવાવડની વિકૃતિમાંથી ગર્ભાશય સુજી આવી તેમાં બહુ પીડા, તાવ અને ઝાડાનો કબજો થાય છે. દસ્તાન તથા પ્રદર બહુ થાયછે. આ રોગવાળી સ્ત્રીઓને ગર્ભ રહી શકતો નથી, વરમ જીર્ણ થયા પછી તેમાં મસા, રસોળી વગેરે ગ્રંથીઓ જામે છે અને દસ્તાન ઘણુજ પડે છે **ઉપાય**—વરમના સર્વ ઉપાયો કરવા. જુલાબ, શેક, પોલ્ટીસ, લેપ એ સર્વ કરવાં. ગરમ પાણીની પીચકારી અને પેડુ ઉપર અળસીની પોલ્ટીસ મારવી અથવા છેવટ કમળના મો ઉપર થોડી જળો મુકાવવી સસાર સુખથી વિરક્ત રહેવું. ખોરાક સાદો અને હલકો લેવો. ગર્ભનુ શોધન કરનારી દવાઓ ખાધાથી સુધારો થાય છે. જસતનાં ફુલ, કોકમના તેલ સાથે મેળવી અદર ચોપડવુ આ વરમને લઇ કોઇવાર કમળનું મો વચે થાય છે. અને તેથી ગર્ભ રહી શકતો નથી તેમજ દસ્તાન અંદર ભરાઇ રહી પીડા થાય છે.

**કમળનુંક્ષત**—કમળ ઉપર કોઇવાર ઘારૂ પડે છે, તેથી રક્તસ્રાવ થાય છે કોઇ વાર ઉપરછલુ છાલુ પડે છે ને કોઇવાર ઘારૂ ઉંડુ પડે છે આ દરદને લીધે પણ દસ્તાન અનિયમિત તથા ઘણુ આવે છે કમરમાં ત્રાશ દાયક પીડા થાય છે, ધાત જાય છે અને રક્તસ્રાવ થાય છે. **ઉપાય**—વ્રણના ઉપાય કરવા પચવલ્કલની અગર ત્રિફળા અને માયાના પાણીની પીચકારી મારવી. ફટકડી અગર જસતના પાણીની પીચકારી મારવી

**ગર્ભાશયભ્રંસ**—આ આમળુની પેઠે ગર્ભાશય પણ હેઠુ ઉતરી બહાર આવે છે. આ દરદ મોટી ઉમરની સ્ત્રીઓને થાય છે, વારવાર પ્રસવ થવાને લીધે ગર્ભાશય બહાર આવે છે ગર્ભાશય સુજી જવાથી, તેમા ગ્રથી થવાથી, અને કરાંજવાથી. ગર્ભાશય હેઠે ઉતરે છે **ઉપાય**—આમળુની પેઠે તેને દાબીને ઉપર ચડાવવુ, રાળના લેપનુ બધન કરવુ ને તાણીને પાટો બાધવો સ્ત્રીએ પથારીની બહાર જવુ નહિ. ઠડા પાણીમા બેસવુ અગર સ્તભક દવાઓની પીચકારી મારવી અથવા સોગઠીપેરવી જેથી બધન સખત થવાથી ગર્ભાયય નીચે ઉતરી શકશે નહિ. શક્તિ આવે એવી દવાઓ લેવી.

**સ્તન—થાનનોસોજો**—ધાવણમાં દૂધ પેદા થવા સારૂ તે તરફ લોહીનો જોશ ચડી આવે છે. તેથી ધાઇ ભરાઇ જાય છે અને તાવની સાથે થાનમાં

સોજો ઉપડી આવે છે. એક અગર બને ધાઇમાં આ દરદ થાય છે, ત્યારે થાન ભરેલાં લાગે છે. તેમાં ગાઠો બધાય છે, સખ્ત વરમ થઇ આવે છે. ત્યારે ચામડી લાલ થાય છે, ટાઢ તથા તાવ ચઢી આવે છે, બેચેની, અનિદ્રા, અને પાક ઉપર આવતા અંદર લબકારા મારે છે. બાળકને વખતસર નહિ ધવરાવવાથી અથવા ભરેલી ધાઇમાં હાથને બહુ હલાવવાથી, ઘણો ગરમ ખોરાક ખાવાથી અગર મનના આવેશની અસરથી પણ વરમ થાય છે **ઉપાય**—થોડુ દરદ હોય તો ફુલાલીનનો અથવા પોશના ડોડાના ગરમ પાણીનો શેક કરશો દાહ થતો હોય તો—ગુલાબ જળનું પોતું મૂકવુ અથવા સુખડ અને રતાંજળીનો લેપ વારવાર કરવો વેળાસર દૂધ ખેંચી લેવાનો ઉપાય કરવો, કોઈ પાસે ધવાડીને કાઢી નાંખવુ, શેક કરવો અને અળસીની પોલ્ટીશ માર્યા કરવી લીંમડાનાં પાન બાફીને બાંધવા, ઝાડો સાફ લાવવાની તથા તાવની દવા આપવી.

**બાલીજવું**—કેટલીક સ્ત્રીઓ ઋતુના દોષથી એટલે દસ્તાનનો અટકાવ થવાથી અંદર જમાવ થતો જાય છે અને તેથી એવી સ્ત્રીઓનાં પેટ અને પેડુ ખાસ કરીને ફુલી ગયેલા જોઇએ છીએ, તેને બાલીજવુ કહે છે. કેટલીક સ્ત્રીઓને એકાદ છોકરૂ થયા પછી આરોગ થાય છે અને પછી ગર્ભ રહેતો અટકે છે **ઉપાય**—બાલી ગયેલી સ્ત્રીઓએ ઓછો અને સાદો ખોરાક ખાવો અને મહેનતનું કામ કરવુ ખુલ્લી હવામા અને ઘરમાં પણ શ્રમ પડે એટલુ કામકાજ કરવુ. શરીર ઉપરથી ચરબી અને વાયુ ઓછા થાય એવા ઉપાયો કરવા. એવા ઉપાયોમા સાફ દસ્ત આવે એવી દવા કરવી હરડે, જાલપ, એળીઓ, હીંગ વગેરે દવા વાયુના તથા દસ્તના ખુલાસા માટે વાપરવી. ઋતુ—દસ્તાન વેળાસર લાવવાના ઉપાયો કરવા જેમકે ગરમ પાણીમાં રાઇ નાખી પગ બોળવા, કમર ઉપર શેક કરવો. આ ઉપાયથી પેડુનો જમાવ નરમ પડશે અને જામેલા લોહીનુ ઉપર ખેચાણુ થઇ ગર્ભાશય ખુલ્લુ થશે યોગરાજગુગળ વાયુ તથા મેદને ઓછો કરે છે માટે તેને લાંબો વખત સેવન કરવુ. ત્રિફળાનો ઉકાળો મધ નાંખી પીવો, પાણી ગરમ કરી ઠારીને તેમા મધ નાખી નિત્ય પીવુ. તેથી પણ મેદ તથા ચરબી ગળે છે.

**ગર્ભાવસ્થાનારોગો.**—સ્ત્રીઓને ગર્ભ રહ્યા પછી કેટલીક સ્ત્રીઓને ગરોદરના ખાસ રોગો થાય છે, તેમજ તાવ, મરડો, ઝાડો વગેરે સામાન્ય રોગો પણ થાય છે. તે રોગો જાણવામા આવતા તે દુર કરવાના ઉપાયો કરવા જોઇએ. આપણા લોકોમાં ગર્ભિણીને કઇપણ દવા આપવી નહિ, એવી ગાંડી સમજણ હોય છે તેથી કેટલીક વૃદ્ધ સ્ત્રીઓ અને સમજણ વગરના પુરૂષો ગર્ભિણીને મોટો ભયકર રોગ થયો હોય, તોપણ કઇ દવા આપતા નથી. તેથી તેનું પરિણામ બહુ ખરાબ આવે છે. વૈદ્યક શાસ્ત્રમાં ગર્ભિણી સ્ત્રીઓના રોગોની પણ દવા

આપેલી છે. માટે તેવો કોઇ રોગ જણાતા કદી પણ બેદરકાર રહેવુ નહિ; તરત સારા વૈદ કે ડાકટરની સલાહ લઈ દવા કરવી. આ નીચે વૈદ્યક શાસ્ત્રને આધારે થોડા રોગોના ઉપાયો આપેલા છે.

**ઝાડાનીકબજીયત**—ગર્ભણી સ્ત્રીઓને ઝાડાની કબજીયત રહે છે. જો કે તે હમેશાં એકાદ વખતે ઝાડે જાય છે, તોપણ જોઇએ તેવો ખુલાસે સાફ દસ્ત આવતો નથી, તે એ સ્ત્રી જાણી શકતી નથી આ વિકાર ધીમે ધીમે વધીને પેટમાં સણકા નાખીને કમર દુખવા માંડે છે, અને જનેંદ્રિય છુટીને નીચે આવે છે, એવો ભાસ થાય છે. **ઉપાય**—તેમને વારવાર જુલાબની દવા નહિ આપતાં યુક્તિથી કામ લેવું. એળીઓ, નસોતર. કેલોમેલ, નેપાળો, રેવચીનોશીરો, જાલપ, આ દવા ચાલતા સુધી આપવી નહી. (૧) દુધના વિશેષ સેવનથી ઝાડાનો ખુલાસો થાય છે. (૨) એરડીઉ દુધમા આપવુ સખત કબજીયતમાં એરડીયાની પીચકારી આપવી. (૩) સોનામુખી, હીમજીહરડે, ગુલાબનીકળી, આંબળાં, જેઠીમધ, અને કાળી દ્રાક્ષ તથા ગરમાળાનોગોળ, એ પ્રત્યેક અરધો તોલો લઈને એક શેર પાણીમાં કાઢો કરીને ચોથો ભાગ બાકી રહે એટલે ગાળીને વારવાર થોડો થોડો પાવો, તેનાથી ગર્ભને અને ગર્ભણીની પ્રકૃતિને કંઈ ઈજા થતી નથી અને મળ શુદ્ધિ સાફ થઇ પ્રકૃતિ શાન્ત રહે છે.

**છાતીમાંબળવું**—લક્ષણ—કડવા ધચરકા અથવા ઓડકાર આવે છે, અને કેટલીક સ્ત્રીને છાતીના નીચેના ભાગમાં બળત્રા શરૂ થઈ ઉપર ગળામાં આવે છે. **ઉપાય**—સ્ત્રીએ સાધારણ રીતે ખટાશ, તીખાશ, અને તેલ વાળા પદાર્થ ખાવા નહિ. બાઇકારબોનેટઓફસોડા સુમારે ૨ થી ૫ રતી એક તોલા ટાઢા પાણીમા આપવો. સોનાસુખી ૦ાા તોલો, હિમજીહરડે ૦ાા તોલો, કાળી દ્રાક્ષ ૦ાા તોલો, અને આંબળાં ૦ાા તોલો એ સર્વનુ એકત્ર ચુરણ પાણી સાથે આપવુ. **પેટમાંચુંક**—આ ચુક વખતે એટલી તો તિવ્ર હોય છે કે તેનાથી ગર્ભપાત થવાનો સભવ હોય છે. **ઉપાય**—ફુદીનાના અને આદાના રસમાં બે ત્રણ રતી સચળ મેળવીને આપવો. ફુદીનાનો રસ ૦ાા તોલો, આદાનો રસ ૦ાા તોલો, અને સિંધવ ૧ માસો, મેળવીને આપવો. તેથી બધ ન પડે તો, નગોડનો રસ ૦ાા તોલો, એક માસો સિધવ નાખી આપવો, ફુદીનો. આદુ, ડુંગરી, લસણ, અને તુળશી એ દરેકનો પા પા તોલો રસ કાઢીને એકત્ર કરી આપવો. અજમો ઉના પાણીમાં આપવો.

**શૂળ**—દર્ભ, કાંસડો, એરડો, અને ગોખરૂનાં મૂળને પાણીમાં વાટી, તેમાં પકાવેલ દુધમાં સાકર અને મધ નાંખી પાવું, શૂળને માટે સખત દવાઓ વાપરવી નહિ.

**અતિસાર**—કેરીની ગોટલી શેકીને ખાવા આપવી. કુણું બીલું, જાયફળ

અને મરડાશીંગ એ પાણીમાં ઘસી આપવાં, ધાવડીના ફુલ, મોચરસ, અને ઇંદ્રજવ એ સર્વ સમભાગે લઇને ચૂર્ણ કરી બે માસા પ્રમાણુથી પાણી સાથે આપવું. ગર્ભિણીને જ્વરાતિસાર થયો હોય તો મજીઠ, જેઠીમધ, લોધર, એ એક એક તોલો લઇને તેનું ચૂર્ણ કરી ૭ માસા સાકરના પાણીમાં મેળવી આપવું, પાકેલા ઉબરડાં મધસાથે આપવાં, કિંવા પાકેલાં જાંબુડાં આપવાં.

**ઝાડો**—આંબા અને જાબુડાની છાલનો કવાથ કરી તેમાં ચોખાની ધાણીનો સાથવો નાંખી પાવાથી સમણી મટે છે મજીઠ, જેઠીમધ, અને લોધર એ ત્રણ વાટી તેનું પાણી કરી સાકર નાખી આપવું.

**ઉલટી**—ધાણાને ચોખાના ધોવણમાં છણી કાઢી તે પાણીમાં સાકર નાંખી પાવુ કલભાનું ચૂર્ણ અથવા કવાથ સાકર તથા મધ નાંખીને આપવુ, સોડાવાટર તથા બરફ આપવાં, કાળજાપર રાઇની પટી મારવી અગર લાડેનમ ચોપડવું. ખોરાકમા ફકત દુધ અથવા દુધની કાઝી કે રાબ આપવી બોજાવાળો ભારે ખોરાક કાંઇ પણ આપવો નહિ

**અરૂચિ**—અજમોદ, સુઠ, પીંપર અને જીરૂ તેની ગોળમાં ગોળીકરી આપવી.

**ઉધરસ**—બાહુફળીના મૂળ, બળદાણાના મૂળ અને અરડુશીના પાનનો કવાથ કરી પાવો આ કવાથ ગર્ભિણીને કમળો, સોજો, શ્વાસ, કાંસ, રક્તપિત્તનાં કરદમાં પણ સારો છે ખેરસાર તથા કાથાની ગોળી આપવી. સીતોપલાદિ ચૂર્ણ મધને ઘીમા આપવુ.

**તાવ**—જેઠીમધ, રતાંજલી, વાળો ઉપલસરી, અને કમળનાં પાંદડાંનો કવાથ સાકર અને મધમા નાખી આપવો રતાજળી, ઉપલસરી, લોહ અને દ્રાક્ષનો કવાથ સાકર નાખી પાવો. બકરીનુ દુધ અરધોશેર અને પાણી શેર ૦ાા તેમા સુઠ રૂા ૧ ભાર નાખી ઉકાળી પાણીનો ભાગ બળીજતાં શેર અરધ દુધ રહે ત્યારે તેમા થોડી સાકર નાખી પાવાથી વિષમ જ્વર એટલે અનિયમિત રીતે આવતો ટાઢીઓ તાવ વગેરે શાત પડે છે

**અશક્તિ**—દુર્બળ અને અશક્ત સ્ત્રીઓને ગર્ભ રહે છે, ત્યારે તેમને શક્તિ લાવનારી દવા અને ખોરાક આપવાની જરૂર છે સ્ત્રીની દુર્બળ અવસ્થામા રહેલો અને ઉછરેલો ગર્ભ પણ બહુ દુર્બળ અને અલ્પાયુષી હોય છે; એટલુંજ નહિ પણ પ્રસવ વખતે સ્ત્રીની સ્થિતિ પણ ઘણીવાર બહુ જોખમ ભરેલી થઇ પડે છે **ઉપાય**—સામાન્ય ઉપાયોમા-દુધ સર્વોત્તમ છે ગર્ભિણીના ઉપચાર માટે ગાયનુ કે બકરીનુ દુધ સારૂ છે. જેઠીમધ અથવા સુઠના કટકા રૂા. ૧ ભાર તેને અરધશેર દુધ તથા અરધશેર પાણીમાં ઉકાળ ાા પાણી અધશેર બળીજતાં બાકી રહેલા દુધમાં થોડી સાકર મેળવી પાવુ. આવુ દુધ ઘણા દિવસ સુધી પીવાથી શરીરમાં શક્તિ ભરાય છે, અને શરીરમાં તાવ, ખાશી વગેરે કાંઇ ઉપદ્રવ હોય છે, તો તે

પણ શાત થાય છે. **વસંતમાલતી**—અથવા [illegible] વસતીમાલતીનુ સેવન કરવુ અનુપાન-દુધ, તથા સાકર. ગર્ભપાળ નામની દવા પણ ઉત્તમ ઉપાય છે. આ દવાથી ગર્ભિણી તેમજ ગર્ભ બનેનુ પોષણ અને રક્ષણ થાય છે

**કોલેરા**—સુંઠ તથા બીલીના મૂળનો કવાથ કરી પાવો તથા તે સાથે જવને શેકી તથા દળીને તેનો કરેલો સાથવો જરા જરા પાવો. સખ્ત દવાઓ આપવાથી ગર્ભને હાનિ થાય છે.

**માટીખાવાનીટેવ**—ગર્ભિણી સ્ત્રીઓમાં કેટલીકને માટી ખાવાની ટેવ હોય છે, વૈદક શાસ્ત્રમાં ગર્ભિણી સ્ત્રીને તેની ઇચ્છા પ્રમાણે જુદા જુદા પદાર્થો ખાવાને આપવાની ભલામણ કરી છે, પણ તેથી એમ નહિ સમજવુ જોઇએ કે દેખીતી રીતે નુકશાનકારક વસ્તુ ખાવાની ઇચ્છા થાયતો તે વસ્તુ પણ ખાવા દેવી. માટી નુકશાનકારક વસ્તુ છે, એમાં કાંઇ પણ શક જેવુ નથી. માટે એવી વસ્તુ ખાવાનો સખ્ત પ્રતિબન્ધ કરવો માટી ખાવાવાળી સ્ત્રીઓનાં છોકરાંને પણ માટી તથા પોડાં બહુ ભાવે છે ને ચોરી ચોરીને ખાતા શીખે છે. માટે તેવી નુકશાનકારક વસ્તુઓ ખાવા દેવી નહિ.

**મુર્છા**—ગર્ભિણી સ્ત્રીને પાચમા મહીનાના સુમારમા ગર્ભ ચલન વલન કરવા માડે છે, તે ચલન વલનને "ગર્ભ સ્પદન" એવુ નામ આપેલુ છે. ગર્ભ સ્પદન વખતે ગર્ભિણીને મૂર્છા આવે છે, તે પછી ફરીથી ઘણુ કરીને આવતી નથી, પરતુ નાજુક પ્રકૃતિની સ્ત્રીઓને તે વારવાર આવે છે અને તે સહેજ નજીવા કારણથી ઉત્પન્ન થાય છે ઉષ્ણને રોકાયેલી હવા, મનને આનંદ આપનાર દેખાવો, દુર્ગંધ, મનને કવચિત ધકકો પહોચવો, એક પછી એક જલદીથી મનમાં જુદા જુદા વિચાર ઉત્પન્ન થવા. આ માહેલા કોઇપણ કારણથી મૂર્છા આવે છે. **ઉપાય**—આવિકાર ક્ષીણતાના બોધક છે, માટે બળવર્ધક ઉપચારો કરવા. એરંડીઊં આપી કોઠો સાફ કરવો. લોહ અને તેના કલ્પ ઘણુ કરીને ઉપયોગી થઇ પડે છે મકુર એક રતી, ઘી તથા સાકરમાં આપવુ. નાચ, તમાસા અને જલદી ચાલવુ એ સર્વનો ત્યાગ કરવો.

**શ્વાસ**—નાજુક સ્ત્રીઓને ગરોદરપણામાં પહેલા બે ત્રણ મહીનામાં કદી ઉત્પન્ન થાય છે. જેમ જેમ ગર્ભાશય પેટમા ઉપર ચઢતું જાય છે અને મધ્ય પડદા પર તેનો દાબ પડવા લાગે છે, તેમ તેમ શ્વાસ બહુ વધે છે, સ્ત્રીથી સુવાતું નથી અને જો જરા ઉઘ આવે તો ભયકર સ્વમાં આવીને ઉંઘ ઉડી જાય છે. પ્રસુતીનો સમય નજીક આવતાંજ આ શ્વાસ અકસ્માત્ મટી જાય છે. **ઉપાય**—ભારગમૂળ, સુંઠ, લીંડીપીપર એ એકેક તોલો લઇ તેનું ચૂર્ણ કરીને તેમાંથી ત્રણ માસા ચૂર્ણ ગોળ સાથે આપવુ. એક રાઇના દાણા જેટલી કસ્તુરી નાગરવેલના પાનના બીડામાં આપવી.

**પગનીસુજ**—ગર્ભાશયનો દાબ અદરની મોટી રક્તવાહિનીઓ પર પડવાથી પગેથી રક્ત ઉપર ફરવાને પ્રતિબધ થાય છે. તેથી રક્તમાંનું પાણી બહાર નીકળી પગપર સજ આવે છે. એ પ્રસુતિ થતા સુધી રહી બે ત્રણ દિવસમાં ઓસરી જાય છે. તે મોં પરની અને હાથ પરની સુજ પ્રમાણે ભયકર નથી. ઉપાય—લાલસાટોડીનાં મૂળ, લાલકાકડીનાં પાન, કાળા ધતુરાના પાન અને ભાગરાનાં પાન વાટી તેનો લેપ પગ પર કરવાથી સૂજ કમી થાય છે. સુખડ, જેઠીમધ, વાળો, નાગકેશર, તલ, મરડાશીંગ, મજીઠ, આકડાનુ મૂળ અને ધોળી સાટોડીનો લેપ કરવો. કાળીજીરી, ધોળુજીરૂ. અને કડુ એ દરેક અરધો તોલો લઇ તેનો ક્વાથ કરી આપવો.

**હરસ—મસા**—આ ગર્ભાશયના દાબથી થાય છે વખતે એ ઘણાજ ત્રાસદાયક થાય છે. પ્રસુતિ પછી મટી જાય છે. કોઈ વખતે ગુદાદ્વારની આસપાસ હરસ-અર્શનુ ઝુમખુ થાય છે અને પછી કમી થતું નથી, તે વખતે આંતરડાંની ક્રિયા બધ થવાથી પણ થાય છે. ઉપાય-કોઠો સાફ રાખવો. કદી પણ સખ્ત જુલાબ આપવો નહી જાયફળની ભૂકી બે માસા ગુલકદમાં આપવી. કણઝીની છાલ છાશમાં ઘશીને આપવી. સુરણની કાતરીઓ સાકર સાથે ખાવા દેવી. નાગકેશર એકથી બે માસા માખણ અને સાકર સાથે આપવુ.

**મોંપરસુજ**—મો અને શરીરના ઉપરના ભાગપર સૂજ આવવી એ રક્તવિકારનુ ચિન્હ છે. તેનાથી તાણ ઉત્પન્ન થાય છે, પણ તે પછી તે ઘણુ કરી પ્રસુતિનો કાળ સમીપ આવતા સુધી થતી નથી ઉપાય—હલકો રેચ આપવો, શખાવળી અને કડવા લીંબડાના પાન પણીમાં ઉકાળીને નાસ (બાફ) આપવો, તેનાથી પરસેવો આવી સજ કમી થાય છે. હરડા, બેડા, આબળાં, નાગરમોથ, વાવડીગ સુઠ, મરી, લીડીપીપર, એ ઔષધો સમ ભાગે લઇ ચૂર્ણ કરવુ. તે ચૂર્ણ બે માસા અને તેટલીજ લોહ ભસ્મ મેળવી તેને મધ અને ઘીમા આપવી મડુર બે રતી ઉપરના ચૂર્ણમા અગર મધમા કે છાશમા, કે ઘી મા આપવુ.

**ઉંઘનોનાશ**—ગર્ભણી સ્ત્રી ઉંઘ નહિ આવવાની ફરિયાદ કરે છે. તે બધેચવાલી જગામા ગોંધાઇ રહેવાથી અને ગરમ ખાનપાનથી ઉંઘનો નાશ થાય છે. માટે તે કારણો દુર કરવા પેટ કબજ રહેતુ હોય તો હલકો જુલાબ લેવો. ચા, કાફી અને દારૂ, એ ઉઘનો નાશ કરવા વાળી વસ્તુઓ છે, માટે તેનો છેક ત્યાગ કરવો. દુધ તથા વનસ્પતિનો સાદો ખોરાક લેવો. છેવટ જરૂર પડેતો ઉઘ લાવવા વાળી દવાનો ઉપયોગ કરવો.

**ઋતુસ્રાવ**—ગર્ભ રહ્યા પછી ઋતુ બધ થાય છે તોપણ કોઇ વાર તે દેખાય છે. આ વખતે ઋતુસ્રાવ બધ કરવાના ઉપાયો લેવા કરતાં, ગર્ભણીની યોગ્ય માવજત રાખવી એ વધારે સલામત રસ્તો છે. ઠંડી હવા, બીનાશ વાળી

જગા, ઉઘાડે પગે ચાલવુ, ભીની ભોંયપર સુવુ, બેસવુ, ઠંડા પાણીથી નહાવું, ઘણો વખત ઉભા રહેવુ, ઘણો ખોરાક, ઘણો શ્રમ, ધાસ્તી, ગુસ્સો, અને જુલાબ એ સર્વે રક્તસ્ત્રાવને ઉત્તેજન આપે છે. માટે તેનો ત્યાગ કરવો. સ્ત્રીને સુવાડી રાખવી અને હલકો ખોરાક આપવો.

**ધાતુસ્ત્રાવ**—ગર્ભિણી સ્ત્રીઓને કોઈવાર પ્રદર સરખું પાણી પડે છે. **ઉપાય**—સ્વચ્છતા રાખવી અને જરૂર પડેતો પ્રદરના વિષયમાં બતાવેલ પ્રક્ષાલન કે પીચકારી અને પોતાનો ઉપયોગ કરવે. સારો કૌવતવાળો ખોરાક આપવો, અને પ્રદરના ઠંડા ઉપચારો કરવા

**બહુમૂત્રતા**—ગર્ભિણી સ્ત્રીને વારવાર પેશાબની હાજત થયા કરે છે. **ઉપાય**—જવનુ પાણી પીવુ, એરંડીઉં લઈ દરતનો ખુલાસો કરવો દરદ હોયતો પેડુપર ફ્લાનેલનો શેક કરવો. ચંદ્રપ્રભા વગેરે મૂત્રલ અને સારક દવાઓ લેવી.

**માથું દુઃખવું**—આ દરદ કોઈ વખતે મોટુ ભયકર સૂચક ચિન્હ હોય છે, પરતુ કદીતો તે લક્ષ આપવા જેવુ પણ હોતુ નથી. જો તેની સાથે આંખો લાલ હોય, સુસ્તી કિંવાં ઘેરી આવતી હોય, આંખો આગળ તમરા ઉડે એવો ભાસ થતો હોય, કાનમાં અવાજ આવતો હોય, તો મસ્તક શૂળ ભયકર ચિન્હ સમજવુ, અને જો ત્વરાથી તેનો ઉપાય ન થાય તો તાણુ ઉત્પન્ન થાય છે. એ લક્ષણો જે સ્ત્રી વધારે લોહીવાળી પ્રકૃતિની હોય છે અને ખાવા પીવાનો નિયમ રાખતી નથી તેમને થાય છે. ઘણુ કરી પેટ ભરીને જમ્યા પછી થાય છે. કોઈ વખતે તદન જુદી પ્રકૃતિની સ્ત્રીઓને પણ થાય છે. **ઉપાય**—કસરત કરવી, ખોરાક થોડો ખાવો, ઉત્તેજક પદાર્થનો ત્યાગ કરવો, બળવર્ધક ઔષધો આપવાં. બદામનુ તેલ નાકમા નાંખવુ. બદામની લાપસી દુધમાં કરી આપવી. બદામ અને કપૂર દુધમાં ઘસીને માથે ચોપડવુ

**તાણુ-આંકડી**—ઉપર કહેલુ મસ્તક શૂળ એનું પૂર્વ ચિન્હ છે. જે સ્ત્રીઓને મૂર્છા આવે છે અથવા જે ક્ષીણ થએલી હોય છે, તેમને આ વિકાર થાય છે. ફિકર અને ચિંતાતુર ચહેરો જણાય છે આ આંકડીથી જીંદગીને કંઇ ભયહોતો નથી, પરતુ કોઈ વખતે ગર્ભપાત માત્ર થાય છે **ઉપાય**—માથા ઉપર રેશમના કપડામા બરફ ઘાલીને લગાડવુ બોચીપર અને છાતીપર રાઇનું પ્લાસ્તર લગાડવુ.

**કમળો**—એરંડાના કુણા પાનનો રસ એક તોલો લઇ તેમાં ૦। તોલો સાકર નાખીને દુધમા આપવો. ભાંગરાનો રસ ઘીમાં મેળવી આપવો. કડુની ભૂકી બે માસા ખાંડ સાથે આપવી.

ગર્ભિણી સ્ત્રીઓના કેટલાક ઉપાયો ઉપર પ્રમાણે આપેલા છે જોકે કુદરતની કૃપાથી ગર્ભિણી સ્ત્રીને ઘણુકરીને ભારે મદવાડ આવતો નથી, તેમ ગર્ભ રહ્યા પહેલાનાં જે દરદો હોય છે, તે પણ ગર્ભ રહ્યા પછી દબાઇ જાય છે, કે-

એકે ગર્ભના રક્ષણને માટેજ કુદરતે આવી ગોઠવણ કરેલી છે, પરતુ વખતે બાળકના અવતર્યા પછી પ્રથમના દબાઈ ગએલા રોગો પાછા જોર કરી આવે છે. માટે સ્ત્રીઓએ પોતાની આરોગ્યતા સારી રહે તેવા ઉપાયો કરવા જોઇએ, તે છતાં કદી કોઇ રોગ લાગુ પડે તો તેના તરત ઉપાયો લેવાને બની શકે, માટે તેને લગતુ જ્ઞાન સ્ત્રીઓએ સપાદન કરવુ એ તેમનુ કર્તવ્ય છે.

## સુવાવડશીરીતેકરવી ?



સ્ત્રીને ગર્ભ રહ્યા પછી ચાળીશ અઠવાડીયાં એટલે ૨૮૦ દિવસે પ્રસવ થાય છે. તેમાં કોઈ સ્ત્રીને થોડા દિવસ અગાઉ અને કોઈ સ્ત્રીને થોડા દિવસ પછી પ્રસવ થાય છે પ્રસવ એ શરીરના બીજા ધર્મની પેઠે એ પણ એક કુદરતી ધર્મ છે એ કુદરતી ધર્મ પ્રમાણે જેમ નિરોગી માણસને મળમૂત્ર ત્યાગ અલ્પશ્રમે જેટલી સહેલાઈથી થાય છે, તેમ તેટલાજ શ્રમે અને તેટલીજ સહેલાઇથી નિરોગી અને પરિપકવ ઉમરે આવેલાં માતપિતાથી ઉત્પન્ન થએલો ગર્ભ, શાન્ત અને પવિત્ર માતાએ યથાવિધિથી પોષેલ હોય છે, તેને સ્વાભાવિક રીતે સુખ શાન્તિથી પ્રસવ થાય છે, પરતુ જે પ્રસવ કષ્ટથી થાય છે, તે માત્ર માતા પીતાના વિરૂદ્ધાચરણના દોષથી, તેમજ ગર્ભ ધારણ કરનાર સ્ત્રી ગર્ભાવસ્થામાં પાળવાના નિયમ પ્રમાણે નહિ ચાલતા, ખાવા પીવા, બેસવા ઉઠવા, ચાલવા, દોડવા, અને આડા અવળા વગેરે-વિરૂદ્ધ વિહાર અને વિરૂદ્ધ ચેષ્ટા આચરે છે તેથી તેને અને ગર્ભને વિકાર ઉત્પન્ન થાય છે તે વિકાર પ્રસવ કાળમાં અને સુવાવડમા દરદ અને દુખનુ કારણ થઇ પડે છે. માટે સ્ત્રીઓએ સુખરૂપે પ્રસવ થવાને ગર્ભ રહ્યા પછી ગર્ભાવસ્થામાં પાળવાના નિયમો પ્રમાણે વર્તવુ જોઇએ. તે વિષે " **સતીમણ્ડલ ભાગ ૧ લામાં** " **ગર્ભાવસ્થામાં**—શી રીતે વર્તવુ ? એ વિષયમા વિવેચન કરેલુ છે તે વાંચી લક્ષમા લેવુ નિયમ પ્રમાણે વર્તન કરવાથી સ્ત્રીઓને સુખરૂપે પ્રસવ થાય છે, પરતુ જ્યારે કુદરતના નિયમ પ્રમાણે વર્તવામાં નથી આવતુ, ત્યારેજ કુદરત પોતાનુ કામ કરતી બધ પડે છે અને ત્યારેજ વચ્ચે પડવાની આપણને જરૂર પડે છે, પરતુ તે વખતે પણ આપણે વિશેષ કાંઇ કરતા નથી, માત્ર મદદ કરીએ છીએ આ વખતે સ્ત્રીઓએ ઘણી સભાળ રાખવાની છે જો નિયમ પ્રમાણે સભાળ રાખવામાં આવતી નથી, તો સુવારોગ વગેરે ભયકર રોગો થવાનો સભવ છે. માટે સુવાવડ શી રીતે કરવી અને તેની વ્યવસ્થા કેવી રીતે રાખવી, તે વિષે

થોડુ વિવેચન સ્ત્રીઓને ઉપયોગી ધારી આ નીચે આપેલુ છે.

**સુયાણી—દાઈએણુ**—પ્રસવની ક્રિયા ચાલુ થયા પછી સહવાસ વગરની સુયાણીને એકાએક બોલાવવાથી પ્રસવ કરનાર સ્ત્રીને જુદાપણું લાગી શરમથી સંકોચ પામે છે અને તેથી વેણ આવવામા પ્રતિબંધ થાય છે માટે ગર્ભિણી સ્ત્રીને નવમો મહિનો શરૂ થાય, એટલે સુશિક્ષિત અનુભવી સુયાણીને બોલાવી તેની સાથે બોલવા ચાલવાથી હળીજાય એમ કરવુ, અગર જે સ્ત્રીએ ઘણી વાર પ્રસવ કરેલો હોય, ગર્ભિણી ઉપર પ્રીતિ રાખનારી હોય, મધુર વચનથી મન રંજન કરનારી હોય, અને આનંદવૃત્તિવાળી હોય, એવી કુશળ સ્ત્રીઓ સાથે તેમનુ મન હળીજાય એમ કરવુ. આવી રીતે કરવાથી સુયાણીપર અથવા એવી કુશળ સ્ત્રીઓપર ગર્ભિણી સ્ત્રીને વિશ્વાસ અને પ્રીતિ બેસી જશે. તેથી તેમને જુદાપણુ અને શરમ લાગશે નહિ માટે તેવી રીતે કરવુ એ હિતકારક છે.

**પ્રસવપહેલાંથતાંચિન્હો**—પ્રસવ થયા પહેલાં બે દિવસ અગાઉ સ્ત્રીને જરા ઠીક લાગે છે. બાળક નીચે ઉતરવાથી પેટનોભાર ઓછો જણાય છે, તેને લીધે શ્વાસ લેવાની પ્રથમ જે હરકત પડતી તે પડતી નથી અને પોશાક ઢીલો લાગે છે. ગર્ભસ્થાન જરા નીચે ઉતરવાથી અને તેનુ મોં ઝાડા અને પેશાબના માર્ગની નજદીક આવવાથી પેશાબ અને ઝાડાની હાજત વધે છે કાયામાંથીચીકણો પ્રવાહી પ્રદાર્થ નીકળવા માડે છે. આ ચિન્હ સૌથી વધારે ખાતરી લાયક ગણાય છે. આ ચીન્હોપરથી સમજવુ કે હવે સ્ત્રીને જલદી સુવાવડ આવશે અથવા ઝટ પ્રસવ થશે. માટે સુવાવડને લગતી સર્વ સામગ્રી તૈયાર કરવી

**સુવાવડનોઓરડો**—સુવાવડ કરવાનો ઓરડો પહોળો હોવો જોઇએ. તેમાં ચોતરફ સરખી હવા આવવી જોઇએ અને પ્રકાશ પણ આવવો જોઇએ તેમા સુવાવડ સમયે જોઈતી સર્વ વસ્તુઓ અને સારવાર કરનાર સ્ત્રીઓનો સારી રીતે સમાવેશ થાય તેવો હોવો જોઈએ ઓરડાની ભીંતો ચુનો કે સારો રગ લગાડી મનોહર દેખાય એવી કરવી. ઉપરના ભાગમા છત જડવી અગર કપડુ ચંદરવાની પેઠે બાધી લેવુ. ઓરડો સ્વચ્છ હોવો જોઇએ, તેની આજુબાજુની જગ્યા સ્વચ્છ અને મળમૂત્રાદીકનો સચય ન હોવો જોઇએ, કેમકે તેથી હવા બગડીને તે અશુદ્ધ હવા ઓરડામાં આવે છે. ઓરડા માંહેની જમીન ભીનાશ—ભેજવાળી ન હોવી જોઇએ. બહારની હવા જોરથી આવીને સુવાવડીના શરીરને ન લાગે એવી તજવીજ કરવી, કેમકે જો જોરથી હવા લાગેતો તેને વિકાર થાય છે. તેમજ સુવાવડીના ઓરડામાં ભીનાશ વાળી શરદ હવા પણ આવવા દેવી નહિ; પણ તેમાં શુદ્ધહવા આવવી જોઇએ. માટે તે ઓરડામાં મોટી બારીઓ સામસામી હોવી જોઇએ. જો બહાર મોટા સુસવાટાથી પવન ફુકતો હોયતો સર્વ બારીઓ બધ કરવી અને નાની જાળીઓમાંથી માત્ર શુદ્ધ હવા અંદર

આવે એવી તજવીજ રાખવી. ઓરડો હમેશાં સ્વચ્છ રાખવો, અંદર એક ચોકડી રાખવી, તેમા કોઇપણ પ્રકારની ગદકી થવા દેવી નહિ, કેમકે મળમૂત્ર વગેરે ખરાબ પદાર્થ ઓરડામા રહેવાથી તેમાની હવા બગડે છે. ઓરડામાં કોઇપણ પ્રકારની ગડબડ હોવી ન જોઇએ અનાજની કોઠીઓ અને માટલાની ઉતરવેડો, ટોપલીઓ વગેરે સામાન ત્યા તદન રાખવો નહિ. સુવાવડીને જોઇતા પદાર્થ માત્ર ત્યા રાખવા, ત્યાં ઝાઝી ગડબડાટ અને શોર બકોર આવી શકે નહિ અને બરાબર મુલાઝો રાખી શકાય એવી એકાંત જગ્યામાં ઓરડો હોવો જોઇએ ઓરડામાં ઘણી સ્ત્રીઓને આવવા દેવી નહિ, પણ જેઓ સુવાવડીની સારવર કરનારી અગર હરકોઇ રીતે કામ લાગી શકે તેમનેજ અદર રહેવા દેવી બીકણુ અને ગભરાટ કરનારી સ્ત્રીઓને ઓરડામા લાવી પ્રસવ કરનાર સ્ત્રીના દુ ખમાં વધારો કરવો નહિ. સુવાવડીની માવજત કરનારી સ્ત્રી ઉપરાત એક અગર બેથી વધારે સ્ત્રીઓને ઓરડામાં રાખવી નહિ

**પ્રસવવખતેજોઈતાપદાર્થો**—સારવાર કરનાર સુયાણીના ઉપયોગ માટે જોઇતી વસ્તુઓ તરત મળે એવી વ્યવસ્થા રાખવી તેમ નહિ કરવાથી જરૂર વખતે દોડાદોડ અને શોધાશોધ કરવાથી મોટી અડચણ પડે છે બિછાનુ ખરાબ ન થાય તે માટે તેના ઉપર પાથરવા એકાદ કામળો અગર મીણીયુ રાખવુ. શરીર ચોળવા માટે મીઠુતેલ, ઉનુ અને ઠડુ સ્વચ્છ પાણી, નાળ બાધવા માટે સુતળી, રેશમ કે પીતના બે ત્રણ કડકા, નાળ કાપવા માટે એક કાતર અગર સારી ધાર વાળી છરી, પેટે બાધવાસારૂ એક પાટો, મોટી ટાકણીઓ, ગોદડીઓ અને બાળોતીયાં બાળકને વીટાળવા માટે સ્વચ્છ અને નરમ ફ્લાનેલનો કે સાદા કપડાનો ટુકડો, વાદળી, બાળકને નવરાવવા માટે ટબ કે કથરોટ, બાળકને શરીરે લગાડવા માટે ચણાનો લોટ કે ઉત્તમ પ્રકારનો સાબુ, સ્વચ્છ રૂમાલ કે ટુવાલ અને કાયા—ગુહ્ય ભાગ લુછવા માટે કેટલાક લુગડાના કડકા, નાળ કાપ્યા પછી તેને બાંધવા પાટો, રેશમ કે શણના કપડાની પાતળી પટીઓ, બાળકને સાફ કર્યા પછી તેના ઉપર વીટાળવા ફ્લાનેલ કે ધાબળી, બાળકનો જન્મ થયા પછી તેની માતાને પહેરવા સ્વચ્છ કપડા, પાટો અને સ્વચ્છ ચાદર વગેરે જોઇતી વસ્તુઓ યાદ કરીને આગાઉથી તૈયાર રાખવાં

**સુવાવડીનુંબીછાનું**—સુવાવડીને ખાટલાપર સુવાવાડનો રિવાજ છે તે ઘણોજ સારો છે તેના ઉપર ગાદી અગર કામળો અને સ્વચ્છ ચાદર પાથરવી. ફાટેલુ તુટેલુ કે મેલુ કપડુ ન જોઇએ. કેટલાક લોકો જે ખાટલો વાપરે છે તે ભીડી અથવા મુજનો અગર કાથાની સીંદરીનો ભરેલો હોય છે તે બહુ કઠણુ હોય છે. માટે પાટીનો ભરેલો હોય તો ઘણો સારો અભડાવાનો દોષ નડે નહિ તેવો કરવો હોય તો ફતાન જડી લેવુ. આવો ખાટલો સારો ભરેલો હોવો જો-

ઈએ. ખાટલાપર સારી પથારીની જરૂર છે. સાજા માણસને સારી પથારીની જેટલી જરૂર છે. તેના કરતાં સુવાવડી સ્ત્રીને વધારે જરૂર છે, પરંતુ આપણામા ઘણીખરી સ્ત્રીઓ મુજ કે કાથાના ભરેલા ખાટલા પર ચીથરીઆં ગોદડી પાથરી તે પર સુએ છે. તેથી ખાટલો આરામ આપવાને બદલે શરીરને પીડાકારી થઇ પડે છે. વળી જે ગોદડી પાથરે છે, તે ગોદડી કેટલીક સુવાવડમા પાથરેલી હોય છે. તેથી તેમાં સુવાવડની ગદકી ભેગી થયેલી હોય છે. માટે તેવી ગોદડી પાથરવી નહિ. આ કામ માટે બે મોટા સારા કામળામા પરાળ કે ઉન ભરીને તેનુ ગોદડુ બનાવી લેવુ જોઈએ. તેથી એકતો સારી પથારી થાય છે અને કામ પૂરૂ થયે પરાળ કે ઉન કાઢી નાખ્યે પાછા કામળા કામળામા આવે છે. આ પથારીપર એક સ્વચ્છ ચાદર પાથરવી અને તેનાપર અગર પથારી પરજ પ્રસવ વખતે મીણીયુ–ઑઇલ-ક્લાથ પાથરવું. પ્રસવ થયા કેડે તે ખસેડી લેવાથી હેઠલી પથારી સુકીને સુકી રહે અને ભેજથી થતો ઉપદ્રવ અટકે. વળી ખાટલો સાધારણ વાપરવાના મેજ જેટલો ઊંચો જોઇએ, એવો ખાટલો હોવાથી કોઇ વખતે પ્રસવ થતા મુશ્કેલી પડેતો સુયાણી વગેરે સારવાર કરનારી સ્ત્રી તરફથી તે સ્ત્રીને મદદ જોઇએ, તે આપવાને સુગમ પડે. પ્રસવ થયા કેડે સ્ત્રીને પથારીમા બેસવા ઉઠવા દેવી નહિ. માટે ઉઠાડયા વગર ઝાડા ઝપટાનુ સુખ રહે તેવી તજવીજ કરવી જોઇએ

**દેશીસુવાવડનીરીત**–આપણા લોકના સુવાવડ કરવાના ઓરડામા ઉપરની બાબત પર ધ્યાન આપવામા આવતુ નથી. હવા–પવન સમૂળગો બધ કરવામાં આવે છે, એટલુજ નહિ પરતુ જાળીયા લુગડાના ડુચાથી અગર માટીના લોચાથી બધ કરી દે છે. આપણે જાણીએ છીએ કે માણુસના શરીરની સુખાકા॰ રી માટે હવાની છુટ જોઇએ, કેમકે ચોમાસાની શરૂઆતમાં જ્યારે વરસાદ વ- રસતો નથી અને આકાશ વાદળાથી છવાઇ ગયુ હોય છે, ત્યારે બહુજ બાફ અને ઉકળાટ થાય છે, તે આપણે જરાવાર પણ ખમી શકતા નથી. આપણો જીવ આકુળ–વ્યાકુળ થઈ જાય છે, તો ગરીબ બિચારી સુવાવડી સ્ત્રી જે પ્રસવનુ દુ ખ સહન કરીને થાકી ગયેલી હોય છે, તેને ચોવીશ કલાક આવા બધીઆર ઓરડામા કાઢવા એ શુ થોડુ સકટ છે ? વળી સગડી બળતી હોય છે, તેથી પણ સ્વચ્છ હવા ઓછી થઇ વ્યાકુળતામાં વધારો કરે છે. જે લોકો પવન—હવા અને અજ- વાળુ વગેરે બધ કરવાની તજવીજ કરે છે. તેમના મનમાં પ્રસવેલી સ્ત્રીના ઉપર સકટ નાખીએ છીએ એમ નથી, પણ તેતો બિચારા પોતાની અજ્ઞાનતાને લીધે તેમ કરે છે. વળી દુ:ખમા ઉમેરો કરવાને એવા ઓરડામા સખીઓ,સગીઓ અને આજુબાજુની સ્ત્રીઓનુ ટોળુ એકઠુ થાય છે, એ પણ હોહા ને બફારો કરી સંકટમાં વધારો કરવાને બાકી રાખતાં નથી. આપણે જાણીએ છીએ કે ઝાડ વગેરેના કુડાંને અ- જવાળાને હવા વગરના ઓરડામાં અથવા એવી જગ્યામાં મેલવામાં આવે તો તેકરમાય

છે અને થોડે દહાડે નાશ પામે છે. નાના છોડવા વિષે આ પ્રમાણે હમેશાં આપણે જોઈએ છીએ, તે શુ આપણુને નથી શીખવતું કે માણસના શરીરની આરોગ્યતા ને માટે જોઈએ તેટલી હવા અને અજવાળાની છુટ જોઇએ? પરતુ તેવી સગવડ નહિ મળવાથી સુવાવડી સ્ત્રી ફીકી અને નિર્માલ્ય દેખાય છે, પરતુ આ ઉપરથી એમ ન સમજવુ કે સુવાવડીને પવનના સપાટામાં સુવાડવી અથવા ન ખમાય તેવો સૂર્યનો પ્રકાશ તેના શરીરપર આવવા દેવો. સુવાવડીના શરીરમાં રોગ પેસવાનો ઘણો સભવ છે અને તે આપણા લોકોના રિવાજ પ્રમાણે બારી બારણાં બંધ કરવાથી વધે છે. માટે દુર્ગંધ ન થઇ જાય, ઓરડાની અદર બેસનાર ને ખરાબ બો ન આવે અને પવનનો સપાટો શરીરપર ન લાગે, એવી તરેહની ગોઠવણ ઓરડામાં કરવી.

**પ્રસવકરનારસ્ત્રીનીશરીરશક્તિ.**—જે સ્ત્રીને પ્રસવ થવાનો હોય તે સ્ત્રી-ના શરીરની શક્તિ ટકાવી રાખવી એ પહેલુ અને અગત્યનુ કામ છે. ઘણી વખતે આ ઉપર જોઇએ તેવુ લક્ષ આપવામા આવતુ નથી પ્રસવ વખતે સ્ત્રીના શરીરની જેટલી શકતી ઓછી થાય છે, તેટલી બીજે કોઇ પ્રસગે થતી નથી. પ્રસવ કર-નારી સ્ત્રીને પ્રસવ વખતે ૭ કે આઠ કલાકથી પણ વખતે વધારે વખત સુધી અશક્તિ જારી રહે છે તે અશક્તિની ખોટ પૂરાવવાને માટે કોઇ પણ ઉપાય કરવો જોઇએ જો કાઇ પણ ઉપાય થતો નથી તો જેમ જેમ વખત જાય છે, તેમ તેમ તે સ્ત્રીનુ કોવત કમી થતુ જાય છે અને નાકોવત થઈ નિરાધાર બને છે તેથી વખતે કાઇ ઉપાય નહિ ચાલતા શસ્ત્ર અથવા હસ્ત ક્રિયા વાપરવાની જરૂર પડે છે જો કે આવુ હમેશા બનતુ નથી, પણ કોઈ વખતે બને છે ખરૂ સ્ત્રી કોવતવાન હોય છે તો બહુ ક્ષીણતા જણાતી નથી, પરતુ નબળી હોય છે તો તે અતિશય અશક્ત થઇ જાય છે આવી વખતે કેટલેક ઠેકાણે સુઠની રાબડી વગેરે પાય છે તે ઠીક છે, પણ ડા. મેઈન ચા અથવા કાફી અને દુધ સરખે ભાગે પાવાની ખાસ ભલામણ કરે છે. તેણે આ પ્રયોગ ઘણીવાર અજમાવેલો છે અને તેમાં ફતેહ પામેલ છે. ચા અને કાફીમા પણ કાફી વધારે ગુણકારી છે, તો પણ સ્ત્રીની જેના ઉપર રૂચિ હોય તે આપવામા અડચણ નથી સાધારણ ગરમ અને મોળી કાફી અથવા ચામાં અરધો અરધ દુધ નાખી અરધા પ્યાલા કરતા વધારે એકી વખતે આપવી નહિ, તે કલાકે કલાકે આપ્યા કરવી. બ્રાંડી કદી આપવી નહિ. કારણ કે તેથી ફાયદાને બદલે નુકશાન થાય છે. પહેલીજ વારનો પ્રસવકાળ હોય તો સ્ત્રી ગભરાય નહિ માટે તેને હિંમત આપતા રહેવુ સઘળે પ્રસગે અને સઘળા રોગમા હિમત કે આશાથી બહુ ઉત્તેજન મળે છે. તેમાં પણ વિશેષ કરીને આવે પ્રસગે તો તે ઉત્તમ ઓસડરૂપ થઈ પડે છે એમ વિ-દ્વાન ડાકટરોનો મત છે

**આવતીવેણ—વીણો**—પ્રસવ કરનારી સ્ત્રીને પ્રસવ પહેલાં વેણ આવવા

લાગે છે. જણુતી વખતે ગર્ભસ્થાનને સંકોચાવા અને ગર્ભને બહાર ધકેલવા માટે જે વેગ આવે છે તેને વેણ કહે છે, એટલે ગર્ભને બહાર કાઢવા સ્ત્રી જોર કરે છે અગર કણુ છે છે તે વેણ કહેવાય છે. પ્રસવકાળ પૂર્ણ થયા પછી એટલે નવ મહિના પછી તે ઉત્પન્ન થાય છે. કમરમાં કાપવા જેવી વેદના પ્રથમ થવા માંડીને ધીમે ધીમે આખા પેટમાં અને જાંઘો–સાથળમા પ્રસરે છે. પ્રથમ અનિયમિતપણાથી થઇને પછી પ્રત્યેક વખતે તેનાથી થોડું થોડુ વધારે દુઃખ થાય છે અને તે થોડુ વધારે વખત રહે છે કાયામાંથી સ્રાવ થવા લાગે છે, ગર્ભાશયનું મુખ ધીમે ધીમે ઉઘડે છે, ગર્ભના પડ આગળ આવવા લાગે છે, આ સર્વ ખરી વીણોનું ચિન્હ છે. ગર્ભાશયનુ મુખ ઉઘડવા લાગ્યાથી કાપવા જેવી વેદના થાય છે. તેથી સ્ત્રી બૂમો પાડે છે, પણ સર્વ સ્ત્રીઓ દરેક પ્રસવ વખતે એવી બૂમો પાડે છે એમ નહિ સમજવુ; પરતુ તે પહેલી વારના પ્રસવ વખતેજ ઘણુ કરીને એમ થાય છે. આ વીણો આવતી વખતે અને આવ્યા પછી સ્ત્રી ઘણી અસ્વસ્થ થાય છે, કમર નીચે દાબવાને કહે છે, કેટલીક સ્ત્રીઓને એવી વખતે ધ્રુજ આવે છે અને દાંત કકડે છે પણ એ કાઇ તાવની ટાઢનો ધ્રુજારો નથી, તેથી તેમની ચામડી શીતળ થતી નથી, પણ ઉલટી ગરમ હોય છે. આ વખતે પ્યાલો ભરી ચા પીવા આપવાથી ધ્રુજારો મટી જશે તેમને કામળી ઓઢવા આપવી કે બહારનો પવન લાગે નહિ શરીરમા ગરમાવો આવી પરસેવો વળે કે કામળી લઇ લેવી, કેમકે બહુ ગરમી થવાથી તેમને નબળાઇ આવે અને પ્રસવ થતાં વાર લાગે કેટલીક વખતે સ્ત્રીને ઉલટી થાય છે, તેથી પાસેનાં માણસો ગભરાય છે, પરતુ ગભરાવાનુ કાઈ કારણુ નથી આ ઉલટીથી એમ સમજવાનુ કે ગર્ભસ્થાનનું મુખ વગેરે ભાગો ઉઘડતા જાય છે અને પ્રસવને વાસ્તે પૂરતી તૈયારી ચાલે છે. એ વેળા દુખાવો થયો જાય છે અને એક દુખાવો બીજા દુખાવાથી સખ્ત અને વધારે વખત ચાલે છે, ત્યારે અણસમજુ સ્ત્રીઓ અને સુયાણીઓ તેને જોર કરવાનુ અને કરાંઝવાનુ કહે છે. આ શીખામણ માનવા લાયક નથી, કેમકે તેનાથી સ્વાભાવિક પ્રસવને પ્રતિબધ થઈ, બને જીવોનો છુટકો થવાને મહેનત પડે છે અને કોઈ વખતે તેમના પ્રાણને પણ હાનિ થાય છે. જો તે વખતે અનુભવી ચતુર દાઇએણ–સુયાણી કે ડાકટર દવા આપીને સ્ત્રી અને બાળકનો છુટકારો કરે, તોપણ કોઇ વખતે પેસાબ માર્ગના પડદાપર ગર્ભનો બહુ દાબ પડીને જખમ થાય છે કે સડે છે અને વખતે મળ અને મૂત્ર માર્ગ વચ્ચે નાસુર ઉત્પન્ન થાય છે. માટે જોરથી કદી કરાંઝવા દેવી નહિ. **પ્રસવ વેદના**—વીણુ જેવી આવવી જોઇએ તેવી ન આવે તો હરકત નહિ. તેનો વખત આવ્યે તે આપો આપ આવે છે. પ્રસવ કરનારી સ્ત્રીને દુખાવા વખતે કરાંઝવા નહિ દેતાં આવી વખતે જરા ફરવું અથવા બેસવુ, પણ પથારીમાં સુઇ રહેવું નહિ.

કોઇ વાર પ્રસવ થવાની શરૂઆતમાં કાયામાંથી પાણી નીકળી જાય છે. આ ઘણો માઠો બનાવ છે, કેમકે એમ થવાથી ગર્ભસ્થાનની અંદર બાળકને માટે પાણીની જે કોથળી બને છે, તેમાં ભરાયેલુ પાણી ચોગરદમ બરાબર જોરથી ગર્ભસ્થાનનું મોઢુ ધીમે ધીમે ઉઘાડવાનુ કામ કરેછે, તેને બદલે પાણી નીકળી જવાથી પ્રસવ થનાર બાળકનુ કઠણ માથુ માતાના નરમ અને નાજુક ગર્ભસ્થાનના મોંના સબંધમાં આવવાથી તે ધીમે ધીમે જેમ ઉઘડતુ તેમ ઉઘડવાનો સભવ ઓછો થાય છે. તેથી પ્રસવ પીડા કારક થવાની ધાસ્તી રહે છે. જો આવો માઠો બનાવ બને તો માતાની અને બાળકની જીદગી જાળવવા માટે કુશળ ડાકટરને તરત બોલાવવો ડાક્ટરને તેડવા જનાર મારફતે સ્ત્રીના પ્રસવને લગતી સર્વ હકીકત કહેવડાવવી કે તે જોઇતાં સાધનો લઇને આવે કેટલીક વખતે સુયાણીઓ પોતાની અજ્ઞાનતાને લીધે પ્રસવ ઝટ થાય તેવા હેતુથી આંગળી કે હાથ અદર ઘાલી પાણીની કોથળી ફોડી નાખે છે આ રીત પણ ઉપર પ્રમાણેજ હાનિકારક છે. આ પાણીની કોથળીના સબધમા એવો ઈશ્વરી નિયમ છે કે બાળકનો પ્રસવ થવાને ગર્ભસ્થાનનુ મુખ જેટલુ ઉઘડતુ જોઇએ તેટલુ ઉઘડે અને જોઈએ તેટલી જગ્યા કાયામા થાય, એટલે કોથળી પોતાની મેળે ફાટીને પાણી વહી જાય છે અને પછી પ્રસવ થાય છે કોઇ વખતે આ કોથળી પોતાનુ કામ કરી રહ્યા પછી નહિ ફુટવાને લીધે પ્રસવ થતા સહજવાર લાગે છે. આમ થયુ તેની પૂરી ખાતરી થાય તો દુખાવને લીધે કોથળી જરા કઠણ થાય ત્યારે તેના ઉપર જરા નખ ઘસવો અગર ધીરેથી રહી ટાંકણી ભોકવી, એટલે પાણી નીકળી જશે અને કુદરત પોતાનુ કામ કરશે આવી રીતે થયા પછી ગર્ભસ્થાનનું મોં જેટલુજોઈએ તેટલુ પહોળુ થવાથી બાળકનુ માથુ હેઠ ઉતરે છે અને તેની જોડે સ્ત્રી પ્રત્યેક વેણે કરાઝવા માડે છે. તેથી ધીમે ધીમે બાળક નીચે ઉતરતુ જઇ થોડીવારમા જન્મે છે.

**પ્રસવકરવાનીરીત**—આપણા દેશની સ્ત્રીઓમા કેટલીક ખાટલાપર બેસીને અને કેટલીક સુઇને પ્રસવ કરે છે, પરતુ ઇગ્લાડ વગેરે યુરોપખડનાં સુધરેલા દેશોમા પ્રસવ કરવાની રીત ઘણી ઉત્તમ છે ત્યાં સ્ત્રીઓ પોતાની જમણી બાજુએ સુએ છે, તેના નિતંબ બિછાનાની કોરપર રાખે છે અને ઢીચણુ પેટ તરફ વાળે છે કોઈ બે ઢીચણુ વચ્ચે ઉશીકુ રાખે છે. તેનાં વસ્ત્ર ખરાબ ન થાય માટે ઊચા ચઢાવી રાખે છે અને એક કપડુ ખાટલાને બાધીને તેને પકડવાને આપે છે અથવા પાસે કોઇ સ્ત્રી હોય તો તે પોતાનો હાથ તેને પકડવા આપેછે. કાયામાંથી ગર્ભનુ મસ્તક બહાર આવવા લાગે, એટલે કુશળ સૂયાણી તેને પોતાના હાથમાં લેછે. જેમ જેમ વીણુના યોગથી ગર્ભના ખભા અને શરીર બહાર આવે છે, તેમ તેમ માથુ પોતાના અંગ તરફ આણે છે. ખભા બહાર આવતી

ખને ડાબા હાથે કાયાને ટેકો આપે છે, માથુ બહાર આવે એટને બીજી એ-કાદ કુશળ સ્ત્રી ગર્ભાશયપર ચો તરફ એક સરખા જોરથી દાબ કરે છે, અને પાટો બાંધતા સુધી તે પોતાનો હાથ ત્યાથી ઉપાડતી નથી.

**પ્રસવથતીવખતેકષ્ટવાનુંકારણ**—પ્રસવ કરનાર સ્ત્રીને ચોકસ વખત વેણુ આવ્યા પછી ૨૪ કલાકમા પ્રસવ થવો જોઇએ, પણ જો પ્રસવ થતો નથી અને બહુ પીડા-કષ્ટ થાય છે, તેને કષ્ટાતુ કહે છે, તેનુ કારણ—બાળક આડુ પડવાથી, બાળકનુ માથુ મોટુ હોવાથી, અથવા પ્રસવ કરનારી સ્ત્રીના અવયવની કાંઇ ખામી હોવાથી અથવા સફરામાં સખ્ત મળ બધાઇ રહેલા હોવાથી અથવા ગર્ભસ્થાનમા ઘણુ પાણી હોવાથી, તે ઢીલુ થતા સુરત થાય છે અને તેથી એ એટલા જોરથી સંકોચાતુ નથી અને તેમ થવાથી ગર્ભસ્થાનનું મુખ જોઇએ તેટલુ ઉઘડતુ નથી. તેથી ગર્ભ બહાર આવી શકતો નથી. સુયાણી તેને જોરથી વેણુ લેવા-કરાઝવા કહે છે. તેથી પણ તેને ઘણુ દુખ-કષ્ટ થાયછે, માટે તેવે વખતે ઘણી સભાળ રાખી ઉપાયો લેવા જોઇએ

**નાળઅનેઓરવગેરેનીવ્યવસ્થા**—પ્રસવ થયા પછી બાળકને યુક્તિથી લઇને ડુટીથી થોડે છેટે નાળને સારી રીતે દબાવી દોરીથી મજબુત ગાંઠ બાંધ-વી અને તેનાથી બે ત્રણ આગળ માના તરફથી બીજી ગાઠ બાધવી હવે માની જોડેનો બાળકનો નિકટ સબધ નાળને કાતર કે છરી વડે વધ કરવાથી તુટયો હવે તેને ખમેડી લઇ સારી નુવાળી કામળી કે સાલમા વીટાળી લેવુ અને દોલણી કે ખાડલીપર આધુ સુવાડવુ શિયાળામા અને ચોમાસામા એ રીતે કર-વાની ઘણી જરૂર છે. હવે નાળનો જે ભાગ માની કાયાના સબધમાં રહેલોછે તે અને ઓર જે વીણોના યોગથી બાળક જન્મે છે, તેજ વીણોથી ઘણું કરીને ગર્ભાશયમા પહોળી થાયછે અને બાળક જન્મ્યા પછી પાછળથી એકાદ બે વીણો આવીને દશ પદર મીનિટની અદર જરા લોહીની સાથે એની મેળે નીકળી પડેછે અને ગર્ભસ્થાન સકડાઇને પ્રસવેલા બાળકના માથા જેવડુ બની પેડુમાં બાઝે છે તે સારૂ છે, જો નાળ, ઓર વગેરે પદાર્થો પા, અડધા કલાક સુધીમાં એની મેળે બહાર ન પડે, તો પેટ ઉપર ધીમે ધીમે દાબ-ચપી કરવાથી પડશે ઓર ગર્ભમાથી છુટી પડી છેકે નહિ તે જાણવા માટે કાયાના મુખ આગળ નાળ પકડીને ધીમેથી ખેચવાથી જો તે ગર્ભાશયમાંથી છુટી પડી હશે તો તરત જ બહાર પડશે. એવી રીતે ધીરેથી નાળ ખેચવામાં ઝાઝી હરકત નથી; પરતુ જોરથી નાળને ખેચી ઓર બહાર કાઢવાનો પ્રયત્ન કરવો એ બહુ નુકશાનકા-રક છે, કારણ કે તે ખેચવાથી પ્રસવ કરનારી સ્ત્રીના પ્રાણુની હાનિ થવાનો સ-ભવ છે. ધીમેથી જરાજરા ખેંચવા છતાં જો ઓર બહાર ન પડે, તો ડાક્ટરને બોલાવવો. ઓર પડયા પછી કોકરવણા પાણીમાં ખાંડી મેળવી એક સ્વચ્છ ન-

રમ કપડાનો કકડો તેમાં ભીંજવી તેવડે કાયાને ઉપરથી લુછી નાખવી અગર કાયા આગળ તેલ લગાડીને પછી ફક્ત કોકરવરણા ઉના પાણીમાં બોળેલા કપડાના કડકાથી કાયા લુછી નાખવી અને પછી પાટો બાંધવો.

**પાટોબાંધવાનોહેતુ**—નાળ અને ઓર વગેરે પદાર્થો બહાર આવી ગર્ભાશય સકડાઇને બાળકના માથા જેવડુ થઈ પેડુમા જે ગાંઠ બાઝે છે, તે ગાંઠ નરમ ન થઇ જાય તે માટે અને કટી'-કેડને પેટના ઉપર સરખો દાબ પડવાથી ગર્ભાશયને આશ્રય મળે માથુ બહાર નીકળતી વખત કટીરની સધી સારી રીતે તણાય છે. તેથી તેમાં વેદના થાય છે; તે પાટાના દાબથી કમી થાય છે, લોહી વહેવાનો સભવ ઓછો થાય છે, અને ગાઠ નરમ થઈ જતી અટકે છે. પાટો બાધવાથી સુવાવડીને સુખ થાય છે. આ રિવાજ આપણા લોકોમાં નથી એ ઘણુ ખોટુ છે હાલ ઈગ્રેજી વૈદ્યક વિચાર દાખલ થયા પછી પાટાને બદલે પાટી વગેરે નીચલા ભાગપર બાધવાનો રિવાજ દાખલ થયો છે, પરતુ એ પાટીથી ઉપર કહેલા પાટાનું કામ બરાબર સરતું નથી. માટે પાટો બાધવો એ ઉત્તમ છે.

**પાટોબાંધવાનીરીત**—પેટના સ્નાયુ જેના બળવાન હોય છે. તેમને પ્રસવથી સંકોચાયેલા ગર્ભાશયપર એટલો દાબ બેસે છે કે પાટો બાધવાની વિશેષ જરૂર જણાતી નથી, પરતુ ઘણા છોકરા થવાથી તે એટલો બળહીન અને શિથિલ થાય છે કે તેમનો ગર્ભાશયપર બિલકુલ દાબ થતો નથી અને જો દાબ ન હોય તો ગર્ભાશય શિથિલ થઇને તેમાથી રક્તસ્રાવ થવાનો વિશેષ સભવ છે. રક્તસ્રાવ થવાથી સુવાવડી સ્ત્રી અશક્ત થઇ તેને ભયકર રોગ ઉત્પન્ન થાય છે અથવા ભયકર પરિણામ આવે છે માટે સવને પાટે બાધવો જરૂરનો છે પાટો એવી રીતે બાધવો કે સુવાવડીને બિલકુલ દુ ખ થાય નહિ, માટે તે બહુ ઢીલોએ નહિ તેમ બહુ તાણીને પણ બાધવો નહિ બહુ તાણીને બાધવાથી ઘણી હાનિ થાય છે પાટો જાડા અને જુના કપડાનો લેવાથી તે એક સરખો બેસતો આવે છે. જે કપડાનો પાટો બાધવો તે કપડુ થોડુ ચીકણુ અને કરચલી ન પડે તેવુ જાડું હોવુ જોઇએ અને તેની કુમાસ નરમ અને મજબુત જોઇએ. બેવડી ફ્લાનેલના પાટામા એ સર્વે ગુણ હોય છે સ્ત્રીથી એવો પાટો સહન થાય નહિ, તેમણે સુમારે છ હાથ લબાઇનુ એકાદ ધોતીયુ, પાઘડી કે ઉપરણું લઈ તેની બેવડી પહોળાઇની ઘડી કરી, તે ઘડી પેટની આસપાસ સરખી લપેટવી તેથી પાટા પ્રમાણેજ દાબ બેસે છે.

**પાટોબાંધ્યાપછીનીવ્યવસ્થા**—પાટો બાંધ્યા પછી પ્રસવ કરનાર સ્ત્રીને જે બિછાનપર સુવાડી હોય, તેપર પાથરેલી ચાદર વગેરે પલળેલાં વસ્ત્ર તે સ્ત્રીને ખસેડયા કે ઉઠાડયા વગર કાઢીલઈ તેને ઠેકાણે બીજી ચાદર વગેરે પાથરવી. આમ કરવાથી થાકી ગયેલી સ્ત્રીને મેલાં ગદાં લૂગડાંમા સુવાડી રાખ્યાથી જે નુ-

કસાન થાય છે તે થતુ નથી આપણા લોકોમાં પ્રસવ થયા પછી કેટલીક સુયાણીઓ જણનારી સ્ત્રીને ઉભી કરે છે, તે રીત અતિ નુકસાનકારક છે તેથી કરીને કોઇવાર જન્મારા લગી વ્યાધિ થવાનો સભવ છે, માટે કદી પણ તેમને ઉભી કરવી નહિ. હવે પેટની નજીક ડુંટીથી થોડેક છેટે નાળમાં ગાંઠ બાંધી જે બાળકને નાની ખાટલીમાં સુવાડેલ છે તેના અંગપર કેટલોક ચીકણો પદાર્થ વગેરે ચોટેલુ હોય તે ખસેડી નાખવાને માટે તેને નવરાવવાની જરૂર છે તેને ગરમ પાણીથી ચોળી ને નવરાવી. નાળની આસપાસ સારા રૂનો લોચો મેલી ઝીણા લીસાલૂગડાંનો પાટો બાંધવો, એમ કરવાથી નાળનુ રક્ષણ થાય છે.

**સુવાવડીને આરામ**—બાળકનો પ્રસવ કરવામા સ્ત્રીને જે દુખ પડે છે તેથી થાકીને લોથ જેવી થઇ જાય છે તેથી તેને આરામ આપવાની ઘણી જરૂર છે માટે તેની જોડે વાત ચીત ન કરતાં અથવા તે ઓરડામાં બીજા કોઇને વાત ચીત કરવા નદેતા તેને સારી રીતે ઉઘ આવે એવી તજવીજ કરવી પ્રસવ પછીની રાતે સ્ત્રીને હમેશની પેઠે સારી રીતે ઉઘ આવે છે, તો તેના શરીરને સુખ–ચેન રહે છે અને સુવાવડ ગઇ નથી એમ તેને લાગે છે

**ઝાડાપેશાબનીસભાળ**—પ્રસવ કર્યા પછી સુવાવડીને બીજે દિવસે સવારે પેશાબ કરવાને કરાઝવા દેવી નહિ જેમ બને તેમ સુતા સુતાં પેશાબ કરે તેમ કરવુ તે માટે કોઇ ઠામ કે એવી કઈ સગવડ કરવી. પણ ઉઠવા કે બેસવા દેવી નહિ. પેશાબ આવ્યા ને ચોવીશ કલાક વીતિ જાય તો પેડુ પર ગરમ પાણીનો શેક કરવો શેક કરવાથી ઘણુ કરી પેશાબ થાય છે પેશાબ થવામા અડચણ થવાનુ કારણ કોઇ પણ રીતે પ્રસવમા અડચણ થયેલી હોય તે છે ઝાડા સબધી એટલુજ કહેવાનુ છે કે, એક બે દિવસ ઝાડો ઉતરે નહિ તો તેની ફિકર નહિ, કેમકે આ ઝાડાનો બધકોશ કુદરતી છે અને તેનો હેતુ એવો દીસે છે કે તેની પાસે આવેલા ગર્ભસ્થાનને ઝાડો બે દિવસ ન આવે તો આરામ મળે માટે એક બે દહાડામા ઝાડાની ઉતાવળ કરવાનુ કારણ નથી, એમ કરતાં બે દિવસ વીતિ જાય, તો દોઢેક ચમચો એરડીઉ તેલ આપવાથી ઝાડો ઉતરશે, ઝાડો પણ સુવાવડીને ઉઠાડયા વગર કરાવવો અને તેને માટે કોઈપણ પ્રકારના સાધનની ગોઠવણ કરવી એ વધારે ઉત્તમ છે. ચાર પાંચ દિવસતો સ્ત્રીએ ઉઠબેસ કર્યા વગર પીઠ પરજ સુઇ રહેવુ જોઇએ જો તે પ્રમાણે થતુ નથી તો ગર્ભસ્થાન ઘસી આવે છે અને હાનિ થાય છે.

**ગર્ભસ્થાનમાંથીવહેતોઆભડછેટ**—પ્રસવ થયા પછી તરતજ થોડુ થોડુ નરમ લોહી કાયામાંથી થોડીવાર વહે છે આ લોહીનો રગ અડધા કલાકમાં બદલાય છે અને પછી જેમ વખત જાય છે, તેમ તેનો રગ બદલાઇ પાણી જેવું થતું જાય છે આ પ્રમાણે પદર વીશ દીવસ લગી વહ્યા કરે છે ગર્ભસ્થાનમાં ગર્ભ રહ્યો ત્યારથી તે જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ ગર્ભસ્થાન વધતું ગયું

હતું પ્રસવ થયા પછી સંકોચાઇને પોતાના અસલ કદમાં આવવું જોઇએ અને એમ થવાને તે જેનુ બનેલું છે તે ધીમે ધીમે નાશ પામી આવા આભછેટ રૂપે સંકોચવાને સાધન થઈ પડે છે. કેટલીક સ્ત્રીને આવી રીતે જતો આભડછેટ પ્રસવ પછી બંધ થઇ જાય છે. તેથી ગર્ભસ્થાનનું કદ ઓછું થતું નથી અને તેથી લોહીવા થવાનો સભવ છે. પેટ મોટું રહે છે. આપણા દેશની સ્ત્રીઓને એ રોગ થવાનો સભવ રહે છે, કારણ કે પ્રસવ થયા પછી પેટે પાટો બાંધવાનો રિવાજ નથી. કદી પ્રસવ થયા પછી બે ચાર દહાડે આભડછેટ બંધ થઇ જાય તો પેડુપર શેક કરવો, એમ કરવાથી પાછો આભડછેટ દેખાશે. જે વખતે કાયામાંથી આભડછેટ અને બીજી ગદવાડ નીકળ્યા કરે છે, તે વખતમાં એ ભાગ ચોખા રાખવાની ઘણી જરૂર છે, ચોખા ન રાખવાથી ઘણી સ્ત્રીઓને તાવ આવી હેરાન થાય છે. માટે એ ભાગ ધોઈ સાફ રાખવા અને જરૂર પડેતો કોઇ સમજુ સ્ત્રી પાસે સાફસુફ કરાવવા.

**સ્વચ્છતાઅનેહવા**—સુવાવડી સ્ત્રીને જે ઓરડામાં રાખી હોય તેની હવા ચોખી, સ્વચ્છ અને ખુશકારક હોવી જોઇએ, કેમકે આપણે જાણીએ છીએ કે ઘણા માણુશો ભેગાં મળીને બેઠાં હોય અને પવન બંધ હોય ત્યારે આપણુને સુરતી લાગે છે, તો આ સ્ત્રીને બારી કે જાળી બંધ કરીને વળી સઘડી રાખવામાં આવે, ઝાડો પેશાબ અંદર કરે, આવી જગ્યોમાં તેના શરીરમાં સુરતી કેમ ના આવે ? તેનુ લોહી ઉડી જઈ ફીકી–પીળી પચક અને કમકૌવત કેમ ન બને ? બનેજ. વળી આવી રીતે રહેવાથી ગામમાં જે સાધારણ રોગ ચાલતો હોય તે અથવા બીજા રોગના ઝપાટામાં તે ફસાઇ પડે છે માટે સુવાવડી સ્ત્રીની તનદુરસ્તી પાછી ઝટ પ્રાપ્ત કરવાને માટે ઉપરની વાત લક્ષમાં રાખવી જોઈએ.

**કાયાનીસ્વચ્છતા**—ગર્ભ પ્રસવનો માર્ગ વગેરે ભાગો ચોખા અને સ્વચ્છ રાખવા જોઇએ, કેમકે આ માર્ગે પ્રસવ પછી પંદર વીશ દિવસ સુધી આભડછેટ જેવો મેલ નીકળે છે આ મેલ બહાર નીકળતા રસ્તામાં રહી તેમાં બિગાડ પેશી દુર્ગંધ ઉત્પન્ન થાય, તો આ બિગાડ અને દુર્ગંધની લોહીપર અસર થઈને તાવરૂપી દુખ પેદા થાય છે. આ તાવ સાધારણ તાવથી જુદાજ રૂપનો બહુ સખ્ત છે. આ તાવ શરૂઆતમા હોય તો ગર્ભ પ્રસવનો માર્ગ વગેરે સાફ સુફ અને ચોખા રાખવાથી નરમ પડે છે, પણ જો તાવ સખ્તરૂપ ધારણ કરે તો દરદીની શી રીતે સભાળ લેવી તે વિશે ડાકટરની સલાહ લેવી

**સુવાવડીનોખોરાક**—સુવાવડીએ ખાવાપીવામાં ઘણી સભાળ રાખવી. વધારે અને ભારે ખાવાથી અપચો થઇ તાવ આવે છે અને ઘણા દિવસ સુધી દુખી થાય છે ત્રણ દિવસ ઘઉના લોટનો ઘી નાંખીને કરેલો પરિપકવ શીરો અને ચોથા દિવસથી ઘી અને ભાત આપવો. ભાતનુ ઓસામણ, તપખીર ( એ

રૅારૂટ ) ની લાપસી, બાજરીની ચાનકી, અથવા જેને ઘઉ નો મહાવરો હોય તેમને મોણુ નાંખી કરેલી ઘઉ ની રોટલી, ભાત, દાળ, ઘી, અને ઘીમાં વઘારેલું શાક દેવાને હરકત નથી. સુવાવડીને તેલ, આંબલી, દહીં, છાશ, વગેરે ખાટા પદાર્થો અને વાલ, ચોળા, વટાણાં, ચણાં, વગેરે વાયડા પદાર્થો અવસ્ય કરીને દેવા નહિ. તેમજ કેળાં, રીંગણાં, કાકડી, તરબુચ, ખડબુચ, કાલીંગડાં, સીતાફળ, રામ· ફળ, જામફળ, ફણુસ, લીંબુ, કેરી, વગેરે ફળ ફળાદિ ખાવા દેવાં નહિ, કારણુ કે તે સ્થિતિમાં રોગ ઉત્પન્ન થવાનો ઘણો સભવ છે અને જો બાળક ધાવતું હોય તો તેને પણુ વિકાર થવાનો સભવ છે માટે સુવાવડીને ભારે કે નુકશાન- કારક પદાર્થો ખાવા નહિ દેતાં, પૌષ્ટિક અને હલકા પદાર્થ ખાવા દેવા. દુધ, ચા, રાબ, કાંજી આપવા. પરિશ્રમ, ક્રોધ, ટ્ડા કે વાસી પદાર્થોનો ત્યાગ કરવો. તેથી શરીર ઝટ ઠેકાણે આવી સારૂં થાય છે.

**સુવાવડીનેન્હવરાવતીવેળારાખવાનીસભાળ**—સુવાવડીને ન્હવરાવતી વેળા તેના આખા શરીરને એકી વેળા ખુલ્લુ મૂકીને સાફ કરવુ નહિ, પણુ થોડો થોડો ભાગ સાફ કરવો. ખુલી ઉઘાડી જગ્યામા જ્યા પવન આવતો હોય તેવી જગ્યોએ ન્હવરાવવી નહિ, પણુ ઘરની અ દર ચોકડીમાં ન્હવરાવવી, ન્હવરાવ્યા પછી ઝડપથી શરીર લુછી નાખવુ અને ટ્ડી નહિ લાગે માટે સારી પેઠે ટુવાલથી મસળવું, વળી ન્હવરાવતી વખતે ઓરડાને તદન હુંફાળો રાખવો, સાધારણુ રીતે વખતે વખતે આખુ શરીર સાફ કરવુ, પણુ હાથને મોદુતો દિવસમાં બે વાર અગર જરૂર પડેતો તેથી વધારે વાર ગરમ પાણીથી ધોવાં જ્યાં સુધી સુવાવડી બિછાનામાં પડી રહે, ત્યાં સુધી તેના આખા શરીરને જોરથી મસળવાથી તેને ઘ- ણો આરામ મળે છે. સુવાની અગાઉ શરીર ચોળવાથી તેને સારી ઉંઘ આવે છે.

**ઉઠવાબેસવાથીરાખવાનીસભાળ**—સુવાવડીએ સુઈ રહેવું એ વધારે ફાયદાકારક છે. કેમકે પ્રસવ પછી ગર્ભાશયાદિ ઈંદ્રિયો શિથિલ થયેલી હોય છે. તેથી ઉભા રહેવાથી તે ગર્ભાશય અને બીજી તેની ઈંદ્રિયો કઇ અશે સ્થાન ભ્રષ્ટ થયા વિના રહેતી નથી અને તેથી ભયકર રોગ થવાની અથવા પ્રાણુ નાશ- ની ધાસ્તી રહે છે સુવાવડીને સુવાડી રાખવાથી પ્રસવથી પ્રથમ સ્થાન ભ્રષ્ટ થયેલું ગર્ભાશય પોતાને ઠેકાણે આવી શકે છે. માટે આઠ નવ દિવસતો ઉઠવા દેવી નહિ. તેમાં પણુ ત્રણુ ચાર દિવસતો ઉઠવા બેસવા દેવીજ નહિ. દશમે દિ- વસે અડધો કલાક સુધી તે ઉઠીને બેસેતો અડચણુ નથી અને પછી તેની શક્તિ પ્રમાણે વધારે વખત બેસવાદેવી. પણુ સભાળ રાખવી કે બિછાનુ પેલીવાર છો- ડતાં ટ્ડી લાગે નહિ તેની ચીવટ રાખવી સુવાવડી જે ઘણીજ સારી હાલતમાં હોય, તો બેથી ત્રણુ અઠવાડીયામાં તે બહાર નીકળી શકે, તે વેળા પણુ તેને ટ્ડો પવન લાગવા દેવો નહિ.

**શરદીનેઠંડીથીરાખવાનીસંભાળ**—સુવાવડીને શરદી કે ટાઢી લાગે નહિ તેની ઘણી સભાળ રાખવી પ્રસવસ્રાવથી કપડાની ઘડીઓ વારવાર ભીની થાય છે, તે બદલવા લક્ષમા રાખવુ જો તે ભીંજાઇને ટાઢી થયા પછી બદલવામાં નથી આવતી, તો બહારના ભાગપર ટાઢી-શરદી લાગીને થતો સ્રાવ અકસ્માત બધ થાય છે સુવાવડીને ઘણો ટાઢો પવન વાતો હોય એવે ઠેકાણે રાખવી નહી. તેના બિછાનાપર હુંફાયલા કપડા રાખવા અને શરીરપર સ્વચ્છ ગરમ કપડા રાખવાં જેવાકે-ફ્લાલેનની બડી-ડગલી, ટોપી, પગમા મોજા, ઇત્યાદિ તેને મેલા કે ગદા કપડા પહેરવા ન દેતા સ્વચ્છ પહેરવા દેવા તેનું બિછાનું પણ સ્વચ્છ રખાવવુ. તેની પાસે કોઈપણ પ્રકારની ગદકી થવા દેવી નહિ ભેજ થાય એવુ પણ કાઇ થવાદેવુ નહિ, વગેરે ઘણી સભાળ રાખવી.

**સુવાવડીનેઆપવાનાંઔષધો**—પ્રસવ થયા પછી તેની પ્રકૃતિ કેવી છે તેની ચોકશી કરવી જો તેની સારી પ્રકૃતિ હોય અને પછી યોગ્ય સભાળ રાખવાથી તેને રોગ થવાનો સભવ ન હોયતો વિશેષ ઔષધો આપવાની જરૂર નથી, પરતુ તેને રોગ થાય નહિ તે માટે અને પ્રસવથી ઉત્પન્ન થતા કષ્ટનો નાશ થઇને સુવાવડના સ્રાવાદિકથી આવેલુ અશક્તપણુ દૂર કરી શરીરમા સારી રીતે શક્તિ અને આરોગ્યતા આવે, તે માટે બળવર્ધક ઔષધો આપવા જરૂરના છે,કેમકે આ સ્થિતિમા થોડુ પણ અશક્તપણુ રહેતો તે ભયકર સુવારોગનુ બીજ રોપે છે

**બહારનાઉપાયો**—બાવળ, બોરસલી, અથવા બોરડીની અતરછાલના શેરભર ઉકાળામા ફટકડી ૪ માસા, ધોળોકાથો ૪ માસા, માયાફળ ૨ માસા મોચરસ ૪ માસા, આ બધાનુ ચૂર્ણ નાખીને અથવા કાર્બોલિક આસીડ ૧ ભાગ, ચાળીશ ભાગ પાણીમા નાખીને તેવડે દરરોજ બે વખત દશ બાર દિવસ સુધી પ્રસવ માર્ગ ધોતા રહેવુ તેથી સ્રાવમા દુર્ગંધ આવશે નહિ પુષ્કળ સ્રાવ અથવા પ્રસવ માર્ગની અદરના ભાગ લાલ થયો હોયતો, શખજીરૂ, માયાફળની ભૂકી, કાથો અને રક્તરોહીડાની ભૂકી એકત્ર કરીને મલમલના કપડાની પોટલી લેવી.

**અંદરનાઉપાયો**—પેટમા આપવાના ઔષધોમા પ્રસવ થયા પછી તરતજ લવીગ અને જાયફળ સુવાવડીને આપવા એ ફાયદા કારક છે કોઇ હેમગર્ભની માત્રા આદાના રસમા પ્રસવ થયા પછી તરતજ આપે છે, તે પણ ઘણુ સારૂ છે. કોઇ કોઇ ફક્ત એકલી કસ્તુરી પાનના બીડામા આપે છે, કોઇ કેશર આપે છે. કારણ કે તેનાથી ગ્લાનિ અને વાતાદિ વિકાર થતા નથી એક રતી હીગ અને એક શેકેલા કાચકાનુ ચૂર્ણ ઘી અને મધમા આપે છે તે રીત સારી છે. એ ઔષધ ત્રણ દિવસ આપવુ, એનાથી પેટમાનો વાયુનો ગોળો મટે છે અને પેટ દુખતું બધ થાય છે. ત્રણથી છ દિવસ સુધી પીપળીમૂળ ૧ તોલો, પાષાણ ભેદ ૧ તોલો, અને શખજીરૂ ૧ તોલો, એ સર્વેનુ ચૂરણ કરીને તેની ત્રણ પડીકી કરવી

અને દરરોજ એક પડીકી ઘી અને મધમા આપવી. કેશર ૨ માસા ખરલ કરીને ઘીમા કાલવીને આપવુ ફુલાવેલ ફટકડી ાા તોલો, અને માયાંફળ ૧ તોલો, ચૂર્ણ કરીને તેની સાત પડીકી કરવી તેમાથી એક પડીકી દરરોજ સવારે અને સધ્યાકાળે ઘી અને મધમા આપવાથી સ્રાવકમી થાય છે. સાત દિવસથી દશ દિવસ સુધી પ્રત્યેક દિવસે સવારે બે માસા લીડીપીપરનુ ચૂર્ણ ઘી અને મધમાં આપવુ જેમને મદ્યનો પ્રતિબધ નથી, તેમને દશ દિવસ સુધી દરરોજ સવારે એક વખત તોલો બે તોલા ઉત્તમ મદ્ય જેવાંકે—દ્રાક્ષારસ ( પૉર્ટવાઇન ) બ્રાંન્ડી, શેરીવાઇન એમાથી કોઇપણ બે તોલા પાણીમાં મેળવીને પાવો. ત્રીજા દિવસથી દશ દિવસ સુધી **દશમૂળનોકાઢો**—૧ શાલીપરણી, ( સાલવણ ) ૨ પીઠવણ, ૩ બેઠીભોયરીગણી, ૪ ઉભોભોયરીગણી, ૫ ગોખરૂમૂળ, ૬ બીલીમૂળ, ૭ અરણીનુ મૂળ, ૮ શેવણ મૂળ, ૯ અરડુસાનુ મૂળ ૧૦ કાચકીનુ મૂળ એ સઘળા ઔષધો દરેક દોઢ દોઢ તોલો લઇને તેની સાત પડીકી કરવી અને અડધા શેર પાણીમા કાઢો કરી છ ટાક બાકી રાખી ગાળી લઈ, તેમા બે તોલા ગાયનું ઘી નાખી કાઢો પાવો આ કવાથ પીવાથી ભૂખ સારી લાગે છે અને અન્ન પાચન ઉત્તમ પ્રકારે થાય છે તથા સુવાવડના રોગ થતા નથી બજારમા ગાધીને ત્યા જે દશ મૂળ મળે છે, તે ખરા અને તાજા હોતા નથી, તે કોઈપણ વનસ્પતિનાં જુના બગડી કે સડી ગયેલા આપે છે તેથી ફાયદાને બદલે ગેર ફાયદો થાય છે. માટે ખરા અને તાજા દશમૂળ લેવા. દશમૂળનો કાઢો પિત્ત પ્રકૃતિવાળી સ્ત્રીને આપવો નહિ જો આપવાની જરૂર હોય તો સાતમા દિવસથી દશમા દિવસ સુધી **લઘુપંચમૂળ**—૧ સાલવણ, ૨ પીઠવણ, ૩ બેઠીભોયરીગણી, ૪ ઉભીભોયરીગણી, ૫ ગોખરૂમૂળ એનો કાઢો કરી આપવો એટલે સાત દિવસ ન આપતા ત્રણ દિવસ આપવો અથવા **દેવદાર્વ્યાદિકવાથ**—તેલીઓદેવદાર, વજ, કઠ, લીડી પીપર, સુઠ, કાયફળ, નાગરમોથ, કરીઆતુ, કડુ, ધાણા, હીમજ, ગજપીપર, ધમાસો, ગોખરૂમૂળ, અતિવીષ, ગળો, કાકડાશીગ, શાહજીરૂ, કવચાં, ભોયરીગણી, એ સર્વ ઔષધીઓ દરેક તોલો તોલો લઇને તેની પાચ પડીકી કરવી અને ઉપર પ્રમાણે કાઢો કરી આપવો તેથી સુવાવડી સ્ત્રીના પેટનું શૂળ, ખાસી, તાવ, શ્વાસ, મૂર્છા, કપવાયુ, માથાનુ શૂળ, ઝાડો એ સર્વ સુવાવડીના ( સુવારોગ ) રોગ મટે છે. અથવા સુવાવડમા આપવાથી સુવાવડીને સુવારોગ થવાનો સભવ નથી.

આ ઉપર કહેલા સર્વ ઔષધો કોઈ પિત્તપ્રકૃતિવાળી સ્ત્રીને માફક ન આવે તો તેને આપવા નહિ, કેમકે તેનાથી વિકાર થશે. પ્રકૃતિ જોઇને માફક આવે તેને આપવા. સર્વને સરખો નિયમ લાગુ પડતો નથી. ધાવણ આવવા માટે અને શક્તિ આવવા માટે ગુદર, ખસખસ, અને સુવા, વગેરે પૌષ્ટીક પદાર્થો નાખી લાડુ કરી આપવા. દશ બાર દિવસ પછી થોડી શક્તિ આવે એટલે ઘરમા

આમ તેમ ફરવુ, વીશ દિવસ પછી ઘર બહાર થોડો વખત ખુલ્લી હવા માટે ફરવું ફરવુ, વગેરે રીતે સભાળ રાખી સુવાવડ કરવાથી પ્રસવ કરનારી સ્ત્રીની તનદુરસ્તી ઘણી સારી રહે છે.

## પરમાત્માનેપામવાશુંકરવું ?

### શાર્દૂલવિક્રિડિતછંદ.

" શક્તિમાન દયાળુ ઈશ્વર વિભૂ સચિત્ આનદજે,
નિર્વિકાર અનન્ય ન્યાય કરતા જન્મા નિરાકારતે,
જેના પ્રૌઢ પ્રતાપથીજ અવની ચદ્રાર્ક તારાદિ છે,
તેવા ઇશ્વરની સદૈવ કરવી ઉપાસના યોગ્ય છે
આપે અતરમાં પ્રકાશ સહુને જે નિર્વિકારી હરિ,
જેણે અબર, વાયુ, તેજ, જળને પૃથ્વી વિશેષે કરી,
તે વિશ્વેશ્વર વિશ્વરૂપ જનને, સત્ સગતિ આપજો,
સત્ પ્રજ્ઞા સુવિચાર જીવ સહુમાં ભક્તપણું સ્થાપજો. "



આ સૃષ્ટિમાં મનુષ્યનું જીવન બે પ્રકારની પ્રકૃતિના સપાટા વચ્ચે ઝોલા ખાતુ ચાલે છે—એક દૈવી પ્રકૃતિ, અને બીજી આસુરી પ્રકૃતિ છે. દૈવી પ્રકૃતિનો આશ્રય કરવાથી મનુષ્યનું કલ્યાણ થાય છે, પરતુ જો આસુરી પ્રકૃતિના પાસામાં મનુષ્ય સપડાય છે, તો તેનો નાશ થાય છે. દૈવી પ્રકૃતિનો આત્મા પ્રેમ, ઐક્ય, અને સ્વાર્થ ત્યાગ છે આસુરી પ્રકૃતિનો આત્મા દ્વેષ, કલહ અને સ્વાર્થ સાધન છે મનુષ્યનો પરમ મિત્ર તેની દૈવી પ્રકૃતિ છે અને તેનો કટ્ટો શત્રુ તેની આસુરી પ્રકૃતિ છે જે માણુસે આખી સૃષ્ટી મેળવી છે, પણ પોતાના આત્માનું કલ્યાણ કર્યું નથી તો તેમાં તેને શુ હાંસલ પ્રાપ્ત થયુ છે ? આસુરી પ્રકૃતિના આશ્રયથી આત્માનો વિનાશ થાય છે અને દૈવીપ્રકૃતિના આશ્રયથી આત્મનુ કલ્યાણુ થાય છે. આત્માનુ ખરૂ કલ્યાણુ દૈવીપ્રકૃતિને અનુસરી પરમાત્માને પામવાથીજ થઈ શકે છે. પરમાત્માનો માનવી આત્મા સાથે જેવો નિકટ સબધ છે, તેવો જગત્માં બીજા કોઈ પણ પ્રાણી અને પદાર્થો સાથે નથી બીજા પ્રદાર્થોનો સબધ કેવળ અસપૂર્ણ અને ક્ષણભગુર છે, તે છતાં મનુષ્યને બાળપણથી માયીક પદાર્થો ઉપર પ્રીતિ કરવાનો અભ્યાસ પડવાથી તે અધ થઈ લોભાદિક દુર્ગુણુને વશ થાય છે અને કેવળ આ લોકમાં સુખ ભોગવવાનાં કાર્યો કરવામાં લુબ્ધ થાય છે. તેથી તે મલીન અને અપવિત્ર

થાય છે. તેથી કરી તે ઇશ્વર પાસેથી એટલો આઘો જાયછે કે તેને ઇશ્વરના અસ્તિત્વ વિષે પણ અવિશ્વાસ ઉત્પન્ન થાય છે. માટે અજ્ઞાનરૂપી મળની શુદ્ધિ કરવા સારૂ અને મનની શાંતિ થઇ પરમાત્માની શોધમાં વિક્ષેપ થાય નહિ, તે માટે સદા શુદ્ધ અને સત્ય માર્ગ ગ્રહણ કરવાની ઘણી અગત્ય છે જે એમ સમજે છે કે આ સસારમાં મનુષ્યનુ કર્ત્તવ્ય એટલુજ છે કે એક ઇશ્વર છે, એવુ માની કાંઇ અયોગ્ય કર્મો કરવાં નહિ પણ **કર્મ, ઉપાસના,** કે **જ્ઞાન** જે પરમાત્માને પામવાના સત્ય માર્ગ છે, તેમાનુ કાંઈ પણ કરવાની અગત્ય નથી આવુ જે સમજે છે, તે તેની અજ્ઞાનતા છે, કેમકે એ પ્રમણે માની વર્તનારો માણુસ સદાકાળ સસારનાં ભિન્ન ભિન્ન કાર્યોથી ઉત્પન્ન થતા જે હર્ષ અને શોક એના અનિર્યમિત ઝાંસામાં પડયાથી તેનું અત.કરણ નિરતર દગ્ધ રહે છે, તેને શાંતિ એક ક્ષણ પણ થતી નથી તેથી આયુષ્યની મર્યાદા પણ ઓછી થાય છે એવાં અસ્થિર મનનાં સ્ત્રી પુરૂષ પ્રાણ મૂકયા પછી અતે કર્માનુસાર પુનર્જન્મને પામે છે.

સત્યમાર્ગ ગ્રહણ કરનારા જે જ્ઞાની માણુસો છે, તે એવુ સમજે છે કે મનુષ્યના આત્માનો, વૃત્તિનો, શરીરનો જ્ઞાનનો અને કર્મેન્દ્રિયનો અધિષ્ઠાતા અને આશ્રયસ્થાન એક પરમ શુદ્ધ અને ચૈતન્ય સ્વરૂપ **પરમાત્માજ** છે. પરમાત્મામાં સમીલન થવુ એ આત્માની સ્વાભાવિક સ્થિતિ છે પરમાત્મા પાશેથી દૂર થવુ એ આત્માની અધોગતિ છે માટે આત્માની સ્વાભાવિક અવસ્થાને અનુસરી બાળપણથી તેવી રીતે વર્ત્તવાથી દિન પ્રતિદિન ઉન્નતિને પહોંચતાં જવાય છે વળી પરમ પવિત્ર પરમાત્મા ઉપર વિશ્વાસ રાખ્યાથી તેની પ્રીતિ સપાદન થઈ શકેછે. તેથી તેવો મનુષ્ય સદા પરોપકારનાં કામો પણ કર્યા કરે છે. એ રીતે જેમ જેમ ઉન્નતિ થતી જાય છે, તેમ તેમ તેનો આત્મા પવિત્ર થઇ પરમાત્માની સાંનિધ્ય રહેવાને યોગ્ય થાય છે. તેવાં સ્ત્રી પુરૂષો સાંસારિક કાર્યો કરતાં છતાં તેઓ નિરતર અખંડ શાંતિથી વર્ત્યા કરે છે તેણે કરી તે સાંસારિક કર્મ કરતાં છતાં તેમાંથી **જનક** રાજાની પેઠે વિરક્ત રહી વિદેહી થાય છે. એ સર્વ કારણ ઉપરથી સ્પષ્ટ જોશો કે નિરતર શાંતિમાં વર્ત્તિ અખડ સુખની પ્રાપ્તિનુ મૂળ કારણ પરમાંત્માની શોધના શુદ્ધ અને સત્ય માર્ગ મહાત્માઓએ જે બતાવેલા છે તે ગ્રહણ કરવા જોઇએ.

મનુષ્ય પ્રાણીની અદર **જીવાત્મા** એ **પરમાત્માનો** અશ છે, એટલે પરમાત્માનું પ્રતિબિમ્બજ છે જીવાત્મા ત્રણ પ્રકાની ક્રિયા વાળો છે. જેમ પરમાત્મા **સત્, ચિત્, અને આનદ** મય છે, તેમ તેનો રૂપક જીવાત્મા **જ્ઞાન, ક્રિયા અને ઇચ્છા** મય છે **ક્રિયા**–કર્મ માર્ગથી થાય છે **જ્ઞાન**–માર્ગથી બુદ્ધિ ખીલેછે, અને **મનોવૃત્તિઅનેઇચ્છાશક્તિ**–ભક્તિ–ઉપાસના માર્ગથી કેળવાય છે અને આનદ

મય બને છે એ ત્રણ માર્ગ જીવાત્મા પરમાત્માની શોધમા જાય છે. જેનામાં જે શક્તિ બળવાન હોય છે, તેમને તે માર્ગ વધારે અનુકુળ અને પસદ પડે છે. જેની ક્રિયા શક્તિ બળવાન હોય છે તેને કર્મ માર્ગ વધારે સહેલો લાગે છે, જેની ઈચ્છા શક્તિની મનોવૃત્તિયો બળવાન અને પ્રેમ રસમય હોય છે, તેમને ભક્તિ માર્ગ વધારે સુલભ પડે છે અને જેની બુદ્ધિ પ્રબળ હોય છે, તેને જ્ઞાન માર્ગ સહેલો લાગે છે. આ ત્રણે માર્ગનો ઉદ્દેશ પરમાત્માની શોધ તરફજ છે, પરતુ મનોવૃત્તિયોને શાંત કરવામાં ભક્તિ માર્ગ જેવો બીજો માર્ગ નથી પ્રેમ એ ભક્તિનો આત્મા છે અને મનોવૃત્તિયોનુ જીવન છે. ભક્તિ બે પ્રકારની છે સારી અને ખોટી એકનો પ્રાણુ માન અને પ્રેમ છે તથા બીજી નો પ્રાણુ તિરસ્કાર અને દ્વેષ છે. ખોટી ભક્તિ શાંતિને બદલે ગડબડાટ ઉપજાવી મૂકે છે અને પ્રેમને બદલે કલહ પેદા કરે છે એક સર્વ જગ્યાએ પ્રેમ જુએ છે અને બીજી સર્વ જગ્યાએ તિરસ્કારથી જુએ છે માટે ધર્માધપણાથી દોરવાઈને ખોટી ભક્તિનો અવળો માર્ગ ગ્રહણ કરવો નહિ ધર્માધપણાના પરિણામ ખોટા છે તેથી કલહ અને દ્વેષ પેદા થાય છે, બીજાની લાગણીને વાસ્તે આપણને દરકાર રહેતી નથી, બીજાના વિચારો પણ જોઇ શકતા નથી, અને જન મડળમા **સમભાવને** બદલે નિરાળાપણુ પેદા થાય છે માટે ધર્માધપણે મનોવૃત્તિયોને તિરસ્કારના બાજુપર દોરી જવાની નથી પણ પ્રેમની તરફ દોરવીને આખી સૃષ્ટી એક અખડાકાર પરમાત્મામાથી વ્યાપ્ત છે અને સર્વ માણસમા તેનો અશ છે, એવો વિચાર કરી-ખરી ભક્તિ રસમય બનાવવાની છે મનોવૃત્તિયોનો દુરૂપયોગ પણ થઇ શકે છે જેમ રેલવેના એનજીનને બરાબર ચલાવવામાઆવતાં માણુસને સુખથી હજારો મૈલ લઈ જાય છે, પણ જરા વરાળ વધારે લગાડી કે ખોટે રસ્તે દોરવ્યુ તો ભયકર અકસ્માત્ થઇને જાન માલની ખરાબી થવાનો સભવ રહે છે. તેમ મનોવૃત્તિયોને સારી કલ્પનાથી દોરવી જોઇએ પ્રેમ એ ભક્તિનુ સ્વરૂપ છે ભક્તિ-ઉપાસનાનુ ધોરણ જેટલુ ઉચુ, તેટલી ઉચી છાપ અતઃકરણ ઉપર પડે છે માટે ભક્તિ-ઉપાસનાને ખીલવી અતઃકરણને પ્રેમમય બનાવવુ જોઇએ પરમાત્મા સર્વના હૃદયમા રહેલો છે તેમને પ્રેમ-ભક્તિથી હૃદયના સર્વભાવે શરણે જતા, એના પ્રસાદથી પરમ શાન્તીરૂપ શાશ્વતપદ પ્રાપ્ત થાયછે માટે ચિત્તની શુદ્ધિ કરી પરમાત્માનુ ચિન્તન કરવુ એજ મનુષ્યનુ પરમ હિતછે

પરમાત્મા એ જીવાત્માનો અતર્યામી છે. જીવાત્માને પરમાત્મા સાથે નિકટ સબધ છે, છતાં તેને એ કમ નજરે પડતો નથી ? તેનુ કારણ એકે કામ ક્રોધ. લોભ, મોહ, મદ અને મત્સર વગેરે ડુગરાઓ આપણી અને એની વચ્ચે પડ્યા છે, તે એમનુ દર્શન થતુ અટકાવે છે એ અટકાવ દૂર કરવાનુ સાધન વિનમ્રભાવ અને અતઃકરણ શુદ્ધિ છે અતઃકરણ એ ઉપાસના-ભક્તિનુ મૂળછે,

પણ તેને બુદ્ધિ અને વિચાર શક્તિથી કેળવવાની જરૂર છે જો અંતઃકરણની મનોવૃત્તિયોને બરાબર કેળવેલી હોય, તો તે આપણને પરમાત્માનું દર્શન કરાવે છે. માટે મનોવૃત્તિને સુવિચારથી દોરવવા પ્રયત્ન કરવો જોઇએ હાલતો કેટલાક મનુષ્યો મનોવૃત્તિયોને સુવિચારથી દોરવવાનું નહિ સમજતા, માત્ર દેખાદેખી પ્રત્યેક દિવસે પોતાના દેવ આગળ પુલપાત્રી, દીપ, અને ધુપાદિક સર્વ સામગ્રી તૈયાર કરી પોતપોતાના સંપ્રદાય પ્રમાણે તિલક, ચાંલ્લા કરી ષોડસોપચારે પૂજા સેવા કરે છે અને કોઇ આંખ મીચી માળા પણ ફેરવે છે, તથા એવી રીતનાં બીજા અનેક સાધન બ્રાહ્મણદ્વારા પણ કરાવે છે, પરંતુ તેટલા સમયે પણ અનેક પ્રકારનાં સાંસારિક સંકલ્પનો નાશ કરી સ્થિર મન કરી શકતા નથી તે માત્ર બહારથી ક્રિયા ભક્તિની કરતા દેખાય છે, પણ તેઓના અંતઃકરણ કેવળ મલીન અને વિકાર યુક્ત હોય છે એવી રીતે વિષયી ભક્તિ કરી શુભ ફળની ઇચ્છા રાખે છે અને કહેછે કે મન સ્વાધિન રહે અગર ન રહે, તોપણ પ્રત્યેક દિવસે નિયમિત માળા પૂજા કરવાથી શુભ ફળની પ્રાપ્તી થશે, એવો કેટલાંક આ પુરૂષ દૃઢ નિશ્ચય કરેછે, પણ એ તેમનું ધર્મ સંબંધી ઘણું અજ્ઞાન છે. આવી અજ્ઞાનતાથી જગતમાં સર્વે મતપંથના કેટલાક સાધુ અને કેટલાક વિદ્વાન ગણાતા ગૃહસ્થોનાં અંતઃકરણ ત્રિવિધ તાપથી નિરંતર બળેલાં રહે છે અને શાન્તી થતી નથી; કેમકે તેઓ સત્ય ભક્તિ–ઉપાસના કરતા નથી, એટલુંજ નહિ પણ સત્ય ઉપાસનાનો યથાર્થ અર્થ પણ સમજતા નથી, જો કે નિરંતર પૂજા સેવા અને માળા કરનારાઓનો ભાવાર્થ સત્ય છે, પરંતુ તેથી ઉપાસના–ભક્તિ શબ્દમાં રહેલો જે ગુહ્ય હેતુ એ તેમાંથી સિદ્ધ થતો નથી તેથી જેવી શાન્તી થવી જોઇએ તેવી થતી નથી, પરંતુ તેથી ઉલટા ક્ષુદ્ર દેવતાના અને આસપાસના વિષયી વાતાવરણમાંથી તેવા તાત્વિક પરમાણુઓનો સંગ્રહ થવાથી એવા ભકતો ઉલટા વધારે તૃષ્ણાવાળા થાય છે. માટે મહાસમર્થ ઋષિઓએ ઉપાસના શબ્દનો જે અર્થ કરેલો છે તે જાણવો જોઇએ.

**ઉપાસના**—એ શબ્દમાં અતિ ગુહ્યાર્થ રહેલો છે તેથી તેનું યથાર્થ જ્ઞાન થવા સારૂ એના **ઉપ×આસન.** ઉપ=સમીપ, અને આસન=સ્થાન એ બે મળી **સમીપસ્થાન**—એટલે ઉપાસના એક એવું વિશેષ કર્મ છે કે તેના યોગેકરી મનુષ્ય પ્રાણી **પરમાત્મા**ની સાથે સાંનિધ્યપણું કરી શકે છે. આત્મદર્શન થઇ પરમાત્મા સાથે સાનિધ્ય થવાથી સઘળા સંકલ્પ વિકલ્પનો નાશ થઇ તે સમયે પરમાનંદ વર્ત્તે છે. આવો પરમાનંદ વર્તાવવાને સત્ય સનાતન ધર્મ અને તેનાં **લક્ષણો**—વગેરેનો દૃઢ નિશ્ચય કરી તેની મર્યાદામાં રહી, સર્વ બ્રહ્માંડના કર્તા અને સર્વેના મૂળ કારણ રૂપ ચૈતન્ય અને સદા સુખદાયક એવા જે **પરબ્રહ્મ**–તેનું થોડો કાળ નિરંતર સર્વ પ્રકારે શુદ્ધ થઇ, ઉપાધિ રહિત, એકાંત

સ્થાનમાં એકાગ્ર ચિત્તે બેસી ચિત્તવૃત્તિયોને સ્થિર અને શાંત કરી નિર્મળ અંતઃકરણે પ્રબળ સંકલ્પ અને ઇચ્છાથી પ્રીતિપૂર્વક ઇશ્વર પ્રેરક મહાવાક્યોનું ઉચ્ચારણ કરી ધ્યાન કરવું જોઈએ. પણ ઉપાસના કરતી વખતે માત્ર શબ્દોનો ઉચ્ચાર કરીએ છીએ અને કોઈ વખતે તેના અર્થપર લક્ષ આપીએ છીએ પણ તે થોડોજ કાળ. શબ્દોનો ઉચ્ચાર થઈ રહ્યો કે તેના અર્થપરથી લક્ષ જતું રહે છે આને વિચાર નામ ઘટે નહિ. આવા વિચારથી કોઇ પ્રકારની શુદ્ધિ થઈ શકે નહિ ઉપાસના કરતા આપણે જે વિચાર કરીએ છીએ તે જો બહુ તીવ્ર અને બળવાન હોયતોજ તેથી શુદ્ધિ થઇ શકે છે. શુદ્ધિ થવાથીજ ભક્તિ ભાવનાનો જે અંતરપ્રવાહ આપણા જીવનના બાહ્યપ્રવાહના અંતરમાં વહ્યા કરે છે, તેનો ઉપાસના કરતા સંપૂર્ણ પ્રયોગ થઈ શકે છે. વિચાર શુદ્ધિથી આંતર અને બાહ્ય બે પ્રકારની શુદ્ધિ થાય છે અને જ્યારે વિચાર શુદ્ધિ થાય છે, ત્યારે ઉપાસના સમયે ઈશ્વરના ચરણ કમળમાં ચિત્ત ચોંટે છે માટે ઉપાસના નિત્ય ફરી ફરીને કરવાની અગત્ય છે. એકજ દિવસમાં થોડે થોડે અંતરે ( ત્રિકાળ-સંધ્યા વગેરે ) ઉપાસના કરવાથી તે દ્વારા તેનું સ્મરણ કરવાની ટેવ એવીતો દઢ થાય છે કે ઈશ્વર સ્મરણ સતત્ ચાલુજ રહે છે અને જેમ જેમ આપણે પ્રેમ-યુક્ત ઇશ્વર સ્મરણ કરતા રહીશું, તેમ તેમ આપણે " **तन्मय** " થઇ જઇશું અને તદ્દભાવભાવિત–ભાવના જેવા થઇ રહીશું, માટે પરમાત્માને પામવા માટે ભાવનાભક્તિ એજ ખરૂં સાધન છે, અને એ સાધન પ્રમાણે વર્ત્તવાથી પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે.

---

## ઇશ્વરકોનેકહીએ ?

### દોહરો.

સ્વભાવ સત્ય છે જેહનો, વળી કર્મ ગુણ રૂપ,
અભેદ અનંત ધારજો, એ છે ઇશ્વર અનુપ. ૧
અનાદિ શુદ્ધ દયાળુ છે અજર અમર કંદરૂપ;
અભયનિત્ય સિદ્ધ પૂર્ણજે, એ છે ઇશ્વર અનુપ. ૨
રાખે કેવળ ચૈતને, માયા ત્રિગુણી ગુપ્ત;
સર્વત્ર વ્યાપક જ્ઞાનથી, એ છે ઇશ્વર અનુપ ૩
નિરાકાર અનંત જે, અજન્મા લોક સ્વરૂપ,
જેમા સર્વ શક્તિયો, એ છે ઈશ્વર અનુપમ. ૪
અવિનાશિ સ્વભાવનો, એકજ અદ્વૈત રૂપ,
ઉત્પત્તિ લય પાલન કરે, એ છે ઇશ્વર અનુપ. ૫

પાપ પુન્યનુ ફળપૂરૂં, જીવને આપે અરૂપ;
ધાર્યું કરે તે ધણી થઇ, એ છે ઇશ્વર અનુપ. ૬
અભય નિત્ય પવિત્ર જે, કળામા કેવળ પૂર.
ત્રીકમ જરા જુદો નહી, એ છે ઇશ્વર નુર ૭

## પવિત્રબોધ.



ઇશ્વરની ભક્તિમા જેની ઉત્કઠા અને એકાગ્રતા સર્વથી વધારે છે, તેને ઇશ્વિર સૌથી વહેલો મળે છે—ઇશ્વરના ધ્યાન વખતે જે સર્વ બાહ્ય પદાર્થોનુ ભાન ભૂલી જાય છે તે ધ્યાનની પરી પૂર્ણતાને પામ્યો છે —જે માણુસ ઇશ્વરના નામ શ્રવણથીજ ફક્ત આનદિત થઈ રોમાંચિત થાય છે અને ગદ્દગદ્દ થઇ પ્રેમાશ્રુથી ભરાય છે, તેજ પોતાના છેલ્લા જન્મને પહોચ્યો છે—જ્યારે ફળ થાય છે ત્યારે જેમ પાખડીઓ પોતાની મેળે ખરી જાય છે,તેમ જ્યારે દૈવીઅશ–બ્રહ્મ–વધશે, ત્યારે મનુષ્યત્વ ( જીવત્વ ) ની આશક્તિઓનો નાશ થશે—જ્યારે મનુષ્યને સર્વ શક્તિમાન ઇશ્વરનો અનુગ્રહ થશે, ત્યારે દરેક મનુષ્ય પોતાની ભૂલ સમજશે, એમ સમજી તકરાર કરવી નહિ—પથો તથા સપ્રદાયોનુ કાઇ નહિ, દરેકને પોતાના પથના ભક્તિ તથા આચાર શ્રદ્ધાથી પાળવા આપો.—શ્રદ્ધાજ ઇશ્વિર પ્રાપ્તિનુ સાધન છે. જેને શ્રદ્ધા છે તેને સર્વ છે, જેને શ્રદ્ધા નથી તેને કાઈ નથી, માટે ઇશ્વરપર શ્રદ્ધા રાખવી—કોઈ કહેશે કે મારે જ્યા નિત્ય પોષણુ માટે હમેશાં વિચાર કરવો પડતો હોય, ત્યા હુ ભક્તિ કેવી રીતે કરી શકુ ? તેનો જવાબ એકે જેની તુ સેવા કરે છે, તે તારી જરૂરીયાતો પૂરી પાડશે ઇશ્વરે તારા અહી આવતા પહેલા તારા પોષણુની સામગ્રી કરી રાખી છે—જ્યારે મનુષ્યનુ ' **અહમ્** ' નાશ પામશે તથા તેની અહભાવવાળી ઇચ્છા પરમાત્મભાવમાં વિલીન થશે, ત્યારેજ તે મુક્ત થશે—ઇશ્વિરભક્ત–ખરા ધાર્મિક મનુષ્યે અન્ય ધર્મો પણુ સત્યને પહોચવાના માર્ગ છે એમ ધારવુ જોઇએ અન્ય ધર્મો તરફ આપણે હમેશાં માન વૃત્તિ રાખવી જોઇએ—વિવેક અને વૈરાગ્યયુક્ત અત:કરણુ વગર શાસ્ત્રો જો જો કરવાં એ વૃથા છે. વિવેક અને વૈરાગ્ય વગર આધ્યાત્મિક અભિવૃદ્ધિ બની શકતી નથી—સ્તભને વળગી એના ઉપર મદારી ખુબ ઝડપથી ચકર ચકર ફરેછે છતાં પડવાનો એને ભય રહેનો નથી, તેમ પ્રભુને મજબુત વળગી રહી સસારનાં કૃત્યો કરશો, તો કોઇપણુ પ્રકારનો ભય નડશે નહિ.—જેમ જળથી દૂર થયેલી માછલી, જળમાં જવાને તલપે છે, તેમ હે સંસારી મનુષ્ય ! તમારા સાંસારિક કામો કર્યા કરો, પણુ તમારૂ મન હમેશા પ્ર-

જુના ચોટાડેલુ રાખજો—જેમ એક ધનવાન કુટુંબમા રાખેલી ધાવ એના શેઠના બાળકને પોતાના પેટના છોકરા જેટલી પ્રીતિ રાખી ઉછેરે છે, પણ સારી પેઠે જાણે છે કે, આના ઉપર મારો હક નથી એ રીતે તમે સમજો કે તમારાં છોકરાંના તમે માત્ર રખવાળ છો, એમનો ખરો પિતાતો શ્રીપ્રભૂ છે—પ્રેમસાગર ભગવાનનું સતત્ નામ સ્મરણ એ આ કલિયુગને લાયક ખરૂં સાધન છે.—જો તમે પરમાત્માનુ દર્શન ઇચ્છતા હોતો હરિનામ સંકીર્તનના મહીમામાં દૃઢ શ્રદ્ધા રાખો, અને સત્ય અને મિથ્યા પદાર્થ વચ્ચે વિવેક કરો.—પ્રભુનું નામ સાંભળી ને જ્યા સુધી આનંદાશ્રુ નથી વહેતાં ત્યા સુધીજ ઉપાસનાની જરૂર છે, પણ જ્યારે માત્ર હરિનુ નામ સાભળતાજ જેને અંતઃકરણ ઉભરાઈ આવે છે અને આનંદાશ્રુ વહે છે, તેને તો ઉપાસનાની કાંઈ પણ અપેક્ષા નથી.—મરણકાળે જેવી મતિ તેવી ગતિ થાય છે. માટે હમેશા ઉપાસનાની બહુજ જરૂર છે.—વાર વાર ઉપાસના કરવાના અભ્યાસથી સાંસારિક વિચારો મનમા ઉત્પન્ન થતા અટકે છે અને આત્મામા માત્ર પ્રભુનોજ વિચાર વ્યાપી રહે છે, તે મરણ વખતે પણ ખસતો નથી તેથી પરમાત્માની પ્રાપ્તિ થાય છે. માટે નિરંતર દૃઢ શ્રદ્ધા અને પ્રેમપૂર્વક પરમાત્માની ભક્તિ—ઉપાસના કરવી—**શ્રીગીતાજીના** અ. ૮ મા કહ્યું છે કે,—

" અંત સમય સ્મરતા મને, દેહ મૂકીને જાય,<br>
પામે તે મુજ ભાવને, નહિ સંશય તે માંય,<br>
સ્મરતા જે જે ભાવને, ત્યજે છે અંતે દેહ,<br>
પામે તે તે ભાવને, તદ્‌ભાવિત નિત તેહ "

જીવનકાળમા જ્યારે જ્યારે નિવૃત્તિનો સમય આવે, ત્યારે ત્યારે ઇશ્વર સ્મરણમાજ આપણુ મન રોકાયેલુ રહેવુ જોઇએ જો કોઇ પણ વિચાર આવતાં આપણે આપણી જાતને પ્રશ્ન પૂછ્યો હોય, કે એ વિચારથી ઈશ્વર પ્રસન્ન રહેશે? ઇશ્વર પ્રસન્ન રહે તેવા વિચારો અને કામો કરવા જોઈએ—જો ઇશ્વરની મૂર્ત્તિ આપણા હૃદયમા છપાએલી રહી હોય, તો મૃત્યુકાળે આપણને તેનાજ વિચાર એની મેળેજ આવશે, અને તેનુજ ચિંતન કરતા દેહ છુટશે મૃત્યુ પછી પણ તેનાજ ચિંતન અને સેવામા આપણો કાળ જશે, અને ફરી જન્મ થવાનો બાકી રહેશે, તો તેનાપર દૃઢ ભક્તિ સહિત તેના એક સેવક રૂપે જન્મી તેનાંજ કાર્ય કરવામા આપણે આપણુ જીવન કાઢીશુ.—મનુષ્ય પવિત્ર કે અપવિત્ર ગમે તે અવસ્થામા હોય, તોપણ જે કમળનેત્રના ચરણ કમળનુ ધ્યાન કરે છે, તેની આંતર અને બાહ્ય શુદ્ધિ થાય છે.—ઉપાસના વખતે તેના અર્થપર લક્ષ ન આપતાં, ઉપલક વિચારથી ઉપાસના થાય છે, તો તેવા વિચારથી કોઇ પણ પ્રકારની શુદ્ધિ થઇ શક્તિ નથી.—ઉપાસના કરતા જે વિચાર આપણે કરીએ છીએ, તે જો બહુ

